# वसन्त

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૧. [ માસિક ] ફાલ્ગુન, સંવત્ ૧૯૭૭. પ્રસિદ્ધ ચૈત્ર ૧૯૭૭.

તન્ત્રી અને પ્રકાશક,—રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ. બી. એ. એલ્. એલ્. બી.
[illegible] રોડ—અમદાવાદ.

| | |
|---|---|
| એલ્ફિન્સ્ટન કોલેજ ગુજરાતી મંડળની સ્થાપના સમયે મંગલ ભાષણ. | ૧ |
| (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) | |
| "એકતારો." | ૧૩ |
| (રા. રા. નાથુભાઈ દયાળજી પટેલ બી. એ.) | |
| જગતમાં તેં જન્મીને શું કર્યું ? | ૧૭ |
| (રા. રા. ચંદુલાલ કેશવલાલ અમીન.) | |
| દ્રાવિડ દેશનું રામાયણ. | ૨૦ |
| (રા. રા. હરગોવિન્દ કાનજી ભટ્ટ.) | |
| અમરનાથનું રુદન. | ૨૭ |
| (રા. રા. "રોહિત" બી. એ.) | |
| કેટલાક પત્રો. | ૩૦ |
| (રા. રા. ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી બી. એ.) | |
| રમુજી ટૂચકા. | ૩૪ |
| (રા. રા. ભોળાશંકર પ્રેમજી વ્યાસ.) | |
| "પ્રણય લહરી." | ૩૭ |
| (રા. રા. નાનાભાઈ કાંસજીભાઈ પટેલ બી. એ.) | |

અમદાવાદ, ટંકશાળમાં ધી 'યુનીયન' પ્રિન્ટિંગ પ્રેસ કં. લી.માં મોહનલાલ મગનલાલે છાપ્યું.

# ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લીમીટેડ.

એલ્ફીન્સ્ટન રોડ, મુંબઈ.

આપણા દેશના લોકોના શારીરિક બંધારણને આપણા દેશમાં ઉત્પન્ન થયેલી ચીજોમાંથી તૈયાર કરેલ દવાઓ વધારે માફક આવે છે એવી સમજણ આપણા અંગ્રેજી થયેલા બંધુઓની પણ હવે થતી જાય છે. એટલે તેઓ પણ દેશી દવાઓ છૂટથી વાપરવા મંડયા છે.

ઉત્તમ અને આયુર્વેદિક [illegible] તૈયાર [illegible] ઔષધોમાં સૌથી દેશી દવાઓ વાપરી જોવાની દરેક સ્વદેશાભિમાની બંધુને વિનંતિ કરીએ છીએ.

આયુર્વેદ વિજ્ઞાન-દેશી વૈદાને લગતું અનુભવી વૈદ-ડાક્તરોના લેખોથી ભરપૂર માસિકનો નમૂનાનો અંક મંગાવી જુઓ. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦.

અસાધારણ મોંઘવારીને સબબે તા. ૧-૮-૨૦ અમારી દવાઓના ભાવોમાં થનાર ફેરફાર જાણવા માટે નવું પ્રાઇસ લિસ્ટ મગાવો.

તારનું શિરનામું ઝંડુ.
કાલબાદેવી બ્રાન્ચ. } કારખાનું:—

Reg. No. 458.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૧. [ માસિક ] માઘ સંવત્ ૧૯૭૭.

## એલ્ફિન્સ્ટન કૉલેજ ગુજરાતી મંડળની સ્થાપના સમયે...

### મંગલભાષણ.

( તા ૨૨ મી જાન્યુઆરી ૧૯૨૧ )

સાહિત્યસેવાપરાયણ બન્ધુઓ તથા ભગિનીઓ—

એલ્ફિન્સ્ટન કૉલેજના ગુજરાતી ભાષા ઉપર ભાવ રાખનારા વિદ્યાર્થીઓના આ મંડળની સ્થાપનાને આ શુભ પ્રસંગે મંગલોચ્ચારરૂપે, ચાર શબ્દો બોલવાનું મ્હને નિમન્ત્રણ ત્હમારા તરફથી થયું તે સ્વીકારવામાં મ્હને [illegible] આનન્દ થયો. આ માન મ્હને આપવામાં ત્હમે મ્હારી પોતાની યોગ્યતા કરતાં આપણી કૉલેજનો સંબન્ધ વધારે પ્રધાનરૂપે ધ્યાનમાં રાખ્યો હશે એમ હું આશા રાખુંછું. ગમે તેમ હો, પરંતુ આ માનભરી પદવી અને કર્તવ્ય વગર સંકોચે સ્વીકારવામાં મ્હારો પ્રવૃત્તિહેતુ તો આપણા આ મહાવિદ્યાલયદ્વારા ઘડાયલા સંબન્ધનો વિચાર તે જ હતો. હું આ વિદ્યાલયમાં પાકેલો સરસ્વતીનો ભક્ત છું એ ત્હમારામાંથી કેટલાકના જાણવામાં નહિં હોય;—( મ્હારા જાણવામાં તો છે જ. )—આ કૉલેજ છોડ્યે મ્હને લગભગ ૪૦ વર્ષ થવા આવ્યાંછે, એટલે ત્હમારું એ બાબતનું અજ્ઞાન અસંભવિત ના ગણાય. પરંતુ એ જ કારણથી મ્હારો આ કૉલેજ પ્રત્યેનો પ્રેમભાવ વિશેષ સબળ રૂપનો થયેલોછે, મમતાનું બન્ધન ઉત્તરોત્તર દૃઢતર થતું

ગયુંછે. આ કારણથી કાંઈ પણ હઠકઠ કરાવ્યા વિના, આનાકાની કર્યા વિના, મ્હેં કરેલા સ્વીકારથી, ભાવતા ભોજન ઉપર ભૂખ્યો બ્રાહ્મણ તૂટી પડે તેમ કદાચ દેખાવ થયો હોય તો ક્ષમા કરશો.

ત્હમારા આ મંડળનો ઉદ્ભવ નવીન થયોછે ત્હેમાં ત્હમારો ઉત્સાહ પૂર જોસથી રેડશો હેમાં શક નથી; વૃદ્ધિ માટે ઉત્સાહ એ આવશ્યક બળ છે. પરંતુ એક વાત તરફ ત્હમારું ખાસ ધ્યાન ખેંચુંછું. આ આખા બ્રહ્માણ્ડમાં કશી પણ વસ્તુ absolute—નિર્વિકલ્પ—નથી; relative—સવિકલ્પ—છે. નિર્વિકલ્પ માત્ર કલ્પનાથી અતીત પરબ્રહ્મની ભાવના મનાઈછે; અને એ ભાવનાનું પ્રતિબિમ્બ કલ્પનાના દર્પણમાં પકડી લેવાને Empirical Ego, સગુણ ઈશ્વરને સ્થાન તત્ત્વજ્ઞાનીઓને આપવું પડ્યુંછે. કહેવાનું તાત્પર્ય એ છે કે આ ત્હમારા મંડળની ઉત્પત્તિ ભૂતકાળનાં બળોથી, આસપાસની વસ્તુસ્થિતિ અને પરિસ્થિતિથી, અસંબદ્ધ છે એમ માનવાનો ભ્રમ કરશો નહિ. ફ્રેંચ રેવોલ્યુશનના ખળભળાટના સમયમાં ભૂતકાળ જોડેના સર્વ સંપર્ક તોડી નાંખવાનો ઉન્માદ સર્વ સંસ્થાઓને અંગે પ્રવૃત્ત થયો હતો, ત્હેવો ઉન્માદ આપણા હાલના વાતાવરણમાં પ્રવિષ્ટ થવાનો ભય કોઇક વખત મનને ક્ષુબ્ધ કરેછે; આશા એટલી છે કે આ ઉન્માદ વ્યાપક અને ચિરસ્થાયી નહિં બને —અસ્તુ. આ નવીન મંડળ જ્ઞાનના આકાશમાં પ્રગટ થયેલા નવીન નક્ષત્રરૂપે ક્ષણભર ભાસશે. પરંતુ જરાક વિચાર કરીશું તો એ નક્ષત્ર અન્ય નક્ષત્રાદિકથી વિચ્છિન્ન નથી તે જણાશે રાત્રિયે વિશાળ આકાશમાં નજર નાંખીશું તો ગ્રહ, નક્ષત્રો, ચન્દ્ર, અને સૂર્યમંડળોના કેન્દ્રભૂત સૂક્ષ્માભાસી તારાબિન્દુઓ, સર્વ પ્રથમ દર્શને પૃથક્ પૃથક્ જણાશે, પરંતુ ખરું જોતાં સૂર્યમંડળો, ગ્રહનક્ષત્રો, સર્વ પરસ્પર બ્રહ્માણ્ડસંકલનાના, એક સમગ્ર બ્રહ્માણ્ડયોજનાના, શૃંખલિત અંશ છે; તેમ જ આ જ્ઞાનબ્રહ્માણ્ડનાં નક્ષત્રો પરસ્પર સંકલિત છે—અને ત્હમારું મંડળ એ નવો ગ્રહ પ્રગટ થયોછે, હેનું ક્રમણ કેઈ સૂર્યમાળામાં થવાનું તે ત્હમારે ઠરાવવાનું છે

આ રૂપકને બદલીને અન્ય વધારે સુઘટિત રૂપકના દર્શનથી જોઇયે: મહાન્ વૃક્ષ, હેની શાખાઓ, પત્ર, પુષ્પ, વગેરે સર્વ જીવનવ્યાપારજનિત પ્રગટ રૂપો પૃથક્ પૃથક્ નથી, એક બીજમાંથી, એક મૂળમાંથી, મહાન્ વિસ્તાર પામેલી પ્રગટતાના પરસ્પર સંધાયલા અંશો છે એ દર્શન જેવું સત્ય છે ત્હેવું જ બુદ્ધિને ગોઠતું અને હૃદયને આનન્દ આપતું જણાયછે. આ વિચારની સાથે કાર્લાઇલે Heroes and Hero-worship માં પ્રાચીન Norse કલ્પનાઓમાંની એક અદ્ભુત કલ્પનાનો ઉલ્લેખ કર્યોછે ત્હેનું સ્મરણ થાયછે: Igdrasil-the Ash-tree of Existence, જીવનનું—સંસારનું—'એશ' વૃક્ષ એ કલ્પનામાં રચાયુંછે ત્હેનું વર્ણન આકર્ષક અને બાર્થસૂચક છે. લંબાણ થશે છતાં અહિંને ઉતારુંછું:—

"I like, too, that representation they have of the Tree Igdrasil All Life is figured by them as a Tree. Igdrasil, the Ash-tree of Existence, has

its roots deep-down in the kingdoms of Hela or Death; its trunk reaches up heaven-high, spreads its boughs over the whole Universe: it is the Tree of Existence. At the foot of it, in the Death-Kingdom, sit Three *Nornas*, Fates-the Past, Present, Future; watering its roots from the Sacred Well. Its 'boughs' with their buddings and disleafings,-events, things suffered, things done, catastrophes,-stretch through all lands and times. Is not every leaf of it a biography, every fibre there an act or word? Its boughs are Histories of Nations. The rustle of it is the noise of Human Existence, onwards from old. It grows there, the breath of Human Passion rustling through it;-or storm-tost, the stormwind howling through it like the voice of all the gods. It is Igdrasil, the Tree of Existence. It is the past, the present, and the future; what was done, what is doing, what will be done; 'the infinite conjugation of the verb *to do*' Considering how human things circulate, each inextricably in communion with all,-how the word I speak to you to-day is borrowed, not from Ulfila the Masogoth only, but from all men since the first man began to speak -I find no similitude so true as this of a Tree. Beautiful; altogether beautiful and great.†

આ સુન્દર તેમ જ ભવ્ય રૂપકના શબ્દોનો વિનિયોગ કરીને કહીશું કે આ આપણું નવીન મંડળ તે પ્રચંડ જ્ઞાન જીવનવૃક્ષનો એક પત્રાંકુર છે; અને હેનો સંબન્ધ વર્તમાનકાળના અન્ય પત્રાંકુરો જોડે જેમ પ્રગટ છે, તેમ જ ભૂતકાળનાં પત્રપુષ્પો જોડે ગૂઢ 'દૂર, દૂર, સુદૂર' મ્હને દૃષ્ટિગોચર થાયછે. આજથી ૩૪-૩૫ વર્ષ ઉપર એલ્ફિન્સ્ટન કૉલેજનું મકાન જ્યારે વિક્ટોરિયા ગાર્ડન્સની સ્હામે, હાલ જ્યાં ટેક્નિકલ ઇન્સ્ટિટ્યૂટ છે તે હતું તે સમયે તે મકાનમાં "ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા" નામનું મંડળ જ્ઞાન, વિદ્યા, ઇત્યાદિના પ્રેમભર અન્વેષણમાં પોતાની જીવનપ્રવૃત્તિ ચલાવતું હતું—મ્હારા સમયમાં હાલી કશી પ્રવૃત્તિ ન્હોતી એ એક દુર્ભાગ્ય'હતું કે કેમ તે તો પ્રભુ જાણે, પરંતુ આ પ્રકારની એ વખતે પ્રથમ પ્રવૃત્તિ થઈ હતી. 'નવીન કવિતા' નો ઉદ્ભવ તે સમયે તાજો જ થયેલો હતો;—ગુજરાતી 'નવીન કવિતા'. એ 'નવીન કવિતા'એ ગુજરાતીને જે અદૃષ્ટપૂર્વ પ્રકાશ દર્શાવ્યો હેની અસર કૉલેજના તરુણ વિદ્યાર્થી વર્ગ ઉપર વિલક્ષણ થઈ હતી એ સભાની આગળ રમણભાઈ મહીપતરામ નીલકંઠ નામના વિદ્યાર્થીએ "કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ" એ વિષય ઉપર તા ૨૪ મી જુલાઈ ૧૮૮૭ ને દિવસે ભાષણ કર્યું હતું; જે પાછળથી 'બુદ્ધિપ્રકાશ' માં "કવિતા" એ નામથી વિસ્તાર પામેલા નિબન્ધરૂપે પ્રગટ થયું હતું એ ભાષણ સાંભળીને એ રમણભાઈ નીલકંઠના સહાધ્યાયી મણિશંકર રત્નજી ભટ્ટે એક ગીતિ રચીને નીલકંઠ ઉપર મોકલી પોતાની હૃદયવૃત્તિ પ્રગટ કરી હતી. એ ગીતિ આમ હતી:

† Heroes and Hero-Worship Page 28. (The People's Library Edition).

સાંપ્રત રસમય ઋતુની કદર અરે! જાણતા નથી કોઇ,
તે મુજ ખેદ શમેછે જલદ રસિક નીલકંઠ ને જોઈ.

આ ગીતિના ઉત્તરમાં રમણભાઈ નીલકંઠે નીચે પ્રમાણે શ્લોક લખી મોકલ્યો:—

રે! જાણીને કદર શું કર્યું નીલકંઠે?
પાડ્યાં જ આંસુ ખુશીમાં કરી નાદ ઊંચે!
એ મેઘના જલથકી મણિ થાય સીપે,
જેથી જણાય ગુરુ મેઘની શક્તિ સર્વે.

('નીલકંઠ' અને 'મણિ' શબ્દોમાં તેમ જ 'જલદરસિક' શબ્દમાં રહેલા શ્લિષ્ટાર્થ હમે સમજ્યા જ હશો—એ કહેવાની પણ જરૂર નથી.)

(રા. બ રમણભાઈ અને રા. મણિશંકર રત્નજી ભટ્ટ વચ્ચે આ પ્રથમ પ્રસંગ પછી જ વિદ્યાર્થીજીવનમાં મિત્રતાસંબન્ધ થયો હતો)

એ સમયમાં 'નવીન કવિતા'એ ગુજરાતમાં પ્રગટ કરેલી જાગૃતિ, તે વખતના તરુણવર્ગમાં ઉત્પન્ન થયેલું નવીન સાહિત્યજીવન, ઇત્યાદિનો ઇતિહાસ જાણવા ઇચ્છનારને આ ન્હાનો પ્રસંગ રસ ઉપજાવશે એમ માનુંછું. રમણભાઈના એ ભાષણમાં નરસિંહરાવની પ્રથમ કાવ્યકૃતિ—'કુસુમમાળા'—નું કાંઇક ગુણદર્શી અવલોકન થયું હતું. તે અને તે પછીનાં રમણભાઇનાં 'કવિતા' સંબન્ધી અવલોકનો અને નિબન્ધો ઉપરથી એક પક્ષમાં હેનો ગ્રહ બંધાયો હતો કે—રમણભાઇએ તથા નરસિંહરાવે કવિતા વિશે ભૂલભરેલા સિદ્ધાન્તો કેલાવ્યાછે. આ વિશે ચર્ચાનો અહિં પ્રસંગ નથી પરંતુ વક્તવ્ય એટલું જ છે કે, આજથી ત્રણ દસકા ઉપરાંત સમય થયો તે વખતે જે પ્રવૃત્તિ એલ્ફિન્સ્ટન કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓમાં પ્રગટ થઈ હતી, હેની સાથે આજની આ સભાની સ્થાપનામાં હું અજ્ઞાત, ગૂઢ, સમ્બન્ધ જોઈ સકુંછું.

(આટલી પ્રાસંગિક ચર્ચામાં હું મ્હારી જાત વિશે થોડો પણ ઉલ્લેખ કર્યોછે તે માટે ક્ષમા માગું? કે Marie Corelli ને વિશે Owen Seaman ના કહેલા અનુપમ કટાક્ષવચનનો અહિં ઉપયોગ કરી જાતની અભિમાન દર્શાવું? Marie Corelli ના મુખમાં એ સમર્થ હાસ્યરસના આચાર્યે એક સ્થળે નીચેનું વચન મૂક્યુંછે:—

"You ask me why I am so modest. No great Artist regards her work as her own. She is but the inspired medium. And when her labour attains fruition, it passes from her possession and becomes the heritage of all time. She may admire it with whole heart; but only as one of the crowd, the unnumbered atoms of humanity."*

* "English Humourists of To-day;" by J. A. Hammerton; Pp. 163-64.

હામાં સૂચવેલી આત્મપૂજાની વૃત્તિથી નહિં, પરંતુ સામાન્ય ચર્ચા કરનાર ને ઇષ્ટ તટસ્થતાથી, મ્હારે સંબન્ધે પ્રથમ પુરુષ એક વચનને બદલે તૃતીય પુરુષ એક વચનનો મ્હેં ઉપયોગ કર્યોછે અને, આગળ ઉપર જરૂર પડશે કે પ્રસંગ આવશે તો, કરીશ; એટલી ચેતવણી અહિં આપી મૂકુંછું.)

આ મંડળની સ્થાપના એક દૃષ્ટિથી જોતાં ઘણા સારા સમયયોગમાં થાયછે. યુનિવર્સિટીએ હાલ કરેલા ઠરાવને પરિણામે બી. એ. ની પરીક્ષાના અભ્યાસક્રમમાં ગુજરાતી, મરાઠી, વગેરે પ્રાન્તિક ભાષાઓને સ્થાન મળ્યુંછે; એટલે આપણી ગુજરાતી ભાષા, હેનું સાહિત્ય, તે ભાષા તથા સાહિત્યનો ઇતિહાસ, અન્યભાષાઓ સાથે તુલના—વગેરેનો અભ્યાસ હવે વિશેષ જાગૃતિ પામશે. એ અભ્યાસ કૉલેજમાં માત્ર શિક્ષકોનાં વ્યાખ્યાનો દ્વારા મળેલા જ્ઞાન આગળ જ અટકી ના રહે, અને હેનું અન્ય પ્રકારે કેળવવાનું સાધન મળે, તે માટે આ પ્રકારની મંડળની કાર્યપ્રણાલી બહુ ઉપયોગી થશે એ અભ્યાસ તરફ કેવા પ્રકારે પ્રવૃત્ત થવું હેનું કાંઇક માર્ગદર્શન આજ કરાવું તો અસ્થાને નહિં ગણાય. માત્ર સામાન્ય ઇશારો જ હું કરીશ. પ્રથમ વાત સ્મરણમાં રાખવાની એ છે કે—ગુજરાતી ભાષા તથા સાહિત્યને સંસ્કૃત વગેરે Classical ( શિષ્ટ ) ભાષાઓની જોડે સમાન કક્ષામાં આણવાનો પ્રયાસ છે;—આજ સુધી જે કક્ષામાં એ મૂકાઇ નથી, તે કક્ષામાં હેને શી રીતે મૂકવી એ વિષમ પ્રશ્ન છે; ગુજરાતી ભાષાની અને સાહિત્યની અન્તર્ગત ન્યૂનતાઓને લીધે એ વિષમતા ઉત્પન્ન થઇછે, એટલું જ નહિં, પણ એ ન્યૂનતાઓ દૂર કરવાના સમર્થ પ્રયાસ આજ સુધીનાં અલ્પાંશે જ થયાછે. આ પ્રશ્નની વિષમતા ટાળવાનો આધાર અધ્યાપકોની વિદ્વત્તા, હેમનું સામર્થ્ય, ભાષાદિક ઉપર પ્રભુત્વ—એ અંશો ઉપર જેમ છે, તેમ વિદ્યાર્થીઓની એ ભાષા તથા સાહિત્ય તરફ ભક્તિપરાયણ વૃત્તિના ઉપર પણ તેટલો જ છે.

બીજી વાત એ લક્ષમાં રાખવાની છે કે—ગુજરાતી ભાષા (તેમ જ અન્ય પ્રાન્તિક ભાષાઓ) ગઇ કાલ્ય, અને સ્વતન્ત્ર રીતે, ઉત્પન્ન થયેલી ભાષાઓ નથી. હેમનો ઉદ્ગમ છેક સંસ્કૃત ભાષા, સાહિત્ય, અને સંસ્કૃતિમાંથી પ્રગટ થઇ, પ્રાકૃત, અપભ્રંશ, અને અપભ્રંશ પછીનાં વિકાસસ્વરૂપોમાંથી ઉત્પન્ન થઇ,—આગળ જતાં ફારસી અરબી ભાષાઓ તથા સાહિત્ય તેમ જ સંસ્કૃતિનો સંપર્ક પ્રાપ્ત કરી, આખર અંગ્રેજી સાહિત્ય અને સંસ્કારની મુદ્રા મેળવી,—છેવટ આજની સ્થિતિમાં એ ભાષા તથા સાહિત્ય આવ્યાંછે. આ હકીકત ધ્યાનમાં રાખીશું તો જણાશે કે કેવળ પરીક્ષાનાં નિર્મિત પુસ્તકોનું ઉપલકિયું જ્ઞાન મેળવ્યાથી લક્ષ્યસિદ્ધિ નહિં થાય. આ કારણથી સ્પષ્ટ છે કે સંસ્કૃત, ફારસી અને અંગ્રેજી ભાષા તથા સાહિત્યના સંસ્કાર લીધા વિના ગુજરાતીને Classical પદવી મળવી દુઃસાધ્ય છે.

ત્રીજી બાબત એ છે કે યુનિવર્સિટીમાંથી નીકળી અભ્યાસકાળની પ્રથમ દશામાંથી બીજી દશામાં પ્રવેશ થયા પછી આપણે આપણી ભાષાની અને સાહિત્યની સમૃદ્ધિ વધારવા માટે યથાશક્તિ પ્રવૃત્તિ કરવી જોઇયે. પરંતુ આમ કરવા માટે આપણે યોગ્યતાની સામગ્રી સંપાદન કર્યા પહેલાં જ ઝંપલાવું તે કેવળ અનિષ્ટ છે; એથી નથી થતી આપણાં

ભાષા અને સાહિત્યની ખરી સેવા કે નથી થતું આપણું કલ્યાણ. ખરી યોગ્યતા સંપાદન કર્યા વિના માસિકના તન્ત્રીના ઉચ્ચ આસન ઉપર ચઢી બેસવાથી અથવા માસિકનાં પૃષ્ઠોમાં ધસારો કરવાથી આપણી આત્મશ્લાઘાની વૃત્તિની પુષ્ટિ શિવાય બીજું ફળ થવાનો સંભવ નથી. આ અપ્રિય ભાસતાં વચનો ઉચ્ચારવાની ફરજ મ્હને લાગેછે માટે જ ઉચ્ચારુંછું. અને અહિં આ ચેતવણી આપવાનો પ્રસંગ છે માટે જ ઉચ્ચારુંછું. માસિકોનું તન્ત્રીપદ લેવું એ ન્હાનીસૂની વાત નથી; તેમ પ્રજાની સમક્ષ લેખક રૂપે સાહિત્યની રંગભૂમિ ઉપર ઊભા રહેવું એ પણ રમત વાત નથી. આ બંને પ્રકારની પ્રવૃત્તિ માટે યોગ્યતા સંપાદન કરવાની અનેકમાંની એક શાળા આપણી આ મંડળી જેવી સંસ્થા છે. આ પ્રકારની મંડળીમાં આપણી શક્તિઓ ખરા માર્ગે કેળવીને, પછી પ્રસિદ્ધ પ્રવૃત્તિમાં પ્રવેશ કરાશે તો તે સફળ થશે. માટે આ મંડળીની આ દૃષ્ટિથી પણ ઉપયોગિતા હું જોઉંછું.

એક પ્રશ્ન કોઇ કાઢે કે આ ત્હમારી સંસ્થાને ઉત્તેજન આપ્યાથી એક પ્રકારની સંકુચિત વૃત્તિ શું ઉત્પન્ન નહિં થાય? ગુજરાતી ભાષાને તથા સાહિત્યને પૂજાવિષય બનાવ્યાથી ભરતભૂમિ તરફની પૂજ્ય ભાવની વૃત્તિને બાધ શું નહિં આવે? આ વિશાળ પ્રશ્ન અનેકવાર છેડાયોછે અને હેનું સમાધાન પણ કરવામાં આવ્યુંછે. આપણો ભરતખંડ એ ન્હાનો દેશ નથી, મ્હોટો ખંડ છે; હેમાં વસ્તુસ્થિતિ છે ત્હેનો અનાદર કરીને કૃત્રિમ ભાવના ઊભી કરીને ત્હેની પૂજા કર્યાથી વસ્તુસ્થિતિ બદલાવાની નથી. ભરતખંડમાં જુદી જુદી પ્રાન્તિક ભાષાઓ અને ત્હેનાં સાહિત્ય ઉત્પન્ન થયાંછે તે કાંઇ કોઇ કૃત્રિમ યોજનાના પરિણામરૂપે નથી થયાં; જીવનવિકાસ, ઉત્ક્રાન્તિવ્યાપાર, ઇત્યાદિ બળોના સ્વાભાવિક પરિણામરૂપે પ્રાન્તિક ભાષાઓ તથા સાહિત્ય જ્ઞાનવૃક્ષની શાખાઓ રૂપે બંધાયાં છે. હેને ત્હમે કૃત્રિમ ઉપાયો વડે, ઐક્યની કૃત્રિમ ભાવના રજૂ કરીને, શી રીતે લુપ્ત કરી સકશો? પ્રાન્તિક ભાષાઓનાં ઊંડા મૂળ સંસ્કૃત, પ્રાકૃત, ઇત્યાદિ ભાષાઓમાં હોવા છતાં, સમાન બીજના એ તત્ત્વનો વિશેષ વ્યાપાર ચલવી સર્વ દેશમાં એક ભાષા સ્થાપવી એ ઐતિહાસિક અશક્યતા છે. પ્રાન્ત પ્રાન્તની ભાષાઓ સમાન મૂળમાંથી આવ્યા છતાં હાલના સ્વરૂપમાં પરસ્પર **અપ્રમેય** ( incommensurable ) જેવી છે; તેથી સર્વે ભાષાને માટે સમાન ભૂમિ જડવી કઠણ છે. આ સ્થિતિમાં પ્રાન્તિક ભાષા તથા સાહિત્યની આગવી ખીલવણી એ અવશ્ય ધર્મરૂપે ઉપસ્થિત થાયછે.

આ કારણથી ગુજરાતી ભાષા તથા સાહિત્યના ભક્તિપુરઃસર સેવન માટે ઉત્પન્ન થયેલી આ ત્હમારી સંસ્થાને વધાવી લેવી એ ધર્મરૂપ હું માનુંછું, અને તે કારણથી ત્હમને હું અન્તઃકરણથી અભિનન્દન આપુંછું.—આ સેવા માટે કહેવાની જરૂર નથી કે કેવળ વર્તમાનયુગ તરફ અનન્ય દૃષ્ટિ રોપ્યાથી પૂરૂં અથવા સાચું ફળ નહિં મળે. ભૂત અને વર્તમાન એ બે પાંખોને મદદમાં લેઇને જ ભવિષ્યના પ્રકાશમય પ્રદેશમાં આપણે ઉડ્ડયન કરી સકીશું. પેલા Igdrasil વૃક્ષની કલ્પના ધ્યાનમાં રાખીશું તો જાણીશું કે આ જ્ઞાનવૃક્ષને સંબન્ધે પણ Past, Present and Future, **ભૂત, વર્તમાન** અને

ભાવિ—એ ત્રણ કાળની અધિદેવતાઓ Sacred Well–પુણ્યકૂપ–માંથી જળ કાઢીને સીંચેછે ત્હારે વૃક્ષ પલ્લવિત અને કુસુમિત થાયછે. આ કારણથી જો ત્હમારે આપણી માતૃભાષાનો અને સાહિત્યનો પૂર્ણ વિકાસ સાધવો હોય તો ભૂતકાળના ઇતિહાસમાં અવગાહન પ્રથમ કરવું જોઇશે, અને ત્હેની સાથે શૃંખલિત થનાર વર્તમાન ઇતિહાસનું દર્શન કરીને, ભાવિનું આલેખન કરી સકાશે—ભાવિ સિદ્ધ થવાની આશા રખાશે.

આ કારણથી આપણા ભાષાસાહિત્યનું સિંહાવલોકન કરવાનું મન થાયછે. પરંતુ બે કારણથી હું રોકાઉંછું: એક તો એ વિષયને ન્યાય અપાય એટલો વિસ્તાર કરવાનો આ પ્રસંગ નથી; અને બીજું એ કે કેટલાં સિંહાવલોકન, સારાં, નઠારાં, મધ્યમ ગુણનાં, આજ સુધીમાં અનેક થઈ ગયાંછે. માટે એ વ્યાપારથી કંટાળો ત્હમને આપવાને બદલે ત્હમારી સમક્ષ આપણા અત્યાર સુધીના સાહિત્યની મૂર્તિયો છાયાચિત્રપટ ઉપર પ્રતિબિમ્બિત કરીને હું સંતોષ માનીશ. Magic Lantern ના સાધનથી ચિત્રો દર્શાવાય, તેમ ત્હમારી સંમુખ માનસિક ચિત્રપટ ઉપર કલ્પનાના દીપપ્રભાવથી પ્રતિબિમ્બો ઊભાં કરીને સંક્ષેપમાં ભૂતવર્તમાનનું દર્શન હું કરાવીશ તો બસ થશે.

પ્રથમ આજથી ૫૦૦ વર્ષના સમયમાં આપણે કલ્પનાબળે જઈને ઊભા રહિયે. જૂનાગઢમાં કૃષ્ણભક્તિથી તરબોળ થયેલો, ટીલાં, તુલસીમાળા, કરતાલ, ઇત્યાદિથી અંકિત, લોકનિન્દાને નિન્દતો, સંસારવ્યવહારને ગૌણ ગણતો, ભજનની ધૂનમાં લીન થયેલો, નરસિંહ જુવો. કૃષ્ણના શૃંગાર રસને પોતાની ભક્તિના બળથી કાંઇક ઢાંકવાનું સામર્થ્ય હેની કવિતામાં પ્રગટ થાયછે, નથી થતું. અન્ય જનો ઉપર અનિષ્ટ અસર થાય એ દૃષ્ટિ હેને હતી જ નહિં; હેની ભક્તદૃષ્ટિ જ એકલક્ષી હતી; અને કૃષ્ણની રાસલીલામાં મશાલ ધરી ઊભો રહેનારો "દીવટિયો" બની પોતાને ધન્ય માનનારો આપણે હેને જોઈ સકિયે છિયે. હેની કવિતા પણ હેના હૃદયનું સબળ પ્રતિબિમ્બ દર્શાવનારી, ભક્તિ બળથી દીપ્ત, લોકરીઝાને અણગણકારી, સબળ શૃંગારના જોસથી મદભરી મ્હાલતી પ્રૌઢા જેવી ઊભી દેખિયે છિયે. અને વળી ચિત્ર બદલાયનું જુવો: એ પ્રૌઢા આગળ ક્રમ ભરી શૃંગારરસના શૃંગાર તજી જ્ઞાનદર્શનના જ્યોતિથી ઝગઝગતી તપતેજ ભરી યોગિનીનું રૂપ ધારણ કરેલી અહિં ઊભી છે.

ચિત્રપટ ઉપરથી આ મૂર્તિ ખશેડીને હવે બીજી મૂર્તિ જોઇયે: મેવાડની કવિકુલદીપિકા, અથવા તો વધારે યોગ્ય રીતે કહિયે તો ભક્તવૃન્દમાં દેવીરૂપ, પરણેલી પણ કુંવારી, અથવા પરણેલી પણ વિધવા,—અથવા વ્યવહારમાં વિધવા પણ કૃષ્ણભક્તિથી કૃષ્ણ સાથે પરણેલી મીરાંની મૂર્તિ ઉપર નજર નાંખો. હેનું શરીરસૌન્દર્ય આજ સુધી કોઇએ વર્ણવ્યું નથી, પરંતુ પ્રેમભક્તિના આન્તર પ્રભાવથી એ શરીર ઉપર કૌમુદી કરતાં વધારે મોહક સૌન્દર્યનો પ્રકાશ આપણી કલ્પનાના નયન આગળ પ્રગટ થાયછે. હેની કવિતા પણ હેના ભાવના ઉછાળાનું મૂર્ત રૂપ છે. લોકભયનો તિરસ્કાર, કેવળ તિરસ્કાર નહિ પણ 'ગિરિધર નાગર'ના અલૌકિક પ્રેમના સબળ આધારને લીધે ઉન્નત ભાવના હૃદયે કરેલો અનાદર રૂપ તિરસ્કાર

કરતી, જીવનમાં વિષમ કસોટીઓનાં વિષપાનને જીતીને સ્નાયુબદ્ધ શરીર ધારણ કરનારી નારી જેવી જ એ કવિતાની મૂર્તિ આપણે જોઇયે છિયે.

એ સમયને વ્યાપીને મહાન્ ભાવે ઊભી રહેલી આ બે જ મૂર્તિયો છે. પરંતુ કવિતાનાં અન્ય સ્વરૂપોનું દર્શન કરાવનારા બીજા કવિયો હવે આવેછે;–"કાન્હડદે પ્રબન્ધ"ના જોસભેર વીરરસને ગજાવનાર, માંહિ શૃઙ્ગારરસની આછી, વિરલ છાંટી, નાંખી પ્રધાન રસને સચોટ કરનાર, પદ્મનાભ કવિ જુવો.–હેની એક જ કૃતિ આપણને પ્રાપ્ત થઇછે–પણ તેટલાથી જ હેની કવિતાની સબળ મૂર્તિ આપણી નજરે પડી સકેછે.

હવે આપણા દીપયન્ત્રમાં બીજું ચિત્ર મૂકિયેઃ ભાલણની છબી જુવો, હેનાં ભક્તિવિષયક અનેક કાવ્યોનો જથ્થો એક બાજૂએ પડયોછે, બીજી બાજૂએ બાણની અનુપમ સૌન્દર્યવાળી કાદમ્બરીકથાની ગુજરાતી પદ્યમાં છાયા ઊતારી નવી જ કૃતિ રચેલી મૂળના સૌન્દર્યને ટકાવનારી, હમારાં નયનોને આકર્ષેછે. પુરુષોત્તમ મહારાજ તરીકે ભાલણ પૂજાવાની કથાને ઐતિહાસિક આધાર નથી, તર્કનો પણ આધાર નથી; અને હોય તોપણ આપણને એ મહારાજની છબી બતાવવામાં આવેછે તે કેવળ ઉપહાસરૂપ જ જણાયછે. આપણે તો જુદી જ છબી જોઇશું. ભક્તિરસનો પરમ આદર રાખનારો, તે સાથે જ કાદમ્બરીમાં પ્રગટ થતા શૃઙ્ગાર, કરુણ, અદ્‌ભુત ઇત્યાદિ રસનાં આલેખન કરનારો રસિક પુરુષ જ આપણે રજૂ થયેલો જુવો. હેની કવિતા રસમૂર્તિ, ઉત્તર ગુજરાતના પાટનગર પાટણની સુરેખ સુન્દરી સમાન આકર્ષક બનીને હેની સંમુખ ઊભી છે હેના ઉપર દીપજ્યોતિ પડેછે તે જુવો.

હવે ઝડપથી ચાલી જતાં ચિત્રો છાયાચિત્રપટ ઉપર આવશેઃ 'સીતાહરણ'નો કર્તા કર્મણ મંત્રી, દશમ સ્કંધનો કર્તા કાયસ્થ કેશવ, 'હરિલીલા' અને 'પ્રબોધ પ્રકાશ'નો કર્તા ભીમ કવિ, 'વિમલ પ્રબન્ધ'નો રચનાર લાવણ્યસમયગણિ, 'માધવાનલદોગ્ધકપ્રબન્ધ'નો કર્તા ગણપતિ, દેસ્યકવિ નાકર, વિશ્વનાથ જાની, વિષ્ણુદાસ, શિવદાસ, 'પાંડવાશ્વમેધ'નો કર્તા તુલસી,–સર્વનું સમૂહચિત્ર ઝડપથી સરકાવી જઇશું—હેમની કવિતાનાં સ્વરૂપ છાયારૂપે ઝાંખાં જ પાડીને આગળ ચાલીશું.

આ કવિસંઘનું ચિત્ર લુપ્ત કરીને આપણે એક જુદી જ મૂર્તિ ચિત્રપટ ઉપર નાંખિયેઃ અદ્વૈતના શુષ્કાભાસી વાદનાં વચનોના, પોતાની કવિતાની કાંઇક કર્કશ કલાના હથોડા વડે કહેવતો જેવા સુઘટિત ઘાટ ઘડીને, આપણી મન અને બુદ્ધિ ઉપર દૃઢ છાપ પાડનારો સુવર્ણકાર અખો ભક્ત હેનો સાદી પણ સબળ, સમર્થ મુખમુદ્રાથી પ્રભાવ સ્થાપનારો, સાહિત્યનાં એરણ હથોડો લઈને અહિં બેઠેલો જુવો. હેની સ્હામે કવિતા દેવી પોતાના વિલાસ તજીને, દાસિમય આભૂષણો દૂર કરી દઈને, સાદાં વસ્ત્ર પ્હેરી કમ્પમાન દેહથી ઊભી છે; તે ચિત્ર જોઇને ખેદ કરશો નહિં. કેટલાક દૃઢ વિરાગીના પ્રભાવ આગળ લલનાનાં લાલિત્ય શમી જાયછે–હેવું આ ચિત્ર છે, એ કવિતા દેવીની વીણાના તાર તોડી નાંખીને આ કઠણ આચાર્યે એ

હાથમાં તંબૂરો લીધો; અને તે સાથે જ સંગીત અને કવિતાની દેવીઓની મૂર્તિયો ચિત્રપટ ઉપર પ્રગટ થઈ. બંને જણીઓ લલિત લટકાથી પોતાની નાજૂક દેહલતા લહેકાવતી, ગરબે રમવાને ગોરી સાંચરી હોય એમ જણાયછે; હેમનાં અતીવ સુઘડ અને સુંવાળી ચામડીનાં ગાત્રો નવીન દીપ્તિથી દીપેછે, અને સૌન્દર્યની વૃષ્ટિ વરસાવેછે.

વળી વિશ્રાન્તિના ન્હાના અન્તર પછી પ્રાચીન અને નવીન યુગના અંતરિયાળમાં રહેલા પ્રદેશનું દર્શન કરીશું.

દલપતરામ અને નર્મદાશંકર એ બેની પ્રભાવશાળી મૂર્તિયો પ્રથમ જ તરી આવેછે. પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉષઃકાળનાં કિરણો હેમના શરીરની આસપાસ આછાં આછાં ફેલાઈ રહ્યાંછે; પણ હજી પૂર્ણ પ્રકાશ થયો નથી. હેમની પાછળ નવલરામ ઊભા છે, શુદ્ધ રસિકતાની ચિન્તનમય દિલસુરી બન્નેમાં ભ્રૂભંગવાળી મુખમુદ્રા અને નયનો જોતાં તાંત આપણને માનનો ઊભરો આવેછે.

હવે આપણે ઝડપ કરવી પડશે. પ્રાચીનમાંથી નવીનમાં સંક્રમણ થયાનાં ચિહ્નોથી અંકિત થયેલી કવિપરંપરા આવેછે: "પૃથુરાજ રાસા" માં સૌન્દર્ય અને અણઘડપણાનો વિલક્ષણ સંયોગ કરીને પણ છેવટે લલિત ચારુતાની જ છાપ પાડનાર ભીમરાવ, 'કુસુમાવલી' ના સુભગ કર્તા દોલતરામ પંડ્યા, 'કેસરવિજય નાટક', 'રાણકદેવી' કાવ્ય અને સુભગ 'સુબોધ ગરબાવળી'ના લેખક બાપાલાલ ભાઈશંકર ભટ્ટ, અગમ્ય અર્થબોધ અને ખરબચડી પદરચના એ બે પડમાંથી કાંઈક ઝાંખી કરાવતી કવિતાવાળા હરિલાલ હર્ષદરાય ધ્રુવ; એ ચિત્રોની માત્ર ઝાંખી જ કરી લઈશું. અને ગુજરાતની ઉપર એકવાર વ્યાપક અસરથી પ્રભાવ સ્થાપનારી મૂર્તિ આ કોઈ છે? તેજસ્વી નયનોવાળી, દીપ્તિમય મુખશોભાવાળી, અણઘડ વસ્ત્રોથી વીંટાયલી ગોવર્ધનરામની છબી તરત જ ઓળખી સકીશું. 'સરસ્વતીચંદ્ર'-'પુરાણ'માં સામર્થ્યની નિર્વિવાદ છાપ સ્થાપનાર, 'સ્નેહમુદ્રા'નું રસ અને શુષ્કતાના અત્યન્ત મિશ્રણવાળું કપિત્થફળ આપણા મુખ આગળ ધરનાર ગોવર્ધનરામ! હેમની સ્હામે— આ કોણ પલંગ ઉપર પોઢીછે? હાલની રંગભૂમિ માટે નાટકો લખનારા કવિ નથુરામ સુંદરજીને પૂછીશું તો કહેશે કે—

"તોડી વછોડ્યાં ભૂષણો, કર્યાં દૂર સર્વ સુવર્ણને,
રસરાગ બેડી ઓઢી, ખૂબ કઠોર કીધા ચર્ણને;
સતી છુપાવી મુખ, દુખણીએ ન જોયું અમ ભણી;
—શું મિત્ર! માનવતી પ્રિયા?—ના, ગિરા ગોવર્ધન તણી."

હવે છાયાચિત્રદર્શન બંધ કરી દઈશું—બીજાં ચિત્રોની છાયા પાડવી હોય તો ચિત્રો હજી છે; પણ સમય નથી; અને કેટલાક સામાન્ય વિચારો, ગમ્ભીર પ્રશ્નચર્ચા, આ ખેલને બંધ કરાવેછે.

છેક ગોવર્ધનરામ સુધી આપણે આવી પ્હોંચ્યા. એ પ્રાચીન અને નવીન યુગની વચગાળાના નહિં; પણ નવીન યુગની સમીપ વિશેષ રહેલા હેવા લેખક છે. હેમની જોડાજોડ, આ નવીન યુગની દૃષ્ટિથી, મણિલાલ દ્વિવેદી આવશે. નવીન યુગનો ખરો આરમ્ભ 'કુસુમમાળા'થી થયો એમ તટસ્થ દૃષ્ટિ રાખીને જ બોલુંછું. મણિશંકર રત્નજી ભટ્ટ, બ. ક. ઠાકોર, 'કલાપી'—એ આ નવીન યુગનો મુખ્ય પાઠ છે. 'નવીન કવિતા'નું સ્વરૂપ આલેખિયે. પ્રથમ એક સ્વરૂપ એ છે કે પ્રાચીન કવિતામાં પ્રકૃતિનાં દૃશ્યો તરફ લક્ષ અત્યન્ત અલ્પ અપાયુંછે; વર્ણનાત્મક કાવ્યો સ્વતન્ત્ર રૂપનાં તો નથી જ, પણ પ્રસંગવશાત્ આવેલાં વર્ણનોમાં પણ સૃષ્ટિરચના લક્ષ્યરૂપે રહેલી નથી. નર્મદાશંકરે આ દિશામાં આગળ પડવાના પ્રયાસ કર્યા, પરંતુ હેમાં sincerity (હૃદયના ભાવની સાચાઈ)ની ઊનતાને લીધે સફલતા નથી આવી. દલપતરામમાં પણ આ બાબતમાં શુષ્કતા જણાયછે. આ ઊનતા 'નવીન કવિતા'એ બહુ અંશે પૂરી પાડીછે. પરંતુ માત્ર સૃષ્ટિસ્વરૂપનાં દર્શનો, વર્ણનાત્મક પ્રતિબિમ્બો, તે બસ નથી. પ્રકૃતિનાં અન્તઃ સ્વરૂપો, હેનાં ભિન્ન ભિન્ન સ્વભાવપરિવર્તનો; અને તેથી પણ વિશેષ, પ્રકૃતિ અને માનવજીવન, માનવહૃદયજીવન, હેની વચ્ચેનો સૂક્ષ્મ સંબન્ધ અને તે ઉપરથી પ્રગટ થતી કવિતાની ફિલસુફી (philosophy of poetry) એ આપણી ભારત કવિતામાં બહુધા નજરે પડતી નથી—અને તે નવીન ગુજરાતી કવિતાએ પ્રગટ કરવાના પ્રયાસ કર્યાછે,—ઘણે અંશે તે સફળ થયાછે. ભવભૂતિ અને કાલિદાસની કવિતામાં પ્રકૃતિનાં દર્શનો સાચાં, સુન્દર, અને ભાવવાહી છે, તે અપવાદરૂપ સ્થિતિ જ ગણીશું. અને હેમાં પણ ઉપર કહેલો માનવ અને પ્રકૃતિનો ગૂઢ સંબન્ધ જે પાશ્ચાત્ય કવિતામાં—ખાસ કરીને ઓગણીસમા સૈકાની પાશ્ચાત્ય કવિતામાં—ખીલવાયોછે તે તો નથી જ એમ કહેવામાં સ્વદેશગૌરવભંગ ભલે થાય, સત્યભંગ તો નહિં થાય. નવીન કવિતાએ પાશ્ચાત્ય કવિતાનુ આ સ્વરૂપ પ્રગટ કરવાની સાથે આપણી ભારત કવિતાના ઘટક અંશોથી વિચ્છેદ થવા નથી દીધો—એ એક નવીન કવિતાના ગુણપક્ષમાં મૂકવાની વાત છે. ભવભૂતિ અને કાલિદાસ અલ્પાંશે અપવાદ હતા—હેનું કારણ કે તે પછીના સંસ્કૃત કવિતાસાહિત્યમાં તો અલંકાર, અને રસ પણ, સાધ્ય વસ્તુ તરીકે ગણાવાને લીધે હેનું સ્વયંભૂ સ્વરૂપ જતું રહેલું લાગેછે. ખાસ કરીને શબ્દાલંકાર ને વિશે આ ટીકા વિશેષ લાગૂ પડેછે. શબ્દાલંકાર તો આપોઆપ આવી જાય તો જ હેની ચારુતા સ્થપાય. સૌન્દર્યની ઉત્પત્તિની સાથે હેના અવયવો સ્વયમેવ ખીલે તો જ સૌન્દર્ય તે સૌન્દર્ય, નહિં તો કૃત્રિમતા.—અંગકસરતના ખેલને અનન્ય લક્ષ્ય ગણીને કેળવનારા મલ્લવર્ગની શરીરઘટના કરતાં સ્વાભાવિક રીતે જ, નિત્યજીવનના વ્યવહારમાં અંગના સ્નાયુની ખીલવણી મેળવનારા, જેવાકે ઘોડેસવારો, તરનારા, ચાલવાનો વ્યાયામ કરનારા, ટેનિસ વગેરે જેવી રમતો રમનારા,—એ વર્ગમાં શરીરઘટનાનું સૌન્દર્ય અકૃત્રિમ અને સુઘડ પ્રગટ થાયછે:—એ દૃષ્ટાન્તે કવિતાના અલંકારો, ખાસ શબ્દાલંકારોનું જોઈ લેવું.

'નવીન કવિતા'એ આ કૃત્રિમતા દૂર કરી દીધીછે. પરંતુ એક અનિષ્ટનો ત્યાગ થતાં બીજા અનિષ્ટનો પ્રવેશ થવાનો ભય છે તે સામે ચેતવણીના પુકાર કરવાની જરૂર છે.

એક પ્રકારની કૃત્રિમતા ગઈ, પણ બીજા પ્રકારની કૃત્રિમતા પેસવાનો ભય છે. એ ભયનું બીજ અનુકરણમાં છે. અનુકરણ જાતે દૂષણ નથી; બુદ્ધિપુરઃસર, હેતુપુરઃસર અનુકરણ, કરવામાં તો સારસ્ય પણ હોયછે. પરંતુ હેતુ વિના, સ્વગત શક્તિને અભાવે, થનારા અનુકરણમાં દૂષણ જ છે. એક જણે કહેલું સ્મરણમાં આવેછે; કોઈક આ નમૂનાનું વચન હતું : જેણે મુખને ચન્દ્રની ઉપમા પ્રથમ આપી તે પ્રતિભાશાળી પુરુષ, પરંતુ હેને અનુસરીને જેઓ મુખચન્દ્ર કહેવા લાગ્યા તે મૂર્ખ. નિર્જીવ અનુકરણનું દૂષણ આ વચનમાં અંકરૂપે સમાયાલુંછે. 'નવીન કવિતા'ના આરમ્ભ પછી એ શૈલીનાં હાવાં નિઃસત્ત્વ અનુકરણો કેટલાંક થયાંછે હેને ઉદ્દેશીને મ્હારી ચેતવણી છે. ન્હાનાલાલ કવિની 'છન્દ વિનાના છન્દ'-ની કવિતાનાં અનુકરણો આજ સુધીમાં થયાંછે, પદ્ય રચનાનાં જ નહિં, પણ હેમની કવિતા-શૈલીનાં પણ, તે સર્વેમાં અન્તસ્તત્ત્વને અભાવે સુકાઈ ગયેલા ગર્ભવાળાં ફળ જેવો જ રસ —નીરસતા—પ્રગટ થાયછે.

આ તો અનુકરણથી થતી કૃત્રિમતાની વાત થઈ; પણ બીજી કૃત્રિમતા વિશે પણ ચેતવણી આપવાની જરૂર છે. ન્હાનાલાલ કવિની કવિતા 'નવીન કવિતા'ના કાલમાંનો જ ભાગ છે; માત્ર કેટલાંક આગન્તુક સ્વરૂપોએ કરીને હેમાં ભેદનો ભાસ થાયછે. એ ભેદાભાસને સ્વીકારી લઈને એ શૈલીને " નવીનતર કવિતા " નું નામ આપીશું. આ 'નવીનતર કવિતા'માં, અને વિશેષે કરીને એ નાયકના અનુસારી વર્ગમાં, સમતોલતા, સમપ્રમાણતા—અથવા સુપ્રમાણતા—ના અભાવને લીધે દૂષણ આવેછે. કલાનું ખરું સ્વરૂપ—નૈસર્ગિક કલા એમ વિરોધાભાસી નામ વાપરીને કહું તો, નૈસર્ગિક કલાનું ખરું સ્વરૂપ—આ સમતોલતા માગી જ લેછે. એ સમતોલતામાં સંયમનો અંશ તત્ત્વભૂત છે. જીવન-વ્યવહારમાં,—કુટુમ્બજીવનમાં, રાજ્યઘટનામાં, રાષ્ટ્રજીવનમાં,—સર્વત્ર આ કલાનો અંશ—સુપ્રમાણતા—સમતોલતા—આવશ્યક છે; એ ના હોય તો સર્વઘટના શિથિલ, અસંવાદી, કર્કશ થઈ જાય. એ કલાતત્ત્વના ત્યાગનાં ફળ હાલ આપણને રાષ્ટ્રીય સંચલનમાં પ્રત્યક્ષ થાયછે, અને વેળાસર સાવધાન નહિં થઇયે તો વિશેષ ક્ષોભ, અનર્થ અને વિનાશ પણ આવી પડશે. અસ્તુ. એ કલાતત્ત્વને ત્હમારું જીવનસૂત્ર, સાહિત્યના અન્વેષણનું સૂત્ર, ગણશો તો ખરો લાભ થશે. કલાની માગણી હું કરુંછું, કૃત્રિમતાની નહિં; ત્હમારા કુટુમ્બજીવનમાં ત્હમારા બાળકો કને " પિતાજી " કહેવડાવવાનો ઉપદેશ કરવાનો મ્હારો ઉદ્દેશ નથી; તે જ રીતે સાહિત્યના વ્યાપારમાં પણ કૃત્રિમતા તજવી હોય તો ખરી કલાનું તત્ત્વ શોધીને હેનું સેવન કરજો.

હવે વિસ્તાર બહુ થઈ ગયો. ગુજરાતી સાહિત્યમાં, ગદ્યસાહિત્ય, અને ખાસ કરીને નાટક અને કથા (નવલકથા)ને વિશે તો બોલાયું જ નથી. એ માટે હવે અવકાશ નથી. આપણા સાહિત્યના—ગુજરાતી વૃક્ષનું સર્વાઙ્ગ દર્શન થઈ શક્યું નથી, પરંતુ મુખ્ય શાખાના પત્રકુસુમોનું દર્શન થયું તેટલાથી જ સંતોષ માનીશું.

છેવટમાં ત્હમારા આ નવીન મંડળને મ્હારા ઊંડા અન્તરથી શુભ આશિષ દઈ આ વિચિત્ર વ્યાખ્યાન બંધ કરુંછું.

વાદરા.
તા. ૮–૨–૨૧.

નરસિંહરાવ ભોળાનાથ.

# એક ડોસો †

માર્ગની બાજુમાં પાંથ વૃદ્ધકો આવી બેસતો;
શોકના સાગરે ડૂબી ઉંડુ કાંઈ વિચારતો.

એકલા પત્થરે બેસી વિશ્વ સૌન્દર્ય નિર્ખતા,
અજાણ્યા દીન ડોસાને ઘણીયે વાર નિર્ખતો.

ગાત્રો બધાં શિથિલને મુખ તેજ હીણું,
દીપ્તિ ખૂટી નયનની પણ વર્ષ વ્હેતાં;
ઢાંકેલ અંગ સમ જીર્ણ તું કેડિયું યે,
તૂટેલ કેસ થકી બાંધ્યું ન બાંધ્યું તેયે.
ને ફાળિયું શિરપરે પણ એક ફાટયું,
ને ધ્રૂજતા કરમંહી હતી વાંસકાંગ.

અશ્રુ એના નયન પરથી કોઇ ના લૂછતા ત્યાં,
એની જૂની કરચલી પરે કોઇને પ્રેમ ત્યાં ના,
કોઈ એને નિરખતું નહિ, કોઈ ના બોલવાને,
એની એવી સ્થિતિ નિરખવી દુઃખમય કાર્ય એયે.

નિશાળે એકદા વ્હેલાં ગયાં'તાં બાળકો અમે
"મૂક જો, ભૂત પેલો ત્યાં !" કહેલું કોઇએ; સ્મરૂં.

બાલો અમે ત્યાં રમતાં બધાં' તાં,
—કો હર્ષમાં કો વળી ખેદમાં યે—
ભૂલાય ના તે હજી દિન હુંથી,
તાજો હજી તે સ્મરણે રમે છે.

જોતાં અમોને રમતાં કૂંદતા,
ને વૃદ્ધના ગાલ ભીના થયા, ને
તે સ્હેજ વ્હેતી વૃદ્ધ આંખથી તો
રે અશ્રુધારા સરી જાય ત્યાંય !

---

† અંગ્રેજી સાહિત્યમાં એક સમયે વાંચનારને પીગળાવે એવાં કરૂણ કાવ્યો બહુ વખણાતાં. તે સમયમાં લખાયલા, એક અમેરિકન કવિ—Ralph Hoyt (1806-1878) નાં એક એવા કાવ્યને ગુજરાતી રૂપ આપવાનો એક અભ્યાસીનો આ અલ્પ પ્રયાસ છે.

ને દોડતાં તેની કને ગયાં તો
જોયા અમે ઓઇ મુઝી રહેલા,
સૂણ્યો ન શબ્દ પણ એક ત્યાંથી.
—રે, દુઃખને વાણી નહીં હશે શું ?

ભીની છતાં આંખ જણાતી જાણે
પાસે થકી વ્હેતી સરિત સાથે,
સમાનભાવે નિજ દુઃખ કહેતી,
ઝીણું ઝીણું કાંઈ વદી રહેતી.

રે દેવદૂતે તંહી શાન્તિ તોડી
—સદા મ્હને આ પ્રિય નામ ત્હેનું !
ડોસાનું પૂછ્યું નમી દુઃખ ત્હેણે.
રે રે લલિતા, ન ભૂલું કદિ એ !—

( અત્યાર ત્હારે નિરખી વસન્તો
તેણે હતી, ને હતી તેર મેથે. ).
મીઠા ઝીણાં તે સુર ના ભૂલું હું !
બાલાસુરે માર્દવ દેવ દીધું.

"ભલા, એકલો આંહી ક્યાંથી ?
નથી રહેવા શું ત્હારે મઢૂલી ?
સરે આંખથી આંસુ અરે કાં ?
નથી પ્રેમલ ત્હારે શું બાલા ?
અનિમિષ અહીં શું નિહાળે ?
વહે મોતીડાં આંખથી શાને ?
નથી તેજ રહ્યું જરી બાપુ !
ધ્રુજે ગાલને ઓઇ નિહાળું.
કમ્પે દ્હાડથી કાય શું ત્હારી ?
ગઈ સુખથી શક્તિ શું ત્હારી ?
પહણે ઝુંપડી મ્હારી ઉભી, ને,
તંહી ચાલ, હું દોરૂં ત્હને ઓ !"

હસ્યો તે સુણીને આવું, સર્યા બે વધુ અશ્રુને
ખંખારી શ્રમથી ડોસો, ધ્રુજતા સ્વરથી વદે :

"વૃદ્ધ છું : વિશ્વની આશે હવે ના શાન્તિ કૈં મ્હ
પૂછ્યું તો કહું છું બાલે ! બેસું હું કેમ આંહી તે.

આવું અહીં મધુર આ ફરી ચિત્ર જોવા,
જે જોઇને પ્રફુલ્લતું મુજ ઉર પ્હેલાં;
જ્યારે હતું હૃદય આ મુજ પુષ્પ જેવું,
સીઝાયનાં હતી લીલી, મુજ વાડી જ્યારે!
શેવાળતું આ ગૃહ જૂનું, અરે! તેજ એજ,
ગેહુંજ રે પગથિયું, ચ્હડતો સદા હું;
ભાંગેલી જારી પણ પેલી, અને પ્હણે જો,
મ્હેં ચિતર્યો રમતમાં મુજનામ તે ગે.
જન્મ્યો પ્હણે ઝુંપડીમાં, પ્રિય ઝુંપડી તે,
હા, ચિરકાળ મધુરૂં મુજ ગૃહ એ તો;
ન્હાનાં પ્હણે પ્રિય હતાં મુજ ખેતરો જે,
લીલાં દિસે હજી સદા ચખડીરતાં'તાં.
રે, આવતી મધુર આંહી વસન્ત દેવી,
સુધા ભર્યા હરખના ઉડતા ફુવારા;
શું શું સ્મરૂં? અરર એકજ આજ હુ છું-
સ્વપ્નું? ખરૂં? મધુર બાલક! કાંઇ કહેતું.
જો પીપળી ઉભી પ્હણે હજી લીલી કેવી!
એ ગોઠયા સહજતો સ્હડી કુંજ સમાં,
વહેતો હતો સમય, ના કંઇ ભાન હેતું;
હવે ન બ્હીક કંઇની ગૃહ કાર્ય વિના.
નિશ્ચિંત નિર્ઝત નદી, અહ! ઉડતી શી,
હા, એ ગયા જીવનના દિવસો મધુરા!"

તુટતા સ્વર સાંભળ્યાને આંખથી આંસુ બે ખર્યા:
ધ્રુજતા સુરથી ડોસો શ્વાસ લે બોલતો ફરી:

"વહે આ હજી સરિત ગર્વિત શાન્ત તેજ,
ને પેલું સ્થાન જહીં સ્નાન અમે કરંતા;
લીલી, અહા!—નજીક શેરિ મહીં મધુ એ,
દૈયા તણું કુસુમ મ્હારૂં ખીલી રહ્યું'તું.
પેલો ઝરો, પૂલ પ્હણે લઘુ, હીંચકો પે,
રે કાઢિયું તહીં હતું મુજ જીર્ણ ખાંસું!
હાલા તદા લણણી જે લણતું કુંડાળું,
કુટુમ્બ મુજ નહીં તે કદિ વિશ્વ જોશે.
ભોળી મનોહર ગઈ ઉડની સ્હવારો,
ને સર્વ પ્રિયજન તેમ ગયા ઉડીરે;

હા ! સાત આત્મ તજી દેહ ગયા છતાયે,
ને પ્રેમ ધૂન હજીયે હૃદયે રમે છે !
ત્રિશંકુ તેજ તણું જો નભમાં પ્હણુરે !
અસ્થાયી જીવન તણાં રૂપ એ બતાવે :
ઝાંખા જૂના નયને પણ એ પરિચિત,
રે સ્વર્ગમાં નિવસતાં પ્રિય એ બતાવે.
હા, ત્યાં પ્હણે પ્રથમ લીલી મ્હને મળી'તા,
ચુમ્બન તે, વિપળ તે, દિન તે ભુલું કયમ ?
આત્મા ડુબ્યા અમ તહીં રસ અદ્દભુતે કે'
મૂગાં હતાં : ગણી રહ્યાં નભ તારલિયો.

તે દૈવી આત્મ જડબંધનથી દબાયો
આ દેહ છોડી સુરલોક ઉડી ગયોરે :
જો પેલી ટેકરી પુનિત નીચે હજીયે
ને કુમળો લલિત દેહ વિરામ લે છે.

એ ટેકરી નિરખવા ફરી એક વાર,
ત્યાં ખેરવા ગરમ આંસુ ફરી ફરી બે,
ઉંડી વ્યથા વિરમવા ઉરની તહીં ને
આરામ આ હૃદયને કંઈ આપવા હું,
આવું ફરી ફરી અંહી શ્રમ આમ વેઠી,
આ પુણ્ય સ્થાન જહીં સ્વર્ગ હતું અમારૂં :
જ્યારે હતું હૃદય રે મુજ પુષ્પ જેવું
સીંચાયના હતી લીલી, મુજ વાડી જ્યારે.

તુટતા સ્વર સ્તંભ્યા ને આંખથી આંસુ ખેખર્યાં
મુખની જીર્ણ રેખામાં, જણાઈ તેજ રેખ બે.

વૃદ્ધ છું : વિશ્વ આશાના તાંતણે જિંદગી નથી
પૂછ્યું તેં તે કહ્યું બાલે ! સુખી હો જીંદગી બધી ”
હજીયે બેસતો આવી માર્ગની બાજુ પાંથતે,
શિલાએ શિર ઢાળીને ઉંડું કાંઈ વિચારતો.
એકલો પત્થરે બેસી, વિશ્વ સૌન્દર્ય નિર્ખતો
અજાણ્યો દીન ડોસો તે હજી ત્યાં આંસુ સારતો.

નાથુભાઇ દયાળજી પટેલ.

# જગમાં તેં જન્મીને શું કર્યું?

ઇસ્વી સનના નવમા સૈકામાં પાટણ શહેર પૂર્ણ જાહોજલાલી ભોગવતું હતું. શહેરમાં કેટલાક તો કરોડાધિપતિ હતા. એવા એક કરોડપતિના ઘરમાં શાંત અને ગંભીર ધાલમેલ ચાલી રહી હતી. અશ્વિનીકુમાર સરખા વૈદો પધારી પાસે વિરાજમાન હતા પણ તેમણે ઉપચાર કરવાની ના પાડી હતી. તેમણે કહી દીધું કે 'શેઠ હવે એક બે કલાકના મેમાન છે!' કુટુંબનું દરેક માણસ પોતાના ભવિષ્યના વિચાર કરવા લાગ્યું હતું. 'એવામાં શેઠને બારે ઓભો આવ્યો છે' એમ સંભળાયું. તેમણે પ્રાણ છોડ્યા.

\+ \+ \+ \+ \+

શેઠની હવેલીથી થોડે દૂર નોકરચાકરોને રહેવાની ઓરડીઓ હતી. એક ઓરડીમાં તેમનો ઘરડો ગાડીવાળો રહેતો હતો. બારણા આગળ ખાટલામાં તે સુતો હતો. પાસે તેની વૃદ્ધ સ્ત્રી બેઠી હતી. તેની આંખમાં આંસુ હતાં. એવામાં તેના પાંચ છોકરા અને ત્રણ પરણેલી દિકરીઓ બહારથી આવ્યાં. ડોસાએ બધાના માથા ઉપર પ્રેમથી હાથ ફેરવી આશિર્વાદ આપ્યા. પોતાના ન્હાના છોકરાને તેણે [illegible] કરી. તે પછી બહાર નજર કરી પક્ષી વગેરે પ્રાણીની કુદરત નિરખતો ડોસો મરણ પામ્યો. ઝાડ ઉપર બેઠેલાં પક્ષીઓ પણ તેજ ક્ષણે ઉડી ગયાં.

\+ \+ \+ \+ \+

ગાડીવાનનો આત્મા ધર્મરાજના દરબાર તરફ ઝડપથી ચાલ્યો. રસ્તામાં તેને તેના શેઠનો આત્મા મળ્યો. તેનાથી ચલાતું નહોતું. તેને પોતાની મેળે ચાલવાની ટેવ નહોતી. તેનામાં ભાર હતો. હાંફતાં હાંફતાં શેઠે ગાડીવાનને પૂછ્યું. “અરે તું તો ઝડપથી ચાલ્યો જાય છે.” “હું કોઈ દિવસ ધીમેથી ચાલ્યો જ નથી. હું ન્હાનો હતો ત્યારથી આ મુસાફરીએ જવાનું છે એ વાત તરફ મારૂં લક્ષ હતું.” ગાડીવાને જવાબ આપ્યો.

“મેં તો આ મુસાફરી વિષે વિચાર કર્યો પણ કદિ નહોતો. મને સંસારમાં બહુ ગમતું હતું. તે છોડતાં મને બહુ દુઃખ થયું.” શેઠે કહ્યું.

“પણ સત્ય, શેઠ, આકાશના અગણિત તારા જોઈ તમને કદિએ બનાવનાર સર્વશક્તિમાન પ્રભુનો વિચાર નહિ આવેલો.”

તે સ્વાર્થી શેઠનો જીવન પ્રવાહ સરખો [illegible]. તેનામાં ઉત્તર આપવાની પણ શક્તિ રહી નહોતી. તેણે ભારે અવાજથી જવાબ આપ્યો, “મને [illegible] દિવસ મોટે. વિચાર કરી દેઉં.”

"મારી પાસે મારી જુની ગાડી હોત તો હું તમને તેમાં બેસાડી લઈ જાત."

"અને મારી પાસે મારા પૈસા હોત તો તેમ કરવા માટે હું તમને સો રૂપિઆ આપત."

"પણ આ મુસાફરી માટે હું તમારી પાસેથી કંઈ પૈસા ન લેત." ગાડીવાને હસ્તાં હસ્તાં જવાબ આપ્યો. "કારણ કે પ્રભુની મહેરબાનીથી મારે તેની જરૂર રહી નથી. પણ હવે જો તમારી મરજી હોય તો હું તમને ઉંચકી લઉં. એ શિવાય બીજો રસ્તો નથી." એમ શેઠ ઘરડા ગાડીવાળાની પીઠ ઉપર ચઢી બેઠા અને ગાડીવાન આનંદથી તેને લઇને બીજી દુનિઆ તરફ ઝડપથી ચાલ્યો.

\+ \+ \+ \+ \+

ધર્મરાજાના દરબારના દરવાજા આગળ બંને જણા આવી પહોંચ્યા એટલે ગાડીવાને શેઠને નીચે ઉતાર્યા. અને તેઓ પહેલા જઈ શકે તેટલા માટે તેમને દરવાજા આગળ મુકી પોતે એક કોરે ઉભો રહ્યો. પણ દરવાજાના દૂતે તેને પહેલા અંદર આવવાની સૂચના કરી અને કહ્યું, "ઘણા આત્માઓ તમને ભેટવાને આતુર છે."

ઘરડો ગાડીવાન દરવાજામાં થઇને અંદર પેઠો કે દિવ્ય વાદ્ય અને સુંદર સંગીતના સૂરો બહાર નિકળ્યા. ધર્મરાયે તેનો ન્યાય નક્કી કરી નાંખેલો હતો.

"ઘરડો ગાડીવાન ક્યાં ગયો ?" સ્વાર્થી માણસે દૂતને પુછ્યું.

સંસારની અંદર રહી પ્રભુની વિભૂતિનાં દર્શન કરવાની આતુરતામાં તેણે પોતાનું જીવન ગાળ્યું છે. અને તે મહાન વિભૂતિનાં દર્શન કરવાના પંથે તે પળ્યો છે. એ પંથે ચઢવાની ઇચ્છાવાળા મનુષ્યોનો તેને સહવાસ છે."

તે સ્વાર્થી માણસ તદન થાકી ગયો હતો તેથી તે દરવાજા આગળ બેસી ગયો. પછી તેણે પુછ્યુંઃ 'ત્યારે મારે શું કરવું ?"

દૂતને દયા આવી તેણે કહ્યું "મારે તમને એક પ્રશ્ન પુછવાનો છે." "શેનો પ્રશ્ન?" ઉંચી જોવાની તસદી લીધા વગર તેણે કહ્યું.

"આ દરવાજામાં પેઠા પછી ડાબી બાજુને રસ્તે અથવા જમણી બાજુને રસ્તે જવાનું હોય છે. એ બેમાંથી કયે રસ્તે જવાનું એ તમે તમારી પોતાની મેળે નક્કી કર્યું છે. કહો કે જન્મમાં જન્મીને તમે શું કર્યું ? તમે પંચોતેર વર્ષનું આયુષ્ય ભોગવ્યું છે. સવાર થતું હતું અને રાત્રી પડતી હતી અને સારી માનવ જાત તમારી સાથે પોતાનું જીવન જીવતી હતી. દિવસે સૂર્ય પ્રકાશતો હતો, રાત્રે ચંદ્ર અને તારા પ્રકાશતા હતા અને માનવબંધુઓ તમારા સહવાસમાં હતા. તે વખતે મહાન સંસારમાં તમે 'શું કર્યું ?"

તે માણસે જવાબ આપ્યો: 'હું જન્મ્યો ત્યારે ગરીબ હતો અને પત્થરમાંથી મેં મારો રસ્તો કર્યો, સવારથી સાંજ સુધી મેં સખત કામ કર્યું અને મારી પાછળ મેં કરોડો રૂપિઆની દોલત મુકી છે. થોડા જ માણસો મારા જેવું કામ કરી શક્યા હશે. તમારી મરજી હોય તો જ્યાં કોઈને લગાર પણ ફાયદો નહિ થયેલો ત્યાં મેં જબરી ફતેહ મેળવેલી તે વાત કહું.'

"જબરી ફતેહ?" દૂતે આશ્ચર્યથી પુછ્યું.

"જ્યાં બધા માણસો પાછા પડે ત્યાં ફતેહમંદ થવું એ મોટો વિજય—"

"મોટો વિજય?" દૂતે તેને અટકાવ્યો.

"એ મોટો વિજય નહિ? આપણે લાખો રૂપિઆની દોલત મેળવવી અને બીજા એ કામમાં કોડી પણ—"

દૂતે નિશ્વાસ મુક્યો અને તે સ્વાર્થી માણસને જવા દરવાજો ઉઘાડી આપ્યો અને શોકના ઉદ્ગાર સંભળાયા.

"હું તદન થાકી ગયો છું. મારાથી ચાલી શકાય એમ નથી. પેલો ગાડીવાળો આવીને મને ઉચકી નહિ લઈ જાય?"

"ના, તેણે બીજો રસ્તો પસંદ કરેલો છે." દૂતે જવાબ આપ્યો.

તે પછી દુઃખી આત્માઓનું ટોળું આવી પહોંચ્યું. તેમણે સ્વાર્થી માણસ તરફ પોતાના હાથ લંબાવ્યા અને કહ્યું: "અમે તને અંધકારને પંથે દોરી લઈ જઈશું. જેમના હૃદયમાં પ્રેમ અને દયાનો છાંટો હોતો નથી; જેઓ પ્રેમ અને દયાને લાયક નથી; જેમણે કોઈ પણ જાતનાં સત્કર્મ કર્યાં નથી, માત્ર પોતાનો જ અર્થ જોયો છે તેવા માણસોને અંધકારને પંથે જઈ અંધકારમાં જ વસવાનું છે." સ્વાર્થી કરોડાધિપતિ અદશ્ય થયો અને અંધકાર છવાઈ ગયું.*

ચંદુલાલ કેશવલાલ અમીન.

---

* એક અંગ્રેજી વાત ઉપરથી.

# દ્રાવિડદેશનું રામાયણ.

બંગાળી ભાષામાં પ્રસિદ્ધ થતા " પ્રવાસી " માસીકમાં દ્રાવિડદેશના રામાયણ વિશે જે હકીકત પ્રસિદ્ધ થઈ છે તે અતિ અગત્યની જણાતાં ગુજરાત સમક્ષ મૂકવાની હીંમત કરી છે. આશા છે કે આ શ્રમનું કંઇક પરિણામ આવશે.

ઉત્તર હિંદુસ્તાનમાં આદિ કવિ વાલ્મીકિ વિરચિત રામાયણ સન્માન પામી પ્રચલિત થયું છે. ત્યારે દ્રાવિડ દેશમાં એક બીજું જ રામાયણ પ્રચલિત છે. બંને રામાયણોમાં મૂળ ઘટના એક જ છતાં બંને પુસ્તકોની કેટલીક હકીકતોમાં તફાવત છે. ઐતિહાસીક દૃષ્ટિએ દ્રાવિડદેશના રામાયણની ઘટના વધુ વિશ્વાસ કરી શકાય તેવી છે. વાલ્મીકિનો હનુમાન મોટા મોઢાવાળો વાનર, તેનું પુચ્છ ૧૨ થી ૧૦૦૦ યોજન પર્યંતની ગણત્રીવાળું, તે એક જ છલંગે સમુદ્ર ઉલંઘી શકે. સૂર્યને હસ્તગત કરી શકે વિ. વિ.; ત્યારે આ રામાયણમાં હનુમાનને વિદ્વાન—વેદજ્ઞ—રાજનીતિજ્ઞ વિ. વર્ણવેલો છે. મુકાબલે દ્રાવિડ દેશના રામાયણની હકીકત સંભવીત ઐતિહાસીક ઘટના હોઈ શકે એમ કહેવામાં વાંધા જેવું નથી.

સૂર્યવંશી રાજા સગર જે વખતે દક્ષીણ દેશમાં દિગ્વિજય કરી સ્વભૂમિમાં જતો હતો તે વખતે દ્રાવિડ દેશનો જીમૂતવાહન નામનો રાજા કોઈ સૌંદર્ય સુંદરી—રાજકન્યા સાથે લગ્ન કરવાની ધમાલમાં હતો. રાજકન્યાના રૂપગુણની વાતો સાંભળી સગર રાજા તે સુંદરીને લઈ ગયો. જીમૂતવાહન અપમાનીત થતાં લજ્જાયુક્ત લંકાના પ્રતાપી રાજા ભીમને શરણે ગયો. જે ભીમ એક સમયે મહાબળવાન દિગ્વિજયી મનાતો તે આ વખતે વૃદ્ધાવસ્થામાં શૌર્યહીન થયો હતો. ભીમની પછી ઉત્તરાધિકારી કોઈ નહોતો. એટલે જીમૂતવાહનને પુત્ર તરીકે રાખી રાક્ષસ વંશમાં પરણાવીને લંકા અને પાતાળલંકાનું રાજ્યદાન આપ્યું.

ત્યાર બાદ ઘણાં વર્ષો પછી જીમૂતવાહનના વંશમાં ધવલકીર્તિ નામનો એક પ્રતાપી રાજા લંકામાં રાજ્ય કરતો હતો તેનો સાળો શ્રીકંઠકુમાર સેવક તરીકે રહેતો હતો. છતાં પણ સ્વાર્થવૃત્તિ કરી પોતાના અને પોતાના વંશને માટે એક રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરિણામે તેણે પાતાળલંકાની ઉત્તરે વાનર દ્વિપે કેટલાક દેશો જીતી કીષ્કિન્ધા પર્વતે રાજ્યધાનીની સ્થાપના કરી વાનરનું ચિત્ર આલેખી રાજ્યધ્વજ ફરકાવ્યો. તેના વંશજોએ આ ધ્વજ ચિરકાલ રાખ્યો શ્રીકંઠના વંશમાં વજ્રકંઠ, ઇન્દ્રાયુધ, અમરપ્રભુ અને કપિકેતૂ નામે પ્રતાપી રાજાએ જન્મ લીધો. અમરપ્રભુ લંકાની એક રાજકન્યાને પરણ્યો હતો. કીષ્કિન્ધા અને અંધ્રક નામે કપિકેતૂના બે પુત્રો હતા એક વેળા વિજયાર્થ પર્વતે આદિત્યનગરમાં રાજકન્યા મંદ્રમાલીના સ્વયંવર થવાના સમાચાર બંને ભાઇને મળ્યા એટલે બંને ભાઇઓએ સ્વયંવર સભામાં જઈ રાજપુત્રી વરવા ગએલા રાજા અને રાજકુમારો સાથે આસન લીધું. આ સભામાં રાજકન્યાના રૂપ ઉપર મોહ પામી વરવાની ઇચ્છાવાળા વિદ્યાધર દેશના રાજચક્રવર્તી અશનિવેગનો પુત્ર વિજય અને લંકાનો રાજકુમાર સુકેશ હાજર

હતા. સભાસ્થાનના સઘળા રાજા અને રાજકુમારોનો ત્યાગ કરી રાજકન્યાએ કીષ્કિન્ધાને સ્વયંવરની વરમાળા પહેરાવી. રાજ્યચક્રવર્તિનો પુત્ર વિજય આ અપમાન સહન કરી શક્યો નહિ તેથી કીષ્કિન્ધાને યુદ્ધ આવ્હાન કર્યું. સભામંડપમાં જ યુદ્ધની શરૂઆત થઈ. વિજય, અન્ધકના અસ્ત્રાઘાતથી હારપામી ગયો એટલે કીષ્કિન્ધા રાજકુમારીના વિવાહ કરી દેશતરફ પ્રયાણ કરી ગયો. વૃદ્ધ અશનીવેગ પુત્રની હાર માટે ક્ષમા આપી શક્યો નહિ. પોતાની ચતુરંગીણી સેના લઈ કીષ્કિન્ધાના રાજ્ય ઉપર આક્રમણ કરી ગયો. લંકાનો રાજકુમાર સુકેશ કીષ્કિન્ધાનો આત્મીય બંધુ હોવાથી પોતાનું સૈન્ય લઈ સાહાય્ય કરવા આવ્યો. આ યુદ્ધમાં છેવટે વૃદ્ધ અશનીગવની જીત થઈ. કીષ્કિન્ધા અને લંકાપર વિજય પછી વિદ્યાધર રાજાનું રાજ્ય વધુ વિસ્તાર પામ્યું. રાજકુમાર કિષ્કિન્ધા અન્ધક અને સુકેશ હાર પામ્યા પછી પાતાળલંકામાં આશ્રય લઈ અતિ દીનભાવે જીવન વ્યતીત કરવા લાગ્યા. ત્યાર પછી કેટલેક વખતે મધુપર્વતની ઉપર એક નાનકડું ગામ વસાવી કીષ્કિન્ધા પોતાના બે પુત્રો રૂક્ષરજ અને સૂર્યરજની સાથે ત્યાં રાજ્ય કરવા લાગ્યો.

જ્યારે સુકેશ પાતાળલંકામાં રાજ્ય કરતો હતો ત્યારે તેને ત્રણ પુત્રો થયા હતા. તેનાં નામ અનુક્રમે માલી, સુમાલી અને માલ્યવાન રાખવામાં આવ્યાં હતાં. યૌવનકાળે આ ત્રણે ભાઈઓ વીર યોદ્ધા તરીકે પ્રસિદ્ધિમાં આવ્યા. તેણે વિદ્યાધરનો પરાજય કરી લંકાના પૈત્રિક રાજ્યનો ઉદ્ધાર કર્યો. વિદ્યાધર દેશમાં ઘણો સમય પહેલાં વૃદ્ધ અશનિવેગનું મૃત્યુ થએલું હતું. એટલે તેનો ઉત્તરાધિકારી સહસ્ર ગાદીપતિ થએલો અને ત્યાર પછી તેનો પુત્ર ઇંદ્ર આવેળા ગાદીપતિ હતો. લંકાનો ઉદ્ધાર કર્યા પછી માલી, સુમાલી અને માલ્યવાને રૂક્ષરજ અને સૂર્યરજની મદદ લઈ વિદ્યાધર પતિ ઇંદ્રની રાજધાની પર ચડાઈ કરી. કિંતુ બળવાન ઇંદ્રની પાસે પરાજીત થઈ પોતાના પૂર્વ પુરૂષની માફક પાતાળલંકામાં આશ્રય લઈ રહ્યો. બંનેના રાજ્યનું વિદ્યાધરના રાજ્ય સાથે જોડાણ થયું.

રાજ્ય હારી ગયા પછી દીનભાવે પાતાળલંકામાં રહેવાના વખત દરમિયાન સુમાલીના પુત્ર રત્નશ્રવાને ત્યાં રાવણનો જન્મ થયો. કાળે કરીને આ રાક્ષસ વંશે મહા બળવાન રાવણ દિગ્વિજયી રાજા થયો. રાવણે ઇંદ્રને પરાજીત કરી લંકાનો અધિકાર લીધો; અને કીષ્કિન્ધાનો કબજો લઈ રૂક્ષરજ અને સૂર્યરજને તેના પ્રાચીન રાજ્યના રાજા બનાવ્યા. સૂર્યરજના મૃત્યુ પછી તેના પુત્રો વાળી અને સુગ્રીવ રાજા થયા. રાવણે લંકાનું રાજ્ય દ્રઢપણે સ્થાપન કર્યા પછી વિવાહ કરવા ઇચ્છા કરી. તેણે કીષ્કિન્ધા રાજ્યનો ઉદ્ધાર કરવામાં જે મદદ આપેલી તેના બદલા તરીકે વાળી અને સુગ્રીવની બ્હેનની માગણી કરી. વાળી આ માગણીનો સ્વિકાર કરી શક્યો નહિ એ કારણે રાજ્ય અને ભાઈ સુગ્રીવનો ત્યાગ કરી પોતે બીજા દેશે જતો રહ્યો. સુગ્રીવ પોતાની બ્હેન રાવણને આપી નિર્વિઘ્ને રાજ્યભોગ ભોગવવા લાગ્યો. અનુમાન છે કે આ વિવાહનું સ્મરણ કરી વાલ્મીકીએ (સુંદરકાંડનો ૫૧ મો સર્ગ) ઉલ્લેખ છે કે જ્યારે હનુમાન રાવણની સભામાં ઉપસ્થિત થયો ત્યારે તેણે રાવણને સંબોધન

કરી કહેલું કે "હે રાક્ષસેશ! આપના ભ્રાતા વાનરપતિ સુગ્રીવ આપના કુશળ વર્ત-માન પૂછાવે છે."

એક વેળા સુગ્રીવ સાથે તેની સ્ત્રી તારાને કોઈ વિષયમાં વિવાદ થયો. સુગ્રીવ રાજ-ધાનીથી દૂર કોઈ સ્થાને (સંભવિત છે કે ઋષ્યમૂક પર્વતે) અજ્ઞાત વાસ કરવા લાગ્યો. દરમિયાન કોઈ દુષ્ટજન નકલી સુગ્રીવ બની રાજધાનીમાં આવ્યો; અને તેણે રાજપાટનો અધિ-કાર લઈ લીધો. સુગ્રીવ સાથે તેનું એટલું બધું મળતાપણું હતું કે તારા કે રાજમંત્રી કોઈ પણ ઓળખી શક્યું નહિ. નવિન વ્યકિત રાણીઓ સહિત રાજ્યભોગ ભોગવવા લાગ્યો.

સુગ્રીવને આ ખબર મળતાં અતિશય દુઃખીત અને ચિંતાતુર થયો. પોતાના અંગત મિત્ર હનુવર (અથવા હનુરૂહદ્વીપ) દેશના રાજા પવનજય પુત્ર હનુમાન સાથે વિચાર કરવા બેઠો. રાજા હનુમાને પોતાના દૂત મારફત ખબર જાણેલા કે પ્રસિદ્ધ બળવાન વીર કૌશળ દેશના સૂર્યવંશી રાજા રામ પાતાળલંકાની આસપાસ કોઈ પણ કારણને લઈને અનૂજ લક્ષ્મણ સહીત વનેચરને મુસાફરી કરે છે. રામ સાથે તેને મૂલાકાત થઈ. તેના મધ્યસ્થ ભાગમાં રામ સહીત સુગ્રીવને અગ્ની સાક્ષીભૂત કરી મિત્રતા બાંધી ઉભય પક્ષે સાહાય્ય કરવાને બંધાયા. રામે માયાવી સુગ્રીવને મારી સુગ્રીવનો રાજ્યોદ્ધાર કર્યો ત્યારે સુગ્રીવે સીતાજીની શોધ કરી આપવાનું અંગીકાર કર્યું. માયાવી સુગ્રીવ સાથે સુગ્રીવનું એટલું બધું મળતાપણું હતું કે રામે મૂળ સુગ્રીવના ગળામાં એક ફુલમાળા પહેરાવી ઓળખવાની ગોઠવણ કરી રાખી હતી. રામ અને હનુમાનની મદદથી સુગ્રીવે પુનઃ રાજ્ય પ્રાપ્ત કર્યું. હનુમાન પોતાની રાજ-ધાનીમાં ગયો; અને સુગ્રીવે સીતાજીની શોધ કરવાના પ્રયાસો આદર્યા.

દૂતદ્વારા ખબર મળ્યા કે લંકાનો રાજા રાવણ સીતાજીનું હરણ કરી ગયો છે. રસ્તામાં સીતાજીના આક્રંદથી રાજા જટાયુએ સીતાજીનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરેલો પરંતુ રાવણના બળ પાસે જટાયૂ ફાવી શક્યો નહોતો. હવે સઘળા હીતના વિચારો કરી છેવટનો નિશ્ચય થયો કે હનુવર દેશના રાજા હનુમાન ને રાવણની સભામાં દૂત રૂપે મોકલવામાં ડહાપણ છે. કેમકે હનુમાન સ્વયં રાક્ષસવંશીય અને રાવણનો આત્મીય થતો હતો. સિવાય હનુમાન રાજનીતિજ્ઞ, બુદ્ધિમાન, મહાવીર, સંમાનીય અને સંભાષણી હતો. એમ માની શકાતું કે રાવણ હનુમાનનો ઉપદેશ અગ્રાહ્ય જણાવી શકશે નહિ.

રામનો અભિપ્રાય લઈને મહેન્દ્ર અને દધિમૂખ પર્વતના રસ્તે હનુમાને લંકા યાત્રા કરી અને સીતાજીની શોધ કરી સમાચાર આપ્યા. રાવણની સભામાં હનુમાનને મોઢે વા-લ્મીકિએ જે જે બોલાવ્યું છે તે વાનરના મોઢામાં શોભે નહિ. રાવણે હનુમાનની સલાહમણી માન્ય કરી નહિ. એટલે યુદ્ધનો ઉદ્યોગ શરૂ થયો. રામની સહાયતા માટે સુગ્રીવના આવ્હા-નને લઈને દ્રાવિડ દેશના નાના મોટા અનેક રાજાઓ પોતપોતાનાં સૈન્ય લઈ આવ્યા. સૈન્ય કીષ્કિન્ધાથી લંકા જતી વખતે રસ્તામાંથી રાજા સમુદ્રકર્તૃક શાસિત વેલાન્ધપુર, સુવેલાચ-

નને રાજા સુગ્રીવ, દ્વિપ રમણનો રાજા હંસદ્વાપ અતિક્રમણ કરી ગયા. યુદ્ધનું પરિણામ પ્રસિદ્ધ હોવાથી પુનરૂક્તિની જરૂર રહેતી નથી.

ઉપરોક્ત હકીકતમાં જે જે સ્થળનો નામ નિર્દેશ થયેલ છે તેનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે કરી શકાય છે.

કીષ્કિન્ધા—સરકારી વિભાગ પ્રમાણે બલારી Bellary જીલ્લામાં હોસપેટ Hospet જંક્શનની પાસે તુંગભદ્રા નદીને કાંઠે આધુનિક અનાગુંડી Anagundi પ્રાચીન કીષ્કિન્ધા નગરી. આ સ્થલેમાં ઈ. સ. ના ૧૪ મા અને ૧૫ મા સૈકામાં વીજયનગર સામ્રાજ્યની રાજ્યધાની હતી.

કીષ્કિન્ધાની ઉત્તર પશ્ચિમ દીશાએ ધારવાર Dharwar જીલ્લો રત્નાગીરી Ratn અને કોલ્હાપુર Kolhapur પ્રાચીન વિદ્યાધરનો દેશ.

લંકા—આધુનિક સીલોન Ceylon.

પાતાળલંકા—કન્યાકુમારીથી ગોકર્ણ પર્યંત પશ્ચીમઘાટ અને મધ્યવર્તી સમુદ્ર કાંઠો—આધુનિક ત્રાવણકોર—કુર્ગ—કાનડા જીલ્લો—લંકાનું રાજ્ય ભારતવર્ષની દક્ષીણ દીશાએ ત્રીચીનાપલ્લી Trichinopoly પર્યંત અને પશ્ચીમ સમુદ્ર તીર પર્યંત વિસ્તૃત હતું.

ગોકર્ણ—ગોવા Goa દક્ષીણ સમુદ્ર તીરે.

હનુરુહ—આધુનિક હોનાવર Honavar ગોવાથી પ્રાયઃ પંચોતેર માઈલ દુર દક્ષીણ સમુદ્ર તીરે સર્વતી નદીને કાંઠે (આ સર્વતીનો જળધોધ ગીરસોપ્પાનો જળધોધ Gersoppa falls નામે પ્રસિદ્ધ છે આવો ઉંચો જળધોધ દુનીયાભરમાં બીજે ક્યાંઈ નથી.)

મહેન્દ્રપર્વત—ત્રાવણકોર પૂર્વ સીમા, પશ્ચીમઘાટ, હાથીમુખ પર્વત તેની પૂર્વ દક્ષીણે છેલ્લી સીમા સુધી.

મુંબઈ. તા. ૨૧-૨-૨૧. } હરગોવિન્દ કાનજી ભટ્ટ.

# અમરનાથનું રૂદન.

તા. ૪-૬-૧૯૧૬.

આપણા વિયોગથી મ્હને આનંદ થાય છે. છતાં, તું મ્હારી જુવાનીનો પરમ મિત્ર, મ્હારો બીજો આત્મા, સ્વભાવ ને ગુણોમાં મ્હને આંટલો મળતો—તે હેવા મનુષ્યનો વિયોગ હું સહી શક્યો એ કેવું નવાઇભર્યું! પણ હા, માનવીના હૃદયને કોણ પીછશે? જ્હાં કંઈ શાન્તિ નથી ત્હાં તે શાન્તિ ઢૂંઢે છે. મ્હને ક્ષમા કરજે. સુખના આલંબન તરીકે જે જે સંબંધો મ્હેં બાંધ્યા છે તે બધાય કિસ્મતે દુઃખના જ હેતુ તરીકે નીમ્યાં છે. ગરીબ બીચારી સુમન! ત્હેનું પોચું મન પ્રેમવશ થઈ ગયું તેમાં મ્હારો શો દોષ? હું તો હેની બ્હેનના રૂપનાં વખાણ કરતો હતો. તો પણ મ્હારૂં શંકાશીલ હૃદય પૂછે છે કેવું ખરે નિર્દોષ છે? ત્હેના ઝીણાઝીણા પ્રેમભર્યા ઉચ્ચારમાં હું ઘણો આનંદ માણતો તેથી શું ત્હેના હૃદયનો તાપ નહી વધ્યો હોય? અરે મનુષ્ય! ગમે તેમ કરી કલ્પનામય દુઃખોથી ત્હારી જાતને કાં પીડે છે? પણ ભાઈ, ત્હારે કશો ઉચાટ ન કરવો. મ્હારૂં હાલું ઉલ્હાસપણે પ્રયત્ન કરીને પણ શમાવીશ, પાછલાં દુઃખોને શું ચાબ્ય ચાબ્ય કરવાં! વિસ્મૃતિ પથમાં સેરવી દઈશ અને વર્તમાનમાં જ સુખ માણીશ. મ્હારા મિત્રની એ શિખામણ હું સેવીશ—ત્હારી એ શિક્ષા શું ન્યાય્ય નથી? સામાન્યતઃ સહન કરેલાં પાછલાં દુઃખ રડી રડીને મનુષ્ય પોતાને બેવડો દુઃખી કરે છે.

મ્હારાં માતુશ્રીને કહેજો કે ત્હમારા કામમાં પૂરતું ધ્યાન હું આપું છું અને તેની વખતો વખત ત્હમને ખબર આપતો રહીશ. મ્હારાં કાકી લોકો કહે છે તેવાં છેક નથી. કેટલીક વાર આવેશમાં કાંકનું કાંક કરે છે, પણ ત્હેનું હૃદય ભલું છે. મ્હારી માના ઘરેણા ગાંઠા સંબંધી ત્હેણે બધી વાત ચોખ્ખી કરી છે અને કેટલીક સરતોથી આપણા ધાર્યા કરતાં વધારે મીલ્કત તે પાછી આપવા માગે છે. મ્હારાં માતુશ્રીને ખાતરી આપજો કે કામનો નીકાલ થયે ત્હમને સંતોષ થશે. હાલાં નજીવા બનાવમાંથી ભાઈ! મ્હને ખાતરી થઈ છે કે જગતમાં દુઃખ દેવાની યુક્તિઓ થાય છે, છેતરવાના પ્રયોગો પણ થાય છે—નથી થતા એમ નહી, પરંતુ ત્હેના કરતાં એકમેકની સમજની ઉણપને લીધે અને પોતાના હિતમાં પૂરતું ધ્યાન ન આપવાને લીધે દુનીઆમાં ચિન્તા વધારે ઘર કરી બેઠી છે. એટલું તો ખરૂં જ છે કે ગેરસમજના પરિણામો ઠેર ઠેર જોવામાં આવે છે.

મ્હને અહીં ફાવે છે. કસેલ ઘાના ધાબાજરીઆ જેવા મીઠા એકાન્તને—એ દુઃખીના દીલાસા આનંદને—હું આ પૃથ્વી ઉપરના સ્વર્ગ સમા સ્થળમાં ભોગવું છું. આનંદભર વસન્ત મ્હારૂં હૃદય પ્રફુલ્લિત કરે છે, શરીરમાં ચેતન ઉભેરે છે. વૃક્ષે વૃક્ષે, ખેતરે ખેતરે કુદરત આનંદે છે. ચારે પાસ સુગંધ પમરે છે. પક્ષીઓ ગીતથી સ્હવારને વધાવે છે, અને સાંજે મીઠડી કોયલ અવસાન પામતા દિવસનું મૃત્યુ સંગીત ગાય છે. ક્યહાં શહેર! ને ક્યહાં આ

હેરનાં પરિસ્થાન! આ શહેરમાં તો કંઈ આનંદ કે કહો પ્રેમ હેવું કંઈ નથી. પરંતુ શહેરના પરિસ્થાનોમાં તો કુદરતે શ્રેષ્ઠ સૌન્દર્યો સાલવ્યાં છે. હાવાં સાદાં દશ્યોમાં ટેકરીઓની પણ ગણના છે. તેમાંની એક ઉપર માજી નવાબનો એક બગીચો છે. આપણને ત્હાં પ્રથમ દૃષ્ટિએ ખાતરી થાય છે કે ધંધાદારી અક્કલ કરતાં સહજ રસિકતા ચઢી જાય છે. એ બાગને ઉછેરનાર માળી માળી જ માત્ર નથી, કોઇક લાગણી ભાવભર્યો આત્મા છે. બગીચાના એક મંડપમાંની જન્નતસાન પામેલા નવાબની કબર ઉપર કેટલાંક આંસુ મ્હેં ઢાળ્યાં. હવે તો એ કબર પડી આખડી સ્થિતિમાં છે અને ત્હાં કોઇ જતું આવતું પણ નથી. આ મંડપમાં એ નવાબ ઘણી વખત આવતો અને હવે એ મ્હારૂં પણ માનીતું વિશ્રામસ્થાન થઈ પડ્યું છે. મ્હને લાગે છે કે થોડા વખતમાં હું બાગના એ બાગમાં રહેવા શક્તિમાન થઈશ. માળીની કૃપા ત્હારા ઉપર છે અને તેની કૃપાનો ઉપકાર હું નહી ભૂલું.

પત્ર ૨.

મે, ૧૦.

મ્હારા મનને હવે કેવી શાન્તિ છે! જાણે વસન્તના સ્વાર જેવી શાન્ત અને મૃદુ. હેનાથી એકાન્ત કેવું મીઠું લાગે છે! આ મ્હારા જેવા હૃદયો માટે નિર્માયલા પ્રદેશમાં— અહીંયાં જ હવે મ્હેં ખરૂં જીવવાનું શરૂ કર્યું છે. આ એકાન્તમાં એટલાં બધાં વિનોદસ્થાન છે કે કર્મ કરવા કરતાં જીવવામાં જ વધારે આનંદ લાગે છે, કારણ અભ્યાસ હમણાં તેને મૂક્યો છે, અને પહેલાંની રમત ગમ્મત મૂકી દીધી છે. કંઈ ચીતરતો પણ નથી, છતાં અત્યારે જેવો ચિત્રકાર છું તેવો કોઈ કાળે નહોતો! તળાવ ઉપરનાં ઝાડની ડાળીઓમાં ઝાકળ જ્હારે જળરતો ચમકાવે છે, મધ્યાહ્નને વૃક્ષઘટાથી છાયા છવાઈ રહે છે, અને ઝાડ વચ્ચે પેસી નીકળતાં સ્હેજ સ્હેજ કિરણો જોઈતું તેજ પાથરે છે ત્હારે વૃક્ષોની કમાનો નીચે ઝાંખાં વિચારમાં ને વિચારમાં હું ફરૂં છું. ઝણઝણ કરતા ઝરણના તટે ઊગેલા ઘાસ ઉપર લાંબો ચત્તો પડી, નિસર્ગસૃષ્ટિનાં ભિન્ન ભિન્ન દશ્યો વખાણું છું. હજારો ન્હાના ન્હાના છોડવા અને ત્હેમાં વસતાં અસંખ્ય ઝીણઝીણાં જંતુ એક વખત દૃષ્ટિએ પડયાં એટલે મનમાં રમ્યા કરે છે, અને અનંત વિચારબળથી આપણને પોષનાર આપણને સર્જનારી દિવ્ય શક્તિની શ્રદ્ધા પમાડે છે. રાત પડતાં જેમલાં સર્વ દશ્યો—વિશ્વની ખુબીઓ—યાદ કરૂં છું, અને તેના સંસ્કાર વ્હાલીના મિત્રની જેમ છાના આનંદથી મ્હને ભરી દે છે અને સાધુતાના ઉચ્ચાર કરી દઉં છું. મ્હારા પરમ મિત્ર! હું ઈચ્છું કે મ્હારા અંતરના ભાવ જગતનો તેનો ઉચ્ચાર હોય; હું ઈચ્છું કે મ્હને જેટલું લાગે છે તેટલું બધું કહી દઉં, પણ શ્યા— ગંભીર ઉન્નતતાના વિચારોને શબ્દ ક્યહાં પહોંચશે? એ વિચારોની ગંભીરતા જ મનને થકવી નાખે છે, અને આશ્ચર્ય જ અવશેષ રહે છે!

## પત્ર ૩.

મે. ૧૨.

મોહકતાની કોઇક અગમ્ય અદશ્ય શક્તિ કે ચેતનામય સમભાવની સત્તા આજુબાજુની દરેક વસ્તુને સ્વર્ગ સમી દિવ્ય બનાવી દે છે. કોઈ અજેય મોહકતા અચ્છોદ ઝરા આગળ મ્હને બેસાડી મૂકે છે. વીસેક પગથીઆં ઉતરીએ એટલે ટેકરીની નીચે ગુફામાં ઉતરતું પત્થરની બેખડોમાંથી આ ઝરણુ નીકળી આવે છે. ગામડીઆશી ભિંત્યની બનેલી વાડ, ઉપર આવી રહેલાં ઉંચાં ઝાડ, પ્રફુલ્લિત કરતો પવન, પાણીનાં ઝમ ઝમ કરતો અવાજ, અને કાળીઓનાં રસિક વાસીઓનાં ગાન,—બધું-બધુંય-કોઇ ઉન્નતતમ લાગણીઓ પ્રેરે છે. આ મોહક જગ્યામાં દરરોજ કલાક ગાળું છું. અહીંઆં યુવતીઓ શહેરમાંથી પાણી ભરવા આવે છે. કેવું નિર્દોષ અને ઉપયોગી કામ! કહે છે કે પહેલાં રાજાની દીકરીઓ પણ હેવા કામમાં આનંદ માણતી. જૂના વખતના રીત રિવાજો કલ્પનામાં તરી આવે છે. શુદ્ધ સત્ત્વોની સત્તાથી પૂર્વજો જાણે આ ઝરણુ આગળ કોલ કરાર કરતા હોય એમ જણાય છે. મ્હને થાય છે કે જાણે એક ગરીબ પ્રવાસીને હું જોઉં છું. ઉહ્નાળાના તાપથી તે થાકી ગયો છે કે અહીં તટ પર બેઠો છે કે—હા નાહીને આરસ જેવા ઝરણમાં પોતાનો થાક ઉતારે છે. ભાઈ, મ્હને તો એમ નક્કી લાગે છે કે જે મનુષ્યના મ્હારા જેવા ભાવોને વિચારો નથી ત્હેણે દૂર સુધી ફરી આવી, કદી પણ શાન્ત શાન્ત કરે હેવું વસન્તનું મધુપાન કર્યું નથી.

## પત્ર ૪.

મે. ૧૩.

"ચોપડીઓ મોકલું ?" નારે ભાઈ ના! ત્હારા ભલા આશય માટે હું ત્હારો ઉપકાર માનું છું. પણ મ્હારી ખાતર ચોપડીઓ ન મોકલશો. ઘણાય કાળ સુધી બીજા ઓથી હું દોરાયો, ક્ષોભ પામ્યો, બળ્યો ઝળ્યો, એટલે હવે તો હું છુટો થવા ઇચ્છું છું. મ્હારે મ્હારાજ તરંગોમાં રમવું છે. કેટલાંક શાન્ત કરે હેવાં ગીતોની જરૂર ખરી, પણ તે મ્હને 'રામાયણ'માં મળે છે. ઘણી વખત મ્હારા ઉછળતા લોહીને—ઉછળી આવતા લોહીને શાન્ત કરવા પ્રયત્ન કર્યા છે; હૃદયના પ્રચણ્ડ આવેશો દબાવવા પ્રયત્ન કર્યા છે. પણ ભાઈ, ત્હને મ્હારી લાગણીઓની માહીતી આપવી કાં પડે એમ છે? તું જાણે છું ને કે ત્હેં મ્હારી વૃત્તિઓની એક પછી એક સપાટાબંધ સંક્રાન્તિ જોઇ છે. ઘડીમાં વિચારમાં પડી જઈ દિલગીર બનેલો, ઘડીમાં આનંદમાં ડુબી જઈ ઘેલા જેવો લાગતો, દમણાં શાન્ત ઉદાસી, તરત પાછો તપી ગયેલો—એમ ત્હેં ઘણી વખત મ્હને જોયો છે. મ્હારું હૃદય બેચેન બાળક જેવું છે. એમ જ મ્હને રહેવા દે, પણ તે બીજાને જણાવીશ નહીં; જગત્ મ્હારી નબળાઇને નીંદશે, અને ઉર્મિઓની વેદી ઉપર બુદ્ધિને હોમનાર મનુષ્યને તે ઠપકો દેવા નીકળશે.

પત્ર ૫.

મે. ૧૫.

અર્જુનના પ્રાકૃત જનો અને તેમાંય ખાસ કરીને બાળકો મ્હને ઓળખતાં થયાં છે અને તેઓ મ્હને ચ્હાય છે: પરંતુ પરદેશવટેલી વાત કરતાં તેમને મ્હારી શુદ્ધ વૃત્તિની શંકા થતી અને વખતે વિચિત્ર રીતે પણ વર્તતાં. છતાં હું એટલો બધો ગુમાની નથી કે તેમની કૃપા ન લેઉં: અને થોડાજ વખતમાં ઉંચી પંક્તિના માણસો પોતાથી ઉતરતા માણસોને વેગળે જ રાખવાની કાળજી રાખ્યા કરે છે, શકે તેમનું નજીક આવવું તેમની શોભા ઓછી કરે—તેવા મ્હારા પહેલી વખત જણાવેલા અભિપ્રાયને એક દૃષ્ટાન્ત મળ્યું. પણ તેવા 'ઉમદા' મનુષ્યો, ક્વચિત્ સામાન્ય મનુષ્યમાં ભળી જવામાં ને ક્વચિત્ તેમને ધિક્કારે પાડવામાં તેમજ ધિક્કારવામાં કેટલો બધો ફુલારો બતાવે છે—કેટલું બધું અજ્ઞાન જણાવે છે? જીવન જ હેવું છે કે બધા સરખી કોટિમાં નહી આવે પરંતુ એટલું તો નક્કી જ કે બીજાઓને છેટેજ રાખવામાં પોતાનું મહત્વ તથા માન છે એમ ધારનારો મનુષ્ય, હુમલાના ભયથી નાસનાર કાયરના જેટલો જ નીચ છે.

એક વખત હું ઝરા પાસે ગયેલો, ત્યાં એક નીચેને પગથીએ બાજુએ ઘડો, ને એક ઓ હમણાં કોઇ સખી આવશે ને ચઢાવશે એમ આશા રાખી ઉભેલી. એકદમ હું ભઈ પાસે ગયો ને કહ્યું. "લાવો બ્હેન, હું તમને ટેકો કરૂં" હેના મ્હોં ઉપર શેરડા પડી ગયા અને ધીમેથી તેણે જવાબ આપ્યો "ના, શેઠ, ભાઈ", પણ મ્હેં તો ઉતુ કે સાડાત્રણ કર્યા વગર હેનો ઘડો ચઢાવ્યો; મ્હોં મલકાતી હેણે મ્હારો ઉપકાર માન્યો અને થયેલો આનંદ જ મ્હારા કામનો પુરતો બદલો હતો.

( અપૂર્ણ )

તા. ૩-૩-૨૧.

અનુયોજક "ત્રિદિત."

---

# કેટલાક પત્રો.

( ૬ )

પરમપ્રિય:

આજે હું આપણું ગ્રામ્ય જીવન આલેખું છું એમાં કેટલીક વાત એટલી અંગિગત અને ગમ્ય છે કે, શહેરી જીવન ગાળનાર એ વાંચી હસશે અને એને એક જાતની છોકરવાદી ગણશે. પરંતુ છોકરવાદી એ મનુષ્યના વિકાસમાનું એક અગત્યનું અંગ નથી? અરે! આ પરમ સત્ય જગત્ ક્યારે સમજશે કે, જીવનનો વિકાસક્રમ, મનુષ્યના કાર્યક્રમ માપે મંદમંદ ધરાવે છે. જે બાળક ધૂળમાં ન રમે અને ગમગીન રહે એ પોતાના જીવનના વિકાસક્રમમાં એ વાત ક્યારે સમજે કે ધૂળ એ પણ તત્ત્વજ્ઞાનની પરિભાષા ઢાંકે

છે। વરવધૂની સુંદર નિર્દોષ ચોરીને આસક્તિ કહેવાય તો સ્નેહના વિકાસને સ્થાન ક્યાં ? પરમપ્રિય ! વસ્તુતઃ સદ્‌ગુણ અને દુર્ગુણ એવી બે જૂદી જૂદી નૈતિક મર્યાદા નથી; સદ્‌ગુણને જ્યારે હેની મર્યાદા ઉલ્લંઘીને જાળવવામાં આવે, ત્યારે એજ દુર્ગુણ બને છેઃ એક સમય અને દેશનો સદ્‌ગુણ એ અન્ય સમય અને દેશમાં દુર્ગુણ પણ હોય.'

નૈતિક મર્યાદાથી અંકિત થયેલા અમુક નિર્વિવાદ; અને સર્વ સામાન્ય સદ્‌ગુણો સિવાય તમામ સદ્‌ગુણો મનુષ્યના જીવનના વિકાસક્રમ સાથે આધાર રાખે છેઃ એ એક સમયે સદ્‌ગુણ હોય અન્ય સમય દુર્ગુણ પણ બને. સામાન્ય નીતિ સુંદર યુવાન સ્ત્રીના જેવી છે. એ યુવાન પુરૂષને તૃષ્ણાથી જુએ છેઃ બાળકને સ્નેહથી ચૂમે છેઃ વૃદ્ધ પુરૂષને સંકોચ વિના 'કાકા'! કહીને બોલાવે છે. એ સ્ત્રીનો ધર્મ પુરૂષ અને સમય પ્રમાણે ફરે છેઃ પરમપ્રિય ! તું તે દિવસ એ મહાત્માના વ્યાખ્યાનમાં ગઇ હતી. 'એણે એમ જ જણાવ્યું કે કામ શત્રુ છેઃ ક્રોધ દુષ્ટ છેઃ મોહ મિથ્યા જ્ઞાન છેઃ એ માણસ આ શબ્દોને કાંઇક ચાંપી ચાંપીને જાણે પોતે આ વાત સમજ્યો હોય તેમ બોલતો હતો. એની અસર શ્રોતાઓ પર આબાદ થતી હતી. અને કેટલાક એમ વિચારતા હતા કે, તેઓ પુત્ર મિત્ર કલત્રાદિના વ્યાવહારિક સંબંધમાં આસક્ત છેઃ મુમુક્ષુ પદને નાલાયક છેઃ જપ અને માળા માટે યોગ્ય નથી; ગૃહનો ત્યાગ એજ પરમ ધ્યેય અને સાધ્ય છે. પરમપ્રિય ! આ વાર્તા હેં કહી ત્યારે મ્હેં માત્ર સાંભળી હતી અને હસ્યો હતો. આજે હું એનો ખુલાસો કરૂં છું. મ્હેં હને દર્શાવ્યું તેમ વસ્તુતઃ નીતિ, સુંદર સ્ત્રીની માફક, સમય અને પુરૂષ પુરૂષ પ્રત્યે ભિન્ન ભિન્ન ધાક ધરાવે છે. જગતમાં ક્યારે ય કામ મનુષ્યનો શત્રુ હતો નહિ, છે નહિ, અને થઇ શકે નહિ. ગીતાએ એ પરમ વૈજ્ઞાનિક સત્ય, શુષ્ક તત્ત્વજ્ઞાનથી જુદા પડીને સમજાવ્યું. માનવ જીવનના ઉંડા અભ્યાસીઓ જાણે છે કે, મનુષ્ય જ્યારે એ કામને માત્ર મર્યાદિત કરે, અને નહિ કે નિર્મૂલ કરે, ત્યારે સેંટ હેલીનાના ટાપુમાં એક સુંદર શાંત ખળખળ વહેતા થંડા પાણીના ઝરા પાસે, પોતાનો મૃતદેહ સ્થાન પાડવાની ઇચ્છા દર્શાવનાર મૃદુ હૃદય, અને પારીસથી મોસ્કો સુધી, અભિન્ન વ્યવહાર ચલાવનાર હૃદયબળ, એક જ વ્યક્તિમાં આવિર્ભાવ પામે છે* ઓ પ્યારા ધર્માચાર્યો ! હમે ક્યારે આ પરમ સત્યમય વાણીનો ઉપદેશ કરશો ? અરે કર્મયોગની આ કલ્યાણ ભૂમિ–સુંદર સંસાર–અને એને રત્નમય બનાવનાર મધુર રમણીય સ્ત્રીઓ, એના પર મોહ કોને ન થાય ? એના પર મોહ ન થાય એ મનુષ્યજીવનનો વિકાસક્રમ ક્યાંથી સમજી શકે ? એ મોહને એની રેખામાં રાખવો–એ મોહ મનુષ્યના કર્તવ્ય જીવનને રસિક જણાતાં પ્રમાદમય જીવનમાં ન ફેરને એટલી યાદી રાખવી,' એ જીવનના વિકાસક્રમની કુંચી છે. એકાંતિક સ્વાર્થમય આરામ એ મિથ્યાજ્ઞાન છેઃ વસ્તુતઃ એ જ મોહ છે. પરમપ્રિય ! આપણું 'આર્ય' જીવન આપવાને બદલે હું આપણા ધર્મિક સંસ્કારોને સ્મૃતિમાં લાવું છુંઃ હારા પરમપ્રિય ગુરુના જ્ઞાનની અજ્ઞાનતા જણાય તો પ્રત્યુત્તર આપજે.

---

* નેપોલીઅન બોનાપાર્ટ.

સખ્ત ગરમીમાં એક પથારીમાં બે ન્હાનાં બચ્ચાં ઇન્ફ્લુએન્ઝામાં પડયાં હતાં; જરા દૂર વારંવાર દર્દમય છતાં દ્રવીભૂત થતા હૃદયથી, નિરાશામય અને ગ્લાનિભરી દૃષ્ટિ ફેંકતી ત્હેમની માતા પડી હતી. એ દૃષ્ટિમાં પરમદુઃખનો આર્ત્તનાદ હતો; ધીમે રહી દ્વાર ખુલ્યું; અને એક શીશીમાં દવા તથા બીજા હાથમાં દુધનું પાત્ર લઈ, માતાના સ્નેહથી એક રમણીએ તે બચ્ચાંને પાયું. કાંઈક શાંતિ થતાં બચ્ચાં ઉંઘ્યાં. ત્યારપછી તેમની માતાને, આશ્વાસન આપવા તે સ્ત્રીએ ત્હેની સારવાર કરી. દ્વાર ખોલી તે બહાર નીકળી. નદી પર હજારો મનુષ્યો સ્નાન સંધ્યાદિક કરતાં હતાં; અને નદીના તટપર એક એકાંત સ્થાનમાં ધ્યાનસ્થ યોગી જણાતા પુરુષ પરમ આનંદથી માળાનો જપ કરતા હતા. આ રમણી પ્યાલું હાથમાં લઈ જરા ઉતાવળથી ત્યાંથી પસાર થતી હતી અને પત્થર આડે આવતાં નીચે પડી ગઈ ધબકારાથી યોગીનું ધ્યાન ભંગ થયું અને ઉડેલી ધુળથી તેમનું શરીર મ્લાન થયું. ત્હેણે ક્રોધથી ડાંગ ઉગામી. રમણીએ હાથ જોડી કહ્યું: "મહાત્મા! માફ કરો: આપને દુઃખ થયું: મ્હારી ઉડાડેલી ધૂળથી આપ અપવિત્ર થયા. હું જાતની અપવિત્ર વેશ્યા છું અને ભંગીની સારવાર કરી વધારે અપવિત્ર થએલી છું. મ્હારી ભૂલ માફ કરો. હું પાણી લેવા ઉતાવળી દોડતી હતી, તેમાં આ થયું." મહાત્મા જટા ખંખેરી ઉભા થયા અને બોલ્યા:

"રંડા! ભંગીની સારવાર કેમ કરવા લાગી છે? એને એના કર્માનુસાર ફલ મળે છે એમાં ત્હને મિથ્યા મોહ અને અહંભાવ શા માટે"?

વસંતસેના બોલી: "ઓ પરમપ્રિય ગુરુ! મિથ્યાજ્ઞાન હોય કે ભ્રમ હોય, આસક્તિ હોય કે અહંભાવ હોય, પણ વીસ વર્ષ સુધી મ્હારું ફળાયું સ્વચ્છ કરનારને ત્હેનાં સંતાન સાથે તરફડતી જોઈ સેવા ન કરું તો મ્હારો ધર્મ ચૂકું". "રાંડ વેસ્યાને પણ ધર્મ"! ગુરુ એમ બોલી રવાના થયા; અને વસન્તસેનાના પાદસ્પર્શથી પવિત્ર શરીરને અપવિત્ર માની ન્હાવા ચાલ્યા.

વસંતસેનાનું અન્ય સમયનું આચરણ એના વિચારનું સુંદર ધાર્મિક સ્વરૂપ દર્શાવે છે. આચાર એ વિચાર વિના કાંઈ જ નથી; વસ્તુ, વિચારના સંબંધથી પવિત્ર કે અપવિત્ર બને છે આ એક બનેલો બનાવ છે. વસન્તસેનાને ત્યાં હું એક રાત્રીએ ગયો હતો, અને ત્હેની દિવાનખંડ પાસેની બેઠકમાં બેઠો હતો. તે પોતાના કર્ત્તવ્યક્ષેત્રમાં વેશ્યાને યોગ્ય વિલાસી સ્વરૂપમાં બેઠી હતી. ગુલ આછા રેશમી વસ્ત્રમાં ત્હેનું સુંદર વદન વધારે સુંદર બની, મોહ ઉત્પન્ન કરતું હતું. આ સમય ત્હેને ત્યાં પોતાને જ જુવાન અને રૂપાળા પુરુષમાં ગણના કરનાર, એક મૂર્ખ પાસેની ખુરશી પર બેઠો ગપ્પાં હાંકતો હતો વાતમાં ને વાતમાં વસન્તસેનાએ કહ્યું: "અમારે વેશ્યને માટે આપનો કાંઈ નિયમ જ નથી. અનેક પુરુષના સંગમ આવવાથી અમે અનેક પુરુષની સ્ત્રી છીએ. અને મ્હારો સ્ત્રીધર્મ મ્હેં બજાવ્યો જે પુરુષો મ્હારા હમેશના ગ્રાહક હતા, તે સર્વેને એક અથવા બીજી રીતે, ભયંકર દર્દમાં હું કાંઈક સરલતા, સાધન, અને સાહાય્ય આપી ચૂકી છું આ એક તદન સામાન્ય નીતિનું

સ્વરૂપ છે હું પશુની સ્ત્રી છું અને તેથી પશુ પ્રત્યે મ્હેં મ્હારો સ્ત્રી તરીકેનો સેવાધર્મ બજાવ્યો છે.”

તે મૂર્ખ બોલ્યો: “એમાં પણ ત્હારો સ્વાર્થ છે. એમના યૌવન પર જ તું નભે છે.”

“હા પણ એટલા માટે આ સ્વીકારી લીધેલો ધર્મ એ મ્હારા સ્વાર્થનું પરિણામ નથી. હવે એ વાત જવા દે. પરમપ્રિય!”

વેશ્યાને યોગ્ય મોહક અભિનયથી વસંતસેના બોલી: “મ્હેં ત્હને એક અન્ય વાત કહેવા બોલાવ્યો છે: શહેરમાં અત્યારે હજારો સ્ત્રી પુરુષો અને બાલકો ભયંકર બિમારીમાં પડ્યાં છે તું મ્હારી ખાતર કાંઇ પણ નહિ કરે?”

“વસંતસેના! ઉગારનાર સમર્થ પરમાત્મા છે. મ્હારાં બાલકો હજી ન્હાનાં છે. રોગ ચેપી કહેવાય છે.”

“અને એજ ત્હારાં ન્હાનાં બાળકોને તું મ્હારે ત્યાં વિલાસમગ્ન રહી અન્યાય નથી આપતો? શહેરના સર્વથી વિખ્યાત ચોર! ત્હારો ધર્મ અત્યારે, ત્હારા અન્યાયથી એકઠા કરેલા પૈસાને ઉડાડી મૂકવાનો છે. હું ત્હને ધર્મનું પરમ સત્ય કહું છું કંજુસને ત્યાંથી નીચને ત્યાંથી તે ન બને તો છેવટ મ્હારી સખી વાસવદત્તાને ત્યાંથી. અરે કહું છું કે મ્હારે ત્યાંથી ચોરી કરી પૈસા લઈ જા! એ બધા પૈસાની કાંજી બનાવી દર્દીની પથારીએ પથારીએ ભટકવાનું શરુ કરી દે! ઓ પ્રખ્યાત પરદુઃ! ત્હારું આ કર્તવ્ય છે: ત્હારો આ ધર્મ છે: ત્હને કર્મ બંધન નહિ કરે!!”

“ત્હારે ત્યાંથી જ પૈસા આપતો? ત્હારે ત્યાં ચોરી કરું એ કરતાં તું હાથે જ પૈસા આપી દે. મ્હને ચોરને વધારે અધમ કાં બનાવે?”

“નહિ પ્યારા રણમલ! એમ નહિ. તું ત્હારા જીવનને અન્યને માટે જોખમમાં નાખીને પૈસા પ્રાપ્ત કર! કર્તવ્યની ખરી સુંદરતા એ જ છે. હું પૈસો આપું એમાં જોખમ નથી. તું મ્હારે ત્યાંથી પૈસા ચોરી જા! અને યાદ રાખ, ચોરી કરતાં તું પકડાયો તો મ્હારું કર્તવ્ય ત્હને પોલીસને સોંપવાનું છે! રણમલ! જે સ્તનના મોહક સ્વરૂપથી, હજારો મૂર્ખ પુરુષો પાસેથી સમૃદ્ધિ એકઠી કરી છે, તે સ્તન આ સમય ઘણાં બાલકોને—માતાનું સ્તન છે એમ નિર્દોષ રીતે માનતા સુખી ભ્રમમાં પડેલા બાળકોને—આરામરૂપ થયાં છે! એ વિલાસીધર્મમાં પવિત્રતા આવી ચૂકી છે! રણમલ! ધર્મનું ત્હને સત્ય સ્વરૂપ કહું છું: જા, દેવસ્થાનમાંથી, મૂર્તિના સર્વે શૃંગાર ચોરી લે, અને એ સમૃદ્ધિથી શહેરના અસંખ્ય દર્દીઓને આરામ આપ! ઓ પ્રિય રણમલ! ત્હારા સમસ્ત જીવનમાં કરેલી દેવપૂજા જે ફલ નહિ આપે—જે સત્ય નહિ સમજાવે તે સત્ય આ દેવના શૃંગારની ચોરી આપશે! ઓ લૂંટારા! સમજ કે ચોરીને પણ નીતિ અને ધર્મની સુંદર રેખાઓ છે! સમય પ્રમાણે ચોરી એ પણ નીતિ છે! ધર્મ છે! અને કહું કે એ સુંદર નિર્દોષ નીતિમય ધાર્મિક સંસ્કાર છે!

રણમલ ! હું નથી સમજતો કે જ્યારે આખું શહેર શાંત હોય ત્યારે મૂર્તિ પાસે ભેટ ધરવી એ કર્તવ્ય છે: એ જ શહેર ભયંકર બીમારીમાં હોય ત્યારે એ જાહેર સમૃદ્ધિમાંથી ધર્મ નિમિત્ત જમે કરાવનાર અથવા ન કરાવનાર સર્વને યોગ્ય રક્ષણ આપવું એ કર્તવ્ય છે. આપણાં દેવસ્થાનો જાહેર પ્રજાનું મુશ્કેલ સમયે આપવાનું રીઝર્વ ફંડ છે. એ ફંડના નેતાઓ-ધર્મના આચારને ધર્મના વિચાર કરતાં વધારે માન્ય ગણી, -શરીરને આત્મા કરતાં વધારે પૂજ્ય માને, ત્યારે એ સર્વની અનીતિમય સમૃદ્ધિમાં તૃષ્ણા રાખનાર પ્રખ્યાત ચોર ! ત્હારું કર્તવ્ય ત્યારે કરવાનું છે ! એ પવિત્ર સમૃદ્ધિ ત્યારે અપવિત્ર થાય છે, અને તેથી એને ચોરી લઈ, હજારો મનુષ્યોને ઉગારવાનો હું ત્હમને હુકમ કરું છું.

વિલાસનું પરિણામ હોય કે વિભ્રમનું પરંતુ વસન્તસેનાનાં આ વીર્યવાન્ શબ્દો, એના ધર્મનું સત્ય સ્વરૂપ પ્રદર્શિત કરે છે. કોણે કહ્યું કે સ્વાર્થમય એકાંતિક જીવન—અરે જગતના સર્વ દુઃખો પ્રત્યે આંખ મીંચી રાખવાનું અજ્ઞાનમય તમસ્—એજ જીવનસર્વસ્વનો સાર છે. પરમપ્રિય ! મ્હારા મનમાં હવે એજ ઉલ્લાસ છે—ઉત્સાહ છે—આશા છે કે, નૈતિક રેખાનું ઉલ્લંઘન કર્યા વિના મ્હારી આ પ્રિય કલ્યાણમય સુંદર કર્મયોગની ભૂમિ—અહા ! રમણીય સંસાર—એમાં જ જીવનનો છેલ્લો શ્વાસ મૂકીશ ! એ સમય મ્હારા પ્રિય સંબંધીઓમાંથી, મ્હારું કાર્ય વધારે શૈર્યથી ઉપાડી લેનાર મ્હારું પ્રિય સંતાન,—જગતમાં મ્હારી પછી રહેનાર મ્હારો પ્રતિનિધિ હાજર હશે, અને એ સર્વની વચ્ચે સુખમય સ્વપ્નનો અંત આવશે. જે નિરાશા આપે છે, એ જ આશા આપે છે. શા માટે હું જીવનભર એમ નિરાશ રહું કે અફસોસ ! અંતે આ સર્વને ત્યાગીને એક દિવસ જવું પડશે; એથી વધારે સુંદર આ ભાવના શા માટે નહિ કે, જગતમાં મ્હારા પછી રહેનાર માટે હું કેટલીક સમૃદ્ધિ અને સાધન મૂકતો જાઉંછું; એનો સાધન અને સમૃદ્ધિ પ્રાપ્ત કરવાનો કેટલોક સમય બચશે અને એ રીતે જેને જીવનમાં લાવવામાં હું હેતુ હતો, ત્હેને વિકાસની યોગ્ય સમૃદ્ધિ હું આપતો જાઉંછું.

પરમપ્રિય ! જીવનના આ સર્વ સંદેશા સમજ્યા પછી-મ્હને એક વખત આપણા ભૂતકાળના પ્રાચ્ય જીવન તરફ ફરવા દે અફસોસ ! જીવનમાં આશા અને ઉલ્લાસ, ઉત્સાહ અને ઉદ્યોગ, પ્રગતિ અને પ્રવૃત્તિ, આનંદ અને આશ્રય એ સર્વ જોયા પછી મ્હારું લક્ષ્ય ત્હારા તરફ ફરે છે ! અરે ! અંતે નિર્જન રણમાં ટળવળનાર પુરુષ મૃત્યુ સમય પોતાની પ્રિય, આરામ આશ્રય અને આનંદ આપનાર ભૂમિ પ્રત્યે તૃષ્ણાથી અને તષાથી જોઈ રહે છે ! મ્હારી જીવનની અંતર્ગત-વ્યાધિ સર્વ આશાના મદ ભલા પાછળથી, છૂપી રીતે પણ દેખાયા વિના રહી શકતી નથી. અરે ! મનુષ્ય મૂર્તિનો પૂજનાર છે ! એ ભૂતકાલ માટે રુદન કરનાર છે ! તે દિવસ ત્હને સાંભરે છે, આપણે રાત્રિએ એક મીજલસમાં ગયા હતા; હજારો મનુષ્ય જુદા જુદા ભાવથી રૉશન તરફ જોતા હતા. ત્હેના કંઠની, ત્હેના અભિનયથી અને ત્હેના ચ્હેરાં પર આવી જતા ભાવની, એમ જુદી જુદી તૃષાથી, મનુષ્યો ઉભા હતા. રૉશનની મધુર ઉર્દૂ જબાન જ્યારે છૂટી, ત્યારે તાલીઓના ગગડાટથી મંડપ ગાજી રહ્યો. એ માનુસિક ચમત્કાર હું શાંત રીતે જોતો હતો. તેટલામાં રૉશનના સુંદર

સ્પષ્ટ મધુર મૃદુ શબ્દો, મોતીના દાણા માફક નીચે છૂટા છૂટા પડતા હોય તેમ પડવા લાગ્યાઃ

મરનાર તો ધીર વાતો પર,
મર જાતે હૈં—

ઓ પરમપ્રિય ! આ માનસિક ચમત્કારમાં સ્નેહનું પૃથક્કરણ નથી ? સ્નેહની કૃતિ અમર હોય છે. આ શબ્દો લખનાર પોતાની માનસિક ચેષ્ટાઓમાં લખી ગયો; અને તેને પોતાના મધુર કંઠના બળથી વ્યક્ત કરતાં, મનુષ્યો–જેમ ક્યારેક અતિ સૌંદર્ય જોઈ ઉલ્લાસમાં આવી ઘેલાં બની જાય તેમ–રોશન પર, ઘેલાં બનતાં હતાં. મનુષ્ય મૂર્તિનો પૂજનાર છે ! મનુષ્ય મનુષ્યનો પૂજારી છે; અને સ્નેહનું સંતાન મનુષ્યને અમરત્વ આપે છે. પરમપ્રિય ! આ વાતની સાથે જ આપણા વ્યવહારનું આદર્શ સ્વરૂપ જોડી, સંસારને, સ્નેહની અમર સુંદર કૃતિ સમજાવવાને બદલે, આપણા વ્યર્થ પંડિતોએ એને કેમ નિરર્થક ભ્રમ કહ્યો ? હજારો શાસ્ત્રોની વચ્ચે હું પોકાર કરીને કહું છું કે શુદ્ધ સ્નેહની કૃતિ જો સંસાર-વ્યવહારમાં વ્યક્ત થાય તો, એજ વેદનું પરમ જ્ઞાન છે ! ઉપનિષદનું સુંદર તત્ત્વજ્ઞાન છે ! એ જ શાસ્ત્રનો સાર છે ! મનુષ્યની મનુષ્ય તરીકેની અપૂર્ણતામાં જો વેદાંત સંપૂર્ણતાનો અંશ હોવાનું જણાવે છે તે વેદાંતનું પરમ સત્ય આ પણ હોવું જોઇએ કે, સંપૂર્ણતાનો અંશ એ મનુષ્યનું સ્નેહ–બળ છે. મનુષ્ય, મનુષ્ય તરીકે કાંઈ નથી; કદાચ એ અન્ય પશુના જેવો જ ઘરમાં રહેનાર અને વાણીમાં થોડું જાણનાર પાળેલું પ્રાણી છે ! અરે ! આ ક્યારે સમજાય–મ્હેં તે દિવસે ત્હને કહ્યું હતું તેમ–તે શેઠની ન્હાની દીકરી સાથે રાત્રિ દિવસ રમ્મત કરનાર મોતી, જ્યારે શેઠની દીકરી પરમ વ્યાધિથી પોતાનાં નમન જગતનાં દશ્યો પર ઉઘાડાં બંધ કરતી હતી; ત્યારે ત્હેની પથારી પાસે ગ્લાનિમય ચ્હેરાથી બેઠો હતો. એને હૃદય હતું; એનું મગજ ચાલતું ન હતું. અને જેનું મગજ ચાલતું હતું તે ડૉ. નરહર હૃદયવિનાનું મોટા મગજવાળું પશુ હતું ! શેઠની દીકરી મરી ગઈ; ત્હેની માતા ખૂબ રડી, અને સાથે મોતી પણ રડ્યો ! એ કુતરો, સ્નેહના બળથી મનુષ્યત્વમાં આવ્યો હતો ! અરે ! તત્ત્વજ્ઞાનનું આ સુંદર સત્ય–મનુષ્ય પશુ છે; પશુ મનુષ્ય છે–સર્વ ભૂતમાં આત્મા એક છે; સ્નેહનું બળ એક જ સ્વરૂપમાં વ્યક્ત થાય છે. પશુમાં જે સ્નેહ માદાને સંતાન માટે હોય છે, તે જ સ્નેહ, મનુષ્યોમાં સ્ત્રીને સંતાન માટે હોય છે. સ્નેહ–સૃષ્ટિમાં એ બન્ને એક જ કોટિનાં મનુષ્યો છે; અને તેથી સ્નેહની ઉન્નત દશા એ જ મનુષ્યત્વનું સત્ય ચિહ્ન છે. અફસોસ ! તત્ત્વજ્ઞાનના આ સુંદર સત્યને મરડી મચડી એમ દર્શાવ્યું કે સંસાર વ્યર્થ છે ! વસ્તુતઃ સ્નેહયુક્ત સંસાર એ જ સ્વર્ગ છે !

તે દિવસ બહુ આનંદનો હતો; હું ત્હારા સુંદર શ્વેત વસ્ત્રમાં તૈયાર થઈ, ઉગતા સૂર્યનાં દર્શન કરતી હતી; પ્રિય દક્ષિણ, ત્હારાથી થોડે દૂર ઉભો રહી, પોતાની કાલી ભાષા–અરે ! પોતાનો સર્વ શબ્દકોષ ખાલી કરતો હતો; આપણા બગીચામાં કેટલાંક સુંદર ગુલાબનાં પુષ્પો ખીલતાં હતાં; પાસેના અશોક પર પક્ષીઓ બોલી રહ્યા હતા; પરમપ્રિય શાંતિ અંદરથી તાળી દેઈ દક્ષિણને હસાવતી હતી; ઓ પ્રિય ! એ સમય ત્હને ખબર છે, હું મધુર સ્નેહથી દક્ષિણ તરફ જોઇ રહી હતી; કોઇ સુંદર ચિત્રકાર ત્હારું ચિત્ર દોરે તો

અવશ્ય એ સર્વ ભાવો વ્યક્ત કરતાં, પ્રભાતના સુંદર ખુશનુમા આકાશમાંથી અનેક રંગો ચોરી લેવા પડે; ત્હારા ચ્હેરા પર જરાક આછી આછી રમણીય મધુરતા પ્રસરી રહી હતી, અને ત્હારા નયનમાંથી નીકળતા વાત્સલ્ય પ્રેમને લીધે એ મધુરતા પર આછી આછી ગ્લાનિમય આનંદની ગુલાબી સુરખી પ્રસરાવતી પીંછી જરા જરા ફરતી હતી. નયન સ્નેહથી પ્રફુલ્લિત હતાં; અને એ સ્નેહમાં ભવિષ્યની ગ્લાનિની છાયા આવ્યા વિના ન રહી; વદન પર સ્નેહ સ્પષ્ટ હતો, પરંતુ તેમાં વિચારની કાંઇક છાયા હતી; ત્હારો જરાક કરડેલો હોઠ ચ્હેરા પરના મધુર સ્નેહભર્યા સ્મિત પર વિચારની આછી રેખા દોરી રહ્યો હતો. ઓ પ્રિય! ત્હારું એ ચિત્ર પુનઃ ક્યાં ક્યારે જોવું? અરે! આપણો સનાતન જીવનનો સિદ્ધાંત મ્હને શૂન્ય જણાતી, આ કર્મયોગની કલ્યાણ ભૂમિને પુનઃ ચૈતન્ય આપી શકે તેમ નથી.

પ્રિય દક્ષિણકુમારનો, તે દિવસ, જન્મ-દિવસ હતો; સ્ત્રીની પરમ ઉદારતા સ્નેહના પ્રદેશમાં છે; સ્ત્રીનું હૃદય પુરૂષના મગજ કરતાં આ સંસારને વિશેષ ઉપયોગી છે. અરે! સ્ત્રીની સુંદર જ્યોતિ પુરૂષને વિશ્રામરૂપ ન હત તો આ સંસાર સુંદર નિર્દોષ વિલાસમય સ્વર્ગને બદલે, કાંઇ પણ આરામ વિના-કોઇ પણ આશા વિના-આધાર અને આનંદ વિના-સતત કાર્ય કરવાનું યંત્ર બની રહેત. આપણા હમેશ ચાલ્યા જતા દિવસો કરતાં, તે દિવસને ત્હેં સ્નેહની જ્યોતિથી વધારે પવિત્ર અને સુંદર બનાવ્યો; રહવારમાં તું વ્હેલી ઉઠી; દક્ષિણકુમાર તો હમેશાં પાંચ વાગ્યે ઉઠી, મ્હારી અને ત્હારી વચ્ચે પોતાનો-ન્હાનો પણ પરિચયને લીધે પ્રિય બનતો અને ત્હેના ન્હાના બીન અનુભવી મગજને આશ્ચર્યમય લાગતો-શબ્દકોષ ખાલી કરતો. અરે! અંતે તત્ત્વજ્ઞાન મનુષ્યને બાળક બનવાનું કહે છે. શબ્દની મધુર ચમત્કૃતિ તે ન્હાના બાળકને ગહન લાગતી હતી; અને તત્ત્વજ્ઞ પુરૂષ પણ તે ગહનતા જોવા યત્ન કરે છે. પ્રિય વર્ડ્ઝવર્થ! બાલક મનુષ્યનો શિક્ષક છે; મનુષ્ય બાલકનો શિક્ષક છે!

પરમપ્રિય! આજે આપણું ગ્રામ્ય જીવન, અને તે સંબંધે રહેલી મધુર સ્મૃતિ પર, જીવનના કેટલાક પ્રશ્નો ચર્ચવાને બદલે, અરે! એક વખત એ ભૂતકાલનું સુંદર વાતાવરણ ઉત્પન્ન કરી, કુશલચિન્હ થવાને બદલે, ત્હારા પર બીજું ઘણું લખ્યું; હું આપણી એ મધુર યાદી-અરે જીવનસંગીતનો એ સૂર-છેડ્યા વિના તો નહી જ રહી શકું; અત્યારે નહિ તો પછી હાલ એ યાદી મ્હારું જીવન છે!

એ વેળાનું સ્મરણ કરતાં જીંદગી માળતો છો,
ચાસા જોતા શશી રવિ અહો આથમી કો ઉગી છો.

ગોંડલ,
તા. ૨૦-૧૨-૨૦.

ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી.

# રમુજી ટૂચકા.

## ( ૧ )

## ઓણુ ને પોર.

( પૂર્ણ થતા મહિનાનું ઘરખર્ચ વિશેષ આવતાં દેવનંદ વિચારમાં પડ્યા છે, તે જોઈ દિવાળી ( તેની પત્નિ ) આવે છે. )

દિવાળી—કેમ, શા વિચારમાં પડ્યા છો ?

દેવનંદ—સાળું દર મહિના કરતાં આ મહિને ઘર ખર્ચનું બીલ વધી જાય છે.

દિવાળી—હા. આ મહિને મહેમાનો વિશેષ આવ્યા છે, તેથી.

દેવનંદ—મહેમાનોમાં તો મારો નાનો ભાઇ શિવશંકર તથા ત્હારો ભાઇ દોલતરામ જ આવેલ છે. તેમાં પણ શિવશંકર તો કયારે જ આવે છે.

દિવાળી—હા. હવે જોયું તમારૂં ડહાપણ. મારો ભાઈ તો બિચારો આજ આવે પાછો કે—ઠ કાલે આવે. અને તમારો ભાઈ તો ઓણુને પોર, ઓણુ ને પોર, ઓણુને પોર હરવખતે આવ્યાજ કરે છે.

( દિવાળીનું વાક્ચાતુર્ય સાંભળી દેવનંદ હસી પડયા )

---

## ( ૨ )

### છછુ—કુમાડ.

બાપાલાલ શેઠને ત્યાં મોટી વયે પુત્ર પ્રાપ્તિ થતાં પતિ પત્નિના આનંદની સીમા અમર્યાદિત હતી. પોતાનો આનંદ પ્રદર્શિત કરવા શેઠની બ્હેનો પણ આવેલ હતી, અને પીંપળાનાં પાન, સોપારી, વગેરે સામગ્રી સહિત " ઓળી જોળી પીપળ પાન, ફોઇએ પાડયું લાલચંદ નામ " વારે વારે ઉચ્ચારી કુમળા બાળકનું નામ લાલચંદ પાડ્યું.

લાલચંદની ઉમર મોટી થતાં નિશાળે જવાનું થયું. પણ ત્યાં જઇને ઘરના જેવી લહેર માણી શક્યો નહિ. વળી ગુરૂજીના કબામાં રહેવું પણ મુશ્કેલ પડ્યું. તેથી ભાઇએ નિશાળે જવાનું માંડી વાળ્યું, અને અભ્યાસમાં નાળીએર ( શ્રીફળ ) મૂક્યું.

પુત્ર ન્હાનપણથી જ લાડમાં ઉછરેલો હોવાથી ત્હેનાં હિતેચ્છુ (!) આબાપે પણ પુત્રની આ ઇચ્છા વિરૂદ્ધ કંઈ કર્યું નહિ, અને સ્વચ્છંદીપણે વર્તવા દીધો, તેથી ભાઈ

તદન નિરક્ષર રહ્યા. અને "ઢ" ગણાયા. ( તદન મૂર્ખ ને અભણ રહ્યા ) આથી ગામમાં પણ તે " રખડેલ લાલા " ના નામથી જ પરિચિત થયા.

લાલાની ઉમ્મર ૧૨ વર્ષની થઈ, માની ઇચ્છા પુત્રનું સગપણ કરવાની થાય, તે સ્વાભાવિક છે. આથી પોતાના પતિને સમજાવી પાસેથી ગામમાં વસતા હીરાલાલ શેઠને ત્યાં પુત્રી હોવાથી માગું ( વચન ) નાખ્યું, ને સગપણ કરવા તે શેઠ પણ બાપાલાલ શેઠને ઘેર આવ્યા.

આગલે દિવસે રાત્રે જ બાપાલાલે લાલાને કંઈક કંઈક વિનય, વાતો વગેરે શિખવ્યું, અને વિશેષમાં થોડું વ્યાવહારિક જ્ઞાન આપતાં કહ્યું કે–જ્યારે બધાં માણસો બેઠાં હશે, ત્યારે હું તને પૂછીશ કે–છદુ—એટલે તારે જવાબ આપવો કે—બાર. અને જો બાર બોલતાં ન આવડે, તો આ આપણા ઘરના બારણા તરફ જોવું, એટલે તુરત જ યાદ આવશે. લાલાને પણ આ શિખામણ યોગ્ય લાગી, ને ત્હેનો સ્વીકાર કર્યો.

બીજે દહાડે ગામનાં માણસો, હીરાલાલ શેઠ વગેરે જનસમાજ પોતાને ઘેર આવવાનો હતો, તેથી પ્રાતઃકાળમાં ઉઠી લાલચંદ નાહી, કપડાં પહેરી ઠાઠમાઠમાં તૈયાર થયો. થોડીવારમાં બધાં માણસો આવી ગયાં અને ભાઈનું સગપણ કરવા તૈયારી થતી જોઈ તેની માતો હરખ તો માયોજ નહિ. બાપના હર્ષની તો વાત જ ક્યાં કરવી !

સભા ભરાઈ, અને તેના બાપે પોતાના હોશિયાર ને શાણા (! પુત્રની પરીક્ષા લેવા માટે પૂછ્યું. કેમ, ભાઈ લાલચંદ—

લાલચંદ—જી. બોલો.

બાપાલાલ—હું આજે તને પૂછું, તેનો બરાબર ધ્યાનથી જવાબ આપીશ ?

લાલચંદ—જી. હા. આપની ઇચ્છા હોય, તે પૂછો.

બાપાલાલ—ઠીક. ભાઈ કહ ત્યારે. છદુ—

સવારમાં ઉઠી હર્ષપૂર્ણ લાલો કપડાં પહેરવાં, આનંદ કરવો, અને બીજી વાતો કરતાં ત્હેના પિતાએ શિખવેલો પાઠ ભૂલી ગયો. પણ બારણા સામું જોવાનું કહેલ, તેથી તુરત યાદ આવ્યું.

લાલચંદ—બાપાજી. છદુ—કમાડ.

આ સાંભળી બધાં માણસોનો હર્ષ માયો નહિ, અને શેઠની પૂર્ણ ફજેતી થઈ. ને હીરાલાલ શેઠ જેવી રીતે આવ્યા હતા, તેમ જ પાછા ઘેર સીધાવ્યા.

( જુઓ લાડમાં છોકરાંનું પરિણામ )

---

( ૩ )

## બીડો.

(સવારમાં ઉઠતાં ઘરમાંથી આજ્ઞા થતાં અમૃતલાલ કપડાં પહેરી ને શાક મારકેટ તરફ શાક લેવા પ્રયાણ કરે છે, તેટલામાં હરિહર નામનો તેનો બાળસ્નેહી અને સહાધ્યાયી મિત્ર સામો મળે છે.)

હરિહર—કેમ, અમુભાઈ શા માટે આવ્યા?

અમૃતલાલ—ભાઈ આ સામેની શાક મારકીટમાંથી કંઈક લીલું શાક લેવાની ઇચ્છા છે.

હરિહર—આંખો મીંચી, આંગળીઓના વેઢાની ગણતરી કરી) ઠીક ત્યારે આજે આપ કયું શાક લેવાની ઇચ્છા રાખોછો?

અમૃતલાલ—ભાઈ, આપ જ મહાત્માનો ડોળ કરીને ફરોછો, ત્યારે ભાવષ્ય વેત્તા બનીને કહો જોઇએ?

હરિહર—સારૂં. ત્યારે હું કહુંછું, કે આપને આજે ભીંડા લેવા છે, ખરૂં કે?

અમૃતલાલ—ના, ના, મારે તો આજે બટાટા ને વેંગણ જ લેવાની ઇચ્છા છે.

હરિહર—પ્યારા ભા—ઈ. આપને ગમે તે લેવાની ઇચ્છા હોય, પરંતુ મારો બીડો (ગપ) ખરો કે નહિં?

અમૃતલાલ—(હરિહરનું વાક્ચાતુર્યશ્રવણે હસી પડતાં) શાબાશ, હરિહર તેં પણ ઠીક બીડો માર્યો હો!

ભોળાશંકર પ્રેમજી વ્યાસ.

---

# " પ્રણય લહરી."

## સ્થળઃ—દિવ્યઉપવન.

પાત્રઃ—કુસુમકળી અને મધુપ.

( મધુપ પ્રવેશ કરે છે. )

મધુપ—( કુસુમકળીને બીડાએલી જોઈ. )

ગાયન.

અરે ખીલાવ (૨)—
કુસુમકી-પ્રેમતણાં પુષ્પો (૨).
અરે રેલાવ (૨)—
કુસુમકી-સ્નેહતણાં સૂત્રો (૨).
પઢાવે પ્રેમમય પાઠો, અરે તું માનસ સરવરમાં;
જગાવે પ્રેમની જ્યોતિ, અરે આ પ્રણય ઉપવનમાં.
અરે ફેલાવ (૨)—
કુસુમકી-જીવન જયમંત્રો (૨).

ખીલાવ ! ખીલાવ ! આ તારી કોમળ પાખડીને ! !
ખીલાવીને સુખીકર જગતના જીવનને ! !
સુરભિથી સ્થાપન કર સુખના સામ્રાજ્યને ! !
હાં ! પણ ખીલે છે, એ કોમળ કળી ! ! અને
બનાવે છે સુગંધમય જગતનાજીવન સમીરને ! !

કળી—અરે મધુર મધુપ ! રહેવાદે, રહેવાદે,
આ તારો મીઠડો ટોકાર ! !
અટકાવે છે આ તારો મીઠડો ટોકાર.
મારા હૃદયના રણકારને ! !

મધુપ—હા ! અટકાવે છે આ મારો મીઠડો
ટોકાર તારા હૃદયના રણકારને ! ! પણ
આપે છે શાંતિ વસુંધરાના વિરહીઓને ! !
અને ડોલાવે છે પ્રેમ સરવરમાં
પ્રેમી હૃદયોને ! !

કુંજ—હા ! ધન્ય ઉપકારી જગતના
નવીન પ્રભુના પ્રકાશોને ! ! અને
ભુલવીશ મારી ઉપકારવૃત્તિની મુંઝવી
મુંઝારીઓને ! ! પણ કળી તું શી રીતે
કરીશ જગતનું કલ્યાણ ! .

સ્વાર્થિક પ્રેમથી ?

કે

નિઃસ્વાર્થિક પ્રેમથી ?

કળી—સાધીશ નિઃસ્વાર્થીય પ્રેમથી
સારી સૃષ્ટિના શ્રેયમન્ત્રો ! ! અને
જગાવીશ જીવોમાં ઉન્નતિની જ્યોતિ ! !

કુંજ—ચાહું છું હુંયે પણ એજ
શ્રેયના સૂત્રોને ! !
ચાલો, ચાલો, હુંયે આવું છું,
સૃષ્ટિનું શ્રેય સાધવાને ! !

કળી—મધુપ—કુંજ—

ગાયન.

ચાલો ઉમંગ ધારી,
કરીએ સમાજ સેવા,
પ્રાણીમાં ઉન્નતિ ધારી,
લઈએ લ્હાવ એવા.
ચાલો ચારે દિશે ચાલો,
પરમાર્થે પંથ ચાલો;
નહિ નીતિ વિચારી,
કરીએ સમાજ સેવા—

નાનાભાઈ હાંસજીભાઈ પટેલ.

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના:—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ (પોસ્ટેજ સાથે.)

મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

---

# ગ્રાહકોને વિનંતિ.

૧. હાલમાં પોષ્ટ ઑફિસે રજીસ્ટર સીવાયનાં વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા નમ્ર વિનંતિ છે.

૨. મનિઑર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

૩. કેટલાંક ખાસ અનિવાર્ય કારણથી અંકો પાછળ પડી ગયા છે. પરંતુ ગ્રાહકો અમને પહોંચી વળવા તથા અંકને નિયમિત કરવામાં અમે બનતી મહેનત કરીશું; તેમજ પ્રેસ લેખકો, પ્રુફ તપાસનારાને પણ તેમાં મદદ થવા અમારી વિનંતિ છે.

વ્યવસ્થાપક.

---



---

# IDEALS FOR 1921

## The wisdom of the Race.

"I put my trust in the political genius of the people in that capacity for dealing with the problems of collective life in a kindly, able, commonsense manner for which this nation is prominent amongst all the nations of the earth. In the last few years I was tried (as much as the rest of us) by the stress of many and varied emotions-but dismay was never one of them.

I have never tried to systematise my impressions of the state of public affairs and the notions (I can hardly call them ideas) which have occurred to me. I believe that it is the imponderable elements of the situation that will determine the solution of the problem of the future: the latent sagacity of the race rather than the ideas of individuals; the deepest, almost unconscious, movements of the national soul rather than brilliant theories, unanswerable arguments or wild enthusiasms. Qualified individuals (of which I am not one) ought to and indeed must speak with some effect. Any given crowd may be stupid and even wicked. Yet I, who am no political demo-crat, have a deep-seated conviction that in simple morality, self control and courage, the people in the mass is always better than its leaders."

—*Joseph Conrad.*

## A defence of Idealism.

" If I had to sum up the aspirations that might help our distressful land of England in these days, I should hardly use a despised word and say that we could not do better than try to act like gentlemen. It would be a pleasant change.

In regard to idealism generally, I think we are all suffering from the natural dejection which follows the dis-covery that all the " hot air " poured forth by public men of all sorts during the war, was "hot air." If a Nation talks through its hat, to keep up its spirits and attain its material ends, it will as soon as it ceases talking-feel the cold air which blows in through the hole on to its bald spot. We are not and never have been so noble as all that; and idealists are not without blame in that they do so constantly forget to remember realities. Though, like most people with any comedic sense, I am more a realist than an idealist, I share in this blame, but I shall try and mend my ways."

—*John Galsworthy.*

(From the Review of Reviews
February March 1921)

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકનાઃ—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ ( પોસ્ટેજ સાથે. )

મળવાનું ઠેકાણુંઃ—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનંતિ.

૧. હાલમાં પોષ્ટ ઓફિસે રજીસ્ટર સીવાયનાં વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા નમ્ર વિનંતિ છે.

૨. મનિઓર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

વ્યવસ્થાપક.

---

## શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન—ભાવનગરમાં

### વેચાતાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | આપણા દેશનો ઇતિહાસ ( ઉન્મેષ પદ્ધતિપર લખનાર અધ્યાપક નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ. નિયામક શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન.) | કીંમત ૦-૪-૦ |
| ૨ | હઝરત મહમ્મદ પયગમ્બર ( ઉમલાજ લેખકની કલમથી લખાયલું ) | ૦—૩—૬ |
| ૩ | બાલવાર્તા. ( ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક કાલેલકરની સુન્દર પ્રસ્તાવના સહિત સંગ્રહ કરનાર ગિરિજાશંકર બ. બધેકા મુખ્ય અધ્યાપક શ્રી દ. મૂર્તિ બાલમંદિર ) | ૦—૬—૩ |
| ૪ | ભગવાન બુદ્ધ. ( લખનાર ગિરિજાશંકર બધેકા—અધ્યાપક કાલેલકરની પ્રસ્તાવના સહિત બીજી આવૃત્તિ. | છપાય છે. |

પોસ્ટેજ જુદું.

લખોઃ—શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન—ભાવનગર.

---

Reg. No. 45२.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम । कुशलान्न प्रमदितव्यम । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૨.     [ માસિક ]     ફાલ્ગુન. સંવત ૧૯૭૭.

## કોકિલે ! રેલવ મીઠાં ગીત.

( માઢ )

લવ મીઠાં ગીત,
કોકિલે ! રેલવ મીઠાં ગીત.
ાંભળું ધારી પ્રીત,
કોકિલે !—

મીઠાં ત્હારાં ટહુકાં, મીઠો ત્હારો કંઠ;
તન્મય થઈ સુણ્યાં કરૂં—ગાને તું ય અખંડ.
કોકિલે !—

કાં દેખા દેતી નથી ? કાં તરુમાં સંતાય ?
કોયલડી ગાંડી ! રખે કાળપથી શરમાય.
કોકિલે !—

જગ ત્હેં તો ત્હારૂં કર્યું—પ્રભાવ તુજ અણમોલ;
પોતાનાં સૌને કરે મીઠા મીઠા બોલ.
કોકિલે !—

કોયલ ! જગમીઠાશ તું—કોયલ ! તું જગમોહ;
કોયલ ! ગાત્રો તાહરો આત્માના આરોહ.
કોકિલે !—

પારેખનો બંગલો,
નડિઆદ,
તા. ૧૦–૮–૨૦

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

## બાલક ઉપર થતા અત્યાચારો.

સમાજમાં કોઈ પણ ઠેકાણે નજર નાંખશો તો જણાયા વિના નહિ રહે કે બાલકના કેટલાયે સામાન્ય હકો ઉપર તરાપ મારવામાં આવે છે તેમજ તેમના ઉપર કેવા અને કેટલા અત્યાચારો કરવામાં આવે છે. કોઈ પણ વિચારશીલ અને કેળવણીમાં સમજનાર સજ્જનને આથી દુઃખ થયા વિના રહેશેજ નહિ. એવા થોડાએક બનાવો આ નીચે હું આપું છું.

૧. અત્યાચાર કરવો એ કેટલી બધી અણઘટતી વાત છે એ સૌ કોઈ જાણે છે. કોઈના ઉપર અત્યાર થતો બીજો કોઈ સજ્જન જોઈ શકેજ નહિ; છતાં એનો એ માણસ પોતાના બાલકને પરાણે નિશાળે મોકલવામાં 'બાલક ઉપર કેટલો' બધો અત્યાચાર કરે છે ? આથી વધારે અવિચારી કૃત્ય બીજું શું હોઈ શકે ?

૨. અમુક વયના બાલકમાં તે વયના કરતાં પ્રમાણમાં વધારે શક્તિની અને વધારે સમજની આશા રાખવી એ કેટલું બધું ખોટું છે ? અને છતાં કેટલાં, ઘણાં માબાપો અને શિક્ષકો પાંચ સાત વર્ષના બાલકનામાં, તેમની વયના કરતાં વધારે હોવાનું માની બેસે છે ? આને પરિણામે બાલકની નાની એવી પણ સ્વાભાવિક ત્રુટીઓ માટે બાલક ઉપર તેઓ એકદમ ક્રુર થાય છે. જો કોઈ નાનું બાલક નિશાળે જતાં પોતાની ચોપડી ભૂલી જાય છે અથવા તો પોતાના ઘરમાં રમતાં રમતાં પોતાનું રમકડું યા તો ઘરની કોઈ એકાદી વસ્તુ તોડી નાંખે છે તો શિક્ષક વા પિતા તે બાલક ઉપર કેટલા બધા ગુસ્સે થાય છે ? અરે, ઘણી વખત તો શિક્ષા પણ કરે છે ! આથી વધારે અણસમજણ કે જંગલીપણું બીજું શું હોઈ શકે ?

૩. પોતાના પુત્ર યા પુત્રી અમુક વર્ષોમાં, તે સમયમાં થઇ શકે તેથી વધારે શીખી

લે અથવા તો સમજી લે એવો આગ્રહ ઘણા માબાપો રાખતા જણાય છે. પાંચ વર્ષમાં સાત વર્ષનો અભ્યાસ કરી લે અથવા તો દશ વર્ષની ઉમ્મરે પંદર વર્ષ જેટલું વ્યવહારૂ જ્ઞાન સંપાદન કરી લે એવી ખુરી ઇચ્છાથી માબાપો પોતાના સંતાનોની જીંદગી ઘણી વખત કેટલી બધી કૃત્રિમ અને કટુ બનાવી દેછે તેની તેમને ખબર પણ હોતી નથી. સદ્દગુણ શીખવવાના લોભમાં જે દુર્ગુણ બાલક સમજતું પણ નથી, હોતું—જે બાબતમાં બાલક સાવ નિર્દોષ હોય છે —તેવી બાબતોનું આડકતરી રીતે તેને ઉલટું ભાન કરાવે છે; અને આને પરિણામે બાલક, એવા દુર્ગુણો સામે ટક્કર ઝીલવાની શક્તિ વાળું નહિ હોવાથી, ઘણી વખત એ દુર્ગુણોનું જ ભોગ થઈ પડે છે. આથી વધારે અધીરાપણું કે અજ્ઞાન બીજું કયું હોઈ શકે ?

૪. લગભગ બધી નિશાળોમાં એ શિરસ્તો થઈ ગયેલો હોય છે કે ભણવા આવતા બધા બાલકોને અમુક ચોક્કસ વિષયો તો શીખવવા જઃ ભલેને પછી એકાદ વિષયમાં કોઈ બાલકને બીલકુલ રસ ન આવતો હોય અને મન ન લાગતું હોય તો પણ તેને ઠપકો દઈને, મારીને કે પરીક્ષામાં નાપાસ થવાનો ભય બતાવીને પણ તેના કુમળા મગજ ઉપર તે વિષયનો બોજો લાદવામાં આવે છે. નથી જોતું કોઈ બાલકની સાહજીક વૃત્તિઓ તરફ કે નથી ધ્યાનમાં લેતું કોઈ, બાલકનું માનસિક વલણ!! આડેધડે જ્યાં ફાવે ત્યાં બાલકને ઘસડી લઈ જવામાં આવે છે. કેળવણીની આવી યંત્રવત્ ઘરેડમાં બાલકની કેટલીએ વૃત્તિઓ ચગદાઇને ચૂરો થઈ જાય છે। તેની કેટલીએ શક્તિઓનો વગર વિચારે હ્રાસ કરવામાં આવે છે! આથી વધારે અંધતા કે જૂલ્મ બીજો શો હોઈ શકે?

૫. જે વખતે એકાદ વિષય શીખવાતો હોય છે તે વખતે જો કો પણ બાલક ચીતરતું માલૂમ પડે છે તો તુરતજ શિક્ષક તેના એ કાર્યને વખોડી કાઢે છે તેમજ નિર્દયપણે દબાવી દે છે. બાલકની ઉત્પાદક શક્તિઓનો આમ વગર વિચારે કેટલાએ શિક્ષકો નાશ કરી નાંખતા હશે? પરંતુ બાલકના એ સાહજીક વલણને ધ્યાનમાં રાખીને શિક્ષક જો એને યોગ્ય માર્ગે વાળે તો જરૂર ભવિષ્યમાં તે બાલક પોતાના કાર્યમાં અદ્દભૂત શક્તિ દાખવી શકે. પરંતુ એટલી સમજણ, એટલું ડહાપણ આપણા શિક્ષકોમાં ક્યાંથી આવે? 'કેળવણી' જેવી સંવર્ધક શક્તિને શિક્ષક, પોતાના અજ્ઞાનથી ઉલટી સંહારક બનાવી દે છે.

૬. બાલક એ રમતીઆળ પ્રાણી છે. તેની રમતીઆળ પ્રકૃતિનો યોગ્ય લાભ લઈ તેની રમતને ઉપયોગી અને જ્ઞાનજનક બનાવી દેવાને બદલે ઘણા માબાપો અને શિક્ષકો તેની એ વૃત્તિને અકાળે અને અયોગ્યપણે દાબી દે છે. આ પ્રમાણે, બાલકની કુદરતી શક્તિઓનો અને સાહજીક વલણોનો નાશ કરવાથી બાલકનું સમગ્ર જીવન ધીમેધીમે કૃત્રિમ અને ભારરૂપ થતું જાય છે. એવું બાલક શીખવવામાં આવતી વસ્તુને પોપટની માફક પઢી જઈ શકે છે પરંતુ વિચારક કે ઉત્પાદક તો બની શકતું જ નથી.

૭. એવી જ બીજી બાલકમાં વાતો કરવાની હોય છે. પોતે જે જોયું હોય છે અથવા અનુભવ્યું હોય છે તે પોતાના વડીલો કે ગુરુજીઓ પાસે કહી બતાવવાની તેનામાં તીવ્ર જીજ્ઞાસા હોય છે. આ વૃત્તિને પોષવાથી બાલકને કેટલો લાભ થાય છે એ કોઈ પણ કેળવણીપ્રિય સજ્જન સહેજે સમજી શકે તેમ છે. પરંતુ એ વૃત્તિને પણ ક્રુર રીતે દબાવી દેવામાં આવે છે; એવા બાલકને ડોઢડાહ્યો કહી વખોડી કાઢવામાં આવે છે; અને પરિણામે બાલકની એ શક્તિ મરી જાય છે.

જો દરેક માબાપો અને શિક્ષકો ઉપર કહ્યા તેવા અત્યાચારો કરતા મટી જાય તો કેળવણીનું ધાર્યું પરિણામ આપો આપ આવી શકે તેમ છે. કેળવણીનાં દિશા અને સૂત્રો ફેરવી નાંખવાનો જમાનો હવે આવી લાગ્યો છે અને દરેક માબાપે અને શિક્ષકે એ વાતને જીલવીજ જોઇએ.

હરિશંકર દુર્લભજી ત્રિવેદી.

---

# બંગાળી કથ્ય ભાષા.

બંગાળી ભાષામાં "अ" "आ" "ए" ના ઉચ્ચારમાં તથા લખવામાં ભેદ છે. એટલે ઉચ્ચારમાં ખાસ કરીને સહજ અને વિકૃતનું સંપૂર્ણ જ્ઞાન થયા સિવાય મૂંઝવણ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. તેમાં પણ પ્રાંતવાર ઉચ્ચારનું કંઇક જ્ઞાન હોય તો વિશેષ સરળતા થાય છે. બંગાળના મારા અનુભવથી મને જણાયું છે કે પ્રાંતભેદને કારણે ઉચ્ચારનો કોઇ ચોક્કસ નિયમ જણાતો નથી. બંગાળીઓના ગાઢ પરિચય વિના આપણે તે ભાષાનું શુદ્ધ સ્વરૂપ નજ સમજી શકીએ. કેટલાક ગુજરાતી બંધુઓ આપણે ત્યાં બંગાળી ભાષાના જાણકાર છે તેને આ નાનકડો લેખ એક યા બીજી રીતે ઉપયોગી થઇ થઈ પડશે એમ આશા છે.

પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરના લખાણની ભાષા લગભગ સંસ્કૃતમય હોવાથી સંસ્કૃત ભાષાના અભ્યાસીઓ માટે વિશેષ અનુકૂળ થઇ પડે છે. પણ હાલના લેખકોની ભાષા વધુ ભાગે બંગાળી શબ્દમય હોવાથી તે ભાષાના ઘરગથ્થુ શબ્દો અને પ્રાંતવાર ઉચ્ચાર ભેદો જાણવાની આપણા માટે અતિશય જરૂર છે. એમ મારી માન્યતા છે.

કેટલાક સંસ્કૃત શબ્દો "ष" નો "ખ" થઇ તેમજ "य" નો "જ" થઈ ગુજરાતી શબ્દો બન્યા છે. તે પ્રમાણે નહિ, પરંતુ બંગાળીમાં "ष" નો "ष"; અને "य" નો "ज" બોલાય છે. "ज" ને માટે અન્તસ્થ "य" (જ) અને વર્ગી "ज" (જ) એવા ભેદ રાખેલા છે.

બંગાળી મૂળાક્ષરોમાં "ড়" "ঢ়" "য়" "ৎ" (त्) એ ચાર અક્ષરો મૂળ અક્ષરના સંકેત સ્થાને વપરાય છે. તેમાં પણ શબ્દની શરૂઆત તો મૂળ અક્ષરથીજ થાય; પરંતુ સાંકેતિક અક્ષરનો ઉપયોગ પ્રથમાક્ષર પછીજ થઈ શકે છે: જેમકે "বাড়ী" "বলিয়াছি" "পৃষৎ" "মূঢ়" વિ० "অ" નો ઉચ્ચાર લગભગ "ও" ના જેવોજ થતા જાય છે. કેમકે "অ" નો ઉચ્ચાર દીર્ઘ હોવાથી સંકુચિત "ও" ના જેવો થાય છે. ઉદા०:

લખવામાં—"जल" "पराभव" "रवि" "हरि" "कदाच"
બોલવામાં—"जोल" "पोराभव" "रोवि" "होरि" "कोदाच"

<u>સંસ્કૃતમાં "ए" નો ઉચ્ચાર હ્રસ્વ અને દીર્ઘ બે રીતે થાય છે.</u> તેલગુ ભાષામાં "એ" અને "ઓ" નો ઉચ્ચાર હ્રસ્વ અને દીર્ઘ બે રીતે થાય છે. ગુજરાતીમાં "એ" નો ઉચ્ચાર દીર્ઘ છે. ત્યારે બંગાળીમાં હ્રસ્વ અને દીર્ઘ બંને રીતે ઉચ્ચાર થાય છે જો કે "એ" અને "ઓ" બંને સ્વર જુદા છે. તેમ "અ" પણ જુદોજ સ્વર છે. પરંતુ બંગાળી ઉચ્ચારોમાં હ્રસ્વ દીર્ઘ છતાં પણ ખીચડી છે.

કોઈ સંસ્કૃત શબ્દનું પાલી અને પ્રાકૃતમાં પરિવર્તન થાય તો નિયમ છે કે, કોઇ અક્ષર જોડાક્ષર હોય તો તેની પૂર્વનો સ્વર હ્રસ્વ થાય. સં० "कार्य" પ્રા० "કજ્જ"; સં० "कीर्तन" પ્રા० "કિત્તન". આ નિયમથી સમજી શકાય છે કે પાછળ જોડાક્ષર હોય તો પૂર્વના "એ" અથવા "ઓ" નો હ્રસ્વ ઉચ્ચાર થાય. દાખલા તરીકે સં० "पिण्ड" પ્રા० "પેંડ" સં० "पुष्कर" પ્રા० "પોક્ખર". આ બંને ઉદાહરણોમાં એકાર અને ઓકારનો હ્રસ્વ ઉચ્ચાર છે. જો કે જોડાક્ષર હોવાથી ઉચ્ચારમાં એક રીતે ભાર મૂકવો પડે છે. પરંતુ બંને માત્રા સ્થાયી નથી. બંગાળી ભાષામાં પ્રાકૃતનું મળતું રૂપ "એ" અને "ઓ" નો ઉચ્ચાર હ્રસ્વ અને દીર્ઘ એમ બે રીતે થાય છે. તોપણ તે એકદમ ન સમજી શકાય તેવું છે. છતાં પણ ઉદાહરણથી સ્પષ્ટ થવાનો સંભવ રહે છે.

"रवाओ" બોલવામાં ઓકાર હ્રસ્વ અને એક માત્રા ગણી શકાય. કેમકે બંગાળી ભાષામાં "ओ" હ્રસ્વાન્ત છે. જૂની બંગાળીમાં ઘણાં વાક્યોમાં છેવટે "ए" આવે છે. તે હ્રસ્વ હોય છે. જેમકે "इहार मरन हए कमन ऊपाए"......ત્યારે વર્તમાન સંસ્કારી બંગાળીઓ આવાં વાક્યમાં "ए" ને સ્થાને "य़" લખે છે; અને તે પ્રમાણે ઉચ્ચાર કરે છે આથી જોઇ શકાય છે કે બંગ ભાષામાં હાલમાં જે ઉચ્ચાર કરવામાં આવે છે તે "ए" નો "य" ઉચ્ચાર છે; અને સંસ્કૃતમય શબ્દોમાં "ए" ઉચ્ચાર જે રીતે ઉચ્ચાર કરે છે તે દીર્ઘ ઉચ્ચાર છે.

૧ કેવળ બંગાળી શબ્દનો જ્યાં બીજો સ્વર—દીર્ઘ સ્વર "आ" કિંવા "ओ" હોય ત્યાં પૂર્વના "ए" નો હ્રસ્વ ઉચ્ચાર હોય. ઉદા० एकां, देख्या, देखो, खेला;

૨ હ્રસ્વ સ્વરની પૂર્વના "ए" નો દીર્ઘ ઉચ્ચાર હોય. ઉ० देखिम्, फेलि. एकटि, एकट;

૩ "आ" + "ई" ના સંયોગવેળા "ए" દીર્ઘ. ઉ० वेगुने, हलदे, मेटे;

૪ કેવળ પદના એક સ્વરનો "ए" દીર્ઘ. ઉ० जे, से ने;

પરંતુ પછી હલ ( ् ) હોય તો "ए" ઉચ્ચાર હ્રસ્વ થાય वेरग्, फेल्; સિવાય કોઇ કોઇ શબ્દનો એકાર સંસ્કૃતના પ્રભાવે દીર્ઘ. પણ મૂર્શીદાબાદના ઉત્તર તરફના ભાગમાં હ્રસ્વ બોલાય છે. જેમકે सं० तैल, द. चां० तेल, उ. चां० स्यल्;

એક પરદેશી વિદ્વાન જણાવે છે કે બિહારમાં "ए" નો હ્રસ્વ અને દીર્ઘ બંને રીતે ઉચ્ચાર થાય છે. તેમાં હ્રસ્વની એક માત્રા અને દીર્ઘના બે માત્રાનો નિયમ રાખવો. ( આ પરદેશી વિદ્વાનને ગુજરાતી પદ્ય રચનાના માત્રામેળના નિયમની ખબર નહિ હોય. કદાચ હોત તો માત્ર કાવ્યમાંજ નહિ પરંતુ ગદ્ય, પદ્ય, અપદ્યાગદ્ય, બોલવામાં વિ० સઘળી બાબતમાં માત્રામેળનો નિયમ સાચવવાની ઉત્તમ ભલામણ જરૂર કરત. ) દેશી શબ્દના પ્રયોગમાં આ નિયમ સુંદર ગણી શકાય. વળી એમ પણ કહે છે કે ઉપાન્તની પૂર્વના એકારમાં હ્રસ્વ ઉચ્ચાર રહેલો હોય છે. પરંતુ કેવળપદના એકલા સ્વરનો એકાર દીર્ઘ હોય છે.

બંગાળ દેશમા કાટોયા, મહકૂમા, વીરભૂમિની દક્ષિણે ને પશ્ચિમે, વર્ધમાનની પશ્ચિમે; અને બાંકુરા જીલ્લાની ઉત્તરે वांका અથવા હ્રસ્વ ઉચ્ચારણ હાલમાં પ્રાયઃ નથી. હાલનું "हइयाछिल" એ વાક્યનું પ્રાચીન રૂપ "हपाछिल" દક્ષિણમાં બોલાતું રૂપ "होपछिल" મૂર્શીદાબાદની ઉત્તરે "होय्याछिल" ઉત્તર બંગાળના રૂપનો મને ખાસ પરિચય નથી. પરંતુ થોડુંઘણું ભણેલા શિષ્ટ પુરૂષોની બોલવાની ભાષામાં ઘણુંખરૂં "हइया" નું બોલાતું રૂપ "हय्" સંભળાય છે. વ્યાકરણના+ ધાતુરૂપના નિયમ પ્રમાણે अतीतकाळ (ભૂતકાળ) નું રૂપ આ પ્રમાણે થાય.

ઉત્તમ પુરૂષ—બોલચાલમાં—हइयाछिलाम (हयेछि)

મધ્યમ પુ०— „ —हइयाछिले (हयेछिल)

(અનાદરમાં—हइयाछिलि)

પ્રથમ પુ०— „ —हइयाछिल (हयेछिल)

(સંભ્રમમાં—हइयाछिलेन)

મારી જાણ પ્રમાણે પૂર્વ બંગાળમાં શબ્દોના અંતના એકારનો ઉચ્ચાર હ્રસ્વ અથવા વાંકા પ્રચલિત છે. જેમકે "करिया"નું બોલાતું રૂપ कोरय्" તેમ છતાં ઘણા જણ પાસેથી "कोयरय्" એ પ્રમાણે પણ સંભળાય છે.

---

+ મૂળ ધાતુ "हओया" (ह)-થાય-ઉપરથી દરેક કાળનાં રૂપ થઈ શકે છે.

હું એમ અનુમાન કરી શકું છું કે "फरिया"નો ઉચ્ચાર પહેલાં "फारिआ" હતો જ નહિ. અંતમાં "या" ઘણાખરા થાંકા અથવા હ્રસ્વ એકારના નિયમ પ્રમાણે ઉચ્ચાર કરતા હતા. "फारिलाम"નું રૂપ દક્ષિણમાં કોઇ કોઇ ઠેકાણે "फोल्लेम" બોલાય છે. મૂર્શીદાબાદની ઉત્તરે "फोलयाम" અહિંઆ એકારના હાલમાં પણ હ્રસ્વ અને દીર્ઘ બન્ને ઉચ્ચાર થાય છે.

બિહાર જીલ્લામાં—ગયાજી તરફ—"वेड़ा"નો એકારનો ઉચ્ચાર હ્રસ્વ કે દીર્ઘ તેનું બરાબર સ્મરણ નથી તોપણ બંગાળમાં તે શબ્દનું "प्याडा" એવું રૂપાન્તર થયું છે.*

બંગાળી ભાષાના અભ્યાસીઓને આ લેખમાંથી કંઇપણ જાણવાનું મળી આવશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ. તેમજ વધુ અભ્યાસીઓ તરફથી મને લાભ મળે એટલુંજ નહિ; પરંતુ સૌ કોઇને લાભ મળે એમ પણ ઇચ્છું છું.

મુંબઇ તા. ૬-૨-૧૯૨૧ } હરગોવિન્દ કાનજી શાહ.

---

# સંગીત.

સંગીત? સંગીત એ તો દિવ્યકળા છે, મૃત્યુલોકની અજબ મોહિની છે. તેનો મુખ્ત ખ્યાલ કોણ આપી શકે?

એનો મહિમા શબ્દગોચર નથી, કેવળ અનુભવગોચર છે. જો પૃથ્વીમાં સંગીત ન હોત તો પૃથ્વી કલેશમય અને કંકાસમયજ ભાસત. સર્વત્ર દુઃખદુઃખ અને અસીમ દુઃખ જ માલમ પડત. જ્યાં જ્યાં સંગીત નથી ત્યાં ત્યાં સૌન્દર્ય નથી; જ્યાં જ્યાં સૌન્દર્ય નથી ત્યાં ત્યાં પ્રભુ નથી પણ શેતાન છે, અને જ્યાં જ્યાં શેતાન છે ત્યાં ત્યાં પ્રપંચ છે, કલેશ છે, વિકાર છે.

ઉંચે આભમાં જે ગ્રહમાળ ફરી રહી છે, નીચે સમુદ્રમાં જે દેવી ગર્જન ગાજી રહ્યું છે, આસપાસ અંતરિક્ષમાં જે વાયુ કોઇવાર વસન્તસમે મધુર મંજુલ સમીર રૂપે, તો કોઇવાર ચંડનાદથી આગવીજના ગોળા સાથે ઝંઝાવાત રૂપે પ્રસરી રહેલો છે તે સર્વે પ્રભુનું અપ્રતીમ સંગીત નહિ તો બીજું શું?

' सत्यंशिवं सुन्दरम् ' ની ત્રિમૂર્તિરૂપે પ્રભુને કલ્પીએ તો કહેવું જોઈએ કે જે મહાનુભાવે વચન, વિચાર અને વર્તનનો મિષ્ટ ત્રિપુટી યોગ સાધ્યો છે. તેનું જીવન ખુદ

---

* શ્રીયુત રાખાલરાજરાયના "પ્રવાસી"ના એક લેખપરથી ફેરફાર સાથે.

એક જાતનું સાંગોપાંગ સંગીત જ છે. તે વ્યષ્ટિનું જીવન સમષ્ટિની સાથે એક તાલ એક તાન અને એક તાર છે. જેના હૃદયના મળ ધોવાઈ ગયા છે, ચિત્તની ચંચળતા ચાલી ગઈ છે, અને અવિદ્યાનું આવરણ દૂર થઈ બુદ્ધિ પારદર્શી બની છે, તે મહાનુભાવની ગંધમય વાણીમાં પ્રેમ દ્રવે છે, વિચારસંકલના તુટતી જ નથી અને સર્વ ચેષ્ટા એક શાન્ત અવાચ્ય સંગીત બની જાય છે. જે સેંકડો ગાયકો, કવિઓ નથી સાધી શક્યા તે એક બુદ્ધ એક ક્રાઇસ્ટ એક ગૌરાંગ અને એક ગાંધીએ સાધ્યું છે. અને તે શાથી ? નહોતાં તેમની પાસે મીઠો સ્વર કે સતાન કે વિજ્ઞાન એવું કોઈપણ પ્રકારનું શાસ્ત્રીય સંગીત જ્ઞાન. પરંતુ તે પ્રેમમૂર્તિઓ સંસારના પ્રપંચ તજી આંતર બાહ્ય પોકળ બની અને પ્રભુની વાંસલડી સમો મીઠો સૂર આખી આલમે સાંભળ્યો. અને હજીએ તેના આછા અને ઉંડા ભણકાર જગતમાં કો કો સ્થળે અને કો કો ક્ષણે સંભળાઈ રહ્યા છે.

પંચમ સ્વરે કૂજતી કોયલ, બપૈયા, શુક મેના ગુલશનમાં ગાતું બુલબુલ, ઘુઘવતું કબુતર, કલાપીનો કેકારવ, અને સાંજ સવારે કીલકીલાટ અને ગુંજારવ વડે પ્રભુ મહિમા પ્રદર્શિત કરનાર પંખીઓનું સુરમય સંગીત મનુષ્ય સંગીત કરતાં ચઢીઆતું છે.

---

એટલે તો વિજ્ઞાનશાસ્ત્ર પણ સંમત થાય છે કે ચેતન (energy) નો ગમે તે સ્વરૂપમાં વિનિમય કરી શકાય છે. (energy is interchangeable) જેમકે વીજળીનો પ્રકાશ, ગરમી, અવાજ વગેરે કાર્યોમાં ઉપયોગ થઈ શકે છે. બત્તી થાય, કારખાનાં ચાલે અને તાર ટેલીફોનમાં પણ કામે લાગે.

તે સત્યકળાને પણ લાગુ પડે છે. તેથી જ્યાં શિલ્પ છે, ત્યાં સંગીત છે, જ્યાં ચિત્રકળા છે, ત્યાં પણ સંગીત છે. એ તો ચેતનના ઉપયોગનાં પ્રકાર, તેમ કળાનાં પણ પ્રકાર. પણ શિલ્પ અને સ્થાપત્યના નમુનેદાર તાજમહાલ, બુદ્ધના સ્તૂપો કે ભાવમય મૂર્તિઓ, અગર તો કાચ, કાગળ કે કેન્વાસ ઉપર ચિત્રેલ તસ્વીરો પણ આખરે તો પીત્તળ કાંસુ પત્થર, લાકડું, કાચ, કાગળ, કે કેન્વાસ એ પદાર્થ છે અને પદાર્થનો સ્વભાવજ નાશ પામવું એ છે અને તેથી તે તે પદાર્થગત કળા પણ નાશ પામશે, પણ સંગીત એક અમર કળા છે. મ્લેચ્છ, અને યવનોનાં દળોએ આર્ય સંસ્કૃતિની સંસ્થાઓ, તેનાં શાસ્ત્રો વગેરે લૂંટ્યું, બાળ્યું, પાયમાલ કર્યું, તથાપિ કંઠગતવિદ્યા ટકી રહી તેમ કરાળ કાળની દંષ્ટ્રામાં કદી સ્થાપત્ય અને ચિત્ર આદિ કળાના નમુના ચવાઈ જાય, પણ સંગીતનું બાળોજ કેમ બનશે. સંગીત એ તો શબ્દ બ્રહ્મ છે. અને બ્રહ્મ નિરંજન તે છે અનાદિઅનન્ત.

સંસારમાં સ્ત્રીજાત અને સંગીત ન હોત તો સંસારની પાર્ટ વસમી બનત. સંસાર અસન્ત ક્લેશમય, નિષ્ઠુર, નિર્દય અને નિરર્થક લાગત; તો સંસાર સ્નેહસ્નો, ભાવ વિહોણો, સ્વાર્થી અને સંશયમય બનત. જો ધર્મમાં ભક્તિયોગ ન હોત અને મુમુક્ષુઓની જે આકરી કસોટી થઈ પડત તેવી કસોટી સંસારમાં સંગીત ન હોત તો બનત. પૃથ્વીમાં મૂળતત્વો માટે રાસાયણિક ચુંબક શક્તિ (chemecal affinity) નો યોગ ન હોય

અને જે સ્થિતિ થાય તેવી વિકટ અને વિષમ સ્થિતિ આપણા જીવનની કળાની અપેક્ષાએ બનત.

પણ એ સર્વે તો ઉપલક દૃષ્ટિએ અતિશયોક્તિ ભર્યું લાગતું હશે. આપણે જોઇએ છીએ કે આપણે કળાના શત્રુઓ હોવા છતાં આપણે જીવીએ છીએ. મનમાન્યો આનંદ અને આરામ લઇએ છીએ તેનું કેમ? તે પ્રશ્નનો ઉત્તર એવા પ્રશ્નથી આપી શકાય કે આપણે જીવીએ તો છીએ પણ પશુ કીટ વગેરે ક્યાં નથી જીવતા? મતલબ કે જીવ્યાનો અર્થ vegetate જેવો. આપણું આદત બળ, આપણામાં લાલિત્યનું અજ્ઞાન અને તેની પ્રિયતાના અભાવને લીધે આપણને ભલે સંગીતના અભાવે ઉપજતા ક્લેશ, કંકાસ, કર્કશતાનો પ્રકટ અનુભવ ન હોય, તોપણ યંત્રવત્ અને અર્થરહિત જીવ્યું તે જીવ્યું કહેવાયજ નહિ. ખુદબખુદ રાજર્ષિ ભર્તૃહરિ જેવા વિરાગીએ પણ કહ્યું છે કે સાહિત્ય, સંગીત અને કળા વિનાનો માણસ શીંગ પુંચ્છ વિનાનો પશુ છે.

સંગીતને જેમ જેમ જીવનસાત્ કરીએ તેમ તેમ સંગીત આપણામાં દયા, મૃદુતા વગેરે ગુણો વિકસાવે છે.

પ્રકૃતિ માતાનું દૈવી સંગીત, મહાનુભાવોના જીવન સંગીત તથા પંખી પંખેરૂના સંગીતનો વિચાર કર્યા બાદ સંગીતનો પ્રત્યક્ષ વિષય તરીકે વિચાર ચલાવીએ.

સંગીતના ઉપયોગ ક્ષણે અને સ્થળે છે દરેક ધર્મમાં, દરેક પંથમાં દરેક સારા માઠા અવસરે સંગીતને સ્થાન છેજ. પ્યુરીટન પંથ કે ક્રોમવેલનું લશ્કર, નાનકનો ઉદાસી પંથ કે બુદ્ધના મહાયાન દેવયાન પણ સંગીતને રૂખસદ આપી શક્યા નથી. ક્યાંથી આપી શકે? જ્યાં ખૂદ પ્રભુજ વેદાનાં સામવેદોઽસ્મિ નો એકરાર કરી ચૂક્યા હોય ત્યાં કોનો મગદૂર છે કે તેમ કરી શકે?

સંગતથી મનુષ્ય સ્થૂલ ભૂમિમાંથી ઉંચે ચડે છે. તેના માનસિક વ્યોમમાં કે આત્માના આભમાં સંગીતના ઉડ્ડયનો વડે લીલા વિહાર કરી શકે છે.

સંગીતનું સ્થાન ક્યાં છે એમ પુછનારે સંગીતને સ્થાન ક્યાં નથી તેજ વિચારી લેવું.

સંગીત એ તો આત્માનો પડઘો છે, હૃદયનો ગુંજારવ છે. પણ જ્યાં આત્માજ નિર્બળતાઓથી ઘેરાયેલો રહે, હૃદયજ કૃપણ બને અને બુદ્ધિ વિભ્રમ પામે ત્યાં સંગીતની સંગીતના, તેની ઝલક, તેની ભભક અદૃશ્ય બને છે. જ્યાં હૃદયતંત્રીના તારજ જડતા પ્રમાદ વગેરે વિકારો વડે તણાઈ, તુટી જાય, અગર ઢીલા પોચા બની જાય ત્યાં હૃદય વાદ્યના સુરબસુર નીકળે તો નવાઇ શી? બોરા રૂપીઓ બોદોજ બોલવાનો તેમ વિકાર અને વિલાસવાળો માણસ કઇ રીતે સુંદર સંગીત ગાઇ શકવાનો?

જે હૃદયમાં પ્રેમ છે, બુદ્ધિમાં નિર્મળતા છે, અને સ્વભાવમાં નિર્દોષતા છે, તેમાંથીજ દૈવી ગીત સંભવે.

આખી દુન્યામાં હાલ વૈશ્ય યુગ પ્રવર્તે છે. અર્થ પૂજા એ જ્યાં પ્રધાન વિષય થઈ પડયો છે, ત્યાં કળાના વિષયની અધોગતિ હોય તેમાં નવાઈ શી? ત્યાં હાર્મોનિયમ ગ્રામોફોન કે એવા ફોનો, એનીલાઈન, રંગો અને ગંધાતા કેમીકલ્સ વગેરે કળાનું સ્થાન લેતો નવાઈ શી? જ્યાં સંગીત, પૈસાની ખાતર નાચ કે નાટક રૂપે વેચાય, જ્યાં સંગીતનો ઉપાસક કે ઉસ્તાદ, પેટ માટે સંગીતને વેચે, જનસમાજની રૂચિ અનુસાર ગીતો ગવાય, ત્યાં સંગીત ભ્રષ્ટ થાય તો નવાઈ ખરી?

હાલ તો મુખ્ય ભાગે શૃંગાર અને બિભત્સ રસનું સંગીત પ્રચાર પામ્યું છે. રાગ રાગણી અને ભાવાત્મક સંગીત શમી ગયું છે. સંગીતમાં કૃત્રિમતા, બેમાગુપણું દાખલ થયાં છે. ગાવા કરતાં બજાવવામાં, અને બજાવા કરતાં નાચવામાં રસ લેવાય છે. એમ સંગીતની અધોગતિ થઈ છે. અને તેથી ઘણા માણસો સંગીતના હાલના ઢંગ જોઈ દંગ બને છે. અને પ્રેમી ભક્તહૃદયી હોવા છતાં તેના લીલાભાગી બની શકતા નથી. પણ કાંઈ હાલના 'પોપડમ' કે 'ગુરૂડમ' થી ધેડકી સત્શાસ્ત્ર અને સદ્‌ગુરૂમાં શ્રદ્ધા ગુમાવીએ, જ્ઞાતિના વાડાને ફિરકા જોઈ 'પ્રીતિભોજન' માં ભળીએ, બૌદ્ધ મઠોના અત્યાચારો વાંચી બુદ્ધદેવના દેવયાન મહાયાનને અવમાનીએ, વામમાર્ગ અને શક્તિકોના વામાચારથી લૉર્ડ ગૌરાંગને પણ ન સન્માનીએ કે રક્તતરસી શકેનશાહતો જોઈ લૉર્ડ ક્રાઈસ્ટને નિંદીએ એ જેટલું આવેશમર્યું અને અન્યાયી કૃત્ય ઠરે તેટલું જ અન્યાયી અને નુકશાનકારક હાલના સ્વરૂપથી સંગીત તરફ બેદરકાર કે બેપરવા બનવું થઈ પડે.

હવે આપણે પ્રાકૃતજનો કે જેણે પ્રભુના પિતૃત્વ નીચે મનુષ્યનું ભ્રાતૃત્વ નહિ સ્થાપતાં જ્ઞાતિ, ધર્મ, ધંધો, દરજ્જો વગેરે વચ્ચે તેમજ ઝુંપડા કે મહેલ, ગામડા કે શહેર, ગલીચ ગંધાતા અંધારખાના કે વિદ્યુદીપો અને વિદ્યુદ્‌જનોથી શોભી રહેલા 'રીસ્ટોરાં' માં વહેંચાઈ ગયા છીએ; તેને પ્રકૃતિમાતાના મહાનુભાવોના, અરણ્ય વાસી પંખીઓના શાન્ત નિર્વાચ્ય સંગીતના લ્હાવા ક્યાંથી હોય? છતાં માનવ સંગીતનો ખ્યાલ કરીએ.

તેમાં પણ જાદુ છે. તે માંય દિવ્યતા છે.

સંગીત રડતા બાળકને શાન્ત પાડી નિદ્રાધીન બનાવી શકે છે. વિષધર સર્પને પણ મુરલીના સ્વરવડે વશ કરી શકે છે. ક્રોધાધીનના ક્રોધ અને દુઃખીઓના દુઃખ નિવારી શકે છે. થાકેલાનો થાક ઉતારે છે, નિરુત્સાહહતાશ યોદ્ધાને શસ્ત્રસજ્જ બનાવે છે, પાણી ચડાવે છે. ભક્તિમાં ભાવ, હૃદયમાં આર્દ્રતા અને જીંદગીમાં સુવાસ રેલે છે. અને તેથી જ માતાઓ હાલરડાં રૂપે, વિદ્યાર્થીઓ શ્લોકબદ્ધ સંગીતના રૂપે, ભાવિકો સ્તોત્રો રૂપે, દુઃખીઓ લલિત છંદ રૂપે કે મરસીયા રૂપે, અગર સહેજ હૃદયભાર હલકો કરવા માટે, મજુરો ભારે કામ કરવું હોય ત્યારે જેમકે ભાર ઉંચે ચડાવવો, ધોબીએ લુગડાં ઝીંકવાં, ધાબો નાખવો, પ્લાસ્ટર કરવા વખતે, ક્રોધીના ક્રોધ કે આવેશ ઉતારવા માટે સંગીતનો ઉપયોગ થાય છે. અને જ્યાં થઈ શકે ત્યાં કરવો ઘટે છે. અમેરિકામાં કેટલીક સંસ્થામાં કજીઆ પતાવવા.

માટે સંગીતનો ઉપયોગ થાય છે, અને તે સંગીતના પ્રભાવે ગરમ નરમ બન્ને પક્ષ સમાધાની ઉપર આવી જાય છે, સંગીતના પ્રભાવે વીરરસના કવનથી ચંદે, તેના જ્ઞાતિજનોએ, અને હાલના બ્યુગલ રણસીંગ કે તરઘાયાવાળાએ વીરરસ જાગ્રત કરી નાશી જતાં લશ્કરો પાછાં વાળ્યાં છે, પડતા કિલ્લા બચાવ્યા છે, અને અધુરી જીતો પુરી કરી આપી છે. અને આજે પણ દેશના રાષ્ટ્ર ગીતો પણ એજ ઝનુન સીંચે છે. 'અમે તો કાઠિયાવાડી સરળ સૌરાષ્ટ્રવાસી' 'ગુણવંતી ગુજરાત હમારી ગુણવંતી ગુજરાત' કે 'ભારત હમારા દેશ હૈ હિત ઉસકે નિશદિન ચાહેંગે' એ ગાયનો પોતાની જાતને કાઠિયાવાડી, ગુજરાતી અને હિંદી ઓળખાવતાં આપણા માંહિનાં સૌ કોઇ પણ સગર્વ અનેસપ્રેમ શું નથી ગાઈ રહેતા?

દુઃખીઓને શ્રમ શ્રાન્તજનો માટે પશ્ચિમમાં ગરીબોના મહાલ (people's palace) નામે ઓળખાતાં સ્થળોએ અને અહીંમાં રામલીલા, ભાણભટ્ટ, ભજનમંડળી કે હાકરથાળી થતી હોય તેવા મંદિર કે હાકરદ્વાર કે ચોરે જઇ પોતાના દુઃખ થાક વામી આનંદ, ઉત્સાહ ને ઉમંગ ભર્યા પાછા ફરે છે એ શું સંગીતનો નાનોસુનો આશીર્વાદ છે? વિદ્યાર્થીગૃહોની ઘંટમાળની ક્લિષ્ટતાની જગાએ સુવાડવાં તો કે સંગીત, કવાયતમાં તો કે સંગીત સ્તવન કરતાં તો કે સંગીત એમ શાન્તિનિકેતનનું સંગીતમય જીવન એ શું જેવો તેવો લ્હાવો છે!

માણસો માથાં મુંડાવી ભગવાં ધારે કે કફની ધારે તો પણ સ્તવન કે બેત માટે સંગીત તો જોઇશે જ. સભાઓ ભરાય કે સંગીત; આવકાર અને વિદાય તો સંગીતમાં. વચ્ચે ભંગાણ પડે તો સંગીત. મોટા વકતાને પણ બકતા ગણાવી મૂકનાર તોપણ સંગીત. ધર્મપ્રચાર કે સરઘસો કાઢવા તો નગરકીર્તનો અને હરદાસની કથારૂપે સંગીતનો ખપ જ. સ્ત્રીઓને ઘંટી ધુમકતાં તો કે સંગીત, દેવ દર્શને તો કે સંગીત. વિવાહ ટાણે તો ગીત અને મરણ ટાણે મરસીયા પણ સંગીત તો ખરૂં જ ખરૂં.

પણ આપણા સંગીતમાં અધમતા આવી છે, અને તે એટલી બધી કે આપણે સંગીતનો રસ ખોઈ બેઠા છીએ, સંગીત દેહનો આત્મા રસમયતા—કલા લાલિત્યનો દેહ છોડી ચાલ્યા ગયા છે. માત્ર રહ્યો છે સંગીતનો સ્થૂલ દેહ. મધપુડો રહ્યો, મધ તો લુંટાઈ ગયું છે. રસ ચાલ્યો ગયો અને રહ્યું છે માત્ર અર્થહીણું બોદું ખોખરૂં આરડવું, રાગોડવું કે કેદારો ગાવો. જેમજેમ આત્માની કૃપણતા ચાલી જશે, વિવેક અને કળાવૃત્તિ ખીલી નીકળશે તેમ તેમ ખરૂં સંગીત ખીલી નિકળશે. ત્યાર પહેલાં નહિજ.

આપણા પ્રાચીન ગૃહજીવનનું સુમધુર સંગીત અને હાલનું અધમ સંગીત એ બેનો તફાવત આ કાગળ ઉપરના અક્ષરો અને શાહીચુસ કાગળ ઉપર ઉઠેલા અક્ષરોના તફાવત જેવો છે. 'સારીગમ'ની સુરચિકિત્સા વીણા, સતારના તારેવાયો, દીપક, મલાર, માલકોશ, ભૈરવીના રાહ, સુરીવાદનું ગઝલીસ્થાન (જેમાં સૌથી વધારે જાતની ગઝલો છે), હિંદુ ધર્મ શાસ્ત્રોના અનુષ્ટુપ છંદ (જેના ૬૨૦ પ્રકાર કહેવાય છે.) તથા ચાઈસ, શિખરણી, મંદાક્રાન્તા આદિ રાગો સંહિતાની ઋચાઓ, કૃષ્ણચંદ્રની વેણમાં ફુંકાયલો ગીતાઉપદેશ,

તુલસીદાસનું રામાયણ, કાલિદાસભવભૂતિની કાવ્ય પ્રસાદી, વર્ડ્ઝવર્થ ટેનીસનના રસકાવ્યો, હાફીઝ, સાદી અને ઓમ્મર ખાયામની રૂબાયતો, આર્નોલ્ડનું લાઈટ ઓફ્ એશીયા કૃષ્ણ-રાધાનો પ્રણય ગુંજતું જયદેવનું ગીતગોવિંદ, પતિતપાવની માતા ગંગે ને એક બે એમ બાવન શ્લોકે બાવન પગથીયાં ચડાવતી જગન્નાથ પંડિતની ગંગા લહરી, તુકારામ, નરસિંહ, મીરાંની ભજનધૂનો, દયારામની ગરબીઓ, રવીન્દ્રની ગીતાંજલિમાં ઝરતો ભક્તિરસ એ સર્વ સંગીતનાં ઉદાત્ત નમુના છે. હૃદયને આર્દ્રતા, બુદ્ધિને નિર્મળતા બક્ષી જીવનને ક્લેશ દ્વેષની ગલીચ ખીણોમાંથી બચાવી ઔદાર્ય, સ્નેહ અને આનંદના વ્યોમમાં સંગીતનાં બુલબુલો ઉડી રહ્યા છે. કો રસિકજન તેનો આલાપ સુણવા ધન્ય બને છે.

સંગીત દ્વારા ભક્તિરસ જામે છે, તેથી હૃદયની નિર્મળતા અને તે દ્વારા આધ્યાત્મિક ઉન્નતિ સધાય છે. હિંદના ધર્મનો ઇતિહાસ તપાસતાં સાબીતી મળે છે કે જ્યારે જીવનયાત્રા વિકટ થઇ પડી, જ્યારે તત્વજ્ઞાનમાં ચિત્ત ચોટ્યું નહિ, કર્મમાર્ગ તાંત્રિકોએ ભ્રષ્ટ કર્યો, અને એવા અનેક પ્રકારના ઝગડા વધી પડયા ત્યારે તો શ્રી વલ્લભાચાર્ય, રામાનુજ, ગૌરાંગ સહજાનંદ અને બ્રાહ્મોસમાજ પ્રાર્થના સમાજના સંપ્રદાયો કેવળ ભક્તિમાર્ગને લીધેજ ચાલ્યા.

માનસિક ઉન્નતિને માટે પણ સંગીતને સ્થાન છેજ. ભલે સંગીતમાં ભક્તિરસ ન હોય તો પણ તેનું લાલિત્ય તેની સુરવટ અને તેની 'તરમઝટ' મનમાં વિકાર રહિત વિલાસ અને રસિકતા અનુભવાવે છે. કાલિદાસના મેઘદૂત શાકુંતલ, ભવભૂતિનુ ઉત્તરરામ ચરિતને મીલ્ટન શેક્ષપીયર, બર્ન્સ બાયરન અને શેલી કીટસના કાવ્યો, નાટકો, જયદેવ ચંડીદાસના ભજન દયારામની ગરબીઓ, રવીન્દ્રની હૃદયોર્મિ, કલાપીનો કેકારવ, મણિલાલની અમરોર્મિ, મસ્ત બાલાશંકરની ગઝલ, ફકીર મહેરામણસિંહનો ઉછળતો પ્રવીણસાગર ન્હાનાલાલના પ્રણયગીતો અને લલિતની લલિતલહરીઓ, જુદા જુદા પ્રાંત દેશ અને કાળના રસસાહિત્યના નાના મોટા ઝરણા છે. અને તે તે ઝરણ પોતાના પ્રાંત દેશ અને કાળના ભુખરા પ્રદેશમાં ચેતના રેડે છે. અને પ્રભુની ભૂમિ સજ્જનો અને રસિકોને વસવા યોગ્ય બનાવી રાખે છે તે વાત કોણ ઇન્કારી શકે તેમ છે?

જેમ માનસિક ઉન્નતિ તેમ શારીરિક ઉન્નતિ માટે પણ સંગીતને સ્થાન છે. સંગીતના મંજુલ સ્વર કે ચંડનાદથી ગાયક કે શ્રોતા ખુશરૂ બને છે. સર્વત્ર પ્રસન્નતા પ્રફુલ્લતા અને પ્રેમ તરવરી રહે છે. સંગીતથી તુષ્ટિ પુષ્ટિ અને શાન્તિ પ્રાપ્ત થાય છે. અમુક રાગથી ક્ષયનો અમુકથી દમનો રોગ તો બીજા કોઇથી કોઇ બીજો રોગ એમ દવા તરીકે પણ પ્રકૃતિ શાસ્ત્રીઓ સંગીતનો ઉપયોગ કરે છે.

આમ શરીર મન અને હૃદયના કલ્યાણ આનંદ અને ઉદ્ધારને માટે સંગીતનો અનેરો ઉપયોગ થાય છે. શબ્દમાંથી બ્રહ્માના નાભિ પ્રદેશથી ઉત્પન્ન થયેલું વિશ્વ આખરે શબ્દ બ્રહ્મમાં વિલીન થશે. અને આપણે પણ સંગીત દ્વારા આપણો એહિક પારલૌકિક ઉદ્ધાર, કૃષ્ણચંદ્રની બંસી મુગ્ધ ગોપીઓ માફક સાધીએ અને જીવનમાં પ્રેમ દ્રવતી વીણા દ્વારા,

સંકલિત વિચાર સંગતિદ્વારા અને વર્તનની એકધારી ઝલકદ્વારા આપણે ઉદ્દાર-નિર્વાણ મેળવીએ ત્યાંસુધી મનુષ્ય સંગીતનો લ્હાવો લઈએ અને તે દરમ્યાન સ્નેહ અને મોદ, વિહાર અને વિલાસ, સેવા અને સ્વાર્પણના ભેદ, પરખીએ અને પાળીએ અને આખરે વિશ્વસંગીતમાં જીવનસંગીતને વિલીન કરીએ એ શુભેચ્છા સહ.

જાની ડાહ્યાભાઇ હરગોવિંદ.

---

# વસન્ત પંચમી.

## શાર્દૂલ.

" કાલે ઉત્સવ આપણે ચલ સખિ, જાશું ફુલો વીણવા.
બાલા સૌ. સહકાર રાજ મુંજરી, ઇચ્છા વરો માગવા. ?
કાલે પંચમિ છે વસંત નૃપની, પુષ્પો તણા સાયકો
લૈને પંચ પધારશે સ્મર સખે, દેવા, દયાળુ જગે. !! ૧ "

" લીલાં ઝાડ, સુવેલી, ફુલ, ફળની, ગાઢી ઘટા કુંજની.
જોઇને મન થાય વિહ્વલ, હુએ આનંદમાં સર્વ જે ?
મોંઘી થાળ સુરમ્ય ફેર ધરીને સૃષ્ટિ વધાવી લીયે.
ત્હેનો લાભ લઈ-ફુલો વિણી લઈ બેસો કંઈ બેસીયે. !! ૨ "

ચારૂ ચંચળ લોચની રમણીયો, કોડે ભરી કામની.
માંહો માંહ હસી વિનોદ કરતી, તોફાનથી ડોલતી ?
મુગ્ધા છે હૃદયે અનુક્ત રસથી આનંદ આસ્વાદતી.
બાલા સૌ વિખુરી પડી "ફિજવશું ટાણુંય" એવું કહી !! ૩

\+ \+ \+ \+

મ્હોટા મંદિરમાં ધરી દીપક આ, ચંદ્રા તણો વ્યોમના,
માંહી તેલ અમી ભર્યું લહરિઓ દિવ્ય પ્રભાની ઢળી ?
રાત્રીએ નિજ ભ્રાતના મદનના, આવાસ દેવી સજે
જ્યોત્સ્નાનો મન બ્હેન કુદરત લીયે જોની ક્યું દીપરો. !! ૪

" રૂડા આ સહકાર ડાળપર તો ઝુલે સદા માધવી.
 એને ફુલ થકી ગુંથી લઈશ ને ? " "સૌન્દર્ય ઘેલી હતી ?
જાઈને જુઈ કેતકી ઉપર કૈં મૂકું રસાળી કળી
 એમાં બાણ ધરી પ્રધાત કરશે મ્હારો જો અહીં. !-!

કુંળા દર્ભ તણી બિછાત કરશું, ત્રૈલોક્ય જેતા અહીં
 ન્હાનાં લાલ મૃદુ પરાગ ઝરતાં પાગે મૂકી હીંડશે ?
કાને ચંપક પુષ્પ લેઇ લલના એરીંગ શું ધારશે
 એમાં બાણતણો મનો ભવ, સખે, બાંધો મૂકી છાંડશે ! !

શ્યામાના પગથી કરી કદળીઆ જોને ઘણી કોમળી
 એશું વજ્ર સમા હદે પુરૂષના બાંધી શકે સ્હેલથી ?
પુષ્પોના વનને વનો ખિલવશું ને તોરણો ટાંગશું
 ધીરા દક્ષિણના સખે અનિલને સૌ ગંધ કૈં આપશું ! !

ફૂલ્યાં અંગ સહુ ગુલાબ કળી આ ખીલી શકે સુંદરી
 મુગ્ધાના મુખનું સદા સ્મરણ એ સૌને કરાવે સહી ?
કાંટા જ્યાં વિકસે ગુલાબ તહીં છે. એ શું બતાવે સહુ
 જ્યાં ચારૂ ચપલા ખીલી સ્મરતણા ત્યાં સ્થાન છે બાણનું ! !

કુંજે જો નિશિગંધતી લટકતી ને મોગરાની બની,
 મ્હારો વીર સચાપ સજ્જ થઇને ઉભો રહેશે અહીં ?
એમાં વાસ ભરૂ વિધુર વિરહી, શું શ્વાસ ભીના ભરે
 અન્યો અન્ય હણે લઘ રમતમાં પ્રાણેશ ત્યાં સાંભરે !' !

ઘેરો આ ટહુકાર કોકિલતણો, ગ્રહે વ્યથા મન્ત્ર છે
 એમા ગોહિનીના રસે છલકતી એ વાંસળી મૂકશે !
'કેકી વૃન્દ તહીં પુકાર કરશે ને દુંદુભી ઠોકશે
 મ્હારા વીર વધામણે અખિલ આ ઉત્સાહથી પૂરશે ! !

આંબા મ્હોર તણું નિશાન કરશું. જ્યાં આંખને ઝાલશે
 ત્યાંથી વીર રસે ભર્યા શર કંઈ હૈયાં મહીં રેડશે !
જો આવે પ્રિય, કાં, સલજ્જ પ્રથમે મોહું છુપાવી દીયે
 આ જોની નભ મંડળે અરૂણનું બાંધે ઉષા તોરણે. ! !

' કુમુદ

---

# અમરનાથનું રૂદન.

પત્ર ૬.

મે. ૧૭.

મ્હેં અહીં ઘણાં ઓળખાણ કર્યાં છે, પણ હજુ કંઇ પરિચિત સહવાસ નથી. અહીંના લોકો મ્હારા તરફ શાથી મમતા બતાવે છે તે હું જાણતો નથી, પરંતુ હમેશાં તેઓ મ્હારી સાથે ફરવા ઘણા આતુર હોય છે, અને હેમનાથી છૂટાં પડતાં મ્હને દુઃખ થાય છે. ત્હમે પૂછો છો કે ત્હમારે ત્હાંના લોક કેવા છે ? મ્હારો જવાબ એ છે કે બધી જગાએ જેવા હોય છે તેવા. કુદરતનું કામ એક જ હોય છે પણ પૈસો બધો ફેર પાડે છે. માણસ જાતનો મો'ટો ભાગ મહેનત કરવામાં છંદગીનો ઘણો સમય ગાળે છે અને તેટલી મહેનતથી પણ રોટલા પુરતું ભાગ્યે મળે છે–અવશેષ વખત ત્હેમને એટલો બધો કંટાળા ભરેલો લાગે છે કે ગમે તેમ કરી તે વખત વટાવી દેવાની તેઓ કાળજી રાખે છે; કાળા માથાના માનવીને કપાળે આજ લખેલું છે ! મ્હને તો અહીંઆં મ્હારા નવા પિછાન વાળા જોડે ઘણું ગમે છે. ભલે, ગુમાની મનુષ્યો એમ કહે કે હું મ્હારી જાતને ભૂલી ગયો છું. પણ ત્હેમને છાતી ઠોકીને કહું છું કે આતિથ્ય અને વિનોદથી આનંદી લાગતી બેઠક ઉપર જ્હારે હું બેઠો હઉં છું, ત્હારે મ્હારા આત્માને ભોગવું છું. જ્હારે જ્હારે કંઈ ફરવા જવાનો, કે રાસ રમવાનો કે બીજી કોઇ રમત ગમતનો વિચાર તેઓ રજુ કરે છે, ત્હારે મ્હારી પ્રકૃતિ જ સમભાવ બતાવે છે. હા. રખેને તેઓ પોતાની ઉણપ જાણી જાય અને મ્હારી પાસે આવતાં શરમાય ગભરાય–એમ જાણી કોક વખત હું ત્હેમનાથી છાનો બેસી રહું છું. આટલી સુખ ઉપર સાણુસી ખરી. તે વખત મ્હારી સ્વર્ગસ્થ સખી મ્હને યાદ આવે છે. મ્હારા યૌવનની મિત્ર ! ત્હારૂં પિછાન કર્યું–શું માત્ર ત્હને રડવાને ? હા–દરદ ભર્યું સ્મરણ–બીચારી મરી ગઇ ! મ્હારા પહેલાં સ્વર્ગ સમું તે હવે જગત્ જંગલ સમું થઇ પડ્યું છે.—બસ હવે એટલું જ......

થોડાક વખત ઉપર રા. ફ્ર મ્હને મળ્યા હતા. રા. ફ્ર. જુવાન છે. ત્હેમનો ચ્હેરો આનંદી છે. મુંબાઈ યુનિવર્સિટીનો અભ્યાસ હમણાં જ પૂરો કર્યો છે. પોતાની વિદ્વત્તાનાં ખાલી બણગાં મારતા નથી, પરંતુ ત્હેમના સહવાસમાં આવનાર મનુષ્યો કરતાં પોતે કંઇક છે એમ તેમને લાગતું જ હશે. છતાં એમ લાગે છે કે ત્હેમનામાં પ્રતિભા કરતાં અભ્યાસ વધારે છે. મ્હને સંસ્કૃતનું જ્ઞાન છે તેમ જ ચિત્રકળાનો શોખ છે. આ બાજુ આટલું તો દુનીઆ પારનું જ્ઞાન મનાય છે–એમ જાણી મ્હને તેઓ મળવા આવેલા; વાતચીતમાં ત્હેમણે પોતાની બધી વિદ્વત્તા બતાવી દીધી, જે જે લેખકો વાંચ્યા હતા ત્હેમનાં નામ ગણાવ્યાં. " મ્હેં ઋગ્વેદનું પ્રથમ મંડળ વાંચ્યું છે, મ્હારી પાસે શાકુન્તલની હસ્તલિખિત પ્રત છે, તેમ જ પ્રાચીન ઇતિહાસનો હું અભ્યાસી છું " એમ પણ કહ્યું. ત્હેમનો સહવાસ ખરું રુચિકર હતો બીજા એક નવાબના ખાનગી મંત્રી છે–બહુ સારો માણસ

છે. ત્હેની સાથે પણ મ્હેં ઓળખાણ કર્યું છે. ત્હેના દયાળુ સ્વભાવથી અને ઉમદા જીવનથી તે સર્વમાન્ય થઇ પડયો છે. ત્હેની મોટી દીકરીનું લોકો બહુ સારૂં બોલે છે. પોતાને ઘેર મ્હને ત્હેણે નોતર્યો છે અને જાતે ત્હેમને નમન કરવા બનશે તેમ વહેલો જઇશ. પાંચેક માઇલ દૂર એ ભાઇ રહે છે. પોતાની પત્ની મરી ગઇ એટલે જૂનું ઘર ત્હેને ખાવા ધાયું, તેથી ત્હારથી નવાબે આપેલા મૃગયાશ્રમમાં તે પડી રહે છે. આ જેટલી પ્રિય થઈ પડે હેવી વ્યક્તિઓ છે તેટલી જ કંટાળો ઉપજાવે હેવી વ્યક્તિઓને પણ હું મળ્યો છું. મ્હારા સહવાસમાં ગમે તેમ કરી ત્હેમણે માથું માર્યું છે, વધારે પડતી નમ્રતા બતાવી તદન અસભ્ય તેઓ બને છે અને વણમાગ્યા હકારો ભણી છચોક અંગીકારો કરી કઢંગા લાગે છે.

પત્ર ૭.

મે. ૨૨.

ડાહ્યા પુરૂષો કહે છે કે જીંદગી એટલે સ્વપ્ન. મનુષ્યનું ચેતન કેટલા ન્હાના ક્ષેત્રમાં રોકાઇ ગયું છે ત્હેનો જ્યારે હું વિચાર કરૂં છું, જ્યારે એમ વિચારૂં છું કે પેટ ભરવાની ખાતર, કલેવરમય જીવન ટકાવવાની ખાતર મનુષ્ય બધી શક્તિઓ ગુમાવી નાખે છે, ત્હારે મ્હને પણ કદાચ એમ લાગે કે જીંદગી એટલે સ્વપ્ન ગૂઢ તત્ત્વો ઉકેલવાને દેખાતી જે ચિન્તા માત્ર અંધ સંતોષવૃત્તિ છે, ચક્ષુ આગળ પોતાના કેદખાનાની ભીંત્યો દેખતા છતાં મનુષ્યનો તો મ્હોટો આનંદ એ કેદખાનાની ભીંત્યો ઉપર માયાવી આકૃતિઓ ને જૂઠાં પ્રકૃતિ સૌન્દર્યો ચિતરવામાં સમાયલો છે-હેવા જ્યારે મ્હને વિચારો આવે છે ત્હારે ઓ ભાઇ! હું મૂક થઇ જાઉં છું, વધારે ઉંડુ ચિન્તન કરૂં છું, હૃદયને શોધું છું છતાં પરિણામ શું આવ્યું? શ્રદ્ધાને બદલે વધારે માયાવી છાયાઓ, સત્ય ને સત્ ને બદલે વધારે ખાલી કલ્પના ને ખોટા વહેમ. બધુ ગુંચાઇ ગયલું કોકડું લાગે છે અને છતાં જે પ્રવાહ બધાને ખેંચી જાય છે તે મ્હને પણ મૂર્ખતાના વહેણમાં તાણે છે, અને સ્વપ્ન જેવા બુદ્બુદો ઉઠાવનાર મૂર્ખાઓની સંખ્યામાં હું ઉમેરો કરૂં છું. બધા વિદ્વાનો કહે છે કે બાળકો હેતુ વગર કામ કરે છે. પરંતુ વિદ્વાનો એમ સ્વીકાર કરવા તૈયાર નથી—જોકે ત્હેમાં દીવા જેવું સત્ય જણાય છે—કે પેલાં મ્હોટાં બાળકો જેવાં ન્હાનાં બાળકો હતાં તેવાં ને તેવાં જ જીવન હેતુ કે જીવનભિન્નતા જાણ્યા સિવાય જીંદગીમાં રખડે છે. પુણ્યની આશા કે શિક્ષાની બ્હીક સિવાયના કોઈ પણ ત્હેમની નીતિરીતિના ઓછા વત્તા પણ માન્ય નિયમો નથી—કાં તો બાળકો પેઠે દંડથી કે રોટલાથી જ દોરાય છે. મ્હારો મિત્ર આના જવાબમાં શું કહેશે તે હું જોઇ શકું છું, અને એટલું તો સ્વીકારવા હું તૈયાર છું કે બાળકોની માફક કાલનો જે વિચાર કરતા નથી, પરંતુ રમકડાં (મોટાં!) ને રાંધીપીશીમાં (!) જે વર્તમાન આનંદે ગુજારે છે, તેઓ ખરેખર ઘણા જ સુખી છે. તેઓ જોઇતી વસ્તુ માટે કકલાણ કરી મૂકે છે, અને "હા બા હા" કરતી ત્હેમની મા (લક્ષ્મી!) ત્હેમને તે વસ્તુ આપે છે ત્હારે વધારે ને વધારે માટે બુમ મારે છે. કેવાં સુખી પ્રાણીઓ! નજીવાથી ત્હેમને સંતોષ છે; અને કેટલાકની તો આપણને ઇર્ષ્યા થાય. કારણ કે તેઓ ધૂળ જેવી પદવી-

એથી કે ખાલી ખિતાબોથી સ્વર્ગનું સુખ માની બેઠા છે! તેઓ હેમને મન તો મનુષ્યોમાં દેવ કે જગતના પણ અમીરો છે, તો પણ પોતાની શૂન્યતા પ્રમાણે આ બધાંનું ગાંડપણ જોઇ શકનાર મનુષ્ય તો-મનની ઉચ્ચતા અનુસાર-કહે છે કે ફુલારો મારી દુનીઆને સ્વર્ગ બનાવવાનો પ્રયત્ન કરનાર તવંગર, તેમ જ પેટ ભરવા જીવનભર બીચારા મજૂરી કરનાર ગરીબ બન્નેય-વિષમ આધાર અર્પનાર જીવનને ટકાવી રાખવા ઇચ્છે છે. 'મનુષ્ય' તરીકેના જ ખિતાબમાં હેમને શાન્તિ છે, સુખ છે. મ્હારૂં બાંધ્યું ક્ષેત્ર છે એમ તે જાણે છે. પરંતુ છુટકારાના આશ્વાસક વિચારની હેના હૃદય ઉપર ઉંડી છાપ પડી છે, જેથી હેને હેવી શ્રદ્ધા ઉપજે છે કે કેદખાનું સહન ન થતાં કેદખાનાનાં દ્વાર ઉઘેડનાર મ્હારી પાસે એક કુંચી છે.

## પત્ર ૮.

મે. ૨૬.

અમુક અમુક જગ્યાઓ માટે મ્હને ઘણી મમતા છે, એકાન્ત જગો માટે મ્હને સ્નેહ છે એમ તું જાણે છું. હેવાં દશ્યોને મન ગમતી રીતે ગોઠવી આનંદ માણું છું. મ્હારી ઇચ્છાઓને અનુકૂળ મ્હને એક ઝુંપડું પ્રાપ્ત થયું છે. ભદ્રપુરની સીમમાં શહેરથી ત્રણેક માઇલ દૂર એક રમણીય ટેકરીના ઢોળાવ ઉપર મ્હારૂં ઝુંપડું છે. આગળ પાછળનો સીમાડો ત્હાંથી સ્પષ્ટ જણાય છે. ઝુંપડાની માલીક નૂતન પ્રકૃતિની જ એક ભલી બાઇ પણ અહીં જ રહે છે, ને મ્હને રસોઇ કરી આપે છે. પણ સૌથી વધારે આનંદ આપનાર તો મંદિરની સ્હામે બે વડનાં ઝાડ છે તે છે. તેમની પથરાઈ રહેલી ડાળીઓ આગળ પાછળ ગામડીઆથી ઘરોની વચ્ચે આવેલી હરિઆળી જમીન ઉપર છાયો પાથરે છે. આના કરતાં વધારે એકાન્તમય અને રમણીય જગ્યાનો હમને ખ્યાલ પણ નહી આવે. ભલી ઘરડી બાઈ પાસેથી પુરાણો માંચડો મંગાવું છું, અહીંના મીઠા એકાન્તમાં જરા ચ્હા પી 'રામાયણ' વાંચું છું. અત્યાર સુધી કોઈ ચકલું એ અહીં આવતું નથી તે હેવા સ્થળમાં બપોરે રખડતાં રખડતાં અકસ્માત્ હું અહીં આવ્યો. તે દિવસ ઘણો રમણીય હતો. બેઉ તો મજુરી ઉપર ચઢી ગયા હતા. અને એક ચારેક વરસનો ન્હાનો છોકરો, ૭ એક મહીનાના એક ન્હાના બાળકને જમીન પર બેસી રમાડતો હતો. છોકરો બાળકને છાતી સરસો ચાંપતો પોતાના ન્હાનકડા હાથ વડે હેણે હેને માટે બેસણી કરી આપી હતી. બાળકનાં તેજસ્વી કાળાં નયનો તો હરિઆળી જમીન ઉપર રખડી રહ્યાં હતાં પણ ન્હાનકડા જીવંત ન્યાસને પલ્લવવા વૃત્તિ નહી હોવાને લીધે ત્હાં ને ત્હાં છોકરો બેસી રહ્યો, નિર્દોષ પ્રેમના આ દૃશ્યથી હું એટલો બધો ખુશ થઈ ગયો કે સ્હામેના હળ ઉપર બેસી આ ભ્રાતૃભાવનું રસિક ચિત્ર દોરતાં કાંઇક અનેરો સંતોષ અનુભવ્યો. વધારામાં બાજુમાં આવેલી વાડ, ઝાંપો અને વાંકાં ચૂકાં ખેતીનાં ઓજાર ચિતર્યાં અને, કશું પણ નવું કર્યા વગર એક કલાકમાં તો અનન્ત વ્યઙ્ગ્યવાળું અને સંપૂર્ણ કલાવિધાનવાળું એક ચિત્ર તૈયાર થઇ ગયું. આથી કુદરતને વળગી રહેવાનો મ્હારો પહેલાનો સિદ્ધાન્ત પ્રમાણ

સિદ્ધ થયો. કારણ, પ્રકૃતિ સાદી છે છતાં અખૂટ છે. કવિને ને ચિત્રકારને હમેશાં નવા નવા વિચારો પૂરા પાડે છે, અને બન્નેની કૃતિઓની કિંમત વધારે છે. સમાજના કાયદાઓ માટે ધરવામાં આવતી દલિલો જેટલી લુલી હોય છે તેટલી જ (કલાના) નિયમો માટેની દલિલો પાંગળી હોય છે. નિયમોથી દોરાતો કલાવિધાયક કશું ખરાબ કે કદંરુ નહી નિપજાવે, જેમ સમાજ કે રાજાના કાયદાથી અને કેળવણીથી નિયમિત થયલો મનુષ્ય પાડોશીને કે ન્યાતને કહવું પડે હેવું નહી કરે; ભલે નિયમો માટે મનુષ્યોને કહેવું હોય તે કહે, પરંતુ તેથી કુદરતના શુદ્ધ ઉચ્ચાર અને ત્હેના સત્ય ભાવોને નાશ કરવા તરફ ત્હેમનું વલણ થાય છે. તું કદાચ મ્હને કહીશ કે નિયમો વધારે પડતી ડાળીઓને—ઝાંખરાંને—કાપી નાખે છે અને વિરૂપતાને અટકાવે છે. છતાં પણ મ્હારે કહેવું જ જોઇએ કે પ્રતિભાની તે શૃંખલાઓ જ છે, અને 'સુધરેલી ભૂલો' એ નિયમોની જકડામણમાં નાશ પામતા સૌન્દર્યોનો બદલો નથી જ. પ્રતિભાને પ્રેમ સાથે સરખાવો. ભાઈ, કલ્પના કર કે એક જુવાન કોઈ યુવતીના શુદ્ધ પ્રેમમાં પડયો છે. આખો વખત હેના જ વિચાર કર્યા કરે છે, બધું ધ્યાન હેમા જ રોકી દે છે, અને મ્હારા પ્રેમનું તું જ આલંબન છે એમ ખાતરી આપવા તે યુવાન બધા પ્રયત્નો આદરે છે, બધા ઉપાયો યોજે છે. હવે એક—કદાચ ઘણો પ્રખ્યાત—ફિલસુફ આવે છે અને પેલા જુવાનને શિખામણ આપવા બેસે છે. "પ્રિય ભાઈ, પ્રેમ શું છે? પ્રેમ તો કુદરતી આવેશ છે. હેને હદબહાર કેમ જવા દેવાય? ત્હારા સમયનો મોટો ભાગ ત્હારે જીવનના મહાન ધર્મોમાં ગાળવો જોઇએ. અને નવરાશનો વખત ત્હારે ત્હારી પ્રિયતમા વિષયે ગાળવો. સમજ્યો. ત્હારી આવક પ્રમાણે ત્હારે ભેટો કરવી, અને તે પણ નિયમિત સમયે."

હવે જો આ યુવાન હાવી ડાહી શિખામણ ગ્રહણ કરે તો સામાન્યતઃ ત્હેનું ડહાપણ વખણાશે; પણ ત્હેનો પ્રેમ તે છાયા માત્ર કે બીજું કંઈ? હાવી જ રીતે ચિત્રકાર પણ નિયમોમાં જકડાઈ ગયલો છેઃ હેની કૃતિમાં ભૂલ્ય ના હોય પણ હેનામાં ચેતન તો "કદી નહી, કદી નહી." પ્રતિભા હેવો પ્રવાહ છે કે ત્હેનાં ધસારા કરતાં ઉછળતાં મોજાં જ્વાળામુખ જેમ બ્હાર નિકળી આવશે. આશ્ચર્યચકિત જગત્ નિરખી રહેશે. પણ હાં—પેલા કળાવન્ત પુરૂષો કિનારો કબજામાં રાખી પ્રતિપ્રવાહથી ત્હેમના પ્રતિભાના વહનને અટકાવે છે. હા—અહીંઆં તેઓએ ઇમારતો ચણી છે અને ઉદ્યાનો બનાવ્યાં છે, પણ, બીજાઓની ઉચ્ચતરતા જોઈ તેઓની નિયમિત કૃતિઓને બચાવ ત્હેમને કરવો પડે છે. પોતાની ઈમારતો પાછળ ખાઇઓ ખોદે છે અને પોતાનો નાશ ન થાય તે માટે પ્રતિભાં સામે દરવાજા રોકી રાખે છે!

(અપૂર્ણ.)

અનુયોજક "પ્રેરિત"

# રાજગૃહનાં ગરમ ઝરણાં.

રાજગૃહ ઘણું જુનું શહેર છે, પૌરાણિક કથાઓમાનાં મહાબલવાન રાજા જરાસિંધની અહિં પૂર્વે રાજધાની હતી, તેમજ મહારાજા બિંબીસાર તથા તેના પુત્ર અજાત-શત્રુ પણ અહિં રાજ્ય કરતા હતા, આ શહેર પાંચ પર્વતોથી ઘેરાયલું છે, એ પર્વતોનાં નામ આ છે, વૈભારગિરિ, વિપુલગિરિ, રત્નગિરિ અથવા પાંડવગિરિ, સોનાગિરિ અને ઉદયગિરિ. રત્નગિરિનું નામ પાંડવગિરિ એટલા સારૂં પડ્યું છે કે જ્યારે શ્રીકૃષ્ણ તેમજ અર્જુન જરાસિંધ સાથે લડવા આવ્યા હતા ત્યારે તેઓએ રત્નગિરિ ઉપર વાસ કર્યો હતો, આજે પણ તે ઠેકાણે જરાસિંધ તેમજ બિંબિસારના વખતનાં અનેક ચિન્હો નજરે પડે છે, આ સ્થળેજ મહાત્મા બુદ્ધનો જન્મ થયો હતો, આ ઠેકાણે ખોદકામ શરૂ કરાવતાં પુરાતત્વ-વિભાગ વિષયક બૌદ્ધકાળના વખતનાં અનેક ચિન્હો મળી આવે છે, વૈભારગિરિ તેમજ વિપુલગિરિની વચમાં પ્રાચીન નગરના ઉત્તર દરવાજાનાં ચિન્હો જોવામાં આવે છે, આ દરવાજાથી લગભગ ૩૦૦ ફીટ ઉત્તર તરફ વૈભારગિરિની તલેટી પાસે ઘણા ગરમ પાણીનાં ઝરણાંઓ છે, આ ઝરણાંઓને ત્યાંના લોકો કુંડ કહે છે, અને દરેક ત્રીજે વર્ષે જ્યારે અધિક માસ આવે છે ત્યારે ઘણે દૂર દૂરથી લોકો અહિં આવીને સ્નાન કરી જાય છે પહાડો ઉપર જૈન તેમજ બૌદ્ધ મહાત્માઓની ઘણી મૂર્તિઓ છે, એ કારણથી ચીન, જાપાન તેમજ તિબેટના લોકો રાજગૃહ આવે છે, રાજગૃહ એ એક એવા પ્રકારનું સ્થળ છે કે જ્યાં દરેક પ્રકારના લોકોનું મન આકર્ષાય છે, જો તમે ધાર્મિક દૃષ્ટિએ યાત્રાનિમિત્તે જવા ધારતા હો તો સંખ્યાબંધ મૂર્તિઓ ત્યાં છે. કદાચ યોગી બનીને જવા ધારતા હો તો પહાડની અનેક ગુફાઓ તેમજ ગિરિકોટ જેવાં અનેક સ્થળો તમારૂં સ્વાગત કરવા માટે તૈયાર છે, કદાચ સ્વાસ્થ્ય સુધારવા માટે જવા ધારતા હો તો પણ ત્યાંના હવા પાણી ઘણાં ઉત્તમ છે, કદાચિત્ વૈજ્ઞાનિક લોકો ત્યાં જાય તો તેઓને માટે પણ તે શોધ-ખોળનું પ્રાચીન મથક હોવાથી તેને લગતી ઘણી સામગ્રી મળવાનો સંભવ છે. આ કુંડોના હાલના નામો સરસ્વતીકુંડ, લંગટકુંડ, કાશીકુંડ, ભૈરવકુંડ, બ્રહ્મકુંડ, શિવકુંડ, આનંદકુંડ, ગંગાકુંડ, યમુનાકુંડ તેમજ મરીચકુંડ છે. પદ્મકુંડનું પાણિ જમીનમાંથી પરપોટાની માફક નીકળે છે, તેમજ સાથે સાથે કોઈ પ્રકારના ગ્યાસના પરપોટા પણ નીકળતા જોવામાં આવ્યા છે, કાશીકુંડમાં સ્ત્રીઓ સ્નાન કરે છે તેથી પુરૂષો ત્યાં જઈ શકતા નથી, કાશીકુંડની નીચે લંગટકુંડ છે, છેલ્લાં વરસાદનાં તોફાનથી શિવાલયનો એક ભાગ કુંડમાં પડી ગયો છે, એ કારણથી એ કુંડમાં ઉતરવું મુશ્કેલ છે, બ્રહ્મકુંડથી ઉપર જઈને સપ્તધારા મળે છે, વાસ્તવિક રીતે માલૂમ પડે છે કે સપ્તધારા એ પણ એક પ્રકારનો ઝરો છે, પરંતુ તેમાંથી સાતધારા કાઢવામાં આવી છે, જે ધારા ઝરણાની પાસે છે, તેની ગરમીનું પ્રમાણ વધારે છે, તેમજ જેમ જેમ ધારા ઝરણાથી દૂર દૂર જવા પામી છે, તેમ તેમ ગરમી ઓછી ઓછી થતી થઈ છે, નીચે જણાવેલા કોઠામાં સપ્તધારાના નામ તેમજ ગરમીનું પ્રમાણ ક્રમસર આપવામાં આવ્યું છે, સપ્તધારામાનું પાણી એક સરખા ખૂણાવાળા હોજમાં પડે છે અને તેની ચારેબાજુ પાકી દીવાલ બાંધવામાં આવી છે.

ગરમીનું પ્રમાણ એ દિવસની આગલી સાંજે પણ લેવામાં આવ્યું હતું પરંતુ વિશેષ તફાવત જોવામાં આવ્યો નથી, પરંતુ તેથી એવા અનુમાનપર નહિ આવી શકાય કે ગરમીનું પ્રમાણ હમેશ માટે એક સરખુંજ રહેતું હોવું જોઇએ. સપ્તકુંડમાં ન્હાયા પૂર્વે બ્રહ્મકુંડમાં ન્હાવાની આજ્ઞા નથી. વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ આ આજ્ઞા વાસ્તવિક છે; કારણકે બ્રહ્મકુંડની ગરમીનું પ્રમાણ સપ્તધારાની ગરમીના પ્રમાણથી વધુ છે.

ગરમીના પ્રમાણ ૨૩'૩.

| નંબર. | ધારાઓના નામ. | ડૉક્ટર બુકાનને આપેલું પ્રમાણ. (જાનેવારી ૧૮૧૨.) | મારૂં માપેલું પ્રમાણ. (૭મી ફેબ્રુઆરી ૧૯૧૯) | પાણીનો વેગ. |
|---|---|---|---|---|
| ૧ | કશ્યપ | ... ... ... | ૩૯'૫ | ધીમો. |
| ૨ | અત્રિ | ... ... ... | ૪૦'૨ | ,, |
| ૩ | યમદગ્નિ | ... ૩૬'૦ | ૪૦'૫ | ,, |
| ૪ | ગૌતમ | ... ૪૨'૬ | ૪૧'૧ | ,, |
| ૫ | વસિષ્ઠ | ... ૩૭'૬ | ૪૧'૩ | તેજ. |
| ૬ | વિશ્વામિત્ર | ... ૩૯'૭ | ૩૯'૮ | ,, |
| ૭ | ભરદ્વાજ | ... ૩૯'૭ | ૩૯'૬ | ,, |
| | ઓસત | ... ૩૯'૭ | ૪૦'૩ | ,, |

પશ્ચિમદિશા તરફની દીવાલમાં એક સ્લેટના કકડાપર કોતરવામાં આવ્યું છે કે, આ દીવાલ તેમજ હોજ ગયા જીલ્લાના બડસન્ડા નિવાસી બાબુ સીતારામે સં. ૧૫૦૪ ના જેઠ શુદ બારશને દિવસે તૈયાર કરાવ્યો છે, સપ્તધારાની ઉપરજ અમાવા રાજ્યની એક છાવણી છે. અમાવા છાવણીની સામે ભૈરવ તેમજ શિવકુંડ બન્ને જુદા જુદા હોજોમાં બનેલા છે, એ બન્નેની ઉત્તર દિશાએ આનંદકુંડ આવેલો છે, આનંદકુંડથી પશ્ચિમ દિશા તરફ એક જ હોજમાં ગંગાકુંડ તેમજ યમુનાકુંડ આવેલા છે; ઇ. સ. ૧૯૦૯ માં છપાયલા પટનાકૉલેજના માસિકના અંક બીજામાં મિ. જેક્સને લખ્યું છે કે "ગંગાકુંડ યમુનાકુંડ અને આનંદકુંડને સૂકાઇ ગયાને બે વર્ષ થવા આવ્યાં છે અને હવે મારકંડકુંડ પણ સૂકાઇ જશે" તેજ લેખની નોટમાં લખ્યું છે કે "મારી છેલ્લી યાત્રા પ્રસંગે જોતાં મારકંડકુંડ પણ સૂકાયલો જોયો છે" જે વખતે હું ગયો હતો ત્યારે કોઈ કુંડો સૂકાયલા જણાયા ન્હોતા, કુંડો સૂકાઈ જાય કિંવા વહેતા રહે એ વરસે વરસે વરસતા વરસાદ પર આધાર રાખે છે, અમાવા છાવણીથી ૧૦૦ પગલાં દૂર દક્ષિણ તરફ એક નાનો સરખો ગરમ પાણીનો ઝરો છે. તેનું નામ મરીચકુંડ છે. તેની ગરમીનું પ્રમાણ ૩૮'૫ છે. આ ઝરાઓમાંથી નીકળીને

પાણી ધીરે ધીરે વહે છે, આસપાસના લોકોની એવી માન્યતા છે કે જે સ્ત્રીનાં બચ્ચાંઓ જન્મ્યા પછી માત્ર થોડા દિવસમાં જ મરણ પામે છે તે કદાચ આ કુંડમાં ન્હાય તો તેના બચ્ચાં જીવતા રહી યુવાવસ્થા પ્રાપ્ત કરે. કાશીકુંડની નીચે સરસ્વતીકુંડ છે અને તેનું પાણી ઠંડું છે સપ્તધારા સહિત ગંગા તેમજ જમનાના બે ઝરણાં ગણતાં વૈભારગિરિની તલાટીમાં સર્વે મળીને ૧૭ કુંડો થાય છે. વાસ્તવિક રીતે ગંગા તેમજ જમનાં એ એકજ કુંડ છે, કારણકે બન્નેની ગરમીનું પ્રમાણ એક સરખુંજ છે, તેમજ બન્ને લગોલગ આવેલાં છે. નીચે વૈભારગિરિના ઝરણાંઓનાં નામ તેમજ તેનું ગરમીનું પ્રમાણ જણાવવામાં આવે છે.

**વાયુનું પ્રમાણ.**

| નંબર | કુંડોનાં નામ. | મિ. જેક્સને માપેલું વાયુનું પ્રમાણ. | મારૂં માપેલું પ્રમાણ. | પાણીનો વેગ. |
|---|---|---|---|---|
| ૧ | લંગટકુંડ | ... ... ... | ... ... ... | પાણી જમીનમાંથી નીકળે છે. |
| ૨ | કાશીકુંડ | ... ... ... | ... ... ... | ,, |
| ૩ | બ્રહ્મકુંડ | ૪૦·૩ | ૪૧·૪ | ,, |
| ૪ | સપ્તધારા | ૪૦·૩ | ૪૦·૩ | + |
| ૫ | ભૈરવકુંડ | ૩૨·૬ | ૩૯·૮ | ધીમો |
| ૬ | શિવકુંડ | ૩૯·૬ | ૩૮·૫ | તેજ |
| ૭ | આનંદકુંડ | સૂકાઈ જાય છે. | ૩૯·૭ | ધીમો |
| ૮ | ગંગાકુંડ | ,, | ૪૧·૭ | તેજ |
| ૯ | યમુનાકુંડ | ,, | ૪૧·૭ | તેજ |
| ૧૦ | મરીચકુંડ | ... ... ... | ૩૮·૬ | ... ... ... |
| ૧૧ | સરસ્વતીકુંડ | ... ... ... | ૨૧·૦ | ... ... ... |

**વાયુનું પ્રમાણ.**

| નંબર | ડૉ. બુકાનના વખતમાં પ્રચલિત નામ. | નવા નામ. | પ્રમાણ. ઈ. સ. ૧૮૧૨ | પ્રમાણ. ઈ. સ. ૧૯૦૯ | પ્રમાણ. ઈ. સ. ૧૯૧૯ | પાણીનો વેગ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | સૂર્ય | સીતા | ૩૯·૫ | ૩૫·૨ | ૩૪·૭ | ધીમો |
| ૨ | શાન્તનુ | સૂરજ | ૪૧·૧ | ૩૯·૫ | ૪૦·૫ | ,, |
| ૩ | સોમ | ચંદ્રમા | ૩૯·૦ | ૩૬·૯ | ૩૮·૦ | ,, |
| ૪ | ગણેશ | ગણેશ | ૩૯·૦ | ૩૭·૫ | ૩૮·૧ | ,, |
| ૫ | રામ | રામ | ... ... | ૨૧·૪ | ૨૧·૩ | ,, |
| ૬ | લક્ષ્મણ | લછમન | ... ... | ૩૩·૫ | ૨૧·૩ | બહુજ ધીમો |
| ૭ | મખદુંમ | શૃંગીઋષી | ૩૬·૧ | ૩૫·૦ | ૦ | ૦ |

ડૉક્ટર બુકાનને પણ આ ઝરણાંઓની ગરમીનું પ્રમાણ કાઢ્યું હતું, પરંતુ જે નામો તેમણે લખેલાં છે તે હાલનાં નામો સાથે મળતાં આવતાં નથી, હવે વિપુલગિરિના ઝરણાંઓ તરફ ચાલો, સરસ્વતીકુંડ નામનો ઝરો પસાર કર્યા પછી પૂર્વ દિશા તરફ નાનકશાહકુંડ આવેલો છે, તેનું પાણી ઠંડું છે, નાનકશાહ કુંડથી શુમારે ૨૦૦ પગલાં ઉત્તરદિશા તરફ જતાં ગરમ પાણીનાં ઝરણાં આવે છે, તેનાં નામ તેમજ ગરમીનું પ્રમાણ પણ લખવામાં આવે છે, અહિંથી લગભગ અર્ધો માઇલ દૂર મખદુમકુંડ આવેલો છે, તેના નામો ઉપરથી કદાચ આપ ધારતો હો કે આ કુંડો તો અર્વાચીન—આજકાલના છે. ના. તેમ નથી, થોડા પરિશ્રમે તે કુંડોના જુનાં નામો મળી શકશે, પોસ્ટ ઑફિસના મકાનથી એક માઇલ દૂર પશ્ચિમ તરફ ત્રણ ઠંડા પાણીના ઝરણાં છે, તેના નામ વૈતરણી, ભરત, અને શાલગ્રામ છે, ગરમ પાણીનાં ઝરણના મુખ પાસે સિંહ, ગાય, બળદ અને હાથીના મુખાકાર ધરાવનારી પત્થરોની આકૃતિઓ છે, તેમજ પાણી આ આકૃતિઓના મુખદ્વારા બહાર આવે છે, કોઈ કોઇમાં તો માત્ર પત્થરના નાળાંઓ બનેલા છે તેમ જ પાણી ત્યાંથી પડીને પત્થરથી જડેલી જમીનપર પડે છે "અહિં ઘણા દેશોના લોકો સ્નાન કરવા સારૂ આવે છે, તેમ જ આ કુંડોમાં ન્હાવાથી ઘણાખરા રોગો નાશ થાય છે" પ્રસિદ્ધ ચીની યાત્રી હુએનતસાંગે પોતાની યાત્રાના વર્ણનમાં આ ઝરણાઓનું વર્ણન કરેલું છે તેમ જ તેના આ ગુણની જબરી પ્રશંસા કરેલી છે કેટલાએક લોકોનો એવો ખ્યાલ છે કે દિનુદિન કુંડોનું પાણી સુકાઈ રહ્યું છે. તેમ જ ગરમીનું પ્રમાણ ઓછું થતું જાય છે, ઉપરના કોઠા પરથી સ્પષ્ટ થાય છે કે, આ અનુમાન વાસ્તવિક નથી. ઝરણાંઓનાં પાણી ગરમ છે, એથી એ વાત સંભવી શકે છે કે પાણી પૃથ્વીતળથી ઘણું નીચેથી આવતું હોય, અને એવો સંભવ પણ રહે છે કે પાણીમાં હીલીયમ વગેરે વાયુગેસ પણ વિદ્યમાન હોય.

જે નાળાંઓદ્વારા ગરમ પાણી બહાર આવે છે તેમાં એક પ્રકારની દૂધ જેવી ઉજળી તથા ઝીણી માટીનો થર બાઝી જાય છે, જ્યાં પાણી સુકાઇ જાય છે ત્યાં આવો જમેલો જોવામાં આવે છે આવી માટી જરાસિંધના અખાડામાં જોવામાં આવે છે. પ્રિન્સીપાલ દેવેન્દ્રનાથ સેનનો ખ્યાલ એવો છે કે પ્રાચીન સમયમાં આ અખાડાઓ પાણી એકઠું થવાનું ઠેકાણું હતા, આજકાલ અહુરા, શબ્દ બદલાઈ અખાડા તરીકે જાણીતો થયો છે.

આ ઝરણાંઓ આસપાસની માટી તેમ જ પત્થરોના મોટાં મોટાં કણોને સાફ કરી નાંખે છે, તેમ જ તેના પાણીનો દબાવ તેમ જ ગરમીનું પ્રમાણ વધારે હોવાથી હીલીયમ વગેરે, વાયુમાંથી પણ ધોવાઇ જાય છે, પૃથ્વીતળે પહોંચીને પાણીની ગરમીનું પ્રમાણ તેમ જ દબાવ ઘટી જાય છે, એટલાસારૂ જે વસ્તુઓ એથી વધારે પ્રમાણમાં પાણીમાં ધોવાઇ જાય છે, તે એવી સ્થિતિમાં રહી શકતી નથી. પરિણામ એવું આવે છે કે તેનો કેટલોક ભાગ તો પાણીમાં ધોવાતો રહે છે, અને બાકીનો તળીએ બેસી જાય છે. આ પદાર્થો તળીએ બેસી જવાથી ઉપર જણાવવામાં આવેલો થર બાઝી જાય છે આ થરોની રચનાની વધુ વિગત વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ માલૂમ પડી શકે તેવી છે.

કિરણો ફેલાવનારાં ( Radio active ) પદાર્થોનો એક એવો ગુણ છે કે તેની ગરમી નીકળવાની ગતિ બરાબર એક સરખી રહે છે, તેમ જ વખતે વખતે તેનો નાશ થતો નથી. અને એ કારણથી જ આ ઝરણાંઓની ગરમીનું પ્રમાણ ઘટી જાય એ વાત વિશ્વાસપાત્ર જણાતી નથી.

રાજગૃહની આસપાસ બીજાં પણ અનેક ગરમ ઝરણાંઓ છે, સપ્તધારાથી છગાઉ દૂર તપોવન નામની જગા આવેલી છે, ત્યાં પણ આવા કેટલાંક ઝરણાંઓ છે, તપોવનથી એક માઈલ દૂર જતાં અગ્નિધારા નામનો કુંડ છે આજ કાલ એ વાત ઘણી જરૂરની છે કે વિજ્ઞાનશાસ્ત્રીઓ આ સ્થળોએ જઇને આ ઝરણાંઓના ચમત્કાર તેમ જ રહસ્યપૂર્ણ પ્રભાવોનો પૂરેપૂરો પરિચય મેળવે*.

માવજી દામજી શાહ.

---

# ભાષાતત્ત્વના કેટલાક સ્થૂલ નિયમો.

પ્રાકૃત ભાષાઓની ઉત્પત્તિ તેમ જ તેના વિકાસનો ઇતિહાસ રહસ્યપૂર્ણ છે. વૈયાકરણ તેમ જ અલંકારશાસ્ત્રીઓના અભિપ્રાય મુજબ પ્રાકૃત ભાષાઓની ઉત્પત્તિ સંસ્કૃતપરથી થઇ છે, તેઓ પ્રાકૃત શબ્દની વ્યુત્પત્તિ 'પ્રકૃતિ' પરથી કરે છે, 'પ્રકૃતિ' નો અર્થ બીજ અથવા મૂળતત્ત્વ એવો કરે છે, પ્રકૃતિ તે કહેવાય કે જે બીજા પદાર્થનો પ્રારંભ કરાવનારી હોય, આચાર્યોના મતાનુસાર સંસ્કૃત જ પ્રકૃતિ છે, આવો જ અભિપ્રાય ડૉ. ભાંડારકરનો પણ છે, તેનાથી ઉલટો પિશેલ જેવા પ્રાકૃતના ધુરંધર વિદ્વાનોનો મત પણ વિચારવા યોગ્ય છે, પિશેલ મહોદય માત્ર સંસ્કૃતને પ્રાકૃતની ઉત્પન્ન કરનારી તરીકે ગણતા નથી, સંસ્કૃત વ્યાકરણ તેમ જ કોશનો પ્રભાવ સર્વને સ્વીકારવા યોગ્ય છે, આ લેખનો એવો ઉદ્દેશ નથી કે એ બાબતનું વિવેચન કરવું કે આ બે મતોમાંથી કયો મત આપણે સ્વીકારવો જોઇએ. માત્ર એટલું બતાવવું અહિં બસ થઇ પડશે કે, આ બાબતમાં વિદ્વાનોમાં મતભેદ રહેલો છે સંસ્કૃત શબ્દનો અર્થ 'સંસ્કારસંપન્ન.' એવો થાય છે, વૃક્ષનું લાકડું પોતાના સ્વાભાવિક રૂપમાં હોય પરંતુ જ્યારે તેને કાપી કૂપીને કોઈ ખાસ આકાર આપવામાં આવે છે ત્યારે કહેવામાં આવે છે કે લાકડામાં એક ખાસ પ્રકારનો સંસ્કાર કરવામાં આવ્યો છે, સંસ્કૃતને દેવવાણી કહેવામાં આવે છે, કાવ્યાદર્શમાં કહ્યું છે કે–

* 'વિજ્ઞાન' પરથી અનુવાદ.

संस्कृतानाम दैवी वाक् त्वाख्याता च महर्षिभिः ।

'દૈવી' નો અર્થ ટીકાકાર "દૈવતસંસ્કારસંપન્ના દેવૈરુચ્ચાર્યમાણા વા" એવો કરે છે, અર્થાત્ સંસ્કૃત એ એક એવી ભાષા છે કે જે દૈવી સંસ્કારવડે યુક્ત છે, યા તો કહો કે એ દેવતાઓની ભાષા છે પહેલા અર્થ પ્રમાણે સંસ્કૃત એ એક વિશેષ સંપન્ન ભાષા છે, એનાથી ઉલટી પ્રાકૃત એવી ભાષા છે કે જેને સાધારણ જનો કે જેઓ વ્યાકરણ શાસ્ત્ર ભણેલા નથી હોતા તેઓ જ ફક્ત બોલે છે, એથી એ અનુમાનપર અવાય છે કે, શિષ્ટપુરૂષોની ભાષા સંસ્કૃત હતી, તેમ જ સર્વ સાધારણ માટે પ્રાકૃત ભાષા હતી, શિષ્ટપુરૂષોનું લક્ષણ મહાભારતમાં નીચે મુજબ આપ્યું છે.

न पाणिपाद चपलो न नेत्रचपलो मुनिः ।
न च वागङ्गचपल इति शिष्टस्य लक्षणम् ॥

અર્થાત્ જેનામાં કોઇ પ્રકારની ચપળતા ન હોય તેને 'શિષ્ટ' કહે છે. પ્રાકૃત વ્યાકરણના નિયમોપર વિચાર કરવાથી માલૂમ પડશે કે, ઘણાખરા શબ્દોનું રૂપ માત્ર અસાવધાનતાને લઇને ફેરફાર થઈ જવા પામ્યું છે, માણસ સ્વાભાવિક રીતે જ આળસુ છે, તે માત્ર વ્યવસાય માટે જ વ્યવસાય કરવા નથી ઇચ્છતો. જ્યાંસુધી કાર્ય સરળતાપૂર્વક ચાલ્યાં કરતું હોય ત્યાંસુધી તે ખાસ વિશેષ પ્રયત્ન કરવા સારૂ પ્રેરાતો નથી એજ કારણથી બોલવામાં અસાવધાનતા થવી સ્વાભાવિક છે. ભાષાના વિકાસમા આ પણ એક કારણ છે. સંસ્કૃત ભાષામાં પણ તેના દાખલાઓ મળી આવે છે, પરંતુ પ્રાકૃતમાં આ નિયમ વિસ્તારપણે જોવામાં આવે છે, જો આ વિચાર યથાર્થ હોય તો તેમાં સંદેહ નથી કે સંસ્કૃતનો વ્યવહાર કરનારાજનો પ્રાકૃતનો વ્યવહાર કરનારાજનો કરતાં પોતાને શિષ્ટ સમજતા હશે, તેમ જ જો સંસ્કૃત જ પ્રાકૃતની માતા હોય તો આ વિચાર વધારે સત્ય તરીકે સાબીત થઇ શકશે.

ઘણાખરા શબ્દોમાં વર્ણવ્યત્યય થવાના કારણે રૂપ બદલાઈ જવા પામે છે, જેમકે 'લખનઉ' ને બદલે 'નખલઉ' લારને બદલે રાલ, વારાણસીને બદલે બનારસ, વગેરે. આવા પ્રયોગો માત્ર બેદરકારીને લઇને જ થવા પામે છે, શિષ્ટજનો આવી બેદરકારીને દોષરૂપ ગણે છે તેમ જ તેઓનો ખ્યાલ હમેશમાટે એવો હોય છે કે અશુદ્ધ શબ્દોનો પ્રયોગ નહિ થવો જોઇએ, એવી શ્રુતિ કહે છે કેઃ—

"एकः शब्दः सुप्रयुक्तः सम्यग् ज्ञातः स्वर्गे लोकेच कामधुग् भवति"

અર્થાત્ સારીરીતે વાપરેલો તેમ જ સારીરીતે જાણેલો એક શબ્દ પણ ઇચ્છામાત્રની પૂર્તિ કરે છે, ભણેલો વર્ગ જ્યારે કોઇને અકારેક 'નખલઉ' બોલતાં સાંભળે છે, ત્યારે તેની

મશ્કરી કરે છે, પરંતુ જ્યારે એક બગડેલા શબ્દની વપરાશ વધારે પ્રમાણમાં થવા લાગે છે ત્યારે સામાન્યજનો તેનાં મૂળસ્વરૂપને ભૂલી જાય છે, ત્યારે જ તે વિકૃત શબ્દ સિષ્ટજનોની ભાષામાં સ્થાન પ્રાપ્ત કરે છે. શહેરના લોકો 'શાક' શબ્દનો જ પ્રયોગ કરે છે, પ્રાકૃતમાં એવી અસાવધાનતા જોવામાં આવતી નથી. પરંતુ સંસ્કૃતમાં પણ વર્ણવ્યત્યયના દાખલાઓ મળતા રહે છે, એ જો કે અલગ બાબત છે કે એવા વર્ણોની સંખ્યા અતિ અલ્પ છે, દાખલા તરીકે 'સિંહ' એ સંસ્કૃત ભાષાનો એક શબ્દ છે, પરંતુ એ 'હિંસ્' ધાતુથી બનેલો છે, તેનો અર્થ 'હિંસા કરવી' એવો થાય છે, તેથી આ શબ્દ વર્ણવ્યત્યયદ્વારા બનેલો છે, 'કશ્યપ' નામના એક ઋષિ થઈ ગયા છે. આ શબ્દ 'પશ' ધાતુથી બનેલો છે, તેનો અર્થ 'જોવું' એવો થાય છે, પહેલાં આનું રૂપ 'પશ્યક' એવું રહ્યું હશે, 'પશ્' ધાતુ મંત્રોમાં વપરાયલો પણ જોવામાં આવે છે. નહિંતર 'કશ્યપ' શબ્દનો બરાબર આશય ફળીભૂત થતો નથી. 'દશ્' ધાતુનું વર્તમાન કાળનું રૂપ 'પશ્યતિ' એવું થાય છે, પરંતુ આ વૈદિક 'પશ્' ધાતુથી બનેલો છે, જ્યારે 'પશ્' ધાતુનું રૂપ લોપાઈ જવા પામ્યું ત્યારે પણ 'પશ્યતિ' નો વ્યવહાર એને એ રૂપમાં જ રહ્યો, પરંતુ એમ સમજવામાં આવ્યું કે 'દૃશ્' ધાતુને 'તિ' પ્રત્યય લગાડવાથી આવું રૂપ બન્યું છે, પતંજલિએ વર્ણવ્યત્યયના દાખલાઓ પોતાના મહાભાષ્યમાં આપેલા છે.

" वर्णव्यत्यये " कृते स्तर्कः, कसेः सिकना, हिंसेः सिंहः १ । १ । २ ।

—" પ્રાકૃત ભાષામાંથી પણ કેટલાંએક ઉદાહરણો મળી આવે છે જેમકે ણિડાલ=સં• લલાટ. ચીચડ=પ્રા० ચિખ્ખલ. હલુ=સં० લઘુ=નહાન. સં० સ્નાન, વગેરે.

ઘણાખરા પ્રાકૃત શબ્દો વિષે વિચાર કરતાં જણાવામાં આવશે કે, 'ર' ની જગાએ 'લ' નો આદેશ થઈ ગયો છે, જેમકે—સં. હરિદ્રા. પ્રા० હળદર, દરિદ્રી=દલદ્રી, પર્યંક=પલંક=પલંગ. કવચિત એક જ અર્થમાં બે શબ્દોનો પ્રયોગ થાય છે, જેમાં માત્ર એટલું જ અંતર છે કે, એકમાં 'ર' ને ઠેકાણે 'લ' નો પ્રયોગ થયો છે, ઘણાખરા મૂર્ખોને 'બેરીસ્ટર' ને ઠેકાણે બાલિસ્ટર કહેતાં સાંભળ્યા હશે, તેઓને એમ કોઇ શીખવવા જતું નથી કે 'ર' ની જગ્યાએ 'લ'નો પ્રયોગ કરવો, તેઓને તો આ વાત સ્વાભાવિક જ છે, માટે પ્રાકૃતભાષામાં જે કોઇ ઠેકાણે 'ર' ને બદલે 'લ' નો આદેશ જોઇ શકીએ છીએ. તે ઠેકાણે એમ માની લેવું જોઇએ નહિ કે આ શબ્દશાસ્ત્રનિષ્ણાત પુરૂષોની આજ્ઞાથી થયેલ છે, ભાષાના વિકાસમાં સહાયકારક થઈ પડે તેવું આનું કોઈ આંતરિક કારણ પણ નથી. પહેલી ભાષા અને પછી વ્યાકરણ, ભાષામાં પ્રચલિત શબ્દોપર વિચારકરીને વ્યાકરણકારોઓ તેના નિયમો શોધી કહાડે છે, અને તેના આધારે જ શબ્દોની રચના થઇ છે, પ્રાકૃતને બાજુએ રહેવા દેઇ. સંસ્કૃતમાં પણ આ નિયમ ઘણેભાગે જોવામાં આવે છે. જેમકે:—રોહિત, લોહિત, રોમ, લોમ; શુક્ર, શુક્લ; મિશ્ર, મિશ્લ; (વેદ); રજ, લજ, વગેરે. હવે આપણે એ વિચાર કરવો આવશ્યક છે કે, આવા આદેશો થવાના શા કારણો છે, નાનાં

બાળકોની ભાષાવિષે જો વિચાર કરશો તો જણાશે કે તેઓ પણ લગભગ 'ર'-ની જગ્યાએ 'લ' નો ઉપયોગ કરતાં હોય છે. તેઓથી 'ર' નો ઉચ્ચાર થઈ શકતો નથી. હવે આપણે શબ્દની ઉત્પત્તિ ઉપર ધ્યાન આપીએ તો આ આદેશનું કારણ સ્પષ્ટ થઈ જશે, કંઠ તેમ જ વક્ષસ્થળના મધ્યપ્રદેશમાં શરીરમાંના વાયુના આઘાતવડે શબ્દની ઉત્પત્તિ થવા પામે છે. 'ર' નો ઉચ્ચાર કરવામાં જીહ્વાગ્રના મધ્યભાગથી દંતમૂળના ઉપરના ભાગનો સ્પર્શ કરવો પડે છે, તેમ જ 'લ' નો ઉચ્ચાર કરવામાં જીહ્વાગ્રના મધ્યભાગથી દંતમૂળનો જ સ્પર્શ કરવો પડે છે, એથી 'ર' નો ઉચ્ચાર કરવામાં જેટલો શ્રમ પડે છે તેટલો શ્રમ 'લ' નો ઉચ્ચાર કરવામાં પડતો નથી. બાળકોનાં ઉચ્ચાર સ્થાનોનો સંપૂર્ણ રૂપમાં વિકાસ થયેલો હોતો નથી, એ કારણથી જ શુદ્ધ ઉચ્ચાર કરવાનું કામ તેઓને અઘરૂં થઈ પડે છે.

મનુષ્યનો સ્વભાવ જ એવો છે કે તે એટલો જ પ્રયત્ન કરવા ઇચ્છે કે જેટલાથી તેનું કાર્ય નભી શકે, તેમ જે તેનો આશય લોકોના સમજવામાં આવી શકે, શબ્દોની ઉત્પત્તિમાં મુશ્કેલ તેમ જ બારીક રચનાઓ થતી હોય છે, એ કારણથી જ લોકો કોઈ કોઈ સ્થળે 'ર' ને ઠેકાણે 'લ' નોજ પ્રયોગ કરે છે, ઉચ્ચાર કરવામાં સ્થળવિશેષના હવા પાણી પણ અસર કરતા હોય છે, લગભગ એમ જોવામાં આવ્યું છે કે, એક પ્રાંતના લોકો 'લ' નો પ્રયોગ ઘણેભાગે કરતા જોવામા આવ્યા છે, (માગધીમાં) આહમારાના લોકો 'શ' નો પ્રયોગ વધારે કરતા હોય છે, તેઓને દંત્ય 'સ' નો ઉચ્ચાર કરતાં મુશ્કેલી પડે છે.

તૈત્તરીય ઉપનિષદમાં શબ્દોત્પત્તિ વિષે બારીક વિચાર કરવામાં આવ્યો છે, તેના આધારે દરેક ધ્વનિની ઉત્પત્તિ બતાવીશું.

અ—' અ ' ના ઉચ્ચારમાં બન્ને હોઠ અડકાયલા રહેતા નથી, તેમ જ તેઓ એક બીજાથી અત્યંત ફેલાયલા પણ રહેતા નથી.

ઈ—'ઈ' ના ઉચ્ચારણમા જીહ્વાગ્રનો મધ્યભાગને તાળવા સુધી લઇ જવો પડે છે.

ઉ—'ઉ' ના ઉચ્ચારમાં બન્ને હોઠોને ગોળ કરીને શબ્દ કરવો પડે છે.

એ—'એ' ના ઉચ્ચારમાં બન્ને હોઠોને કંઇક પાસે લાવવા પડે છે.

ઓ—'ઓ' નો ઉચ્ચાર કરવામાં હોઠને સાંકડા કરી દેવા પડે છે.

ઐ—ઔ—'ઐ' 'ઔ' ના પહેલા આકારનો અર્ધો વખત સરખો છે, 'ઐ' નો બાકીનો ભાગ ઈકાર છે 'ઔ' નો બાકનો ભાગ ઉકાર છે.

ઋ! ઌ—આ વર્ણોના ઉચ્ચારણમાં બન્ને હોઠો પણ પાસે આવી જાય છે, તેમ જ જીહ્વાનો આગલા ભાગને દાંતોથી ઉંચા પ્રદેશ સુધી લઇ જવો પડે છે.

કવર્ગ—'કવર્ગ' ના ઉચ્ચારણમાં જીભના મૂળભાગથી હોઠના મૂળભાગ સુધી સ્પર્શ કરવો પડે છે.

ચવર્ગ શ—જીભની વચમથી તાળવાને અડકવું પડે છે.

ટવર્ગ, ષ—જીભના અગ્રભાગને વીંટાળીને મસ્તકનો સ્પર્શ કરવો પડે છે.

તવર્ગ, સ—જીભના અગ્રભાગથી દંતમૂળનો સ્પર્શ કરવો પડે છે.

પવર્ગ—પવર્ગના ઉચ્ચારણમાં બન્ને હોઠ પરસ્પર અડકે છે.

ય—જીભની વચ્ચેના અંતભાગથી તાળવાને અડકે છે.

ર—જીભની આગળના મધ્યભાગથી દંતમૂળ ઉપરના ભાગને સ્પર્શે છે.

લ—જીભની આગળના મધ્યભાગથી દંતમૂળને અડકે છે.

વ—અધરોષ્ઠના પ્રાંતભાગેથી ઉપરના દાંતોના અગ્રભાગને સ્પર્શે છે.

સંયુક્ત વર્ણના ઉચ્ચારણમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવાની જરૂર પડે છે. આ જો કે સાધારણ જનો માટે અઘરૂં છે, દાખલા તરીકે સં. ચક્રનું પ્રાકૃત ચક્ક, ચાકનો આકાર લક્ષમાં લઇશો. 'ચક્ર' ના ઉચ્ચારણમાં જેમ વાચકોને માલુમ પડે છે કે પહેલા જીભના મધ્યભાગથી દંતમૂળના ઉપલાભાગને સ્પર્શ કરવો પડે છે, પછી બન્ને હોઠોનો પરસ્પર સ્પર્શ કરવો પડે છે, અને બોલવામાં પ્રયત્ન ઓછો થાય છે. અહિં જે જે વર્ણોનો સંયોગ થાય છે, તે એકજ રૂપનો થઈ જાય છે. સંયોગના ઉચ્ચારમાં જે ભાર એક બીજાપર નાંખવામાં આવે છે, તે ભાર એવોજ રહેવા પામે છે, તેમાં કશું અંતર પડતું નથી. ધીરે ધીરે 'ચક્ર' નું 'ચાક' બની જાય છે, અહિં ઉચ્ચારણ કાળ સરખો કરવા માટે પૂર્વના સ્વરને દીર્ઘ કરી દીધેલ છે, એક બીજો પણ દાખલો લ્યો. કોઈ કોઈ ઠેકાણે 'ન' ને ઠેકાણે 'લ' નો પ્રયોગ જોવામાં આવે છે, જેમકેઃ—પન્હવ=પલ્લવ; મિનેંદર=મિલિંદ; જનમ=જલમ; નીલ=લીલ; ઘણાખરા લોકો હનુમાનજીને ઠેકાણે હલમાનજી કહે છે, એનું કારણ એ છે કે 'ન' તેમજ 'લ' ના ઉચ્ચારમાં બહુજ થોડો ભેદ છે. એટલા માટે 'ન' ને ઠેકાણે 'લ' તેમજ 'લ' ને ઠેકાણે 'ન' જેમકે;—લલાટ=ણિડાલ જેવાં ઉદાહરણો મળે છે. જાપાની લોકો 'ન' નો 'લ' ઉચ્ચાર કરે છે, હવે આપણે પ્રાકૃતના નીચે જણાવેલા નિયમોપર વિચાર કરીએ.

વસ્તજઃ (પ્રાકૃતલક્ષણ, વ્યંજન વિધાનઃ સૂત્ર ૧૫)

અર્થાત્ 'य' ના સ્થાનમાં 'ज' આદેશ થાય છે, જેમકેઃ—યૌવન=જુવ્વણું=જોબન; સૂર્ય=સૂરજ; યાત્રા=જતા; ગુ. જાત્રા વગેરે.

'य' ના ઉચ્ચારણમાં જીહ્વા મધ્યથી તાળવાને અડકવું પડે છે, બન્નેના ઉચ્ચારણમાં ઘણો થોડો તફાવત છે. એજ કારણથી 'य' ને ઠેકાણે 'ज' નો આદેશ થાય છે, હવે આપણે પ્રાકૃત વ્યાકરણના એક બીજા નિયમ વિષે વિચાર કરીએ **यवयो रिवुतौ** (પ્રાકૃત લક્ષણ વ્યંજનવિધાન, સૂત્ર ૩૮) 'य' ને બદલે 'इ' અને 'व' ને બદલે 'उ' આદેશ થાય છે. આ આદેશો પણ ઉપલાંજ કારણોથી થાય છે. આ નિયમાનુસાર અન્ય પ્રકારો પણ સમજાવી શકાય છે.

બે ધ્વનિ એક પ્રકારના એક સાથે કરવામાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે, આ કારણજ તેમાં તફાવત કરી નાંખે છે, દાખલા તરીકે 'મુકુટ' શબ્દ લો, ભાષામાં લોકો તેને 'મુગટ' કહે છે, 'મુ' અને 'કુ' નો ધ્વનિ સમાન છે, કેમકે બન્નેમાં 'ઉ' સ્વરનો મેળ છે, શુદ્ધ ઉચ્ચારણમાં વિશેષ ધ્યાન રાખવાની જરૂર પડે છે, કે જે જરા મુશ્કેલ છે, 'મુકુટ' કહેવામાંજ સરળતા જણાય છે તેના કેટલાંએક બીજા દાખલાઓ અહિં આપીએ, જેમકેઃ—સં. નુપૂર=પ્રાં૦ નેઉર, પુરૂષ=પ્રા૦ પુરિસ; ગુરૂ. પ્રા૦ ગુરૂ; સંસ્કૃતમા પણ તેના દાખલાઓ મળી આવશે, 'શ્રુ' ધાતુના વર્તમાનકાળના ઉત્તમ પુરૂષના બહુવચનનું રૂપ 'શૃણુમઃ' થાય છે, અહિં 'શ્રુ' ના સ્થાનમાં 'શૃ' નો પ્રયોગ થાય છે, એ માત્ર અસમાન ધ્વનિને માટે જ છે.

ક્વચિત્ બે વ્યંજનો વચ્ચે જેનો ઉચ્ચાર જરા અધરો થઇ પડે છે એવા એક સ્વરનો સમાવેશ કરી દેવામાં આવે છે.

**संयोगद्वयेष्स्वरागमो मध्ये** (પ્રાકૃત લક્ષણ વ્યંજનવિધાન ૩૦) તેને 'સ્વરભક્તિ' કહેવામાં આવે છે, જેમકેઃ—ભ્રમ=ભરમ; રત્ન=રતન; વર્ષ=વરિસ; પદ્મ=પદુમ; અગ્નિ=અગનિ; વગેરે. મંત્રોમાં પણ સ્વરભક્તિના દાખલાઓ મળી આવે છે, જે કોઈ ઠેકાણે વ્યંજનનો સંયોગ 'ર' થી થતો હોય ત્યાં છંદ રચનાવડે સ્પષ્ટ માલુમ પડી જાય છે કે બન્નેની વચ્ચે એક માત્રા કાળથી પણ ઓછા ઉચ્ચારવાળા સ્વરનો ઉચ્ચાર આવશ્યક છે જેમકેઃ—ઇન્દ્ર=ઇન્દર.

એવી રીતે જુદા જુદા સ્થાનના વ્યંજનોની વચ્ચે એક વ્યંજન પણ ક્વચિત્ ઘુસાડી દેવામાં આવે છે જેમકેઃ—વાનર=વાંદર; તામ્ર=તાંબુ; આમ્ર=આંબો 'ન' તેમજ 'દ' નું ઉચ્ચારણ સ્થાન એકજ છે, 'મ' તેમજ 'બ' પણ એકજ વર્ગના હોવાથી એકજ સ્થાનથી ઉચ્ચારવામાં આવે છે, આ નવો અક્ષર દાખલ કરવાનું કારણ એ છે કે તેને સ્થાન બદલાવવામાં સહાયતા મળે છે.

જેવી રીતે અસમાન ધ્વનિનો નિયમ છે, એવી રીતે એક્ઝી બે અક્ષર એક સાથે જોડી શકાતા નથી, જેમકેઃ—શષ્પપિંજર=શપિંજર; એને અંગ્રેજીમાં haplology કહે છે, વેદમાં આના દાખલા મળી આવે છે, જેમકેઃ—શીર્ષસ્સંક્તિ=શીર્ષક્તિ.

ઉચ્ચારની સરળતા માટે એમ બનાવવામાં આવ્યું છે કે, જ્યારે કોઈ શબ્દ એક જોડાયલા અક્ષરથી શરૂ થાય છે ત્યારે તેની પૂર્વે એક સ્વર ઉમેરવામાં આવે છે, શબ્દની વચમાં કિંવા અંતમાં જ્યારે જોડાયલો અક્ષર હોય છે, ત્યારે ઉચ્ચારમાં એટલી મુશ્કેલી લાગતી નથી. કારણકે પૂર્વનો સ્વર સહાયકારક બને છે, પરંતુ જો પૂર્વમાં સ્વર હોતો નથી તો ઉચ્ચાર કરવામાં મુશ્કેલી પડે છે એ કારણથી વ્યવહારમાં જોવામાં આવે છે કે લોકો એક સ્વરની મદદ લે છે, જેમકેઃ—સ્નાન=સનાન; સ્ત્રી=(પાલી ઇત્થી=ઇસ્ત્રી (ભાષામાં) સ્કૂલ= ઇસ્કૂલ; સ્ટેશન=ઇસ્ટેશન; ભાષાતત્ત્વનો એક વ્યાપક નિયમ જે ભાષાના વિકાસમાં ખાસ કરીને સહાયતા આપે છે, તે વજનદાર નથી, ભાષાને સરળ બનાવવાનો આ સરળ ઉપાય છે, 'શ્રુ' ધાતુના વર્તમાન કાળ તથા અન્યકાળોમાં 'નુ' આગમ થાય છે, કેટલાક સમય પછી લોકો વિસરી ગયા કે 'નુ' આગમ માત્ર કેટલાએક કાળોમાંજ થાય છે એટલે ભવિષ્યકાળમાં પણ 'નુ' આગમ લગાડવા લાગ્યા, આ કારણથી પાલી તથા પ્રાકૃતમાં 'નુ'ના સ્થાનમાં ધાતુનું રૂપ 'સુણુ' એવું થાય છે, હાલની ભાષાઓમાં પણ આજ રૂપમાં આ ધાતુ જોવામાં આવે છે, એવી રીતે 'ક્રી' ધાતુનું 'કીણુ', 'જ્ઞા'નું 'જાણ' 'રુંધ'નું 'રુંઝ' રૂપો થઇ જાય છે, સંસ્કૃતમાં 'કૃ' ધાતુ પછી 'ઉ' પ્રત્યય લાગે છે જેમકેઃ—કરોતિ, કુર્વન્તિ વગેરે. આ ધાતુ તનાદિગણનો છે પરંતુ પ્રાકૃતમાં 'ભવાદિ' અથવા 'ચુરાદિ' ગણના નિયમોનું અનુસરણ કરતો હોવાથી તેનાં રૂપ 'કરેઇ' યા 'કરઇ' એવાં થાય છે, Dicken's નું અધમ પાત્ર 'I knowed' 'you was' એવા અશુદ્ધ વાક્યોના પ્રયોગો કરે છે, કોઈ અમુક શબ્દની સાથે કોઈ અમુક પ્રત્યયનો પ્રયોગ જોઇને અન્ય શબ્દો સાથે પણ તે પ્રત્યય જોડવો એ મનુષ્યનું સ્વાભાવિક લક્ષણ છે, મનુષ્ય વ્યાકરણના નિયમોને બનતે અંશે વ્યાપક બનાવવા મથે છે, સરખાપણાના નિયમનો પ્રભાવ સંસ્કૃતમાં પણ જોવામાં આવે છે, એ વિષયમાં (Bhandarker commemoration Volume) માં પંડિત વિનાયક સખારામ ઘાટેનો એક લેખ પ્રકટ થયો છે, આ લેખમાં ઘાટે મહાશયે એ નિયમના કેટલાએક ઉદાહરણો આપ્યાં છે તેમાંથી બે ત્રણ અહિં મૂકવામાં આવે છે.

ત્રીજીના એક વચનના અર્થમાં શબ્દને છેડે 'આ' પ્રત્યય નો આગમ થાય છે, પરંતુ અકારાંત શબ્દોની ત્રીજી વિભક્તિના એક વચનમાં આપણે 'આ' ને બદલે 'ન' તેમજ 'અ' ને બદલે 'એ' બનેલો જોઇએ છીએ. વેદમાં પણ લગભગ એમજ જોવામાં આવ્યું છે, જો કે 'યતા' 'મહિત્વા' વગેરે રૂપ પણ મળે છે તેનું કારણ એ છે કે સર્વનામ શબ્દોની માફક અકારાંત શબ્દોનું ત્રીજીનું એક વચનનું રૂપ થાય છે, 'તેન'ની

માફક 'બાલકેન' રૂપ બને છે, છઠ્ઠીના બહુ વચનના અર્થમાં આમ્, પ્રત્યયનો પ્રયોગ થાય છે, પરંતુ અકારાંત શબ્દોમાં 'આનામ્' જોવામાં આવે છે, નકારાંત શબ્દોની માફક અકારાંત શબ્દો માટે પણ છઠ્ઠીના બહુવચનમાં 'આનામ્' નો પ્રયોગ કરવા લાગ્યા, જેમકેઃ—આત્મનામ્, બાલાનામ્, (બાલા) એનું કારણ એ છે કે 'આત્મા' તેમજ બાલાના રૂપોમાં સરખાપણું છે, 'આમ્' પ્રત્યય કદાચ લાગત તો 'બાલામ્' એવું રૂપ બનતે, કે જે બીજીનું એક વચનનું પણ રૂપ તેવુંજ બને છે, તેથી આવો ફેરફાર કરવાની જરૂર જણાઈ 'બાલા' તેમજ 'દેવા' પણ સરખા રૂપો છે, એ કારણથી અકારાંત શબ્દોમાં 'આનામ્' પ્રત્યય લગાડવાની જરૂર પડી. આકારાંત શબ્દ પુલ્લિંગ ત્રીજીના એક વચનનું રૂપ સર્વનામ શબ્દોની જેવું છે, જેમકેઃ—'વિધયા' 'તયા' ની માફક છે, વેદમાં "અશ્વા' રૂપ જોવામાં આવે છે, પરંતુ ધીરે ધીરે 'અશ્વયા' નો પ્રયોગ થવા લાગ્યો.

અહિં જેટલા નિયમોનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે, તેથી સ્પષ્ટ થાય છે કે મનુષ્ય પોતાથી બનતો વિશેષ પ્રયત્ન કરી છૂટે છે તેની હમેશ એવી ભાવના રહે છે કે સરળતાથી પોતાનું કાર્ય સાધી લેવાય, ભાષાના નિયમોને વ્યાપક બનાવવા તેમજ તેને સરળ બનાવવા એ મનુષ્યનો સ્વભાવ છે, ભાષાના વિકાસમાં આ નિયમોજ સહાયભૂત થાય છે, પ્રાકૃતમાં પણ માત્ર આ નિયમોનોજ ઢંગ છે એમ નથી. સંસ્કૃતનો વિકાસનો ક્રમ પણ એકજ સરખો છે, સંસ્કૃતમાં પણ એ નિયમોનો વ્યાપાર પ્રત્યક્ષ છે, આવી સ્થિતિ બીજી ભાષાઓની પણ છે, ભાષાતત્ત્વના કેટલાએક સ્થૂલ નિયમો સંબંધીજ આ લેખમાં વિચાર કરવામાં આવ્યો છે, નિયમો જેટલા ચિત્તાકર્ષક છે તેટલાજ ગંભીર છે*

# ઈતિહાસ અને રાજ્યનીતિ.

જ્યારે સૃષ્ટિના ઇતિહાસનું પરિશીલન કરનાર વિદ્યાર્થીઓ ભિન્ન ભિન્ન સમયે અને સ્થળે થઈ ગએલા નરેંદ્રોના શુભનામાભિધાનો, તેમના ઇહલૌકિક અવતાર અને અવસાન વિષયક તારિખોના નાના વિધિ આંકડાઓ, તેમણે કરેલા ભિન્ન ભિન્ન દેશો ઉપરનાં આક્રમણો અને અનેક રણસંગ્રામોમાં પ્રાપ્ત કરેલી ઉજ્જવલ અને જ્વલંત જયશ્રી અથવા હૃદયવિદારક પરાજયોનાં વિસ્તારયુક્ત વર્ણનો અને તેના યોગે દેશની તત્કાલિક પરિસ્થિતિમાં થએલા નાના વિધિ શુભાશુભ પરિવર્તનો, ષડયંત્રો અને વિદ્રોહનાં નાના વિધિ ભયંકર કિંવા કાર્યસાધક પરિણામોનું વિવેચન ઈ. નું મુખોદ્‌ગત સ્મરણ કરતાં કરતાં અત્યન્ત પરિશ્રમક્લાન્ત થઈ જાય છે ત્યારે બહુધા તેઓ પરમહતાશ થઇ જાય છે અને તેના યોગે તેમના હૃદયચંદ્રોમાં નિરાશા કિંવા અરુચિરૂપી કલંકનો ઉદય થાય છે; અને મહદાશ્ચર્ય દર્શક મુખમુદ્રા કરીને પ્રાયશઃ પ્રશ્નયોજનામાં પ્રયત્નવાન થાય છે કે, "ભિન્ન ભિન્ન સમયે અને ભિન્ન ભિન્ન સ્થળે થએલી નાના પ્રકારની ઘટનાઓના આવા અધ્યયનથી ક્યા પ્રકારે લાભ થવો શક્ય છે વારૂ?" આવા પ્રશ્નોના પ્રત્યુત્તરો આપવા ઇતિહાસના અધ્યાપક મહાશયો અને લેખકો અનેક લાભોને ગણાવવા ઉદ્યુક્ત થાય છે. તેઓ કહે છે કે યથા કાવ્ય, નાટક, અને ઉપન્યાસના અધ્યયનથી, એક પ્રકારના અલૌકિક અને અકથનીય કિંવા અવાચ્ય આનંદનો સાક્ષાત્કાર થાય છે તેમ જ ઈતિહાસના પરિશીલનથી પણ એક અપ્રતિમ અને અદ્વિતીય આંતરિક આલ્હાદનો અનુભવ થાય છે. જેમ બાયસ્કોપદ્વારા એક ચિત્ર પછી અન્યને મુકવામાં આવતાં જ આનંદની પ્રાપ્તિ થવી સંભવિત છે તેમ નાના પ્રકારની ઐતિહાસિક ઘટનાઓના દૃશ્યોના એકૈકશઃ ગમનાગમનથી મનરંજન થયા સિવાય રહી શકતું નથી. હેરોડોટસ, થ્યુસિડીઝ, ગિબન, મેકૉલે, કાર્લાઈલ, આદિ આંગ્લ નરરત્નોએ લખેલા ઇતિહાસ ગ્રંથોની ભાષા શૈલી અને લેખનપદ્ધતિ અત્યુત્તમ હોવાથી એમના ગ્રંથપાઠકોને તદ્‌ભાષા ઉપર એક પ્રકારે પ્રગાઢ અને અસાધારણ અધિકાર પ્રાપ્ત થાય છે અને તેમની સ્વવિચારોને પ્રકટ કરવાની શક્તિમાં એક પ્રકારની અગાધ અભિવૃદ્ધિ થાય છે. વળી વિશેષમાં ભૂતકાલમાં થઈ ગએલી ભિન્ન ભિન્ન ઘટનાઓના અધ્યયનથી એક પ્રકારનું અન્ય શિક્ષણ પણ મળી શકે છે જેના યોગે મનુષ્યો ભયંકર પરિણામોત્પાદક અને અવિચારયુક્ત પ્રમાદો વા સ્ખલનોથી વિમુક્ત રહી શકે છે. પ્રાચીન મહાપુરુષોના અતિ ઉચ્ચાશયી અને આદર્શ જીવનચરિત્રોના અભ્યાસથી પોતપોતાના જીવનના લક્ષ્યબિંદુઓ સ્થિર કરી, પોતાની ભાવિ ઉન્નતિના પંથને આલેખી તેમની સદૈવ નિર્ભયતાથી મરણોન્મુખ રહીને "સૂર્યમંડળભેદીન" ની માનસૂચક સંજ્ઞાને યથાર્થ તથા યોગ્ય નીવડી પોતાના જીવનને પણ ઉન્નતકોટિમાં લઈ જવા યત્નવાન થઈ પરમ સન્માનદાયિની કક્ષાને પ્રાપ્ત કરવા આશાવાન થાય છે. પૃથ્વીના જુદા જુદા વિભાગોમાં માનવસ્વરૂપ ધારણ કરી સ્વદેશનો અધમ અથવા પતિતાવસ્થાની ગહનગર્તામાંથી ઉદ્ધાર કરવા ઉત્પન્ન થએલા પ્રતિબિંબસ્વરૂપ નરપુંગવો, મહર્ષિઓ અને મહાત્માઓ, તથા મહા-

ભારત રણસંગ્રામોમાં શોણિતની મહાન સરિતાઓ વહેવડાવી અનેક પ્રતિમૂર્તિ ભીમ સમાન અતુલ પરાક્રમી અને વિરતાપૂર્ણ આરાતિઓનો સમભૂમિમાં પરાજય કરી નિર્વિઘ્ને વિજયમાળાને પ્રાપ્ત કરનાર વીરતાપ્રપૂર્ણ સામંતોના શક્તિ, સામર્થ્યના પરિચયથી, અથવા પરાજીત થઇને સમકોટિના વિપક્ષી સાથે હસ્તમીલન કરી પોતાના બલની સંતુલના કરતાં થએલા અપૂર્વ યુદ્ધકૌશલ્યના સાક્ષાત્કારથી પરમ સંતુષ્ટ થઈ વિપક્ષી હોવાં છતાં પણ નિસર્ગતઃ "ધન્ય ધન્ય" ના પ્રશંસાત્મક ઉદ્‍ગારો કાઢીને, પરાત્પર પરમ દયાનિધાન, પરમેશ્વરનાપુનિત પાદપદ્મોમાં પરમપ્રાંજલતા અને સદ્‍ભાવવાથી શિરને અવનત કરી આ પ્રકારે જીવનનું સાર્થક્ય થવાથી પોતાનાં અહોભાગ્ય માનતા, યોદ્ધાઓના વૃત્તાંત જ્ઞાનથી, અથવા તો પ્રચંડ સંગ્રામક્ષેત્રમાં શત્રુસેનાશિરચ્છેદના વ્યવસાયમાં નાના વિધિ શસ્ત્રાસ્ત્રના આસ્ફાલનરવના ધભરાટમાં સ્વહસ્તે આકસ્મિક રીતેજ નિમેષમાત્રમાં થઈ ગએલા કોઈ કાપુરૂષના પતનથી વિષાદ સંમિશ્રિત અનુકંપા દર્શાવતા યોદ્ધાઓના પ્રાચીન ગૌરવસીમાદર્શક કાર્યોના પરિશીલનથી મનુષ્યમાત્રના હૃદયમાં સ્વદેશભક્તિ અને સમાજ-સેવાની આદરણીય ભાવનાની જાગૃતિ થાય છે; અને ઉન્નતિ સાથે તતદ્દેશની સમૃદ્ધિવૃદ્ધિ પણ નિકટસ્થ કિંવા આદૂરવર્તિની દૃષ્યમાન થાય છે. જે વર્ણના જનો પોતાના ભૂતકાલના વૃત્તાંત—ઈતિહાસ—ઉપર સગર્વ દૃષ્ટિપાત કરી શકતા નથી કિંવા ગત સમયની ઘટનાઓથી સર્વથા અપરિચિત અને અજ્ઞ છે અને જેઓ પોતાના માનાર્હ અને પૂજનીય પૂર્વજોના નામ ઉપર સ્વાત્મભોગ અર્પણ કરવા તથા સમયની ધૂલિકા ઉપર મુદ્રિત થએલી તેમની પાદપંક્તિઓનું અનુસરણ કરી પોતાના કીર્તિકુસુમનો સૌગંધ્યમય સુરભિ પરાગ સર્વત્ર પ્રસારી, પોતાના દેશોન્નતિદુંદુભિનો તારનાદ દિગંતમાં સુણાવી સન્માનની વિજયપતાકા સર્વ સ્થળે નિષ્કંટક ફરકાવવા સંપૂર્ણ રીતે તત્પર નથી તેઓ માટે સ્વપ્ને પણ ઉન્નતિના અતિ ઉચ્ચ ગિરિશિખરારૂઢ થવાની મનોવાંચ્છના નભપ્રસુન કિંવા શશવિષાણના અસ્તિત્વ સમાન છે એ વાત નિર્વિવાદ છે. અખિલ બ્રહ્માંડનાં પ્રત્યેક કાર્યો કાર્યકારણના અનુયોગે જ ઉત્પન્ન થાય છેઃ સમાન કારણોની પરિસ્થિતિ પ્રાપ્ત થતાં સમાન કાર્યો અવશ્ય ઉત્પન્ન થવાં જ જોઇએ એ એક નિસર્ગદેવતાનો સર્વ સ્થળે ત્રિકાલાબાધ્ય નિયમજ છે. વર્તમાન સમયમાં પણ કેટલીક ભૂતકાળની સાથે અત્યંત સાદૃશ્ય ધરાવતી ઘટનાઓ થયા કરે છે, એના યોગે સહજજ એક પાશ્ચાત્ય ધુરંધર ઇતિહાસપંડિતના વદનકમળમાંથી એ ઉદ્‍ગારો નીકળી પડયા છે કે, "History repeats its-self" અર્થાત્ ઇતિહાસ (ચક્રનેમિક્રમશઃ) પરિવર્તિત થયા કરે છે. તાત્પર્ય કે જો ઇતિહાસનું ઉચિત પરિમાણમાં અધ્યયન કરવામાં આવ્યું હોય તો પ્રાયશઃ નાનાવિધ સર્વ વર્તમાન ઘટનાઓના શુભાશુભ અંતિમ પરિણામોનો ઘટસ્ફોટ અધુનાજ કરવો અશક્ય નથી! સહસ્ત્રાવધિ ઐતિહાસીક મહત્વની વ્યક્તિઓ—સ્ત્રીઓ અને પુરૂષો ઉભય—ના રહસ્યપૂર્ણ જીવનવૃત્તાંતોના જ્ઞાનથી મનુષ્યસમાજની અને મનુષ્યસ્વભાવની અંતર્દૃષ્ટિ લભ્ય થઈ શકે છે અને તેમની નાના પ્રકારની રાજ્યનીતિઓના અનેકાનેક ભેદો—પ્રપંચો—સુજ્ઞાત થાય છે. આ સર્વ પ્રકારની જ્ઞાનાભિવૃદ્ધિના યોગે ઇતિહાસના અભ્યાસકોને અલ્પસ્વલ્પ લાભ થતો નથી.

તેઓ અખિલ સૃષ્ટિના ઇતિહાસમાં પૂર્ણ પરિવર્તનકારી ઘટનાઓના મહત્વપ્રપૂર્ણ સત્યાસત્ય રહસ્યોથી અવગત થાય છે, તેના ઉપર યથોચિત પરિમાણમાં વિચારપરંપરા ચલાવી સારી રીતે પોતાની વ્યક્તિગત સંમતિ કિંવા મતભેદ સ્થિર કરી શકે છે જેના યોગે નિર્ણય-શક્તિ અત્યંત પરિષ્કૃત થઈ જાય છે. **વસ્તુતઃ ઇતિહાસ આ અશાશ્વત કિંવા નશ્વર; જીવનની પ્રત્યેક ક્ષણે પરિવર્તનશીલ, ભૂમંડલમાં ભૂતકાલમાં નિવાસવૃત્તિ કરી ગએલા માનવ પૂર્વજોનો વાર્તાવૃત્તાંત છે જે તેમના ભાવિ અનુજોને તત્કાલવર્તિ જનસમાજજ્ઞાન; આર્થિક અને તાત્વિક; પરિસ્થિતિઓ ઈ. થી પરિચિત કરી આપે છે. તે ભૂતકાલની કેટલીક અદ્ભૂત તદ્રૂપ જ્ઞાનદાયક અને મહત્વયુક્ત રહસ્યપૂર્ણ જ્ઞાતવ્ય ઘટનાઓ મનુષ્ય સમક્ષ અનાવૃત્ત કરે છે જે મનુષ્યને વર્તમાન સમયમાં કરણીય સર્વ યોગ્યાયોગ્ય કાર્યોના પંથમાં આદર્શરૂપ કિંવા માર્ગદર્શક થઈ પડે છે જેના ઉપરજ તેનું ભવિષ્ય પણ આધારભૂત હોય છે !!**

આ પ્રમાણે ઇતિહાસના અધ્યયનથી ઉદ્ભવનારા અનેકાનેક લાભોનું દિગ્દર્શન કરાવવામાં આવે છે; પરંતુ હૃદયાકાશમાં ઉદિત થનાર આનંદભાનુ, ભાષાદેવી ઉપર એક પ્રકારે પ્રાપ્ત થનાર અધિકાર કિંવા સામર્થ્ય અને સ્વવિચારપ્રકાશનશક્તિમાં અભિવૃદ્ધિ, અદ્વિતીય ઉપદેશ પ્રાપ્તિ, ઉત્કૃષ્ટભાવનાજાગૃતિ, સ્વદેશભક્તિઉત્પાદકપ્રેરણા, સમાજસેવાભાવનાનો ઉદય, મનુષ્યસ્વભાવ અને સમાજમાં આંતરિક દૃષ્ટિનો લાભ, વિચારશક્તિ અને નીતિશક્તિઓનો વિકાસ ઇ. નાના વિધિ લાભો માત્ર ઇતિહાસના પરિશીલન સિવાય કાવ્ય, નાટક, ઉપન્યાસ, વિજ્ઞાનાદિ અન્યાન્ય વિષયોના અધ્યયનથી પણ, લભ્ય થઈ શકે છે. અત્યંત મહત્વપૂર્ણ, હોવા છતાં પણ એ ઇતિહાસના વિશેષ લાભો નથી—પ્રધાન લાભો પણ નથી—કેવળ આનુસંગિક લાભોજ છે.

વનસ્પતિશાસ્ત્રના વિદ્યાર્થિઓનો પણ બુદ્ધિવૈભવ, વિચારશક્તિ, નિર્ણયશક્તિ, ઇ. માનસિક શક્તિઓનો સમૂહ વિકસિત થઇ ઉન્નતિને પામે છે અને એમને પણ એક પ્રકારના તત્ વિષયજન્ય અદ્વિતીય માનસિક આનંદ કિંવા આલ્હાદ અને મનોરંજનનો સાક્ષાત્કાર થાય છે પરંતુ એ વ્યક્તિઓને સર્વથી વિશેષ અને પ્રધાન લાભ તો એજ થાય છે કે ભિન્ન ભિન્ન પ્રકારની વનસ્પતિઓની જાતિઓ, ઉપજાતિઓ, દશાઓ, રૂપરંગો, બનાવટ, ઉત્તરોતર અંગોમાં વિકાસ અને તત્ ક્રિયામાં સતત વૃદ્ધિ ઈ. નું જ્ઞાન પ્રાપ્ત થાય છે. આ પ્રકારે વાસ્તવિક ઇતિહાસના અધ્યયનના ઉત્સુક અને સત્ય વિદ્યાર્થીને સર્વથી શ્રેષ્ઠ લાભ તો એજ થાય છે કે તેને રાજનૈતિક સમાજનું—શાસનપદ્ધતિના વિકાસનું, એના ભિન્ન ભિન્ન પ્રકારોનું, એની નાના વિધિ અવસ્થાઓનું, એમાં ઉદ્ભવતાં સર્વ પરિવર્તનોનું અને એ પરિવર્તનોના પ્રયોજનોનું, તેના અનેક-પ્રકારનાં અંગોની ક્રમશઃ અભિવૃદ્ધિ અને હ્રાસના વ્યાપક નિયમોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. રાજકીય શાસ્ત્રોના પરિશીલનથી પણ આ લાભ થવો અશક્ય નથી. અર્થાત્ રાજકીય શાસ્ત્ર અને ઇતિહાસ ઉભયનો વિષય

અહુધા એક કિંવા સમાન છે. ભેદ માત્ર એટલો જ છે કે, ઇતિહાસ સર્વ રાજકીય બાબતો સાથે સંપર્ક ધરાવનારી ઘટનાઓનો એકત્ર સમાવેશ કરે છે, જ્યારે રાજકીય શાસ્ત્ર એ સર્વ ઘટનાઓના આધાર ઉપર—વર્તમાન રાજનૈતિક સ્થિતિની પણ અંશતઃ સ્હાય લઇને, વ્યાપક નિયમો સ્થિર કરે છે. ઇતિહાસ સર્વ સામગ્રીનું પ્રદાન કરે છે, રાજકીય શાસ્ત્ર એ સર્વ સામગ્રીનો ઉપયોગ કરે છે. યદિ સામગ્રી ન હોય તો કોઈ પણ વસ્તુ નિર્માણ થવી શક્યં જ નથી; અને જો કોઈ વસ્તુ નિર્માણ થવી શક્ય ન હોય તો સર્વ પ્રકારની સામગ્રીની ઉપસ્થિતિનું પણ શું સાર્થક વારૂ ? આજ પ્રયોજનના યોગે પાશ્ચાત્ય પ્રસિદ્ધ ગ્રંથકાર શ્રીયુત અધ્યાપક સર જૉન સીલી મહાશય સ્વવિરચિત "Introduction to Political Science" એટલેકે રાજકીય શાસ્ત્રની ભૂમિકાના પ્રથમ વ્યાખ્યાનમાં નિમ્નોલિખિત સર્વ પ્રકારે યુક્ત વિચારોનો પ્રકાશ કરી રહ્યા છે કે, "રાજકીય શાસ્ત્રથી વિરહિત ઇતિહાસ પૂર્ણ નથી, ઇતિહાસથી વિરહિત રાજકીય શાસ્ત્ર સર્વથા આધાર રહીત છે; રાજકીય શાસ્ત્ર સિવાય ઇતિહાસમાં ખળનું અસ્તિત્વથી, ઇતિહાસ સિવાય રાજકીય શાસ્ત્રનું કંઈ મૂળ નથી." તેથી જો વિદ્યાર્થી એકના અધ્યયનાર્થે પ્રયત્નવાન થાય તો અન્યનું અધ્યયન પણ તેને માટે અત્યંત અપેક્ષણીય થઈ પડે, નહિ તો તેનું જ્ઞાન અવશ્ય અપૂર્ણ કોટિનું જ રહેવાનું એ ઉભય જ્ઞાનશાખાઓ નિસર્ગતઃ એવી અભેદ્ય ગ્રંથિથી સંમિલિત થએલી છે કે એમાંથી એક કિંવા અન્ય વસ્તુ પૃથક્ કિંવા ભિન્ન કરવાનો પ્રયત્ન સર્વથા ઘાતક થયા સિવાય રહી શકતો જ નથી. જ્યારે ઐતિહાસિક ઘટનાઓનું અધ્યયન કરવામાં આવે ત્યારે એ પ્રશ્નનું યોજન અત્યંત આવશ્યક છે કે આ ઘટનાનો અમુક ઘટના સાથે શો સંપર્ક છે ? શું એકૈકશઃ થનારી ઘટનાઓમાં કોઇ અમુક બે ઘટનાઓમાં નિમિત્તનૈમિત્તિકનો સંબંધ છે ? અમુક પ્રકારનું રાજનૈતિક પરિવર્તન ક્યા પ્રયોજનનું પરિણામ કિંવા ફલ છે ? અને અમુક પરિણામજ શાથી ઉદ્‌ભવવા પામ્યું ? આજ પરિવર્તન કોઈ અન્ય પરિસ્થિતિથી શામાટે નહિ ઉદ્‌ભવ્યું હોય વારૂ ? જ્યારે સમગ્ર ભૂમંડલના ગોલાર્ધવર્તિ અનેક દેશોના, અત્યંત પ્રાચીન સમયથી પ્રારંભીને જે વર્તમાનકાલ પર્યંતના, ઇતિહાસનું આ રીતેજ પરિશીલન કરવામાં આવે અને તેની નાના વિધિ ભેદ અને રહસ્યપૂર્ણ ઘટનાનો તુલનાત્મક અભ્યાસ કરાય ત્યારે જ ભિન્ન ભિન્ન પરિવર્તનો અને પરિણામોના સર્વ સાધારણ વ્યાપક નિયમો સ્વતઃ એવ અભિજ્ઞ થાય અને લક્ષ્યમાં ચિરકાલ માટે સ્થાન પ્રાપ્ત કરે.

યદિ કોઈ વ્યક્તિને ઇતિહાસનું અધ્યયન શુષ્ક કિંવા અરોચક અને લાભહીન દૃશ્યમાન થાય તો તેનું વાસ્તવિક પ્રયોજન એ જ છે કે તેનું અધ્યયન રાજકીય શાસ્ત્રની સાથે સાથે અથવા રાજકીય શાસ્ત્રના દૃષ્ટિબિંદુથી કરવામાં આવતું નથી. માત્ર કેવળ ઘટનાઓને અને તત્ ઘટનાસૂચક કેટલાક સંખ્યાવાચક આંકડાઓનેજ કંઠસ્થ કરવાનો પ્રયત્ન કરવામાં આવે અને તદ્અંતરવર્તિ કાર્યકારણના સંબંધમાં પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે યત્ન કરવામાં ન આવે તો પછી સ્વાભાવિક રીતે જ અંદર રસન્યૂનતા, મનોરંજક શક્તિનો અભાવ. ઈ. નિકૃષ્ટતા કિંવા ક્ષતિનો અવશ્ય સાક્ષાત્કાર થાય તે કંઈ આશ્ચર્યોત્પા-

દક ઘટના નજ કહેવાય. પરંતુ પ્રતિપક્ષે જો આ સર્વ નિયમો ધ્યાનમાં લઈ અધ્યયનમાં ઉદ્યત થવાય તો પરિણામ કેવળ વિપરિત કિંવા ભિન્ન આવે એ તત્વ પણ નિઃસંદેહ છે. જ્યારે વ્યાપક નિયમોનું સંશોધન ન કરવામાં આવે ત્યારે તો ઇતિહાસ અત્યંત ચિત્તાકર્ષક નજ નિવડે અને એને સ્મરણશક્તિમાં અવિચળ સ્થાન પ્રાપ્ત કરતાં અત્યંત શ્રમ કરવો પડે અને જો તેમ થાય તો પણ તે કંઈ અતિશય લાભદાયક નજ નિવડે અને પ્રયત્નનો મિથ્યા વ્યય થયોજ કહેવાય. કોઇ એક ઘટોત્પાદક પ્રજાપતિ—કુંભાર-ને એવા પ્રકારનો આદેશ ફરમાવવામાં આવે કે "ભાઈ, તમારાથી યાવત્ શક્તિ પ્રયત્ન કરીને કરાય તેટલો બૃહદ્ મૃત્તિકાસંચય કરો; કારણકે મૃત્તિકાના ખનનથી અને એક સ્થાનથી અન્ય સ્થાન પર લઈ જવાના અલૌકીક (!) વ્યાયામના યોગે તમારી શારિરીક સ્થિતિમાં એક પ્રકારની પુષ્ટિ આવિર્ભૂત થશે; પાદોમાં પણ કિંચિત બળની અભિવૃદ્ધિ થશે; અરે, સમગ્ર શરીરમાં સ્ફૂર્તિનો સંચાર થશે અને વળી વિશેષતઃ ભિન્ન ભિન્ન પ્રકારની મૃત્તિકા અને નાના પ્રકારની જીવજંતુસૃષ્ટિનું પ્રેક્ષણ કરવાનો અપ્રતીમ (!) અવસર પ્રાપ્ત થશે; સમયે સમયે મન્દ મન્દ સુગન્ધયુક્ત વાયુની શીતલ લહરીઓ તમારા પરમાયાસક્લાન્ત સુકોમળ તનુને એક અકથનીય પ્રકારનો આલ્હાદ ઉપજાવશે. તમારો પરિશ્રમ જોઇને સામાન્ય જનતા વર્ગ પણ તમારી મુક્તકંઠે પ્રશંસા કરશે. માટે તમે જેમ બને તેમ વિપુલ પરિમાણમાં મૃત્તિકાનો સંગ્રહ પ્રાપ્ત કર્યામાં જ તત્પર રહેજો. પરંતુ ઘટોત્પાદનો પ્રયત્ન કદી પણ ન કરતા. પ્રયત્ન તો શું પણ એવી વિચારપ્રણાલીને પણ સ્મરણસૃષ્ટિમાં સ્થાને ન આપતા." આ પ્રકારના આ દેશાનુસાર ગમન કરનાર પ્રજાપતિને અલ્પકાલાવધિમાં જ પોતાનું જીવન કેવળ ભારરૂપ જણાશે. રાજકીય શાસ્ત્રમાં કંઇ પણ ધ્યાન ન રાખનાર અને કેવળ આશ્ચર્યમુગ્ધ કરી નાંખનાર ઘટનાચક્રમાં પરિવર્તિત થનાર ઇતિહાસના અભ્યાસક વર્ગની પણ સદશ ગતિ સમજવી.

ઇતિહાસની સહાયતા સિવાય રાજકીયશાસ્ત્રરચનાના પ્રયત્નો પણ કંઈ ન્યૂન પ્રમાણમાં ભયંકર નથી. તેજ પ્રજાપતિને આજ્ઞા કરી દો કે "ભાઇ, તું માત્ર ઘટોત્પાદનના વ્યવસાયપરાયણજ થઈ જા; માત્ર ઘટોત્પાદન જ ત્હારૂં પ્રધાનકર્તવ્ય—ત્હારા અખિલ જીવનનું અંતિમ ધ્યેય અને પરમ લક્ષ્યબિંદુ—છે. ઘટસમુહની ઉત્પત્તિથી તું સંસારને ઉપકૃત કરી શકીશ. વળી સહસ્ત્રાવધિ તૃષાર્ત મનુષ્યો ત્હારા ઉત્પાદન કરેલા ઘટમાંથી જલપાન કરશે, શતાવધિ વ્યાપારીઓ તેમાં ક્રયવિક્રયાર્થે નાના પ્રકારના તેજાના, મસાલા, ઈ. ભરશે. અર્થાત્ પોતાના ઉત્તરદાયિત્વનો સંપૂર્ણપણે અનુભવ કરી અને તેને પૂર્ણ રીતે લક્ષ્યમાં રાખીને જેમ બને તેમ અધિક પ્રમાણમાં તું ત્હારી મેળે સુંદર અને સર્વોપયોગી જલપાત્રો જ ઉત્પાદન કર. પરંતુ ધ્યાનમાં રાખજે કે તે કાર્યમાં મૃત્તિકાનો સ્વલ્પ પણ ઉપયોગ ન કરીશ. ત્હારે માટે બુદ્ધિવૈભવ, કલાજ્ઞાન, ચાતુર્યબળ, ઇ. સર્વગુણો અને સામગ્રીઓ ઉપસ્થિત છે, વળી વિશેષમાં સહાય કરવા કુટુંબીજનો અને ઉત્સાહપ્રેરણા કરવા માટે મિત્રમંડલ પણ ઉપલબ્ધ છે; ત્હારે કોઈ પણ બાબતની અત્રે ન્યૂનતા નથી; તુચ્છાદ પિતુચ્છ મૃત્તિકાના ઉપયોગથી તને શો લાભ થવાનો છે વારુ!" આ પ્રકારની આજ્ઞાને

અનુકરણ કરનારો, પ્રજાપતિ, દેવતા, સ્વેચ્છાસ્વીકૃત, ભ્રાન્તીમૂલક, કલ્પનાક્ષેત્રમાં જ ભ્રમણ કરી રહેશે અને માત્ર મનોરાજ્યમાં જ કેવલ કલ્પિત પરિસ્થિતિ ઉત્પાદન કરવાના ન્યુન અને વ્યર્થ વ્યવસાયમાં જ અમુલ્ય સમયનો નિરર્થક વ્યય કરી નાંખશે.

આજ તત્વો સંપૂર્ણ સમજીને અનેક પ્રખ્યાત વિદ્વાન ગ્રંથકાર મહાશયોએ રાજનીતિમાં ઇતિહાસની ન્યૂનાધિક પ્રમાણમાં સહાયતા લીધી છે. મહાશય જૉન સ્ટુઅર્ટ મીલ સાહેબે શાસ્ત્રોની રચના ઉપર વિચારશ્રેણી ચલાવતાં પોતાના તર્કશાસ્ત્રના ગ્રંથમાં ઉલ્લેખ કર્યો છે કે, "ઇતિહાસ રાજકીય શાસ્ત્રોનો આધાર છે." સુપ્રસિદ્ધ વિદ્વાન અમેરીકન વક્તા અને લેખક તથા યુરોપીય વિશ્વવ્યાપી યાદવાસ્થળીનો અંત લાવી શાંતિ સંસ્થાપન કરનાર અમેરીકન સંયુક્ત રાજ્યોના અધ્યક્ષ શ્રીયુત મહાશય ડૉ. વુડરો વીલ્સન સાહેબે પણ પોતાના પ્રમાણીક ગ્રંથ "ધી સ્ટેટ" માં ઇતિહાસના આધાર ઉપર જ રાજનીતિ ઉપર વિચાર ચલાવ્યો છે. ઇંગ્લાંડના પ્રખ્યાત કેમ્બ્રીજ વિશ્વવિદ્યાલયના ઇતિહાસના અધ્યાપક મહાશય સર જૉન સીલી સાહેબે પણ ઇતિહાસ અને રાજનીતિનો સંબંધ દર્શાવવામાં પોતાના જીવનનો એક અમુલ્ય અંશ વ્યતીત કર્યો હતો.

શ્રીયુત મહાશય એડવર્ડ ફ્રીમેન સાહેબ પણ કહે છે કે "ઇતિહાસ એ ભૂતકાળની રાજ્યનીતિ છે" આ પરિભાષા જોકે સર્વથા દોષરહીત તો નથીજ પરંતુ તેમાં અવશ્ય સત્યાંશનું અસ્તિત્વ છેજ. એજ પ્રકારે આપણે કહી શકીએ એમ છે કે "રાજ્યનીતિ વર્તમાન ઇતિહાસ છે"[1]

શેલત વાસુદેવ રામચંદ્ર.

# શ્રીમદ્ ભાગવત.*

धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ।

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।

भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

જીવનના કાર્યમય વ્હેણમાં કેટલાક પ્રસંગોએ ભગવત્ સ્મરણની શ્રાન્ત પળો [illegible]માં અનેરી શ્રદ્ધા ઉત્પન્ન કરે છે; તેજ પ્રમાણે પ્રજા જીવનના પ્રચંડ મોધના કોઈ ઉત્પાતને પ્રસંગે મનુષ્ય હૃદય ભગવત્સ્મરણની શાંન્તિમાંથી કોઈ પ્રેરણા ઝીલવા સમર્થ થાય છે.

અસહકારના ભેરી નાદના દીવસોમાં પ્રાપ્ત થયેલા આ સપ્તાહમાં શ્રીમદ્ ભાગવતના શાન્ત, ધીર અને શ્રદ્ધામય સ્વરમાં કાંઇક પરમાત્મ–સંદેશ ઉકેલવાનો યત્ન કરવો એ ધર્મ્ય છે.

આપણો ધર્મ ત્રણ મહાન તત્વોમાં સમાયેલો છે : તે ભક્તિ, કર્મ અને જ્ઞાન. ભક્તિનું સ્થાન હૃદય, કર્મનું સ્થાન બહારની કર્મેન્દ્રીયો (મુખ્યત્વે હાથ) અને જ્ઞાનનું બુદ્ધિ. આ ત્રણે તત્વોએ આપણા દેશમાં જુદે જુદે સમયે અસાધારણ ભાગ ભજવ્યો છે. કુદરતના તથા મનુષ્યના આંતર તત્વોનાં ભવ્ય સ્વરૂપોમાં પરમાત્મા સાક્ષાત્કાર થતાં મનુષ્ય હૃદયમાં ભક્તિભર્યા સંહિતાનાં સૂક્તો વેદ ભગવાન રૂપે સ્ફુર્યાં. ખરી ભક્તિ કાર્યે પ્રેરક છે અને સંહિતાની ભક્તિ એ, પરમાત્મા પ્રત્યેની મનુષ્યની કર્તવ્યતા બ્રાહ્મણ નામનાં પુસ્તકોમાં સુઝાડી. પણ કેવળ ભક્તિ અને કાર્યથી મનુષ્યત્વ સંતુષ્ટ થતું નથી. તેથી આ સૃષ્ટિ ક્યાંથી આવી, કોણે બનાવી, પરમાત્મા હશે કે નહિં, હોય તો તે કેવો હોય વગેરે પ્રશ્નો ઉભા થયા. તે પ્રશ્નો અને તેનાં સમાધાન—આ મહાજ્ઞાનના વિષયની સ્ફુરણા ઉપનિષદોમાં થઇ. આ છેલ્લો ભાગ તે વેદનો અન્ત–વેદનો સિદ્ધાન્ત; તેજ વેદાન્ત–"જગત પરમાત્મામાંથીજ જન્મે છે–પરમાત્મામાંજ ચાલે છે અને પરમાત્મામાંજ લીન થઈ જાય છે."

આમ આપણે વેદકાળના– આપણા ધર્મનાં ત્રણ સ્વરૂપ જોયાં. છેલ્લા ઉપનિષદ્કાળમાં બુદ્ધિવાદ ઘણો વધી પડયો, અને છેવટે મનુષ્ય બુદ્ધિ થાકી જતાં, વળી પાછો સંહિતામાંથી વ્હેતા ભક્તિના ઝરાનો આશ્રય લેવો પડયો. આ નવી ધાર્મિક પ્રવૃત્તિ, જે ઉપનિષદ્ કાળ પછી ઉભી થઈ તેજ ભાગવત ધર્મ.

આ ધર્મે ભક્તિ ને ધર્મનું મુખ્ય અંગ ગણ્યું. પરંતુ બ્રાહ્મણો (એ નામનાં પુસ્તકો)ના કર્મ માર્ગની અને ઉપનિષદના જ્ઞાન માર્ગની સચોટ અસર તેમાંથી લુપ્ત નહોતી. થઇ. આ ધર્મમાંજ પરમાત્મા "ભગવાન" નામે પહેલ–વેહલેજ

* ભાગવત સપ્તાહ પ્રસંગે લખેલો લેખ.

ઓળખાયો. ભગ એટલે જ્ઞાન, બલ, ઐશ્વર્ય, વીર્ય, શક્તિ અને તેજ—એ ૭ ગુણ, અને ૭ ગુણવાળો પરમાત્મા તે "ભગવાન". આ ધર્મમાં વાસુદેવ–નારાયણની ઉપાસના મુખ્ય હતી. વળી એક ખુબી એ હતી કે બ્રાહ્મણો કરતાં ક્ષત્રિયોમાં આ ધર્મ વધારે પ્રચલિત હતો. સાત્વત કુળના ક્ષત્રિયોનો એ પરંપરા ધર્મ થયો હતો. શ્રી કૃષ્ણ એ સાત્વત કુળના હતા અને એમણે આ ધર્મનું ખરૂં હાર્દ ગીતામાં પ્રકટ કર્યું. ગીતા આ ધર્મનો ખરો મધ્યાન્હ કાળ સૂચવે છે અને તત્વજ્ઞાનની કોટીઓમાં જ્ઞાન, ભક્તિ અને કર્મનાં સ્થાનો સ્પષ્ટ નિર્ણય કરે છે.

ત્યાર પછી કેટલેક સમયે, હિન્દુ ધર્મ બૌદ્ધો અને જૈનો સાથે ઝઘડામાં પડયો અને ઠેર ઠેર વાદવિવાદ અને તર્કના અખાડાઓમાં ખરી ધાર્મિક લાગણી ભૂસાવા માંડી. એટલે એ વિવાદોનાં મન્થનનું એક પરિણામ રૂપ એક સત્ય એ જણાયું કેઃ—

रुचीनां वैचित्र्याद् ऋजु कुटिल नाना पथ जुषां ।
नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव ॥

(જેમ જુદાં જુદાં પાણી અર્ણવમાં એકઠાં થાય છે તેમ રૂચીની વિચિત્રતાથી સીધા વાંકા એમ નાના પ્રકારના માર્ગોએ ભજનારા માણસોને તું એકજ પ્રાપ્ત થાય એમ છે.) આવી સ્થિતિમાં સામાન્ય જનસમૂહની રૂચીની વિચિત્રતાને જુના ભાગવત ધર્મનું ભક્તિતત્વ બંધબેસતું આવ્યું. રામ–કૃષ્ણ આદિ વાસુદેવ–નારાયણના અવતાર ગણાઇ તેમના મનુષ્ય જીવન (personal God) માં ભક્તિરસની ઝમાવટ થઈ જુના ભાગવત ધર્મનું આમ પુનરુત્થાન થયું. વેદ સમજવાની સામાન્ય જનોમાં ઉણપ હોઈ–વેદ માટે સામાન્ય જનો અયોગ્ય હોઈ–ભાગવત ધર્મના પુનઃ પ્રતિપાદન માટે શ્રીમદ્ ભાગવત પુરાણ રચાયું અને તેનું મંગલાચરણ જ ( જેનું છેલ્લું પાદ મથાળે આપ્યું છે ) ગાયત્રી ઉપર રચાયું છે.

આ ધર્મનાં કેટલાંક વિશિષ્ટ સ્વરૂપો જોઇએ. ખ્રિસ્તિ ધર્મમાં, આસ્થા, આશા અને દાન એ ત્રણ સદ્ગુણો ઉપર ખાસ ભાર મુકવામાં આવે છે. આપણો ભક્તિ માર્ગ પણ આ ત્રણ ગુણોનું મુખ્યત્વે પ્રતિપાદન કરે છે. તેથી એક સમયે ખ્રિસ્તિ પાદરીઓએ એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો હતો કે આપણો ભક્તિમાર્ગ, જીમસ ક્રાઇસ્ટની અસરથી ખ્રિસ્તિ ધર્મના સંપર્કથી હિન્દમાં ઉભો થયો હતો. પણ આપણે જોયું તેમ આપણો ભક્તિમાર્ગ તો જીસસ પહેલાનાં આપણા જુના ભાગવત ધર્મમાંથી ઉતરી આવ્યો હતો. બીજા ઐતિહાસિક પુરાવાઓથી પણ આપણા ભક્તિમાર્ગનું પ્રાચીનત્વ સિદ્ધ થયું છે. આસ્થા અને આશા એ ભક્તિનાં આંતર (subjective) સ્વરૂપો છે. દાન એ ભક્તિનું બાહ્ય (objective) સ્વરૂપ છે. ભાગવત ધર્મનું બીજું વિશિષ્ટ સ્વરૂપ અહિંસા છે અને તે જૈન અને બૌદ્ધ મતથી પણ વધારે જૂનું છે. આ મતને જુનો યજ્ઞયાગાદી કર્મ માર્ગ માન્ય નથી, પણ ભક્તિની પ્રેરણાથી ઉત્પન્ન થતાં કાર્યો સ્વતઃ સિદ્ધ છે. વળી જ્ઞાન માર્ગનો કેવળ બુદ્ધિવાદ અને તર્કજાળને આ ધર્મે વિરોધી ગણ્યાં છે. પણ પરમાત્મ સ્વાપનો ખ્યાલ ઉપનિષદોમાંજ ખોળ્યો છે.

શ્રીમદ્ ભાગવત, ભગવજ્જન એટલે ભગવત્‌ને પુજનાર ભાગવતની વ્યાખ્યા સ્પષ્ટ વેદાન્ત દ્રષ્ટિએ કરે છે. " જે સર્વ ભૂતમાં ભગવત્-આત્માને જુએ છે, અને ભગવત્-આત્મામાં સર્વ ભૂતને જુએ છે, તે ઉત્તમ ભાગવત્-એટલે ભગવજ્જન સમજવો " ( મથાળેનો બીજો ઉતારો ).

પરીક્ષિત રાજાને સાતમે દીવસે સર્પદંશ થવાનો હતો અને ત્હેને મોક્ષ પ્રાપ્તિની અસાધારણ ઉત્સુકતા ઉત્પન્ન થઈ હતી. તેવામાં શુકદેવજીએ જેમ એક શુક-પોપટ મીઠામાં મીઠું ફળ ચાંચ મારીને નીચે પાડે તેમ-તેના મહારસ ઉપરથી શ્રીમદ્ ભાગવતરૂપી અમરફળ આપ્યું. ત્હેની ઉત્સુકતાએ ભગવદારાધના અને મોક્ષની પરમ આશાનું સ્વરૂપ લીધું. રાજ્યપાટ અને શુદ્ર ચીજોમાંથી મમત્વ ઉઠાવી લેતાં તે ચીજોએ દાનનું સ્વરૂપ લીધું. શ્રીમદ્ ભાગવત કહે છે કે " પરંતુ પરીક્ષિત રાજા તેની ( તક્ષક નાગની ) આવવાની પહેલાંજ બ્રહ્મરૂપ થઇને બેઠા હતા માટે તક્ષકનું આવવું નિરર્થક થયું. "

આપણા દેશને અત્યારે તક્ષકનો ભય લાગ્યો છે. ગુલામ ગુલામી ભૂલી જાય ત્યારે પરતંત્રતાના તક્ષકનો દંશ થાય તે પહેલાં મોક્ષની ઉત્સુકતા મહાત્મા ગાંધીજીએ કરાવી છે. આવે પ્રસંગે શ્રીમદ્ ભાગવતનો ભક્તિ કાણ્ડજ ખરો કામનો થઈ પડશે. આપણાં હૃદયનો ક્ષોભ, શ્રદ્ધા અને આશા શાન્ત કરશે. પણ જ્યારે સ્વાર્થત્યાગ-દાન થાય ત્યારેજ ખરી ભક્તિનું અવલંબન કર્યું કહેવાય.

સાથેજ ખરા વેદાન્તની જ્ઞાનમયી વેદાન્ત દૃષ્ટિ પણ ન ભુલાવી જોઇએ. બુદ્ધિવિલાસ અને તર્કજાળથી ઉત્પન્ન થતી અશ્રદ્ધા અને ભયને દુર કરવાં જોઇએ. કારણકે શ્રીમદ્ ભાગવતે છેક અન્તના શ્લોકમાં એક પરમ સત્ય કહ્યું છે કેઃ—

एवं ह्यनादि निधनो भगवान् हरि रीश्वर : ।
कल्पे कल्पे स्वमात्मानं व्यूह्य लोकानवत्यज : ॥

( આ પ્રમાણે આદિ અંતરહિત અને અજન્મા એવા ભગવાન શ્રી હરિ પ્રત્યેક કલ્પમાં પોતાના સ્વરૂપના વિભાગો પાડીને લોકોનું રક્ષણ કરે છે. )

અસ્તુ ।

" મુકુંદ. "

---

# WHAT WE NEED.

"If men would ask themselves, before they rush out to seek her, What is Pleasure? and consult the past history of humanity as well as their own senses and inclinations they could hardly fail, except in the case of the most degenerate to dis-cover that the highest happiness is not of the nursery or the kitchen, but rather of the living spirit.

Observation of nature, love of beautiful things, delight in noble literature, gratitude for the highest forms of wit and humour, sympathy with all sorts and conditions of men, reverence for the majesty of the universe, kindness to all, love of children, and devotion to the home, these operations of the human spirit bring peace to the heart of man and continue their ministrations to his happiness with an increasing power of joy as his personality enlarges itself to receive the highest revelations of Life.

* * * * *

We need the Puritan element in our characters, the Hellenic element in our minds, and the Christian element in our souls. We must set a higher value on moral qualities, on intelectual qualities, and on Christian qualities. We must learn to see, not gloomily and heavily, but with joy and thanksgiving, that our world is set in the midst of an infinite universe, that it has a purpose in the scheme of things, that we are all members one of another, and that there is no grandeur of character, mind, or soul which can ever be worthy of creation's purpose.

Less flippancy in the world would lead to more seriousness, more seriousness would lead to greater intelligence, and greater intelligence would lead to nobler living.

"The cure for us," said George Sand, "is far more simple than we will believe. All the better natures amongst us see it and feel it. It is a good direction given by ourselves to our hearts and consciences."

Let each man ask himself, Is my direction worthy of man's past and hopeful for his future?"

—*From "the Mirrors" of Downing Street.*

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકનાઃ—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ ( પોસ્ટેજ સાથે. )

મળવાનું ઠેકાણુંઃ—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનંતિ.

૧. હાલમાં પોસ્ટ ઓફિસે રજીસ્ટર સીવાયનાં વી. પી. નહીં સ્વીકાર- વાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા. નમ્ર વિનંતિ છે.

૨. મનિઑર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

વ્યવસ્થાપક.

---

## શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન—ભાવનગરમાં

### વેચાતાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | આપણા દેશનો ઇતિહાસ ( ઉન્મેષ પદ્ધતિપર લખનાર અધ્યાપક નૃસિંહપ્રસાદ કાલીદાસ ભટ્ટ, નિયામક શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન.) | કીમત ૦-૪-૦ |
| ૨ | હઝરત મહમ્મદ પયગમ્બર ( ઉપમુખ લેખકની કલમથી લખાયલું ) | ૦—૩—૬ |
| ૩ | બાલવાર્તા. ( ગુજરાત વિદ્યાપીઠના અધ્યાપક કાલેલકરની સુન્દર પ્રસ્તાવના સહિત સંગ્રહ કરનાર ગિજુભાઈ બ. બધેકા મુખ્ય અધ્યાપક શ્રી દ. મૂર્તિ બાલમંદિર ) | ૦—૬—૩ |
| ૪ | ભગવાન બુદ્ધ. ( લખનાર ગિરિજાશંકર બધેકા—અધ્યાપક ગોમેકરની પ્રસ્તાવના સહિત બીજી આવૃત્તિ. | છપાય છે. |

પોસ્ટેજ જુદું.

લખો—શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન—ભાવનગર.

---

Reg. No 453.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૩. [ માસિક ] ચૈત્ર. સંવત્ ૧૯૭૭.

## "અઘોરી."

(ભજન.)

(૧) પ્રભુજી પ્રકટે જુજવે વેશ (૨) ધ્રુવ.
ભૂપાલ સંધ્યાવતીને રે પીડયાં
તાર્યાં અઘોરીને વેશ..............રે પ્રભુજી

(૨) મોક્ષનાં સાધન ચિંતવેરે સાધુ
સાધુ સેવી તોષે મ્હારો દેશ.......રે પ્રભુજી

(૩) પંડિત ધીરાને વીરારે તોષ્યા
યોગ સિદ્ધિ ન સાધી લેશ.........રે પ્રભુજી

(૪) તાપ ત્રિવિધના દેશને પીરે
સંતો સુણે અઘોરીનો આદેશ......રે પ્રભુજી.

(૫) અમ્મર કૈલેયા હેમિજો વરે
ધારે ખોડાની હીંડજો ખેરા........રે પ્રભુજી.

રે પ્રભુજી પ્રકટે જુજ્વે વેષ
હારે પ્રભુજી પ્રકટે અઘોરીને વેષ.....રે પ્રભુજી.

"મૃદંગ"

---

# ત્રણ નવલકથાઓ.

## ૧. સરસ્વતીચંદ્ર. ૨. ગુલાબસિંહ. ૩ ગુજરાતનો નાથ.

આજથી વીશ વર્ષ ઉપર ગુજરાતના સાક્ષરો ગુજરાતી સાહિત્યને જે ફાળો આપી સેવા બજાવી રહ્યા હતા તેવો ફાળો આપણે હાલના સમયમાં નથી આપી શકતા. આપણી દૃષ્ટિ સાહિત્યસેવા તરફથી ફરીને રાષ્ટ્રીય સેવા તરફ દોડી છે. સાહિત્યદેવી અળખામણાં થયાં છે; રાષ્ટ્રદેવી લાડકાં થયાં છે. આવા સમયમાં સાહિત્યનો હ્રાસ જુજ્જ નીકળે. સાહિત્યનું ક્ષેત્ર ઉજ્જડ થઈ ગયું છે. આ સમયમાં જો કોઈ રસિક નવલકથાકાર એક રસમય નવલકથા બહાર પાડે તો તે નકી લોકપ્રિય થઈ પડે. રા. કનૈયાલાલ મુનશી("ઘનસ્યામ")એ પોતાની નવલકથા "ગુજરાતનો નાથ" બહાર પાડી એક સાહિત્યસેવા બજાવી છે. એક નવલકથાકાર તરીકે લોકોની દૃષ્ટિ હાલ એમના ઉપરજ છે, અને તેઓ ઘણા લોકપ્રિય થઈ પડયા છે. આ પ્રસંગ ધ્યાનમાં લઈ તેમની નવલકથાનું હું અવલોકન કરીશ તો અપ્રસ્તાવિક નહિં ગણાય. મ્હારો મુખ્ય મુદ્દો તો એજ છે. પરન્તુ આ એમની નવલકથાને સરસ્વતીચંદ્રની પંક્તિમાં મુકવાનો કેટલેક ઠેકાણે પ્રયાસ થયો છે, તે નિહાળી મ્હને બીજી બે નવલકથાઓ સાથે એનો મુકાબલો કરવાની વૃત્તિ થાય છે. હું સરસ્વતીચંદ્ર ઉપર લાંબું વિવેચન નહિં કરૂં, પરન્તુ ગુજરાતના નાથને લગતી જે ટીકાઓ કરવાની હશે તે કરીશ. ગુલાબસિંહ—એ નવલકથા સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીની છે. આ એક સામાન્ય નવલકથા છે. એ સરસ્વતીચંદ્રની પંક્તિમાં નજ આવી શકે. એટલા માટે મ્હેં બે નવલકથાઓ સાથે ગુજરાતના નાથનો મુકાબલો કરવા મન કર્યો છે—એક નવલકથા ગુજરાતી સાહિત્યમાં

સૌથી શ્રેષ્ઠ છે, જેની પંક્તિમાં આ નવી નવલકથાને મૂકવાનો પ્રયાસ થાય છે, અને બીજી નવલકથા સાધારણ સારી છે જેની સાથે મુકાબલો કરતાં આપણને નવી નવલકથાને સાહિત્યમાં કઇ પંક્તિમાં મૂકવી તેની સૂઝ પડશે.

શરૂઆતમાંજ કોઈ વધો ઉઠાવશે કે 'ગુલાબસિંહ' તો અંગ્રેજી ઉપરથી અનુવાદ છે એટલે કર્તાની પાત્રો આલેખવાની ખરી ખુબી એમાં જણાઇ ન આવે. કેટલેક અંશે એ વાત સાચી છે. પરન્તુ ગ્રંથકર્તા પોતેજ પ્રસ્તાવનામાં લખે છે કે "મૂલનો (ઝેનોની નામની અંગ્રેજી નવલકથાનો) તો આકાર માત્રજ મ્હારાથી રાખી શકાયો છે, કેમકે અન્ત્ય વાંચકને અનુકૂલ કરવા માટે અનેકાનેક વિકૃતિ મૂલ વ્યવસ્થામાં મારે કરવી પડી છે. જાણે 'ઝેનોની' ઉપરથી સૂચના થતાં એક નવીન વાર્તાજ યોજી હોય એટલો બધો ફેર પડી ગયો છે." એટલે ગ્રંથકર્તાએ પોતાની ઉત્પાદકશક્તિ વાપરવામાં બાકી રાખી નથી. તે ઉપરાંત એક અનુવાદ તરીકે એમના ઉપર જે બન્ધનો આવી પડ્યાં તેટલાં બન્ધનો તો ઐતિહાસિક નવલકથાકારને પણ પાળવાં પડે છે. એટલે આ દલીલમાં બહુ જોર નથી.

હવે આપણે એક પછી એક એ નવલકથાનું અવલોકન કરીએ.

સરસ્વતીચંદ્રનું અવલોકન કરતાં મ્હને ક્ષોભ થાય છે. પરન્તુ એમાં હું બહુ ઉંડો ઉતરવા માંગતો નથી. પહેલો પ્રશ્ન તો એજ થાય છે કે સરસ્વતીચંદ્રને નવલકથા કહેવી એ યોગ્ય છે? એક વિદ્વાનના શબ્દોમાં સરસ્વતીચંદ્ર તો એક 'પુરાણ' છે. એમાં દરેક જાતનાં કાવ્યો આવી જાય: નાટક, નવલકથા, પદ્યકવિતા, તત્ત્વજ્ઞાન વગેરે સર્વનો એમાં સમાસ થાય. સરસ્વતીચંદ્રમાં આ બધા કાવ્યનો સમાસ થાય છે. પરન્તુ આપણે તો સરસ્વતીચંદ્રના નવલકથાના અંશનુંજ અવલોકન કરીશું. એક અંગ્રેજી કાવ્ય જેમકે ટેનીસનનું Enoch Arden તેને એક નવલકથા તરીકે અવલોકી શકાય તેમજ કવિતાની દૃષ્ટિથી પણ એની ટીકા કરી શકાય. વળી સંસ્કૃત કાવ્ય 'કાદમ્બરી'ને કવિની કલ્પનાશક્તિ અને એણે વાપરેલાં ઉપમા અને રૂપકનેજ દૃષ્ટિમાં રાખી અવલોકન કરી શકાય તેમજ એક સુંદર રસમય નવલકથા તરીકે પણ તેને વાંચી શકાય. તેવીજ રીતે સરસ્વતીચંદ્રનું આપણે એક નવલકથા તરીકેજ અવલોકન કરીશું.

સરસ્વતીચંદ્રમાં આધુનિક હિન્દુ સંસારનાં રંગબેરંગી ચિત્રો છે. તે ચિત્રો આબેહુબ (realistic) હોઇને ગ્રંથકર્તા સ્તુતિને પાત્ર થયા છે. તેમણે આપણા સંસારમાં પેદા થતાં રત્નો બતાવ્યાં છે; તેમજ વહેમ, રૂઢિ અને અજ્ઞાનને લઇને બંધાઈ ગયેલા જીવનને નુકસાનકારક પોપડા કેવી રીતે પેદા થાય છે તે સર્વ બતાવ્યું છે. સરસ્વતીચંદ્રને અંગ્રેજીમાં તેને Problem Novel (સંદિગ્ધ વાદવાળી નવલકથા) કહે છે તેવું કહી શકાય. વળી દેશી રાજ્યોમાં ચાલતી ખટપટ તેમણે ઘણીજ ચતુરાઈથી વર્ણવી છે.

ગુલાબસિંહમાં સાંસારિક ચિત્રો નથી ચીતર્યાં, તેમ તેને ઐતિહાસિક નવલકથા કહેવી તે પણ વ્યાજબી નથી જો કે એ કથાના છેવટના ભાગમાં ઇતિહાસને લગતાં પાત્રો આવે છે. એને એક જાતનું problem novel કહી શકાય. સરસ્વતીચંદ્રમાં દરેક જાતનાં problems ચર્ચેલાં છે—સાંસારિક, રાષ્ટ્રીય, અને તત્ત્વજ્ઞાનને લગતાં. અને ગુલાબસિંહમાં તો ફક્ત એકજ problem યાને પ્રશ્ન આપણા આગળ મૂક્યું હોય એમ લાગે છે અને તે એ કે કર્મયોગ અને જ્ઞાનયોગમાં શ્રેષ્ઠ કયો ? આ સંબંધી આપણે આગળ ચર્ચા કરીશું. ગુજરાતનો નાથ એ એક ઐતિહાસિક નવલકથા છે. ગ્રંથકર્ત્તા આપણા આગળ મીનળદેવીના સમયનું પાટણ ખડું કરી દેછે. રા. કનૈયાલાલમાં જે વાર્તાના સમયનો ચિતાર આપવાની ખૂબી છે તે સ્વ. મણિલાલમાં નથી. કદાચ એ ખામી જણાવવાનું કારણ એમ હોય કે ગુલાબસિંહની રંગભૂમિ વધારે વિશાળ—પૃથુરાજના સમયનું આખું ઉત્તર હિન્દુસ્થાન હોઇ એનું ચિત્ર ઝાંખું પડે છે, તેમ પૃથુરાજના સમયનો ઇતિહાસ પણ પાટણના ઇતિહાસ જેટલો વિગતવાર જાણવામાં આવેલો નથી. આપણે એમની 'પાટણની પ્રભુતા' તરફ નજર નાંખીશું તો જણાશે કે અંગ્રેજ ગ્રંથકાર સ્કૉટે પોતાની કેટલીક નવલકથાઓમાં અને ફ્રેન્ચનવલકથાકાર ડુમા( Dumas )એ The Three Musketeersમાં Middle Ages ના સમયનાં દ્વંદ્વયુદ્ધો (Duels) નો જેવો ચિતાર આપ્યો છે તેવોજ ચિતાર રા. કનૈયાલાલે પાટણની જાહોજલાલીના સમયના દ્વંદ્વ યુદ્ધોનો આપ્યો છે. તે એટલે સુધી કે કેટલાક ટીકાકાર તો એમજ આક્ષેપો કરી રહ્યા છે કે રા. કનૈયાલાલે ડુમાની નવલકથાનું અનુકરણ કર્યું છે. પરન્તુ ઝીણી દૃષ્ટિએથી જોતાં આ આક્ષેપ કરવામાં ગ્રંથકર્ત્તાને અન્યાય થાય છે. પણ એટલુંતો જણાઈજ આવે છે કે ડુમાની નવલકથાઓની એમના ઉપર અસર બહુજ થઈ છે; અને એ કાંઈ દોષ નથી. Emerson કહે છે કે "The greatest man is the most indebted man." આ વચનોક્તિથી હું રા. કનૈયાલાલને પ્રથમ પંક્તિએ મૂકવા નથી ઇચ્છતો; પરન્તુ એટલુંજ બતાવવા માંગું છું કે જે અર્થમાં આવી રીતને આક્ષેપ કહેવાય તે આક્ષેપ નીચે રા. કનૈયાલાલ નથી આવતા, અને જે અર્થમાં એમના ઉપર આક્ષેપ આવી શકે તેને દોષ માનવો એ ભૂલ ભરેલું છે.

હવે એક બીજું દૃષ્ટિબિન્દુ આપણે જોયું કે સરસ્વતીચંદ્ર એક પુરાણ છે. તેમાં, અને ખાસ કરીને ચોથા ભાગમાં, તત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચ્યા છે. એ વિષયોની ચર્ચા કરવા હું સમર્થ નથી તેમજ એ વિષયો દાખલ કરી વાંચકને કંટાળો આપવા નથી માંગતો. પરન્તુ આપણે સામાન્ય વાંચકને રસ પડે એવી ચર્ચા કરીશું. પ્રથમ પ્રશ્નતો એજ થાય છે કે સરસ્વતીચંદ્રને નવલકથા તરીકે અવલોકન કરવામાં તેમાં આવેલા તત્ત્વજ્ઞાનનું અવલોકન કરવું એ અસંબદ્ધ નહિં ગણાય ? એનો જવાબ એટલોજ, કે જેટલે અંશે એ તત્ત્વજ્ઞાન નવલકથાનાં પાત્રો ઉપર અસર કરે તેટલે અંશે એ તત્ત્વજ્ઞાનનું અવલોકન કરવું આવશ્યક છે. અંગ્રેજ સાહિત્યશાસ્ત્રી હડસન પોતાની *Introduction to the Study of Literature* માં જણાવે છે કે નવલકથામાં ૭ અંશ રહેલા છે—plot, characters,

dialogue, time and place of action, style, and *stated or implied philosophy of life.*

હવે સરસ્વતીચંદ્રનાં પાત્રો અને ખાસ કરીને મુખ્યપાત્ર સરસ્વતીચંદ્ર તત્ત્વજ્ઞાનની અસરને લઇનેજ ઘડાય છે એમ કહેવામાં કોઈ વાંધો ઉઠાવી શકે તેમ નથી. એટલે સરસ્વતીચંદ્રમાં આવેલું તત્ત્વજ્ઞાન એ નવલકથાનો એક અંશજ છે. કેટલાક વિદ્વાનોને સરસ્વતીચંદ્રનાં પ્રકરણો ઉપર પ્રકરણો તત્ત્વજ્ઞાનથી ભરપૂર હોઇને નવલકથા રૂપે અસંબદ્ધ લાગે છે. પરન્તુ ન્યાયવૃત્તિથી જોતાં તેમ નથી તેનો ખુલાસો એકજ રીતે થઈ શકે છે. સરસ્વતીચંદ્રના પાત્રોમાં વિચાર પ્રધાનપદ ભોગવે છે. એનાં પાત્રો વિચાર કર્યા કરે છે અને જ્યારે નિર્ણય ઉપર આવે છે ત્યારે તે પ્રમાણે કર્મ કરે છે. તેટલા માટેજ-પાત્રોના બાહ્ય કર્મ સમજાવવા ખાતરજ ગ્રંથકર્ત્તાને પાત્રના મનમાં ચાલતા વિચારો આલેખવા પડે છે. તેને અંગે જીવનને લગતું તત્ત્વજ્ઞાન ઉદ્‌ભવે છે. ગુલાબસિંહમાં પણ તેમજ છે. સરસ્વતીચંદ્રમાં કર્મયોગને પ્રધાનપદ મળે છે; પણ ગુલાબસિંહમાં જ્ઞાનયોગને પ્રધાનપદ મળે છે. સ્વ. મણિલાલ જેમણે પોતાની ગીતાની ટીકામાં જ્ઞાનયોગનેજ મુખ્ય સ્થાન આપ્યું છે તે આ નવલકથામાં પણ જ્ઞાનને પ્રધાનપદ આપે એમાં કાંઈ નવાઈ નથી. સ્વ. મણિલાલ બુદ્ધિને વધારે પડતું સ્થાન આપે છે. દરેક પ્રકરણમાં બુદ્ધિની વાસ આવે છે.

( ગુજરાતના નાથમાં આમાંનું કાંઇજ નથી. તત્ત્વજ્ઞાનનો એમાં અંશજ નથી એટલુંજ નહિં પણ સામાન્ય વિચારનો (reflection) પણ અંશ નથી. રા. કનૈયાલાલના પાત્રોમાં કર્મનું પ્રાધાન્ય છે (મ્હારા એક મિત્રે કરેલી ટીકા અહીં ઉમેરવા એમની રજા લઉં છું): એમનાં પાત્રો ભાગ્યેજ વિચાર કરે છે. આ આક્ષેપ તદ્દન સાચો છે) પરન્તુ એનો વધારે ખુલાસો આપણે પાત્રોની ટીકા ઉપર આવીશું ત્યારે કરીશું. પણ ટુંકમાં એની (અસર એમની નવલકથામાં એ થઇ છે કે એમાં તત્ત્વજ્ઞાનનો અંશ બીલકુલ નથી.) રા. કનૈયાલાલનાં પાત્રોને ભાગ્યેજ વિચાર કરવાનો પ્રસંગ મળે છે. એટલે એમના વિચારનું આલેખન ગ્રંથકર્તાને કરવુંજ નથી પડતું. એટલા પુરતું એમનું કામ સહેલું છે. રા. કનૈયાલાલ (આલેલા કર્મોદ્વારા તેમજ પ્રસંગોદ્વારા આપણને તેમના ચરિત્રનો ખ્યાલ આપવા) દે છે. આ ઉપર વધારે વિવેચન આપણે આગળ કરીશું. પણ આટલા ઉપરથી એટલું તો જણાઇજ આવે છે કે સ્વ. ગોવર્ધનરામ તેમજ સ્વ. મણિલાલ જેવી વિદ્વત્તા રા. કનૈયાલાલ માં નથી. પરન્તુ રા. કનૈયાલાલે એવો સમય તેમજ એવાં પાત્રો પસંદ કર્યાં છે કે એમની એ ખામી એક નવલકથાકાર તરીકે નથી વરતમાં આવી શકતી. રા. કનૈયાલાલે જો સરસ્વતીચંદ્ર જેવાં પાત્રોનું આલેખન કરવા યત્ન કર્યો હોત તો તે નક્કી નિષ્ફળજ જાત. વળી એમણે સમય પણ તેવોજ પસંદ કર્યો છે. જ્યારે દેશ સંકટમાં આવી પડે છે, જ્યારે એના જીવનનોજ સવાલ આવી પડે છે ત્યારે તેને વિચાર કરવાનો ભાગ્યેજ પ્રસંગ મળે છે. કર્મમાંજ દેશ લીન થઇ જાય છે. (મીનળદેવીનો સમય રા. કનૈયાલાલે એવો જ

ઉભો રહે છે. અને જેમ મૉન્ટેક્રીસ્ટોની નવલકથામાં મૉન્ટેક્રીસ્ટો પોતાની અખૂટ દોલતનો ઉપયોગ કરીને છૂપી રીતે પરોપકાર કરવા નીકળે છે અને પોતાનું કામ સાધી લે છે તેમજ ગુલાબસિંહ પોતાના યોગની શક્તિનો ઉપયોગ કરે છે. મત્સ્યેન્દ્ર જ્યારે પરમ જ્ઞાનને પામી દુનીયાથી અળગો રહે છે ત્યારે ગુલાબસિંહ તો જ્ઞાન પામીને દુનીયાનું ભલું કરવા નીકળી પડે છે. એને હજી દુનીયામાં વાસના રહી છે. એ રમા સાથે લગ્ન કરે છે અને તે એક પુત્રનો પિતા થાય છે. પરન્તુ સ્વ. મણિલાલનો જ્ઞાનયોગ તરફ પક્ષપાત ઘણોજ છે. એટલે આ દુનીયાની વાસના છોડાવ્યા વગર ગુલાબસિંહને પરમજ્ઞાનને પહોંચવા દેતા નથી. એ અંગ્રેજ કવિ બાયરનની માફક માનતા જણાય છે કે True love is not an inhabitant of this world એટલે આ લોકનો શુદ્ધમાં શુદ્ધ પ્રેમ વાસનાથી છંટાએલો હોય છે માટે ખરો પ્રેમ તો પરમપ્રેમ છે જે પ્રેમ મૃત્યુ પછીજ—એટલે જગતની વાસના છોડયા પછીજ—મળી શકે છે એટલે ગુલાબસિંહને પરમપ્રેમના દ્વારે પહોંચાડવા માટેજ જાણે રમા—એની પત્ની—મૃત્યુ પામતી હોય એમ લાગે છે.

બીજું પાત્ર લાલાજીનું છે. આ પાત્ર અસ્થિર મનનું ચીતર્યું છે. સુકાને વગરનું વહાણ આગંથી આમ ટોલાં ખાય તેમ લાલાજીનું મન આ વસ્તુ ઉપરથી બીજી વસ્તુ ઉપર અને ત્યાંથી ત્રીજી વસ્તુ ઉપર સુખ મેળવવા દોડે છે. જ્ઞાનમાં પણ એને એક સમય સુખ લાગ્યું, પરન્તુ જે માણસ સુખની ખાતરજ જ્ઞાનનો માર્ગ સ્વીકારે તે કેટલા વખત સુધી એ માર્ગમાં રહી શકે? એટલે ખરી કસોટી વખતે એ નીચો પડ્યો. અને લાલાજી લાલચને વશ થઈ ઉંચેથી સર્યો. ભય અને શંકા એના દુશ્મન થયાં. લાલાજીના પાત્રને આલેખવાની રીતને નહેલી પંક્તિમાં મૂકી શકાય. તેનો સ્વભાવ તેની લાગણીઓ તેના આદર્શો ટુંકામાં પાત્રની આંતર લાગણીઓની માહીતી આપણને ગ્રંથકર્તા તરફથીજ મળે છે. એનાં વચનોમાંથી એના વર્તનનો આપણને જૂજજ ખ્યાલ આવે છે.

ત્રીજું પાત્ર રમાનું છે. તે પાત્ર ચિતરવામાં ગ્રંથકર્તાએ કાંઈ મહેનત તો લીધી છે, પરન્તુ તે સફળ થયા નથી. સરસ્વતીચંદ્રના કોઈ પાત્રની બરોબરીમાં આ પાત્ર આવી શકતું નથી. સ્વ. મણિલાલ ગુલાબસિંહના પાત્રો આલેખવામાં તદ્દન નિષ્ફળ નિવડ્યા છે એમ કહીએ તો ચાલે. સરસ્વતીચંદ્રનાં પાત્રો તેમજ ગુજરાતના નાથનાં પાત્રો જેવાં આપણી આંખ આગળ તરી આવે છે તેવાં ગુલાબસિંહનાં પાત્રો નથી તરી આવતાં. આ નવલકથામાં તેનાં પાત્રો ઘડવામાં જેટલો પ્રયત્ન નથી થયો તેટલો પ્રયત્ન તત્ત્વજ્ઞાનનું એક problem ઉકેલવામાં થયો છે. એટલે તત્ત્વજ્ઞાન પ્રધાનપદ ભોગવે છે અને પાત્રોની ખીલવણી ગૌણ સ્થાનમાં પડી જાય છે.

હવે ગુજરાતના નાથના પાત્રોનું અવલોકન કરીએ (રા. કનૈયાલાલની નવલકથાકાર તરીકે બધી ખૂબી પાત્રો ઘડવામાંજ સમાયેલી છે માટે આપણે જરા વિસ્તારથી એના પાત્રો અવલોકીશું.)

આપણે ઉપર જોઇ ગયા કે (રા. કનૈયાલાલનાં પાત્રોમાં કર્મ પ્રધાનપદ લે છે અને એક ટીકાકારે એટલે સુધી કહ્યું છે કે તેમના પાત્રો વિચાર કરતાંજ નથી. આ કેટલે અંશે ખરૂં છે તે આપણે તપાસીએ. પ્રથમતો એજ કહેવાનું કે રા. કનૈયાલાલે જે સમય પસંદ કર્યો છે તે સમય એવો હતો કે જેમાં practical એટલે વ્યવહાર બુદ્ધિજ ફાવી શકે અને વ્યવહાર બુદ્ધિવાળા મનુષ્યો સાધારણ રીતે બહુ વિચાર કરતા નથી. રા. કનૈયાલાલે એમની આખી નવલકથામાં એક પાત્ર એવું મૂક્યું છે કે જે વિચારોનુસાર કામ કરે છે, જે idealist અને visionary એટલે કે વિચારના આદર્શ ખડા કરીને તે પ્રમાણે વર્તે છે. એ પાત્રમાં વિચાર પ્રધાનપદ ભોગવે છે. તે પાત્ર કીર્તિદેવનું છે અને તે એમણે સારી રીતે ચીતર્યું છે.) અને નવલકથાકાર એ પાત્રની નિષ્ફળતાથી બતાવે છે કે તે સમય visionary અને idealist માટે હતોજ નહિ. અને બીજું પાત્ર મંજરીનું છે. તેનામાં પણ વિચાર પુષ્કળ છે અને પોતાના આદર્શો પ્રમાણેજ પોતાનાં કાર્યો કરે જાય છે. એટલે આ પાત્ર માટે પણ એમ ન કહી શકાય કે એમાં કર્મ પ્રધાનપદ ભોગવે છે. તેથી બધાં પાત્રો માટે એમ તો ન કહી શકાય કે તેઓ કર્મયોગી છે, પરન્તુ એટલું તો સત્ય છે કે રા. કનૈયાલાલ જેવા પાત્રમાં કર્મ પ્રધાન ભોગવે છે તે પાત્ર ઘણી સારી રીતે ચીતરી શકે છે.)

(હવે એક પછી એક પાત્રો લઇએ. મુખ્ય પાત્ર મુંજાલ છે. ગુજરાતના નાથનો આત્મા એજ છે, તે એટલે સુધી કે કેટલાક તો મુંજાલનેજ ગુજરાતનો નાથ ધારે છે.) આપણા વિભાગ પ્રમાણે આ પાત્રને આપણે બીજી પંક્તિમાં મૂકીશું એટલે કે મુંજાલની માહિતી આપણને ગ્રંથકર્તા તરફથી નથી મળતી પરન્તુ મુંજાલના શબ્દો અને કાર્યો દ્વારાજ મળે છે. ગ્રંથકર્તા તો મૌનજ ધારણ કરે છે. પરન્તુ ગ્રંથકર્તાએ એના શબ્દોદ્વારા એ પાત્રનું આલેખન કરવામાં ઘણીજ ચતુરાઈ વાપરી છે. મુંજાલનો તો એકજ ઉદ્દેશ છે અને તે એ કે પાટણને એવું તો મજબુત બનાવવું કે આસપાસના બીજા રાજ્યોની એના ઉપર ચઢાઈ કરવાની હીંમતજ ન રહે અને કીર્તિદેવ (જે પાછળથી મુંજાલનોજ પુત્ર ઠરે છે)નો ઉદ્દેશ એવો હતો કે હિન્દુસ્થાનના સર્વે હિન્દુરાજ્યોની એક League (સંઘ) બનાવી અથવા અમેરીકા જેવું Federation (એક સંપી રાજ્ય) બનાવી હિન્દની બહારથી ચઢી આવતા મુસલમાનો સામે ટક્કર ઝીલવી. પરન્તુ હજી હિન્દુસ્થાનમાંથી પ્રાન્તિક અભિમાન (provincial pride) ગયું ન હતું. એટલે મુંજાલ પોતાના પાટણને એક આખા સામ્રાજ્યમાં ભેળવી દેવા માગતો ન હતો. એને તો પાટણનો પ્રભાવ બીજા દેશી રાજ્યો આગળ બતાવવો હતો. એટલે જ્યાં મુંજાલની જોહુકમી હતી ત્યાં કીર્તિદેવનો ઉદ્દેશ ક્યાંથી ફળે!)

(મુંજાલનું પાત્ર તો 'પાટણની પ્રભુતા' (રા. કનૈયાલાલની બીજી નવલકથા) માં જ ઘડાઈ ચૂક્યું છે એટલે ગુજરાતના નાથમાં તેની બહુ ખીલવણી થતી નથી. પરન્તુ

પાટણની પ્રભુતાનો કઠોર મુંજાલ ધીમે ધીમે પોતાના કર્મોથી પસ્તાતો જાય છે અને નરમ પડતો જાય છે. એણે પાટણની ખાતર પોતાની સ્ત્રી તરફ ક્રૂરતા બતાવી, પોતાની બ્હેનને દુઃખી કરી, પોતાના છોકરાને રખડતો મૂક્યો વગેરે પાપો એને રાજ્યસત્તાને અંગે કરવાં પડયાં. મુંજાલને હૃદય નથી એમ કહીએ તોપણ ચાલે.)

(બીજું પાત્ર મીનળદેવીનું છે. તે પાત્ર પણ પાટણની પ્રભુતામાં ઘડાઇ ચૂક્યું છે. રા. કનૈયાલાલે મુંજાલ અને મીનળદેવીનો સંબંધ બહુજ ગોપ્ય્મ (vague) રાખ્યો છે. મીનળદેવીના હૃદયમાં સત્તાના લોભને લઇને ઉપજતું અભિમાન અને સ્ત્રીત્વની નરમાશ વચ્ચે વિરોધ ચાલે છે. થોડાક સમય મીનળદેવીએ મુંજાલ વગર રાજ્ય ચલાવવા પણ પ્રયત્ન કર્યો. પાટણની એક અધિષ્ઠાત્રી તરીકે એ કદાચ એકલી રાજ્ય ચલાવી શકત–મુંજાલની મદદ વગર–પરન્તુ તેનાં સ્ત્રીત્વને મુંજાલ વગર ચાલે તેમ ન હતું. એટલે આખરે મીનળદેવી હારી અને મુંજાલને ફરી મંત્રી બનાવ્યો અને એના હાથમાં બધી સત્તા મૂકી દીધી.)

(કાક તદ્દન નવુંજ પાત્ર છે. કાક પાટણમાં ધીમે ધીમે પોતાનું પાણી બતાવે છે. એ બુદ્ધિશાળી હોઇ પોતાનો એકકો રાજ્યમાં બેસાડે છે અને મુંજાલ પણ કાકને બરોબર ઓળખી ગયો છે. મુંજાલ કાકને પોતાની તરફ લઇ લેવા મથે છે. કાકનું શૌર્ય ગ્રંથકર્ત્તા વર્ણવતો નથી પરન્તુ કાકના કર્મોથી આપણે જાણીએ છીએ. આ પાત્રમાં પણ કર્મ પ્રધાનપદ ભોગવે છે. કાક લાટ દેશનો એક યોદ્ધો છે; પોતાની જીંદગી એણે પાટણને સોંપી છે. કાકના પાત્રથી આપણને તે સમયના સ્વદેશાભિમાન, સ્વતંત્રતા માટે પ્રેમ અને શૌર્યનો ખ્યાલ આવે છે. કાકને એક સમય રા'ખેંગારે પોતાનો મંત્રી બનાવવા લલચાવ્યો હતો; પરન્તુ કાક ડગ્યો નહિં. વળી કાકનો તેની પત્ની મંજરી સાથેનો સંબંધ ગ્રંથકર્ત્તાએ ઘણીજ બારીકાઈથી ગુંથ્યો છે. કાકનો સ્વમાન જાળવવાનો સ્વભાવ અને મંજરીનો ગર્વ એ બે અંશો સાથે નજ રહી શકે. મંજરીએ તો પોતાનો સહધર્મચારી પસંદ કરી લીધો હતો; તે સંસ્કૃત કવિ કાલિદાસ હતો. મંજરીને પરણવાની ઇચ્છા ન હતી. મંજરી કાકને પોતાના પ્રેમસ્થાન માટે બહુજ નીચી પંક્તિનો ધારતી. કાક એક શૂરવીર યોદ્ધો હતો પરન્તુ કાંઈ સાહિત્યનો પ્રેમી ન હતો. મંજરી સાહિત્ય પ્રેમી હોઇને કાક તરફ કરડી આંખે જોતી. કાકે મંજરીને પરણવા માટે બહુ આગ્રહ કર્યો પરન્તુ મંજરીનો ગર્વ ઉતરે તેમ ન હતો. પરન્તુ અમુક સંજોગોને લઇને મંજરી કાકના ઉપકાર નીચે આવી. એટલે મંજરીએ ક–મને કાકને પરણવાનું કબુલ કર્યું. પરન્તુ એટલો કરાર કર્યો કે પરણ્યા પછી કાકે તરત મંજરીને જુનાગઢ—પોતાને પીયર–મૂકી આવવી. કાકે આ શરત કબુલ રાખી બન્ને પરણ્યાં. એક સમય બન્નેને એક ગૃહમાં રહેવાનો પ્રસંગ આવ્યો. મંજરીએ પોતાને માટે જુદો ઓરડો સુવા માટે માગ્યો. કાકે—સ્વમાન જાળવનારો કાક—એવીજ સગવડ કરી આપી. થોડાક દિવસ વીત્યા. કાકે મંજરીને જુનાગઢ મૂકી આવવાની શરત યાદ રાખી અને જુનાગઢ તરફ ચાલ્યો. મંજરીને આ બહુ ખટક્યું. અભિમાનને સ્વમાનજ

બાળીને ભસ્મ કરી નાંખે છે. ગર્વિષ્ઠ મંજરીનું અભિમાન સ્વમાન જાળવનારાં કાકે બાળી ભસ્મ કરી નાંખ્યું. કાકે પણ જોયું કે મંજરીને જુનાગઢ જવું ગમતું નથી. છતાં શરત પૂરી કરવા ખાતર અને મંજરીનો ગર્વ ઉતારવા ખાતર કાકેજ મંજરીને જુનાગઢ મૂકી આવવા આગ્રહ કર્યો. જુનાગઢમાં કાક સપડાય છે અને એને કેદમાં નાંખવાનો હુકમ થાય છે. મંજરીને ધીમે ધીમે વિરહનો સંતાપ થવા માંડે છે. આખરે એનાથી નથી રહેવાતું એટલે છુપે વેશે કાકને બચાવી લાવે છે. કાક બધું સમજી ગયો-કે મંજરીનું માનભંગ થયું છે. રાત્રે અજવાળી રાત્રે ચંદનીમાં બન્ને નાસી છૂટે છે. આ પ્રકરણ વાંચકે જ વાંચી લેવું. ગ્રંથકર્તાએ ઘણીજ ખૂબીથી મુંજરીનું માનભંગ સુચવ્યું છે.)

આ સંબંધ જરા વિસ્તારથી વર્ણવવાનો મ્હારો એજ હેતુ હતો કે ગ્રંથકર્તાએ બન્નેનો સંબંધ ઘડવામાં ઘણીજ ઝીણવટ વાપરી છે.(કાક અને મંજરીની psychology એટલે એમના મનમાં થતી એક પછી એક લાગણીઓનો ઘણોજ આબેહુબ ચિતાર આપ્યો છે.)

– હવે મંજરીના સંબંધમાં એક બીજો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. મંજરીની ઉમ્મર કેટલી હશે? તે સમયમાં છોકરીને પરણાવવાની સાધારણ રીતે ઉમર કેટલી હશે? વધારેમાં વધારે આપણે ૧૬ થી ૨૦ વર્ષ ધારીએ. હવે પ્રશ્ન એજ થાય છે કે આટલી ઉમ્મરમાં આવી સુશિક્ષિત બાળા હોઇ શકે? આવોજ પ્રશ્ન સરસ્વતીચંદ્રમાં કુમુદની ઉમ્મર વિશે થાય છે. ફેર ફક્ત એટલોજ છે કે કુમુદ ભણેલી છે છતાં *practical* વ્યવહારૂ છે પરન્તુ મંજરી સુશિક્ષિત અને **idealist** વિચારના તરંગમાં ખેંચાનારી છે. આ પાત્રમાં મ્હને કાંઇક **anachronism** યાને કાલવ્યુત્ક્રમ લાગે છે આ પાત્ર તે સમયમાં ઉદ્ભવે એવો સંભવ નથી. પાશ્ચાત્ય વિચારોની આ પાત્ર ઉપર છાંટ છે.

(બીજાં પાત્રો કૃષ્ણદેવ અને ઉદો છે. કૃષ્ણદેવ ઉસ્તાદ અને રસિક છે. રાખેંગાર કૃષ્ણદેવ નામ ધારણ કરી પાટણની રાજકીય સ્થિતિ તપાસતો હતો. તે કાકની કીંમત સમજી ગયો હતો અને કાકને પોતાની તરફ ખેંચવા બહુ યત્ન કર્યો પણ નીષ્ફળ ગયો. ઉદો એક ધનાઢ્ય વાણીઓ હતો. તે લોભી, લુચ્ચો અને કર હતો. તેનો વિચાર મંજરીને પરણવાનો હતો. મંજરીને એણે કેદ કરાવી પણ તે ફાવ્યો નહિં.)

રા.(કનૈયાલાલના પાત્રોમાં એક ખાસ યાદ રાખવા લાયક વિશેષ લક્ષણ ( characteristic ) એ છે કે એમનાં પાત્રોમાં મૃદુતા છે જ નહિં ( મ્હારા એક મિત્રે તેમના પાત્રો માટે એક બંધબેસતો શબ્દ વાપર્યો છે તે વાપરવા તેમની રજા લઉં છું ) તેમના પાત્રો બધાં ' અક્કડ ' છે.)

(મુંજાલ પોતાને હાથે વહોરેલાં દુઃખોથી અક્કડ બન્યો છે, ત્રિભુવનપાળ શૌર્યથી અક્કડ બન્યો છે, કાક પોતાની બુદ્ધિ અને સ્વમાનને લઇને અક્કડ બન્યો છે, મંજરી પોતાના જ્ઞાનથી અને ગર્વથી અક્કડ બની છે. અને મીનળદેવી સત્તાને લઇને અક્કડ બની છે. કેટલાક

વાંચો ઉઠાવશે કે મંજરીમાં પાછળથી મૃદુતા આવે છે. પરન્તુ તે ખરી મૃદુતા નથી: પોતાનું માનભંગ થાય અને જે મૃદુતા આવે તે મૃદુતા સ્વાભાવિક સ્ત્રીની મૃદુતા જેવી નથી. મંજરીનું માનભંગ થાય છે ત્યારે મંજરી બીજી છેડે. જઇને બેસે છે–મંજરી કાકની ગુલામ જેવી થઈ જાય છે. આને ભાગ્યે જ મૃદુતા કહી શકાય. સરખાવો સરસ્વતીચંદ્રમાં કુસુમની મૃદુતા કુસુમ તે કુસુમજ છે. એનામાં સ્ત્રીત્વની મૃદુતા છે. પણ એ સરસ્વતીચંદ્રની ગુલામ નથી બની જતી. કુસુમમાં જે સ્વાભાવિક કોમળતા છે તેનાથી તે સરસ્વતીચંદ્ર ઉપર રાજ્ય ચલાવે છે. મંજરી પોતાના ગર્વથી કાક ઉપર રાજ્ય ચલાવવા ગઈ ત્યારે તેની દશા આપણે જોઇ તેવી થઇ. શીનળદેવી પોતાની સત્તાથી ગર્વિષ્ઠ થયેલી, મુંજાલ ઉપર હોથ ચલાવવા ગઈ. પરન્તુ એને પણ એક સમય મુંજાલ વગર ચાલ્યું નહિં સ્ત્રી પોતાની સ્વાભાવિક મૃદુતાથી જ પુરૂષ ઉપર રાજ્ય કરે છે તે સ્વ. ગોવર્ધનરામે બતાવી આપ્યું છે. રા. કનૈયાલાલના આ પાત્રવૃન્દમાં ફક્ત એક જ કોમળ પાત્ર છે. અને તે બિચારી સોમ. તેને કૃષ્ણદેવ પરણવા મથે છે અને તેને ઉદ્દેશ પાર પડે છે. બાવળના વનમાં જાણે એ એકલી વનવેલી જે પાત્રો ભ્રુકુટી ચઢાવ્યા વગર વાત જ ન કરે અથવા જે પાત્રો હોઠ કરડીને જ જવાબ આપે તે પાત્રોમાં મૃદુતા હોય જ કયાંથી ? આ બધા ટૂંક પાત્રોમાં એક મૃદુ સોમ અપવાદ રૂપે છે)

આ પ્રમાણે આપણે ત્રણે નવલકથાનું અવલોકન કર્યું. અને ત્રણેના ગુણદોષ જોયા એટલે હવે આપણને ગુજરાતના નાથને કઈ પંક્તિમાં મૂકવું તેની સૂઝ પડશે. આપણે જોયું કે (સરસ્વતીચંદ્રમાં જેવી પાત્રોની વિવિધતા છે તેવી ગુજરાતના નાથના પાત્રોમાં નથી. ગુજરાતના નાથના પાત્રોમાંથી એકજ સુર નીકળે છે) પરન્તુ સરસ્વતીચંદ્રમાં તો કુમુદને સ્થાન છે તેમજ ગંગા ભાભીને સ્થાન છે, અલકકિશોરીને સ્થાન છે. તેમજ કુસુમને પણ સ્થાન છે, પ્રમાદ–ધનને સ્થાન છે તેમજ ચંદ્રકાન્તને પણ સ્થાન છે, વગેરે ઘણી જાતનાં પાત્રો માલમ પડે છે. (ગુજરાતના નાથના કેટલાંક પાત્રો–જેમકે મંજરી–જોઇને આપણને સ્વ. ગોવર્ધનરામની પાત્રો ચિતરવાની કલાની ઝાંખી થાય છે.) સ્વ. મણિલાલમાં એ જાતની ખુબી નથી: પરન્તુ તત્ત્વજ્ઞાનમાં રા. કનૈયાલાલ કરતાં સ્વ. મણિલાલની નવલકથામાં સ્વ. ગોવર્ધનરામની વિદ્વત્તાની ઝાંખી થાય છે: સ્વ. ગોવર્ધનરામની નવલકથાને આપણે ટ્રેનમાં વાંચવી હશે તો પણ તેને લગતાં નવલકથામાં પ્રકરણો છે. અને જો અભ્યાસ માટે વાંચવાનું મન થાય તો તેને માટે પણ પૂરતાં પ્રકરણો છે. સ્ટ્રેન્ડમેગેઝીનમાં લખાતી વાર્તાઓ જેવી રસમય વાર્તા હોઇને અને બીજાં અભ્યાસને લાયક પ્રકરણો ન હોવાને લઇને ગુજરાતના નાથમાં પહેલી જાતનો ગુણ છે. ગુજરાતના નાથને અભ્યાસ માટે આપણને ફરી વાંચવાનું મન ન થાય. અને ગુલાબસિંહમાં તત્ત્વજ્ઞાનનો અંશ વધારે પડતો છે, એટલે વાર્તા જાણવાના ઉદ્દેશથી વાંચતાં માણસને એ પુસ્તકના કેટલાક પ્રકરણમાં કંટાળો આવે. પરન્તુ તત્ત્વજ્ઞાનના અભ્યાસ માટે એ પુસ્તક સારૂં છે. પરન્તુ આ અંશ નવલકથામાં છેક આગળ પડતો ન આવવો જોઇએ. એ દોષ ગુલાબસિંહમાં છે.

“ શિશુ. ”

---

# "હિન્દનો રૂપીઓ."

હિન્દના રૂપીઆની અદ્ભુત કથાનો આજાપિ અંત આવ્યો નથી. એટલું તો કબૂલ રાખવું જ પડશે કે તેની ભાવિ સ્થિતિ હાલના જેવી અગમ્ય પૂર્વે કદાપિ થઈ નહતી. અંગ્રેજ વણિક્ વર્ગ તેમ જ અમલદાર વર્ગમાંથી ઘણા તો મૂળથી જ તેને વિશે ગેરસમજૂતી ધરાવતા—કેટલીકવાર તો તેનું મૂલ્ય ઉતારી પાડી તેની અવગણના પણ કરતા—અને તેથી ચિંતાગ્રસ્ત અને ભ્રમિત બનેલી સરકારે પણ હાલમાં નિરાશામાં તેનો પ્રશ્ન કોરે મુકવા માંડયો છે. આમ છતાં પણ તેણે કશી પણ બાબતની દેખીતી પરવા રાખ્યા વિના પોતાના માર્ગમાં ક્રમણ ચાલુ જ રાખ્યું છે; અને હિન્દના દેશજનોમાં મોટે ભાગે તે સંપૂર્ણ શક્તિ ધરાવતું અને સંતોષ આપનારૂં આર્થિક સાધન નીવડયું છે.

પૂર્વે, વિદેશીય વ્યાપાર પરત્વે રૂપીઆનું મૂલ્ય ૨ શિલિંગ જેટલું હતું. પછી જર્મની અને બીજી પ્રજાઓએ ઇંગ્લંડનું અનુકરણ કરી, એક જ ચલણી રીત—એટલે સુવર્ણ ધોરણની ચલણી નાણાંની પદ્ધતિ સ્વીકારી, રૂપું પડતું મૂકી, સુવર્ણને પોતાનું મુખ્ય આર્થિક સાધન ઠરાવ્યું. આ કાર્યે રૂપા અને સોનાની વચ્ચે દુઃખદ વિયોગ ઉભો કર્યો. ફ્રેન્કો-પ્રશીઅન યુદ્ધને અંતે આર્થિક હેતુ પરત્વે સોનાની માગણી એટલી તો બધી વધી પડી કે સોનાનું મૂલ્ય અર્થાત્ ખરીદશક્તિ ધીમે ધીમે વધવા માડી, અને રૂપા સુદ્ધાંત બીજી સર્વ ચીજોનું મૂલ્ય સ્વાભાવિક રીતે ઘટવા માંડયું. ભાવોનો આટલો બધો ઘટાડો એવો ગંભીર અને ચિંતાજનક હતો કે તેનાં કારણો શોધી કાઢવા માટે કેટલીક કમીટીઓ અને કમીશનો પણ બેસાડવામાં આવ્યાં. ઇંગ્લંડમાં તો આ ઘટાડાએ ખેતીની પેદાશને નુકસાન પહોંચાડયું છે અને બીજા સર્વ ઉદ્યોગોને પણ શિથિલ કર્યા છે એવી માન્યતા પ્રસરી રહી. (૧૮૭૫–૧૮૯૦).

હિન્દુસ્તાનમાં સોનાનો ચઢી ગયલો ભાવ, રૂપીઆના નીચે ઉતરી પડેલા ભાવમાં દૃશ્યમાન થતો હતો તોપણ બીજી ચીજોના ભાવમાં કંઈ ફેરફ કે વધઘટ થઈ નહતી. હિન્દના મુખ્ય રૂપક સિક્કાનું મૂલ્ય ૧શિ. ૧૦પે, ૧શિ. ૪પે., ૧શિ. ૬પે, અને છેવટ ૧ શિ. ૩ પે. કરતાંએ નીચે ઊતરી પડ્યું. વસ્તુતઃ રૂપીઆનું પોતાનું મૂલ્ય એ પ્રમાણે ઊતરી ગયું નહતું, પણ સોવીન (ઇંગ્લંડની સોના મ્હોર)નું મૂલ્ય ખરી રીતે ઉંચે ચડતું હતું! પૂર્વનો દશ રૂપીઆના મૂલ્યવાળો સોવીન ૧૮૯૩ ની સાલમાં વધીને ૧૮–૧૯ રૂપીઆના મૂલ્યનો થઈ પડયો. પછી '૧૮૯૩ નું ધી હર્શેલ કમિશન' બેઠું. આ કમિશને, નિપજ કરતાં માંગણી વધી પડેલી હોવાથી, સોનાની પ્રતિવર્ષ કિંમત વધતી જતી હોવા છતાં, હિન્દને રૂપક ધોરણ ત્યજી સુવર્ણનું આર્થિક ધોરણ સ્વીકારવાની ભલામણ કરી—અને એ રીતે, ચલણી

* (ઇન્ડિયન રિવ્યુના ફેબ્રુઆરી ૧૯૨૧ ના અંકમાં પ્રગટ થયેલ સર મૉન્ટેગ્યુ ડી. પી. વેબ. નાઇટ. સી. આઈ. ઈ; સી, બી; ઈ, એમ. એલ. સી.ના એક લેખનો અનુવાદ.)

નાણાની તે સમયે વધતી જતી મુશ્કેલીઓ, આ દેશમાં ઊભી કરી. આ સૂચનાનુસાર હિન્દની ટંકશાળમાં રૂપાનો સિક્કો અનિયન્ત્રિત પ્રમાણમાં પડતો બંધ થયો, અને રૂપીઆની નીપજ અમુક હદમાં રોકી લેઇને, વધતા મૂલ્યવાળા સૉવીનની સાથે તેનું એટલે રૂપીઆનું મૂલ્ય અમુક પ્રમાણમાં નક્કી કરી દીધું. એ પ્રમાણ સૉવીનના ૧/૧૫ માં ભાગ જેટલું અર્થાત્ ૧ શિ. ૪ પેન્સ જેટલું હતું.

રૂપીઆની તંગી ઊભી કરીને તેની ખરીદશક્તિમાં વધારો કરવાના આ પ્રયાસે કદાચ ભયંકર પરિણામ આણ્યું હોત, પણ કોઇ બીજો તદ્દન અણચિન્તવ્યો સંજોગ ઊભો થયો તેથી તેમ થવા ન પામ્યું. એ બનાવ વિટવૉટર્સરૅન્ડમાં જથ્થાબંધ સોનું જડયું તે હતો-અને સુવર્ણમિશ્રિત ખડકનો ચુરીને ભૂકો કરી તેના ચૂરેલા ભૂકામાંથી સોનું જ છૂટું ખેંચી કાઢવાની અમુક ( *Cyanide ) રીતિની શોધ એ પણ બીજો બનાવ હતો. ૧૮૯૫ ના અરસામાં રૅન્ડમાંથી અદ્ભુત પ્રમાણમાં સોનું હાથ લાગ્યું; અને દક્ષિણ આફ્રિકામાં પ્રતિવર્ષ સોનાની નિપજ ૩૦,૦૦૦,૦૦૦ ( ૩ કરોડ ) પૌંડ જેટલી કિંમતની થવા લાગી, આ દુનિયાના બીજા ભાગોમાં આવેલી ખાણોમાંથી પણ સોનાની નીપજ વધવા માંડી ચઢેલાં પાણી પાછાં ઊતરવા માંડયાં; અને વીસ વરસથી પણ વધુ સમય સુધી ટકી રહેલો સોનાનો ચઢેલો ભાવ અંતે ઊતરવા માંડયો.

આ સમયે 'સેક્રેટરી ઑવ્ સ્ટેટ' તરફથી રૂપીઆની પૂર્તિપર મુકવામાં આવેલા અંકુશને લીધે ધારેલું પરિણામ આવ્યું. અને રૂપીઆની સોનાના સિક્કાના મૂલ્યમાં અંકાએલ ખરીદકિંમત વધીને ૧ શિ. ૪ પૈ. જેટલી થઇ. ઈ. સ. ૧૮૯૮ માં 'ધ ફાઉલર કમિટિ'એ સોનાના ચલણી નાણાંની ભલામણ કરી; અર્થાત્ હિન્દને માટે 'સૉવીન', હિન્દની ટંકશાળમાં સોનાના સિક્કા વિનાપ્રતિબંધે-છૂટથી-પાડવા દેવા, અને રૂપીઆના અમુક સંખ્યામાં જ સિક્કા પાડવા દેવાના પ્રતિબંધથી ઉપજતી પેદાશનો જમાવટ હિન્દમાં ખાસ ઉભું કરેલું 'સોનાનું અનામત ભંડોળ' એ નામના ભંડોળમાં સોનાના રૂપમાં એકઠો થવા પામ્યો. તે સમયે પ્રતિવર્ષ વધતી સોનાની નિપજનો વિચાર કરતાં, આ સૂચના કે ભલામણો બુદ્ધિ-અનુસાર કે વાજબી ગણી સેકાય. સરકારે તેવી ભલામણો સ્વીકારી તો ખરી, પણ લંડનમાં શરાફી પેઢીઓ, નગદ ધરાવનારા અને ચલણી નાણાંની લેવડદેવડ કરનારાઓના લાગવગવાળા વર્ગોના મક્કમ વિરોધને લેઇને તે ભલામણો સરકારે અમલમાં મુકી નહિ-આશરે દશ વર્ષ સુધી તો નહિ જ મુકી. હિન્દ પોતાના વ્યાપારની પુરા લેણા પેટે સોનું વસૂલ કરતું એ સામે ઊભો થયેલો વિરોધ ૧૯૧૨ માં સૌથી વધારે તીવ્ર થયો અને તે જ વરસમાં "બ્રિટનની મુંઝવણ" એ શીર્ષકવાળું માઇ પુસ્તક પ્રગટ થયું તેને પરિણામે તદ્દન "ધ ચેમ્બરલેન ઇન્ડિયન કરન્સી કમિશન"ની નિમણૂંક થઇ (કરવામાં આવી) અને હિન્દની 'ઇન્ડિયા

* આ રીતિ ૧૮૯૧ માં Mon Arthur Follen એમણે રેન્ડમાં પ્રથમ ઉપયોગ કરી.

ઑફિસ'ની જે સ્વીકારેલી રીત હતી તેમાં સુધારો થયો, અને હિન્દમાં છૂટથી દાખલ થતા સોનાપર કાણું મુકવામાં આવ્યો. તેમ છતાં 'ધ ચેમ્બરલેન કમીશન'ની ભલામણોની સારી અસરનો અનુભવ ચોમેર છૂટથી પ્રસરવા માંડ્યો. તેટલામાં જર્મનોએ બેલજીયમમાં થઇને ફ્રાન્સપર હિંસક સ્વારી કે ચઢાઈ હુમલો કર્યો. ગ્રેટબ્રીટન બેલજીયમ અને ફ્રાન્સની મદદે ધાયું, અને સમસ્ત જગત્ રણસંગ્રામે ચઢ્યું.

પાંચ વર્ષો વહી ગયાં, યુદ્ધને અંતે દુનિયાના ચલણી નાણાનાં પ્રવાહમાં કાગળીયાં-નાણાનો ધસારો પૂર જોસમાં ઊભરાવા માંડ્યો, અને વિદેશીય હુંડી તેને લીધે બહુ અંશે વ્યસ્ત સ્થિતિમાં આવી પડી. યુદ્ધમાં રોકાયેલી બીજી પ્રજાઓના કરતાં અથવા બ્રિટિશ સલ્તનતના બીજા કોઈ ભાગના કરતાં હિન્દે લડાઈ પછીની આર્થિક સ્થિતિ સારા કે વધુ મજબૂતીવાળા પાયાપર આણી દીધી. હિન્દનો રૂપીઓ પૂરેપૂરો લોકપ્રિય અને શક્તિવાળો (ખરીદશક્તિવાળો) સાબીત થયલો; જ્યારે યૂરોપમાં ચલણી નાણા તરીકેના સૉવીન અને બીજા સુવર્ણના સિક્કાઓ ચલણમાંથી અદશ્ય થઇ ગયા, અને માત્ર શરાફી પેઢીઓમાં તેનો સંગ્રહ થયલો જોવામાં આવતો, ત્યારે બીજી પાસા રૂપીઓ અગાઉ માફક એકના હાથમાંથી બીજાના હાથમાં એમ લેવડદેવડમાં સદા ચાલૂ જ રહ્યો. વળી સોનાના સોવીનને–નગદ પૌંડને–વિચિત્ર વસ્તુસ્થિતિ વેઠવી પડી. રૂપાની નિપજમાં કરવામાં આવેલા ઘટાડાથી અને તેની વધી ગયેલી માંગણીથી, રૂપાનો પોતાના ભાવ–ધણો જ વધી ગયો–એટલે સુધી કે સરકારે ૧૮૯૬ માં તેમજ ૧૮૯૮ માં સોનાના નગદી મૂલ્ય સાથે તેનું મૂલ્ય જેટલું નક્કી કર્યું હતું, તે કરતાં ધાતુ તરીકે પણ રૂપીઆનું મૂલ્ય વધી પડ્યું; અને તેથી જ આપણે હમણાં રૂપીઆનો ભાવ વધીને ૧ શિ. ૬ પે.—૧ શિ. ૮ પે.—૧ શિ. ૧૦ પે.—૨ શિ. અને ૨ શિ. ૪ પેન્સ જેટલો પણ થયલો જોયો. વસ્તુસ્થિતિ આથી બહુ જ ગુંચવાડા ભરેલી ઊભી થઇ. વળી, બીજી કમિટિ– "૧૯૧૯ ની ધી બૅબિંગ્ટન સ્મિથ કમિટિ–" સરકારને સલાહ આપવા નીમવામાં આવી. આ કમિટિએ હિન્દને ચલણી નાણા તરીકે સોનાને જ વળગી રહેવાની ભલામણ કરી, પણ તે વખતે રૂપાનો ભાવ–યુદ્ધની પૂર્વે જેટલો હતો તેટલો પાછો ઊતરી આવવાનો સંભવ તે વખતે નહિ જેવો જ હોવાથી સોનાની મહોર કે 'સૉવીન'ના દશમા ભાગ જેટલું રૂપીઆનું નગદ સોનામાં, અર્થાત્ ૨ શિલિંગની કિંમતના સોના જેટલું મૂલ્ય આકાર્યું. આ રીતે પચાસ વર્ષ ઉપર તેનો નગદ સોનાના રૂપમાં જેટલો ભાર હતો તે ભાવપર સરકારે તેને એટલે રૂપીઆને આણી મુક્યો.

હિન્દુસ્તાનના ચલણી નાણાં સંબંધી બાબતોમાં અફસોસ કે ખેદ ઉપજાવનારી વાત તો એ છે કે પ્રવીણ પુરૂષોનાં કમિશનો ભલામણો કરે છે અમુક તરેહની, પણ તેનો અમલ ઈન્ડીયા ઑફિસમાં કોઇક બીનજવાબદાર સ્વેચ્છાનુસારી વ્યક્તિ જુદો જ કરે છે. જે વખતે 'ધી બૅબિંગ્ટન સ્મિથ કમિટિ'એ પોતાનો રિપોર્ટ લખ્યો તે વખતે વ્યાપારની જમા ઉધારનું પાસું–જમાનું પાસું (અર્થાત્ વિનિમય માટે માગણીનું પલ્લું હિન્દને પ્રતિ-

ફૂળ—એટલે કે સામું હતું; અને 'રિવર્સ કાઉન્સીલ ડ્રાફ્ટ' અર્થાત્ લંડનમાં હુંડીથી ચૂકવવાનો નગદ સોનામ્હોર કે સૉવરીન લગભગ રૂપીઆ ૮ આના ૮ ( સાડા આઠ રૂપીએ ) વેચાયો. હિન્દની સરકારે એકી વખતે દશ રૂપીઆના મૂલ્યનો સૉવરીન નક્કી કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો અને તેજ વખતે સોનાના પૌંડ કે ગીની મહોરનો વેચાણ ભાવ ૭ રૂપીઆ કર્યો ! ! આવા સોંઘા ભાવના સોવરીનની માગણી પણ અસાધારણ પ્રમાણમાં વધી પડી. વળી, સાત રૂપીઆના મૂલ્યવાળા પૌંડ ઈંગ્લંડ અને અમેરિકાના કારખાનામાં નીપજેલા માલની કિંમત રૂપીઆના રૂપમાં ઘણી સસ્તી દેખાડી, તેથી આ માલનો પુષ્કળ જથ્થો—હિન્દને જરૂરનો હતો તે કરતાં ત્રણ ગણો માલ—હિન્દે પરદેશમાંથી મંગાવ્યો. આ માલ હાલમાં હિન્દુસ્તાનમાં આવી પણ ગયો છે; અને હિન્દુસ્તાન નાદાર સ્થિતિએ પહોંચેલા યૂરોપને પોતાની ફાજલ પડેલી પેદાશ વેચી સક્યું નથી, તો પણ તેની જરૂરીઆતે કરતાં ત્રણ ગણો વધુ માલ બ્રિટન અને અમેરિકામાંથી તેણે આયાત કીધો તેનું મૂલ્ય તો ભરવાનું ઊભું જ રહ્યું; આથી વ્યાપારના ત્રાજવાનું પલ્લું તેની વિરુદ્ધ કે સામું કે પ્રતિકૂળ નમ્યું. યૂરોપનો દરેક વેપારી પોતાનું દેવું પતવવા ફરી વળે કે શક્તિમાન થાય તે માટે હવે સોનાં મહોરો માગે છે, અને તેથી સોવરીનનો ભાવ એકાદ વર્ષ ઉપર આશરે રૂ. ૭ા હતા તે દરરોજ વધીને આજે ચૌદ અને પંદર પણ થઈ ગયો છે ! અને તેથી હવે રૂપીઆની ખરીદ શક્તિ પાછી ઉતરીને હવે ત્રણ શિ. ૪ પે. જેટલી આશરે થઈ જશે. આવી ભાવની ચઢઉતર ક્યારે અને ક્યાં આગળ થંભશે ? પ્રશ્ન આજ છે.

સરકાર આનો જવાબ આપી સકતી નથી. હમણાં થોડાક જ વર્ષ ઉપર હિન્દની સરકારે કરાંચીના વ્યાપાર મંડળને જણાવ્યું હતું કે રૂપીઆ અને સોવરીનની ખરચે વિનિમયની અમુક ભૂમિકા આગળ જ ચોક્કસ હદ નક્કી કરવાની ભલામણ કરવાની તેઓ ( ના૦ સરકાર ) ખાત્રી આપી સકતા નથી. આનો અર્થ એટલો જ થાય છે કે રૂપીઆની પૌંડ ( સોવરીન ), ગીની, ડોલર, પેન્સ કે અન્ય વિદેશીય ચલણી નાણાની ખરીદ કિંમતનો આધાર તે સિક્કાનું ધાતુ તરીકેનું જે મૂલ્ય થશે તે પરજ આખરે રહેશે. હાલમાં રૂપીઆનું રૂપા તરીકેનું મૂલ્ય આશરે ૧ શિ. ૧ પે. જેટલું જ છે; તેથી હિન્દુસ્તાન વિદેશીય માર્કેટમાં જેટલો માલ વેચી સકશે તે કરતાં વધુ માલ ખરીદ કર્યે જશે તો તે પોતાનું દેવું રૂપીઆનો રૂપાના મૂલ્યમ નિકાસ અને વેચાણ કરીને ચૂકવી સકશે. અને જો રૂપાનું સોનાના નગદમાં મૂલ્ય યુદ્ધના પૂર્વકાલ જેટલું ઉતરી જશે ત્યારે રૂપીઆની ખરીદ શક્તિ માત્ર ૧૦ પેન્સના કે ૯ પેન્સના સોનાના નગદ જેટલી થશે. બીજી પાસા જો હિન્દુસ્તાન વિદેશીય માર્કેટમાં ખરીદ કરી શકે તે કરતાં વધુ માલનું વેચાણ કરી સકશે તો—અને હિન્દના વ્યાપારની આવી વસ્તુસ્થિતિ સમતોલ રૂપમાં આવી ત્યારે જ ગણી સકાશે—તો તેવે સમયે વિદેશીય ખરીદનાર વેપારી વર્ગ હિન્દના લેણદાર વેપારી વર્ગનું લેણું પતવવા જોઈતા—રૂપીયા ખરીદવા માટે સેક્રેટરી ઓફ્ સ્ટેટ' કને જશે અને તે વખતે સેક્રેટરી ઓફ્ સ્ટેટ, પોતાને સૂઝશે તેવી યોગ્ય કિંમત તેની માગશે. તે વખતે સેક્રેટરી ઓફ્ સ્ટેટ જ છેવટનો ઠરાવ કરશે કે હિન્દના રૂપીઆનું મૂલ્ય ૧ શિ. ૪ પેંન્સ અથવા ૨ શિ.' અથવા ૨ શિ. ૬ પે. જેટલા નગદી સોના જેટલું

કરવું. તેણે ૨ શિલિંગનાં મૂલના નગદી સોના જેટલું તેનું મૂલ્ય છેવટ સુધી લેઈ જવું એમ તેમને સલાહ આપવામાં આવી છે, અને તે ભલામણ તેમણે સ્વીકારી પણ છે. આ કારણથી, કોઈ દિવસે પણ ફરીથી ૨ શિલિંગનો રૂપીઓ જોવાની આશા-ધારણા-ફળીભૂત થવાનાં સબળ કારણો જણાય છે. દરમ્યાન, હિન્દના અંદરના વહીવટ માટે, આપણો ભલો, જુનો હિન્દનો રૂપીઓ હમેશ મુજબ પોતાનું કાર્ય કર્યે જાય છે. હિન્દુસ્તાનમાં-દેશની માંગ-તેની ખરીદશક્તિ-અલબત્ત જગતસંગ્રામના અનિવાર્ય પરિણામ તરીકે કંઇક ઘટી છે ખરી તો પણ વસ્તુ સ્થિતિ તેની તે શક્તિ યુદ્ધની પૂર્વે જેવી સબળ હતી તેવા જ ક્રમશઃ પ્રાપ્ત કરવા તરફ તેને લેઇ જતી જણાય છે. અને જ્યાં સુધી આ દેશના લોકો માટે જરૂરનો જેટલો ખોરાક અને વસ્ત્ર હમણાં થઈ ગએલા જગત્ પરિવર્તનની પૂર્વે મેળવી શકતો તેટલાજ પ્રમાણમાં આપણો તે રૂપીઓ તે મેળવે જશે ત્યાં સુધી હિન્દના રૂપીયા સામે કોણ ફરીઆદ કરી શકશે ?

[ વસન્ત-ઑફિસ. ]*

---

# અમર ફુલ.+

૧.

હું બાળવિધવા હતી.

મ્હેં મ્હારા પરણ્યાનું પાનેતર પણ ઉતાર્યું નહોતું—એટલામાં બાર વર્ષની ન્હાની ઉમ્મરમાં—મ્હારૂં નસીબ ફુટી ગયું. તે દીવસથી મ્હારાં સૌભાગ્યના બધા અલંકારો દૂર કરીને મ્હારે વિધવાને છાજે એવી સફેદ સાડી પહેરવી પડી.

ત્યારપછી હું મ્હારા પિતાને ત્યાં રહીને બધો કારભાર ચલાવતી હતી; બધાં મ્હને માનની નજરે જોતાં અને મ્હારી દરેકે દરેક ઇચ્છા, મ્હારા કહેતાં પહેલાં પુરી પાડવામાં આવતી. મ્હારાં માતાપિતા પણ મ્હારા તરફ બહુજ પ્રેમ રાખતાં હતાં. તેઓ મ્હને આ વૈધવ્યના તદ્દન સફેદ લુગડાંમાં જોઈ શકતાં નહતાં; પણ જ્યારે હું મ્હોટી થઈ અને મ્હારૂં અભાગ્ય સમજી ત્યારથી હું વૈધવ્યના નિયમો સખત રીતે પાળવા લાગી. મ્હારાં માતાપિતા

* અનુવાદ લખી આપનાર રા. "જ્ઞાનભક્તિ."

+ એક અનુવાદ.

મ્હને બંગડીઓ વગેરે પહેરવા કહેતાં; પણ એ વડીલોને ખુશી કરવા માટે પણ હું એ પહેરતી નહિ. ફક્ત કોઈ વખત હું સફેદને બદલે કાળા રંગની સાડી પહેરતી હતી. અને હવે હું સમજી શકુંછું કે પાશ્ચાત્ય દેશોમાં વિધવાઓ શા માટે કાળા રંગનાં કપડાં પહેરેછે. કાળો રંગ એ નિરાશાની નિશાની છે. મ્હને હવે સુખોની આશા નથી.

જે પતિને માટે હું શોક કરૂં છું અને જેને માટે હું પ્રાર્થના કરૂં છું તેની તો મ્હને માત્ર ઝાંખીજ રહી છે; અને મ્હારૂં લગ્ન તો મ્હને સ્વપ્નવતજ લાગે છે. પરંતુ મ્હારે તેમનું સ્મરણ મનમાં રાખીને હેમનું પૂજન કરવું જોઇએ. હેમની જગાએ પરપુરૂષનો એક ક્ષણવાર પણ વિચાર કરવો તેમાં પાપ છે. ભૂતકાળની સાથે સંબંધ રાખનારી એક સાંકળની કડી મ્હારી પાસે છે, અને તે મ્હારા ગત સ્વામીની ઝાંખી થઈ ગયેલી છબી છે. કોઈ દિવસો મ્હેં એમની સાથે સુખમાં નિર્ગમ્યા હોત એવું સ્મરણ કરાવનાર એક પવિત્ર વસ્તુ તરીકે એ છબી ફક્ત મ્હારી પાસે રહી છે. હું તેને સુખડની પેટીમાં રાખું છું અને તે પેટી હંમેશા મ્હારી પાસે રહે છે. જ્યારે મ્હારૂં હૃદય ગ્લાનિમાં હોય છે, અને ઇશ્વરના ન્યાયમાંથી શ્રદ્ધા ઓછી થાય છે; જ્યારે જીંદગી પીડારૂપ લાગે છે અને ભવિષ્ય બધું અન્ધકારમય અને શૂન્ય લાગે છે, ત્યારે હું તે ઝાંખી છબીને પેટીમાંથી બહાર કાઢીને, ઘણા વખત સુધી એના તરફ એક ચિત્તે અને એકી ટસે જોયા કરૂં છું. કારણ કે તેમાં એક બલવાન કામ ! રહેલું છે. તે મ્હારા હૃદયમાં પાછું બળ પ્રેરે છે, આશાને સચેતન કરે છે; ભવિષ્ય વધારે સુખકર થવાની ખાત્રી આપે છે; અને મ્હારામાં એક અલૌકિક આનંદ પુરે છે. ઝાંખી છબી જાણે મ્હારા કાનમાં કહે છે કે રાત્રિ ગમે તેટલી અંધારી હોય, પરંતુ રાત્રિ પછી હમેશાં પ્રકાશિત સૂર્યોદયજ થાય છે. જીવન એ એક કાળરૂપી પુસ્તકનું ન્હાનું પ્રકરણ છે. સનાતનતા રૂપી પુસ્તકાલયનું એ એક ન્હાનું પુસ્તક છે. શું મહાન પ્રભુ ત્હેના બાલકનો આનંદ ત્હેના હૃદયમાંથી હંમેશને માટે દૂર કરી નાંખશે ? ના, ના; દુઃખી જીવ ! ફક્ત આશા રાખ અને ત્હને શાન્તિ મળશે !

બસ ફક્ત એકજ વખત મ્હેં તે ઝાંખી છબી સાથે પેટીમાં બીજી ચીજ મુકી, અને તે સુંદર અમરફુલોનું ઝુમખું એ ફુલોનું ઝુમખું એક બહાદુર પુરૂષે પર્વતનાં શિખર ઉપરથી મ્હને આનંદ આપવા માટેજ આપેલું હતું. આ વખતે મ્હારી ઉમ્મર સત્તર વર્ષની હતી અને મ્હારા ભાઈ જે સીવીલસર્વીસમાં નોકર ( કલેક્ટર ) હતા, તેમની સાથે હું નૈનીતાલમાં રહેતી હતી. હેમણે હિંદુસ્થાનમાં પાછા આવ્યા પછી ઘરમાં બધી અંગ્રેજી રીતભાત દાખલ કરી હતી. રજાના દિવસોમાં એ ઘેર હોય તે વખતે પુરૂષ વર્ગ સમક્ષ હું પડદાના નિયમો બહુ પાળતી નહિ. હું અંગ્રેજ લોકો સાથે ખાણું લેતી નહિ, પણ મ્હારા ભાઇના ઘરમાં તેઓને આદર સત્કાર આપતી હતી અને ફક્ત અમારી ન્યાતનાજ માણસો સાથે હું પડદો રાખતી હતી. આજે રવીવાર હતો અને અમે બન્ને વરંડા ઉપર બેઠાં હતાં. મ્હારા ભાઈ આરામ ખુરશીમાં પડયા પડયા તેમનો હુક્કો પીતા હતા અને તેમના હાથમાં સચિત્ર વર્તમાનપત્ર હતું. હું તેમના પગ પાસે એક તકીયા ઉપર બેઠી હતી, અને તેમના હુક્કાની

નળીમાંથી નીકળતા ધુમાડાના ગોટા જોતી હતી. એટલામાં નોકરે આવીને, મ્હારા ભાઇના હાથમાં મળવા આવનારના નામનું કાર્ડ આપ્યું. તે જોતાંજ, તે એકદમ આનંદથી બોલી ઉઠયા, "અરે! આતો મ્હારો જુનો મિત્ર દેવ! સીપાઈ, તે ગૃહસ્થને અહિંયાં મોકલ!" મ્હેં પુછ્યું, "મી. ચેટરજી?" કારણ કે મ્હેં મ્હારા ભાઇને એમના આ મિત્રનું મશ્કરીનું નામ "મી. દેવ" બોલતાં ઘણીવાર સાંભળેલા અને એથી હું ત્યાંથી જવાને ઉભી થઈ, પરંતુ મ્હારા ભાઇએ મ્હને જતાં રોકીને, કહ્યું, "આમ ન થાય. કારણ કે ચેટરજીએ નક્કી સાંભળ્યું હશે કે તું અહિંયાં અંગ્રેજ લોકોને મળે છે. અને વળી તે મ્હારો ખાસ મિત્ર હોવાથી તું ઉઠી જઇશ તો એને ખોટું લાગશે." આથી હું ત્યાં બેસી રહી.

૨.

મી. ચેટરજીને અમારે ત્યાં મહેમાન થઇને આવ્યે એક અઠવાડીયું થયું હતું. અમે ઘણીવાર મળતાં, તે છતાં અમે બહુ વાત કરતાં નહતાં. થોડીજવારના સહવાસથી એવું બન્યું કે મ્હને આખો દિવસ એમનાજ વિચાર આવ્યા કરતા હતા. તે એક સુંદર પુરૂષ હતા અને બીજા બધામાં મ્હને તે એક તારાના જેવા પ્રકાશિત લાગ્યા. મ્હારામાં કાંઈ વિચિત્ર લાગણીઓએ પ્રવેશ કર્યો અને મ્હને એમ લાગ્યું કે હું એક નવી દુનિયામાં રહીને ઘણાં સુખ અનુભવું છું. પણ મી. ચેટરજી જ્યારે હાજર હોય ત્યારે હું જમીન ઉપરથી મ્હારી આંખ પણ ઉંચી કરી શક્તી નહિં. જો ક્વચિત્ અમારી દૃષ્ટિ એક થાય ત્યારે મ્હને કાંઈ જુદીજ જાતની શરમ લાગતી અને નીચું જોતી, અને મ્હેં જે કાંઈ થોડું બોલવાનું નક્કી કર્યું હોય તે એમનું એમ રહેતું. મ્હેં ધાર્યું, "કાંઈ નહિં; બીજી વખત કહીશ." પરંતુ જ્યારે મ્હેં મી. ચેટરજીનાં પગલાંનો અવાજ સાંભળ્યો ત્યારે મ્હારૂં હૃદય એટલું બધું જલદીથી ધડકવા લાગ્યું કે હું વાચાહીન થઈ ગઇ. મ્હને પોતાને શું થાય છે તે હું સમજી શકી નહિં. મી. ચેટરજીએ તો મ્હને એક શરમાળ છોકરીજ ધારી હશે અને જરા જરામાં લજ્જાની લાલી મ્હારા ગાલ ઉપર આવતી હોવાથી માન્યું હશે કે હું એવી શરમાળ છું કે જમીનપરથી આંખ સરખી પણ ઊંચી કરતી નથી. આવી રીતે એક અઠવાડીયું પસાર થઈ ગયું. એ અઠવાડીયું એવું સુખમાં ગયું—એવા નવા નવા અનુભવોથી ભરપૂર ગયું કે દિવસો તો જાણે કલાક જેટલા ટુંકા લાગ્યા અને કલાકો તો જાણે ક્ષણો જેવા જણાવા લાગ્યા.

એ અઠવાડીયામાં; હું શોક અને પશ્ચાત્તાપ સાથે કબુલ કરૂં છું કે તે ઝાંખી છબીનાં દર્શન કરવા માટે મ્હેં તે સુખડની પેટીને એક વખત પણ ઉઘાડી નહતી. મી. ચેટરજીની મુલાકાતનો છેલ્લો દિવસ બહુ જલદી આવ્યો. પણ તે દિવસ હજુ અમારો હતો અને મ્હારા ભાઇએ નૈનીતાલમાં જે ઉંચામાં ઉંચુ શિખર હતું અને જેને બધા "Tiger Hill" કહેતા, ત્યાં આગળ ઉજાણીએ જવાનું રાખ્યું હતું.

તે દિવસની હવા પણ કેટલી સુંદર લાગતી હતી! તે પ્રકાશ, સુખ અને સુવાસથી કેટલી ભરપુર હતી! હું ત્હેને મ્હારી આખી જીંદગી સુધી ભૂલીશ નહિ.

મ્હારા ભાઈ અને ત્હેમના મિત્ર ઘોડાપર બેઠા હતા, અને હું ડોળીમાં તેમની પાછળ હતી. રસ્તાની ગલીકુંચીઓને લીધે કોઇવાર ત્હેમની સાથે રહેતી અને કોઇવાર એટલી પાછળ પડી જતી કે હું ત્હેમને જોઈ શક્તી નહતી. તોપણ મ્હને ત્હેમની હાજરી આખો વખત લાગતી.

અહા! તે ગ્રીષ્મઋતુનું પ્રભાત કેવું સુંદર હતું! પર્વતનાં શિખરો નાના પ્રકારની વનસ્પતિથી છવાઈ ગયાં હતાં. જંગલીગુલાબનાં પુષ્પોના ખુલ્લા રંગો લીલોતરી સાથે એવા મળી જતા હતા કે એ દેખાવ મનોહર થઈ રહ્યો હતો. ત્યાંની બધી હવા પુષ્પોની સુગંધીથી ભરપૂર હતી અને હું આનંદથી ઉન્મત્ત બની હતી.

હું તે ગુલાબોને હાથથી એકઠાં કરીને તોડવા ગઈ. પણ તે ડોળીવાળા માણસો મ્હારી ગુલાબની વાટિકામાં ઉભા રહ્યા નહિં, કારણ કે તેઓનો ઇરાદો નક્કી કરેલી જગ્યાએ પ્હોંચી, બોજામાંથી મુક્ત થવાનો હતો. તેઓએ મ્હને કહ્યું કે "પર્વતનાં શિખર ઉપર તમે ખૂબ ગુલાબ તોડી શકશો," અને તેઓ "Tiger Hill" ના શિખર તરફ જલદીથી ચાલવા લાગ્યા.

અહા! કેવો ભવ્ય અને સુંદર દેખાવ! કોઈ જાદુગરે જાદુ કર્યો હોય એવાં પર્વતનાં શિખરો અમારા પગ નીચે પડ્યાં હતાં. અને "Tiger Hill" જે સૌથી ઉંચું હતું તેણે એ વિશાળ પ્રદેશમાં એવું દૃશ્ય રજુ કર્યું હતું કે જેનાથી મ્હારૂં હૃદય કુદાકુદ કરી રહ્યું. આ સ્થળે બરફથી છવાએલો ગિરિપ્રદેશ એના પૂર બહારમાં શોભી રહ્યો હતો અને હું ત્યાં જાણે સ્વપ્નમાં હોઉં, એમ ઉભી રહી. પણ, અરેરે! થોડીજવારમાં એ સ્વપ્ન ઉડી ગયું.

અમારે માટે નોકરોએ એક ન્હાનો તંબુ ઉભો કર્યો હતો અને ત્યાં આગળ થોડો નાસ્તો કર્યા પછી હું પુષ્પો શોધવા ગઈ. પણ આ ઉચ્ચ પ્રદેશમાં તે પુષ્પો નહતાં. ફક્ત પર્વતના શિખર ઉપર ઘુંટું છવાયું એવું નમાલું ઘાસ ઉગ્યું હતું. હું અત્યન્ત નિરાશ થઈ ગઈ—અને પેલા અનાડી ડોળીના માણસોએ મ્હને રસ્તામાંથી ગુલાબ તોડતાં અટકાવી હતી તેઓને હું મનમાં ગાળો દેવા લાગી. એ મુવાઓએ મ્હને ફૂલો તોડવાં ન દીધાં એટલુંજ નહિં પણ વળી પાછા ઉતરતી વખતે પાછી જક લીધી કે "સૂર્યાસ્ત પછી ઉતરતાં જોખમ રહે છે," અને કહેવા લાગ્યા કે "હમણાંજ ચાલો." હું સુખી હતી, જુવાન હતી અને ભય શું છે તે હું સમજી શક્તી પણ નહતી. પરંતુ હું મ્હારી લાગણીઓ દર્શાવતા બ્હીતી હતી. તેથી મ્હેં ધીમે રહીને સૂચવ્યું કે "આપણે રસ્તાનો થોડો ભાગ ચાલતાં જઇએ." આ વાત મ્હારા ભાઇએ કબુલ રાખી અને અમે ઘેર જવા માટે નીકળ્યાં. અમારા સિપાઇઓ અને ડોળીવાળાઓ અમારી પાછળ આવતા હતા.

અમે બહુ દૂર ગયાં નહતાં એટલામાં શિખરોની હારમાં વચ્ચે વચ્ચે આછાં આછાં ફુલોનાં ઝુમખાં ઉગેલાં મ્હેં જોયાં અને હું ખુશી થઈ. અહો! શું તે ફુલોનું સૌંદર્ય! ન્હાના છોકરાના જેવા આનંદથી હું બોલી, "મ્હને તે ફુલો લેવાનું મન થાય છે. પણ તેને પહોં· ચાય તેમ નથી." મી. ચેટરજીએ કહ્યું, "ના, તે ન લેવાય એમ નથી;" અને મ્હને આનંદચકિત ધ્રુજતી મુકીને તેઓ એક પળમાં તો ફુલો તોડવા ગયા. ફુલો દેખાતાં હતાં તો પાસે પણ ઘસાઇને ગોળ તથા ઢીલા થયેલા પત્થરોથી વિખરાયેલા ટોચ ઉપર પડયાં હતાં; અને ત્યાં જવાનો રસ્તો નહતો. ફુલો લેવામાં જોખમ હતું. અને રસ્તો વિકટ હતો તોપણ તેઓ સાહસ કરીને ગયા. ઘડીમાં જલદી મજબુત પગલે ચઢતા, ઘડીમાં સ્થિર ઉભા રહેતા, તો ઘડીમાં એક ખડક ઉપરથી બીજા ખડક ઉપર કુદતા. મ્હારા ભાઇ તેમને ઉત્સાહ આપતા હતા અને મ્હને ધમકાવતા હતા, અને હું બોલ્યા વગર ઉભી હતી. જ્યારે મ્હેં મી. ચેટરજીને જોયા ત્યારે વિચિત્ર અને ન સમજાય તેવી લાગણીઓ મ્હને થઈ. હું તેમની હિંમતથી આનન્દ પામી હતી અને વખાણતી હતી. મ્હારી જીંદગીમાં મ્હેં પહેલીજવાર સ્ત્રીત્વ અનુભવ્યું અને તે સ્ત્રીત્વના ભાનથી મ્હને દુનિયા આનંદ મય અને નવી લાગી. મી. ચેટરજી માટે મ્હને બીક ન લાગી. જ્યારે તેઓ એક ખડકપ- રથી બીજા ખડક ઉપર કુદતા હતા ત્યારે હું તેમના તરફ જુદીજ દૃષ્ટિએ જોઈ રહી હતી. જ્યારે તેમણે બહુ બહાદુરીથી ફુલો તોડયાં અને ટેકરીની આ બાજુએ જ્યાં અમે વાટ જોતાં ઉભાં હતાં ત્યાં ફુલ લઇને આવ્યા ત્યારે મ્હારા જીવમાં જીવ આવ્યો. મ્હારા ભાઇએ મ્હને ડોળીમાં બેસી જવા માટે ઉતાવળ કરી કારણ કે સૂર્યાસ્ત થવા આવ્યો હતો અને તેથી મહા મહેનતે મેળવેલી ભેટ મ્હને તે વખતે ન મળી.

અમે અમારે બંગલે પહોંચ્યા ત્યારે અંધારૂં થઈ ગયું હતું. આજે પૂર્ણિમાનો ચંદ્ર કાંઈ અસાધારણ કાન્તિમાન લાગતો હતો. મ્હેં એક વખત ચંદ્ર તરફ જોયું અને ઉતાવળી અંદર જતી રહી. મી. ચેટરજી મ્હારી પાછળ દિવાનખાના સુધી આવ્યા અને હાથમાંનાં ફુલો બતાવી પુછ્યું, "આ ફુલો સ્વીકારશો? આ ગુલાબનાં ફુલો નથી, પણ અમર ફુલો છે." તે એટલા સુખી, બહાદુર અને સુંદર લાગતા હતા કે મ્હને ત્હેમના મ્હોં ઉપર દિવ્યતા સ્પષ્ટ લાગતી હતી. મ્હેં તે ફુલો લીધાં. અને એક બીજાના હાથનો અમને સ્પર્શ થયો. મ્હને ધ્રુજારી આવી અને આભારનો એક પણ શબ્દ ઉચ્ચારી શકી નહિં. એક પળવાર ચૂપકીમાં અમે એક બીજાનાં સ્હામે જોઈ રહ્યાં. પણ આ તારા મૈત્રીક બહુવાર ચાલ્યું નહિ, કારણ કે મ્હારા ભાઈ તે ઓરડામાં આવ્યા. અમે બધાં સાથે જમવા ગયાં, પણ હું તો મુંગી મુંગી પાટલા ઉપર બેસી રહી; કારણ કે વિધવા હોઇ હું સાથે જમવા બેસી શકું નહિ. મ્હારા ભાઇજ આખો વખત વાત કરતા હતા, કારણ કે મી. ચેટરજી ભાગ્યેજ થોડું બોલ્યા હોય અને તેથી તરતજ તેઓ જમી રહ્યા. તે પછી મી. ચેટરજી જયજય કરીને તેમના ઓરડામાં ગયા. તે પછી બીજે દિવસે તે ગયા.

તે દિવસે મ્હને જે પશ્ચાત્તાપ થયો તેનું યથાસ્થિત વર્ણન હું હજી પણ કરી શકતાં

નથી. રાત્રિની ગાઢ શાન્તિમાં હું ખૂબ રડી અને પછી તે સુખડની પેટીમાંથી ઝાંખી છબી કહાડી. તેને મ્હારા સ્હામે મુકી અને તે પવિત્ર સ્મરણ ચિન્હને મહાન પ્રભુને જેમ કરીએ છીએ તેમ સાષ્ટાંગ કર્યા. મ્હેં ગુન્હો કબુલ કર્યો અને ક્ષમા યાચી:

શું મ્હને આશ્વાસન મળ્યું ? હા, પણ બહુ વારે જેમ નદીને સમુદ્રને મળવા લાંબો પ્રવાસ કરવો પડે છે, જેમ ફળને માટે ઝાડને વર્ષો સુધી ખોટી થવું પડે છે તેમ મનુષ્યનો શોક જઈ શાન્તિ વળે તેને માટે પણ એક મ્હોટું કાળચક્ર પૂર્ણ કરવું પડે છે. આખરે મ્હેં તે ઝાંખી છબી પાછી પેટીમાં મુકી અને સાથે તે અમર ફુલો—મ્હારા હૃદયનું બલિદાન તે પવિત્ર સ્મરણ ચિન્હને અર્પણ કર્યું.

૩.

ત્યારપછી મી. ચેટરજીને ફક્ત એકવાર તે પર્વત ઉપરની ઉજાણી પછી છ મહિને મળી છું. મ્હારા ભાઇના લગ્ન ઉપર અમે ઘેર જતાં હતાં ત્યારે અમે મી. ચેટરજીને બાંકીપુરના સ્ટેશને ગાડીની વાટ જોતા પ્લેટફાર્મ ઉપર જોયા. ત્યારે તે એકલા નહતા. તેમના નવવધુ તેમની સાથે હતાં. થોડી મીનીટની વાર હોવાથી તેઓ અમારા ડબ્બામાં આવ્યાં અને વાર્તાવિનોદમાં વખત ગાળ્યો. મ્હારા ભાઇએ મજાક કે ત્હેને ત્હેના મિત્રે લગ્નમાં પણ બોલાવ્યો નહિં અને એક વખત જમાડયો પણ નહિં. મી. ચેટરજીની પત્ની અનુમોદન આપતાં બોલ્યાં, “મ્હારે પણ એજ ફરીયાદ મી. ગિરીશને કરવાની છે કે મ્હને પણ લગ્ન ભેટ મળી નથી.”

જ્યારે તેઓ મી. ચેટરજીને આમ મ્હેણાં મારતાં હતાં તે વખતે મ્હેં સુખડની પેટીમાંથી અમરફુલો કહાડયાં અને ચેટરજીનાં પત્નીને કહ્યું, “જો ત્હમે સ્વીકારો તો આ રહી લગ્નની ભેટ.” ત્હેમણે સ્મિત કરી તે ફુલો લીધાં અને કહ્યું, “બહુ ઉપકાર થયો. કેવાં ખરાં જેવાં આ લાગે છે?” મ્હેં કહ્યું, “ખરેખર! તે ખરાં છે.” તે અજાયબી પામ્યાં અને બોલ્યાં, “મ્હેં ધાર્યું કે તે નકલી હશે. તેનું નામ શું? આવા ફુલો મ્હેં કદી જોયાં નથી.” મ્હેં જવાબ આપ્યો, “તે ઊંચે પર્વતો ઉપર થાય છે અને તેમનું નામ અમર ફુલો છે.” મી. ચેટરજીનાં પત્નીએ પુછ્યું, “ત્હમે તે કયારે એકઠાં કરેલાં?” છ મહિના પહેલાં.” “અને હજી પણ તે તાજાંજ છે. જુઓ,” ત્હેણે તેના પતિ તરફ ફરીને કહ્યું, “આ નવાઈ જેવાં નથી?” મી. ચેટરજીએ ફુલો તરફ જોયું અને જવાબ આપ્યો, “હા.” પરંતુ ત્હેમનો અવાજ તદન ન સંભળાય એવો ધીમો હતો. પછી અમારી ગાડી ઉપડવાનો ઘંટ વાગ્યો મી. ચેટરજી અને ત્હેમના પત્ની અમને જય જય કરીને ગયાં.

તે રાત્રિએ મ્હને એક સુંદર સ્વપ્ન આવ્યું. જાણે એક દેવદૂત મ્હારી પાસે આવ્યો અને મ્હને પૃથ્વી ઉપરથી લઈ ગયો. અમે ઊંચેને ઊંચે ઉડયાં તે આખરે ઇશ્વરના ધામ કૈલાસમાં પહોંચ્યાં. ત્યાં કોમળ પણ પ્રતાપી તેજ અમારી આસપાસ ફરી વળ્યું હતું અને

મ્હારા ઇષ્ટદેવનું મુખારવિંદ સ્વર્ગીય પ્રકાશથી ઝળહળી રહ્યું હતું. જુવો ! જે ઝાંખી છબીની હું અત્યાર સુધી પૂજા કરતી હતી તેજ આ દેવ પુરૂષ હતા. હવે હું સમજી કે હું મ્હારા પતિની સાથે હતી. મ્હને કોઈ દિવસ નહિં સમજાયેલું એવું સુખ મળ્યું. સ્વર્ગીય આનંદ મ્હારા અંતઃકરણમાં ઉભરાઈ જવા લાગ્યો. અને જ્યારે હું જાગી ત્યારે મ્હારી આંખો આંસુથી ભરાઈ ગઈ હતી; પાંપણો સુદ્ધાં ભીની થઈ ગઈ હતી. આ આંસુ શોકનાં હતાં. આ આંસુ સુખનાં હતાં.

"ભક્તિ."

---

# વિશાળતાની જરૂર.

થોડાક દિવસ ઉપર લાલા લજપતરાયે મુંબાઈમાં ભાષણ આપ્યું તેમાં કહ્યું કે અત્યારે પ્રજામાં બે પક્ષ રહ્યા જ નથીઃ તે એવી રીતે કે, વિનીત પક્ષ આજ સરકારમાં ભળી ગયો એટલે ઉદ્દામ પક્ષ એ જ એક પ્રજાપક્ષ રહ્યો. મને આ દૃષ્ટિ પક્ષબુદ્ધિથી રંગાએલી લાગે છે. નિષ્પક્ષપાત સમજણ તો એ છે કે બંને પક્ષના અન્તોને છોડી દઈ વિચાર કરતાં મધ્યમાં શુદ્ધ એકતા, યાને અનેકતામાં સમતા, પ્રતીત થાય છે. મહાત્મા ગાંધીજીના અનુયાયી દળમાં ઘણા એવા છે કે જેમને ગાંધીજીના ખરા સિદ્ધાન્તનું સ્વપ્નું સરખું નથી—જેઓ અસહયોગનું અહિંસાતત્ત્વ સમજવાને બદલે ક્રોધ દ્રોહ દુરાગ્રહ ભરતી અજ્ઞાન એને જ સેવી રહ્યા છે. વિનીત પક્ષમાં પણ એવા ઘણા છે કે જેઓ દેશહિતની ખરી ભાવના દૃષ્ટિ આગળ રાખીને તે તરફ પોતાની પ્રવૃત્તિ દોરવાને* બદલે, સુખ-સ્વાર્થ-સગવડ-ખુશામત આદિને ડહાપણ અને ઠરેલતાના વેષથી ઢાંકે છે. પરન્તુ આ બંને બાજુને તે તે પક્ષમાંથી ત્યાગીને† બાકીનાનો વિચાર કરીએ તો ગાંધીજીના પક્ષમાં ખરા દેશભક્ત સ્વાર્થત્યાગી અને ઉચ્ચ ભાવનાથી પ્રેરાએલા ઘણા નજરે પડશે; તેમ, સામા પક્ષમાં પણ ઘણા એવા છે કે જેઓ દેશસેવાનો આ જ ખરો માર્ગ છે એમ સમજી દેશની કેળવણી કાયદા આર્થિક સ્થિતિ અને પ્રજાહક સુધારવા માટે સરકાર સાથે સહ-

* સંસ્કૃત **વિનીત** શબ્દના અર્થાનુસાર.

† સંસ્કૃત વાક્યાર્થશાસ્ત્રીઓએ 'જહદજહલ્લક્ષણા' યાને 'ભાગત્યાગલક્ષણા' નામે એક શબ્દવૃત્તિ સ્વીકારી છેઃ એનુ સ્વરૂપ એવું છે કે પૂરેપૂરી રીતે બે પદાર્થોની એકતા ન થઈ શકે તોપણ એના અમુક અમુક ભાગ છોડીને લેતાં એકતા થઈ શકે છે—જેમકે **તત્ત્વમસિ** વાક્યમાં જીવ અને ઈશની જે એકતા કહી છે એ જીવની અલ્પજ્ઞતા અને ઈશની સર્વજ્ઞતા જોતાં અસંભવિત છે, પણ અલ્પજ્ઞતા અને સર્વજ્ઞતા છોડીને બંનેના તત્ત્વરૂપે જે જ્ઞાન યાને ચૈતન્ય રહ્યું છે એ જોઈએ તો બંનેની તાત્ત્વિક એકતા છે.

યોગ કરી રહ્યા છે. બંને પક્ષ દેશસેવામાં એક છે, પણ એના માર્ગ જુદા છે, અને એટલા પૂરતી તેઓ વચ્ચે ભિન્નતા છે. પણ એ ભિન્નતામાં સમતા છે, કારણ કે બંને પક્ષ સમાન રીતે પ્રજાના અભ્યુદય માટે આવશ્યક છે. એમની ભિન્નતા દોષજન્ય નથી, પણ બુદ્ધિભેદની છે; બલ્કે બુદ્ધિભેદની નથી તેટલી સ્વભાવભેદની છેઃ કેટલાકની પ્રકૃતિમાં હરેસતા સ્વભાવસિદ્ધ હોય છે તેમ કેટલાકમાં વેગ એ જ જન્મનો ગુણ હોય છે. કેટલાક કર્તવ્યક્ષેત્રમાં શ્રમ કરી ક્ષણભર વિરામ લેતા હોય છે, કેટલાક તેઓને કર્તવ્યક્ષેત્ર પહેલું જ પ્રાપ્ત થએલું હોઈ કામ કરવામાં ઉત્સાહથી ઉભરાય છે. વળી, કેટલાકને કોદાળીઓ મારવામાં અને જડીઆં ઊખેડવામાં આનન્દ આવે છે, કેટલાક ખેડેલી ભૂમિમાં ધાન્ય ઓરવામાં વધારે નિપુણતા ધરાવે છે. આ સર્વ પ્રત્યે વિચારનું ખરૂં દૃષ્ટિબિન્દુ એ જ છે કે જનસમાજના અભ્યુદય માટે આ પ્રકૃતિભેદ જરૂરનો અને ઉપયોગી છે.

પણ પ્રકૃતિભેદ આવશ્યક છે, પ્રકૃતિવિગ્રહ આવશ્યક નથીઃ વિગ્રહથી શક્તિનો નાશ થાય છે, જીવનની વૃદ્ધિ કે પ્રગતિ થતી નથી. જીવનની પ્રગતિ માટે 'Competition' અને 'tsruggle' ને બદલે અત્યારે 'Co-operation' અને 'Love' નો સિદ્ધાન્ત જ માન્ય થાય છે. આથી આપણી પ્રજામાં બે પક્ષ પડી એ બે પક્ષ પોતપોતાની શક્તિનો દેશની સેવામાં ઉપયોગ કરવાને બદલે સામસામાં વાગ્બાણ નાંખવામાં પોતાની દેશભક્તિ પ્રકટ થતી માને એ ખેદની વાત છે. સરકાર સામે જેઓએ અસહયોગ આદર્યો છે એ પોતાના બન્ધુઓ સાથે પણ અસહયોગ લઈ બેસે એ વાજબી છે? તેમ સરકાર સાથે જેમણે સહયોગ કરવો ઇષ્ટ અને આવશ્યક ગણ્યો છે તેઓ પોતાના બન્ધુઓ સાથે અસહયોગ કરે એ શોચનીય નથી? છતાં, ખરી વસ્તુસ્થિતિ પ્રત્યે આંખમીંચામણી કર્યા વિના જોવામાં આવે તો બંને પક્ષ તરફથી આ દોષ થતા નજરે પડે છે.

નવી કાઉન્સિલોમાં સહયોગીઓએ જે કાર્ય કર્યું છે તે અલ્પ છે. પણ એમાં કારણ, નવા રાજકીય સુધારા કેવળ નિઃસત્ત્વ—'ન્હાના બાળકનાં ખિલોણાં' છે એમ માનવા કરતાં, પ્રજામાં એકતાનો—એક અભેદ્ય પ્રજામતના બળનો—અભાવ, અને પ્રાપ્ત થએલા પ્રસંગનો પૂરેપૂરો લાભ લેવાની અશક્તિ એ વિશેષ કારણ લાગે છે. પણ કારણ શોધવા ન જતાં પૂર્વોક્ત કાર્ય (મૉન્ટેગ્યુ-ચેમ્સ્ફર્ડના સુધારા)ની અલ્પતા સ્વીકારીએ તો પણ નવી કાઉન્સિલોમાં નવું વાતાવરણ ઉત્પન્ન થયું છે, ઍંગ્લોઇન્ડિયન અમલદારોની વાણી અને વર્તનની તરેહ બદલાઈ છે, અને અંગ્રેજ 'બ્યુરૉક્રેસી'ના દુર્ગમાં ન્હાનું પણ બાકું પડ્યું છે—જેમાં પ્રજાના સૈનિકોને ઉભા રહીને કામ કરતાં આવડશે તો તેઓ આખો દુર્ગ જતે દહાડે જમીનદોસ્ત કરી શકશે—આટલી પ્રતીતિ નિષ્પક્ષપાત અને તટસ્થ દ્રષ્ટાને થયા વિના રહેવી ન જોઇએ. સામે, ગાંધીજીની અસહયોગી પ્રવૃત્તિએ હિન્દુસ્થાનમાં નવું જ ચૈતન્ય પૂર્યું છે, યોગનિદ્રામાં પડેલા દેશને જાગ્રત કરી એક નવી જ રાજકીય અને નૈતિક દુનિયાં ઉત્પન્ન કરી છે એમ કહ્યા વિના ચાલશે નહિ. ગાંધીજીએ બેજવાડામાં મળેલી ઑલ ઇન્ડિયા કૉન્ગ્રેસ કમિટિની બેઠકમાં

અસહયોગની પ્રવૃત્તિથી સિદ્ધ થએલા કાર્ય પરત્વે જે સન્તોષ દેખાડયો તેમાં સંમત થવું જેમને અશક્ય લાગશે તેઓ પણ એટલું તો સ્વીકારશે જ કે—જો કે આવતા ઑગસ્ટ સુધીમાં સ્વરાજ્ય મળી જવાનું નથી તોપણ એટલા વખતમાં સ્વરાજ્ય માટે 'raw-materials' યાને ઉપાદાનસામગ્રી ઘણી એકઠી થઇ છે, અને થતી જાય છે. પરંતુ એને આકૃતિ આપવાની, સામગ્રીમાંથી સુન્દર રચના યાને મૂર્તિ બનાવવાની, હજી જરૂર છે. અને એ થશે ત્યારે—અને તો જ—ખરૂં સ્વરાજ્ય પ્રાપ્ત થશેઃ એવી અદ્ભુત રીતે પ્રાપ્ત થશે કે પ્રજાના માગ્યા વિના અને સરકારના આપ્યા વિના એની મેળે એ બની આવશે. પ્રજા પોતાની કેળવણી, પોતાનો ઉદ્યોગ, પોતાના જાનમાલનું રક્ષણ, અને પોતાનો લોકમત પ્રકટ કરવાની સંસ્થા પોતાને હાથે, સરકારની મદદ વગર, અને થોડા પ્રમાણમાં, તોપણ સરકારની સમાન રેખામાં—ઉત્પન્ન કરી લે તો એ સ્વરાજ્ય સિદ્ધ થયું જ સમજવું. પણ આ ભગીરથકાર્ય એક વર્ષમાં બની જાય એમ માનવું કઠણ પડે છે.* ગાંધીજીએ એક વર્ષમાં સ્વરાજ્ય સિદ્ધ કરવાની જે આશા આપી તેથી હતાશ હિન્દના હૃદયમાં આશા પૂરાઇ એ ખરી વાત, પણ તે સાથે સ્વરાજ્યના ગૌરવની જે છાપ પ્રજાના હૃદય ઉપર પડવી જોઇએ તે ન પડી એ પણ એટલું જ ખરૂં, અને વધારે મહત્ત્વનું. આ ગૌરવ લક્ષમાં રાખીને વિચાર કરીએ તો આટલું ખુલ્લું છે કે ઉપર કહ્યું તેવું સરકારની સમાન રેખામાં વિરાજતું સ્વરાજ્ય સિદ્ધ કરવા માટે હજી પૂરી સામગ્રી એકઠી થઈ નથી, બલ્કે ધારેલા વખતમાં એકઠી થઇ શકશે પણ નહિ. મર્હૂમ દેશભક્ત દાદાભાઈ નવરોજજીએ પોતાનું આખું જીવન એક અસત્ય જ પ્રતિપાદન કરવામાં ગાળ્યું ન હોય તો હિન્દની મ્હોટી વસ્તીને દિવસમાં એકવાર ખાઇને ગુજરાન કરવું પડે છે; આવો દરિદ્ર દેશ, જેની ઊપજનો વળી અડધો અડધ ભાગ લશ્કરી ખર્ચમાં ચાલ્યો જાય છે, એ પોતાની કેળવણી સરકારના હાથમાંથી ઝૂંટવી પોતાને ખભે મૂકી લે એમ કેમ આશા રાખી શકાય? પ્રજા પોતાની લવાદ કોર્ટો અને પંચાયતો સ્થાપે પણ એ લવાદો અને પંચો અંકુશ વગર ઊંચી અન્તરની નીતિથી દોરાઈ ન્યાય જ કરે એવું ઉચ્ચ પ્રજાજીવન સ્થપાઈ ચૂક્યું છે? સરકારથી સ્વતન્ત્ર એવો લોકમત પ્રકટ કરવા સારૂ કૉન્ગ્રેસના પ્રતિનિધિની યોજના ઘડાઇ છે, પરંતુ તેમાં લોકમત વિચારપુરઃસર અને યથાર્થ પ્રકટ થાય તે માટે જોઇતી ઉદારતા અને સહિષ્ણુતા અને સ્વતન્ત્ર વિચારશક્તિ નજરે પડે છે?

૪.

ઉપર જણાવેલા વાંધા મહાત્મા ગાંધીજીની પ્રવૃત્તિનો પ્રતિરોધ કરવાના હેતુથી મૂકવામાં આવ્યા નથી. તેમ ઉપર માગેલી બુદ્ધિ નીતિ અને ધનની સંપત્તિ હિન્દુસ્થાન-

---

* આ લેખ એપ્રિલમાં લખાયો હતો. તે પછી સ્વરાજ્ય વ્હેલું પ્રાપ્ત થવાનાં ચિહ્નો જણાય છે. અને તે માટે ગાંધીજીને અને પંડિત માલવીયાજીને ધન્યવાદ ઘટે છે. પણ હું ધારૂં છું કે સ્વાશ્રય સિદ્ધ નહિ થાય ત્યાં સુધી ગાંધીજી સ્વરાજ્ય સિદ્ધ થએલું નહિ માને, અને સ્વાશ્રયસિદ્ધિ જે અન્તરમાંથી નીકળી બહાર પ્રકટ થતી ક્રિયા છે તે સરકારી સ્વરાજ્ય કરતાં પણ વધારે વખત લેશે.

માં કદી આવશે જ નહિ એવો નિરાશાવાદ પણ આ લેખકનો નથી. ગાંધીજીથી વર્તમાન પ્રસંગે છૂટા પડેલા એક અતુલીય દેશભક્ત અને દેશસેવક પુરુષે કહ્યું હતું તેમ— "અત્યારે હિન્દનું નાક હિન્દના એક જ પુત્રે રાખ્યું છેઃ હિન્દને અસહ્ય અપમાન થઈ રહ્યું હતું તે કાળે 'હિન્દ આ અપમાન નહિ જ સહન કરે' એમ શબ્દથી નહિ પણ કૃતથી અખિલ જગતને બતાવી આપનાર *તેત્રીસ કરોડની વસ્તીમાં આ એક જ મહાપુરુષ નીકળ્યો છે!"—આ ઉદ્ગારમાં પણ આ લેખકની સંમતિ છે. પણ આમ અદ્ભુત આત્મબળથી કામ કરનાર મહાપુરુષ ઉપર સંપૂર્ણ વિચારબળનું પણ કર્તવ્ય નાંખવું એ વધારે પડતું છે. એમના વિચારના મહા ઓઘ સાથે આપણા વિચારનાં ન્હાનાં ન્હાનાં ઝરણાં પણ જોડવાં, અને એ રીતે કરીને એમના વિચારપ્રવાહને વધારે વિપુલ, વિશાળ પટવાળો, અને કાંઈક ભિન્ન ગતિમાં વ્હેતો કરવો એ અલ્પવિચારશક્તિવાળા એમના દેશબન્ધુઓનું બલ્કે અનુયાયીઓનું પણ કર્તવ્ય છે. માટે આ દૃષ્ટિબિન્દુથી ગાંધીજીના વર્તમાન કાર્યમાં કેટલોક ફેરફાર સૂચવવામાં આવે તો એમાં ધૃષ્ટતા નથી એમ માનવાની વાચક કૃપા કરશે.

(૧) પહેલી વિનંતિ એ છે કે સરકારી શાળાઓનો વિધ્વંસ કરીને એને સ્થાને રાષ્ટ્રીય શાળાઓ સ્થાપવાની વાત છોડી દેવી જોઇએ. અને એને બદલે સરકારી શાળાઓની સમાન રેખામાં એનાથી જુદા જ ઉદ્દેશવાળી, એ કરતાં સાદી પણ વધારે સુન્દર, અને સરકારને માટે પણ આદર્શરૂપ અને પ્રજાને વિશેષ આકર્ષક એવી રાષ્ટ્રીય શાળાઓ રચવી જોઇએ. આ સૂચનામાં કેળવણીના દૃષ્ટિબિન્દુને પ્રાધાન્ય મળતું જોઇ કોઈ એમ કહેશે કે હિન્દમાં એવી થોડીક શાળાઓ સ્થાપવાથી ગાંધીજીની પ્રવૃત્તિનો રાજકીય હેતુ પાર પડતો નથી. પણ એનો ઉત્તર એ છે કે છૂટી-છવાઈ શાળાઓથી બેશક એ ઉદ્દેશ પાર ન પડે. પરંતુ અસહયોગની ઉગ્ર પ્રવૃત્તિ ચલાવ્યા છતાં પણ સરકારી શાળાઓ તો હજી ઊભી છે. તો એ ઉદ્દેશ પાર પાડવાનો ખરો માર્ગ જુદો હોવો જોઇએ. તે એ છે, કે રાષ્ટ્રીય શાળાઓને છૂટી છવાઇ ન રાખતાં એનું એવું એક વિશાળ તન્ત્ર રચવું જોઇએ કે જેની સરકાર ઉપર રાજકીય દૃષ્ટિએ પણ અસર થાય. પરંતુ તે સાથે કેળવણીના દૃષ્ટિબિન્દુએ એ એવી નિર્લક્ષ્ય અને નિરર્થક હોવી ન જોઇએ કે જેમાં વિદ્યાલયો તે માત્ર વિદ્યાશૂન્યતાનાં જ ઘર ઉત્પન્ન થાય; અર્થાત્, રાષ્ટ્રીય વિદ્યાલયો વિદ્યાનાં આલય નામ નિવાસસ્થાન બનવાં જોઇએ, એમાં વિદ્યાનો લય થાય એવી સ્થિતિ ન હોવી જોઇએ. આ જાતનું વિશાળ તન્ત્ર રચવા માટે ગાંધીજીને પુષ્કળ સામગ્રી પ્રાપ્ત થઈ ચૂકી છેઃ સ્વાર્થત્યાગી, પરિશ્રમી અને વિદ્વત્તાવાળા આચાર્યો અને અધ્યાપકો એમને આવી મળ્યા છે. ગૂજરાતની અનેક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓએ અસહયોગ જાહેર કરી રાષ્ટ્રીય વિદ્યાપીઠ સાથે સંબન્ધ બાંધ્યો છે. આમ છતાં એમના વિદ્યાર્થીઓ માટે બરાબર શિક્ષણની યોજના નહિ થાય તો નિર્દોષ

* ભૂલ થાય છેઃ આ વસ્તીપત્રકમાં હિન્દની વસ્તી તેત્રીસ કરોડ ઊતરવી જોઇતી હતી, પણ તે પૂરી બત્રીસ પણ ન ઊતરી.

વિદ્યાર્થી બાલકોને, અને પરિણામે ભવિષ્યના ગૂજરાતને, મહાન હાનિ પહોંચશે. એમ કહેવામાં આવશે કે ગાંધીજીની ભાવનાનુસાર અત્યારે રાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં કામ ચાલી રહ્યું છે, તો એનો એટલો જ જવાબ કે ગાંધીજીની ભાવના એ રાષ્ટ્રીય વિદ્યાપીઠોમાં દેખાય છે તેવી દરિદ્ર હોય એમ આ લેખકનું માનવું નથી. વળી, એ ભાવનાની મ્હોટી રેખા ગાંધીજી પાસે દોરાવવી એ ઠીક છે, પણ એ મ્હોટી રેખાના પ્રદેશમાં અવાન્તર રેખાઓ દોરી એમાં સુન્દર ચિત્રવિભક્તિ કરવી તથા એમાં રંગ પૂરવા એ કાર્ય ઉત્સાહી, અનુભવી, અને વિદ્વાન અધ્યાપકો અને આચાર્યોનું છે, ગાંધીજીનું નથી. સઘળો દેશ ઇચ્છે છે કે એ કાર્ય હવે આરંભાઈ જાય. એમાં રેંટીઆને અને હિન્દુસ્તાનીને ભલે સ્થાન મળે, મળવું જોઇએ, પણ વિદ્યાર્થીઓને દેશસેવાના જીવનમાં તેમજ ખાનગી જીવનમાં વિશેષ ઉપયોગી થાય એવા વિષયોને ચઢતું સ્થાન મળવું જોઇએ. ગાંધીજીનો હિન્દુસ્તાની અને રેંટીઆ પ્રત્યેનો પ્રેમ મારી જાણમાં છે, તેથી એમનું મન દુભવવાનું જોખમ ખેડીને પણ, સત્ય ખાતર અને દેશહિત ખાતર, રેંટીઆને અને હિન્દુસ્તાનીને ગૌણ કરવાની સૂચના નિખાલસપણે મેં કરી છે.

(૨) રેંટીઆનું ગૌરવ મારા સમજવામાં નથી એમ નથી. હિન્દુસ્થાનનાં અસંખ્ય સંકટોનું મૂળ એની આર્થિક દશામાં અને કેટલેક અંશે એની રાજકીય સ્થિતિમાં રહેલું છે. ગાંધીજીની રેંટીઆની પ્રવૃત્તિ—જેને હું 'ધર્મચક્રપ્રવર્તન'* નામ આપવા પણ રાજી છું—એ એકી વખતે આર્થિક અને રાજકીય ઉદ્દેશ સાધે છેઃ હિન્દુસ્થાનના ગરીબ ખેડુતોને માટે નવરાશના વખતમાં એ એક સાહાયકારી આડધંધો હોઈ એમના આર્થિક જીવનને એ સુખી કરી શકે છે, અને પ્રજા ખાદી પહેરવાનો સંકલ્પ કરે તો ઇંગ્લંડના હિન્દુસ્થાન સાથેના કાપડના વેપારને ધોકો પહોંચાડી પાર્લમેન્ટનું અને ઇંગ્લિશ પ્રજાનું હિન્દુસ્થાનના રાજકીય પ્રકોપ તરફ લક્ષ ખેંચી શકે છે. આ પ્રવૃત્તિ ગૂંચવણવાળી ન હોવાથી અને જૂના વખતથી સુપરિચિત હોવાથી સામાન્ય જન પણ એને સમજી અને ઉપાડી શકે છે, અને સ્ત્રી પુરુષ સર્વ એ ચલાવી શકે એમ છે એટલે અખિલ ભારતની એના ઉપર એકાગ્રતા થઇ શકે છેઃ વળી રેંટીઓ એ એક એવું યન્ત્ર છે કે જેને માટે પરદેશ ઉપર બિલકુલ આધાર રાખવો પડે એમ નથી, તથા ઘેર ઘેર સ્વતન્ત્રતાથી સ્થાપી શકાય છે. મહાત્મા ગાંધીજી કહે છે તેમ, મનુષ્યની બે અનિવાર્ય જરૂરિયાતોઃ ખાવુંપીવું અને લુગડાં પહેરવાં: દેશ પોતાને જોઈતું અન્ન ઉત્પન્ન કરે ( પેટે પાટા બાંધી અન્ન પરદેશ ચઢાવે છે તેમ ન ચઢાવે ), અને પોતાથી બને તેવું સૂતર કાંતી લૂગડાં બનાવી લે (અર્થાત્ હાથના કંતાણ અને વણાટનાં વસ્ત્ર—ખાદી-જ-પહેરે,) તો પરદેશ ઉપરનો એનો સઘળો આશ્રય મટી જાય, અને તે જ ક્ષણે દેશને સ્વરાજ્ય પ્રાપ્ત થઈ ગયું સમજવું: આમ રેંટીઆના પક્ષમાં જેટલું કહેવાય તેટલું સઘળું કહ્યા પછી પણ એટલું કહેવું પડે છે કે સાદાઇના મોહથી, અને ક્ષણિક એકાગ્રતાના લોભથી, તેમજ સ્વાશ્રયના અત્યાચારથી, દોરાઈ ન જઇએ તો એક રેંટીઆની સાથે વિવિધ 'Cottage

---

* ગૌતમબુદ્ધના ઉપદેશકાર્ય માટેનો શબ્દ.

industries' યાને ગામડાંના ઝૂંપડામાં બેસીને થઈ શકે એવા ઉદ્યોગો તરફ પ્રજાનું લક્ષ ખેંચવું વધારે હિતકારક છે. દેશના જુદા જુદા ભાગમાં ન્હાના ન્હાના પરચુરણ ઉદ્યોગો માટે જુદી જુદી અનુકૂળતા હોય છે–જે ખીલવવાથી દેશની કારીગરીમાં વિવિધતા કેળવી શકાય છે. કોઇ પણ દેશ એક જ ઉદ્યોગ કર્યાં કરે એમાં એની જનતાનું વિવિધ શક્તિથી ભરેલું મનુષ્યત્વ હણાઈ જાય છે. તેથી હિન્દુસ્થાનના ઉદ્યોગના પ્રશ્નને રેંટીઆમાં સમાવી દઇ એને સાદો અને સહેલો કરી નાંખવાને બદલે એની સ્વાભાવિક વિવિધતા કાયમ રાખી કાંતવાની સાથે બીજા અનેક ઉદ્યોગો ખીલવવા તરફ પ્રજાનું મન દોરવામાં આવે તો વધારે સારૂં. બેશક "સુતરને તાંતણે" સ્વરાજ્ય બતાવવામાં જે અપૂર્વતા રહેલી છે તે આમાં નથી. પણ અપૂર્વતાના ક્ષણિક ચમત્કાર માટે દરકાર ન કરતાં મહાત્મા ગાંધીજીએ અત્યારે દેશમાં જે અદ્વિતીય પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે એની ફલસિદ્ધિ કરવી હોય તો તે ત્યારે જ થશે કે જ્યારે એ પ્રતિષ્ઠાના પ્રભાવથી એ દેશના વિવિધ ભાગોમાં તે તે ભાગને અનુકૂલ પડતા ઉદ્યોગો માટે મંડળીઓ રચી દેશે. કામ ભારે છેઃ પણ તે ગાંધીજી માટે ભારે ન હોઈ શકે. વળી, એમાં જે વિવિધતા છે તે હિન્દુસ્થાનની બુદ્ધિ અને કારીગરીની સ્વાભાવિક વૃત્તિઓને સન્તોષવા સમર્થ છે, રેંટીઓ માત્રથી એ સન્તોષ મળવો શક્ય નથી. વાચકે ધ્યાનમાં રાખવું કે આ સૂચના કરવામાં રેંટીઆનો નિષેધ અભિપ્રેત નથી. પણ રેંટીઆથી હિન્દુસ્થાનના ઔદ્યોગિક મહાપ્રશ્નનો ચુકાદો થઇ શકે એમ નથી, તેથી હવે એક પગલું આગળ ભરી ગાંધીજી આ હિલચાલને વધારે વિસ્તીર્ણ સ્વરૂપ આપે, બીજા ન્હાના ધંધાઓને પણ પોતાનો આશીર્વાદ દે એમ વિનવવાનું તાત્પર્ય છે. પણ રેંટીઆ ઉપર જ સઘળી સ્વદેશી ઉદ્યોગની હિલચાલ એકાગ્ર કરવાને બદલે અનેક સ્વદેશી ઉદ્યોગોમાં એ વેરી નાંખી હોત તો દેશમાં અત્યારે જે સાદાઇ પ્રસરતી જોવામાં આવે છે તે ક્યાં હોત? તેમજ, હિન્દુસ્થાન ઉપર ચાલી રહેલી મ્હોટી આર્થિક લૂંટ તે પરદેશી કાપડના વ્હેપારથી જ થતી હોઈ એનો જ ઇલાજ કરવાની પહેલી જરૂર નથી? આ કહેવું કબૂલ છે, અને છતાં નથી. જો ક્ષણિક 'આન્દોલન' રૂપે જ ગાંધીજીની પ્રવૃત્તિ મેં અવલોકી હોત તો એમની એકાગ્રતાથી અને સાદાઈથી હું સન્તોષ પામત. પણ એકાગ્રતા અને સાદાઈ એ મનુષ્યપ્રકૃતિથી વિરુદ્ધ છે. અને એ દ્વારા મેળવેલી સિદ્ધિ તાત્કાલિક અને ક્ષણિક જ હોઇ શકે. માટે લાંબી નજરે મનુષ્યપ્રવૃત્તિની વિવિધતા ધ્યાનમાં લઈ, હિન્દુસ્થાનના આર્થિક ઉત્કર્ષના પાયા એમણે વિશાળ નાંખવા જોઇએ. પૂર્વે હિન્દુસ્થાન કેવળ સાદાઇનો નહિ પણ સાદાઈ સાથે જ જાહોજલાલીનો પણ દેશ હતો—અને તેવો જ તે ફરી થવો જોઇએ. સ્વતન્ત્રતા ખાતર પણ એણે અરબસ્તાન કે અફઘાનીસ્તાન થવું યોગ્ય નથી.

(૩) ત્રીજી સૂચના એ છે કે પ્રજામતના આવિર્ભાવ માટે કાઉન્સિલોથી સ્વતન્ત્ર જે રચના કરવામાં આવનાર છે એમ સંભળાય છે તેમાં વધારે ઉદારતાથી મતભેદને સ્થાન રહે તો સારૂં. અત્યારે તો હિન્દના દેશભક્ત સેવકોમાં અસહયોગી વિના બીજો કોઇ વર્ગ જ સંભવતો નથી એવી સમજણ અને રીતભાત ચોતરફ ચાલી રહી છે. અસહયોગના નિમિત્તકારણને જોરથી પ્રકટ કરવા માટે એક પક્ષે આ ઠીક છે, પણ સામા ત્રાજવામાં આ વાત

પણ મૂકવી જોઇએ કે, અત્યારે પ્રજામત ઉપર અસહયોગનું જે એકચક્રે રાજ્ય પ્રવર્તી રહ્યું છે તેથી હિન્દુસ્થાનના વિચારશીલ વર્ગની બુદ્ધિનો દેશને લાભ મળતો નથી. પંડિત મદન મોહન માલવીયાજી જેવા દેશસેવકને અત્યારે દેશના હૃદયમાં સ્થાન નથી એ કેટલાકને અસહયોગના રથ ઉપર ફરકતી જયપતાકા લાગતી હશે, પણ વસ્તુતઃ એ પ્રજાના હૃદયનું સાંકડાપણું જ બતાવે છે—અને એ સ્થિતિ ઉત્પન્ન થઈ છે એમાં 'પંડિતજીનો દોષ નથી, પણ દેશનું દુર્ભાગ્ય છે.' પણ ગાંધીજી પોતાના મતને વળગી રહી નાકની દાંડીએ સીધા ચાલ્યા ગયા નહોત, અને આસપાસના નેતાઓના મત પૂછવા અને પોતા સાથે મેળવવા રહ્યા હોત, તો આજ એમણે પ્રજાના હૃદયમાં અને સરકારના મગજમાં જે સ્થાન મેળવ્યું છે તે મેળવ્યું હોત? અથવા તો, તેવડે એમણે જે દેશકાર્ય સાધ્યું છે તે સાધ્યું હોત? બેશક, પ્રજાનાં હૃદયમાં તેમ જ સરકારની દૃષ્ટિ આગળ મહાત્મા ગાંધીજી અત્યારે જે સ્થાન ભોગવે છે તે બહુજ અસાધારણ છે. એમની પ્રવૃત્તિમાં જે અલૌકિક સ્વાર્થત્યાગ, સાદાઇ અને નૈતિક બળ રહેલાં છે એણે હિન્દુસ્થાનના આધ્યાત્મિક જીવનને ઉન્નત બનાવ્યું છે, અને સરકારની હિંસાવૃત્તિને પણ દબાવી છે, બલ્કે માનથી નમાવી છે, અને અને કાંઈક અહિંસાવૃત્તિમાં પરિણમાવી છે. પણ પૂર્વોક્ત સબળા ગુણ કાયમ રાખીને, પણ એ વૃત્તિને એવી વિશાળ બનાવી શકાત જેથી પંડિત માલવીયાજી વગેરે, દેશસેવકને એમાં સ્થાન રહેત—અને અસંખ્ય સૈનિક અને અલ્પસંખ્ય સેનાપતિ એવી સ્થિતિ પ્રાપ્ત થવાને બદલે સૈનિક સેનાપતિ અને સેનાધિપતિ યોગ્ય પ્રમાણમાં ગોઠવાઈ રહેત." મૂઠીભર સંસ્કાર પામેલા જનો ( Intelligentsia ) ને દેશ માનવો એ મ્હોટી ભૂલ છે, તેમ અસંખ્ય પ્રાકૃત જનો ( masses )ને દેશ માનવો એ પણ એવી જ ગંભીર ભૂલ છે: પ્રભુ કેવળ શાસ્ત્રીઓનો ને પંડિતોનો નથી જ, તેમ બાવા ફકીરોનો પણ નથી જ: ગૃહસ્થાશ્રમમાં રહી જ્ઞાનપૂર્વક સંન્યાસધર્મ આચરનાર કર્મયોગીઓનો છે.

"હિન્દહિતચિન્તક."

# કેટલાક પત્રો.

## ( ૮ )

પરમ પ્રિયઃ

વર્ષો પહેલાંની વાત યાદ આવતાં આજે હૃદય ગ્લાનિમય બનેછે. સંધ્યાનાં આછાં કિરણોથી નભમંડળ ઘેરાતું હતું, પક્ષીઓ કલરવ કરી પાછાં ફરતાં હતાં, અને ગોરજ ઉડી મલીન જેવું બનતું આપણા ન્હાના ગામનું પાદર શાંત થતું જતું હતું; ચંદ્ર કે તારા હજી ગગનમાં પૂરા દેખાયાં ન હતા; તું તદ્દન શાંત જેવી આપણા ફળીમાં ખાટલાપર બેસી કાંઇ વિચારમય ગ્લાનિમાં પડી હતી. પરમપ્રિય પ્રસન્ન, ખાટલાની એક તરફ, પોતાના ન્હાના મગજની કલ્પના શક્તિ પ્રમાણે કાંઇક રમ્મત ગોઠવતો બેઠો હતો. એ અસંખ્ય તારા અને અનંત આકાશ હજી ત્યાં એ ફળીમાં જેવાં ને તેવાં જ દીપેછે. પરમપ્રિય! ત્હારી ગ્લાનિમય મુદ્રામાં કાંઇક ગંભીરતા આવી ગઈ હતી. હું એક સામેના ન્હાના પથ્થર પર બેસી પ્રસન્નની રમ્મત જોતો બેઠો હતો. ત્હારા ચ્હેરા પર ગંભીર શોકની અસર ન હતી, પરંતુ આંખમાં એ અસરથી કિંચિત્ શોકની છાયા આવતી હતી. ત્હારા મગજમાં એ વિચાર નિષ્કંટક ધ્વનિ કરી રહ્યો હતો, 'હું ન હોઉં ત્યારે પ્રસન્નનું શું? ઓ પરવરદિગાર! જગતપર કોઈ નિઃસ્વાર્થ નિર્દોષ સંબંધ હોય તો તે માતા અને સંતાન વચ્ચેઃ મનુષ્ય જ્યારે જગતપર ન હોય ત્યારે પોતે ઉપાડેલી જવાબદારી શી રીતે પ્રગતિમાં રહેશે એ વિષે વિચાર કરે, ત્યારે એ પોતાના આત્માની અમર સુંદરતા અને જગત્માં એ સુંદરતાને લીધે થતો વિકાસ, એ સંબંધ પર ઉન્નત તત્ત્વજ્ઞાનની દ્રષ્ટિથી જેટલું કરવું ઘટે તેટલું કરેછે. મનુષ્ય વસ્તુતઃ વર્તમાન અને ભવિષ્ય એ બેના પર સંબંધ વિચાર કરી જીવનાર, ઈશ્વરની સૃષ્ટિનું સુંદરમાં સુંદર પરિણામ છે. ભૂતકાળપર મનુષ્યનું સ્મૃતિમય મધુરજીવન, વર્તમાનપર કર્મયોગનું ભવ્ય જીવન, અને ભવિષ્યપર વિકાસક્રમનું અમરજીવન ટકી રહેલછે. તું જ્યારે હતી, ત્યારે આપણા ન્હાના સ્વચ્છ ફળીમાં સાંજે પાણીનો છંટકાવ કરી, વૈશાખમાસની શાંત સંધ્યા વખતે આપણે બેસતાં; વચ્ચે પ્રસન્ન દોડાદોડ કરી મૂકતો; આપણે અનેક રસમય ગપ્પાં મારતા બેસતાઃ આડોશી પાડોશીની ન્હાની છોકરીઓ પણ રસથી સર્વ સાંભળતી આનંદથી બેસતી. એ આપણું રસમય નિર્દોષ વર્તમાન જીવન ભૂતકાળની કેટલીક મધુર સ્મૃતિઓપર રચાયલું હતું. પરમપ્રિય! જે મનુષ્યને ભૂતકાળનું સુંદર જીવન નહોય તે મનુષ્ય માટે વર્તમાનમાં કાંઈ આનંદ નથી; ભવિષ્યમાં કાંઈ આશા નથી; અને મધુરસ્મૃતિ જેવો સુંદર આરામ નથી.

ઈશ્વરની ભવ્ય સૃષ્ટિનું સુંદરમાં સુંદર પરિણામ મનુષ્ય છે, પરંતુ મનુષ્ય જો, મધુરસ્મૃતિ પર કિંચિત્ શોકમય દ્રષ્ટિથી જોનાર અને કર્મયોગની પ્રવૃત્તિમાં, સર્વ સંયોગો વચ્ચે, હૃદયના સર્વ બળથી, પાણીના અપ્રતિહત પ્રવાહની માફક પ્રગતિ કરનાર, તથા આ વિકાસને આશાની સુંદર દોરીથી અમર અનન્ત જીવન સાથે સાંધનાર, ન હોય તો તે કાંઇ

નથી. મનુષ્યને કુદરત અમુક શક્તિ અને સંયોગ આપેછે. એ શક્તિ અને સંયોગનીસમય સાથે,–માત્ર વ્યાવહારિક વણિક બુદ્ધિથી નહિ, પરંતુ વર્તમાન અને ભવિષ્ય એ બે જીવનના અગત્યના તત્ત્વોને ધ્યાનમાં લઇને,–જે મનુષ્ય અનુપમ અર્થી કરી શકે, એવું જીવન સુંદર અને અમર બનેછે; વસ્તુતઃ મનુષ્ય એક સુંદર અને અમર જીવનનો અંશ માત્ર છે. પરમ ચૈતન્યમય જ્યોતિએ પુરૂષના વિકાસ માટે અનેક કાર્યક્રમ બનાવ્યા છે; સ્રીના વિકાસ માટે, એક જ સુંદર અને ઉત્તમ કાર્યક્રમ છે;. અને તે સ્નેહનો. માનસિક ક્રિયાના ઉંડા અભ્યાસીઓ સારી રીતે જાણે છે કે, મનુષ્ય જ્યારે, એવા વિષય પર વિચાર કરતો હોય કે, જે વિષયનું સ્પષ્ટીકરણ અને સ્પષ્ટ દર્શન તદ્દન અસંભવિત નહિ તો દુષ્પ્રાપ્ય હોય, ત્યારે એની આ અશક્તિ ખામી, કેટલેક અંશે પૂરી પાડવા, જેટલાં સાધન હાથ હોય તેટલાં સર્વનો પોતાનાં સમગ્રબળથી તે ઉપયોગ કરેછે છતાં તેનું તદ્દન સ્પષ્ટ દર્શન એ કદી કરી શકતો નથી; એનું કારણ એટલું જ છે કે, વિષય બુદ્ધિગમ્ય નથી; હૃદયગમ્ય છે. કોઇ સુંદર ચિત્રકાર, જ્યારે પોતાની કૃતિમાં તલ્લીન બનેછે, ત્યારે, એ ઘણા ઘણા રંગનો, પીંછી ફેરવવાની પોતાની સમગ્ર જન્મસિદ્ધ શક્તિનો, અને કલ્પના તથા સ્મૃતિનો, ઉપયોગ કરેછે, છતાં હજી કાંઇક કહેવું રહી જાયછે. એ અનંતકાલની ભાષા એકજ કાલમાં શી રીતે કરી શકાય? એ હમેશાં અપૂર્ણ છે અને એનામાં હમેશાં અપૂર્ણસુંદરતા છે. પોતાના છંદને,–જાણે બહાર મૂર્તિમંત સ્વરૂપમાં પોતાની પ્રિય પત્નીને લાડ લડાવતો હોય તેમ અનેક લાલન પાલન અને કલાથી વ્યક્ત કરનાર–ઉત્તમપ્રતિનો ગવૈયો, હાથની, પગની, કેટલીક વખત મુખની, અને અફસોસ! કેટલીક વખત શુષ્ક જણાતા ગળની મદદથી પણ, સંપૂર્ણ રીતે બતાવી શકતો નથી. કલાજીવનના આ સુંદર દર્શનને, માત્ર તેમનું હૃદય, કોઈ રીતે બોલી ન શકાય એવી ભાષામાં જાણેછે. એ ભાષા અફસોસ! રૂપાંતરની હદ બહારછે. કલા એ વસ્તુતઃ હૃદયને— અને તેથી અવ્યક્ત—શબ્દકોષ છે. કલા એટલે માત્ર ચિત્ર નહિ; માત્ર સંગીત નહિ; માત્ર કાવ્ય નહિ; પણ હૃદયનો વિકાસઃ એ વ્યક્તિગત છે એટલે એ ભિન્નભિન્ન પ્રકારે વ્યક્ત થાય; અને એનો વિકાસક્રમ, મનુષ્યના જીવનના ક્રમ જેટલો જ વિશાળ અને અનંત હોવાથી, એ અપૂર્ણ રીતે જ વ્યક્ત કરી શકાય. એટલા માટે જ કલા એટલે ગૂઢ શબ્દ કોષ. પરંતુ શબ્દ કેટલીક વખત જોઇ શકાય છે, સાંભળી શકાતો નથી. અને જે કલાના ઉપાસકને શબ્દ જોવાની જન્મસિદ્ધ શક્તિ હોય, તે પોતાની કલા પિંછીમાં લાવી શકે. પરંતુ એ સર્વ કલાના ઉપાસકો એક અથવા બીજી રીતે સંબંધીઓછે. અને યાદ રાખવાનું છે કે, અક્ષર કે જે શબ્દમાં રહેલ અનેક ગુપ્ત સંકેતોને વ્યક્ત કરવાનું સાધન છે તે મનુષ્યનાં હૃદયનું સ્વરૂપ છે. મનુષ્યનું કલાજીવન અને એના હૃદયજીવન સાથે સંગત છે અને તેથી જેનું હૃદય જેટલું વધારે સુંદર અને ઉન્નત તેના પ્રમાણમાં જ તેની કલા વધારે સુંદર અને ઉન્નત હોઈ શકે. હમેશાં મનુષ્ય જેટલું અનુભવેછે તેટલું કહી શકતો નથી. કેટલીક હૃદયંગમ, ન્હાની સુંદર લાગણીઓ, કોઈ પણ રીતે વ્યક્ત થઇ શકતી નથી; કેટલુંક નૈતિકબલ, વ્યાકરણના સર્વ નિયમોને, ક્રિયાપદ કર્તા અને વિશેષણના સર્વ સંબંધ અને બંધનને છિન્નભિન્ન કર્યા વિના, નિયમબદ્ધ ભાષામાં ઉતારી શકાતું નથી; નહિ કે એમાં કર્ત્તા અપૂર્ણછે, પરંતુ વિષય વધારે સંપૂર્ણછે.

ત્હેં તે દિવસ પ્રસન્નને 'મ્હારી બાપુડી' કહીને બોલાવ્યો ત્યારે, મ્હને એક વિચાર આવ્યો હતો. કેટલીક વખત બાલકના હૃદયમાં ન્હાની ન્હાની, - પરંતુ ગૂઢ તત્ત્વજ્ઞાન પણ ખુલાસો આપી ન શકે તેવી, રમણીય લાગણીઓ આવેછે. બાલક ત્યારે સંગીતના કાંઇપણ નિયમો જાણ્યા વિના, એ લાગણીઓને સંગીતમાં મૂકવા યત્ન કરેછે. એનું હૃદય આનંદ પામેછે, અને જે સ્નેહના ગૂઢ પ્રશ્નને તત્ત્વજ્ઞાન; વિજ્ઞાન કે ન્યાય ઉકેલી શકતાં નથી, તેની ગ્રંથી તેના હાથથી સહજ છૂટી જતી હોય તેમ, અને માત્ર એ પોતે જ અનુભવતું હોય એમ નહિ, પણ માતા પિતાને પણ, આડકતરી રીતે સમજાવી શકતું હોય (કે, સ્નેહ એટલે આવી કાંઇક એકતાર થઇ જવાની અને તેથી આનંદ પામવાની સ્થિતિ—) તેમ એ ઉત્તમ વાતાવરણમાં મગ્ન રહેછે. એ અર્ધવ્યક્ત મધુર શબ્દ કેટલેક અંશે કલાછે; કારણ કે, જે લાગણી થાયછે, તે લાગણીને કોઇપણ સ્વરૂપે મૂર્તિમાન કરવાનો, પોતાના સમગ્રબલથી થઇ શકે તેવો, આ યત્ન છે, એ કલા છે. અને એવી રીતે એ બાલકનું જીવન કલાજીવન છે. અને તેથી જ ત્હારો એ વ્યાકરણના નિયમ વિના બોલાયલો શબ્દ કલા છે; **કલા સંપૂર્ણ હોય ને અન્યને રમણીય લાગે એટલું જ એનું ખરું સ્વરૂપ નથી.** કારણ કે ઓઓના કંઠનું મોહક સંગીત માત્ર રમણીય નથી; એ જો માત્ર રમણીય હોય તો તે કળા નથી. એ મોહક સંગીતમાં જે અન્યગુણ, સાંભળનારને, પોતાના સમાન ખુશનુમા હલકભર્યા વાતાવરણમાં લઈ જવાનો છે, તે અન્યગુણ, કલાની ખરી ખૂબી સમાન છે. કલા એટલે; વાતાવરણ ઉત્પન્ન કરવાનો માનસિક ચમત્કાર: કલા એટલે બીજાને ઉન્નત ઉડ્ડયનમાં લઈ જવાની આકર્ષક શક્તિ: એટલા માટે સ્નેહ અને કલા એ શબ્દો પર્યાય જેવા છે, એટલું જ નહિ પણ સ્ત્રીનું જીવન કેટલેક અંશે નૈસર્ગિક કલાજીવન છે. વસ્તુતઃ દરેક મનુષ્યના જીવનમાં કલા છે, અને કલાને કેળવણી યુક્તિમાં ફેરવી નાંખે છે; આનો અર્થ એમ નહિ કે, રૂસોએ કહ્યું છે તેમ, તદ્દન જંગલી સ્થિતિ એ કલા; પણ જે કેળવણી એમ શીખવાડે કે, 'મનુષ્યની લાગણીને યોગ્ય માન આપ્યા વિના તર્કની મદદથી, જીવનના સર્વ પ્રસંગો પસાર કરી શકાય છે,' એ કેળવણી, મનુષ્યનું કલાજીવન અને તેથી ત્હેનો વિકાસક્રમ છિન્નભિન્ન કરી નાંખે છે.

પરમપ્રિય! હિંદુઓનું જીવન કલા પર રચાયલું હતું. હિંદુઓના કેટલાક માંગલિક પ્રસંગો; એ કલાના અને ઉત્તમ પ્રતિના કાવ્યના મૂર્તિમંત નમૂનાઓ છે. જાણે આનંદથી કંઠ ઉભરાઈ જતો હોય, અને તે સર્વ આનંદ રોમરોમમાં પ્રગટ થતો હોય, તેમ તેના સર્વ અંગપ્રત્યંગ ભેદીને, વ્યક્ત થઈ જતું હિંદુ રમણીનું આનંદમય વદન અને પુત્રને થનથન નાચતા ઘોડાપર સ્વાર થઈ પરણવા જતો જોઇ, ત્હેનું સ્નેહથી સર્વ ગૂઢ સંજ્ઞાઓથી અનેક ભાષામાં, પણ એક જ અર્થમાં દર્શાવી શકાય એવું નયન, એ કલાનો ઉત્તમ નમૂનો છે!

કલા એટલે સહાનુભૂતિ. અને એ રીતે કલા એ તત્ત્વજ્ઞાનનો એક અગત્યનો અંશ. બાલકનું કરુણમય રસથી દીન બની જવું, અને પોતાના જેવા અન્ય ન્હાનાં બચ્ચાંઓને

જોઇ, ક્યારેક ગુપ્તદર્દથી, છાના શોકની અનેક લીટીઓથી ખરડાયેલું વદન, કયો સહૃદય પુરૂષ, કલાના પ્રદેશમાં ગયા વિના જોઈ શકયો છે? એજ કળાને-બાલકના ગુપ્તદર્દની છાની સંજ્ઞાઓને-ચ્હેરાપર કાંઇ ઓર ખૂબીથી, ચિત્રકાર લાવી શકે છે; અને તેજ રંગને કવિ શબ્દમાં રૂપાંતર પમાડી શકે છે. કારણ કે **અતિ ઉચ્ચ ઉડયનમાં શબ્દ એ અનેક રંગ છે; અને અનેક રંગ એ શબ્દ છે; શબ્દ એ સુગંધ છે; અને સુગંધ એ રંગ છે.** પરંતુ એ કલા માત્ર **તત્ત્વજ્ઞાનની પરિસીમા પર જ રહેનાર છે.** એટલે અન્યતરંક એની દ્રષ્ટિથી, વસ્તુ સ્થિતિપર નજર ફેરવી, ઘડીભર એ વાતાવરણથી ડોલાયમાન થઈ જવું એ સહાનુભૂતિનું ઉત્તમ દૃશ્ય છે; અથવા એ ઉત્તમ કલા છે. કલા એટલે દુઃખ એમ પણ ખરું. વસ્તુતઃ મનુષ્યના-જીવનક્રમને કલાની સાથે સંબંધ છે. એક મનુષ્ય પોતાના ઉચ્ચ ઉડયનને ભુલ્યા વિના, ઘડીભર અનેક મનુષ્ય સાથે અનેક રીતે રહી શકે એ પણ 'કલા' છે. સ્ત્રીનું સ્નેહમય જીવન અને **સહાનુભૂતિની અતિ ઉચ્ચ દ્રષ્ટિ કેળવ્યા પછી પ્રાપ્ત થતું** સહૃદય જીવન એ એકજ વસ્તુનાં બે સરખાં અરધિયાં છે.

જે સ્ત્રી શ્વસુર ગૃહમાં ઘડીભર પારકા જણાતાં દીયર નણંદને બ્હેનના જેવા સ્નેહથી ભેટી શકે, અને લગભગ અજાણ્યા શ્વસુરને વૃદ્ધ પિતાના જેટલી માનની દ્રષ્ટિથી જોઇ શકે-એટલુંજ નહિ પરંતુ સ્ત્રી જીવનનો એ અગત્યનો ધાર્મિક અંશ ગણે, તે સ્ત્રીનું સ્નેહ જીવન અતિ ઉચ્ચ વાતાવરણમાં છે. અથવા તો જીવનમાં જે કલાનો વિકાસક્રમ જીવનનો વિકાસક્રમ સાથે સંગત કરવાનો છે તે એ કરી ચૂકી છે.

હિંદુઓનું ગૃહજીવન આવી રીતે કલાજીવન હતું. અને 'કલા' એટલે આજ દિવસ સુધી સમજાયું છે તેમ માત્ર પેન્સીલની મદદથી, અમુક સિદ્ધાંતો સમજી શકનાર, દોરી શકે તેવું ચિત્ર જ નહિ;-'કલા એટલે કાવ્યઃ સ્નેહજીવનઃ કલા એટલે સુંદર ગૃહજીવનઃ કલા એટલે ચારિત્રઃ અને છેવટે કલા એટલે, માતાવિનાનાં દુઃખથી ટળવળતાં પોતાનાં ન્હાનાં બચ્ચાં લઈ, ગમગીન દિલે, પરંતુ સ્વાભિમાન પૂર્વક, પોતાનો મજબૂત કુહાડો ખભાપર લઇ મજૂર લાકડાં ફાડવા નીકળે એ સ્થિતિ! એ મજૂર અમુક અંશે કલાનો જ ઉપાસક છે. કલા એટલે કેવલ વાતાવરણ નહિ; એ વાતાવરણમાંથી ચૈતન્ય લેવાની ગ્રાહક શક્તિ. એજ મજૂર જ્યારે બચ્ચાંને પાળવા માટે, નિરાશ્રિતગૃહની સંસ્થામાં જાય, ત્યારે એનામાં દયા છે, એમ કદાચ કહી શકાય, પરંતુ એ કરુણરસમાંથી સુંદર વાતાવરણ ઉત્પન્ન કરી અભિમાનપૂર્વક બચ્ચાંને પાળવાનો જે જુસ્સો (Spirit) તે ધારણ કરવાની શક્તિ એનામાં નથી; અને તેથી એ દયાળુ હશે પરંતુ એનામાં કલા નથી; એટલે **જીવનનો આદર્શ** નથી.

કેટલીક વખત નબળા મનના મનુષ્યો જુસ્સો એકદમ ગ્રહણ કરી શકે છે; એનામાં ઘડીભર, શક્તિ આવે છે; પરંતુ એ શક્તિને યોગ્ય સ્વરૂપમાં ક્રિયાત્મક કરવી એ માત્ર 'કલાવીર' જ કરી શકે. "**શક્તિને ક્રિયાત્મક કરનાર ઉચ્ચ માનસિક સ્થિતિ**

**એનું નામ સ્વાત્મ ભોગ."** અને તેથી કલાજીવન એ સ્વાત્મભોગમાં પરિણામ પામે છે. વસ્તુતઃ જે સ્થિતિ તત્ત્વજ્ઞાન મનુષ્યની અનેક માનસિકક્રિયાનું પરિણામ હોવાનું જણાવે છે, તે સ્થિતિ કલાના પ્રદેશમાં, સુંદર વાતાવરણ ઉત્પન્ન કરવાની (to-form attitude of life) નૈસર્ગિક શક્તિમાં, સ્વાત્મ ભોગ મેળવવાથી પ્રાપ્ત થાય છે. કુદરત આવી રીતે ઓ પરમપ્રિય! મનુષ્યના વિકાસક્રમ માટે અનેકદ્વાર ખુલ્લાં રાખે છે; વસ્તુતઃ કાર્ય પોતે કાંઇ નથી. એ કાર્ય મનુષ્ય કઇ ભાવનાથી કરે છે, એના પર સર્વ આધાર છે. વિશ્વનું નિયમિત ચક્ર એ અંતે માત્ર વિચારનું પરિણામ છે. બ્રાહ્મણના વૃદ્ધ ગુરૂ તરફ ક્યારેક ધિક્કારની દ્રષ્ટિથી જોનાર મેકોલે તરફ એની સંકુચિત દ્રષ્ટિ મર્યાદા માટે, તત્ત્વજ્ઞાનીને અફસોસ થાય તેવું છે. બ્રાહ્મણના વેષમાં, અલબત જંગલી જેવું કાંઇ હતું નહિ; અને સમ્રાટના વેષમાં સુધરેલ જેવું કાંઈ છે નહિ. એ મનુષ્યે જે કર્યું એજ એનું કલાજીવન, એનો સનાતન ઇતિહાસ છે. ઇતિહાસની તત્ત્વ મર્યાદા એમ પણ દર્શાવે છે કે, મનુષ્ય જીવનનો સમગ્ર વિકાસ એ માત્ર એની નૈતિક સ્થિતિ છે, કલા અને સ્નેહ એ બે પર્યાય શબ્દો હોવાથી અને કલાજીવન અથવા સ્નેહજીવન સ્ત્રીના મધુર સ્વભાવને વધારે યોગ્ય હોવાથી, સ્ત્રીનો વિકાસ એમાં છે; કુદરતે ન સમજી શકાય એવો કાંઇક ગુપ્ત સંકેત સ્ત્રી પુરૂષના ભેદમાં અને એના આકસ્મિક સંયોગમાં પણ વિદ્યુત્વેગથી દોડયા જતા અનેક માનસિક વિગ્રહોમાં રાખ્યો છે. એ માનસિક વિગ્રહ સાથે, સ્ત્રી પુરૂષના ભેદમાં રહેલી અગમ્ય ઐકતા હું લ્હને ક્યારેક કહીશ; અત્યારે આપણી એક ન્હાની વાત યાદ આવે છે.

પરમપ્રિય પ્રસન્ન પવનથી ઉડયા જતા ન્હાના બાલના ગુચ્છા જોઈ, એક દિવસ લ્હેં એમ કહ્યું કે આનો ફોટોગ્રાફ કેટલો સુંદર લાગે; આપણે તે દિવસ નંદલાલને બોલાવી પ્રસન્નનો ફોટો લીધો. નંદલાલ ઉત્તમપ્રતિનો ફોટોગ્રાફર છે; પરંતુ એનામાં એ વિદ્યાનો વિકાસ એ માત્ર યુક્તિ છે. એનો જીવનવિકાસ એના કાર્યની સાથે સંગત નથી. અર્થાત્ પોતાના વિકાસ માટે આ કાર્ય પ્રાપ્ત થયું છે એમ એ ક્યારેય સમજ્યો નથી. એ સ્થિતિ ઓ પરમપ્રિય! તે દિવસ આપણે ત્યાં એક વાણીઆ મિત્ર આવ્યા હતા તેના જેવી છે. એ બહુ મધુર બોલતા–ક્યારેક જાણે એની સમગ્ર સ્નેહ–શક્તિ બહાર કાઢતા હોય તેમ નિષ્કારણ મંદ હસતા; અને ક્યારેક તો એ જાણે આપણા સમાગમમાં અતિ આનંદ પામતા હોય તેમ ખડખડાટ હસતા. અફસોસ! જૂદા જૂદા ભાવો દર્શાવતા એના વદનના ફેરફારમાં એનું હૃદય સામેલ હતું નહિ. અને તેથી મનુષ્યને ઠગવાની અનેક બાધા વદન પર આલેખી રાખવાનો, આ એનો અધમ વ્યાપાર એ અધમતાની છેલ્લી નિશાની હતી. મનુષ્ય અધમ હોય,–અને તે પણ સ્વાભાવિક–ત્યારે મનુષ્યના અધઃ પતનનું એ છેલ્લું પગથીયું છે.

એનાથી નીચે, જેનામાં ચૈતન્ય હોય, પરંતુ કાંઈ ઉદ્દેશ ન હોય એવું પ્રાણી જી છે. કોઇપણ જાતની ઉત્તમ ભાવના ગોખ્યા વિના કાર્યકરનાર ...નસમૂહ લગભગ પામર અવસ્થામાં છે. અને તે દિવસ જે લ્હને સાંભરતું ... આપણે ત્યાં મે

ભારી નાંખવા આવ્યો હતો; એણે પોતાના મજબૂત ખભાપરથી ભારી હડસેલી નાંખી અને પોતાનું દરેકે દરેક અંગ, આવા પ્રામાણિક કાર્યથી પોતે પોષે છે, એ માટે ઘડીભર, નીચે નાંખેલી, ભારી તરફ એ સ્વાભિમાનપૂર્વક પરંતુ આભારદર્શક વિનયથી જોઈ રહ્યો; પરવરદિગારની સારી સૃષ્ટિમાં પોતે હજી ખુશનુમા પ્રભાતના રંગ જોતો પોતાનું વૃદ્ધ પરંતુ મજબૂત શરીર આવી રીતે જાળવી શકે છે એ માટે ઘડીભર આભારદર્શક વિનીતતા એના મ્હેરા પર આવી જતી. એ પોતાનું શરીર કસીને, ન્હાનું કુટુમ્બ, સ્નેહપૂર્વક સંતોષથી સાચવતો; અને જરૂર પડે તો પોતે ભૂખ્યો રહીને પણ, પોતાના સહુથી ન્હાના બાલક માટે, સારો મીઠો ખોરાક લેવાનું ચુકતો નહિ. નંદલાલ ફેરીઆકર કરતાં એનામાં જીવન-વિષે કાંઇક ઉત્તમભાવના હતી. અને તેથી એનું જીવન એ વસ્તુતઃ "કલા.જીવન" કહી શકાય; એણે ભારી હડસેલી નાંખી અને ત્યારપછી ઉભો રહ્યો એ કલા હતી. એણે માત્ર ભારી હડસેલી નાંખી હત અથવા પોતાના ન્હાના બચ્ચાને માટે ખરાબ ખોરાક લઇ, પોતે સારો દારૂ ખરીદ કર્યો હત તો એ 'યુક્તિબાજ' મનુષ્ય કહેવાત એ વ્યવહાર જાળવી શકે છે; પરંતુ પોતાના પ્રાપ્ત કાર્યથી ઉંચે ચડવાની જે ઉત્તમ માનસિક સ્થિતિ તે પ્રાપ્ત કરવાની એનામાં કલા નથી. ફુલચંદ આપણા ઘરપાસે નવો દુકાનદાર જ હતો. અને એની મીઠી જબાનથી સાંજરે લોથપોથ થઇ આવતા મજૂરોની મોટી ઘરાકી એ બાંધી શક્યો હતો. વ્યવહારકુશલ ગણાતા મનુષ્યોએ એને 'આવડત' વાળો ગણ્યો હતો; અને મજૂરના પરસેવાથી થતા દરેક પૈસામાં એ અરધો પૈસો વસુલ કરતો. એણે બહુ સારૂં ઘર બાંધ્યું; અને ઘડીભર મનુષ્યને આનંદમાં ગરકાવ કરે, એવાં કેટલાંક સુંદર ચિત્રો એણે પોતાના દિવાનખાનામાં મૂક્યાં હતાં; એનું દિવાનખાનું બહુ ઉત્તમપ્રતિના નમૂનાઓથી ભરપૂર હતું; છતાં એનામાં કલા તો નહિ જ હતી.

**દરેક કાર્ય કાં કલા બનાવી શકાય છે અથવા તો એ કાંઇ નથી. કાર્યને કલા બનાવવાની યુક્તિ એ જ તત્ત્વજ્ઞાનનો કર્મયોગ.** કર્મવીરની નજર જીવનના સનાતન ઇતિહાસ તરફ હોય છે. ફુલચંદની નજર એટલી સંકુચિત હતી કે માત્ર વ્યાવહારિક યુક્તિબાજ મનુષ્ય બની શકયો. દુકાનદાર જ્યારે મીઠી જબાનનો ઉપયોગ ઘરાકી વધારવા માટે કરે ત્યારે એ યુક્તિ જાણે છે; જ્યારે એનો જ ઉપયોગ એવી મીઠાશથી પોતાના નિસ્નના ગરીબ ઘરાકોની આંતરિક અવસ્થા જાણી, પોતાનાથી બને તેટલો સ્વાત્મભોગ અર્પણ કરવા માટે કરે, ત્યારે એ કલા જાણે છે. કલા વિષે કાંઇક વધારે હું તને એક બીજા પત્રમાં લખીશ.

સાધન એ કાંઇ નથી એમ ખરૂં; છતાં સાધન પ્રાપ્ત કરવા યત્ન કરવો એ પુરૂષાર્થ છે; અને તે એટલા માટે કે એમાં કેટલાક આત્મભોગના સોનેરી પ્રસંગો મનુષ્યને પ્રાપ્ત થાય છે. કોઇ પણ કાર્ય એવું નથી કે જે ઉત્તમ ન હોય. અથવા એવું કોઇ પણ સ્થલ નથી કે જેમાં અલ્પમતા પ્રવેશ ન કરી શકે. સર્વ આધાર મનુષ્યના પોતાના વિકાસપર છે.

પરંતુ રે! અંતે આ સર્વ ભાવના ઢલવવાનું ત્હારા જેવું સુંદર સ્થાન ક્યાં? સં-

પ્યાના આછા કિરણોથી ઘેરાતા નભમંડળમાં કેટલાક તારા ઉગી નાકળ છે; ઘડીભર પ્રશાન્ત બનતા જંગલ તરફ—અને તે આપણા હજી પણ પ્રિય લાગતા ઝરણા તરફ હું આશાથી—રે મધુર સ્મૃતિના આનંદમય શોકથી જોઉં છું એ જંગલ હજી પણ એટલું જ ગાઢ અને પ્રશાન્ત છે; અને ક્યારેક, ભાનુના પ્રખર કિરણો ભેદી ન શકે એવા કેટલાક સ્થલમાં હું જાઉંછું ત્યારે જાણે કોઈ કાલ્પનિક અવસ્થામાં હું ઘડીભર સારી સૃષ્ટિ ભૂલતો હોઉં તેમ, આનંદમય મધુર સ્વપ્ન સૃષ્ટિમાં પડુંછું ને સાંજરે ત્યાંથી પાછા ફરતાં આપણી ઝુંપડા તરફના, કેટલાક છિન્ન ભિન્ન પુષ્પના રોપ જોઈ, એક વાત વિદ્યુતવેગથી યાદ આવે છે: હું જઈશ ત્યારે એ ઝુંપડીમાંથી સત્કાર કરવા કોઈ સામે નહિ આવે! ઓ નિર્દોષ નિષ્કારણ હાસ્ય કરતું કોઈ બાલક, ઉલ્લાસ ભર્યું સામે આવે! ઓ પરમપ્રિય! આ કાલ્પનિક મધુર સૃષ્ટિનો આમ સંહાર થાય છે, ત્યારે હું શૂન્ય દ્રષ્ટિથી ક્ષિતિજમાં અસ્ત થતા સૂર્ય તરફ જોઈ રહું છું ને એવી સ્થિતિમાં છેવટ, અનેક પક્ષીઓના એક પછી એક પછી એક મંદ બનતા બધા સ્વરો શાંત થાય છે. ઓ પરમપ્રિય!

નયને હજી શોકની ધાર વહે<br>
રસ ચેતન જીવન જાય અરે!

ગૌરીશંકર ગોવરધનરામ જોશી.

---

# ધર્મ પ્રવૃત્તિ.*

રાજા દિલીપ વસિષ્ઠમુનિની હોમધેનુ બચાવવા માટે પોતાનું જીવન આપવા તૈયાર થયા, ત્યારે માયાથી સિંહે તેને કહ્યું હતું કે એક ગાયને માટે તું જીવન સર્મપણ કરવા તૈયાર થયો છે, તે યુક્તિયુક્ત નથી, તું જીવતો રહીશ તો તારી પ્રજાનું રક્ષણ કરી શકીશ.

દિલીપે તેને બે કારણો બતાવ્યાં. પ્રથમ તો હું ક્ષત્રિય છું માટે દુઃખિનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે, બીજું, હું અત્યારે પરાધીન છું, માટે જીવ આપીને પણ મારા માલિકે સોંપેલ કાર્ય સિદ્ધ કરવા હું બંધાએલો છું.

આજકાલ જેને યુટિલિટિ અથવા હિતવાદ કહેવામાં આવે છે—જેની સંક્ષિપ્ત સંજ્ઞા પુષ્કળ લોકોનું પુષ્કળ સુખ છે—તે મુજબ વિચાર કરતાં દિલીપના હિસાબમાં ભૂલ થઇ

* બાબુ રામેન્દ્ર સુંદર ત્રિવેદી એમ. એ. પી. આર. એસના એક લેખપરથી.

હતી એમ જણાય છે. એક પ્રકારની ભાવપ્રવણતાને વશ થઇ આટલું બધું સત્યાનાશ વાળવા તૈયાર થવામાં છેણે ખરેખર વિચાર મૂઢતા જ બતાવી હતી ગાયનાં જીવન કરતાં તેનાં જીવનનું મૂલ્ય વસિષ્ઠની પાસે કદાચ ન હોય, પણ સમસ્ત સમાજ આગળ તો વધુ હતું, એ વાત વસિષ્ઠ પણ સ્વીકારત.

વારુ ! દિલીપની વિચાર મૂઢતા સ્વીકારી લઇએ, પરંતુ આજકાલ આ યુટિલિટિ તત્વના જયજયકારના દિવસોમાં પણ એવા ઘણા લોકો જણાય છે કે જેઓ કર્તવ્યનો નિર્ણય કરતી વખતે યુટિલિટિ અથવા સમાજનાં હિતપરિમાણનો હિસાબ ન કરતાં કેવળ ભાવપ્રવણતાને જ વશ થાય છે.

ખરેખર ! આ પ્રાચીન વસુંધરામાં મનુષ્યોએ લાંબો વખત વાસ કરી યથેષ્ટ અનુભવ મેળવ્યો છે; તોપણ તેઓનાં જીવનમાં કયું કામ કરવું યોગ્ય છે, તે કાર્ય શા માટે કરવું યોગ્ય છે, આ સાધારણ તત્ત્વોનો નિર્ણય હજુ સુધી થયો નથી. શું કરવું ને શું ન કરવું એનો નિર્ણય કરવામાં પંડિતો પણ ગોથાં ખાય છે.

તોપણ કેટલાક સમાજમાં કેટલેક સ્થળે મનુષ્યનાં કર્તવ્યનો નિર્દેશ શાસ્ત્રોનાં વિધાન દ્વારા થયો છે ખરો; અને એ વિધાનપર હસ્તક્ષેપ કરવાનો, અથવા તેની યુક્તાયુક્તતામાં સંદેહ કરવાનો અવકાશ સામાજિક મનુષ્યોને જરાપણ નથી. પારકી માલિકીના આંબાપરથી કેરીઓ પાડી ખાવી કે નહિ, એ બાબત શંકા ઉપસ્થિત થતાંજ તેનો ખુલાસો શાસ્ત્ર કરી દે છે કે તેમ કરતાં પકડાવાથી માર પડશે. આ શાસ્ત્ર તે આપણો પીનલ કોડ; આ દંડવિધિનો કાયદો હયાતીમાં હોવાથી કેટલાંક સાંસારિક કાર્યોમાં કર્તવ્ય નિર્ણય કરવાની માથાકૂટ કરવી પડતી નથી.

પરંતુ પીનલકોડમાં જેનો નિર્દેશ પણ ન હોય, તેવાં હજારો નાનાં કે મોટાં કાર્યો મનુષ્યો આગળ હંમેશાં ઉપસ્થિત થાય છે. આવે વખતે કયે રસ્તે જવું, કયે રસ્તે જવાથી સુખી થવાશે વગેરે બાબતોનો નિર્ણય ન કરી શકવાથી આપણે આકુલ અને દિશાભ્રષ્ટ થવું પડે છે. તેવાં કાર્યો કરવાના રસ્તા એટલા બધા હોય છે, અને વિશ્વાસુ ભોમિયાનો તોટો એટલો બધો હોય છે, કે ગરીબ બિચારા મુસાફરોની આ સ્થળે શોચનીય અવસ્થા થઇ પડે છે.

આ સ્થળે સંપ્રદાય નામના ભોમિયા આશ્વાસન આપે છે, કે આવે સ્થળે પણ એક ઉપાય છે. તેઓ ધર્મશાસ્ત્ર નામક એક બીજા પીનલકોડ તરફ આંગળી કરી કહે છે કે આ કોડની વ્યવસ્થા મુજબ ચાલો, તેથી તમારૂં ભલું થશે. ને માનશો તો આ લોક અને પરલોકમાં જય મેળવશો, નહિ માનો તો સજા થશે. તેની વ્યવસ્થા મુજબ શા માટે ચાલીએ, એ પ્રશ્નજ કરતા નહિ. પીનલકોડની વ્યવસ્થા જેમ રાજશક્તિએ કરી છે, તેમ

આ કોડની વ્યવસ્થા પણ બીજી કોઇ શક્તિએ કરી છે, તે શક્તિપર તમારૂં પ્રભુત્વ નથી. કોઈપણ પ્રકારની આનાકાની ન કરતાં એ શક્તિની વ્યવસ્થા માનો; તમારૂં ભલું થશે.

આ પ્રમાણે કોઇ એક શાસ્ત્રનો આશ્રય લેતાં ઘણી સગવડ મળે છે; પોતાની બુદ્ધિપર આધાર રાખવો પડતો નથી, તેથી પોતાની જવાબદારીનો બોજો હલકો થવાથી શાંતિ મળે છે એ વાત સ્વીકારવા યોગ્ય છે. પરંતુ ઘણા કાર્યોમાં અંતરાત્મા આવાં શાસ્ત્રોનું શાસન માનવા માગતો નથી; ઉલટું ઘણો વખત વિદ્રોહી થઈ ઉઠે છે. બધા સમાજનાં ધર્મશાસ્ત્રોએ કેટલાંક કાર્યને પાપ અને કેટલાંકને પુણ્યરૂપ માનેલાં છે; પરંતુ શાસ્ત્રો વચ્ચે અને સંપ્રદાયો વચ્ચે તે બાબતમાં ભયાનક મતભેદ છે. તેમાં પણ જ્યારે એક સંપ્રદાય રવિવારે નિશાળે જવું અને નરહત્યા કરવી એ બંને કાર્યને માટે એકજ સજા ફરમાવે ત્યારે તે વ્યવસ્થા તરફ વિદ્રોહાચરણ કરવું એજ કર્તવ્ય છે એવો આગ્રહ કેટલાંય મનુષ્યોનો અંતરાત્મા કરી રહે છે.

આ રીતે પ્રત્યેક મનુષ્યનાં અંતરમાં conscience નામનું કંઈક છે, તે ઘણી વખત તેમનાં મનમાં અશાન્તિ જગાડે છે. આ કોન્સેન્સનું દર્શનશાસ્ત્ર સંગત દેશી નામ ગમે તે હોય, પણ સરળ ભાષામાં તેને આપણે 'સહજ ધર્મપ્રવૃત્તિ' એવું નામ આપી શકશું. આપણાં શાસ્ત્રોમાં જેને અંતર્યામી કહે છે, તેનુંજ સ્વરૂપ આ સહજ ધર્મપ્રવૃત્તિ છે. માણસો જ્યારે એક બાજુ જવા ઇચ્છે છે, ત્યારે આ પ્રવૃત્તિ તેને બીજી બાજુએ ખેંચે છે. ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, લોકશાસ્ત્ર વગેરે બધા પીનલકોડ જ્યારે માણસને એક બાજુએ જવાનું ફરમાવે છે; ત્યારે આ અંતર્યામી તેને બીજો રસ્તો બતાવે છે, ખરેખર માણસોને ઘરમાં કે ક્યાંય શાંતિ નથી. મનુષ્યનાં અંતઃકરણમાં આ કિંભૂતકિમાકાર પ્રવૃત્તિ બીજી પ્રવૃત્તિઓ સાથે હંમેશાં કજીઆ કરવામાં રોકાઇ રહી છે; આથી હિતાકાંક્ષી બંધુઓ વિનંતિ, ઉપદેશ અને બીક બતાવા જે કર્તવ્ય બતાવે છે, તે બધું આ સહજ ધર્મપ્રવૃત્તિ ઉથલાવી નાંખે છે, અને આપ્તજનોના ઉપદેશોની ઉપેક્ષા કરી, તેમની બીકની પરવા ન કરી માણસને બીજો રસ્તો બતાવે છે.

મનુષ્ય જ્યારે પોતાની પ્રવૃત્તિઓની પ્રેરણાથી, અથવા મિત્રોનાં ઉપદેશથી એક રસ્તો નક્કી કરી નિશ્ચિંત થાય છે, ત્યારે તેના અંતરમાંથી કોઇનો ગંભીર સ્વર બહાર આવી તેને સાવધાન કરી દે છે. પ્રવૃત્તિની પ્રેરણા હવે તેને ચલાવી શકતી નથી; હિતૈષીની હિતવાણી હવે તેને સારી લાગતી નથી; શાસ્ત્રનું શાસન તેને નમાલું લાગે છે; યુટિલિટિતત્ત્વ અથવા અન્યાન્ય દાર્શનિક તત્ત્વોની ક્ષતિલાભગણના અને હિસાબનિકાસ પણ તે વખતે રસાતળમાં જતાં રહે છે.

માયાવી સિંહ જ્યારે દિલીપને નાના પ્રકારનાં વાક્યોથી ક્ષતિલાભ ગણના અને હિસાબ નિકાસની વાતો વડે કર્તવ્ય બતાવી રહ્યો હતો, તેજ વખતે દિલિપની સહજ સરલ સ્વાભાવિક પ્રવૃત્તિએ તેનું રક્ષણ કર્યું હતું. માણસોનું સૌભાગ્ય છે કે જુદીજુદી નીતિ, જુદા જુદા ઉપદેશ તથા જુદાં જુદાં શાસ્ત્રો જ્યારે માયા જાળ વિસ્તારી મનુષ્યત્વના ચક્ષુને અંધ બનાવે, અને તેને સત્યાનાશના રસ્તાપર લઈ જવા તૈયાર થાય, ત્યારે તેનો અકૃત્રિમ સરલ સુસ્થ ધર્મસંસાર તેને તે વિપત્તિમાંથી બચાવી લે છે. મનુષ્યોના આ સ્વાભાવિક સહજ સંસ્કાર અથવા પ્રવૃત્તિની ઉત્પત્તિ કેવી રીતે થઇ? એ પ્રશ્નનો જવાબ શું નથી?

આ સ્થળે મનુષ્યની પ્રકૃતિની આલોચના કરવાની જરૂર છે. મનુષ્ય સ્વભાવથીજ સુખાન્વેષી છે. અહીં સુખ અને દુઃખની દાર્શનિક વ્યાખ્યામાં ઉતરવાની જરૂર નથી, સુખ અને દુઃખ શબ્દથી શું સમજાય છે, તેનો સૂક્ષ્મ વિચાર ન કરીએ તોપણ એમ કહી શકાય કે મનુષ્યનો સ્વભાવજ એવો છે કે તે સુખ શોધે છે અને દુઃખથી દૂર રહેવાનો પ્રયત્ન કરે છે. એમ કરવામાં મનુષ્યનો દોષ પણ નથી. કારણ કે મનુષ્ય તેમ કરવામાં પ્રકૃતિવડેજ યોજાયો છે મનુષ્યનો બીજો ધર્મ ગમે તે હોય, પણ પોતાના જીવનનું રક્ષણ કરવું, એ તેનો પ્રથમ અને સ્વાભાવિક ધર્મ છે. જીવન રક્ષા માટેજ તે સુખની શોધ અને દુઃખનો પરિહાર કરતો રહે છે. જો પ્રકૃતિની વ્યવસ્થા બીજી રીતની હોત, જો મનુષ્યોમાં જીવનનું રક્ષણ કરવાની પ્રવૃત્તિ ન હોત, જો મનુષ્યો સુખ છોડી સ્વભાવથીજ દુઃખ તરફ દોડતાં હોત, તો જગતના ઇતિહાસમાં મનુષ્યજાતિને લગતા વિભાગોનું અસ્તિત્વજ ન હોત. જે જીવનને અનુકૂળ છે તેનું નામ સુખ, જે જીવનને પ્રતિકૂળ છે તેનું નામ દુઃખ. માટે જેને જીવન ધારણ કરવાનું છે, તેને સુખ મેળવવું પડશેજ, દુઃખ તજવું પડશેજ, તેમ કરવાને તે બાધ્ય છે. તે સિવાય તેનો છૂટકોજ નથી. કોઇ કોઇ વખતે એવું જણાય છે ખરૂં કે સુખનો શોધ કરવા જતાં મનુષ્ય વિપત્તિમાં સપડાય છે, તેનું જીવન વિપદગ્રસ્ત થાય છે; પરંતુ તે પ્રકૃતિના બંદોબસ્તનો દોષ છે; ખરી રીતે તો મનુષ્ય માત્રને પ્રકૃતિ દેવીએ સુખની શોધમાજ નીમ્યાં છે.

માણસોએ મનુષ્યત્વ મેળવ્યા પહેલાં જીવત્વ મેળવ્યું હતું. સંસારમાં મનુષ્ય પણ એક જીવ છે. તેનામાં જીવનરક્ષાની સ્વાભાવિક પ્રવૃત્તિ રહેલ છે એ પ્રવૃત્તિ ન હોત તો તેઓ અત્યાર સુધી ટકી રહ્યાં હોત નહિ, અને પાપ-પુણ્ય તથા ધર્માધર્મની બાબતનો વિચાર કરવા માટે આપણે આમ તર્ક કરવાની પણ જરૂર રહેત નહિ. જીવનરક્ષા એજ મનુષ્યરૂપી જીવનો પહેલો અને મોટો ધર્મ છે. બીજા જીવોની સાથે આ સ્થળે તેઓનું સાધારણપણું છે જીવનરક્ષાના અનુકૂળ માર્ગમાં તેઓને ચાલવું પડશે, નહિ તો તેઓનું અસ્તિત્વ રહેશે નહિ. પ્રકૃતિએ આ રીતની વ્યવસ્થા કરી છે, અને પ્રકૃતિએ તે માટેજ તેઓને સુખાન્વેષી કર્યા છે. કયો માર્ગ જીવનનો અનુકૂળ છે, તે વિચારવાની શક્તિ બધાં મનુષ્યોમાં સરખી હોતી નથી; તે ડગલે ડગલે વિચારવા જતાં જીવનનું રક્ષણ પણ ન થાય; જીવન એવું ભયાનક છે. તે માટે પ્રકૃતિએજ તેનામાં કેટલીક મનોવૃત્તિની સૃષ્ટિ કરી છે. તેથી મનુષ્યમાત્ર જીવનના રક્ષણ માટે પ્રકૃતિએ આપેલ મનોવૃત્તિને વશ થઇ ચાલે છે.

એ સ્વભાવજાત મનોવૃત્તિનું નામ સુખાન્વેષણ-પ્રવૃત્તિ અથવા દુઃખ પરિહાર પ્રવૃત્તિ, જીવ એ પ્રવૃત્તિને વશ થઈ ચાલે છે, તેથી જ તેની આજ સુધી હયાતી રહી છે. એટલું ખરૂં છે કે એ સુખાન્વેષણ-પ્રવૃત્તિ મનુષ્યોને સર્વત્ર અને સર્વદા સાચા રસ્તે-જીવનને અનુકૂળ રસ્તે લઈ જતી નથી. એટલો પ્રકૃતિની વ્યવસ્થાનો દોષ છે. પરંતુ મનુષ્યને તો તે સિવાય બીજો ઉપાય નથી. જીવન રહે કે ન રહે, પણ તેને તો સુખની શોધ કરવીજ પડે છે. વળી અધિકાંશ સ્થળે સુખ જીવનને અનુકૂળ અને દુઃખ જીવનને પ્રતિકૂલ છે માટે જીવ સુખ ઇચ્છે, અને જીવધર્મી મનુષ્યો પણ બીજા જીવોની માફક સુખની શોધ કરે,

તેમાં તેનો દોષ નથી. એ પ્રકૃતિનો કાયદો છે. એથીજ માણસોનું મંગળ છે; એ સાચી વાત છે; એ વાત જૂઠી આનંદશોધ નહિ.

મનુષ્ય જીવ છે અને જીવ માત્ર સુખાન્વેષી છે, પ્રકૃતિની વ્યવસ્થા આ મુજબની છે. અહીં સુધી કંઇ ગોલમાલ નથી. પરંતુ પ્રકૃતિ વ્યવસ્થા બહુ ભયંકર છે. એક જીવનું જીવન નષ્ટ ન કરે તો બીજા જીવનું રક્ષણ થાય નહિ; એકને જેથી સુખ, બીજાને તેથી દુઃખ; બીજાને દુઃખ ન આપીએ તો પોતાને સુખ મળે નહિ. આ પ્રકૃતિની વ્યવસ્થા છે. અને આ વ્યવસ્થા ઉપરજ આ દુનિયાની પ્રતિષ્ઠા થઈ છે. ભોજન વિના જીવનની રક્ષા થાય નહિ, અને જીવનો આહાર જીવ.

વ્યવસ્થા ભયંકર છે, પરંતુ તેપર તમારો કે મારો હાથ નથી. પ્રકૃતિની વ્યવસ્થા ઉપર તમારૂં કે મારૂં પ્રભુત્વ નથી. જીવન રાખવું જ જોઇએ, પણ અન્યનો નાશ કર્યા સિવાય જીવન રહેવાનું નથી. આ પ્રયત્ન પ્રત્યેક જીવ કરે છે, જીવમાત્રની આ દિશામાં જ ગતિ છે પરિણામે ઘોર જીવન સંગ્રામ મચી રહેલ છે. જાગતિક વ્યાપારના મૂળમાં આ દ્વંદ્વ છે; અને એ દ્વંદ્વ ઉપરજ આ સંસારની સ્થાપના થઈ છે. જગતના વહેવારમાં સર્વત્ર સર્વદા એક પ્રકારની પ્રતિદ્વન્દ્વિતાનું અસ્તિત્વ જણાય છે, તેનું મૂળ આ સ્થળેજ છે. અહીંથી જ સારૂં અને નરસું, સુખ અને દુઃખ, પાપ અને પુણ્યની ઉત્પત્તિ થઇ છે.

મૂળમાં દ્વંદ્વ છે; સંગ્રામ, વિવાદ રક્તપાત છે; છતાં તેના વિના ચાલવાનું પણ નહિં. દ્વંદ્વમાંથી જ દુઃખ, દ્વંદ્વમાંથી મૃત્યુ; દ્વંદ્વમાંથી જ પાપ જન્મે છે. છતાં દ્વંદ્વહીન, દુઃખહીન, પાપહીન જગત કેવું હોત, તે કલ્પનામાં પણ આવતું નથી. કવિની કલ્પનામાં કદાચ આવી શકે ખરૂં. જે જગતમાં દ્વંદ્વ નથી, દુઃખ નથી, ઘડપણ નથી, મરણ નથી, પાપ નથી—બધે સુખ છે, બધે શાન્તિ છે. અવિચ્છિન્ન યૌવન છે, અખંડિત વસંત છે, મંદગામી મલયપવન પ્રસરી રહ્યો છે—એવું જગત કદાચ કવિની કલ્પનામાં આવી શકે, પરંતુ તેવાં જગતની પ્રકૃતિ કેવી હશે, તે જ્ઞાન-વિજ્ઞાનથી અગોચર છે. જરામરણહીન, દુઃખ દ્વંદ્વહીન હયાતી અને નાસ્તિત્વ વચ્ચે શો ભેદ છે તે મને કોઇ સમજાવશે તો હું તેનો આભારી થઇશ.

પ્રકૃતિની આ અભિવ્યક્તિ, આ વિચિત્રતા અને સૌન્દર્ય, જીવનનો આ ઉચ્છ્વાસ અને વિકાસ એ સનાતન દ્વંદ્વ અને વિરોધને લીધેજ ઉત્પન્ન થયાં છે. મૃત્યુ સિવાયનું જીવન નથી. દુઃખ વિનાનું સુખ નથી, પાપ સિવાયનું પુણ્ય નથી, મૃત્યુ અને જીવન, સુખ અને દુઃખ, પાપ અને પુણ્ય એક જ સિક્કાની બે બાજુ છે; જગતનું આ સર્વ પ્રધાન સત્ય છે.

જીવનરક્ષા માટે જીવો વચ્ચે જે દ્વંદ્વ, મારામારી, કાપાકાપી મચી રહી છે, તેનુંજ પરિણામ જીવની આ અભિવ્યક્તિ—ઉચ્ચનો આવિર્ભાવ નીચનું તિરોભાવ; દુર્બલનો પરાજય અને સબળનો જય—છે. જીવન સંગ્રામવડે પ્રાકૃતિક નિર્વાચન થાય છે, તેથી અભિવ્યક્તિ, વિકાસ, ઉન્નતિ થાય છે; તે સાથે જ નવીન આકાંક્ષા, નવીન આશા, નવી અશાન્તિ અને નવીન દ્વંદ્વનો જન્મ થાય છે. જીવોમાં આ દ્વંદ્વ સર્વત્ર સર્વદા વર્તમાન છે, અને જીવસમાજમાં મનુષ્યો વચ્ચે આ દ્વંદ્વની પરાકાષ્ઠા છે. ( અપૂર્ણ. )

મહાશંકર ઇંદ્રજી દવે.

Reg. N0 453.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૪. [ માસિક ] વૈશાખ. સંવત્ ૧૯૭૭.

## વાદળાં ! વરસો કે વીખરાઓ.

( આશાગોડી. )

વરસો કે વીખરાઓ,
વાદળાં !
વરસો કે વીખરાઓ.

હૈકટ શાને ઘેરાઓ ?
વાદળાં !—.

કુડાપાડી કુબ્જાસુખ સમ
શાને ચટેલાં જણાઓ ?
વાદળાં !—

જલથી ભર્યાં જો, ભારે મરો કાં ?
કાં મૂંઝવો ને મૂંઝાઓ ?
વાદળાં !—

પારેખનો બંગલો,
નડિઆદ,
તા. ૧:૮:૧૯૨૦:

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# પ્રાર્થના.*

વર્તમાન પાશ્ચાત્ય વિદ્યાથી સંસ્કારાએલા જનો સેવાને માને છે, પ્રાર્થનાને માનતા નથીઃ જગતમાં રહી ન્હાનાં મ્હોટાં કર્તવ્યો કરવાં એ જ પ્રભુનું ખરૂં આરાધન છે, ભગવદ્દગીતાનો શબ્દ લઈને બોલીએ તો 'કર્મયોગ'. એ જ મનુષ્ય અને પ્રભુ વચ્ચેનો 'યોગ' યાને જોડાણ, ગાંઠણ છે—એમ તેઓની માન્યતા છે. ખરેખર, આ કર્મ કરવામાં જો 'યોગ' અનુભવાતો હોય, એટલે કે જગતનાં કર્તવ્યો કરવાની સાથે એ ક્રિયામાં પ્રભુનો સંસ્પર્શ થતો લાગતો હોય,—અર્થાત્, 'કર્મ'ને જ 'યોગ' માની લેવો એમ નહિ પણ કર્મમાં યોગ અનુભવવો એટલું સ્વીકારાય—તો આ સિદ્ધાન્ત સામે કાંઈ કહેવાનું નથી. પણ આ સિદ્ધાન્તનું સ્વરૂપ કેટલીક વાર એની યોગ્ય મર્યાદાની બહાર ખેંચી જવામાં આવે છેઃ તે એવી રીતે કે એમાં સેવાધર્મનું પ્રતિપાદન કરવાની સાથે પ્રાર્થનાધર્મનો નિષેધ કરવામાં આવે છે.

ગયા શતકના ધર્મસંબન્ધી પાશ્ચાત્ય સાહિત્યમાં પ્રાર્થના સામે આ એક મ્હોટી દલીલ થતી વાંચીએ છીએ કે 'પ્રાર્થનાથી શું થઈ શકે?' સાયન્સે આપણી સમક્ષ એવું જગત્ ખુલ્લું કર્યું છે કે જે કાર્યકારણભાવની સાંકળથી દૃઢ જકડાએલું છે, બલ્કે જે એ સાંકળરૂપ જ છે, અને જેમાં એક રેખ માત્ર પણ ન્યૂનાધિકતા કે અન્યથાભાવ કરવાનું આપણું સામર્થ્ય નથી. એવી ન્યૂનાધિકતા થઈ શકે કે એની કાર્યકારણભાવની સાંકળ તોડી શકાય એમ માનવું એ જગતમાં ઉપલબ્ધ થતી વસ્તુસ્થિતિથી ઉલટું છે એટલું જ નહિ, પણ એવી માન્યતાથી તો જગતને તેજમાંથી કાઢી અન્ધકારમાં નાખવા જેવું થાય છેઃ કારણ કે, જગતમાં મનુષ્ય વ્યવહાર કરી શકે છે તે એવી માન્યતાથી જ કે જગત્ નિયમબદ્ધ છે, એમાં ન્યૂનાધિકતા થઈ શકતી નથી, અને એની કાર્યકારણભાવની સાંકળ તોડી શકાતી નથી. તમે બોલો છો અને હું ધ્યાન દઉં છું તે એવી માન્યતાથી જ કે જે શબ્દ તમે ઉત્પન્ન કર્યો છે તે શબ્દતરંગના વિસ્તારના નિયમાનુસાર મ્હારા શ્રવણને પહોંચશે, અને એ ઇન્દ્રિયગોચર થતાં ભાષાના નિયમાનુસાર હું એનો અર્થ કરી શકીશ. હવે, વિષયને—પ્રાર્થનાને—આ વાત લાગુ પાડતાં દેખાશે કે પ્રભુને પ્રાર્થના કરવી એ મૂર્ખતા છે, કારણ કે પ્રાર્થનાથી પ્રકૃતિના નિયમ તોડી શકાય નહિ, પ્રભુ પોતે એ નિયમ તોડતો નથી, તોડી શકે જ નહિ.

અર્વાચીન યુરોપે પ્રાર્થના સામે આ મ્હોટો વાંધો 'Natural Order' યાને ભૌતિક પ્રકૃતિના નિયમદ્વારા જોયો. આપણા પ્રાચીન પૂર્વજોએ એ જ વાંધો વિશ્વના

---

* બનારસ હિન્દુ યુનિવર્સિટિમાં વિદ્યાર્થીઓને ધાર્મિક વિષય ઉપર ન્હાના ન્હાના ઉપદેશ અપાય છે. જેમાંના એક અંગ્રેજી ઉપદેશ ઉપરથી.

'Moral Order' યાને કર્મફલભોગના મહાનિયમદ્વારા જોયો હતો.* તેઓને સુરેખી એ પ્રતીત થઈ હતી કે કર્યા કર્મનાં ફળ ભોગવવાં જ પડે, અને જે ભોગવીએ છીએ તે કર્યાં કર્મનાં જ ફળ છે, ત્યાં પ્રાર્થનાથી આપણે ઈશ્વર પાસે શું કરાવી શકીએ? કાંઇ જ ન કરાવી શકીએ, બલ્કે, મીમાંસક સિદ્ધાન્તાનુસાર, કર્મનો મહાનિયમ એ જ ઈશ્વર છે.

આ આક્ષેપો—પ્રાચીન તેમ જ અર્વાચીન જગતમાં—વિદ્વદ્બુદ્ધિના જ: ઉભયકાળમાં જનસમુદાય તો પ્રાર્થનાને માને છે જ. પ્રભુ 'કર્તુમ્, અકર્તુમ્, અન્યથાકર્તું સમર્થઃ' છે એ સર્વદેશમાં અને સર્વકાળમાં ઈશ્વર સંબન્ધી મનુષ્યજાતિની સામાન્ય સમજણ છે, અને એ સમજણને પોષનારાં, આપણે ત્યાંના સાહિત્યમાં બે ઉત્તમમાં ઉત્તમ દૃષ્ટાન્તો તે દ્રૌપદીવસ્ત્રપૂરણ અને ગજેન્દ્રમોચન છે. એના વિવેચનમાં ઊતરવાનું કે એના આધ્યાત્મિક અર્થ તારવવાનું આ સ્થાન નથી, પણ એ બે દૃષ્ટાન્તોના સ્મરણપૂર્વક અસંખ્ય આર્ય હૃદયોએ દુઃખના વખતમાં ભગવાનનું શરણ શોધ્યું છે, અને તેઓને તે મળ્યું છે—એટલી વાત પ્રકૃત વિષયના ચિન્તનમાં નોંધીને, અનુભવમાત્રથી પૂર્વોક્ત વાંધાનો ઉત્તર ન કરતાં, એ વાંધાને સામાન્ય મનુષ્યબુદ્ધિની કસોટીએ ચઢાવીશું.

મનુષ્ય આ નિયમબદ્ધ જગતમાં એક રેખ માત્ર ન્યૂનાધિકતા કે અન્યથાભાવ કરી શકતો નથી એ વાત ખરી છે? સામાન્ય મનુષ્યબુદ્ધિ તો એથી ઉલટું જ જુવે છે: મનુષ્ય ક્ષણે ક્ષણે પ્રકૃતિના સ્વાભાવિક કાર્યમાં વચ્ચે પડે છે, એના પ્રવાહને તોડે છે, એવો આપણો રાતદિવસનો સતત ચાલતો અનુભવ છે. આ પત્થર હું અહીંથી ઉપાડીને તહીં મૂકું છું એમાં ચાલતી પ્રકૃતિની સ્થિતિને હું બદલતો નથી તો શું કરૂં છું? આ પાણીનો પ્યાલો ઉપાડી આ તરસ્યાને મુખે હું ધરૂં છું એમાં કાર્યકારણની પરંપરા ચાલતાં જે મૃત્યુ થાત તેને હું અટકાવું છું એમાં કોણ ના કહી શકશે? પણ તમે કહેશો કે આ બંને ઉદાહરણોમાં કાર્યકારણના નિયમનો ભંગ થતો નથી, માત્ર એક કાર્યકારણની પરંપરામાં બીજો હું ભળ્યો, વા મેં બીજી કાર્ય કારણપરંપરા ભેળવી એટલું જ: પત્થર એક ઠેકાણે પડી રહ્યો હતો ત્યાંથી બીજે ઠેકાણે લઈ જવામાં, મેં મારી પોતાની જાતને કાર્યકારણની પરંપરામાં નાંખી, અને પ્રકૃતિના નિયમ પાળીને જ હું એને અહીંથી તહીં લઈ ગયો; તે જ પ્રમાણે, જળ વિના પેલા તરસ્યા મનુષ્યની નાડીઓ તૂટવા જતી હતી ત્યાં એ કાર્યકારણની પરંપરામાં વચ્ચે પડીને મેં એ મનુષ્યને જળ આપીને એ પરંપરા તોડી, તેમાં કાર્યકારણભાવનો મેં નિયમ તોડ્યો નહિ, પણ કારણસામગ્રીમાં ફેરફાર કરીને કાર્યમાં ફેરફાર કરી દીધો. આ ખુલાસાના ઉત્તરમાં સામાન્ય મનુષ્યબુદ્ધિ આટલું જ કહેશે: વારુ, આ તો મનુષ્ય જ્યારે કંઈ પણ કૃતિ કરે છે ત્યારે પ્રકૃતિ સાથે ઉપજતો એનો સંબન્ધ કેવી રીતે થાય છે એનું સૂક્ષ્મદર્શન થયું.

* આપણા પ્રાચીન પૂર્વજોને Natural Order યાને પ્રકૃતિના મહાનિયમનું ભાન નહોતું એમ તાત્પર્ય નથી. એ ભાનના તો ઘણા પુરાવા છે. પણ પ્રાર્થના અને ઈશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્તમાં નડેલો વાંધો તે મુખ્ય ભાગે કર્મનો મહાનિયમ હતો.

પ્રકૃતિની ચાલતી સ્થિતિમાં એ ફાચર મારી શકે છે, એના વહેતા પ્રવાહમાં બંધ બાંધી શકે છે કે પ્રવાહને તોડી શકે છે, અને બીજું રૂપક લઇએ તો એક પાછળ એક ચાલતાં કાર્યકારણનાં ગાડરાંની હારમાં ડાંગ મારી એનો ભરવાડ એ હારને તોડી શકે છે તથા આમ કે તેમ વાળી શકે છે—આ વસ્તુસ્થિતિનો ગમે તે ખુલાસો આપો, એનું ગમે તે રીતે વર્ણન કરો—પણ વસ્તુસ્થિતિ છે તેનો નિષેધ કરી શકાશે નહિ. જડ પ્રકૃતિની સાંકળમાં વિભંગ કરનારી મનુષ્યકૃતિની અવગણના કરીને જે તત્ત્વજ્ઞાન રચાય છે તેમાં મનુષ્ય પોતે પોતાને જ ગણવો ભૂલી જાય છેઃ પેલી દસાડીઆની વાત—દસ દસાડીઆ ઊજાણીએ ગયા, ઝાડ નીચે પહોંચીને સંઘનાં માણસ ગણવા માંડયાં, ત્યાં નવ થયાં! ગણનારે પોતે પોતાને જ ન ગણ્યો! તેમ, મનુષ્ય જ્યારે વિશ્વના નિયમ દૃઢ છે, એમાં રેખ પણ આડી અવળી ખસેડી શકાતી નથી, એમ કહે છે ત્યારે વસ્તુતઃ જડપ્રકૃતિને પોતાના પ્રયોજનને માર્ગે વાળી શકનાર એવી પોતાની જ ચૈતન્ય શક્તિને એ ભૂલી જાય છે.

એમ કહેવામાં આવશે કે જડપ્રકૃતિના પ્રવાહને મનુષ્ય સ્વશક્તિથી યથેચ્છ વાળી શકે છે એમ નથી, પણ જડપ્રકૃતિના પ્રવાહમાં મનુષ્યપ્રકૃતિનો પ્રવાહ ભળે છે, અને પ્રત્યેક પોતપોતાના નિયમને અનુસરે છે; અથવા તો, મનુષ્ય અને બાહ્ય જગતમાં એક જ મહા-પ્રકૃતિના નિયમ પ્રવર્તી રહ્યા છેઃ અર્થાત્ જે કાંઈ છે—બાહ્ય વા આન્તર—તે સઘળું અ-ચળ નિયમને વશવર્તી છે. આમ ઉભયથા નિયમ જ નિયમ છે, સ્વૈરચારી કશું નથી. તેમાં એક ખંડ બીજા ખંડ સાથે સંબન્ધમાં આવી એક બીજા ઉપર અસર કરતો જણાય, પણ એ બે ખંડમાં, વા બે ખંડ મળી જે એક ગોલ (બ્રહ્માંડ) થાય છે તેમાં, બહારથી કોઈ એક સૂચી (ટાંકણી) પણ ભોંકી શકે એમ નથી.

આ વિશ્વ—દ્રષ્ટા અને દૃશ્ય ઉભય મળી—એક અખંડ પદાર્થ છે એ કબૂલ છે. પણ એ અખંડ પદાર્થ શો છે, એ વિચારની બાબત છે, અને એનો યથાર્થ નિર્ણય દૂરબીનને કયે છેડેથી આપણે જોઈએ છીએ એના ઉપર આધાર રાખે છેઃ બંને છેડા સરખા નથી—એક છેડેથી જોતાં વિપરીત ભાસ બલ્કે અન્ધકાર છે, બીજે છેડેથી પ્રકાશ અને યથાર્થ-દર્શન છેઃ એક છેડેથી દ્રષ્ટા તે તે દૃશ્યનો એક વિભાગ બની જાય છે, બીજે છેડેથી લેતાં દૃશ્ય તે દ્રષ્ટાથી સર્જાતો અને ઘડાતો પદાર્થ પ્રતીત થાય છે. આ (૧) દ્રષ્ટા અને દૃશ્યનો વિવેક, અને (૨) દ્રષ્ટાથી દૃશ્ય બને છે દૃશ્યથી દ્રષ્ટા બનતો નથી એ સિદ્ધાન્ત, તે અદ્વૈત વેદાન્તનાં ત્રણ પગલાંમાંનું પહેલું અને બીજું પગલું છેઃ દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ સમજવો, અર્થાત્ દૃશ્યમાં દ્રષ્ટાને સમાવી દેવો નહિ, મનુષ્ય તે પ્રકૃતિનું જ પૂતળું છે એવી પૌરુષહીન મતિ રાખવી નહિ, એ વેદાન્તનું પહેલું પગલું. તે પછી, દૃશ્ય દ્રષ્ટાનો સર્જેલો અને નિરન્તર સ-ર્જાતો પદાર્થ છે, અને દ્રષ્ટા એને સ્વપ્રયોજનાનુસાર ઘડી શકે છે એવી પૌરુષમય મતિ કરવી એ વેદાન્તનું બીજું પગલું. (ત્રીજા પગલાની ચર્ચા અત્રે અપ્રસ્તુત છે). આ બીજું પગલું ભરીને જોતાં, મનુષ્ય પ્રકૃતિના નિયન્ત્રણથી મુક્ત થઈ જાય છે, અને જે જે ઇચ્છે છે તે તે સાધે છે, જે જે માગે છે તે તે પામે છે. પ્રકૃતિના ગાઢથી છૂટવા ચેતન આત્મા

ઊંડી ચીસ પાડે અને ચૈતન્યઘન પરમાત્મા એને છોડાવે નહિ એ સંભવિત છે? ધર્મને વરેલી મતિને દુષ્ટો કનડતા જાય અને તે વખતે એ મતિ 'પ્રભુ, મ્હારી લાજ ગયો!' એમ ઊંડા હૃદયથી ઉચ્ચારે તો પ્રભુ એની લાજ કેમ લૂંટાવા દે? લૂંટાવા દે તો પરમાત્માએ આ જગતનું સુદર્શન* છોડી દીધું જાણવું, આ જગત દેવનું મટી અસુરનું થઈ રહ્યું સમજવું. સ્થૂલ દૃષ્ટિએ જોતાં જ્યારે ક્રાઈસ્ટની પ્રાર્થના ન સંભળાઈ અને પ્રભુએ એને ત્યજી દીધો, તે જ વખતે એણે એને વસ્તુતઃ ત્યજી દીધો નહોતો, બલ્કે સ્વીકાર્યો હતોઃ અને તેજ દિવસથી યુરોપમાં એના ધર્મરાજ્યનું ચક્રપ્રવર્તન આરંભ્યું હતું.

ઊંડા હૃદયની પ્રાર્થના કદી નિષ્ફળ જતી નથીઃ પણ તે દેવ પ્રત્યે હોવી જોઈએ, અસુર પ્રત્યે નહિ. જગત ઊંધું વળી જાઓ, એના નિયમો નદી જાઓ, તેજને સ્થાને અન્ધકાર વ્યાપી રહો, પુણ્યને બદલે પાપ પ્રવર્તો—એવી પ્રાર્થના તે "પ્રભુ! તમે આ વિશ્વમાં ન હો!" એમ કહેવા સમાન છે. એવી પ્રાર્થના ન સંભળાય તો પ્રભુ સાંભળતો નથી એમ ન કહેવાય, કારણ કે એવી પ્રાર્થના અસુર પ્રત્યે જ છે ઈશ્વર પ્રત્યે નથી. એથી ઊલટા પ્રકારની પ્રાર્થના કદી સંભળાયા વિના રહી નથી, અને મનુષ્યજાતિનો સમગ્ર ઇતિહાસ એનો સાક્ષી છેઃ જગત પરમાત્માના નિયમથી ચાલો, એ નિયમના પ્રભાવથી જગતનું કલ્યાણ થાઓ, જગતના અંધારા ખુણાઓમાં નવાં જ્ઞાનનાં કિરણો પડો, જગતમાં પાપનો ક્ષય થાઓ અને પુણ્યની વૃદ્ધિ પામો—એ જ મનુષ્યજાતિના ઇતિહાસમાં એની ઊંડી ઇચ્છા જોવામાં આવે છે, અને એ જ ઇચ્છા સફળ થઈને, મનુષ્યજાતિ જંગલી દશામાંથી નીકળી સંસ્કારવાળી દશામાં પગલાં ભરતી જાય છે.

સાર—

(૧) પ્રાર્થના સામે વાંધો કે—પ્રાર્થનાથી પ્રકૃતિના નિયમને ઉલટાવી શકાય નહિઃ પ્રકૃતિ કાર્યકારણના નિયમથી બંધાએલી છે.

(૨) એનો ઉત્તર કે પુરુષ પ્રકૃતિની કાર્યકારણપરંપરાને પ્રતિક્ષણે તોડે છે, એ પરંપરાની વચમાં પડે છે.

(૩) પ્રકૃતિ અને પુરુષ મળી એક અખંડ વિશ્વ બને છે, જેમાં પરમાત્મા પણ કાંઈ ફેરફાર કરી શકે નહિ—એ ખરું,

(૪) પણ, એનો ઉત્તર કે—પ્રકૃતિ અને પુરુષ—દૃશ્ય અને દ્રષ્ટા—એનો સંબન્ધ વધારે ઊંડા ઉતરીને તપાસવાં જણાય છે કે પ્રકૃતિ પુરુષને ઘડે છે તે કરતાં પુરુષ પ્રકૃતિને ઘડે છે એમ કહેવું વધારે ઉચું અને વધારે સાચું છે.

અને(૫) મનુષ્યજાતિની સંસ્કૃતિ ( Civilization ) એ પુરુષની પરમાત્મા પ્રત્યેની પ્રાર્થનાની, અને એ પ્રાર્થનાના ફળ રૂપે પ્રકૃતિ ઉપર એણે મેળવેલા વિજયની, સનાતન ગૌથા છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

* "केपसंफः केशापः"

# પ્રાસંગિક નોંધ.

**કવિ અને મહાત્મા—**

હાલમાં "મૉડર્ન-રિવ્યૂ" માં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે અસહયોગ સામે પ્રબળ આક્ષેપ કર્યો છે અને મહાત્મા ગાંધીજીએ એનો, 'યંગ ઇન્ડિયા'માં ઉત્તર આપ્યો છે.

કવિશ્રીએ ત્રણ પત્રો લખ્યા છે* તેમાં પહેલામાં મહાત્માજીએ હિન્દુસ્થાનમાં જે આધ્યાત્મિક સત્ત્વ જાગ્રત્ કર્યું છે, તથા 'નારાયણસેના' કરતાં 'નારાયણ'નો+ મહિમા સ્વીકાર્યો છે, એની કવિએ પ્રશંસા કરી છે. બીજામાં ગાંધીજીના અસહયોગ' સામે સખ્ત વાંધો લીધો છે કે અસહયોગ એ અભાવાત્મક છે, ભાવાત્મક નથીઃ બૌદ્ધ ધર્મે જેમ 'નિર્વાણ' એટલે કે દીવો બુઝવવાનો ઉપદેશ કર્યો,§ પણ ઉપનિષદ્‌ની માફક બ્રહ્મભાવ યાને આનન્દપ્રાપ્તિ ન બતાવી—તેમ ગાંધીજી શાળાઓ ત્યજાવે છે, પણ જ્ઞાનપ્રાપ્તિની યોજના કરતા નથી એમ દૃષ્ટાન્તપૂર્વક કવિનો આક્ષેપ છે. ત્રીજામાં કવિ પશ્ચિમની સંસ્કૃતિ ત્યજી પૂર્વની સંસ્કૃતિ સ્વીકારવા ગાંધીજી જે ઉપદેશ કરી રહ્યા છે તે સામે કહે છે કે ખરી સંસ્કૃતિની ભાવના તે પૂર્વ અને પશ્ચિમનો સમન્વય છે,' અને એ સમન્વયને બદલે વિરોધ ઉપદેશવામાં ગાંધીજીની ભૂલ રહેલી છે.

ગાંધીજીએ વચલા પત્રનો ઉત્તર વાળ્યો છે. પણ એમાં અસહયોગ એ વસ્તુતઃ ભાવાત્મક જ છે એમ સિદ્ધ કરવાનો એમનો યત્ન નથી. પ્રસ્તુત અભાવાત્મક પ્રવૃત્તિનો બચાવ છેઃ ઉદાહરણ—સદાચારી જીવન ગાળવા માટે પાપનો સંગ ત્યજવો જોઇએ, ખેતરમાં સારો પાક ઉપજાવવા માટે નકામાં જડીઆં ઉખાડી નાંખવાં જોઇએ. ઇત્યાદિ કહે છે. અને કવિશ્રીએ બ્રહ્મવિદ્યા અને બૌદ્ધધર્મના ઉપદેશનો ભેદ દૃષ્ટાન્તરૂપે લેતાં બૌદ્ધધર્મના 'નિર્વાણ' સામે ઉપનિષદ્‌નો 'મુક્તિ' શબ્દ મૂક્યો હતો. કવિશ્રી ઉપનિષદ્‌ની ભાવના 'બ્રહ્મભૂય,' 'બ્રહ્મભાવ,' 'સત્સંપત્તિ' ઇત્યાદિ અનેક ભાવાત્મક શબ્દોમાં પ્રકટ કરી શકતઃ પરંતુ દુર્ભાગ્યે એમણે 'મુક્તિ' શબ્દનો ઉપયોગ કર્યો—જેથી મહાત્માજીને બતાવવું સહેલું થયું કે 'મુક્તિ' એટલે છુટવું, એ પણ નિર્વાણ જેવું જ અભાવાત્મક, અને વળી ઉપનિષદ્ પણ નકારભાવનો મહિમા 'નેતિ નેતિ' એ મહાવાક્યમાં પોકારે છે.

* * * *

---

* મે માસના મૉડર્ન રિવ્યૂમાં પ્રકટ થયા છે.

\+ અર્જુન અને દુર્યોધન વચ્ચે કૃષ્ણ અને એમની સેનાની વ્હેંચણી થઈ—ત્યારે અર્જુને કૃષ્ણ માગી લીધા અને દુર્યોધને કૃષ્ણની સેના પસંદ કરી.

§ ગૌતમ બુદ્ધનો પોતાનો ઉપદેશ જુદા તાત્પર્યનો હતો—અહંતા બુઝવવાનો હતો—એમ આ લેખકનું માનવું છે.

આપણા પ્રાચીન સાહિત્યમાં "હનુમાન ગરુડનો સંવાદ" સુપ્રસિદ્ધ છેઃ બંને એકએકથી બળીયા છે, બંને વિષ્ણુ ભક્ત છે. મહાત્મા અને કવિવરના સંવાદમાં આપણી પ્રાકૃત મતિ કોને વિજયમાળ પહેરાવી શકે ? તથાપિ બંને આગળ એક એક ક્ષણ એ માળ ધરી હોય તો કેવું ?

મહાત્મા ભૂલી જાય છે કે કવિશ્રી કવિસંપ્રદાયમાં બંગાળાના વૈષ્ણવ ધર્મના અને 'બ્રાહ્મ ધર્મ'ના અનુયાયી છે. એમનું બ્રહ્મ શંકરાચાર્યનું 'નેતિ નેતિ' નથી, પણ વૈષ્ણવ આચાર્યોનું સત્ ચિત્ આનન્દ છે. એટલે નેતિ નેતિનું પ્રમાણ એમને શું કામ આવે ? કવિશ્રીએ 'અસહયોગ'ને અભાવાત્મક કહ્યો ત્યારે એના એકદેશ ઉપર જ દૃષ્ટિ રાખી—જે એકદેશની પણ મહાત્માજીએ પોતાના વાદમાં રક્ષા કરી. પણ વસ્તુતઃ સાચો અને ઊંડો 'અસહયોગ' તે 'આનૃશંસ્ય' અને 'અહિંસા' શબ્દની માફક દેખીતો જ અભાવાત્મક છેઃ જેમ 'અહિંસા' તે સૂકું વેરાન નહિ પણ કરુણા અને મૈત્રી(પ્રેમ)નું ભર્યું પૂર છે, તેમ ખરો અને ઊંડો 'અસહયોગ' તે સરકારનો ત્યાગ નહિ, પણ આત્મબળનો સાક્ષાત્કાર છે.

તે જ પ્રમાણે ગાંધીજીનો પશ્ચિમની સંસ્કૃતિ પ્રત્યે વિરોધ પણ અર્વાચીન પશ્ચિમની સંસ્કૃતિ પ્રત્યે જ છે, અને પૂર્વની સંસ્કૃતિ ઉપર પ્રેમ તે પ્રાચીન પૂર્વની સંસ્કૃતિ ઉપર જ છે. પણ આ પ્રાચીન પૂર્વની સંસ્કૃતિ તે ગાંધીજી ઉપદેશે છે તેવું જ જીવન નહોતું. સાદું અને તપોમય જીવન એ જીવનના આદ્ય અને અન્તિમ આશ્રમ રૂપે રહી મધ્ય જીવનના ગાનમાં સૂર પૂરતું હતું અને સમસ્ત જીવનને એક મધુરૂં સંગીત બનાવતું હતું. કવિવરની ઉપમાં લઇએ તો, તંબૂરાના સૂરની માફક જીવનના ગાનને બેસૂરૂં થતાં એ રોકતું હતું. પણ તંબૂરાના સૂર એ જ જેમ સઘળું ગાન નહિ, તેમ સાદું અને તપોમય જીવન એ જ પૂર્વની પ્રાચીન સંસ્કૃતિ નહિ. આ પ્રમાણે સંપૂર્ણ સત્ય ગ્રહણ કરતાં ગાંધીજીની ભાવનાની અપૂર્ણતા સમઝાય છે; સાથે એ પણ સમઝાય છે કે કવિવર જે પૂર્વ અને પશ્ચિમના સમન્વયની ભાવના શોધે છે તે શોધવા માટે એમણે હિન્દુસ્થાનની બહાર જવાની જરૂર નથી કારણકે હિન્દુસ્થાનના જ પ્રાચીન સમયમાં બંને ભાવના સુન્દર રીતે મળેલી જોવામાં આવશે. પણ આ તો સ્વદેશવાદ ( Nationalism ), સર્વદેશવાદ ( Internationalism ) નહિ—એમ કવિશ્રી કહેશે. અને આપણે જાણીએ છીએ કે કવિ સ્વદેશવાદી નથી, સર્વદેશવાદી છેઃ એઓ કહે છે કે આ જગતનું સમગ્ર સત્ય એક જ દેશ કે ખંડને કેમ જણાએલું હોય ? પૂર્વે કાંઇક પશ્ચિમને આપવાનું હોય, પશ્ચિમે પૂર્વને આપવાનું હોય, આ કહેવું દેખીતું ઠીક છે. પણ વસ્તુતઃ સત્યના કકડા કરીને પરમેશ્વરે જગત ઉપર ફેંક્યા નથીઃ અર્ધું સત્ય જાણે પૂર્વમાં પ્રકટ કર્યું હોય, અને અર્ધું પશ્ચિમમાં, અને પછી મનુષ્યજાતિને એ બે અર્ધાંઓ એકઠાં કરવાનું સોંપ્યું હોય એમ નથીઃ દરેકમાં સત્યનું પૂર્ણ પ્રાકટ્ય જ હોય છે, હોવું જ જોઇએ, કારણ કે જ્યાં મનુષ્યત્વ ત્યાં સત્ય, અને મનુષ્યત્વ સર્વત્ર તેમ સત્ય પણ સર્વત્રઃ પણ ઐતિહાસિક સંજોગોને લઇ સત્યના જુદા જુદા અંશો પૃથ્વીના જુદા જુદા ભાગમાં પ્રાધાન્ય કે ગૌણતા પામે છે—એટલે એક બીજા

દેશને એક બીજાની અપેક્ષા રહે છે તે એટલી જ કે ગૌણ અંશને યથો[illegible] પાડવું—આપણા પ્રાચીન સમયમાં વ્યવહારની ગૌણતા નહોતી, પણ ઐતિહાસિક કારણોને લીધે આપણું વ્યાવહારિક જીવન ગૌણ સ્થાને મૂકાઈ ગયું છે તો એને યોગ્ય પદ આપણે પુનઃ પ્રાપ્ત કરાવવું; અને પશ્ચિમના દેશો વ્યવહારમાં ડુબી પરમાર્થ ભૂલી ગયા છે તો તેઓએ એમના પૂર્વજોને જાણીતું પરમાર્થ જીવન ફરી સેવવું. અત્યારે પૂર્વની ભાવનાનું જ પૃથ્વી ઉપર જોર હોત તો કદાચ ગાંધીજી સાદા અને તપોમય જીવન માટે આટલો આગ્રહ ન કરત: પણ વસ્તુસ્થિતિમાં, અત્યારે પશ્ચિમનો જડવાદ અને બળવાદનો વાયુ જ સર્વત્ર ફૂંકી રહ્યો છે, અને હિન્દુસ્થાનની ઉચ્ચ ભાવનાનો પણ વિનાશ કરી રહ્યો છે, તેથી ગાંધીજી હિન્દુસ્થાનને જોરથી ઉપદેશે છે કે પશ્ચિમને ત્યજો. વિવેકી સજ્જનો આહાર માત્રમાં વિષાંશ અને અમૃતાંશ રહેલા છે એમ સમઝી એમાંથી વિષાંશ દૂર કરશે, સમગ્ર આહારને ફેંકી દેશે નહિ. પણ અવિવેકી આહારીને વિષાંશનું સ્મરણ આપવાની જરૂર છે.

* * *

એક ખુલાસો—

ગયા અંકના મ્હારા લેખના અન્તમાં મેં કહ્યું કે "પ્રભુ કેવળ શાસ્ત્રીઓનો ને પંડિતોનો નથી જ, બાવા ફકીરોનો પણ નથી જ, ગૃહસ્થાશ્રમમાં રહી જ્ઞાનપૂર્વક સંન્યાસધર્મ આચરનાર કર્મયોગીઓનો છે." આ વાક્યમાં હું જૂના કૉન્ગ્રેસના નેતા જેઓનું જોર એમની અરજીઓમાં અને એમાં ટાંકેલા આંકડા ઉપર રહેલું કહેવાય છે એમની નિન્દા કરૂં છું ! અથવા તો, હાલના અસહકારીઓ જેઓ શાળા અને વકાલાત છોડી સરકાર સામે પ્રજાને જાગૃત કરવામાં દેશસેવા માને છે એમને હું "બાવા અને ફકીરો" સાથે સરખાવીને હલકા પાડું છું ? મ્હારા લખાણનું આ તાત્પર્ય હોય તો ખરેખર હું ઉચ્ચ જીવનમાં જ્ઞાનનું અને ત્યાગનું મહત્ત્વ સમઝતો જ નથી ! પણ મ્હારા વાંચકની અર્થ કરવાની શક્તિ માટે માનપુરઃસર મ્હારે કહેવું જોઇએ કે ખરી હકીકત એવી નથી—અને તેથીજ ઉપલા વાક્યમાં મેં ગૃહસ્થાશ્રમમાં જ્ઞાન અને ત્યાગની માગણી કરી છે. માત્ર, એ જ્ઞાન અને ત્યાગ એક બીજા વગરનાં હોવાં ન જોઇએ, અને બંને પોતામાં જ સમાપ્ત ન થતાં ગૃહસ્થાશ્રમને ઉપકારક થવાં જોઇએ એમ એ વાક્યનું તાત્પર્ય છે. આ કસોટીએ તપાસતાં, જૂના કાન્ગ્રેસવાળાઓમાં અને નવા અસહકારીઓમાં—પ્રશંસાપાત્ર દેશસેવકો નજરે પડશેઃ બંને જાતના ઘઉંમાં કાંકરા પણ નીકળશે, અને એ કાંકરાને કાંકરા તરીકે ઓળખાવી ઘઉંથી છૂટા પડાવવા માટે જ ઉપરનું વાક્ય છે, એમાં ઘઉંની નિન્દા નથી.

* * * *

સંપની જરૂર—

મહાત્મા ગાંધીજી બધી જાતના ઘઉં ઓળખે છે અને ચાહે છે. હમણાં જ એમણે 'યંગ ઇન્ડિયા'માં 'મૉડરેટો'ને એક પત્ર લખ્યો છે, તેમાં એમની સાથેનો પોતાનો જૂનો મિત્રભાવ સંભારી, એમને મદ્યપાન અટકાવવાના પોતાના મહાપ્રયત્નમાં મદદ આપવા

વિનંતિ કરી છે. આપણે ઇચ્છીશું કે આ એક સર્વસામાન્ય પત્ર લખીને સન્તોષ ન માનતાં ગાંધીજી મૉડરેટોની સહાનુભૂતિ મેળવવા વિશેષ પ્રયત્ન કરશે, અને એક એવો વિશાળ 'પ્રોગ્રામ' યાને કાર્યવાલ ઘડી કાઢશે કે જેમાં ખરા દેશભક્ત મૉડરેટો એમની સાથે ખુશીથી કાર્ય કરવા જોડાઈ જાય.

જે મૉડરેટો દેશહિત સાધવા માટે સરકાર સાથે જોડાઈને કામ કરવું ઇચ્છે છે તેઓ પણ આ વાતની ના કહી શકશે નહિ કે સરકારના કાર્યક્ષેત્રની બહાર રહીને પણ ઘણું દેશહિત કરવાનું છે—એટલું જ નહિ પણ 'મૉન્ટેગ્યુ-ચેમ્સફર્ડ સુધારા' એવા પરિપૂર્ણ નથી કે જેમાં કાંઈ વિશેષ મેળવવાનું રહેતું જ ન હોય, અને તેથી એ ન્યૂનતા પૂરી કરવા માટે પણ સરકાર સામે કાઉન્સિલ બહાર પુષ્કળ કામ કરવાનું રહે છે. અસહયોગથી અત્યારે મ્હોટામાં મ્હોટું દેશને નુકસાન એ થઈ રહ્યું છે કે સરકાર સામે મૉડરેટોની સઘળી પ્રવૃત્તિ શમી ગઇ છે. એમ થવામાં એમની દેશભક્તિની ન્યૂનતા જ કારણભૂત છે એમ નથી. પણ અસહયોગનો દુન્દુભિ વાગી રહ્યો છે ત્યાં બીજા કોઈ ધ્વનિને અવકાશ નથી એમ એમને અનુભવ થાય છે. ગાંધીજીનો એમના મૉડરેટ મિત્રો સાથે હજી સંબન્ધ તૂટયો નથી, ત્યાંસુધી અસહયોગી અને મૉડરેટો એકઠા થઈ કામ કરે એવી આશા રાખી શકાય છે. બે પક્ષના આ સહયોગ માટે આગ્રહ રાખવાનું કારણ એ છે કે અત્યારે પ્રજાની રાજકીય પ્રવૃત્તિમાં એવી ક્ષણ આવેલી છે કે જ્યારે પ્રજામાં ઐક્યની અમાપ જરૂર છે, અને જેટલો વિલમ્બ થાય છે તેટલો દેશહિતમાં વિઘ્નકર છે એટલું જ નહિ પણ ઐક્યને બદલે વિરોધની વૃદ્ધિ કરે છે. શરીરમાંથી લોહી વહેતું હોય તે વખતે એકદમ ચામડી શીવીને—ટેભા મારીને—લોહી વહેતું અટકાવવાની જેવી જરૂર હોય તેવી જરૂર અત્યારે પ્રજામાં ઉત્પન્ન થએલા પક્ષભેદને સાંધવાની* છે. ગાંધીજીની પાછળ સામાન્ય પ્રજાનો મ્હોટો ભાગ છે એ સાચું, પણ એક વાત ખૂબ સમજવા જેવી છે કે જ્યાં સુધી મૉડરેટો એમની સાથે નહિ ભળે ત્યાં સુધી સરકારનો દુર્ગ અસહકારીઓથી પણ તોડાશે કે જીતાશે નહિ. આ લેખકને ભય છે કે મૉડરેટ પક્ષનું સામર્થ્ય અને પ્રયોજન સામા પક્ષ તરફથી બરાબર અંકાતું નથી. દેશનું કલ્યાણ ગાંધીજીને હાથે જ થવાનું છે, પણ તે થતાં પહેલાં એ મહાપુરુષે એમની સરણિનું કેટલુંક પુનરવલોકન કરવું પડશે એમ એનું નમ્રતાપૂર્વક માનવું છે.

"હિન્દહિતચિન્તક."

# ગ્રન્થાવલોકન.

સર ફીરોઝશાહ મહેતાનું જીવનચરિત્રઃ ( અંગ્રેજીમાં; બે ભાગ—લખનાર મિ. એચ. પી. મોદી; છપાયું ટાઇમ્સ ઑફ ઈન્ડિયા પ્રેસમાં—મુંબાઈ. કિંમત રૂ. ૧૨. )

ગયા ઑગસ્ટ માસમાં કોઇએક પુરુષને ગાંધીજીના સન્માન અર્થે થએલા એક મેળાવડામાં પ્રમુખસ્થાન લેવાની ફરજ પડી. એની અનિચ્છા છતાં, શ્રોતાજનની અને વિશેષતઃ ગાંધીજીની આજ્ઞાને એને વશ થવું પડ્યું. શ્રોતાજનને ગાંધીજીની ઓળખાણ(?) કરાવતાં એણે કહ્યું કે 'અત્યારે માત્ર હિન્દમાં જ નહિ પણ ભૂખંડલ ઉપર એમના જેવો મહાપુરુષ નજરે પડતો નથી.' આ કદાચ કોઇને અત્યુક્તિ જેવું લાગશે એ ભયથી ધ્રુજતે કંઠે વક્તાએ આ ઉદ્ગાર કાઢ્યો, પણ એના હૃદયમાંથી હોઠ ઉપર ચઢી આવેલા એ શબ્દોને રોકવાનું એનું સામર્થ્ય નહોતું. ગાંધીજીએ પોતે આવો પ્રમુખ પસંદ થવા દીધા માટે પસ્તાવો જણાવ્યો, પણ થયું ન થયું થાય એમ નહોતું. ગાંધીજીએ રેંટીઆના અર્થશાસ્ત્ર ઉપર અને ગોવધ તથા હિન્દુમુસલમાનના સંપ ઉપર અદ્ભુત વ્યાખ્યાન આપ્યું—અને મેળાવડો વિસર્જન થયો. આ વાત પછી ચાર મહિને નાગપુરમાં કૉન્ગ્રેસ મળી એનાં સ્મરણો રજુ કરતાં બેન સ્પૂરે આવો જ ઉદ્ગાર કાઢ્યો. હાલમાં ડૉ. હૌમ્સ નામે એક વિદ્વાન અમેરિકન પાદરીએ વર્તમાન જગતના ત્રણ મહાપુરુષો—લેનિન, રોમેઇન રોલૅન્ડ અને ગાંધી—ગણાવી, એ ત્રણમાં ગાંધીને સૌથી અગ્રસ્થાને મૂક્યા. અને છેક હમણાં ( મે માસ ) ના એક પત્રમાંથી બૉમ્બે ક્રૉનિકલે એક ઉતારો ટાંક્યો છે તેમાં કવિવર રવીન્દ્રનાથે ગાંધી સંબન્ધી પોતાનો અભિપ્રાય જણાવતા કહ્યું છે કે—

"He is not only their greatest man in India, he is the greatest man on earth today."

એટલે,* ઉપર કહેલા પ્રમુખને પોતાનો ઉદ્ગાર મૂર્ખતાભર્યો ગણાવાનો ભય નથી.

આ અપ્રાસંગિક દેખાતા વૃત્તાન્તનો ઉત્ક્ષેપ કરવાનો હેતુ એ જણાવવાનો છે કે *સામાન્ય રીતે આપણને રાજ્યકર્તા પરદેશીઓને તેજથી ભરી એ જ તેજથી આપણને અંજવાની* એવી ટેવ પડી ગઈ છે કે આપણા મહાપુરુષોને પરદેશના મહાપુરુષો સાથે સરખાવવામાં જાણે તારતમ્યબુદ્ધિનો મહાન અપરાધ થતો હોય એમ મનમાં લાગે છે. પણ વસ્તુતઃ આપણા મહાન પુરુષો જે પરિસ્થિતિમાં જે કાર્ય કરી રહ્યા છે તેનો સંપૂર્ણ ખ્યાલ લાવીએ તો તેઓની જગતના પ્રથમ પંક્તિના દેશભક્તો અને લોકનાયકોમાં ગણના કરતાં આપણે જરા પણ અચકાવાનું કારણ નથી.

થોડાક દિવસ ઉપર સર ફીરોઝશાહ મહેતાનું જીવનચરિત્ર પ્રસિદ્ધ થયું છે એની

* આ ઉપરાંત નેશન વગેરે અનેક પત્રોમાં એ જ તરેહના શબ્દો પ્રકટ થયા છે.

નોંધ લેતાં, એ કેવા દૃષ્ટિબિન્દુથી વંચાવું જોઇએ એ સમજવવા માટે અમે આટલો અપ્રાસંગિક દેખાતો ઉપોદ્‌ઘાત કર્યો.

આ ચરિત્રલેખકની ભાષા સાદી સ્વચ્છ અને સરળ વહેતી છે. પોતાને ગ્રન્થનાયક પ્રત્યે ભાવ અને માન છે, પણ મતભેદને પ્રસંગે મતભેદ નોંધતાં આંચકો ન આવે એટલી સ્વતન્ત્રતા પણ છે. માત્ર એ—ગ્લૅડસ્ટન અને એના ચરિત્રકાર મોર્લિની માફક—સર ફીરોઝશાહના કાર્ય સાથે જોડાઇને એમના જીવનના કોઈ પણ ભાગનો અંગત અનુભવ ધરાવતા હોત તો આ કૃતિ વધારે સુન્દર અને મર્મગ્રાહી બનત. આપણા મહાપુરુષોના જીવનચરિત્ર માટે પશ્ચિમ જેવાં સાધનો મળી શકતાં નથી, અને તેથી ચરિત્રનાયકની ન્હાની ન્હાની રસિક ખાસિયતો તેમ જ ગૃહવ્યવહાર—અને તેથી એમની સામાન્ય મનુષ્યતા—જોવાનો આપણને લાભ મળતો નથી. આપણાં જીવનચરિત્રોની આ સર્વસાધારણ ખામી* આ પુસ્તકમાં પણ છે. અને તેથી વાચકની દૃષ્ટિ આગળ, કૉન્ગ્રેસ કાઉન્સિલ કૉરપોરેશન અને યુનિવર્સિટિ હૉલમાં ઉભેલાં અને ભાષણ કરતા સર ફીરોઝશાહ જ જ્યાં ત્યાં નજરે પડ્યા કરે છે. અસ્તુ: મહાન પુરુષોની મનુષ્યતાનું આપણે શું કામ છે ? એમની મહત્તાનું જ પ્રયોજન છે: આ એક જુદું દૃષ્ટિબિન્દુ છે–એ જ સ્વીકારી લઇ આ પુસ્તકની આપણે કદર કરીશું.

સર ફીરોઝશાહની સ્વદેશભક્તિ ક્રિયાત્મક અર્થાત્ સ્વદેશસેવારૂપ હતી અને એમની સ્વદેશસેવા સ. ગોખલેની માફક એક વ્રતરૂપે સ્વીકારેલા આશ્રમરૂપ નહોતી, પણ વ્યાવહારિક જીવનમાં સ્વદેશસેવાના જે ધોરી માર્ગ પ્રાપ્ત થાય છે તેમાં એક ગૃહસ્થાશ્રમી તરીકે સંચરીને દેશની સેવા તેમણે કરી હતી. પણ તે અતિપ્રૌઢ, વિશાળ અને પ્રભાવશાળી હોઈ, દેશસેવાના સંન્યાસાશ્રમને પણ ભૂલાવે એવી હતી.

ઇંગ્લંડના પ્રસિદ્ધ રાજ્યપુરુષ મિ. જોસેફ ચેમ્બરલેઇનની મુખ્ય સેવા જેમ બર્મિંગહામ મ્યુનિસિપેલિટિમાં થઇ હતી, તેમ સર ફીરોઝશાહે પણ પોતાની બુદ્ધિ અને સમયનો ઉપયોગ મુંબાઈ મ્યુનિસિપલ કોરપોરેશનના કામમાં કર્યો હતો; તે જ પ્રમાણે, બીજો સેવાનો પ્રદેશ એમને મુંબાઈ યુનિવર્સિટિમાં પ્રાપ્ત થયો હતો; ત્રીજો મુંબાઇની અને હિન્દની ધારાસભામાં, અને ચોથો મુબાઈના 'પ્રેસિડન્સિ એસોસિએશન' માં અને હિન્દી નૅશનલ કૉન્ગ્રેસમાં. આ સર્વ સ્થળે એમણે જે અગ્રસ્થાન મેળવ્યું હતું એનો બહુ સારો ખ્યાલ આ પુસ્તકનાં પ્રકરણોમાંથી મળે છે. એમાં સર ફીરોઝશાહની નિર્ભીક સત્યનિષ્ઠા, મનોહર સ્વાતન્ત્ર્ય, અમોઘ દીર્ઘદર્શિત્વ, અને વસ્તુનું તત્કાળ મર્મ ગ્રહણ કરવાની અદ્‌ભુત શક્તિનાં અનેક દૃષ્ટાન્તો વાચકનું લક્ષ ખેંચે છે.

વિશેષતઃ—બે ચાર પ્રસંગો અત્યારના 'મૉડરેટ' અને 'નૅશનલિસ્ટ'ના વિવાદને અંગે

* આનો એક સુન્દર અપવાદ મિસિસ રાનડેએ લખેલાં એમનાં પતિનાં સંસ્મરણો અને કાંઇક અંશે પ્રો. કાન્તિલાલે લખેલું સ્વ. ગોવર્ધનરામનું જીવનચરિત્ર.

બંને પક્ષોને બોધ આપે એવા છે. એ જ અત્રે નોંધીને આ મહાન જીવનચરિત્રનું દિગ્દર્શન સમાપ્ત કરીશું.

(૧) સુરત કોન્ગ્રેસમાં વિનીત અને ઉદ્દામ પક્ષ છૂટા પડ્યા તે પછી એમને ફરી એકઠા કરવા માટે દેશમાં બહુ માગણીઓ થવા માંડી તે વખતે એમણે ભૂપેન્દ્રનાથ બસુને લખેલો પત્ર—જે ઉપર તે વખતે બહુ ચર્ચા ચાલી હતી—તે વાંચવા જેવો છે. એમાં એમણે ઉદ્દામપક્ષ સાથે સમાધાન કરવાની વિરુદ્ધ પોતાના વિચારો દ્દઢતાથી પ્રતિપાદન કર્યા હતા. આ દ્દઢતા સર ફીરોઝશાહની વસ્તુસ્થિતિ સમજવાની જે અદ્ભુતશક્તિ અને તે સાથે જોડાએલી જે સત્યનિષ્ઠા તેનું પરિણામ હતું: દેશભક્તિના ઉમદા ઊભરાથી બીજા દેશભક્તનું હૃદય પીગળી જાય અને ખોટી એકતા તરફ વળી જાય, તે વખતે સત્યને ઉઘાડી આંખે જોઈ હૃદય ઉપર પત્થર મૂકીને પણ પોતાનું કર્તવ્ય કર્યે જાય એવા પુરુષો વિરલ હોય છે, જેમાંના એક સર ફીરોઝશાહ હતા. સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે જ્યારે ઉદ્દામોની જાહેર નિન્દા કરીને એમને દેશસેવાના સ્વતન્ત્ર માર્ગોમાંથી કાઢી કાઢવાની એંગ્લોઇન્ડિયન પત્રકારોની અને સરકારપક્ષની સૂચના થતી હતી તે વખતે એ સૂચના સામે સર ફીરોઝશાહ જેવું ભાગ્યે જ કોઈ દૃઢ હશે.

(૨) તે જ અરસામાં જ્યારે વડી ધારાસભામાં વર્તમાનપત્રોને દબાવવાનો કાયદો પસાર થયો ત્યારે સ્વ. ગોખલેએ એમાં સંમતિ આપી—અનિચ્છાએ આપી, છતાં આપી. તે પછી ગોખલે મુંબાઇ આવ્યા અને ફીરોઝશાહને મળ્યા, ત્યારે ફીરોઝશાહે એ કૃત્ય માટે સખ્ત નાપસંદગી બતાવી. ગોખલેએ સરકારને જરૂર પડ્યાનું કારણ જણાવ્યું ત્યારે સર ફીરોઝશાહે એક મુદ્દાનું દેશસેવકની રાજ્યનીતિનું સૂત્ર ઉચ્ચાર્યું—તે એ કે સરકાર પોતાની ઊંધી નીતિથી પ્રજાને વિરુદ્ધ કરે તે વખતે પ્રજાના નેતાની સલાહ ન લે, અને પછી જ્યારે એ જ ઊંધી નીતિમાંથી મુશ્કેલીઓ ઉત્પન્ન થવા માંડે ત્યારે એના બીજા ઊંધા પગલાં યોજે અને એમાં પ્રજાના નેતાઓની મદદ માગે તો એ મદદ આપવાની નેતાઓની ફરજ નથી.

(૩) સર ફીરોઝશાહ રાજ્યનીતિ ઘડવામાં સમયને ઓળખતા હતા, પણ જ્યાં સિદ્ધાન્તનો પ્રશ્ન આવીને ઊભો રહેતો ત્યાં એ જરા પણ નમ્યું આપતા નહિ. આ કારણથી ગોખલે અને ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાના વસવાટ વિષે ત્યાંની સરકાર સાથે જે સમાધાન કર્યું તે સર ફીરોઝશાહે છેકસુધી નાપસંદ કર્યું હતું.

(૪) અને તેજ પ્રમાણે—કોન્ગ્રેસના આરંભના સમયમાં અલાહબાદ કોન્ગ્રેસમાં હથિઆર સંબંધી કાયદા વિષે ચર્ચા કરતાં મિ. કાશીનાથ ત્ર્યંબક તેલંગ કેટલુંક નિયન્ત્રણ સ્વીકારવા ઇચ્છતા હતા, ત્યારે સર ફીરોઝશાહ એ નિયન્ત્રણથી સર્વથા વિરુદ્ધ હતા.

(૫) મુંબાઈના મહેસુલી કાયદામાં ફેરફાર કરનારૂં લૅન્ડ રેવેન્યુ બિલ મુંબઈ સરકારે પસાર

કર્યું તે વખતે પ્રજા તરફથી સર ફીરોઝશાહે ભારે લડત ચલાવી હતી. એમાં ખેડૂત પોતાની જમીન વેચી શકે નહિ, અને એ ઉપર દેવું કરી શકે નહિ, તથા ત્રીસ વર્ષની વીઘોટીને બદલે ટૂંકી મુદતની વીઘોટી ઠરાવી શકે અને તે ન ભરાય તો જમીન કબજે લઈ શકે, એમ ઠરાવવામાં આવ્યું હતું. એના મૂળમાં એવો સિદ્ધાન્ત હતો કે જમીનના માલિક સરકાર છે અને પ્રજા તો માત્ર ભાડુત છે! આ ફેરફાર સર ફીરોઝશાહને બહુ વિપરીત લાગ્યો. અને ખેડૂતનું હિન્દુસ્થાન જાણે ખેડૂતના હાથમાંથી પડાવી લેવાતું હોય એવી ગંભીર લાગણી ફીરોઝશાહને થઇ આવી. તે વખતની પ્રજા અત્યારના જેવી જાગ્રત નહોતી. રાંકડી અને મૂંગી પ્રજા તરફથી સર ફીરોઝશાહ પોતાની મિલ્કત લુટાતી હોય મે જે લાગણી થાય તે કરતાં પણ વધારે લાગણીથી લડ્યા, સરકારે હઠ ન છોડી, સર ફીરોઝશાહ અને એમના મિત્રો સર ભાલચન્દ્ર ચિમનલાલ ગોકળદાસ અને ગોખલે કાઉન્સિલ હૉલમાંથી ઊઠી ગયા. અસહકાર કર્યો! બિલ તો પસાર થયું, પણ થોડા જ વખતમાં સરકારને પોતાની ભૂલ જણાઇ, અને કાયદા ઉપર પાણી ફરી ગયું.

લૉર્ડ કર્ઝનના યુનિવર્સિટીઝ ઍક્ટથી તથા લૉર્ડ સીડનહામના મુંબાઇ યુનિવર્સિટિના અભ્યાસક્રમના ફેરફારથી હિન્દુસ્થાનના ઉચ્ચ શિક્ષણને હાનિ પહોંચશે, બલ્કે એ જ એ ઉપક્રમનો દુષ્ટ હેતુ છે—એવી એમની સમજણ હતી. તેઓ વસ્તુના ઉપરના દેખાવથી ઠગાતા નહિ: રેશમની સાડીના પડમાં પણ કટાર રહેલી હોય તો તે સૂક્ષ્મ અને ઊંડી નજરથી જોઇ શકતા. અંગત કારણથી અથવા તો પોતાને કેળવણીનું જ્ઞાન થોડું હોવાથી તેઓ એ પ્રસંગે સરકારની વિરુદ્ધ પડ્યા હતા એમ એમના કેટલાક ભલા બન્ધુઓ પણ કહેતા, પણ વસ્તુતઃ એ સરકારનાં કૃત્યોનું દૂરનું પરિણામ અન્ય જનો કરતાં વધારે સચોટ રીતે જોઈ શકતા, અને અત્યારે એમણે પારખેલો રોગ જ—હાઈસ્કૂલની કેળવણીની મન્દતા—એ જ, લગભગ સર્વાનુમતે, આપણા શિક્ષણની નિર્બળતાનું મૂળ કારણ મનાય છે.

સર ફીરોઝશાહે ગોખલેની પાછળ રહી સરકાર પાસે "મોર્લિ-મિન્ટો સુધારા"નું રૂપ ઘડાવવામાં મ્હોટો ભાગ લીધો હતો. અને એ એક પગલું—જો કે માત્ર એક જ પગલું—દેશની સ્વતન્ત્રતાની યાત્રામાં એમને એવું અગત્યનું જણાયું હતું કે એના દોષ કાઢવામાં કાળ ગુમાવવાને બદલે એને કાર્યરૂપે સિદ્ધ કરવામાં એમણે આનન્દ માન્યો હતો. એ સુધારા પુરા સન્તોષકારક નહોતા એમ કહી એ સમયના લોકનાયકોની સેવાનું લાઘવ કરનારા ભૂલી જાય છે કે જેઓ પહેલું પગલું મૂકે છે તે બીજું પગલું ન ભરવાના ઉદ્દેશથી નહિ, પણ પહેલું પગલું ભરવું એ જ નિશ્ચિન્તતાનો ખરો ઇલાજ છે એમ સમજીને. આ દૃષ્ટિથી જ ગયા જમાનાની કદર થવી જોઇએ.

વર્તમાન હિન્દના રાજકીય સંક્ષોભનું ખરૂં સ્વરૂપ સમજવાની તથા એના ગુણદોષની

ખરી તુલના કરવાની જેને ઇચ્છા હોય તેણે આ પુસ્તક જરૂર વાંચવા જેવું છે. વાંચતાં એક ભવ્ય ચિત્ર ખડું થાય છે તે એ કે અત્યારે આપણા પગ આગળ ઉછાળા મારતી અને ડહોળાએલી વહેતી હિન્દુસ્થાનના રાજકીય જીવનની મહાનદી, જે એકાએક જમીનમાંથી ફુટી નીકળી નથી, તેમ આકાશમાંથી વૃષ્ટિરૂપે ઊતરીને ચોમાસાના ઊતાવળા વહેળીઆની માફક ચાર દહાડાથી વહેવા માંડી હોય એમ પણ નથી, એ સામેની પર્વતની કરાડ ઉપરથી ઊતરી આવતી દેખાય છેઃ ઊતરતાં એક પછી એક ખડકની છાજલીઓ ઉપરથી એનાં પાણી પડતાં આવે છેઃ એ પાણીને વીખરાતાં અને માણસોની વસ્તીને નુકસાન કરતાં અટકાવવા માટે બાહોશ એન્જીનીયરો—જેમાં આપણો ચારિત્રનાયકની અને ભવ્ય આકૃતિ દૃષ્ટિગોચર થાય છે—એઓએ બંધ બાંધ્યા છેઃ તથાપિ એ બંધને કવચિત્ માન આપતો, કવચિત્ પડખે કરતો, કવચિત્ ઓળંગતો અને કવચિત્ તોડતો જળપ્રવાહ આગળ ધસતો આવે છેઃ અને અત્યારે જે ડહોળાએલાં પાણી આપણી સમક્ષ વહેતાં દેખાય છે એ આસપાસનાં ખેતરોને ફળદ્રુપ કરતાં આગળ વધશે એમ આશા પડે છે.

આ ચિત્ર 'મૉડરેટ' અને 'એક્સ્ટ્રીમિસ્ટ' બંને પક્ષે મનન કરવા જેવું છે. પડતા ધોધને બંધ બાંધી અમુક દિશામાં વહેવરાવી શકાય, પણ એ ધોધનાં પાણી અહીંથી જ અટકે એવી આડી દીવાલ ચણી શકાય નહિ. તેમ આ પ્રવાહનો ઉદય આકાશ કે પાતાળમાંથી એકાએક થયો છે એમ માનીને એની અત્યાર સુધીની ગતિને અવગણી શકાય નહિઃ અને તેમાં પેલા એન્જીનીયરે ડૂંગરના પાણીને યોગ્ય દિશામાં વ્હેવરાવીને-જે લોકકલ્યાણ કર્યું છે એ કદી ભૂલી શકાય નહિ.

[ વસન્ત ઑફિસ. ]

---

# શા માટે ?

શિક્ષિત હોવા છતાં અપરિચિત વ્યક્તિને આંગ્લ નાટ્ય પ્રયોગો કરતાં મૂક છતાં ભાવપ્રદર્શક સીનેમાનાં ચિત્રો તેમજ કસરતના ખેલ શામાટે વધારે આકર્ષક જણાતા હશે? એકમાં બોલતાં ચાલતાં સ્ત્રી પુરુષો વાણીની અનેક સમયોચિત દશ્યો સાથે ભાવ, વેદી ( Platform ) ઉપર રજુ કરે છે જ્યારે બીજામાં દૃશ્યસમેત ચિત્રો દ્વારા તેમજ સાધન સમેત ફક્ત શારીરિક પ્રયોગોથી જ ઉદ્દેશ સિદ્ધ કરવામાં આવે છે. શું આ ભેદ પ્રયોગભિન્નતાને લીધે હશે ? સીનેમા સાથે ચાલતું સંગીત, નાટ્ય સંગીત કરતાં ઘણીવાર વધારે કર્ણપ્રિય જણાવાનું કારણ સંગીત પ્રિયતાની ખામીને લીધે હશે કે સંગીત ભિન્નતા કે

વિવિધતા અથવા પ્રસંગાનુરૂપ નહિ હોવાને લીધે હશે. સંગીતને પ્રસંગાનુરૂપ બનાવવા માટે સંગીત ધ્વનિમાં ભિન્નતા તથા વિવિધતા દાખલ કરવી પડે છે. તો પછી નાટ્ય સંગીત વિવિધ ભાવ પ્રદર્શક હોવા છતાં હાલત પ્રસંગાનુરૂપ બનાવવાનું હોવાથી તે સંગીતમાં બધો ભાગ ઉત્તમ કોટિનો નહિં લાવી શકાય તેવું શું થતું હશે ? સંગીતને તાલ-બદ્ધ-છંદોબદ્ધ તેમ જ પ્રાસાનુપ્રાસ યુક્ત બનાવવામાં નૈસર્ગિક પ્રવાહમાં ક્ષતિ આવે છે તેથી યતિ-પ્રાસ ગણમેળને તોડી-ફોડી કાવ્યને પિંગલબદ્ધ કરવા કરતાં મનસ્તરંગ બદ્ધ કરી દીર્ઘકાળથી અપરિચિત Blank verse ને સ્થાન આપી આધુનિક લેખક વર્ગ વધારે નૈસર્ગિક સ્વભાવલંબિ ગણે છે તેમ સીનેમા સંગીત ઉચ્ચ-સંગીત સમૂહ most prominent selection હોવાથી ચિત્રભાવસાથે તેનો ખાસ સંબંધ નાટ્ય પ્રયોગ માફક નહિં જોડવાનો હોવાથી વધારે કર્ણપ્રિય જણાતું હશે ? ગેય-અગેય-સુગેય-યતિ સ્વાતંત્ર્ય-પારતંત્ર્ય આદિ ભેદ સામાન્ય વર્ગથી નહિં સમજાતા હોવાથી આવી બાબતો ઉપર શ્રીયુત નરસિંહરાવભાઇ અથવા શ્રીયુત ઠાકોરની સાક્ષરી ભાષામાં વિવેચન નહિ કરતાં નિશ્ચલદાસજી જેવો કોઇ પરોપકારી સમાજસેવક સાદી ભાષામાં સમજાવવા પ્રયત્ન કરે એ શું સાધારણ વર્ગ માટે ઉપકારક તેમજ વાંછનીય નહિ ગણાય ? ગત યુરોપીય લંકાકાંડ પ્રસંગે એકાદ લોકનાયક અથવા નાયિકા તરફથી દિગ્વિજયના ઉદ્દેશ પરત્વે એવું સૂચવવામાં આવ્યું હતું કે રાષ્ટ્રનો વિસ્તાર વધારવાના ઉદ્દેશથી યુદ્ધો થાય તેના કરતાં પાછળ પડેલી પ્રજાની પ્રગતિ સાધવાના હેતુથી યુદ્ધો થાય તે વધારે પ્રશંસનીય ગણાય કારણકે ઉચ્ચ પ્રજાના પરિચયથી વ્યાઘ્રાદિ પણ હિંસક ભાવનો ત્યાગ કરી અશ્વ-ગજ આદિ પશુઓની માફક પાલિતપ્રાણી બને છે તો પ્રાણીઓમાં શ્રેષ્ઠ ગણાતું મનુષ્ય પ્રાણી ઉચ્ચ પરિચયથી સંસ્કારી બનતાં પૃથ્વી સ્વર્ગસમાન બને તેમાં શું આશ્ચર્ય ! આવો હેતુ લક્ષ્યમાં રાખીનેજ રામાદિકની યુદ્ધમાં પ્રવૃત્તિ થઈ હતી. શક્તિવિકાસ વિનાશક મટી ઉત્કર્ષસાધક બને સારે જ તે સંસ્કૃતિ કહેવાય છે એ દૃષ્ટિથી આકરવિષયોનાં ગૂઢ તત્ત્વો કારણ સાથે સરલ ભાષામાં સમજાવવાનો કાંઈક પ્રયાસ થાય તો તે અસ્થાને નહિંજ ગણાય. છાંદસ પ્રયોગો અપરિચિત થતાં ગણબદ્ધ પદ્યો યતિપારતંત્ર્ય સ્વીકારી. નૈસર્ગિક દૃષ્ટિએ સુગેય બનાવવામાં તે સ્વીકાર અસહ્ય જણાતાં શિથિલસંયમી સ્વાતંત્ર્યના સ્વચ્છંદ પ્રયોગોની લ્હાણી કરવા લાગ્યા. છાંદસનો છંદ બાજૂએ મૂકાયો-પ્રાકૃતિક-નૈસર્ગિક છંદ ત્યાગી સ્વચ્છંદાનુસારી સ્વતંત્ર પ્રયોગો યોજાયા-પરિણામે સ્વચ્છંદતા પદ્યમાં જ આવી એટલું નહિ પણ વિચારમાંથી પણ છંદ કાઢી નિરંકુશ સ્વાતંત્ર્ય દાખલ કરવામાં આવ્યું અને તેને પરિણામે પ્રકૃતિ ભિન્ન હોવા છતાં પણ સમાનતાનો દાવો કરવામાં આવ્યો. આવા સ્વચ્છંદી સ્વાતંત્ર્યને પરિણામે જ અનેક અનાર્ય non-aryan પ્રજામાં આચારશિથિલતા જોવામાં આવે છે. આ ઉપરથી એમ પણ જણાય છે કે સ્વાતંત્ર્ય પણ છંદ વિનાનું હોય તે કરતાં છંદોબદ્ધ હોય તો વધારે સારૂં. અગેય-સુગેય પદ્યો પણ યદસ્વાતંત્ર્ય-રહિત હોય તો જ સંગીતની સિદ્ધિ છે. તાળવું ફાટી જાય-કાનના પડદા તૂટી જાય ત્યાં સુધી સ્વરને ખેંચીને ગાવામાં જ યુરોપી પ્રજા આનંદ માનતી જણાય છે. એટલુંજ નહિં પણ નિશાળના મે-

ભાવડાઓમાં ગવાતાં ગુજરાતી પદોને પણ દીપના સૂરોથી ગાવાનો ઉપદેશ થતો મારા જોવામાં આવ્યો છે. ધર્મના ઝગડા મટાડવા માટે અન્ય ધર્મનાં સમાન તત્વોનું જ્ઞાન પ્રજામાં જેટલા પ્રમાણમાં વધારે તેટલા પ્રમાણમાં ધર્મયુદ્ધોનું પ્રમાણ ઓછું કરી શકાય છે એ નિયમાનુસાર વિદેશીય સંગીતનાં સમાન તત્વો સમજાવવાથી નાદબ્રહ્મની એકતા સાધિત બનાવી પરસ્પર સહાનુભૂતિ ઉપજાવી શકાય છે. ગુજરાતી-કર્ણાટકી-બંગાલી-હિંદુસ્તાની-બ્રહ્મી ભાષાઓ પરસ્પર ભિન્ન હોવા છતાં સંગીતમાં બહુ ભેદ ક્વચિત જ જોવામાં આવે છે. સંગીતવિષય સામાન્ય વર્ગને નહિં સમજાય તેવો હશે છતાં પણ એ દિશામાં પ્રયાસ નિરર્થક તો નહિં જ ગણાય. ગુજરાતી નાટક કંપની તથા અન્ય નાટક કંપનીઓમાં-દક્ષિણી કંપનીઓ જેટલું તો નહિં-પરંતુ આગળ કરતાં સંગીત ઉપર વિશેષ લક્ષ્ય અપાય છે તેનું કારણ કે પ્રેક્ષક વર્ગ એટલો વિશેષ કેળવાયો છે.

ગુજરાતી કંપનીનો "પ્રેમકળા" નો ખેલ પહેલી વાર બહાર પડ્યો. ભજવાયો સારે વિદૂષકના મોઢે "લક-લક લાવણીના કોળીઆ" એ ગાયનથી શરૂવાતમાં ગર્ભિત રીતે પ્રેક્ષક વર્ગનાં સંગીત આદિની તેમજ અભિનય કળાની જે અવહેલના કરવામાં આવી છે. તેવી અને તેટલી અવગણના-આજે ક્વચિત જ સૂચવવામાં આવશે. કારણકે મુંબઈ જેવાં મોટાં શહેરોમાં સંગીતના જલસાઓ જે જે થાય છે તેમાં ગાયક-ગાયિકાની યોગ્ય કદર થતી જોવામાં આવે છે અને એવી રીતે સંગીતકલાભિજ્ઞ આપણો ગુજરાત બનતો જાય છે તો તે વિકાસક્રમ અસ્ખલિત રીતે ચાલ્યા કરે અને સંગીતમાં જણાતી વિવિધતા કે ભિન્નતા વિશેષ જાણવામાં આવે તેવો પ્રયાસ થતાં એ માર્ગ પણ ક્રમશઃ કંટકપૂર્ણ મટી સરલ થવા પામશે.

રંગુન } પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.
તા. ૧૫-૪-૧૯૨૧.

## કવિઓની ખેડ.

( વાયેતર પહેલું )

उत्तिष्टोत्तिष्ट राजेन्द्र मुखं प्रक्षालयस्वट: ।
प्रमाते रोदिति कुक्कु चवेंतुहि चवेंतुहि ॥ (સુભાષિત)

જ્યાંથી ત્યાંથી આણેલી વાણી કાવ્ય કરવા દેજે શંખપાણિ ! 'સ્મરણપુરાણ'

'સાહિત્ય' ની રણભૂમિ ઉપર હમણાં હમણાં કવિતાની વ્યાખ્યા સમજવાસાર મહાસંગ્રામ થયેલો હતો; એ પક્ષના સુભટો પૂર્વ-પશ્ચિમના-મરેલા જીવતા વગેરે સહાયકોની

મુદ્દથી તુમુલ યુદ્ધ મચાવી સાહિત્યના પાનાં ભરતા હતા. મોટાભાઈ, છોટાભાઈ, બડાભાઈ, નાનાભાઈ, શેઠજી, ભટજી, છટજી ઈત્યાદિ મહાવીરો હાથમાં શંખ લઈ બીજા હાથમાંનો કોષ, ડિક્શનેરી, અને પાશ્ચાત્યોના પ્રમાણો વગેરે દર્શાવતા જોઈ ક્યા શૂરવીરને શૂર (શૂળ) ન ચડે! ગત મહાયુદ્ધમાં લડાઇનું જે કારણ ઉપસ્થિત થયું હતું તેવાજ પ્રકારનું છમકલું આ યુદ્ધમાં પણ થયેલું લાગતું હતું. ગુજરાતનો તપસ્વી અને કુકુટ દીક્ષા એ નામનો બે રત્નોનો અદલો બદલો થઈ ગયો હોય કે કોણજાણે 'ઉંધ ડુબી ભોળા ' ગપાટામાં હોય તેનું ગમે તેમ કાંઈક શાણપણું હોય પણ શબ્દોનો દારૂગોળો માપ વગરની બીકનાં લોઢાની તોપમાં ભરી ભરીને ધડધડાટ છૂટતો હતો જેનાં નામ નિશાન હજીપણ ' અમારૂં કુકડેકુક ' થતાંજ દેખાય છે. પણ અમારી લેખિની તો તે વખતે 'પ્રાસાદોની ડોલતી ટોચઉપર (પાયો કાચો!) બેઠા બેઠા ઝોલાં ખાતી હતી એટલે તે યુદ્ધનાં સાક્ષાત્ દર્શન કરવાનું સુભાગ્ય અમને પ્રાપ્ત ન થયું. ખયર! ખુદાની મરજી!

કાવ્યની વ્યાખ્યા તો એટલા પ્રચંડ સમરાન્તે પણ ઘાયલ ન થઇ કે જરા પણ ઢીલીએ ન થઈ, જેમની તેમજ હજુ છે. આજનું અમારૂં આ પહેલું વાવેતર તેમાં પુરણી કરશેજ એવી ખાતરી છે જેથી કાવ્યની વ્યાખ્યા કરવા જતાં થયેલાં કાવ્યના 'મુરદા 'ને પાટા પીંડી કરવા તૈયાર થયા છીએ. અને તે સમરાંગણના શૂરવીરો તો વાંચવાને પણ તૈયારજ છે. એટલે 'લાણી' પડતાં વાર લાગશે નહિ. માટે હવે પાછું વાળી જોવાની શી જરૂર છે?

આ જગતીતલ ઉપર અખિલ માનવજાતિનાં સુખસમાધાનનાં જે જે સાધનો છે, તે બધામાં કાવ્યને સર્વદેશોએ, સર્વધર્મોએ, અને સર્વ જાતિએ એકમતથી અગ્રસ્થાન આપેલું છે. કાવ્યમાં દેશનાં બુદ્ધિવૈભવ અને કર્તૃત્વશક્તિ, ઇતિહાસ અને સંસ્કૃતિ, વિકારોત્કર્ષ અને નીતિમત્તા, આવાં આવાં જોડકાં એકજ સમયે સ્ફુરતાં હોવાથી દેશનું સર્વસ્વ તેના કાવ્યમાં પ્રતિબિંબિત થાય છે. જેને લિપિ નથી એવા પણ દેશો થોડાઘણા મળશે; પરન્તુ લૌકિક કાવ્યવિરહિત દેશ એક પણ મળવો મુશ્કેલ છે. લેખનકળાને અભાવે ઇલિયડના જેવાં મહાકાવ્યો કેક પેઢીસુધી ફક્ત જીભની ટોચ ઉપર નાચતાં આવ્યાં હતાં. કવિતાનો અને રાષ્ટ્રોત્કર્ષનો પરસ્પર નિકટ સબંધ છે. કવિતાએ શૂરવીરોને અને પ્રણયીજનોને ઉત્સાહ ચડાવ્યો છે, અને શૂરવીરોએ તથા પ્રેમીઓએ કવિતાને વિષયોનાં ક્ષેત્ર પૂરાં પાડયાં છે; સુંદર સ્ત્રીઓએ કવિતાને ઉચ્ચ દરજ્જા પર ચડાવેલી છે, તેમ કવિતાએ સુંદર સ્ત્રીઓને અહંકારે ચડાવી મૂકી છે; કવિતાએ ઘણાક માણસોને શુદ્ધ ઘેલા બનાવ્યા છે, તેમ શુદ્ધ ઘેલીઆઓએ પણ ઘણીક કવિતાઓ બનાવી છે; લક્ષ્મીએ કવિતાને બીખારણ કહી છે તો કેટલીક બીખારણોને કવિતાએ લક્ષ્મીની ઉપમા આપી છે! કવિતાએ ધનની બાબતમાં ઘણાય કવિઓને દરિદ્રી બનાવ્યા છે, તો ઘણાય દરિદ્રી માણસો પૈસા સારૂ કવિતા બનાવવાની મહેનત કરે છે! તેથીજ આ મહત્વના વિષય ઉપર ચાર શબ્દ લખી નાંખવાને હું તૈયાર થયો છું.

કવિતા! આ એકજ શબ્દ ઉચ્ચારતાંની સાથે કેટલીબધી કલ્પનાઓ આંખ રહામે એકદમ ઉડવા લાગે છે! અહા! દેવદારી પાટીઆ ઉપર ચીટેલા ચોવીસ વારીઆ તાકાના જેવા તે સમાસ, તેની રચના, તે પ્રતિભા, તે આકાશ અને અવનિ વચ્ચે દોડાદોડ કરી રહેલા કલ્પનાના ખટારા. તે વૈદર્ભીરીતિ, તે હૃદયંગમ, તે આંખોમાંથી વહેતો પુરુષોત્તમ માસ, તે માર્દવ, તે રસપોષ, તે અરસિકેષુ કવિત્વનિવેદન, તે શબ્દસૌષ્ઠવ, તે કવિરાજનું અગમ્યતાત્વપણું, તે પ્રિયતમા, તે કમળસમૂહ, તે રીસાઇ બેઠેલા અનુપ્રાસ, તે નિરંકુશાઃ કવયઃ તે ઓજસ્વિતા, તે પ્રવાહ, તે સ્વર્ગ સાથે ભેટંભેટાં, તાદાત્મ્ય, તે ચઢા અને ચલમની સ્ફૂર્તિઓ, તે ગાંડપણ—બસ—બસ! એકલીયો આદમી તો આમાં હેબકીને થીજીજ જવાનો!

કવિતા! કવિતા! કવિતા કરવી જેટલી સહેલી છે, તેના કરતાં તેની વ્યાખ્યા કરવામાં હજાર ગણી મુશ્કેલી છે! વિષયોની વ્યાપકતાનો પથારો આંખ રહામે પાથરીને પણ કવિતાની વ્યાખ્યા કરવી એ ભિન્ન ભિન્ન પદાર્થોની સાથે સંલગ્ન થતા પાણીના રંગને ઓળખવા જેટલું, કિંવા ચારે ખંડોમાં ફેલાયેલા અંગ્રેજી સામ્રાજ્યની સરહદ બતાવવા જેટલુંજ માનવીમતિની પેલે પાર છે. કવિતાના વિષયોની યાદી વિરાટસ્વરૂપવર્ણનને પણ ટક્કર મારે તેવી છે. મેરુમાંદારથી માંડીને તે ઠેઠ મૃચ્છકટિક માંહિલા ડોળીઆ ખાંડા સુધીની યચ્ચયાવત્ પાષાણસૃષ્ટિને કવિતાના પ્રાંતમાં જગા મળેલી છે. જ્વાલામુખીના તેજસ્વી રસપોષમાં ઉજળી થયેલી તેની અંગકાંતિ ગુડગુડાટ અવાજ કરતા હોકાના ધુમાડાથી ધુંધવાયેલી છે. સ્વર્ગલોકમાંથી પાતાલ તરફ અમૃતકુંભ લઇ જનારા ગરુડની સાથે તેણે ઝપાટા માર્યા છે. તેમજ ફૂકલા કાળીની સાથે બેવડાની બાટલી લઇ ચાલવામાં પણ તેણે આગળ પાછળ જોયેલું નથી. શિખંડીની પેઠે રણાંગણમાં અને બૃહન્નાની પેઠે બારડીઓનાં વૃન્દમાં પણ તેણે ફેરબાનો વેશ કહાડેલો છે. રામ રાવણ એકિલીઝ પેરિસ અને કર્ણાર્જુનના પ્રચંડ સંગ્રામમાં એ થૈકાર કરીને થાકી, તો છેવટે કાદુભોદુ અને હાળીઆ ગોતીઆ વચ્ચે હદેલા અટાપટાના દાવો પણ તેણે દુહા ગાતાં ગાતાં સજીવન કરેલા છે. ત્રિકાલદર્શી અને સર્વતોગામી ઋષિઓની ગંભીરતાથી જેણે ત્રિકાલના અનંત બ્રહ્માંડમાં સસવાટા ચલાવેલા હતા તેજ એક શેડાળા છોકરાની ઉત્સુકતાથી 'સંવત સૈકે તેર સાત એકાવન જ્યારે' બોલતી બોલતી વંશાવળી કિંવા મુંબઇ ઇલાકાના તાલુકાની યાદી ગાતી બેઠેલી છે. એક તરફ સંસારનાં અનુરુપ વધૂવરને પરણાવતી મંગલાષ્ટકો ગાય છે; તો બીજી તરફ 'ઘોડાને બદલે બાંધો ને રામ બોલો ભાઇ રામ' કહી મંગલાષ્ટકમાંના મંગલના કસર કહાડી નાંખે છે. ઘડીકમાં એકાંતપ્રિય યોગાભ્યાસીના અચલ સમાધિનું રહસ્ય બતાવે છે તો બીજી ઘડીએ વડોદરાના જુમ્માચચ્ચાના અખાડામાંહેલા બાળગોપાલને "જંપિંગ એટલે કૂદીજાઓ, જોડી મુદ્ગલની પકડો" એવો કસરતનો ઉપદેશ કરી રહી છે. કાલિદાસની પાસે કુમારસંભવમાં હિમાલયનું વર્ણન કરાવ્યા પછી તેણે મુંબાઇના મોટરોડનું વર્ણન કરાવવાને નવો હાંકનારો (!) નીમીને ઘોસરૂં ભરડેલું છે! સહસ્રદલ કમલથી માંડીને ધતુરાસુધી, સીતાના જેવી સાધ્વીથી માંડીને જગમભી સુધી, ક્ષીરસાગરના પારિજાતથી

માંડીને અગાસીમાંના કુંડાના પુષ્પસુધી, સહસ્રાક્ષ ઇંદ્રથી માંડીને મર્ત્યલોકના આંધળા છોકરા સુધી, સમઢીપોની નામાવલિથી જી. આય. પી. રેલ્વેના સ્ટેશનોની નંગ ગણત્રી લગી, ભાસ્કરાચાર્યના લીલાવતી ગણિતથી દુર્લભજી મેતાજીની શેરીઓં લેખાંની કુંચીઓ સુધી, કાર્તિકસ્વામીના બ્રહ્મચર્યથી હિંદુસ્તાનના વાંઢા (વિધુર) ની જીવન સુધીખતોલગી, હવે વધારે શું કહેવું પણ એક તુલસીના ભૂળીયાંથી માંડીને તે ઠેઠ રામની ચોટલી સુધી સર્વત્ર કવિતાએ પોતાનું એકછત્રી સામ્રાજ્ય પસારી મૂકેલું છે. સર્વભૂત અને સર્વઘટમાં પસરેલા પરમાત્મા કરતાં પણ કવિતાની વ્યાપકતા મોટી છે. પુરુષસુક્તના આ નાયકની સત્તા તો જે અસ્તિત્વમાં છે, તેટલા ઉપરજ રહેલી છે, પણ કવિતાએ તો જે છે તેતો પોતાનું કર્યુંજ છે પણ જે નથી-નથી તે પણ કરી મૂક્યું છે.

આ પ્રમાણે કવિતાનું સ્વરૂપ રંગ ઉડી ગયેલી તસબીરના જેવું ફિક્કુ તો દેખાય છે તો પણ તેણે કામ નાનુંસનું કરેલું નથી. કવિતાની કારિગિરીનો થોડોક ઉલ્લેખ શરૂઆતમાં કર્યો છે. હવે તેના ઉપકારોનું સાંકળીયું ગોઠવું તો આજની ઘડીથી તે કાળના છેડા લગીનાં તમામ ભાવિ કાવ્યો આ એકજ વિષયમાં નોતરવાં પડશે. કવિતાએ જગત ઉપર ઉપકારનાં બ્રહ્માંડનાં બ્રહ્માંડ ખડકી મૂક્યાં છે. ગદ્યવસ્તુના કમાડા અમર્યાદાપણાને કવિતાએ નિયમના સીમાડાથી બાંધીને મનુષ્યજાતિનો સ્થલકાલનો વિલક્ષણ બચાવ કરેલો છે.

એક જાડા મજાના ગદ્યગ્રંથના ખુલ્લા મેદાનમાં કોઇએક જવાંમર્દને પોતાની એક ઘડીની મૂર્ખતા પણ ફેરવી બાંધતાં નહિ આવડે, તેજ શૂરવીર, કવિતાનાં અંધિયાર ચોકમાં -એકજ શ્લોક માત્રમાં-પોતાનું આ-જન્મ મૂર્ખપણાનું પ્રદર્શન કરીને છુટો થઈ શકશે. તેમજ ગદ્યલેખમાં ભલાબુરાની ખીચડી થવાથી ભલાઈ બુરાઇ જાણવા સારૂ નહિ નહિ તો પણ પ્રત્યેક લેખ પાઠકને અથેતિસર્યો તો વાંચવોજ પડે છે; અને ઘણોક સમય ગાળ્યા પછી તેમાંની 'પોલ' ધ્યાનમાં ઉતરી જાય છે. માસિક પુસ્તકો વાંચતાં ઘણીવાર આ પ્રમાણે ફસાઈ જતાં 'નકામો વખત ગાળ્યો' કહી જરા કસાણું મોઢું પણ કરીએ છીએ. કવિતાની બાબતમાં આવી છેતરપીંડી થતી નથી! કવિતા દેખાણી એટલે આપણે તુરતજ તે પાનુ ફેરવી નાંખીએ છીએ! પાછળથી વાંચી લઇશું કરી મુલતવી રાખીએ છીએ! તેમ ગદ્યની નિયમશૂન્યતાથી 'આચ જાંચ ઘર તુમારા' જેવું થઇ ગયું છે ગદ્યલેખકના મગજમાં વિચારનું મોજું ચડયું કે તુરતજ તે કપાળ ફાડીને કાગળ ઉપરજ પડવાનું! પરન્તુ ગણમાત્રાયમક યતિ વગેરે અડચણોથી ઘણાક મહાત્માઓની કવિતા કરવાની કલ્પના હવામાં ઉડી જતાં જગતની પાછળ લાગી જંજાલ જરા ઓછી થઇ છે! તાત્પર્ય, ગદ્યના કરતાં કાવ્યથી મનુષ્યજાતિને બેહદ ફાયદો થયેલો છે!

વસ્તુતઃ જોતાં પ્રસ્તુત લેખક જેવા એક સામાન્ય માણસને સદરહુ વિષય ઉપર અધિકારયુક્ત વાણીથી બોલતાં આવડવું એ લગભગ ગગનકુસુમ જેવું જ છે, તો પણ હમણાં હમણાં કવિતાદેવીના શિખર ઉપર—નહિ, કવિતા મંદિરના પગથીઆ ઉપર...તેમ પણ નહિ;

કાવ્યામૃતની નૈસર્ગિક લહરી—છટ્, નહિ સાંધો મળે! કવિતાની રચના, તેની અંદર ઉછાળા મારી રહેલી કવિરાજની રસના, તેને જેમ આવે તેમ આડી અવળી છોલવાને તૈયાર થયેલાં ટીકાઓનાં દાંતરડાં, આ બધી સામગ્રીની પૂજા લેનારૂં સ્વચ્છ પાનાવાળું એકાદું માસિક, વગેરે વગેરે તરફ દોડતાં દોડતાં જોનારાને પણ તદ્વિષયક ઘણું ખરૂં જ્ઞાન થયા-વિના રહે નહિ તો પછી દોસ્તીને દાવે ઉભય પક્ષના વાગ્મટોની જીવન્ત વાણીનો જેને લાભ થતો હોય તેને તો 'अधिकस्याधिकं फलम्' થઈ જાય એમાં નવાઈ શી? અને તેથી જ પો—

* તાતરણી નજરે ચડયા મૃગ જોઈ જ્યમ ચિત્તો ધસે,
તેમ તત્પર થઈ અને બહુ ધ્યાનથી ધંધો ખરો—
ડીને મદિ વાચક હમારો લેખ પૂરો વાંચશે,
તો ખાસ કવિતાનું મજાનું જ્ઞાન તેને લાભશે!

જગતની એકંદર કાવ્યસંપત્તિ તરફ નિરખીને જોનારાને તેના લગભગ બે ભાગ સાફ જણાશે.+ પહેલો દુનિયાના નાના મોટા યુદ્ધાદિ—પરિવર્તનથી સર્જેલી કવિતાનો; અને બીજો આવા પ્રકારની કવિતાઓ વાંચવાથી કિંવા એકાદ કવિની સાથે ગાઢો પરિચય થવાથી કરેલી કવિતાનો. પહેલા પ્રકારની કવિતા રચવાને કોઈ એક 'કવિ' સિવાય બીજી કોઈ જણસની જરૂર પડતી નથી.

બીજા પ્રકારની કવિતાના સોળે શણગાર કરવાને માટે પહેલા પ્રકારની—એકાદ મજાની કવિતા, તેનો અર્થ નહિ સમજનારો પણ પોતાને માત્ર કવિ સમજનારો કોઈ એક બ્રહ્મદેવ, તે વખતે લોકપ્રિય થયેલી એકાદી ચાલ, અથવા ગણમાત્રા—અક્ષરાદિ ક્રિયાઓમાં ફાંકા પાડીને યથેચ્છ વળી જતો એકાદ છંદ,—વૃત્ત, કવિતાની અંદર ચિરંજીવ થયેલા કેટલાક સંસ્કૃત શબ્દો. જેવા કે—સખિ, ચંદ્રિકા; તારકા વગેરે; કેટલાક એકાર શુદ્ધશબ્દયોગી અવ્યયો, જોઇએ તે ઠેકાણે જડી આવતી કેટલીક ઉઠવણુ જેવી ઉપમાઓ, આ બધાંનો

* ગદ્ય અને પદ્યનો પરસ્પર ભિન્ન રચના નિયમ બે કાંટામાં સંભાળીને આ 'કાવ્ય ગદ્ય' નામનો હીરો મગજની ખાણથી ખોદી કહાડયો છે. ગદ્ય અને પદ્ય—અતએવ નિસર્ગ અને કલા—ના એક જીવ તાદાત્મ્યનો—આ પહેલો જ નમુનો છે એવી ઉમેદ ધરાવું છું. લાંબા લાંબા સમાસો અને (ખા.) કુંરણા શબ્દોના ફાંસામાંથી શાબ્દિક ઉપમાની જે એક 'ભૂલાવળ' 'ગદ્યકાવ્ય'ના નામથી લોકોને હેરાન કરે છે તેનું આ રામબાણ ઔષધ સમજવું!

+ બીજા એક ફાલતુ ભાગનું વર્ણન અમારા વાવેતર નં. ૨ જામાં આવશે.

તાબડતોબ ઉપયોગ કરી લેવાની હથોટી, સાહસ અને અજ્ઞાન, આવી કાવ્યનિષ્પત્તિના પરિણામને માટે બેફિકરાઈ, ગમે તેવી ડુંગર જેવડી ભૂલને પણ દુર્બોધ ગુણોની છાજલીમાં ધકેલી મૂકવા જેટલો આત્મવિશ્વાસ, આ બધો ગોરખ ધંધો પૂરો કરવાને માટે પૂરીપૂરી નવરાશ, કેવળ તંત્રી બની નામખ્યાતિ સારૂ બહાર પડેલા મહાત્માનું કવિતા મજકૂરને જગા આપનારૂં કોઇએક માસિક પુસ્તક, કવિતાના કર્તાનું ફક્ત નામ અથવા તો ઉપરની બે લીટીઓ વાંચી પાનું ફેરવનારા થોડાક વાચકો, 'પછી 'કેટલાંક કારણોથી' પૌરાણિક અભિમાનનો નશો ચઢાવીને કોઇ એક બીજા વૃત્તપત્રમાં તે કવિતા ઉપર મ્હોંની મોળ ઉતારનારો તેટલી જ કિંમતનો એકાદ ટીકાકાર, તે ટીકા ઉપર કવિરાજના વદનની અસંખ્ય અસંબદ્ધ ઉંચી ભાષામાં ચોડેલી ગાળોનો વરસાદ, મહેનતનું કામ કરવાને ના પાડે છે. હાડકાં જેનાં એવા કેટલાક તેને સાંભળનારા તેના દોસ્તો, દોસ્તીને દાવે 'પ્રતિટીકા' કરવાનું મહાભારત કામ કરનારો તેનો એક જાની દોસ્ત, અને છેવટે બાર મહીનામાં કોઈ એક વખતે કોઈ એક સભામાં તે કવિનું વર્ષશ્રાદ્ધ કરનારો તેની જ દશા માંહેનો એક બીજો પરમ હંસ, આટલી સામગ્રી હોવી જોઇએ !

આ પ્રમાણે બીજા પ્રકારની કવિતા રચતાં સાધનોની જરૂર વધારે પડતી હોવાથી તેની પેદાશ મર્યાદિત પ્રમાણમાં થતી હશે એવું જે કોઈ ધારતું હોય તો તેની ભૂલ થાય છે. ભરણાની ( quantity ) નજરે જોઇએ તો મિઠાઇના પડીકામાં પેંડાનો પતાસાની સાથે, પાયખાના સારૂ કરેલા મિશ્રણમાં ફ્લુનાઇલનો શુદ્ધ પાણી સાથે, માળીના પુડામાં ગુલાબનો કણેર ફુલ સાથે, પંજાબ મેલના પ્રવાસમાં જંકશનનો પરચુરણ સ્ટેશન સાથે, મોટી મોટી ઓફિસોમાં બડા સાહેબનો કારકુન સાથે, કલબની અંદરની તે બાટલીઓનો (દારની) સોડાલેમનની બાટલીઓ સાથે, પ્રેમ યાચનાના સંવાદમાં રમણીના શબ્દોનો વલ્લભના શબ્દો સાથે, અથવા એકંદરે સમાજમાં ડાહ્યાનો ડોબા સાથે જે સંબંધ હોય છે, જે પ્રમાણ હોય છે, તેટલું જ પ્રમાણ અને તેટલો જ સંબંધ પહેલા પ્રકારની કવિતાનો બીજા પ્રકારની કવિતા સાથે હોય છે.

હમણાં જ કરેલા ઉત્પત્તિ વિવેચન ઉપરથી વાચકોના ધ્યાનમાં આવ્યું જ હશે કે જન્મજનક સંબંધથી બીજીનું સામાન્ય સ્વરૂપ બરાબર પહેલીના જેવું જ છે. ઉપર ઉપર જોનારાને આ બે પ્રકારની કવિતાના ભેદ બરાબર લક્ષ્યમાં પણ આવતા નથી. એટલું જ નહિ પણ બીજા પ્રકારમાં રાગરંગની રેલછેલ અને અલંકારની અમર્યાદ ભરતી વધારે હોવાથી સામાન્ય વાચક ગોટાળામાં પડયા વિના રહેતો નથી. નૈસર્ગિક સંતરા કરતાં લાકડાના વ્હેરથી બનાવેલાં સંતરાં ઉપરની રંગની ફાક્કડ ચટક, અને ખરા રાજા કરતાં તેના ખવાસનો ખોટો દમામ! આ હંમેશ જોવાનો ખેલ છે! બીજા પ્રકારની કવિતાનો ફેલાવો જંગી પ્રમાણમાં થતો હોવાથી પ્રસ્તુત લેખમાં આગળ તેને માટે જ ઉહાપોહ કરવાનો છે. પહેલા પ્રકારની કવિતાને માટે બડબડાટ કરવાની કશી જરૂર નથી. અને એટલા માટે આ લેખમાં પહેલા અને બીજા પ્રકારના લેખકો સારૂ અનુક્રમે 'સત્કવિ' અને 'કવિ' એવા તાત્પુરતા

પારિભાષિક શબ્દો વાપરવાનું યોજ્યું છે. આટલું ધ્યાનમાં રાખવાની વાચકો એ ખટપટ કરવી. ગુજરાતી ભાષાના સુદૈવથી અને દુર્દૈવથી હાલના બધા કાવ્ય લેખકો બીજા પ્રકારના નથી;–કેટલાક સત્કવિ પોતાની માતૃભાષાની ખરેખર વંદનીય સેવા કરે છે. અર્થાત્ પ્રસ્તુત લેખમાં તેને માટે લખવાનું કંઈ જ કારણ નથી.

તો પણ જતાં જતાં તેને માટે એટલું તો કહ્યા વિના રહેવાતું નથી, કે, તેઓની કાવ્યરચનાથી સુદૈવે જેટલો આનંદ થાય છે તેટલો–જ દુર્દૈવથી ત્રાસ પણ થાય છે. કારણ, તેમની એકેક કવિતામાંથી એકની એકવીશ અને 'પાંચની પચીશ' આ પ્રમાણે કકવિતાની વડવાઈઓ ફૂટે છે. તેઓની કાવ્યરચના બંધ થઇ તો આપણી નકલી નાણાની ટંકશાળો પણ ધડાધડ બંધ થશે. કુવામાંથી ખૂટ્યું એટલે હવાડામાં પડીને એઠું થવાની ચિંતા ગઈ અને દુષ્કાળ પડતાં ખાડા ખાબોચીયામાં ભરાઈ રહેલા પાણીથી હવા બગડવાની ધાસ્તી પણ ઓછી ! તેમજ ગંગામાં પૂર ન હોય તો ગામગંગાને પણ છલકી જવાની ફિકર થોડીજ છે ! કોઈ સત્કવિની કવિતાની પાલખી વાજતે ગાજતે બહાર પડી, તો તટસ્થ રહી જોનારાને–તેની પાછળ પાછળ બેતાલ ધમસાણ મચાવી મૂકનારા જાદરા બાદી (!) સાખેલાની ફાલ્ગુન–માસની ધાંધલ, આકાશના મેઘની ગંભીર ગર્જના થતાંજ તેનાં ચાર ટીપાંને ન પચાવી શકનારા દેડકાઓની હલકા પેટની કિકીઆરી, અથવા પુના સતારા તરફ દશેરાને દિવસે ફૂલના તોરા પહેરેલા જાતિવંત ઘોડાની પાછળ તેની નકલ કરનારા, રંગબેરંગી પટાઓથી સુસજ્જિત થયેલા ઉકરડા ભમરડા–કુંભારીયા ગધ્ધે...! ધૈતેશ્વર ! વગેરેના પ્રદર્શન જોવાતાં–ઘડી વાર તો મનમાં એમજ થઈ આવશે કે પ્રભો, કોઈ કોઈ ભેજાંની ગુંથણીમાં તો ત્હારી શક્તિ પ્રત્યક્ષ અગાધ થઇ ગયેલી છે !

સકૃદ્દર્શને આ બે પ્રકારના કવિઓની કૃતિ સરખા સ્વરૂપની ભાસે છે તો પણ તે બેમાં શીતોષ્ણ કટિબંધ જેટલું અંતર છે. સત્કવિની કવિતામાંથી નવી નવી કલ્પનાઓ જોઇ શકાય છે. તો આપણા દોસ્ત કવિની બડબડમાં જ્યાં ત્યાં પોતે જ કવિ હોવાની એકજ કલ્પના જોઇ શકાય છે. પહેલાને રસિકજનો શોધતા હોય છે; બીજો રસિકજનો શોધી કહાડવાને ફરતો હોય છે એકને તેના વાચકો કવિ હોવાનું વારંવાર કહે છે. બીજો પોતાના વાચકોને પોતે મહાકવિ હોવાનું વારંવાર કહે છે. એકની કવિતા વાંચતાં તેને મસ્તકે ચડાવવાનુ મન થાય છે; બીજાની કવિતા જોતાંજ માથું ચડવા માંડે છે. પહેલા પ્રકારની કવિતામાં ખુલ્લા દેખાતા અર્થમાં પણ કોઈ કોઈ વાર ગમત આપનારો ગૂઢાર્થ સમાયેલો હોય છે; બીજા પ્રકારમાં કશોજ અર્થ હોતો નથી. પહેલો, ગરીબની ઝૂપડીમાં પણ સ્વર્ગ સુખનો અનુભવ કરાવે છે; બીજાની કવિતામાં રહેલાં સ્વર્ગ સુખનાં વર્ણનો વાંચતાં નરકયાતનાનો અનુભવ થાય છે. હવે ટુકામાં અને સ્પષ્ટ કહીએ તોઃ—પહેલો ખરેખરો કવિ હોય છે અને બીજો શુદ્ધ નંદી–શિવ શિવ ! બોલવાના વેગમાં કેટલું ખરાબ કામ કરતો હતો હું ! પરનિંદા ! અતિશયોક્તિની ધૂનમાં એ યમકદોસ્તોનું કેવું અપમાન કીધું ! ક્ષમા કરજો ગણસેવકો, ક્ષમા કરજો ! મહાકવિમાં અને તમારામાં હું કહું છું તેટલું

વિશેષ અંતર નથી; ખરૂં જોતાં તે અંતર તદ્દન દુર્લક્ષ્ય કરવા જેવું થોડુંક, કેવળ એ તસુનું છે! મહાકવિ સ્વર્ગમાં ઝપાટા મારતા હોય છે અને પ્રાસદ્દોસ્તો, તમારે સ્વર્ગ ફક્ત એ તસુ જ દૂર રહેલું હોય છે એટલું જ!

ભૂતકાલના સતકવિઓનું આખું જામદાર-ખાનું આમ પોતાની સામે ધણી વગરનું સુનું સાંપડવાથી કવિને કાવ્યસાધનનો જરા પણ તોટો પડતો નથી. પરન્તુ આ વડિલોપાર્જિત મીલ્કતની માંડણી કેવળ અસ્તવ્યસ્ત સ્વરૂપની કરવામાં આવે છે. અને તેથી ગગનમાં વિહરનારાં વાદળાંની પેઠે પહેલીમાં ખરેખરૂં પાણી ભરેલું હોય છે; અને કોઇક જલાશયમાં પડેલા તેના પ્રતિબિંબની પેઠે બીજાની બધી કરામત પાણીમાં પડેલી હોય છે. અલીબાબાએ જોયેલા ચાલીશ ચોરોના ભોંયરામાં અગણિત અલંકારોની પણ થોડી ઘણી તો વ્યવસ્થા કરેલી હશે; ચોકી ઉપર પડેલા એ વારસી સામાનની પણ કેવળ ચુંથા ચુંથતો નહિ જ હોય; પણ આ કવિતાની રચનામાં જાતજાતની ભાષામાંથી ખેંચેલા અર્ક, જુના નવા કાળમાંથી ખેંચેલો સારાંશ, વગેરે વગેરે જોતાં ચોર બજારના લીલામવાળાઓની દુકાનમાં ખડકીને ભરેલા ઢંગધડા વગરના સમાનનું ભાન થાય છે!

જાણું છું પાઠકો! ફાજીલ ઉપમા દૃષ્ટાંતથી કંટાળેલા તમારા મનની સ્થિતિ હું જાણું છું। તે પ્રમાણે પ્રસ્તુત લેખનો લાંબો ગડબડાટ, કવિતાના જેવો જ કંટાળા ભરેલો થતો જાય છે તે પણ હું બરાબર જાણું છું. પણ ઈલાજ નથી. લેખનો વિષય કવિતા હોવાથી અત્યારે મારા અંગમાં તેણે ગદ્યના સ્વરૂપમાં સંચાર કર્યો છે, એટલે ઉપમા અને અલંકારોની ભીડ તો થવાની જ. પણ "કવિવચનેન ગભરાવાની જરૂર નથી."

(અપૂર્ણ.)

(બાલભુજંગ.)

---

# બે શોકજનક મરણો.

ગયા શિયાળામાં બનેલાં બે મરણો માટે મોડી મોડી પણ બે નિવાપાંજલિઓ આપવાની આ પત્રની ફરજ છે.

૧.

વીસમી સદીના સ્થાપક અને તન્ત્રી રા. રા. હાજીમહમ્મદ અલારખીઆના અકાળ અવસાનથી ગૂજરાતને ભારે ખોટ પડી છે. મર્હૂમે વીસમી સદી સ્થાપીને ગૂજરાતી પત્રોમાં એક નવીન જ દિશા ઉઘાડી હતી. એ પત્રનું કાર્ય એ ઘણી મમતાથી, ઉત્સાહથી, અને તન્મયતાથી કરતા હતા. એને પશ્ચિમનાં એ જાતિનાં પત્રોની હારમાં મૂકવાનો એમનો

सतत प्रयास हतो, अने आपणी परिस्थितिना प्रमाणमां एमणे ए क्रममां फत्तेह पण मेळवी हती. साहित्य अने चित्रकळा माटे एमने ऊंडा हृदयनी प्रीति हती, अने ए प्रीति वीसमी सदी द्वारा मूर्तिमंत करवा जतां एमणे पुष्कळ द्रव्य खर्च्युं हतुं.

वीसमी सदी बहार पड्युं ते वखते एनो सत्कार वसन्त पत्रे न कर्यो एम एमनी आ पत्र सामे एकवार फरियाद हती. पण एमने खातरी आपवामां आवी के एम न करवानुं कारण वीसमी सदी प्रत्ये द्वेष अरुचि के अवमानना न हती, पण पोताना बन्धु उपर मत दर्शाववा बेसवानो एनो रिवाज न हतो. एटलुं ज—त्यारे ए खुलासो एमणे सुजनताथी स्वीकार्यो, अने ते दिवसथी आ पत्र साथेनो एमनो प्रेम प्रथम हतो तेवो ज स्थिर रह्यो.

एमनुं अवसान थतां वीसमी सदीए पण देह छोड्यो छे. उभयनी खोट गूजरात भूली शकशे नहि.

२.

रा. ब. जमीयतराम शास्त्री प्रमाणमां पाकी उम्मरे देवलोक पाम्या. पण पोते केळवणीना कार्यमां छेवट सुधी भाग लेता ए जोतां एमनी उपयोगिता पण गूजरात याद करे छे. एमना जीवननुं म्होटामां म्होटुं कार्य ते "नवी गुजराती वांचनमाळा". ए पुस्तकमाळानुं सामान्य स्वरूप अने विषययोजना मि. जे. जी. कॉन्टन्टीन (हालना डिरेक्टर) नी कृति छे, अने घणा पाठ गूजरातना अन्य विद्वानो पासे लखावाया छे, तथापि ए पुस्तकमाळाने अंगे रा. ब. जमियतराम शास्त्रीए घणी सेवा करी छे. ए वांचनमाळा प्रकट थई ते अरसामां एनी सामे घणी टीकाओ थई हती, पण ए टीकाओ एवी जूज, अने मुद्दा बहारनी के भूलभरेली हती के ए टीकाओ ज मूळ पुस्तकमां रहेली संगीन सेवानो उत्तम पुरावो हतो.

स्वर्गस्थ स्वभावे मायाळु मिलनसार अने परगजु हता. प्राथमिक केळवणीना कामभां ए गूजरातने बहु किंमती अने अनुभवी सलाह आपी शकता.

[ वसन्त-ऑफिस. ]

# ધર્મ પ્રવૃત્તિ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૨૦ થી. )

આ નિષ્ઠુર દ્વંદ્વના કોલાહલથી પ્રકૃતિનો શો ઉદ્દેશ સધાય છે? જીવ તરફ દયા? વ્યક્તિ-જીવનનું રક્ષણ કરવાનો પ્રયાસ? ના, એ બધી ગાંડાની વાતો છે. જીવન-રક્ષાના ઉત્તમ પ્રયાસમાં જીવમંડળી દોડાદોડ કરી મરે છે; પરંતુ જીવનરક્ષા તો થતી નથી. સુખાન્વેષણની પ્રવૃત્તિએ બતાવેલા માર્ગે જીવમાત્ર દોડે છે; પોતાનું જીવન બચાવવા દોડે છે; બીજાના જીવનની દયા ખાવા જેટલો અવકાશ પણ તેને નથી. પરંતુ તે શું પોતાનાં જીવનનું રક્ષણ કરી શકે છે? આ જવાબમાં આપણે કહેવું જ પડશે કે ના. તો પછી અભિવ્યક્તિ, ઉન્નતિ કોની? વ્યક્તિની નહિ પણ જાતિની. જીવનસંગ્રામમાં વ્યક્તિ જીવનમાં જીવનવ્યાપી પ્રયાસનું છેવટનું ફળ મરણ છે; મરણનું છેવટનું પરિણામ જાતિજીવનનો અભ્યુદય છે. વ્યક્તિ જાય છે, જાતિ રહે છે. પ્રકૃતિનો ઉદ્દેશ જાતિની અભિવ્યક્તિ કરવાનો છે. વ્યક્તિનું જીવન તેની પાસે કિંમત વગરનું છે. વ્યક્તિજીવન રમવાનું રમકડું છે. વ્યક્તિદ્વારા પ્રકૃતિ પોતાનો ગૂઢ ઉદ્દેશ સાધી લે છે. તે ઉદ્દેશ વ્યક્તિનો નાશ અને જાતિનો વિકાસ છે. મનુષ્ય જાતિ આજે પણ આકાંક્ષા અને આગ્રહની તીવ્ર અને ઉત્કટ ઉત્તેજના લઇ જીવનના માર્ગમાં અગ્રેસર થઇ છે; પરંતુ **रघुपतेः क्व गतोत्तरकोशला ?** તમે મરણની ગોદમાં વિસ્મૃતિના ગર્ભમાં અંતર્હિત થાઓ; તમારી પ્રકૃતિને હવે કંઇ દરકાર નથી. તમારા જીવનનું જે કંઇ કામ છે, તે તમારા વડે પ્રકૃતિએ સાધી લીધું છે. તમે જાઓ, બીજાને સ્થાન આપો. અંતિમકાળ વખતે વ્યક્તિ માત્ર પ્રતિ પ્રકૃતિની આ નિર્મમ વાણી છે.

પ્રકૃતિની આગળ વ્યક્તિનું જીવન મૂલ્યહીન છે; જાતિની ઉન્નતિ કરવી એજ તેનો ઉદ્દેશ છે. તોપણ જાતિની ઉન્નતિ કરવા માટે વ્યક્તિ માત્રને થોડા ઘણા દિવસ બચાવી કામ કરાવવું પડે છે; તેથી પ્રકૃતિની પ્રેરણાવડે વ્યક્તિ માત્ર જિંદગીભર કામ કરે છે, તે મનમાં ધારે છે, કે હું મારા જીવનની ઉન્નતિ માટે આટલો બધો પ્રયાસ કરૂં છું. પરંતુ હાય, તે જાણતો નથી કે તે કેવી ભયંકર ઉતરપિંડીથી છેતરાય છે. જીવ પ્રકૃતિની પ્રેરણાથી કામ કરે છે; તેથીજ તેને સુખ મળે છે. તે સુખવડેજ તેનું જીવન થોડા ઘણા દિવસ ટકે છે. પ્રકૃતિનો ગૂઢ ઉદ્દેશ સાધવા માટે જેટલા દિવસ બચવું જરૂરનું હોય, તેટલા દિવસ તે બચે છે. થોડા વખત તેનું જીવન પુષ્ટ થાય છે, તે જાણતો નથી કે કયા ઉદ્દેશને લીધે હું જીવતો રહ્યો છું. ક્ષુધાની ઉત્તેજનાને લીધે વાઘ ઘેટાંપર ફલંગ મારી પડે છે; સ્વભાવની ઉત્તેજનાને લીધે પ્રકૃતિની પ્રેરણાથી તે એમ કરે છે; એમ કર્યા સિવાય બીજો ઉપાય નથી. તે પ્રકૃતિનો દાસ છે, પ્રકૃતિવડે તે અંધભાવે ઘેટાંની હત્યા કરવાને પ્રેરાય છે. તે ક્રિયા કરવામાં તેને સ્વાધીનતા નથી. તેનું પોતાનું જીવન એ પ્રમાણે હત્યા

કરી થોડા ઘણા દિવસ બચાવવું પડે છે. તેના વંશ અને જાતિની રક્ષા માટે તેને થોડા દિવસ બચવુંજ જોઇએ. જ્યાં સુધી એ ઉદ્દેશ ન સધાય ત્યાં સુધી પેટાંનાં બચ્ચાંને મારી તે પોતાનું જીવન ટકાવે છે, વળી આતતાયી જ્યારે વાઘનાં બચ્ચાં પર હલ્લો કરે છે, ત્યારે કોપેલી વાઘણ તેનાપર છલંગ મારે છે; તે વખતે વાઘણને પોતાના જીવનની દરકાર પણ રહેતી નથી. આ સ્થળે વાઘણ પણ તેજ પ્રમાણ સ્વાધીનતાવર્જિત રમકડું માત્ર છે. પ્રકૃતિ તેને સંતાનનાં જીવન માટે આત્મજીવનને વિષે મમત્વહીન કરે છે; તેને સ્વાર્થ ખોળવાનો અવસર પણ મળતો નથી, તેથીજ તેને સુખ થાય છે; બચ્ચાંનું જીવન બચાવવા માટે પોતાનાં જીવનનું બળિદાન આપવામાં તેનું સુખ રહેલું છે; પ્રકૃતિએ પોતાનો ઉદ્દેશ સાધવા માટે તેને એવી પ્રવૃત્તિ આપી છે. પ્રકૃતિની આજ્ઞા પાળવાને તે બાધ્ય છે.

મનુષ્યોમાં આ દ્વંદ્વની પરાકાષ્ઠા છે. જીવસમાજમાં માણસોનું આસન સૌથી શ્રેષ્ઠ છે; પરંતુ મનુષ્યની અવસ્થા તો બધા કરતાં શોચનીય જણાય છે. આ અવસ્થાનાં શોચનીયપણાંમાંજ તેનું મનુષ્યત્વ રહેલું છે. બીજા જીવો જીવવાના પ્રયત્નમાં ગુંથ્યા રહ્યા છે; પરંતુ તે જાણતા નથી–ઘણું કરીને જાણતા નથી કે તેની બધી ચેષ્ટાનું પરિણામ મરણ છે; મનુષ્યો પણ તેની માફકજ જીવન યુદ્ધમાં મચેલાં છે; પરંતુ તેઓ જાણે છે કે મરણ અવશ્યંભાવી છે, બીજા જીવો પ્રવૃત્તિને વશ થઇ કામ કરે છે; પરંતુ તે કાર્યનું ફળ શું થશે, તે તેઓ જાણતા નથી તેમ વિચારતા પણ નથી; તેને માટે તેઓની જવાબદારી પણ નથી. મનુષ્ય પણ પ્રવૃત્તિને વશ થઇ કાર્ય કરે છે; પરંતુ તે પોતાનાં કાર્યોનું ફળ પોતાની નજરે જુએ છે; અને વખતો વખત પોતાની પ્રવૃત્તિનું સુખ, ભવિષ્યનાં પરિણામ તરફ નજર કરી ફેરવી લે છે. બીજા જીવોનો માર્ગ એકજ છે, મનુષ્યના માર્ગો અનેક છે. પોતે મેળવેલો અનુભવ અને દૂરદર્શીપણાંની મદદથી પ્રવૃત્તિને સંયત કરી મનુષ્યને પોતાનો માર્ગ પસંદ કરી લેવો પડે છે. માર્ગની પસંદગીની જવાબદારી તેમના પરજ હોય છે. મનુષ્ય જીવ છે, પણ તે બુદ્ધિજીવી વિચારપરાયણ જવાબદારી વાળો જીવ છે.

આ સિવાય મનુષ્ય અને બીજા જીવ વચ્ચે એક બીજો ભેદ છે. મનુષ્ય શરીરબળમાં દુર્બળ છે. મનુષ્યના નખ અને દાંતને ધાર નથી તથા તેની માંસપેશીમાં પણ જેટલું જોર નથી. બુદ્ધિજ મનુષ્યને જીવનસંગ્રામમાં મદદ આપે છે; પરંતુ કેવળ બુદ્ધિની મદદથીજ જીવન ધારણ કરવાનું કામ સહજ નથી. તે માટે મનુષ્યને ટોળું બાંધી રહેવું પડે છે. મનુષ્ય એકલો જે કરી શકે નહિ, તે ટોળાંબંધ થઈ કરી શકે છે. આથી મનુષ્યમાં સમાજની ઉત્પત્તિ થઇ. બીજા કોઈ કોઈ જીવોમાં પણ સમાજના ફણગા ફુટેલા જણાય છે; પરંતુ બીજે સ્થળે જેનો અંકુર છે, તેજ મનુષ્યોમાં પલ્લવિત વૃક્ષ રૂપે થઇ રહેલ છે. ઘણું કરીને સમાજ બાંધીને જ મનુષ્યોજીવન સંગ્રામમાં આત્મરક્ષા કરતાં આવ્યાં છે; તેઓનું જીવત્વ તો પહેલાં પણ હતું; પરંતુ આ સામાજિકત્વની ઉત્પત્તિ સાથે તેમાં પૂર્ણ મનુષ્યત્વનો આરંભ થએલો છે.

મનુષ્ય જીવ છે,' પરંતુ તે બુદ્ધિશાળી, વિચારપરાયણ અને સમાજબદ્ધ જીવ છે. બીજા જીવોની માફક મનુષ્ય સ્વાર્થ માટે અર્થાત્ જીવન બચાવવા માટે જ નિમાએલું છે; તે ઉપરાંત તે સમાજનું રક્ષણ કરવાને પણ બંધાએલું છે; કારણકે સમાજરક્ષા ન થાય તો તેનું જીવન ટકી ન શકે, એક દ્વંદ્વ પ્રથમથી જ રહેલું હતું; પરંતુ અહીં વળી એક બીજાં નવીન દ્વંદ્વનો આવિર્ભાવ થયો. કારણકે વ્યક્તિની રક્ષા માટે સમાજનું પ્રયોજન છે; પરંતુ વ્યક્તિનો સ્વાર્થ હમેશાં સમાજના સ્વાર્થ સાથે મેળ ખાતો નથી. સમાજની હયાતી ટકાવી રાખવી હોય તો વ્યક્તિનાં સ્વાતંત્ર્યનો કેટલોક ભાગ ઘટવો જોઇએ. બધી રીતે પોતાની તરફ જોવાથી સમાજનું રક્ષણ થાય નહિ.

પૃથ્વીના ઇતિહાસમાં એવો એક દિવસ હતો, કે જ્યારે મનુષ્ય અને બીજા જીવો વચ્ચે કશો ભેદ નહોતો. મનુષ્ય જ્યારે સમાજબદ્ધ જીવમાં ગણાયું નહોતું, ત્યારે તેને પોતાનાંજ સુખની શોધમાં ગુંથાયલાં રહેવાથી ચાલતું હતું; તે માટે પ્રકૃતિ દેવીએ તેને બધી પ્રવૃત્તિ આપી હતી. તે પ્રવૃત્તિના હુકમ મુજબ ચાલવાથી તેનાં જીવનનાં બધાં કાર્યો સંધાતાં. પરંતુ એક વખત સમાજમાં પ્રવેશ કરતાં જ મનુષ્યની એ અવસ્થા બદલાઈજાય છે. મનુષ્યની મૂળ-પ્રવૃત્તિઓ તેને સમાજની બહાર લાવવા માગે છે; પરંતુ સમગ્ર સામાજિક શક્તિ તેને સમાજમાં પકડી રાખે છે. એકબળ તેનાં આત્મજીવનને કેન્દ્રમાં રાખી કામ કરે છે, અને બીજું બળ તેને તે કેન્દ્રથી દૂર ખસેડવા માટે ઉલટી બાજુએ આકર્ષણ કરે છે. વ્યક્તિગત ભાવની સાથે સામાજિકત્વનું આ રીતનું દ્વંદ્વ મચી રહ્યું છે. બંને બળ વચ્ચે એક જાતની સમાનતા જાળવી મનુષ્યોને ચાલવું પડે છે. મનુષ્યોના પગ બે હોડીઓમાં છે, જ્યાં સુધી બંને હોડીમાં પગ રહે ત્યાં સુધી જીવન પણ બહુ સુખી નીવડતું નથી.

આ સમાનતા જાળવવાનું કાર્ય બહુ જ અટપટું છે. કોટિ પુરૂષપરંપરાવડે, વિકાસ પામેલી મૂળપ્રકૃતિ મનુષ્યને આત્મસુખ અથવા સ્વાર્થનાં મુખમાં પ્રેરે છે; સામાજિક શક્તિઓ તેને બીજી બાજુએ અથવા પરાર્થનાં સુખમાં હડસેલે છે મૂળપ્રકૃતિ પ્રબળ અને વેગવાન છે. કરોડો વર્ષનાં પ્રાકૃતિક નિર્વાચનને યોગે તે મનુષ્યના પ્રાણ સાથે ઓતપ્રોત થઈ ગઈ છે; તેની પ્રેરણા વિરૂદ્ધ ચાલવાનું કાર્ય મનુષ્યો માટે સહેજ નથી, એ પ્રવૃતિ સ્વાભાવિક સંસ્કારરૂપે જન્મથીજ મનુષ્ય માત્રને ચલાવે છે; મનુષ્યની શક્તિ નથી કે એ પ્રવૃત્તિને દરેક વખતે સંયમમાં રાખે. છતાં સમાજનું જીવન વ્યક્તિજીવન કરતાં મૂલ્યવાન છે, સમાજને માટે વ્યક્તિજીવનમાં સ્વાર્થનો નાશ અતિ આવશ્યક છે. મનુષ્યનું જીવત્વ જેટલા કાળથી વિકસિત થયું છે; તેની તુલનામાં તેનુ સામાજિકત્વ તદ્દન આધુનિક છે. હજુ સુધી પ્રાકૃતિક નિર્વાચનને તેનાં સામાજિકત્વની અભિવ્યક્તિમાં હાથ નાખવાનો અવસર મળ્યો નથી. સામાજિકત્વ હજુ સુધી સંપૂર્ણપણે પુષ્ટ થઇ શક્યું નથી. અહીંજ માનવજીવનની મોટી સમસ્યા છે, અહીં જ મનુષ્યત્વની જવાબદારીનો સૂત્રપાત થએલો છે, અહીંજ ધર્માધર્મ અને પાપ પુણ્યનો પાયો નંખાયો છે, વ્યક્તિભાવ અને સામાજિકત્વ,

individualsim અને socialism, તે માટે જે ઘોર કોલાહલ મનુષ્ય જાતિના ઇતિહાસના આરંભથી આજ સુધી સમાન રીતે મચી રહ્યો છે, તેનો આરંભ અહીંથી જ થાય છે.

મનુષ્યને કયા પ્રમાણમાં સ્વતંત્ર રહેવું અને કયા પ્રમાણમાં પરતંત્ર રહેવું, તેની મીમાંસા અતિ અવશ્યની છે, છતાં એ ખુલાસાનો ઉપાય હજુ સુધી શોધાયો નથી. પ્રકૃતિના રાજ્યમાં સર્વત્ર જેવું વિધાન છે, તેવુંજ વિધાન અહીં છે. બંને બાજુએ ખેંચતાણ; બળે બળમાં, શક્તિએ શક્તિમાં સંઘર્ષ; એક પક્ષ છેવટ સુધી જીત મેળવે છે. જીવનસંગ્રામમાં વાઘની જીત કે ઘેટાંની, એ પ્રશ્નનો ખુલાસો પ્રકૃતિએ પ્રથમથી જ કરી મૂક્યો નથી. તેણે તો જગતમાં વાઘ અને ઘેટાંને છૂટાં મૂકી દીધાં, તેઓ પરસ્પર મારામારી કરી છે રમતાં. છેવટે તેઓમાંથી એક પક્ષની જીત થશે, અથવા બંનેનો લોપ થશે, અથવા બંનેનાં રક્તબીજમાંથી ઉન્નતતર જીવની ઉત્પત્તિ થશે. આ પ્રમાણે મનુષ્યનાં સામાજિક દ્વંદ્વમાં વ્યક્તિનો જય કે સમાજનો જય થશે, એ પ્રશ્નનો ખુલાસો પ્રકૃતિએ કર્યો નથી. મનુષ્યત્વના વિકાસની જરૂર છે. મનુષ્યત્વના વિકાસ માટે વ્યક્તિની ઉન્નતિ થવાની જરૂર છે, તેમ સામાજિકત્વનો વિકાસ પણ જરૂરનો છે. વ્યક્તિ સામાજિકત્વની સાથે ચિરકાળ દ્વંદ્વયુદ્ધ કરો; દ્વંદ્વને લીધે છેવટે બંને પુષ્ટ થાઓ, અભિવ્યક્તિના માર્ગપર આગળ વધો. પ્રકૃતિની વ્યવસ્થા બધે ઠેકાણે આવી જ છે.

જીવની સ્વાર્થમૂલક પ્રવૃત્તિઓ પ્રાકૃતિક નિર્વાચન ( natural selection ) વડે વિકાસ પામેલી છે; મનુષ્ય એ બધી પ્રવૃત્તિની પ્રેરણાથી ચાલે છે, બીજા જીવોની માફક ચાલે છે. તેમ કરવામાંજ મનુષ્યનું સુખ છે, સ્વાર્થના સંહારથી મનુષ્યને દુઃખ થાય છે. તોપણ સ્વાર્થનો નાશ કરવાનું કાર્ય જરૂરનું તો છેજ. નહિ તો સમાજ ટકે નહિ. સમાજ ન ટકે તો દુર્બળ મનુષ્યોનું જીવન બીજા બળવાન હિંસક જીવો સાથેની લડાઇમાં વધુ વખત ટકી ન શકે. માટે સ્વાર્થસંહાર આવશ્યક છે પરંતુ સ્વાર્થસંહાર એ મનુષ્યની મૂલપ્રવૃત્તિ વિરૂદ્ધ છે, સ્વાર્થનાશથી મનુષ્યને સુખ થતું નથી. મનુષ્યને જોરજુલમથી સ્વાર્થથી દૂર રાખવાની જરૂર છે. અંકુશના આઘાતથી મનુષ્યને એ પ્રવૃત્તિના માર્ગથી દૂર કરવાની જરૂર છે. આ નિવર્ત્તન પ્રણાલીનું નામ શાસન. રાજશાસન, લોક–શાસન, નીતિનું શાસન, ધર્મ–શાસન, વગેરે વિવિધ ઉપાય અવલંબન કરી, વિવિધ યુક્તિ રચી, મનુષ્યને શાસનમાં રાખવું જરૂરનું છે. કદી પુરસ્કારની આશા આપીને, કદી તિરસ્કાર કરીને, કદી લાલચ બતાવીને તો કદી ભય બતાવીને સ્વાર્થના માર્ગપરથી મનુષ્યને ફેરવવાં જ જોઇએ. રાજા રાજદંડ બતાવી કહે છે કે મારા હુકમથી તમે તમારી સ્વાભાવિક પ્રવૃત્તિ સંયમમાં રાખો, નહિ તો માર પડશે, કેદ ભોગવવી પડશે, અગર ફાંસીએ લટકવું પડશે. સમાજપતિ કહે છે, અમારી નિષેધ આજ્ઞા માની જીવનવૃત્તિ નિયમિત કરો, નહિ તો સામાજિક પીડા વેઠવી પડશે, સમાજ બહાર રહેવું પડશે. ધર્મપ્રચારક કહે છે, અમારી આજ્ઞા મુજબ જીવન ચલાવો, નહિ તો આ લોકમાં કે પરલોકમાં તમારૂં ભલું થવાનું

નથી. ધર્મગુરૂઓ ગર્જના કરતા કહે છે કે અમારી આજ્ઞા સહુ પહેલાં પળાવી જોઇએ; નહિ તો કુંભીપાક તમારે માટે તૈયાર છે. પ્રવૃત્તિની ઉત્તેજના સ્વાભાવિક છે, તે ન માનીએ તો ચાલે તેમ નથી; સમાજનું શાસન કૃત્રિમ છે, પરંતુ તે ન માનીએ તો સમાજમાં જગા મળતી નથી વળી એ બંનેની આજ્ઞાઓ પણ પરસ્પર એટલી તો વિરૂદ્ધ છે, કે તેનું ઔચિત્ય જાળવવું અસાધ્ય છે. ખરેખર, મનુષ્યના જેવો દુઃખી જીવ દુનિઆમાં બીજે ક્યાંએ નથી.

સ્વભાવની સાથે કૃત્રિમતાનું આવું યુદ્ધ મચ્યું છે. આ દ્વંદ્વમાં મનુષ્યજીવન સુખદુઃખમાં ચાલ્યું જાય છે. પરંતુ પ્રકૃતિ આ તરફ નિશ્ચિંત નથી. વ્યક્તિનો વિકાસ જેમ જાતિરક્ષા માટે જરૂરનો છે. તેવીજ આવશ્યકતા જાતિરક્ષા માટે સામાજિકત્વના વિકાસની છે, એટલું જ નહિ પણ તેથી પણ વધુ જરૂર છે. તે માટે કેટલીક કૃત્રિમ શક્તિના હાથમાં સામાજિકત્વના વિકાસનો ભાર સોંપી પ્રકૃતિ નિશ્ચિંત રહી શકતી નથી. મનુષ્ય બુદ્ધિજીવી અને વિચારપરાયણ જીવ છે. તે અતીતની સ્મૃતિ રાખે છે, ભવિષ્યની ગણતરી કરી શકે છે. એક બાજુએ અતીતની અભિજ્ઞતા અને બીજી બાજુએ ભવિષ્યની ગણતરી, આ બંનેની સહાયતાથી તે કર્તવ્યનો વિચાર કરે છે. સ્વાભાવિક પ્રવૃત્તિને માન આપી ચાલતાં તરત માટે તો ફાયદો છે; પરંતુ સમાજનું શાસન માનવાથી ભવિષ્યમાં દુઃખ આવી પડે છે. ભવિષ્યના ભયની છબી કલ્પનામાં પ્રતિફલિત થઇ ક્ષણિક સુખના પ્રલોભનને ઢાંકી દે છે; ત્યારે મનુષ્ય પ્રવૃત્તિનો માર્ગ તજી એ માર્ગથી નિવૃત્ત થવાના માર્ગપર ચાલે છે. પરંતુ આમ તે કેટલાક દિવસ ચાલે? પ્રવૃત્તિનો વેગ અતિ પ્રબળ છે; વર્તમાન સુખનું પ્રલોભન તીવ્ર છે. મનુષ્યને ડગલે ડગલે પથભ્રાન્ત થઇ સમાજની પાસે તિરસ્કાર ખમવો પડે છે, અને પોતાનાં સત્યાનાશ સાથે સમાજનું સત્યાનાશ પણ આવી પડે છે. આમ હોવાથી આવો બંદોબસ્ત હમેશને માટે ચાલી શકે તેમ નથી. સ્વભાવની સામે કૃત્રિમતાને ખડી રાખી. પ્રકૃતિ નિશ્ચિંત રહી શકતી નથી. પ્રકૃતિ ધીરે ધીરે કામ કરે છે. પ્રાકૃતિક નિર્વાચન ધીરે ધીરે થાય છે.

વ્યક્તિની સાથે સમાજનો વિરોધ છે. જે સમાજમાં વ્યક્તિ જેટલી ઉદ્ધત, તે સમાજ તે પ્રમાણમાં દુર્બળ ગણાય છે. જેમ જીવ જીવ વચ્ચે યુદ્ધ મચી રહ્યું છે, તેમ મનુષ્ય મનુષ્ય વચ્ચે પણ યુદ્ધ મચી રહ્યું છે. આ યુદ્ધનું ફળ વ્યક્તિગત પુષ્ટિમાં આવે છે. વળી સમાજની સાથે સમાજનું દ્વંદ્વ યુદ્ધ મનુષ્યના ઇતિહાસમાં સર્વવ્યાપી થઇ રહેલું છે. અંદર જેમ માણસે માણસ વચ્ચે હરિફાઇ, તેમ બહાર ટોળાં ટોળાં વચ્ચે, સંપ્રદાય વચ્ચે, વર્ણ વર્ણ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે હરિફાઈ ચાલે છે. દુર્બળનો પરાજય, સબળનો જય થતો જણાય છે. કઇ સમાજ દુર્બળ ગણાય? જેમાં વ્યક્તિનો પ્રભાવ અધિક. તેવી સમાજમાં સામાજિકત્વ બરાબર જામતું નથી. કઇ સમાજ સબળ ગણાય? જેમાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય સમવેત સમાજશક્તિના હાથમાં હોય તે. કોનો પરાજય થાય છે? જ્યાં વ્યક્તિજીવન સમાજ જીવનની પ્રતિકૂલ હોય તેનો, જ્યાં વ્યક્તિજીવન પોતાને કેન્દ્રગત કરી કેરા મારતું હોય તેનો. જય કોનો થાય? જ્યાં વ્યક્તિજીવન સમાજ જીવનને અનુકૂળ

હોય, જ્યાં પ્રવૃત્તિ નિરંકુશ ન હોય, જ્યાં નિવૃત્તિ પ્રવૃત્તિને નિયમિત રાખે તે સમાજનો સામાજિક હરિફાઇમાં જય થાય છે. કાળક્રમે સ્વાર્થની પ્રવૃત્તિ ધીમે ધીમે કાબુમાં આવતી જાય છે; જીવનની પરિધિ પ્રસરતી જાય છે; જીવનનું આયતન વધતું જાય છે. નિવૃત્તિ આવી પ્રવૃત્તિનો વેગ ઓછો કરીદે છે. નિવૃત્તિ જ ધીમે ધીમે પ્રવૃત્તિના રૂપમાં ફેરવાઇ જાય છે. પ્રકૃતિનાં નિર્વાચનવડે નિવૃત્તિ પુષ્ટ થાય છે; કારણકે વ્યક્તિગત નિવૃત્તિ અને સંયમનાં બળવડે જે સમાજ દૃઢ હોય છે, તેજ સમાજ જય પામે છે. નિવૃત્તિ ધીમે ધીમે કૃત્રિમ સમાજશાસનનાં સુખની અપેક્ષા તજી સ્વભાવના બળે બળવતી થતી જાય છે. મનુષ્યનાં અંતઃકરણમાં પ્રવૃત્તિની પડખે જ નિવૃત્તિએ દેખા દીધી છે. જે આત્મ મુખથી નિવૃત્તિ ગણાય છે, તે જ પરમુખે પ્રવૃત્તિ ગણાય છે. આત્મમુખી પ્રવૃત્તિની પાસે આ નવોદ્‌ગત પરમુખી પ્રવૃત્તિ આવી દેખા દે છે, એટલે મનુષ્યનાં અંતઃકરણમાં નવીન બળનો સંચાર થાય છે. અત્યાર સુધીનો મનુષ્યનો ઇતિહાસ એ જીવનો ઇતિહાસ હતો; અહીંથી મનુષ્યનો ઇતિહાસ ખરેખર મનુષ્યનો ઇતિહાસ ગણાશે. જગતમાં એક નવા અધ્યાયનો આરંભ થયો જગતના ઇતિહાસમાં નવીન પ્રકરણ આરંભાયું.

મનુષ્યની મૂળ પ્રવૃત્તિએ આટલા દિવસ સુધી તેને સ્વાર્થમાં મશગુલ રહેવા દીધો હતો; તેમાંજ તેનું સુખ હતું, તેમાંજ તેને શાન્તિ મળતી હતી. સમાજનું કૃત્રિમ શાસન જોર બતાવી, બીક બતાવી, લોભ બતાવી તેનાપર શાસન ચલાવતું, અને તેનાં જીવનની ગતિને પરાર્થ તરફ ફેરવતું. પરંતુ હવેથી તેનો સ્વભાવજ તેને પરાર્થે ચાલવાનું જણાવે છે. એક નવીન પ્રવૃત્તિ તેને પરાર્થ તરફ ખેંચે છે, ચલાવે છે. આ નવીન પ્રવૃત્તિ સમાજનાં રક્ષણ માટે પ્રાકૃતિક નિર્વાચનનાં ફળ રૂપે કાળક્રમે વિકાસ પામેલી છે, તેને માનવપ્રવૃત્તિનું નામ આપીએ તો પણ ચાલે; કારણકે મનુષ્ય સિવાય બીજા જીવોમાં તેની હયાતી નથી. મનુષ્યની એજ વિશિષ્ટતા છે. મનુષ્યનું એજ પ્રધાન લક્ષણ છે. આનું જ નામ **સ્વાભાવિક ધર્મ પ્રવૃત્તિ** અંગ્રેજીમાં કહેતાં conscience પણ એજ. એજ અન્તર્યામી હૃષીકેશ મનુષ્યના અંતરમાં—અંતરતમ પ્રદેશમાં પ્રવેશ કરી” નવાગત અપરિચિતની માફક દેખા દે છે, મનુષ્ય તેને સારી રીતે ઓળખતું પણ નથી; મનુષ્ય આગળ તે નવીન છે. પરંતુ સ્નિગ્ધ, ગંભીર ધ્વનિવડે જ્યારે તે પ્રેરણા કરે છે, ત્યારે મનુષ્ય સ્તંભિત થઈ જાય છે; મંત્રમુગ્ધની માફક તેની આદેશવાણી માની ચાલે છે. સ્વાભાવિક પ્રવૃત્તિ જ્યારે મનુષ્યને આત્મસુખ તરફ લઈ જાય છે, ત્યારે તે એ પ્રવૃત્તિની મુખની લગામ પકડે છે, તેની ગતિ અટકાવે છે, તેનો વેગ સંયત કરે છે. તે નવાગત છે, અપરિચિત છે, છતાં કૃત્રિમતા શૂન્ય છે; સ્વભાવથી જ તેની ઉત્પત્તિ થઈ છે; પૃથ્વીની મલિન માટીમાંથી તેનું અંગ ઘડાયું નથી. મનુષ્ય તેનાથી બીએ છે, તેનું સન્માન કરે છે, તેનાપર શ્રદ્ધા રાખે છે, તેની ભક્તિ કરે છે. તેને પ્રેમનું આલિંગન આપવાની પેરવી કરે છે. માનવના પ્રિયતમ સખા, આટલા દિવસ તમે ક્યાં હતા? આટલા દિવસ તમારાં દર્શન ન થવાથી મનુષ્યો વ્યાકૂળ થઈ ગયા હતા, તમારા સિંહાસનપર તમે દૃઢતાપૂર્વક આસન ગ્રહણ કરો; માનવમાત્રની સાથે

તમારૂં પ્રીતિનું બંધન કદી પણ છિન્ન ન થાય એવી પેરવી કરો. જીવનનાં રણક્ષેત્રપર પથપ્રદર્શક, તમે દુર્બળ માનવજીવને રસ્તો બતાવો. તમારી આશા પાળી તે નિશ્ચિંત થાઓ. ધન્ય અને કૃતાર્થ થાઓ. મરીચિકાભ્રાન્ત મૃગની માફક મનુષ્યો આટલા દિવસ નકામી લાલચમાં લપટાઈ ગાંડાંની માફક આમ તેમ ભટકતાં હતાં, અને કાલ્પનિક વિભીષિકા તેને મરૂભૂમિ પર ભટકાવતી હતી. આજે તે માયામુગ્ધ માનવોએ પોતાનો વિશ્વાસુ સહચર મેળવ્યો છે, આજે તેનાં જીવનમાં શાન્તિનું રાજ્ય ફેલાશે. આજથી તેનાં જીવનનાં દુઃખની રાત્રિ પૂરી થશે.

રાજ્યશાસન અને લોકશાસન, નીતિશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર, મનુષ્ય સમાજપર કેટલાએ યુગ થયાં આધિપત્ય ભોગવતાં આવ્યાં છે; જીવધર્મી માનવોની ઉદ્દામ પ્રવૃત્તિને સંયમમાં રાખવા માટે આટલા કાળ સુધી એ આધિપત્યનું પ્રયોજન હતું. હજુ પણ માનવ સમાજ એટલો બધો વિકાસ પામ્યો નથી, હજુ પણ મનુષ્ય પ્રવૃત્તિ એટલી બધી પુષ્ટ થઈ નથી કે તેને એ બધાં કૃત્રિમ શાસનની કાલ્પનિક આશા અને કાલ્પનિક વિભીષિકાનાં પ્રભુત્વનું કંઇ પણ પ્રયોજન ન પડે. પરંતુ પ્રકૃતિ મનુષ્યપ્રતિ દયાળુ છે; વ્યક્તિ જીવન પ્રતિ ન હો, પરંતુ જાતીય જીવન પ્રતિ તો દયાળુ છે જ, તેથી કૃત્રિમતાને સ્થાને સ્વભાવનું પ્રભુત્વ થશે. કલ્પનાને સ્થળે સત્ય વસ્તુ આવશે. અત્યાર સુધી જીવની મૂળ પ્રવૃત્તિએ માનવજાતિને દોરી હતી. હવેથી માનવ-પ્રવૃત્તિ મનુષ્યને દોરશે. અંતઃકરણમાં બંને પ્રવૃત્તિનું દ્વંદ્વયુદ્ધ થોડા સમય માટે તો અનિવાર્ય છે. એ દ્વંદ્વયુદ્ધ ચાલશે ત્યાં સુધી ધર્મ અધર્મ અને પાપપુણ્યનો વિરોધ પણ રહેવાનો જ. પ્રકૃતિનો ઉદ્દેશ આ દ્વંદ્વમાંથી માનવ પ્રવૃત્તિનો વિકાસ, ધર્મપ્રવૃત્તિનો અભ્યુદય કરવાનો છે. પ્રવૃત્તિનો હુકમ માનતાં સુખ મળે છે. મૂળ પ્રકૃતિનો હુકમ માનતાં અત્યાર સુધી મનુષ્યરૂપી જીવને સુખ મળતું હતું; પરંતુ માનવ-પ્રવૃત્તિનો હુકમ માનતાં શું સુખ નહિ મળે ? આ માનવ-પ્રવૃત્તિ પરાર્થસુખી છે; આ પ્રવૃત્તિનાં આદર્શથી પરાર્થપાલનમાં જ મનુષ્યો સુખ માનશે. મનુષ્યજાતિ સુખાન્વેષી રહો, એથી કંઈ નુકસાન નથી; આટલા દિવસ સ્વાર્થમાં જ તેઓનું સુખ હતું, હવેથી પરાર્થ-થીજ તેઓને મહા આનંદ જણાશે.

મનુષ્યનાં અદૃષ્ટમાં શું એવો દિવસ નહિ આવે કે જ્યારે જીવધર્મ અને માનવધર્મ પરસ્પર સંધિનાં બંધનથી બંધાય; બંને મળી-સેળભેળ થઈ એક થઈ જાય ? સ્વાર્થ જ્યારે પરાર્થનો વિરોધી નહિ રહે, પરાર્થ કરતાં સ્વાર્થ કાયમ રહેશે. અત્યારે જેમ માનવજાતિ સ્વતઃ પ્રવૃત્ત થઈ સ્વભાવના વેગથી પોતાનું સુખ મેળવવામાં મશગુલ રહે છે, તેવી જ રીતે ત્યારે પણ સ્વતઃ પ્રવૃત્ત થઇ એ સ્વભાવને વશ થઈ બીજાનાં સુખ માટે પ્રવૃત્ત થવામાં મશગુલ રહેશે. જેમ વાઘણ પોતાનાં સંતાનને બચાવવા માટે સ્વભાવને વશ થઇ પોતાના પ્રાણનું પણ બલિદાન આપે છે, અને તેમ કરવામાંજ સુખ માને છે, તેવી જ રીતે માનવજાતિ તે વખતે ફક્ત પોતાનાં જ સંતાન માટે નહિ, પોતાના પિતા, ભાઇ વા સગાં માટે જ નહિ, પણ અતિ દૂરનાં અપરિચિત મનુષ્યનાં હિતને માટે પણ પોતાનો

હતું. સત્તર વર્ષની લઘુ વયમાં હાઇસ્કુલની સર્વ પરીક્ષાઓમાં સંપૂર્ણ સંતોષપ્રદ રીતે ઉત્તીર્ણ થઇને ટૉમસ વુડ્રો વિલ્સને ( આપણા ભાવિ ડૉ. સાહેબે ) કેરોલીનાની ડેવીડસન નામક કૉલેજમાં અધિક અધ્યયનાર્થે પ્રવેશ કર્યો. આ સંસ્થા એક અત્યંત પૌરાણિક પ્રકારની હતી. પોતાના ભિન્ન ભિન્ન સ્થાનોને સ્વચ્છ રાખવાં, વન્હિ પ્રજ્વલાવવા માટે કાષ્ઠ ઇ. નો સમુચ્ચય કરવો અને દીપક ઇ. માં તેલનું પૂરણ કરવું એ સર્વ કાર્યો આ કૉલેજના પ્રત્યેક વિદ્યાર્થિઓને સ્વહસ્તેજ કરવાં પડતાં હતાં. આવા પ્રકારના જીવનથી તે સમયના છાત્ર વિલ્સનની શિક્ષણ વૃત્તિમાં એક અત્યંત અમુલ્યના અંગની આવશ્યક પૂર્તિ થઈ ગઈ. એનાથી એમનામાં અત્યંત પ્રશંસનીય ગુણ સ્વાવલંબની વૃદ્ધિ થઇ; પોતાના મનસેપ્સિત કાર્યને સિદ્ધ કરવા અન્ય વ્યક્તિ ઉપર અવલંબન ન કરતાં પોતાના ભુજબળ ઉપર જ સંપૂર્ણ વિશ્વાસ રાખી કાર્યપરાયણ થવું એ તત્વ તેમને સંપૂર્ણ રીતે વિદિત થયું.

કેટલાક દિવસ સુધી નાજુક ( *delicate* ) પ્રકૃતિના યોગે મહાશય વિલ્સન સાહેબને રુગ્ણાવસ્થા ભોગવવી પડી હતી અને તેથીજ તેમના અધ્યયનના અનુક્રમમાં એક પ્રકારનો વિક્ષેપ પડી ગયો હતો. પરંતુ ઇ. સ. ૧૮૭૫ માં એમણે પ્રિન્સ્ટનના એક વિશ્વવિદ્યાલયમાં પુનઃ પ્રવેશ કર્યો અને ઇ. સ. ૧૮૭૯ માં એમણે પોતાની ડીગ્રી લીધી. કૉલેજમાં એમણે રાજકીય શાસ્ત્ર ( *politics* ) નું ... અધ્યયન અત્યંત શ્રમ વેઠીને કર્યું. વિવેચક મંડળોમાં (*debating society*) ... સામાજિક ... સમાજનું ભલું ધર્મ ... સંબંધ વ્યાખ્યાનો આપી મહત્વના વિષયોની ચર્ચા ચલાવતા ... રાજનીતિમાં તે વક્તૃત્વમાં પ્રવીણ

શાસ્ત્રના અધ્યાપક (*professor*) તરીકે નીમવામાં આવ્યા. ત્યાં અલ્પસંખ્યક દિવસો પર્યંત અધ્યાપકની પદવીને વિભૂષિત કર્યા પછી વેસ્લીયન વિશ્વવિદ્યાલયમાં કાનુન અને રાજકીયશાસ્ત્રના અધ્યાપક (*professor of law and politics*) તરીકે તેમની નીમણુંક કરવામાં આવી અને તત્પશ્ચાત્ દ્વાદશવર્ષ જેટલો સમય વ્યતીત થયા પછી જ તેઓ સંયુક્ત રાજ્યોના અધ્યક્ષની બહુમાનદર્શક અને અત્યંત ગૌરવશાલિની પદવી ઉપર નિયુક્ત થવાના સદ્‌ભાગ્યને પ્રાપ્ત કરી શક્યા. દશ વર્ષ પર્યંત અત્યંત પરિશ્રમ વેઠીને સંપૂર્ણ કાર્યદક્ષતાનો પરિચય કરાવી તેમણે એ સંસ્થામાં નૂતન સુધારાનું યોજન કર્યું અને તેમાં ઘણુંજ પરિવર્તન કરી નાંખ્યું.

ઇ. સ. ૧૯૧૦ માં ડૉક્ટર વિલ્સનને ન્યુજર્સી નામક રિયાસતના ગવર્નર તરીકે પસંદ કરી ચુંટી કાઢવામાં આવ્યા. ત્યાં તેમને, જે સિદ્ધાંતોનું તેઓ પ્રાયઃ ૨૫ વર્ષથી અધ્યયનથી અને અધ્યાપન કરી રહ્યા હતા, તે સર્વને વ્યવહારમાં પરિણત કરવાનો પ્રથમ અવસર પ્રાપ્ત થયો. તેમના અનુયાયીઓનો એ અભિપ્રાય હતો કે મહાશય વિલ્સન સાહેબ રાજકીયશાસ્ત્રના પરમમર્મજ્ઞ અધ્યાપક હોવાથી તે એક મહાસંસ્થાના અધિષ્ઠાતા હોવાના પ્રયોજનથી ગવર્નર તરીકેના કાર્યમાં પોતાની અપ્રતિમ કાર્યદક્ષતાના યોગે પૂર્ણવિજય પ્રાપ્ત કરી શકશે; પરંતુ તેમના પ્રતિપક્ષીઓ કિંવા શત્રુઓનું એવું મંતવ્ય હતું કે રાજનૈતિક વિષયોમાં પ્રવેશ કરતાં મહાશય વિલ્સન સાહેબ, જેઓ માત્ર અધ્યાપકતાનાજ અનુભવી છે તેઓ કિંકર્તવ્યતામૂઢ થઈ જશે અને શાસનકાર્ય જેવા મહોત્તરદાયિત્વના કાર્યને અભિષ્ટ પ્રમાણમાં પણ ન્યાય આપી શકશે નહિ. ડૉ. વિલ્સનના મિત્રોનો વિશ્વાસ શીઘ્રજ સત્ય સિદ્ધ થયો અને એમનાં અરાતિઓ આશ્ચર્યમુગ્ધ નયનોથી એમની વિજયપતાકાનો નિષ્કંટક ફરકાટ જોઈ રહ્યા. વિલ્સન સાહેબે સ્વાર્થમાં સર્વથા રચ્યા પચ્યા રહેનાર અને રાજનૈતિક આન્દોલનો કરનારની એવી તો આકરી ખબર લીધી કે તેઓ એમજ માનવા લાગ્યા કે ડૉ. વિલ્સનનું આથી અસ્તિત્વ ન હોત તો સારૂં. વિલ્સન સાહેબે કેટલાક એવા સખ્ત કાયદાઓ પસાર કર્યા કે જેથી જનતા વર્ગ ઘણા પરિમાણમાં અમલદાર વર્ગથી અને રાજનૈતિક આન્દોલનકારીઓમાંથી વિમુક્ત થઈ ગયો. માત્ર બે વર્ષ જેટલા અલ્પ કાલાવધિમાં જ પ્રત્યેક ભલા આદમીને એ તત્ત્વનો સાક્ષાત્કાર થયો કે શાસન શાસ્ત્રના અધ્યાપકો જો યોગ્ય હોય તો એ બાબત અનિવાર્ય નથી કે એ શાસ્ત્રની અધ્યાપનવૃત્તિથી શાસન કરવાની શક્તિ કોઇ પણ પ્રકારે ન્યૂન થાય.

પ્રજાપક્ષાવલંબી દલ તરફથી ડૉ. વિલ્સન તા. ૨ જી જુલાઇ ૧૯૧૨ ને દિને સંયુક્તરાજ્યોના અધ્યક્ષની બહુમાનસૂચક અને ઉચ્ચતમ ગૌરવદર્શક—જે પદવી અભિષિક્ત રાજાથી કોઈ પણ પ્રકારે ન્યૂન નથી—પદવી ઉપર બહુ મતે ચુંટણી કરી નિયોજિત કરવામાં આવ્યા. એમનાં પ્રતિદ્વંદીઓઓમાં મિ. વિલિયમ જેમ્સ હતા જેઓ મિસ્ટર મેકનળી, કર્નલ થીઓડર રૂઝવેલ્ટ અને મિસ્ટર વિલીયમ હાવર્ડ ટફ્ટની સરખામણીમાં પ્રેસીડેન્ટની ચુંટણી વખતે ત્રણવાર પરાજયને અતઃપૂર્વ પ્રાપ્ત કરી ચુક્યા હતા. જ્યારે મિસ્ટર બ્રાયન યુનાઇટેડ સ્ટેટ્સના સર્વ પ્રજાજનોમાં પ્રસિદ્ધ હતા ત્યારે ન્યુજર્સીની બહાર કોઇને પણ ડૉ. વિલ્સન સાહેબનું નામ પણ નહોતું. પરંતુ બ્રાયન

સાહેબની અને અન્યની તુલનામાં ડૉ. વિલ્સન સાહેબને જ યુનાઈટેડ સ્ટેટ્સના અધ્યક્ષની પદવી માટે લાયક માની ચુંટી કાઢવામાં આવ્યા. ઇ. સ. ૧૯૧૨ ની અધ્યક્ષપણાની ચુંટણી ( *presidential election* ) માં ઘણી જ હરીફાઇ હતી. રીપબ્લીકન દલની તરફથી મિસ્ટર. વિલિયમ હાવર્ડ ટફ્ટ સાહેબ હરીફ તરીકે ઉભા રહ્યા હતા. જેઓ તે સમયે યુનાઇટેડ સ્ટેટ્સના અધ્યક્ષ હતા કર્નલ રૂઝવેલ્ટ પણ ચુંટણીમાંના એક ઉમેદવાર હતા જેમણે અતઃપૂર્વ એકવાર અધ્યક્ષના ઓદ્ધાનો અનુભવ લીધો હતો. એમણે પોતાનું એક નૂતન દલ તૈયાર કર્યું હતું. હાવર્ડ ટફ્ટ સાહેબ અને ડૉ. વિલ્સન સાહેબ એ ઉભય મહાશયોએ પરિભ્રમણ કરી પોતાના સિદ્ધાંતોનો ઘટસ્ફોટ કરવાનો પ્રારંભ કર્યો. પરિણામ એ જ થયું કે પ્રજાજનોએ ડૉ. વિલ્સનને જ પોતાના અધ્યક્ષ તરીકે સ્વીકારવાનું યોગ્ય માન્યું. તા. ૪ થી માર્ચ ૧૯૧૩ ને માંગલ્ય યુક્ત સુપ્રભાતે ડૉ. સાહેબને વૉશીંગ્ટનમાં અધ્યક્ષના આસન ઉપર બેસાડવામાં આવ્યા. અમેરીકા અને યુરોપમાં તેરની સંખ્યા અશુભમૂલક કિંવા અશુભાત્મક માનવામાં આવે છે; કારણ કે **ક્રીશ્ચયન ધર્મના સંસ્થાપક મહાત્મા ખ્રીસ્ત** શુલી ઉપર ચઢી જવાના એક દિવસ પૂર્વે ગોરજ સમયે પોતાના દ્વાદશ શિષ્યો સાથે ભોજન કરવા બેઠા હતા. ડૉ. વિલ્સનના વિપક્ષીઓએ એમજ ઉદ્‌ઘોષણા કરવાનો પ્રારંભ કરી દીધો કે ૧૯૧૩ માં વિલ્સન સાહેબ અધ્યક્ષ પદ ઉપર નિયુક્ત થયા એ કંઈ શુભસૂચક કિંવા માંગલ્યદર્શક ઘટના નથી. વિલ્સન સાહેબે પણ આ સમયે પોતાના મિત્રો અને અનુયાયીઓને એ દૃઢ વિશ્વાસ આપ્યો કે તેરની સંખ્યા અન્ય વ્યક્તિઓના સંબંધમાં ગમે તેવી અને ગમે તેટલી અશુભદર્શક કિંવા ગૌરવન્યૂનતાપ્રદ હોય પરંતુ એમના પોતાના સંબંધમાં તો તે અવશ્ય શુભભાવિસૂચક છે. વળી આ વિધાનના પુષ્ટિપ્રમાણાર્થે તેમણે એક બે નમુના ( *samples* ) પણ દર્શાવ્યા. ઉદાહરણાર્થે તેમણેપોતાના સુહૃદોનું પોતાના નામાક્ષરની સંખ્યા ઉપર ધ્યાન આકર્ષ્યું. "Woodrow Wilson" એ શબ્દોમાં માત્ર તેર અક્ષરનો જ સમૂહ છે! પોતાના અધ્યાપકના તેરમા વર્ષમાં જ તેઓ સંયુક્તરાજ્યના તેરમા પ્રેસીડેન્ટ જ થવાના સદ્‌ભાગ્યને પ્રાપ્ત કરી શક્યા હતા. તેથી પ્રેસીડેન્ટ બન્યા પછી પણ તેરની સંખ્યા તેમને માટે અશુભકારક નીવડે એ સંભવિત નથી.

ડૉ. વિલ્સન સાહેબે જે પ્રતિજ્ઞાઓ પોતે અધ્યક્ષ થવા સમયે કરી હતી તે સર્વ યાવત્‌શબ્દ પરિપૂર્ણ કરવાનો જેટલો શ્રમ ડૉ. વિલ્સને કર્યો છે એટલો અન્ય કોઇ પણ અમેરીકન અધ્યક્ષે કર્યો હશે કે નહિ તે અદ્યાપિ પર્યંત સંદિગ્ધ કક્ષાની જ ઘટના છે. ઘણા પ્રમાણમાં વિરોધ હોવા છતાં પણ તેમણે અનેકાનેક હિતકર કાયદાઓ અને સુધારાઓ—પસાર કર્યાં હતા. ઈ. સ. ૧૯૧૪ માં જ્યારે સમસ્ત યુરોપખંડ એક મહાભારત અને પ્રચંડ વિશ્વવ્યાપક રણસંગ્રામરૂપી કૃષ્ણવર્ણના વાદળોથી આચ્છાદિત થયો હતો ત્યારે ડૉ. વિલ્સન સાહેબની સહધર્મિણી દ્વિતીયાનો દેહાંત થયો. એમને ત્રણ સંતાન છે. તેમનાં શુભ નામાભિધાનો અનુક્રમે (૧) મિસ માર્ગરેટ વિલ્સન (૨) મિસ જેસી વિલ્સન (૩) મિસ ઈલિયર વિલ્સન છે. મિસ જેસી વિલ્સન તે તેમની દ્વિતીય તનયા છે. તેઓ મોરીસેન્ડ બાહ્યીમાર નામક મહાવિશ્વવિદ્યાલયનાં ગ્રેજ્યુએટ છે અને ફીલડેલ્ફીઆમાં ગં-

દોઆસ્તની શાખામાં કામ કરે છે. એમનું વાગ્દાન એમની પૂજ્ય માતુશ્રી **શ્રીમતી લુઇ એલસનની** દેહાન્ત પૂર્વે એક વર્ષ પહેલાંજ એટલે ઈ. સ. ૧૯૧૩ માં ન્યુ યૉર્કના એક મહાશય ફ્રાન્સિસ સાયરની સાથે કરવામાં આવ્યું છે.

મહાશયના મિસ માર્ગેરિટ વિલ્સન એ તેમની સર્વ તનયાઓમાં વયમાં સર્વથી જ્યેષ્ટ છે. તેઓ શ્રીમતી ચિત્રકળામાં સંપૂર્ણપણે નિપુણ છે. વળી એમનો કંઠસ્વર પણ અત્યંત માધુર્યપૂર્ણ છે અને ગાયન તથા વાદન એ ઉભય સંગીતશાસ્ત્રની શાખાઓમાં નિષ્ણાત છે. અલ્પ સમય પૂર્વે જ અંતને પામેલા અખિલજગતવ્યાપી વિગ્રહના સમયમાં તેમણે અનેકાનેક કૉન્સોર્ટોમાં ગાયન કરી ઘણી જ સહાયતા આપી હતી.

શ્રીમતી મિસ ઈલિયનર વિલ્સન એ તેમની તૃતીયતનયા સર્વેથી લઘિષ્ટ છે. એમણે ફીલાડેલફીઆની રાષ્ટ્રીયશાળા ( *National acadmy* ) માં શિક્ષણ લીધું છે. એમનો વિવાહ ૧૯૧૪ માં સેક્રેટરી ઑવ ધી ટ્રેઝરી એટલે કે તીજોરીના સેક્રેટરીનો માનનીય ઓદ્દો ભોગવના એક મહાશય વિસ્ટર વિલિયમ મેકડુનની સાથે કરવામાં આવ્યો છે.

ડૉ. વિલ્સનની સહધર્મિણી તત્રભવતી શ્રીમતી લુઈ એમનના દેહાન્ત પછી અત્યંત કટાકટીનો સમય યુદ્ધમાં ઉપસ્થિત થયો હતો. મહાશય વિલ્સન સાહેબે આ સમયે પોતાની સર્વે આંતરિક હૃદ્ગત વ્યથાને એક બાજુ ઉપર મૂકી દીધી. આ સમયે એ અત્યંત આવશ્યક હતું કે તેઓ એકાગ્ર ચિત્તથી યુદ્ધની ગતિનું નિરીક્ષણ કરે અને જર્મન રાજ્ય સરકારની કુટિલરાજ્યનીતિની સંપૂર્ણ દક્ષતાથી તુલનાત્મક ચર્ચા ચલાવે. પરંતુ રાજ્ય કારભારના અસંત અને અપરિમિત શ્રમને યોગે એમની શારિરીક સ્થિતિમાં વિકૃતિ કિંવા વ્યાધિનો પ્રવેશ થયો. આ સમયે એમના સ્વજન, મિત્રો, આપ્તવર્ગ ઈ. ના આનંદની, એ વાર્તા સાંભળી પરાકાષ્ટા થઈ કે પ્રેસીડેન્ટ વિલ્સન સાહેબ પોતાનું દ્વિતીય લગ્ન સત્વર જ વૉશીંગટનનાં નિવાસી **મીસીસ નૉર્મન. જી. ગેટની** સાથે કરનાર છે. મિસીસ ગેટ એક વિત્તપતિ વ્યાપારીની વિધવા હતાં અને ડૉકટર સાહેબની ત્રણે આત્મજાઓની સહમૈત્રિણી થતાં હતાં. લૌકિક માન્યતા એવા પ્રકારની છે કે આ વિવાહ ડૉકટર વિલ્સનની આત્મજાઓ દ્વારા જ પરિપૂર્ણ કોટિનેપ્રાપ્ત થયો હતો. થોડા સમય ઉપર જ્યા ડૉ. વિલ્સન સાહેબ શાંતિ પરિષદમાં યુરોપમાં આવ્યા હતા સારે પોતાની સાથે મીસીસ વિલ્સનને પણ લાવ્યા હતા. વળતાં ઇગ્લાંડમાં પ્રવસે જતાં તેમને તતદ્વીપનિવાસી પૌરજનો તરફથી પરમ આદરસત્કાર અને સન્માનનો પરિચય થયો હતો.

**ડૉ.** વિલ્સનને રણાંગણમાં થતા અસંત રક્તપાતથી વહેતી સરિતાઓ અને અસંખ્ય વ્યક્તિઓના જીવનની થતી હાની માટે એક પ્રકારની ઘૃણા અવશ્ય હતીજ અને તેથીજ તેમણે યુદ્ધથી યુનાઇટેડ સ્ટેટ્સને સર્વથા વિભિન્ન કિંવા વિમુક્ત રાખવા માટે યાવત્ શક્તિ અને યાવત્ સંભવ પ્રયત્ન કર્યો હતો. આ સમયે અનેક લોકોએ—અમેરીકન અને યુરોપીઅન ઉભયેએમની ઉપેક્ષા કરી હતી. વળી કેટલાક મહાશયો તો સાક્ષાત્ એમના ઉપર ભિરુતાનો દોષ મૂકતાં પણ અચકાયા નહોતા ! જ્યારે એઓ જર્મનીની સરકારના ભયંકર અસાચારો અને કુટિલતાનાયોગે વિનષ્ટ થઈ જવાની સ્થિતિ ઉપર આવી પડ્યા સારેજ તેમણે યુદ્ધમાં હસ્તાક્ષેપ કરી ભાગ લેવાનું ઉચિત માન્યું.

મહાશય વિલ્સન સાહેબ ઇ. સ. ૧૯૧૭ માંજ પોતાના અધ્યક્ષ પદ ઉપરથી છૂટા થઈ ગયા હોત પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સના પ્રજા પક્ષ તરફથી પુનઃ તેમને ચાર વર્ષના કાલાવધિ માટે અધ્યક્ષ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા. એ પછી અમેરીકાએ અનેકાનેક પ્રતિવાદો કર્યા-છતાં પણ જર્મનીએ અવિચારયુક્ત મૂર્ખતાથી જ અનેક અમેરીકન વ્યાપારી નૌકાઓને જલસમાધિ આપવાના અયોગ્ય વ્યવસ્થાનો પ્રારંભ કરી દીધો. ઈ. સ. ૧૯૧૫ ના મેની ૭ મી તારીખે અમેરીકાની લ્યુકેશીયા નામક એક વ્યાપારી સ્ટીમરને પ્રથમવાર જર્મનીએ જલસમાધિ આપ્યો. આ અયોગ્ય કાર્યના કારણો માટે અમેરીકાના શાસનકર્તાઓ તરફથી જર્મનીને વિસ્તારયુક્ત ખુલાસો કરવાની સુચના કરવામાં આવી. પરંતુ સર્વથા બધિરશક્તિ સદશ આ સુચના ઉપર સ્વલ્પ પણ લક્ષ્ય ન આપતાં તે જર્મન સરકાર પોતાના અત્યાચારયુક્ત વર્તનમાં આગળજ માર્ગક્રમણ કરવા લાગી. જ્યારે પુનઃ પુનઃ પ્રશ્ન કરતાં પણ જર્મની પાસેથી પ્રત્યુત્તર મળવાનું કાર્ય અમેરીકા માટે અશક્ય થઈ પડ્યું ત્યારે તો ડૉ. વિલ્સનની ધૈર્ય સીમાનો અંત આવી ગયો અને તેમને સમસ્ત સૃષ્ટિની સ્વતંત્રતા સર્વથા સત્યાનાશ વાળવા તત્પર થએલા જર્મનીના વિનાશાર્થે તત્ રાષ્ટ્રને પ્રતિકુલ એવી પોતાની તલવાર ઉઠાવવી પડી. અર્થાત્ ઈ. સ. ૧૯૧૭ ના એપ્રીલની ૬ ઠી તારીખે અમેરીકાએ, યુદ્ધ પ્રારંભ થયા પછી ચોત્રિશ માસ જેટલા દીર્ઘ સમય પર્યંત વાટ જોઇને, જર્મની વિરૂદ્ધ યુદ્ધ જાહેર કરી દીધું. મહાશય ડૉક્ટર વિલ્સન સાહેબના વચમાં પડવાથી જ ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બરની ૧૧ મી તારીખે એટલે કે એમના વચમાં પડયા ને લગભગ દોઢ વર્ષ જેટલો અલ્પ સમયજ વ્યતીત થયા બાદ આખાતુ જીવનાંતકારક, શોણિતસરિતાવાહી, અને અત્યંતદ્રવ્ય વ્યયકારી, સમસ્તસંસાર વ્યાપી, શાંતિનાશકારક મહાભારત અને પ્રચંડ વિગ્રહનો અંત આવ્યો, અને અખિલ બ્રહ્માંડના હક્કની અવગણના કરનાર, અત્યાચારી જર્મનીની અગાધ આપ ખુદ સત્તા ને ગતપ્રાયઃ કિંબહુના ઉચ્છેદિત કરી મિત્રરાજ્યોને ન્યાયપૂર્વક પરમ અપેક્ષીત જયથી પ્રાપ્ત થઈ અને પોતાની વિજયપતાકા નિષ્કંટક ફરકાવવાનો અને સમસ્ત સૃષ્ટિમાં પુનઃ શાંત અને ન્યાયનું સામ્રાજ્ય સંસ્થાપન કરવાનો અમુલ્ય અવસર પ્રાપ્ત થયો.

પ્રચંડ યુદ્ધમાં પ્રવેશ કરતા પૂર્વે અલ્પસમય ઉપરજ ડૉ. વિલ્સને યુદ્ધને સાફલ્યતા પ્રાપ્ત કરવા માટેની સર્વ પ્રકારની આવશ્યક તૈયારી કરી રાખી હતી. એને માટે એક કાયદો પસાર કરી તેમણે રૂપીઆ ૧, ૯૦, ૨૦, ૩૨,૦૦૦ જેટલી મહાસંખ્યાનો આ કાર્યમાં વ્યય કરવાની પોતાની વ્યવસ્થાપક સભાની અનુમતિ અપાવી હતી. આ સંખ્યાને તેમણે યોગ્ય રીતે ભિન્ન ભિન્ન વિભાગોમાં વ્યય કરવા ખંડશઃ વિભક્ત કરી નાખી. વળી વિશેષતઃ જર્મન યુદ્ધ નૌકાયોની સાથે વિપક્ષમાં ટકી શકે એવી ભિન્ન ભિન્ન પ્રકારની પ્રચંડ યુદ્ધ નૌકાઓ બંધાવવા માટેનો આદેશ પણ કરી દીધો હતો. અર્થાત્ તેમણે સામુદ્રિક યુદ્ધને માટે એકંદર ૧૫૭ નૌકાઓ તૈયાર કરાવી દીધી. તેમાં દસ બેટલ શીપ્સ, છ બેટલ ક્રુઝર્સ, પચાસ ટારપીડોબોટ્સડીસ્ટ્રૉયર, નવ ફ્લીટ સબમરીન્સ અઠ્ઠાવન કોસ્ટસબમરીન્સ, એક હોસ્પીટલશીપ, એક રીપેઅરશીપ, એક ટ્રેન્સર પોર્ટ, ડીસ્ટ્રૉયર, ટેન્ડર, સબ્લીટ સબટેન્ડર અને બે ગનબોટ્સ ઇ. ઈ. નો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ

સર્વ માટે તેમને રૂપીઆ ૧, ૭૬, ૪૫, ૪૧, ૭૨૮ નો વ્યય કરવો પડયો હતો. વળી ભાવિ અગત્યને માટે તેમણે છાસઠ નૌકાઓ—જેમાં ચારડેડનૉટ અને ચાર બેટલ ક્રુઝર્સ પણ હતી—બનાવવા માટેનો આદેશ ફરમાવી દીધો હતો. એમ માનવામાં આવે છે કે આ સર્વમાં સંયુકત રાજ્યોને રૂપીઆ, ૧, ૯૬, ૫૮, ૬૯, ૪૧૮ નો વ્યય કરવો પડયો હતો.

યુદ્ધની ઘોષણા કર્યા પછી ડૉ. વિલ્સન સાહેબે મોટી નૌકાઓ અને યોદ્ધાઓની તૈયારી માટે અત્યંત ત્વરા કરી હતી. સૈનિકોને અત્યંત શીઘ્રતાથી તૈયાર કરી જે સમયે મિત્રરાષ્ટ્રોને આવા સૈન્યની ખાસ આવશ્યકતા હતી તેવે કટાકટીને સમયે ડૉ. વિલ્સન સાહેબે તેને યુરોપમાં મોકલ્યા હતા. અમેરીકાએ યુદ્ધમાં પ્રવેશ કરતાંજ યુદ્ધની ગતિમાં અલૌકીક પરિવર્તન થવા લાગ્યું હતું અને ફ્રેંચ તથા આંગ્લ એ ઉભય મિત્રરાષ્ટ્રોને વિજય પ્રાપ્ત થવા લાગ્યો હતો. અમેરીકન મોટી મોટી નૌકાઓએ શત્રુ રાજ્યોની નૌકાઓનો સંપૂર્ણ સત્કાર (!) કરી ખાદ્ય વસ્તુઓને ઈંગ્લંડમાં પહોંચાડવામાં અમૂલ્ય સહાયતા કરી હતી. અમેરીકાના લોકોએ સ્વભોજનાર્થે અન્ય પ્રકારની વસ્તુમાં રાખી ને ઉત્તમ પ્રકારના ઘંઉ. ઈ. સર્વ સામગ્રીઓ ઔદાર્ય પૂર્ણ રીતે યુદ્ધમાં જોડાયેલા પોતાના અન્ય–જાતિય બંધુઓને ભક્ષણ કરવા માટે ઇગ્લાંડ મોકલવાની બદલ તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ન્યૂનજ છે.

સંગ્રામના દિવસોમાં ડૉ વિલ્સન સાહેબની સત્યતા અને મનસ્વીતાની ઘણીજ સારી પરીક્ષા થઈ ચુકી છે. એમની પ્રમાણીકતા અને એકવચનીયતા ઉપર કોઇને પણ શંકાનું સ્થાન મળ્યુંજ નથી. ભગવાન ભાનુવત્ સર્વ અવસ્થામાં સામ્ય રાખવાના યોગવિપત્તિના સમયમાં ધીરતા અને અભ્યુદયના સમયમાં નમ્રતા—આજ ડૉ. વિલ્સન સાહેબ સમસ્ત સંસારમાં પૂજ્ય હોવાના સદ્‌ભાગ્યને પ્રાપ્ત કરી શકયા છે. માનવ ઇતિહાસમાં કોઇપણ સમયે કોઇપણ વ્યકિતએ જો પોતાની જન્મભૂમિને કીર્તિશાળી બનાવવા અને તેની ગૌરવકોટિ વૃદ્ધિંગત કરવા પ્રયત્ન કર્યો હોય તો તે ડૉ. વિલ્સને સ્વદેશ અમેરીકાને ઉન્નત કરવા કરેલા પ્રયત્નથી અવશ્ય કોઇપણ પ્રકારે અધિક તો નહિ જ થાય. ધન્ય છે! સહસ્રવાર ધન્ય છે! તે દેશને કે જ્યાં આવા નરપુંગવો અધ્યક્ષ સ્થાને વિરાજમાન થાય છે અને પોતાની સર્વ શકિતનો સ્વદેશને ઉન્નત કરવાના ભગીરથ પ્રયત્નોમાં વ્યય કરી, પોતાની અને સ્વદેશ ઉભયની માનપ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ કરી એ તત્વને અક્ષરશઃ સિદ્ધ કરી બતાવે છે કે,

" जननी जन्म भूमिश्च स्वर्गादपिगरीयसी । "[1]

નવરાત્ર, સં. ૧૯૭૬.
વડોદરા-કૉલેજ.

લેખક વાસુદેવ રામચંદ્ર.

૧. હિંદી ઉપરથી વધારા સાથે.

ટીપ:—આ લેખ પરિપૂર્ણ થયા પછી એ તાર પ્રકાશમાં આવ્યું છે કે મહાશય વિલ્સન સાહેબ પોતાના અધ્યક્ષના અધિકાર ઉપરથી તા. ૪ માર્ચ ૧૯૨૧ ને દિને છુટા થયા છે. એમના હોદ્દાના ઉત્તરાધિકારી તરીકે મહાશય હાર્ડીંજની નીમણુંક સર્વાનુમતે ચુંટી કાઢી, કરવામાં આવી છે.

વાસુદેવ.

# ગીતાંજલિમાંનું ફુલ

## —કે ફુલની પાંખડી.

અનુષ્ટુપ્—

છોડીને વિશ્વની ગાદિ ઉતર્યો અવની વિષે,
દિપાવ્યું આંગણું મ્હારૂં ઉભીને ઝુંપડી કને.

મંદાક્રાન્તા—

ગાતો'તો હું મ્મ ઉટજમાં એકલો એક ખૂણે,
ઉડ્યો, પ્હોંચ્યો તવ કરણમાં સૂર તે ગીતડાનો;
સુણીને તે, ઝટપટ તજી વિશ્વની ગાદી આવ્યો,
ને ઉભો ત્યાં, ઉટજ નજીકે આંગણાંને દિપાવી.

માલિની—

અગણિત તવ મ્હેલે દિવ્ય, સંગીત શાલી,
સતત હરઘડીએ, ગાન રૂડું કરે છે;
તદપિ સરળ ગીતે બાલના પ્રેમ ખેંચ્યો—
ઝટપટ સભ છોડી આંગણાં પાસ આવ્યો.

મંદાક્રાન્તા—

ન્હાનો મીઠો કરુણ રસનો સૂર આ ગીતડાનો
ભેગો ભળ્યો સકલ જગના મ્હાન તે ગાન સાથે—
અર્ધ્યે લેવા ફુલડું નિજ તેં વિશ્વની ગાદિ છોડી,
તેજસ્વી તું ઉટજ નજીકે આવિઓ ઊતરીને.

# ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લીમીટેડ.

ઓલ્ફીન્સ્ટન રોડ, મુંબઇ..

આપણા દેશના લોકોના શારીરિક બંધારણને આપણા દેશમાં ઉત્પન્ન થયેલી ચીજો માંથીજ તૈયાર કરેલ દવાઓ વધારે માફક આવે છે એવી સમજણ આપણા અંગ્રેજી ભણેલા બંધુઓની પણ હવે થતી જાય છે. એટલે તેઓ પણ દેશી દવાઓ છૂટથી વાપરવા મંડયા છે.

ઉત્તમ અને અકસીર તથા પ્રમાણમાં સોંઘી દેશી દવાઓ વાપરી જોવાની દરેક સ્વદેશાભિમાની બંધુને વિનંતિ કરીએ છીએ.

આયુર્વેદ વિજ્ઞાન-દેશી વૈદાને લગતું અનુભવી વૈદ-ડાક્તરોના લેખોથી ભરપૂર માસિકનો નમુનાનો અંક મંગાવી જુઓ. વાર્ષિક લવાજમ રૂા. ૨-૦-૦.

અસાધારણ મોંઘવારીને સબબે તા. ૧-૮-૨૦ અમારી દવાઓના ભાવોમાં થનાર ફેરફાર જાણવા માટે નવું પ્રાઇસ લિસ્ટ મગાવો.

તારનું શિરનામું ઝંડુ.
કાલબાદેવી બ્રાન્ચ,
ની ભાટીયામહાજન વાડી.

કારખાનું:—
ઓલ્ફીન્સ્ટન રોડ, મુંબઇ.

# THE ROMAN EMPIRE.

"If we try to enter into the mind of a good Roman official, like Pliny, for instance, as shown in his letters to Trajan, he seems to feel that the service of Rome was for him the nearest approach possible to the service of God, or the helping of the human race as a whole. Rome, he would say, had doubtless her imperfections; and not all Roman proconsuls were worthy of their high calling. But, when all deductions were made, the Roman Empire meant peace throughout the known world; it meant decent and fairly disinterested government; it protected honest men from thieves and robbers; it punished wrongdoers; it gave effective help to towns wrecked by blizzards or earthquakes, or to provinces where the crops had failed. It spread education and civilized habits; it put down the worst practices of savage superstition. And, if any improvement in the practice of governing human beings could be pointed out, on the whole a good Roman governor was willing to consider it. If Pliny had been asked what was the greatest calamity that could befall the human race, he would probably have answered, "The overthrow of the Roman Empire;" and it would have been hard to contradict him. One might have argued that, in nation after nation, Rome had crushed a native art and culture, and put in its place a very dull and mechanical civilization, with little life, or beauty, or power of growth; that it took the heart out of the local religions, and put in their place a dead official ceremonial. But such arguments would have been met with an incredulous smile, as similar arguments are nowadays."

*—Prof Gilbert Murray.*

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि ...
स्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૧૦, અંક ૫. [માસિક] જ્યેષ્ઠ. સંવત ૧૯૬૭.

તંત્રી અને પ્રકાશક,—રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્. એલ્. બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.

રસ-ભિક્ષા. ૧૬૧
(રા. રા. જયન્ત મ્હેતા બી. એ.)
ગૃહઉદ્ધાર અને આત્મશુદ્ધિ. ૧૬૨
(રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્. એલ્. બી.)
ચયનલીલા. ૧૭૧
(રા. રા. "ચાનબાલ.")
લલિતા-સિદ્ધિ. ૧૭૪
(રા. રા. "હિન્દ હિતચિન્તક.")
આધુનિક કેળવણીનો આદર્શ. ૧૭૭
(રા. રા. ભાવજી દામજી શાહ.)
શું કર્યું? ૧૮૯
(રા. રા. "મૃદંગ.")
કવિઓની બેડ. ૧૯૧
(રા. રા. "બાલ સુરંગ.")
"સમુદ્રને કિનારે." ૧૯૮
(રા. રા. "વિવિત્સુ")
સ્હેજે રહેનારે. ૨૦૦
(રા. રા. "સ્નેહી." બી. એ.)

અમદાવાદ-ટંકશાળમાં ધી 'યુનીયન' પ્રી. પ્રેસ. કં. લી. માં મોહનલાલ ઓમનલાલે છાપ્યું.

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકનાઃ—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ ( પોસ્ટેજ સાથે. )
મળવાનું ઠેકાણુંઃ—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનતિ.

૧. હાલમાં પોષ્ટ ઓફિસે રજીષ્ટર સીવાયનાં વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા, નમ્ર વિનંતિ છે.

૨. મનિઓર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

વ્યવસ્થાપક.

### આવતો અંક વી. પી.

—o—

જે ગ્રાહકોએ ચાલુ વર્ષનું લવાજમ ભર્યું ન હોય તેમને તે વી. ઓ. દ્વારા મોકલાવવા વિનંતિ છે. જેમનું ચાલુ સાલનું લવાજમ આવતો અંક બહાર પડયા પહેલાં મળ્યું નહીં હોય તેમને આવતો અંક વી. પી. દ્વારા મોકલવામાં આવશે તે સ્વીકારવા વિનંતિ છે.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૫. [ માસિક ] જ્યેષ્ઠ, સંવત ૧૯૭૭.


## રસ-ભિક્ષા.

### ભૈરવી.

રસ ભરી દેજે
મધુ મધુ માગે
આવશે અર્થી
પાત્ર સુધાથી પરિપૂરજે
રાણી ! રસ ભરી દેજે.
ભર ચોમાસે રસધર થૈ તું
રસ પર્ણેણુ પ્રિય કરજે
રાણી ! રસ ભરી દેજે.
શિશિર મહિએ સમિર શિતળહત
જીવન સંશય ધરશે,
રાણી ! રસ ભરી દેજે.
સ્ફોડ મહિ તુજ આશ્રય શોધશે
હૃદયે સમાવી લેજે,
રાણી ! રસ ભરી દેજે.

# અસહકાર અને આત્મશુદ્ધિ.*

ભગવાન્ બુદ્ધ જ્યારે આખર મંદવાડમાં હતા, અને, મરણાની સખત વેદનાથી પીડાતા હિરણ્યવતી નદીને કિનારે શાલવૃક્ષ નીચે મરણશય્યામાં સૂતા હતા તે વેળા મધ્ય રાત્રે પાસેના કુશીનગરનો સુભદ્ર નામે વિદ્વાન્ બ્રાહ્મણ ત્યાં આવ્યો અને બુદ્ધના શિષ્યોને તેણે કહ્યું કે મારે બુદ્ધને પ્રશ્ન પુછવા છે. બૌદ્ધોને અને બ્રાહ્મણોને તીવ્ર વિરોધ હતા અને ઘણા વાદવિવાદ થતા હતા, તેથી, બુદ્ધની આવી અવસ્થામાં તેમની પાસે સુભદ્રને જવા દેવાની બુદ્ધના મુખ્ય શિષ્ય આનન્દે ના કહી. પણ સુભદ્ર આગ્રહ કરવા લાગ્યો. બુદ્ધે આ રકઝકનો અવાજ સાંભળ્યો અને પુછ્યું કે 'આનન્દ ! શું છે ?' આનન્દે હકીકત કહી. બુદ્ધે કહ્યું કે એને આવવા દો. સુભદ્રે આવીને પુછ્યું કે પ્રથમ થઈ ગયેલા છ મુનિઓને બધું ધર્મજ્ઞાન હતું કે કેમ ? બુદ્ધે કહ્યું કે એવા વિવાદનો અત્યારે સમય નથી. પરંતુ, મારા અનુભવથી કહું છું કે સત્યનો એક જ માર્ગ છે અને જેમણે તેનું અનુસરણ કર્યું છે, અને, પોતાના અન્તરમાં રહેલા કામ ક્રોધ અને અભિમાનને જીત્યા છે તેઓ અજ્ઞાનથી, સંદેહથી અને ભ્રમથી મુક્ત થયા છે, સર્વ તરફની સૌમ્ય શાન્ત વૃત્તિમાં તેમણે પ્રવેશ કર્યો છે, અને, આ જીવનમાં જ તેઓ નિર્વાણ પામ્યા છે.

વિરુદ્ધ મત ધરાવનાર તરફના શાક્યમુનિ ગૌતમ બુદ્ધના આ આદર અને આ સહિષ્ણુતા ( toleration ) ના અંશનું આપણે વાદવિવાદમાં કાંઈક અનુસરણ કરી શકીએ એ અભિલાષ અનુચિત નહિ ગણાય.

" અસહકાર અને આત્મશુદ્ધિ " વિશે કેટલાક વિચાર દર્શાવવાનો આજે મારે ઉદ્દેશ છે. અસહકાર અને આત્મશુદ્ધિને સાથે લેવાનું વિશેષ કારણ છે. રાજ્યકર્તા પાસે કેટલાક અન્યાય દૂર કરાવવાના ઉપાય તરીકે અને સ્વરાજ્ય મેળવવાના ઉપાય તરીકે અસહકારનો આરંભ કરવામાં આવ્યો ત્યારે પ્રશ્ન પુછવામાં આવેલો કે અસહકારથી એ ફલસિદ્ધિ શી રીતે થશે ? તેનો ઉત્તર એવો દેવામાં આવેલો કે અસહકાર તો પ્રજાની આત્મશુદ્ધિ ( self-purification ) માટે છે. અસહકારની હીલચાલની બીજી ઘણી વ્યાખ્યાઓ પૈકી આ વ્યાખ્યા પણ મોઘમ છે, અસ્પષ્ટ છે કે અર્ધસ્પષ્ટ છે. ઉપર કહેલાં મૂળ પ્રયોજનને બદલે આત્મશુદ્ધિનું પ્રયોજન સ્વીકારેલું સમજવાનું છે કે તે પાછળથી ઉમેરેલું વધારાનું પ્રયોજન સમજવાનું છે તે પણ નિશ્ચિતપણે દર્શાવવામાં આવતું નથી. પરંતુ, છે તેવી એ વ્યાખ્યા લઈ તેની પરીક્ષા કરીશું.

પ્રથમ તો એ લક્ષમાં રાખવાનું છે કે છુટક વ્યક્તિની કે સમસ્ત પ્રજાની આત્મશુદ્ધિ માટે સાત્ત્વિક વૃત્તિ આવશ્યક છે. ચિત્તમાં અચલ શાન્તિ હોય, દૃઢ સદ્ભાવ હોય, સર્વ

* રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠે તા. ૨૨ જુન ૧૯૨૧ના રોજ અમદાવાદમાં " લીગ ઑફ પીસ ઍન્ડ પ્રોગ્રેસ " ના આશ્રય નીચે કરેલું ભાષણ.

તરફ પ્રેમ હોય તે વિના સાત્ત્વિકતા હોઈ શકતી નથી, અને, સાત્ત્વિકતા વિના આત્મશુદ્ધિ હોઈ શકતી નથી. અસહકાર સાત્ત્વિકતાથી વિહીન છે, અસહકારમાં હડહડતો દ્વેષ સમાયેલો છે. રાજ્યકર્તા સામે અસહકાર કરવા સારુ રાજ્યકર્તાને દુષ્ટ, પાપી, આંધળા, અસ્પૃશ્ય, સેતાનીયત ભરેલા કહેવા પડે છે અને માનવા પડે છે, રાજ્યકર્તા મ્હોડું જોવાને પણ લાયક નથી, પડખે ઉભા રહેવાને પણ લાયક નથી એવી માન્યતા ધારણ કરવી પડે છે. અસહકારની કલ્પનામાં જે આવો તીવ્ર દ્વેષ છે તે અસહકારના આચારમાં પણ ફેલાઈ રહેલો માલમ પડે છે. અસહકારના વ્યાખ્યાનોમાં, અસહકારના ઠરાવોમાં, અસહકારની કૃતિઓમાં રાજ્યકર્તા તરફ ધિક્કાર અને તુચ્છકારની લાગણીઓ ઉભરાઈ જતી નજરે પડે છે, અને, એ લાગણીઓ ત્યાંથી આગળ વધી, પ્રજામાંથી જે કોઈ અસહકારને સંમત ન હોય તે સર્વ તરફ પૂર જોરથી જાય છે. અસહકારમાં સામીલ ન થનારને ગર્દભ કહેવામાં આવ્યા છે, bastard (અનૌરસ) કહેવામાં આવ્યા છે. અસહકાર યોગ્ય નથી એમ પ્રતિપાદન કરનારને દેશદ્રોહી કહેવામાં આવ્યા છે, તેમનાં ભાષણોમા બંગાણુ પાડવામાં આવ્યાં છે, તેમના પર ગાલિપ્રદાન વરસાવવામાં આવ્યાં છે. સભાઓમાંથી નિકળતાં તેમને ઘેરી લઈ તેમના પર લાકડીઓ ઉગામવામાં આવી છે. તે ઘેર બેઠા હોય ત્યાં જઈ તેમનાં ઘર લુંટવામાં આવ્યાં છે. તેમના પર ધમકીના સંદેશા મોકલવામા આવ્યા છે. આવાં કાર્યો કરનાર જ્યારે કેટલીક વખત અસહકારના આગેવાન નથી હોતા ત્યારે તેઓ અસહકારી નથી પણ અસહકાર બહારનાં ટોળાંના છે એમ કહેવામાં આવે છે, પણ, અસહકાર ફેલાયો છે એમ બતાવવાનો પ્રસંગ હોય છે ત્યારે એ બધાની ગણતરી અસહકારીમાં થાય છે, સભાના શ્રોતાજનોની સંખ્યામાં કે સરઘસની સંખ્યામાં કે હડતાલ પાડનારની સંખ્યામાં એ બધા અસહકારી ગણાય છે. અને, અસહકારી સિવાય બીજા કોણ અસહકારના સમર્થન માટે આવી વર્તણૂક ચલાવે ?

જ્યાં આવો દ્વેષ હોય, જ્યાં આવું ઝેર હોય, ત્યાં આત્મશુદ્ધિ શી રીતે હોઈ શકે ? અસહકારના બીજમાં અને બંધારણમાં આ રીતે તમોગુણ રહેલો છે તેથી એ હીલચાલના આરંભથી જ એક વિશેષણ ઉમેરવું પડયું છે કે અસહકાર અહિંસાત્મક non-violent હોવો જોઇએ, અને, એ સાવચેતીના વચનમાં જ કબુલત આવી જાય છે કે અસહકારના અન્તઃસ્વરૂપમાં રહેલો તમોગુણ હિંસા ઉત્પન્ન કરે તેવો છે. એ હિંસા—એ violence અકસ્માત્ ઉત્પન્ન થાય છે કે અસહકારનું સ્વરૂપ ન સમજનાર હિંસા કરે છે એમ નથી. અસહકારના ગર્ભમાં રહેલો તમોગુણ હિંસા તરફ લઈ જાય છે. દ્વેષથી દોરાઈ આગેવાનો માનસિક અને વાચિક હિંસાની પ્રવૃત્તિ કરે છે તો અનુયાયીઓનો મ્હોટો જથ્થો એથી આગળ વધી કાયિક હિંસા તરફ જાય છે અને લાઠીઓ લઈ ફરી વળે છે.

અસહકારનો પાયો રાજ્યકર્તા તરફના દ્વેષ પર ચણાયેલો છે. અને દ્વેષ એ હિંસા છે. હિંસા માનસિક, વાચિક અને કાયિક ત્રણ જાતની કહેવામાં આવી છે. તેમાં એ વ્યાખ્યા આવી જાય છે કે શસ્ત્ર લઈ વધ કરવો એ જેમ હિંસા છે તેમ મનથી દ્વેષ કરવો એ પણ

હિંસા છે. એ જ સિદ્ધાન્ત ન્યુ ટેસ્ટમેન્ટમાં જૉનના પ્હેલા પત્રમાં એવી રીતે કહેવામાં આવ્યો છે કે "whosoever hateth his brother is a murderer" "જે કોઈ પોતાના બન્ધુનો દ્વેષ કરે છે તે ખૂન કરે છે." અને, અસહકારમાં રગેરગમાં દ્વેષ વ્યાપી રહ્યો છે ત્યાં આત્મશુદ્ધિનો અવકાશ શી રીતે હોય? વ્રજ ભાષાના એક કવિનું વચન છે કે

चन्दन सर्प लिपेटिया चन्दन कहा कराय ?
रोम रोम विष भीनिया अमृत कहा समाय ?

"સર્પના ઉપર ચન્દનનો લેપ કરો પણ ચન્દન ક્યાં કામ આવે? જ્યાં રોમે રોમ ઝેર ભરેલું છે ત્યાં અમૃત ક્યાં સમાય?"

એમ પણ કહેવામાં આવે છે કે રાજ્યકર્તાનો અસહ્ય અન્યાય હોય ત્યાં તેના તરફ દ્વેષ થયા વિના કેમ રહે? દ્વેષ જો ખોટી વસ્તુ હોય, દ્વેષ જો હિંસા હોય, તો આ બચાવ વ્યર્થ છે. માણસ જેને ભુંડું કરનાર માને તેના પર જ તેના મનમાં પોતાની અસાત્વિકતાને લીધે દ્વેષ ઉત્પન્ન થાય. ભલું કરનારનો દ્વેષ ન કરવો, જેણે અહિત ન કર્યું હોય તેનો દ્વેષ ન કરવો, એવો ઉપદેશ કરવાની જરૂર પડતી નથી. કોઈ પણ કારણથી દ્વેષ ન કરવો, એ આત્મશુદ્ધિ માટે આવશ્યક છે.

કદાચ એમ પણ કહેવામાં આવે કે અસહકાર પ્રજાની આત્મશુદ્ધિ માટે છે એ વ્યાખ્યામાં 'આત્મશુદ્ધિ'નો અર્થ 'આત્માની પવિત્રતા' થતો નથી અને અસહકાર માટે આત્માની પવિત્રતાની આવશ્યકતા નથી. આપણે આશા રાખીશું કે આવો પક્ષ કોઈ પણ અસહકારી નહિં કરે. પરંતુ, ક્ષણભર એમ કલ્પીએ કે આવો પક્ષ કરવામાં આવે અને પવિત્રતાને બાજુએ મુકી એમ કહેવામાં આવે કે શુદ્ધિનો અર્થ એટલો જ છે કે પ્રજામાં ઠસી ગયેલી દાસત્વની વૃત્તિ કહાડી નાખવી તે શુદ્ધિ. હવે, દાસત્વની વૃત્તિ કાઢી નાખવાં માટે સ્વતંત્રતાની ભાવના ખીલવવાની જરૂર છે, અસહકારની જરૂર નથી. નેશનલ કોન્ગ્રેસે સ્વતંત્રતાની ભાવના જાગૃત કરી અને ખીલવી તે કાર્ય અસહકાર વિના થયું છે. પ્રજાને પોતાના હકનું ભાન કરાવી નેશનલ કોન્ગ્રેસે સ્વતંત્રતાની ભાવનાનો વિકાસ કર્યો છે અને એ રીતે દાસત્વની વૃત્તિ દૂર કરી છે. તે પછી હવે અસહકારથી દાસત્વની વૃત્તિ દૂર થઈ છે એમ કહેવું તે યથાર્થ નથી. નેશનલ કોન્ગ્રેસના કાર્યમાં જ્યારથી અસહકારની વૃત્તિ દાખલ કરવામાં આવી છે ત્યારથી તેની ગતિ સ્વતંત્રતાના સુરથ અને સુપરિત માર્ગ પર ચાલવાને બદલે અતંત્રતાના અનર્થકારક અને નિષ્ફળ માર્ગ પર ચાલે છે, અને, "that government is best which governs least" "રાજ જેમ ઓછું તેમ સારૂં" એવા અરાજકતા (anarchy)ના લક્ષ્ય તરફ પ્રજાનું ચિત્ત ઘસડાય છે. દક્ષિણ આફ્રિકાના બોર લોકો સહકારને માર્ગે સ્વતંત્રતાને પુષ્ટ કરે છે ત્યારે દક્ષિણ આયર્લેન્ડના આયરિશ લોકો અસહકારને રસ્તે ચઢી જઈ અતંત્રતાની ખુનામરકીમાં દોરાયા છે અને દેશને ભયાનક આપત્તિમાં ખેંચી ગયા છે.

સુસંસ્કારી પ્રજાઓ અરાજકતા (anarchy) પસંદ કરતી નથી અને સમાજજીવન નભે તથા ઉત્કર્ષ પામે તે માટે રાજતંત્રને મદદ કરવા ખુશી હોય છે. રાજતંત્ર પ્રજાની સ્વતંત્રતાથી વિરુદ્ધ થાય ત્યારે મન્થન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ મન્થનનો ઇતિહાસ અનેક પ્રજાઓમાં વિવિધ પ્રકારે ઘડાતો આવ્યો છે, અને, પ્રજા અને રાજકર્તાના ઓછાવધતા બળ પ્રમાણે આ મન્થનને પરિણામે વખતોવખત નિકાલ થાય છે અને નિકાલ બદલાય છે. એ બધો ઇતિહાસ સાક્ષી પુરે છે કે સ્વતંત્રતાની ભાવના વધારે ને વધારે બળવાન થતી જાય છે, સ્વતંત્રતાવાળી રાજ્યવ્યવસ્થા વધતા જતા વિસ્તારથી સ્થાપિત જતી જાય છે. જ્યાં રાજ્યકર્તા કર્તવ્ય કરવા તૈયાર નહોતા ત્યાં કેટલીક પ્રજાઓને સ્વતંત્રતા માટે યુદ્ધ કરવાં પડયાં છે. પણ, સ્વતંત્રતા માટેના મન્થનના ઇતિહાસમાં અસહકારથી કોઈ વેળા સિદ્ધિ થઈ નથી, એટલું જ નહિં પણ, સ્વતંત્રતાની ઇચ્છા અસહકારના કૃત્રિમ ઉપાયથી ઉત્પન્ન થતી નથી પણ મનુષ્યસ્વભાવની ઉદારતાને લીધે પ્રકટ થાય છે. મનુષ્યજાતિના હકનું ભાન થાય છે અને પ્રજાઓની સ્વતંત્રતાની સિદ્ધિના ઇતિહાસ જાણવામાં આવે છે ત્યારે સ્વતંત્રતાના પ્રયાસ તરફ પ્રજાનું ચિત્ત વળે છે. એ કાર્ય અસહકારથી થતું નથી. ઈંગ્લાંડમાં ટયુડર અને સ્ટુઅર્ટ રાજાઓના અન્યાયને લીધે જેઓ અમેરિકા ચાલ્યા ગયા તેમને સ્વતંત્રતા પ્રિય હતી માટે તેઓ ચાલ્યા ગયા, પણ, તે અસહકાર કરી ચાલ્યા ગયા તેથી તે પછી તેમને સ્વતંત્રતાની ઇચ્છા થઈ એમ બન્યું નથી. સ્વતંત્રતાની ઇચ્છાવાળા જેઓ ઈંગ્લાંડમાં રહ્યા તેમણે પણ સ્વતંત્રતાની ભાવના કેળવી અને વિજયવંત કરી. આ દેશમાં જુના વખતમાં એમ બનતું કે રાજાના જુલમના લીધે નગરના લોકો ઉચાળા ભરીને ચાલ્યા જતા પણ તેથી સ્વતંત્રતાની ભાવના કેળવાતી નહિં. અન્યાય અસહ્ય થવાથી એ ઉપાય લેવો પડતો, પણ, સ્વતંત્રતાની વૃત્તિની પ્રેરણાથી એ કાર્ય થતાં નહિં. રાજા તે વિષ્ણુ नाविष्णुः पृथिवीपतिः એ માન્યતા તો કાયમ રહેતી. આ રીતે દાસત્વની ભાવનાને દૂર કરવી—એ પ્રકારની શુદ્ધિ પ્રાપ્ત કરવા સારૂ સ્વતંત્રતાની ભાવના ખીલવવાની જરૂર છે; અસહકારથી એ ફળ થતું નથી. ઉલટું, અસહકારમાં રહેલા દ્વેષના સંયોગથી સ્વતંત્રતાની ઉંચી અને ઉદાર ભાવના ઝાંખી પડે છે અને અતંત્રતાના અને અરાજકતાના ભ્રમમાં પડે છે; કંચનમાં કથીર ભળે છે.

આત્મશુદ્ધિ અસહકારમાં રહેલા ત્યાગથી થાય છે એમ પણ કદી કદી કહેવામાં આવે છે, તેથી, આ ત્યાગનું દૃષ્ટિબિન્દુ તપાસીશું.

સ્વતંત્રતા માટે મન્થન કરનાર પ્રજાએ સુખનો અને આરામનો ત્યાગ કરવા તૈયાર હોવું જોઇએ એ ખરૂં છે.

" But what more oft in nations grown corrupt,
" And by their vices brought to servitude,
" Than to love bondage more than liberty ?—

"Bondage with ease than strenuous liberty"?"*.

એ વચનો મિલ્ટને "રિસ્ટોરેશન" પછીના સમયની ઇંગ્લાંડની પ્રજાને ઉદ્દેશીને કહ્યાં હતાં, પણ, બધા સમય માટે અને બધી પ્રજાઓ માટે એ વચનો ખરાં છે.

સ્વતંત્રતા મેળવવાના પ્રયત્નમાં એ રીતે જે ત્યાગ કરવાનો છે તે બીજા વિષયોના ત્યાગની પેઠે વિવેકબુદ્ધિવાળો હોવો જોઇએ. ભૂખે પીડાતા જનોને આપણો કોઠાર ઓછો કરીને અન્ન આપીએ એ ત્યાગ સાર્થક છે; આપણે તંગી ખમીને પણ તેમને અન્ન આપીએ એ ત્યાગ વિશેષ મૂલ્યવાન છે. પણ, આપણી પાસેના અનાજનું પોટલું બાંધીને દરીઆમાં નાખી આવીએ એ ત્યાગ વિવેક વગરનો અને નકામો છે. એથી ભુખ્યા માણસોનાં પેટ ભરાતાં નથી અને દેશનું દારિદ્ર્ય ટળતું નથી. બીજું ઉદાહરણ લઇએ. લોહીના કમીપણાથી પીડાતા દરદીને કોઇના તાજા લોહીથી ફાયદો થવાનો સંભવ હોય તેવે પ્રસંગે તન્દુરસ્ત માણસ પોતાના જીવના જોખમે પણ પોતાની નસ ખોલીને પોતાનું લોહી તે દરદીના શરીરમાં દાખલ કરવા આપે તો તેનો ત્યાગ બહુ મૂલ્યવાન છે. એ ક્રિયાથી લોહી આપનારનો જીવ જાય અને દરદીને લાભ ન થાય તોપણ તે ત્યાગનું મહામૂલ્ય ઘટતું નથી. પરંતુ, કોઈ માણસ માંદો છે અને તેને આરામ થતો નથી તેટલા માટે બીજો માણસ પોતાનો હાથ કાપી નાખે કે પગ કાપી નાખે તો એવો બુદ્ધિહીન ત્યાગ વ્યર્થ જાય છે. એ જ પ્રમાણે, રાજ્યકર્તા તરફથી અન્યાય દૂર થતો નથી કે દેશને સ્વરાજ્ય મળતું નથી માટે બાળકોને અને યુવકોને નિશાળેથી ઉઠાડી લેવા અને પ્રજાનાં જ્ઞાનસાધન ફેંકી દેવાં અને દેશની સુવ્યવસ્થાની તથા દેશના સુરક્ષણની ઘટના ઉથલાવી પાડવી, એ ત્યાગ વિવેકબુદ્ધિ વગરનો હોઈ નિષ્ફળ જાય છે અને દેશને હાનિ જ કરે છે. એ જ્ઞાનસાધન અને એ ઘટના જાતે હાનિકારક છે કે કેમ અને તે માટે તજી દેવા જેવાં છે કે કેમ એ બીજા દૃષ્ટિબિન્દુનો વિષય છે, પણ, તે ઉપયોગી હોય તે છતાં આત્મશુદ્ધિ ખાતર તેનો ત્યાગ કરવો જોઇએ એવી માન્યતા ભૂલભરેલી છે. વિવેકબુદ્ધિ જેને પસંદ કરે નહિ એવા ત્યાગથી ચિત્તની શુદ્ધિ થતી નથી કે ચિત્તમાં ઉન્નતિ આવતી નથી. દેશની ઉન્નતિ જ્ઞાનના ત્યાગથી થતી નથી, અને, દેશની ઉન્નતિ ખાતર પ્રજાએ કેળવણીનો માર્ગ બંધ કરી જ્ઞાનનો ત્યાગ કરવો એ કલ્પનામાં મહત્ત્વ નથી. આત્મશુદ્ધિ માટે જ્ઞાન આવશ્યક છે. **न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते** 'જ્ઞાન જેવું પવિત્ર અહીં બીજું કંઈ નથી' એ ગીતાવચન ભૂલવા જેવું નથી. અજ્ઞાન વ્હોરી લેવાથી આત્મશુદ્ધિ થતી નથી. દેશ કેળવણી વગરનો રહેશે તો શું નુકસાન છે એમ કહી શકાતું નથી. **तमसो मा ज्योतिर्गमय** ('મને અંધકારમાંથી પ્રકાશમાં લઈ જા') એ ઉપનિષદની પ્રાર્થના ઉલટાવીને **ज्योतिषो मा तमो गमय** ('મને પ્રકાશમાંથી અંધકારમાં લઈ જા') એવી પ્રાર્થના

---

* "પણ જે પ્રજા સહુ ભ્રષ્ટ થઇને દાસ્ય પામી દુર્ગુણે,
" સ્વાતંત્ર્યથી તેને વધારે બન્ધને રૂહેવું ગમે:—
" સ્વાતંત્ર્યમાં તો શ્રમ પડે, આરામ છે બંદ્ધ બન્ધને."

કેમ થઈ શકશે ? કેળવણી સેવાનું મુકાવી દઈ બાળકો અને યુવકોને સ્વરાજ્યનો કે અસહકારનો ઉપદેશ કરવા મોકલવા એ ઇષ્ટ છે કે કેમ એ પ્રશ્ન આત્મશુદ્ધિના વિષયમાં આવતો નથી, માટે, એટલું જ પુછીશું કે જે કાર્ય કરતાં મ્હોટી ઉમરના માણસો પણ શાન્તિ ભૂલી જાય છે, વિવેક ભૂલી જાય છે, ધીરતા ભૂલી જાય છે, અહિંસા ભૂલી જાય છે, તે કાર્યમાં વયના સ્વભાવથી સ્હેજ ઉત્તેજિત થઈ જવાના અને મર્યાદા ઓળંગી જવાના જોખમમાં આવી જનાર બાળકોને અને યુવકોને પ્રવૃત્ત કરવા એ યથાયોગ્ય છે ?

કદાચ એમ કહેવામાં આવશે કે, એ ત્યાગ તો સંજ્ઞારૂપ (symbolical) છે, અને, કયી વસ્તુનો ત્યાગ કરવામાં આવે છે તે જોવાનું નથી, પણ, પ્રજા ગમે તેનો પણ ત્યાગ કરવા તત્પર છે એટલી જ મહત્ત્વની વાત છે. એમ હોય તો કહેવું જોઇએ કે મનુષ્યજાતિનો અનુભવ છે, કે સંજ્ઞારૂપ ત્યાગથી કંઈ ફળ થતું નથી, મનુષ્યની ચિત્તવૃત્તિને પણ લાભ થતો નથી. ધર્મના વિષયમાં સંજ્ઞારૂપ ત્યાગની વિધિ ઘણી પ્રજાઓએ કરી જોઈ છે. આ દેશમાં પણ વેદોના સમયથી યજ્ઞ થતા આવ્યા છે. યજ્ઞોમાં હોમી દીધેલી વસ્તુઓ દેવોને પ્હોંચે છે અથવા દેવો એવા ત્યાગથી પ્રસન્ન થાય છે એમ મનાતું. વેદ પછીના ઉપનિષદના કાળમાં ધર્મતત્ત્વનું ચિંતન કરતાં ઋષિઓને સમજાયું કે આત્માના કલ્યાણ માટે યજ્ઞો નકામા છે, અને મુણ્ડકોપનિષદમાં આપણે વાંચીએ છીએ કે **प्लवा ह्येते अदृढा यज्ञरूपाः ।** ' આ યજ્ઞરૂપી તરાપા અદ્રઢ છે, ' એ તરાપાથી ભવસાગર તરી શકાતો નથી. યજ્ઞમાં ત્યાગ કરવાની વૃત્તિ મનુષ્યોને પશુઓની હિંસા તરફ ખેંચી ગઈ છે, અને કેટલીક વાર માણસોનાં બલિદાન પણ થયાં છે એવું એક તરફ પરિણામ આવ્યું છે, તો, ત્યાગનો સંકલ્પ નજીવો હોય તોપણ ચાલે—ગાયનું દાન કરવાનો સંકલ્પ કરી તેને બદલે (' निष्क्रय' તરીકે ) એક પૈસો આપીએ તોપણ ચાલે અને કાશી જઈ કાંઈ વર્જવા ખાતર મૂળા મોગરીના ભક્ષણનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા કરીએ તો પણ ચાલે, એવું બીજી તરફ પરિણામ આવ્યું છે. સંજ્ઞારૂપ ત્યાગ (symbolical sacrifice) થી આત્માનો ઉત્કર્ષ થતો નથી, આત્મા શુદ્ધ થતો નથી, આત્મા ધર્મપરાયણ કે કર્તવ્યપરાયણ થતો નથી, એ ઇતિહાસ મોજુદ છતાં રાજકીય પ્રયાસોમાં સંજ્ઞારૂપ ત્યાગનો અખતરો કરવો એ વ્યર્થ છે. એવા ત્યાગથી આત્મશુદ્ધિ થઈ નથી અને થવાની નથી.

વળી, ગમે તેવા ત્યાગમાં પણ એ વિચાર રહેલો હોય છે કે ત્યાગ કરવાની વસ્તુ પ્રિય છે, કિંમતી છે અને રાખવા જેવી છે અને તે છતાં ત્યાગ ખાતર તે આપી દેવામાં કે છોડી દેવામાં આવે છે. પરંતુ, અસહકારમાં જે કેળવણીનો, પરદેશ સાથેના વેપારનો કે રાજ્યતંત્રમાંની સામીલગીરીનો ત્યાગ કરવામાં આવે છે તે સર્વ વસ્તુઓ દુષ્ટ છે, ઝેરવાળી છે, હાનિકારક છે એમ કહી તેનો ત્યાગ કરવામાં આવે છે તેથી ત્યાગનું સ્વરૂપ તેમાં રહેતું નથી. નકામી અને નુકસાન કરનારી વસ્તુઓ કહાડી નાખવી એમાં ઉપયોગિતાનું ધોરણ છે, એમાં ત્યાગની વૃત્તિ હોઈ શકે નહિં. અમુક ચીજ પરદેશી માટે તેનો બહિષ્કાર કરવો એ વૃત્તિમાં દ્વેષ રહેલો છે અને એવા બહિષ્કારથી આત્મશુદ્ધિ થતી નથી.

અસહકારને અંગે ખાદીનાં વસ્ત્ર પ્હેરવાનો ઉપદેશ કરવામાં આવે છે પણ તેમાં અસહકારનું કાંઈ અંગ નથી, અર્થાત્ રાજ્યકર્તાના રાજતંત્રથી અલગ રહેવાને અને ખાદીનાં વસ્ત્રને કાંઈ સંબંધ નથી. કોઈ ખાદીનાં વસ્ત્ર પ્હેરે તેમાં બીજાને વાંધો લેવાનો હક નથી, તેમ જ, ખાદી સિવાયનાં વસ્ત્ર પ્હેરનાર સામે વાંધો લેવાનો ખાદી પ્હેરનારને હક નથી. ખાદીના બહોળા ઉપયોગથી અર્થશાસ્ત્રની અને વેપારની દૃષ્ટિએ દેશને લાભ છે કે કેમ, એ બીજા દૃષ્ટિબિન્દુનો વિષય છે અને આ પ્રસંગે તેમાં ઉતરીશું નહિં. પરંતુ, કહેવું જોઇએ કે ખાદી એ જો ત્યાગની સંજ્ઞા મનાતી હોય તો એવી સંજ્ઞા ધારણ કરવી એ આત્મશુદ્ધિનો ઉપાય નથી. આ દેશમાં તિલક, છાપા, જટા, ભગવાં, રાખ, માળા, વગેરે અનેક સંજ્ઞાઓ ધારણ કરવાના પ્રચાર થયા છે, બીજા દેશોમાં પણ એવા પ્રચાર થયા છે, પણ, એવા બાહ્ય ઉપચારોથી આત્મશુદ્ધિ થઈ નથી. બાહ્ય ઉપચારોથી ચિત્તશુદ્ધિની કે ઉન્નતિની પ્રેરણા પણ ઉત્પન્ન થતી નથી એમ મનુષ્યજાતિના લાંબા અનુભવથી સમજાયું છે. કવિઓનાં અને સંતોનાં થોડાં વચન ઉતારીશું તો બસ છે.

" જટા ધરે વડ વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા;
જળચર જળમાં નાહ્ય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુંડાવે શીશ, અજા મુખ દાઢું રાખે;
ગર્દભ લોટે છાર, શુક મુખ રામ જ ભાખે;
વળી મોર તજે છે માનની, શ્વાન સકળનું ખાય છે;
ભટ સામળ કહે સાચા વિના કોણ સ્વર્ગમાં જાય છે ? "

" माला फिरत जुग गयो, भयो न मनका फेर;
करका मनका छोर कर, मनका मनका फेर. "

" न वारिणा शुध्यति चान्तरात्मा । "

તીર્થોનાં પાણીથી આત્મા શુદ્ધ થતો નથી એમ સન્તોને અને ભક્તોને પ્રતીતિ થઈ છે તો ખાદીથી આત્મા કેમ શુદ્ધ થશે ?

અસહકારના વિચાર (thought)માં આત્મશુદ્ધિ રહેલી નથી, તો, અસહકારના આચાર (pratice) માં આત્મશુદ્ધિ માલમ પડે છે કે કેમ એ ક્ષણભર જોઇશું. આ સંબંધમાં ઇતિહાસનો એક સારો નિયમ છે કે જાહેર જીવનમાં ભાગ લેનાર વ્યક્તિઓના આચાર વિશેનું વિવેચન કેટલાક કાળ સુધી પ્રસિદ્ધ થવું ન જોઇએ. તે નિયમ માન્ય રાખી સામાન્ય અવલોકન જ કરીશું. એવું અવલોકન કરતાં એ જ જોઇએ છીએ કે અસહકારના આચારથી અસહકારી મંડળમાં નવી આત્મશુદ્ધિ—પ્હેલાં નહોતી તેવી આત્મશુદ્ધિ—દાખલ થઈ નથી. જેઓ અસહકારમાં સામીલ થતા નથી તેમના તરફના અસહકારીઓના વર્તનનું

પ્રથમ કાંઈક વર્ણન કર્યું છે તે સાથે આરંભમાં કહેલી શાક્ય મુનિની વિરોધીઓ તરફની ઉદારતા અને સહિષ્ણુતા સરખાવીશું તો સમજાશે કે આત્મશુદ્ધિ ઉદારતામાં છે કે અનુદારતામાં, સહિષ્ણુતામાં છે કે અસહિષ્ણુતામાં. એક મ્યુનિસિપલ શાળાના ઉપરીઓએ અસહકારનું ધોરણ સ્વીકાર્યાથી તે શાળાના શિક્ષકે મ્યુનિસિપલ શાળાની નોકરી છોડી સરકારી શાળા-ખાતામાં પાછા જવાનું પસંદ કર્યું તેથી શાળા છોડતી વખતે તેના વર્ગમાં તેને ઉભો રાખી તેના જ શિષ્યો પાસે તેના તરફ 'શરમ' 'શરમ'ના પોકાર કરાવવામાં આવ્યા, એવા આચારથી આત્મશુદ્ધિ થાય છે એમ કોણ કહેશે? અને 'શરમ', 'શરમ'ના આ મહા-મંત્રોચ્ચારનો એ એક જ પ્રસંગ નથી થયો. દેશમાં સ્થળે સ્થળે અનેક યજ્ઞોની વેદીઓ ઉપર એ મહામંત્ર વડે અસહકારની આહુતિઓ આપવામાં આવી છે.

મ્યુનિસિપાલિટીઓના શાળાખાતાના (nationalization) 'પ્રજાતંત્રસ્વીકાર' માટેના પ્રયાસ સંબંધનું ઉદાહરણ લઇશું. અમદાવાદ મ્યુનિસિપાલિટીએ નિશાળો માટે સરકારની નાણાંની મદદ લેવી બંધ કરી તે પ્રસંગે 'બોમ્બે ક્રોનિકલ'માં ખબરપત્રી તરફથી પ્રકટ કરવામાં આવેલું કે આ પગલું 'પ્લીબીસાઇટ' લીધા પછી એટલે શહેરના તમામ મત-દારોના મત મેળવ્યા પછી લેવામાં આવેલું અને આ પ્રશ્ન ઉપર ત્રણ ચાર બાઇ ઇલેક્શનોનો વિગ્રહ (contest) થયા પછી એ કામ કરવામાં આવેલું. વાસ્તવિક હકીકત તો એવી હતી કે મ્યુનિસિપાલિટીના કેટલાક સભાસદોએ પોતાના વોર્ડના વોટરોને પત્ર લખી તેમના મત મંગાવેલા અને બહુ જ જુજ પ્રમાણની સંખ્યાએ એ કાર્ય માટે મત આપેલા, અને, એક વોર્ડમાં સભા ભરાયેલી તેમાં એ કાર્ય પસંદ થયેલું. એ યોજનાની ચર્ચા મ્યુનિસિપાલિટીમાં શરૂ થઈ અને પછી તેનો ઠરાવ થયો તે દરમ્યાન એક બાઇ ઇલેકશન થયેલું અને તેમાં એક જ ઉમેદવાર હોવાથી હરીફાઈ થયેલી હતી જ નહિં. વળી, ગુજરાતમાં કેટલી નિશાળો 'પ્રજાતંત્રસ્વીકાર' (nationalization) નીચે ચાલે છે અને કેટલા વિદ્યાર્થીઓ પ્રજાતંત્રસ્વીકારની યોજનામાં શિક્ષણ લે છે તેની મ્હોટી સંખ્યાઓ 'બોમ્બે ક્રોનિકલ'માં પ્રકટ થયેલા હેવાલમાં પ્રસિદ્ધ થયેલી તેમાં એમ નહિં દર્શાવવામાં આવેલું કે અમદાવાદ મ્યુનિસિપાલિટીની નિશાળોની અને તે નિશાળોમાંના વિદ્યાર્થીઓની મ્હોટી સંખ્યા આમાં આવી જાય છે. અને, આ રીતે આભાસ એવો કરવામાં આવેલો કે પ્રજાતંત્રસ્વીકાર (nationalization) ની વ્યવસ્થાએ ઘણી નિશાળો જમાવી છે અને ઘણા વિદ્યાર્થીઓ તેમાં જઈ દાખલ થયા છે. ગુજરાતી પત્રોમાં પાછળથી પ્રકટ કરવામાં આવેલું કે આ સંખ્યામાં ત્રણ મ્યુનિસિપા-લિટીની સ્કુલો અને તેના વિદ્યાર્થીઓ આવી જાય છે પરંતુ 'બોમ્બે ક્રોનિકલ'માં એ વિશે પાછળથી પણ સુધારો પ્રકટ કરવામાં આવેલો નહિં. વળી 'બોમ્બે ક્રોનિકલ'માં પ્રકટ થયેલા હેવાલમાં કહેવામાં આવેલું કે એ ત્રણ મ્યુનિસિપાલિટીઓએ પોતાની નિશાળો nationalize કરી છે; પણ, સરકારની ગ્રાન્ટ અને સરકારનો કાબુ ન રાખવાના ઠરાવ ઉપરાંત બીજાં કાંઈ કાર્ય એ સંબંધમાં થયાં નથી; સરકારે રચેલી વાંચનમાળાઓ હજુ ચાલુ છે, સરકારે ઠરાવેલો અભ્યાસક્રમ હજુ ચાલુ છે: એ હકીકત એ હેવાલમાં દર્શાવવામાં આવેલી નહિ. ત્રણ મ્યુનિસિ-પાલિટીઓએ પોતાની નિશાળો nationalize કરી છે એવું તે હેવાલમાં લખેલું તે પ્રકટ કરતાં મથાળાં (head lines) માં બોમ્બે ક્રોનિકલે મ્હોટા અક્ષરે લખેલું કે "Three Muni-

cipalities Complotely Nationalized" "ત્રણ મ્યુનિસિપાલિટિઓએ સંપૂર્ણ રીતે પ્રજાતંત્ર સ્વીકાર કર્યો છે."એ મ્યુનિસિપાલિટિઓમાં નિશાળ સિવાય બીજાં ખાતાંની વ્યવસ્થા પ્રથમ જેવી છે, તેમાં સરકારની ગ્રાન્ટ લેવાય છે, નિયમો અને પેટા કાનુનો માટે સરકારની મંજુરી મેળવવામાં આવે છે; નોકરીની જગાઓ ઉત્પન્ન કરવા અને જમીનો વેચવા માટે કમીશનરની મંજુરી મેળવવામાં આવે છે, મ્યુનિસિપાલિટીના એક્ટ વિરુદ્ધના ગુનાહ માટે મેજીસ્ટ્રેટ આગળ ફરીઆદ કરવામાં આવે છે, મ્યુનિસિપાલિટી સરકારી કોર્ટોમાં દાવાઓ અને અપીલો ચલાવે છે, એ વગેરે હકીકત જાણે બનતી જ ન હોય અને મ્યુનિસિપાલિટીનો કાયદો બાજુએ મુકી દેવામાં આવ્યો હોય, એવો આ મથળાથી આભાસ કરવામાં આવેલો. *Suppressio veri* and *suggestio fal i* (સત્ય દાબી રાખવું અને અસત્યનું સૂચન કરવું એ પદ્ધતિ) નાં કાર્યથી આત્મશુદ્ધિ થાય છે એમ કોણ કહેશે ? કેટલીક વખત અસત્યો કરતાં પણ અર્ધ સત્યો વધારે ભયભરેલાં થઈ પડે છે કારણકે અસત્યો પેઠે તે ઝટ પકડાઈ આવતાં નથી એ લક્ષમાં લઈશું તો માલમ પડશે કે આત્મશુદ્ધિના માર્ગથી અસહકારનો આચાર કેટલો દૂર ખસી ગયો છે.

જાહેર જીવનનાં કાર્યોની નીતિની પરીક્ષામાં આથી વધારે ઉંડા ઉતરવું એ ઉપર કહેલા ઇતિહાસના નિયમને પ્રતિકૂળ છે. એટલું જ કહીશું કે અસહકારની પ્રવૃત્તિના આરંભકાળમાં આવી સ્થિતિ છે તો आगे कौन हवाल ?

આપણને કદાચ એમ કહેવામાં આવશે કે અસહકારમાં આત્મશુદ્ધિ છે કે નહિ એ પુછવાનો અધિકાર જે અસહકારી ન હોય તેને નથી. સ્વરાજ્ય ક્યારે મળશે તે સંબંધમાં એવો જવાબ આપવામાં આવ્યો છે. પરંતુ, અસહકાર એક જાહેર પ્રવૃત્તિ છે, દેશના જીવનને અમુક દિશામાં વાળવાનો એ પ્રવૃત્તિથી પ્રયત્ન થાય છે, તેથી, હરકોઇને એ પ્રશ્ન પુછવાનો અને એ પ્રશ્નની પરીક્ષા કરવાનો હક છે. જ્યાં દેશનું હિત કે અહિત સમાયેલું હોય તેવાં કાર્યોમાં પ્રવૃત્ત થનારને માથે ભારે જવાબદારી છે અને ઉડાઉ જવાબથી તે જવાબદારી વળતી નથી

જે League of Peace and Progress (શાંતિ અને પ્રગતિની સંસ્થા) તરફથી આજનું વ્યાખ્યાન થાય છે તેની સ્થાપના સામે અસહકારી મંડળ તરફથી અસંમતિ દર્શાવવામાં આવી છે. દરેક જાહેર કાર્ય માટે સંમતિ કે અસંમતિ દર્શાવવાને હર કોઇને હક છે, અને, આ સંસ્થા પોતે જાહેર ટીકાને પાત્ર નથી એવો દાવો કરતી નથી. પરંતુ, આ સંસ્થા સ્થાપવાથી સહકારીઓ પોતાની પ્રતિષ્ઠા ખોઈ બેસશે એમ કહેવું તે યથાર્થ નથી. દરેક માણસની પ્રતિષ્ઠાનો આધાર તેના ચારિત્ર્ય ઉપર છે. જાહેર જીવનમાં સામીલ થનાર દરેક માણસનું જીવનચરિત જાહેર ટીકાને પાત્ર છે અને તે જ પ્રતિષ્ઠાની કસોટી છે. આ League ની સંસ્થા દેશભક્તિથી, પ્રમાણિકતાથી અને સુનીતિથી રાજ્યની સુવ્યવસ્થાના બંધારણને અનુસરીને પોતાનું કામ કરશે તો તેના સભાસદોની પ્રતિષ્ઠા અસહકારીઓની અસંમતિથી ઘટવાનો ભય નથી. એમ પણ કહેવામાં આવ્યું છે કે શાન્તિ તો અસહકારીઓ જાળવે છે અને આ સંસ્થાએ શા માટે શાન્તિ માટે ઉત્સુકતા રાખવી? દેશની ચિન્તા ફક્ત સરકારને છે એવો કેટલાક સરકારી અમલદારોનો પોતાની સંપૂર્ણતાનો ભ્રમ અસહકારી મંડળમાં જઈ પહોંચ્યો છે તે હકીકત 'opposite poles attract' 'વિજળીના વિરોધી બિન્દુઓ એક બીજાને આકર્ષે છે' એ સિદ્ધાન્ત બીજી રીતે સાબીત કરે છે. વાસ્તવિક સ્થિતિ તો એવી છે કે

અસહકારથી જે ઝેર દેશમાં ફેલાય છે તેથી અશાન્તિ જોશમાં પસરે છે, અને જેને એ અશાન્તિથી દેશને હાનિ થવાનો સંભવ જણાતો હોય તે એ માટે પોતાની માન્યતા અને પોતાની શક્તિ પ્રમાણે ઇલાજ લેવા હકદાર છે. અસહકાર તરફથી અશાન્તિનાં કાર્યો થયાં જાય અને તે સાથે ' શાન્તિ રાખો ' ' શાન્તિ રાખો ' એવા ઉદ્‌ગાર થાય એ શાન્તિ જાળવવાનો ખરો માર્ગ નથી. ઘા કરતા જવું અને પાટા બાંધતા જવું એ શરીરને ક્ષેમકુશળ રાખવાનો માર્ગ નથી.

અસહકારનાં બીજાં અંગની ચર્ચા બીજા પ્રસંગોએ થઈ શકશે. આજ અસહકાર માટે એટલું જ કહીશું કે આત્મશુદ્ધિના ઉપાય તરીકે " it has been weighed in the scale and found wanting." જાહેર પ્રવૃત્તિઓમાં અનેક પ્રસંગોએ કસોટી થઈ છે તેને પરિણામે જણાયું છે કે અસહકાર આત્મશુદ્ધિનો ઉપાય છે એમ સાબીત થતું નથી.

---

# વિવર્તલીલા.

---

## ( ૮ )

From a world left cold and dead
Romance is fled.

આ પંક્તિયો મ્હેં કોક સમયે કોક માસિકમાં કે પુસ્તકમાં વાંચેલી, ક્યહારે ક્યહાં તે યાદ નથી. અને આ વિશે મ્હારા કોઇ પૂર્વે લખાયલા લેખમાં કાંઇ મ્હેં કહેલુંછે કે કેમ તે પણ સ્મરણમાં રહ્યું નથી. પુનરુક્તિ અંશતઃ આવશે તો ભલે, પણ આ ઉપર કેટલાક છુટક વિચાર સ્ફુરેછે તે નોંધુંછું.

Romance શબ્દમાં જે ઊંડો અને સંકીર્ણ અર્થ ભરેલોછે ત્હેનું ગુજરાતીમાં એક શબ્દમાં, સામર્થ્યયુક્ત શબ્દમાં, પ્રકટીકરણ કરવું કઠણ છે. રસિક ઉદાત્ત ભાવના એ શબ્દો અનિવાર્ય મૂકુંછું. उदात्त-उत्तम ( आन्दानो ज्ञान-हृन्त ) आत्त: જે શક્તિ આપણને આપણા સ્વત્વબિન્દુમાંથી બ્હાર ખેંચી લઈ જાય, આત્મવિક્ષેપન કરી અન્યમાં સમર્પણ કરે, ત્હેમાં રસિકતાનો અંશ ભળે તે ભાવના romance માં આવેછે. ટૂંકામાં હેને ઉચ્ચ રસિકતા કહીશું. આ રસિકતા જીવનમાંથી, જગતમાંથી, બાતલ થાય તો એ જીવન, જગત, શબવત્, શીત ભરેલા શબવત્, રહેશે—એ મતલબ ઉપરની પંક્તિયોની છે.

* * *

એ પંક્તિયોમાં prolepsis નામનો અલંકાર છે; રસિક ભાવના ઊડી ગયા પછી જગત શીત શબ જેવું રહેશે-એમ કહેવાને બદલે શીત શબ જેવા જગતમાંથી રસિક ભાવના ઊડી ગઈછે, એમ કહેવામાં પ્રથમ કાર્ય અને પછી કારણ એમ બુદ્ધિપુરઃસર,

ક્રમવિપર્યય કરેલોછે. कार्यकारणनो पौर्वापर्यविपर्यय તે અતિશયોક્તિ અલંકારનો એક પ્રકાર કહેલોછે તે અહિં આ વચનમાં સબળ છાપ પાડનાર બનેછે.

પરંતુ આપણે આ અલંકારપરીક્ષા સાથે કામ નથી. આ વચનમાં રહેલું ગમ્ભીર ચિન્તન આપણે આજ જોવાનો પ્રયત્ન કરીશું. શરીરમાંથી આત્મા ઊડી જતાં શબ, શીત શબ, રૂહે, તેમ અહિં સંસાર, જગત, એ દેહનો આત્મા romance રસિકભાવના, છે એમ બતાવેલુંછે. શેર બજારમાં જઈ ધનના જડ વાતાવરણમાં એ આત્માનું દર્શન થતું નથી. સંસારના વ્યવહારના રસિક્તાવિરોધી પ્રત્યેક પ્રકાર એ આત્માથી વિમુખ છે. જે જે પ્રવૃત્તિમાં એ રસિક ભાવનાનો અંશ નથી તે પ્રવૃત્તિ જીવનને શબવત્ બનાવનારી છે. એ રસિક ભાવના Chivalry થી ભિન્ન છે. ( Chivalry માટે " પ્રેમશૌર્ય " શબ્દ મ્હને રુચતો નથી, ) આ romance ની ભાવના તો માનવવ્યક્તિના સારા જીવનમાં પગલે પગલે જડી સકશે.

* * *

યુવાવસ્થામાં પ્રવેશ પણ ના પામેલો બાળક પોતાની ગોઠિયણ કન્યા જોડે રમતગમત કરતાં ગૂઢ રીતે આ રસિકભાવનાનાં ઝરણોમાંથી રસબિન્દુનો આસ્વાદ કરેછે. યુવકયુવતિના આત્મવિક્ષેપક પ્રેમબન્ધનમાં આ ભાવના પ્રગટ થાયછે. માતાના શિશુ પ્રત્યેના, અન્ય સર્વ પદાર્થને વિસ્મરણના અન્ધકારમાં ડુબાડનારા, અનન્ય પ્રેમમાં એ ભાવના જીવન્ત દીપિત તહ્મે શું નથી દેખતા ? ગરીબોના ઝૂંપડામાં એ ભાવનાની કૌમુદી દીપેછે ત્હેવી અન્યત્ર દીપતી નથી, એમ અત્યુક્તિ તો નહિં કરું, પરંતુ જેમ રાજમહેલમાં તેમ ઝૂંપડીમાં, એ ભાવના સમાન ભાવે પોતાની દીપ્તિ બિછાવેછે. "Yon silver beams ! sleep they less sweetly on the cottage thatch than on the dome of kings ? " એ શેક્સપીઅરની પંક્તિયોમાં ભૌતિક કૌમુદી વિશેનું વચન આ હૃદયવ્યાપારની કૌમુદીની વ્યંજના પણ રજૂ કરેછે એમ આ ક્ષણે મ્હને લાગેછે.

* * *

અમદાવાદમાં રિચીરોડ ઉપરના ફર્નાનડિઝ પૂલની જગા પાસે કેળાંવાળાની પાટયો અસલ હતી. તે આગળ હું એકવાર સ્કૂલમાંથી કે કહિંકથી ઘર તરફ જતો હતો. પાટયોની સ્હામે દુકાનોનાં છાપરાંની પાંખો નીચે રસ્તામાં એક ગરીબ ભિખારણ પોતાના ધાવણા બાળકને તેડીને ચાલતી હતી; એકાએક છાપરા ઉપરથી એક નળિયું ખશીને નીચે પડયું, ભાગ્યું; બાળકના માથા ઉપર વાગતે વાગતે રહી ગયું. તરત ભિખારણે બાળકને છાતી સરસું દાબ્યું અને હેના ગાલ ઉપર, પ્રભુ પ્રત્યે ઉપકાર, બાળક પ્રત્યે વાત્સલ્ય, સ્વગત આનન્દ, ઇત્યાદિ અગમ્ય ભાવનામિશ્રણની મુદ્રા પાડનારું એક ચુમ્બન કર્યું. આ દશ્ય હજી મ્હારા હૃદયના ઊંડાણમાં એક કોમલ ખંડમાં, પ્રતિબિમ્બિત થઈ રહેલું કાયમ દીપ્તિથી દીપેછે. હાવાં દીન જનોનાં જીવનમાં ગૂઢ રસિકભાવનાનાં દર્શનો સંસારમાં અનેકાનેક થાય એમ છે. Romance માટે અદ્ભુત રસની, રજપૂત વીરોની, કથાઓ સુધી જવાની જરૂર નથી.

* * *

આપણે આપણા જીવનમાં અનેક વ્યક્તિયો જોડે સંપર્કમાં આવીએ છિયે; સંપર્ક નથી

થતો તો, ક્ષણિક ઝબૂકાની પેઠે, અનેક વ્યક્તિઓ આપણા જીવનમાર્ગમાં થઈને ચાલી જાય છે. હેની વ્યક્તિયોમાંથી કોઈ કોઈ પ્રતાપવાળી વ્યક્તિ આપણા હૃદય ઉપર અગમ્ય, અલૌકિક, પવિત્ર, પ્રેમ કરતાં ઊંચા કોઇક ભાવની છાપ પાડીને સંક્રમણ કરી જાયછે. એ શું romance નું મન્દિર ચણવા મ્હેંની સુવર્ણમય ઈંટો નથી ?

આ પ્રકારથી બીજા પ્રકારની રસિક ભાવનાના પ્રદેશમાં જઈયે. બાલકોના ઉલ્લાસમય જીવનમાં જો આપણે હૃદયપૂર્વક ભાગ લઈયે, તો એ ભાવનાના દિવ્યમન્દિરના કેવા સુભગ ખંડો આપણી નજરે પડશે ! આપણે મ્હોટા થતા જઈયે છિયે તેમ બાળકોના ઉલ્લાસાદિક જોડે સમભાવ કેમ ઘટતો જાયછે ? રાજકીય પ્રશ્નો, ધનોપાર્જન, ફિલસુફી અને કવિત્વ પણ;—આ સર્વ બાળકની દિવ્યતા કરતાં શું વધારે કીમતી છે ? કવિ વર્ડ્સ્વર્થે દરિયા કિનારે રમતી પોતાની પૌત્રી કે દૌહિત્રી ( યાદ નથી પણ હેની ) બાલિકાને ઉદ્દેશીને કહેલું:—

" Thou livest in Abraham's bosom all the year;
God being with thee when we know it not. "

તે સ્મરણમાં આણો. આપણા કરતાં વિશેષ નિકટતાથી અને નિરન્તરતાથી બાલકનો અન્તરાત્મા પ્રભુના સહવાસમાં રમેછે. માટે જ કવિ કરતાં પણ ઊંચો અધિકાર બાલકનો છે. કવિ ! તું મદ ના ધરીશ; તું ઊડેછે તે આકાશમાં બાલક ત્હારા કરતાં પ્હેલું, વધારે ઊંચે, વધારે દિવ્ય સંગીતથી ભરેલા પ્રદેશમાં ઊડેછે. જ્ઞાનાદિકના અભિમાનથી ફૂલાતા માનવ ! બાળક જોડે તું રસ્તામાં હીંડેછે તે વખતે ધન, માન, રાજકીય સંચલનો ઇત્યાદિના તરંગોમાં તું રમેછે, ત્હારે બાલક સુન્દર ફૂલ તોડવા ઊભા રહેવાનું ત્હને કહેછે; તું ગણકારતો નથી; બાલકની ચંચલતા, અસ્થિરતા માટે તું ઠપકો દઈ સીધે રસ્તે જવાનું કહેછે; તું હેનો દિવ્ય અધિકાર જાણતો નથી, ગણકારતો નથી. ત્હને ખબર છે કે આ વખતે તું ઉપેક્ષા કરુંછું પણ એ ફૂલ ફરી કદી તોડાશે નહિં ? તું પાછળથી પસ્તાઇશ.

* * *

આ ઉપરથી Mrs. Barclay ( મિસિસ બારકલે ) ની એક સુન્દર હૃદયદ્રાવક, ટૂંકી વાર્તામાંનો બનાવ સ્મરણમાં આવેછે. માતા પોતાના ઘરના બગીચામાં બેઠી હતી; હેની લઘુવયની બાલિકા આવી; " મા, મા, હું પેલું પીળું ગુલાબ તોડું ? " માએ ધમકાવી; દીનવદન લઈ બાલિકા ચાલી ગઈ. એ માતાની એક સખી પાસે બેઠી હતી, તે બોલી: " મોહિની ! છોકરાંને રમવા માટે ફૂલ ના મળી સકે તો ફૂલવાડી શા કામની ? " ઉત્તર મળ્યો: " લીલા ! તું પરણી નથી એ જ ઠીક કર્યુંછે; નહિં તો તું ત્હારાં છોકરાંને બગાડી જ નાંખત. "

ત્રણ અઠવાડિયાં પછી મરણે છીનવી લીધેલી પેલી બાલિકાની માને આશ્વાસન દેવાને લીલા ગઈ. તે બાલિકાના કોમલ શરીરને શ્વેત ગુલાબના પુષ્પોથી ઢાંકી દીધું હતું, હાથ ઉપર ફૂલ, પગ ઉપર ફૂલ, મુખ ઉપર ફૂલ, જ્યાંહાં દૃષ્ટિ પડે ત્યાં ફૂલ જ પડેલાં હતાં. તે વખતનું દૃશ્ય તથા સંલાપ જુવો:

" લીલા ! તે દિવસે બાળુડી મેના ફક્ત એક ફૂલ માંગતી હતી—ફક્ત એક જ

અને તે મ્હેં અભાગિયણે ત્હેને લેવા ના દીધું. હાય ! મ્હારી મેના !"

લીલા: " મોહિની ! એમ ગાંડી શિદ થાયછે ? અત્યારે ત્હેં હેને આટલાં તો આપ્યાંછે ! "

મોહિની: " અત્યારે હવે શા કામનાં ? હવેનાં હજાર ફૂલ તે વખતે ત્હેણે એક લીધું હત અને ત્હેને જે આનન્દ મળત તે આનન્દ આપવાને અસમર્થ છે. હાય ! વેળા ગઈ ! અરે પ્રભુ ! કાળનાં રથચક્ર ! તે શું કદી પાછાં ફરી સકે તેમ નથી ? શું હું મ્હારી મધુરી મેનાનો અવાજ નહિં સાંભળી સકું ? તે જાણે મ્હને કહેતી હોય: 'મા ! મા ! હું એક ફૂલ લઉં ? અને હું જવાબ આપતી હોઉં કે 'ત્હારાથી જેટલાં લેવાય તેટલાં લઈ લે !'—આમ સ્વપ્નદર્શન જોઉંછું. "

આ મધુરં વૃત્તાન્ત 'વસન્ત'ના એક જૂના અંકમાંથી+ ઉતારીને મૂકવાની પુનરુક્તિ કરવા માટે ક્ષમા માગવાની જરૂર નથી. મ્હારા વક્તવ્યની છાપ અન્ય રીતે બરોબર પડે એમ ન્હોતું.

* * *

પણ જરાક આઘા આપણે ગયા. હાવા મધુર ગમ્ભીર કરુણ વૃત્તાન્ત કો'ને આદ્ર ના લઈ જાય ?—Romance ની ભાવનામાં આત્મવિલોપન પ્રવર્તેછે એમ મ્હેં ઉપર કહ્યું. પણ તે કરતાં કાંઇક વિલક્ષણ આત્મવ્યાપાર ત્હેમાં પ્રવર્તેછે. આત્મવિલોપનમાં તો કેવળ નાસ્તિતાની સ્થિતિ આવે. આ romanceમાંતો આત્મવિસ્તારનો પ્રસંગ છે. રસપોષક અન્યવ્યક્તિ અથવા વ્યક્તિયોનો પોતાનામાં સમાવેશ કરી,—એ રીતે અદ્વૈત સાધી,—आनन्दसान्द्रो लयः અપૂર્વ પ્રકારનો સાધવાની સાથે આત્મવિલોપન નહિં પણ આત્મવિકાસ સધાયછે.

* * *

ત્હમારા આ પ્રકારના અનુભવોનું સ્મરણ કરો. કોઇ પણ કાળે ના દીઠેલી, ના ઓળખેલી લલના ત્હમને અણધાર્યે પ્રસંગે, અણધાર્યે સ્થળે, નજરે પડી; એક જ વાર ચક્ષૂરાગ—અભાનુ ચક્ષૂરાગ—પ્રગટ થયો; ફરી કદી પછી દર્શન પણ ના થયું, દર્શનની ઇચ્છા પણ હૃદયમાં ના પ્રગટી; માત્ર ક્ષણિક દર્શનને પ્રસંગે એ લલનાનાં નયનના ઊંડાણદ્વારા આત્માના દિવ્ય ઊંડાણમાં નિમગ્ન થતાં જાણે અનન્ત યુગથી બંને આત્માઓનું પિછાણ હોય એમ કિરણ ઝરવાની રસિકતાનું ઝરણું ગયું; સ્મરણના ઊંડા કોમળ પડમાં છાપ કાયમની પડી.—દિવ્ય લોકનાં દર્શન કરાવનારી, મલિન વૃત્તિનો ગન્ધ પણ નહિં એવી, છાપ પડી. આ આત્મસંપર્કને માનવ ભાવનાઓ કદી પ્હોંચી નહિં સકે. આ દિવ્ય romance ઊંચા આકાશમાં ચમકેતા, માનવ જીવના સ્થૂલ સ્વરૂપને અપ્રાપ્ય, અગમ્ય, તારાગણની પેઠે દીપી રહેલું ત્હમે અનુભવ્યું હશે: હેને ત્હમે તમારા હૃદયના પવિત્ર દેરાસરમાં સ્થાપી રાખતા હશો, પૂજ્ય અર્ચાની મૂર્તિની પેઠે માનસિક પૂજનથી પૂજતા હશો. જરૂર આ romance ની ઉચ્ચ ભાવના ત્હમે કળી સકશો.

---

+ " હાલરડું "—' વસન્ત ' આષાઢ સંવત્ ૧૯૭૧, પૃ ૩૬૬-૩૬૭. મ્હેં થોડાક શબ્દના ફેરફાર કરવાની છૂટ લીધીછે.

મ્હારી વાચક ભગિનીઓને પણ ઉપર કહેલા અનુભવનું સ્મરણ યથાસંભવ પાત્રના ફેરફાર સાથે કરાવું અને એ જ પ્રશ્ન રજૂ કરું અને એ જ દર્શન મનની આગળ ખડું કરવું તો અનુચિત નથી. તો તે પ્રમાણે સમજી લેવાની વિનંતિ છે. કોઇ ઉદ્ધત પ્રશ્ન પૂછશે કે આ આત્મસંપર્ક સ્ત્રીપુરુષનો જ સંભવે? પુરુષપુરુષનો કે સ્ત્રી સ્ત્રીનો સંભવે કે નહિં? પ્રશ્ન ઉદ્ધત નથી, વિષમ છે. છતાં અલ્પ બુદ્ધિને એમ લાગેછે કે સ્ત્રીપુરુષની ઘટના જ અલૌકિક નિયમને વશ છે. તેથી સ્ત્રીપુરુષ વચ્ચે જ એ આત્મસંપર્ક સંભવે. તો શું આત્મામાં પણ sex-સ્ત્રી પુરુષ હેવો ભેદ-હશે? શા માટે નહિં? પરજીવનમાં મેળાપ થતાં શારીરિક ભેદ લુપ્ત છતાં સ્ત્રીપુરુષ એમ ભાન થાય તો એ ભેદ આત્માના બંધારણમાં પણ ખરો—એમ મનકલ્પના કરી સકાય ખરી. પણ આ ગહન વિષયમાં માનવજંતુને પ્રવેશ કરવાનો અધિકાર નથી. इत्यलम्.

" ज्ञानबाल. "

અનુલેખ:—Romance માં અદ્ભુતતાનો અંશ પણ ભળેછે; પરંતુ તે મ્હારી અલ્પ બુદ્ધિ પ્રમાણે કાંઇક ગૌણ અંશે, અને Romance ના પાછળથી વિકૃતિ પામેલા પ્રયોગમાં પેસાડેલો અંશ છે; હેનું તત્ત્વ તો ઉદાત્ત રસિકતા એ જ છે. તેથી, તેમ જ ઉદાત્ત રસિકતામાં અદ્ભુતતા ગૂઢ રૂપે રહેલીછે તેથી પણ, આ ચર્ચામાં અદ્ભુતતાના અંશનો સ્પર્શ કર્યો નથી.

તા. ૧૯ જુન ૧૯૨૧ " ज्ञानबाल. "

# પ્રતિજ્ઞાસિદ્ધિ.

મહાત્મા ગાંધીજીએ દેશ પાસે પ્રતિજ્ઞા લેવડાવી હતી કેઃ—

(૧) સ્વરાજ્યસિદ્ધિના મહાન કાર્ય અર્થે લોકમાન્ય સ્વર્ગસ્થ ટિળકને નામે " ટિળક સ્વરાજ્ય ફંડ " સ્થાપવું, અને એમાં આ ૩૦ મી જૂન સુધીમાં એક કરોડ રૂપીઆ એકઠા કરવા;

(૨) કોન્ગ્રેસના પ્રતિનિધિઓ પસંદ કરવાનો અધિકાર ધરાવનાર એવાં એક કરોડ માણસને મત આપવાના અધિકાર તરીકે (ચાર આના લવાજમથી) કોન્ગ્રેસની સંસ્થામાં જોડવાં;

(૩) ત્રીસ લાખ રેંટીઆ ચાલતા કરવા.

આમાંની પહેલી પ્રતિજ્ઞા " નરસૈંયાના સ્વામી "એ પૂરેપૂરી—છલકે ઊભરાતી—પૂર્ણ કરી છે, ગાંધીજી કહે છે તેમ પ્રભુએ "હિન્દુસ્થાનની લાજ રાખી છે." બીજી અને ત્રીજી પ્રતિજ્ઞા પણ પુષ્કળ સિદ્ધ થઇ ગઈ છે, પણ એને સંપૂર્ણ સિદ્ધ કરવા માટે કામ કરનાર માણસો જોઇએ તે હવે પહેલા કામમાંથી છૂટા થયા છે એટલે આ કામ ઊપાડી લેશે.

પૂર્વોક્ત સ્વરાજ્યફંડમાં ગૂજરાત કાઠીઆવાડ અને મુંબાઇએ સૌથી વધારે અને બીજે નંબરે બંગાળે, મ્હોટી રકમ પૂરી પાડી છે. એ પ્રાન્તોની સધનતા એમાં મુખ્ય કારણ છે. બાકી, બીજા પ્રાન્તોમાં પણ ગાંધીજી ઉપર પ્રજાનો વિશ્વાસ થોડો નથી. કેટલીક મ્હોટી રકમો ધનિકો પાસેથી મળેલી હોઈ પ્રજાસામાન્યનો એમાં ભાગ નથી એમ કેટલાક

ટીકારસિક સજ્જનોએ કર્યું છે. પણ ગરીબ પ્રજા પાસેથી જ એ ધન નીકળ્યું હોત તો વસ્તુતઃ પ્રજા ગરીબ નથી એવી મિથ્યા કલ્પના ઊભી થઈ હોત, અથવા તો ગાંધીજીએ ગરીબ પ્રજાને નીચોવી એવો ક્રૂર આક્ષેપ થયો હોત, અથવા તો ગાંધીજી માત્ર સામાન્ય પ્રજાને જ ભરમાવી શકે છે, સમજુ વ્હેપારી વર્ગ જેમનું દેશની શાન્તિમાં જ હિત રહેલું છે એના ઉપર એ અસર કરી શક્યા નથી, એમ કહેવાત. બહુ મ્હોટા ધનિકોએ હજી આ ફંડમાં પોતાનો ફાળો આપ્યો નથી. પણ જેમ જેમ ગાંધીજીના 'ધર્મચક્રપ્રવર્તન'ની ધર્મ્યતા દેશ આગળ વધારે અને વધારે સ્ફુટ થતી જશે, અને એમના અનુયાયીઓ એમના ઉપદેશનું રહસ્ય અહિંસાના બળમાં રહેલું જગત આગળ સિદ્ધ કરી બતાવશે તેમ તેમ એ વર્ગની સહાનુભૂતિ પણ એ તરફ વળશે. પણ તે પહેલાં, પરમાત્માના તેજથી ભરેલાં મહાન કાર્યો કોઈ પણ વ્યક્તિ કે વર્ગની ઉદાસીનતાથી અટકી પડશે નહિ. માત્ર— એ સવિતાના તેજને ઝાંખપ લાગે નહિ એવું પ્રજાનું વર્તન હોવું જોઇએ.

"હિન્દહિતચિન્તક"

## અનુલેખ

"ટિળક સ્વરાજ્ય ફંડ" માટે નીચેના આંકડા તા. ૩૦ મી ની સાંઝ સુધીમાં ગાંધીજીને મળ્યા હતાઃ—

| હિન્દુસ્થાન સમસ્ત. | | મુંબઇની વિગત. | |
|---|---|---|---|
| ાન્ત | આશરે લાખ | | આ. લાખ |
| ખાઇ | ૩૭ | માંડવી | ૫ |
| જરાત કાઠિયાવાડ | ૧૫ | દાણી | ૫ |
| જાબ | ૫ | કોલાબા | ૩ |
| ંગાળ | ૪ | શેરબજાર | ૩ |
| દ્રાસ અને આન્ધ્ર | ૪ | ઝવેરીબજાર | ૩ |
| ધ્યપ્રાન્ત અને વરાડ | ૩ | ગોદરેજ | ૩ |
| હારાષ્ટ્ર (મુંબાઇનાં પરાં સાથે) | ૩ | પોદાર | ૨ |
| | | કાપડમાર્કેટ | ૨ |
| બેહાર | ૩ | યુસફ સોબાની | ૧ |
| અજમેર મેવાડ | ૧॥ | કોટ | ૧–૪૬ હજાર |
| ઓરિસા, આસામ | ૧॥ | સુરજમલ | ૬૦ હજાર |
| સિન્ધ | ૧॥ | પારસીભાઇઓ | ૩૫ ,, |
| બ્રહ્મદેશ | ૧ | મારવાડી કાપડ મંડળ | ૩૩ ,, |
| સંયુક્ત પ્રાન્ત | ૧ | સ્ત્રીઓ | ૩૦ ,, |
| સુટ્રિક | ૧ | પરસુરણ | ૫ લાખ |

**ગૂજરાતની વિગત.**

૫,૧૧,૮૦૦ પ્રાન્તિક સમિતિને ત્યાં;
૨,૩૫૦૦૦ ગૂ૦નાં બીજાં મથકે;
૧,૯૧,૦૦૦ જુદા જુદા ગૃહસ્થો તરફથી કબૂલાએલા;
૨,૦૦,૦૦૦ અસહકારની પ્રવૃત્તિ અને સ્થાનિક ઉપયોગ માટે અગાઉ ભરેલી રકમોમાંથી આ ફાળામાં ભેળવવામાં આવેલા.
૩ થી ૪ લાખ અમદાવાદની મિલોએ આપવા ઠરેલા.
રેંટીઆ; ગૂજરાતમાં ગણાએલા ૧૦૪૩૮૮;
સભાસદો; આશરે બે લાખ;
ચોપડા ગણાએલા ૧૪૨૦૦૦

તે પછી દેશબન્ધુ ચિત્તરંજનદાસે તારથી ખબર આપ્યા છે કે ટિળક સ્વરાજ્યફંડમાં બંગાળનો ફાળો રૂા. ૨૫ લાખનો થયો છે. "આમ હિન્દુસ્થાને પોતાની પ્રતિજ્ઞાના કરોડ પૂરા કર્યા છે."

[નવજીવનને આધારે]

# આધુનિક કેળવણીનો આદર્શ.

---

કેળવણીના ફેલાવા માટે હિંદમાં આ સમયે સારો પ્રયત્ન સેવાઈ રહ્યો છે, કેળવણીની ઉપયોગિતા તેમજ આવશ્યકતા લોકો સમજવા લાગ્યા છે, તેમજ તેના સર્વત્ર પ્રસારના અનેક સાધનોમાં પણ આતુરતા બતાવવા લાગ્યા છે, મોટા મોટા વિદ્યાલયો, કૉલેજો, ગુરૂકુળો, ઋષિકુળો, તેમજ વિશ્વવિદ્યાલયો સુદ્ધાં હિંદવાસીઓની આર્થિક સહાયથી ઉભા કરવામાં આવે છે, અલબત ! આ ચિન્હો સારાં છે પ્રશ્ન માત્ર એટલોજ છે કે આ સર્વ પ્રયત્ન કોમની ઉન્નતિમાં કેટલો સહાયક થઈ પડશે, ને આજકાલની કેળવણીનો ઉદ્દેશ શો હોવો જોઇએ, તેમજ તે શા માટે હોવો જોઇએ એ પણ એક વિચારવા યોગ્ય બાબત છે, આજે એ વિષય તરફ વાચકોનું ધ્યાન ખેંચવામાં આવે છે.

જે કાર્ય હાલ કરી રહ્યા-છીએ અને હવે પછી કરવાના છીએ તે સર્વમાં પહેલ-વહેલી સફળતાની શરત એ છે કે, જે પરિણામ આપણે લાવવાનું છે તેની સર્વ વિગતોને બરાબર સમજવી જોઇએ, આપણા બાલબચ્ચાંઓની કેળવણી જો સફળ તેમજ પૂર્ણ પણે કરવી હોય તો પહેલાં આ બાબત પર આપણે વિચાર કરવો ઘટે છે કે કેળવાયલા તરીકે આપણે કોને ગણીએ છીએ, કેવા પ્રકારની યોગ્યતા સંપાદન કરવામાં આવતાં હાલની કેળવણી પામેલ યુવક જીવનસંગ્રામમાં સફળ થયેલો માની શકાશે.

ત્રેતા તેમજ દ્વાપરયુગની કેળવણીની પદ્ધતિને સમીપમાં રાખીને ચાલવાનો હઠ ન કરો, તેમ એવા પ્રકારના શાસ્ત્રાર્થને પણ વળગી ન રહો પણ સ્મૃતિ અને પુરાણના અનુસારે કેળવણી અપાવી જોઇએ, કારણ કે યુગપરિવર્તનની સાથે સાથે સર્વ બાબતોમાં મહાન્ અંતર પડે છે, દેશની કેળવણી અને સભ્યતા વગેરે ઉપર પણ આ પરિવર્તનનો વિચિત્ર પ્રભાવ પડે એ એક સ્વાભાવિક વાત છે. એ કારણથી આર્ય ઋષિ-મહર્ષિઓના કેળવણીના આદર્શ તેમજ ઉદ્દેશો અને હાલની યુરોપીય સભ્યતાની નકલ રૂપ હિંદની કેળવણીના આદર્શ તેમજ ઉદ્દેશોમાં જમીન આસમાન જેટલો વધ્ઘાવધ જણાય છે એટલા માટે ઘણા જુના વખતની નૈતિક ઉચ્ચતાની સરખામણી બાજુએ રાખી મૂકી પાછલા વખતની કેળવણીની પદ્ધતિની સાથે હાલના જમાનાની યુનીવર્સિટીની કેળવણીનો સંયોગ કરીને જોવું જોઇએ કે એમાં કઈ કેળવણી વિશેષ સફળતા પામી છે, હિંદુઓના પ્રત્યેક વર્ણ વ્યવસ્થાપર અવલંબી રહેલ છે. હિંદુજીવનનો કોઇ પણ ભાગ વર્ણવ્યવસ્થાની સહાય વિના આગળ વધી શકતો નથી કેળવણીની બાબતમાં પણ એવાજ ચાર વર્ણોની તે દરેકના જુદા જુદા કાર્યાનુસાર વ્યવસ્થા કરવામાં આવી હતી, આજકાલની માફક ગુરૂના આસન પર બેસી જગને કેળવણી આપવાની કોઈ વૈશ્ય કે ક્ષત્રિય હિંમત બતાવી શકતો નહિ, તેમ ન તો બ્રાહ્મણો પોતાનું આચાર્ય તરીકેનું પદ ત્યજી મીલીટરી ડ્રેસ ધારણ કરવામાં કિંવા શેઠીયાઓની પેઢીઓમાં મુનીમ થતો દલાલ બનવામાં પોતાનું ગૌરવ માનતાં હતા, આ મર્યાદાનુસાર આજે પણ જોવામાં આવે છે કે, એના ફળ તરીકે આજે પણ ખત્રીનો દીકરો ખત્રી લુહારનો દીકરો લુહાર, સોનીનો દીકરો સોની, અને ઢેડનો દીકરો ઢેડ, જ

બને છે, આ વ્યવસ્થા મુજબ તેઓને પોતાનું જીવન ફોગટ ગુમાવવું પડતું નથી, દુની-યામાં હાથ પગ હલાવીને કામ કરવાની યોગ્યતા પોતાનામાં આવતાં તુરતજ કોઈ કામ હાથ ધરી લે છે, તેને કોઈ એવી કેળવણી મળી જાય છે પછી ભલે તે ગમે તેવી સાધારણ કાં ન હોય! પરંતુ તેનાથી તે પેટ ભરી શકે તેમજ સમાજના એક અંગ તરીકે સેવા કરી શકે, પરંતુ નવીન કેળવણીનો આદર્શ માત્ર એજ નથી આ વખતે અમેરિકાની કેળવણીનો આદર્શ સમીપ રાખીને તેનું અનુકરણ કરવા પાછળ લોકો આકર્ષાય છે, અમેરિકાના કેળવાયલા યુવકના મનમાં એક પ્રકારનું ગૌરવ અને સ્વાભિમાન રહેલું હોય છે અને તે એ હોય છે કે તે પોતાના સામર્થ્યના બળે અમેરિકન પ્રેસિડેંટ પદ પ્રાપ્ત કરવાની ભાવના વાળો બને છે, અને એ આશાથી બળવાન બનીને તે અભીષ્ટ સિદ્ધિ માટે ત્યાં જાય છે, દરેક ચઢેરીને માટે એક સરખીરીતે ત્યાંના માર્ગો ખુલ્લા હોય છે, ત્યાંનો આદર્શ વાસ્તવિકરીતે ઘણો ઉંચો છે, તેમાં લગાર પણ ફેરફાર જોવામાં આવતો નથી તો પણ તે ઘણોજ અઘરો તેમજ ગેરસમજુતી ઉભી કરનારા છે, લગભગ દરેક અમેરિકનયુવક કેળવાયેલો હોય છે. તેની સમક્ષ એ ઉદ્દેશ સ્થાપિત કરેલો હોય છે કે, જીવનપર્યંત ઉન્નતિ તેમજ વિકાસ માટે સંગ્રામ મચાવવો એક ક્ષણ પણ સંતોષ પામીને બેસવું નહિ, કે જ્યાંસુધી ઉન્નતિની ટોચ સુધી ન પહોંચી શકાય શરતમાં દોડનારાઓની માફક તેઓ ઘણી મુશ્કેલીથી પોતાના આદર્શને હસ્તગત કરવા સારૂ રાતદિવસ આકુળ વ્યાકુળ હોય છે. આરામ કરવો એ તેનું કામ નથી, પરંતુ હરીફાઈ માટે દરેક દરેક ઘડી તૈયાર રહેવું એ તેનું કર્તવ્ય છે અને તે કર્તવ્યની પૂર્ણાહુતિ જીવનની સાથેજ થાય છે, એવી રીતે જીવન સંગ્રામનું કંઈક ફળ આ દેશમાં મળી શકતું પણ ખરૂં, કે જેનો પાયો નવીન સુધારાએ નવીન પ્રકારેજ નાખ્યો છે, પરંતુ નિશ્ચયપૂર્વક કહેવું કંઈક કઠણ જણાય છે કે, આ પ્રથા હરહંમેશ માટે રહી શકે કે કેમ? તેમજ આ સિદ્ધાંતપર જે સમાજની સ્થાપના કરવામાં આવી છે તેને કોઈપણ વખતે શાન્તિનું સુખ મળી શકે કે કેમ? મુખ્ય મુશ્કેલી તો એ છે કે આવા અશાન્ત જીવનના ઉત્તમ ઇનામોની ગણત્રી ઘણી થોડી છે, અને ઇનામ મેળવવા ઇચ્છતા ઉમેદવારોનો તો કોઇ શુમારેજ નથી, આજ હકીકત પ્રસિદ્ધ વિદ્વાન શાસ્ત્રી સ્પીનોઝા Spinzo એ કેવી સરસ રીતે કહી છેઃ—

I am certain that the good of human life can not be in the Possession of thing which for one man to possess is for another to lose, but rather in things which all can Passess a life and where man's wealth Promotes his neighbour's પરંતુ ઋષિ-મહર્ષિઓનો આદર્શ આથી કંઈક ઉંચો હતો. ત્યાં લૌકિક ઉન્નતિને તો કોઈ ગણત્રીમાંજ ગણવામાં આવી ન્હોતી, પારલૌકિક ઉન્નતિનેજ તેઓએ પોતાનું સર્વસ્વ ગણ્યું હતું, તેમજ તેની પ્રાપ્તિ માટેજ હમેશ પ્રયત્નશીલ રહ્યા હતા, એ કારણથી હિંદુ શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ નિસ્વાર્થી અને નિષ્કામી થઇને વિદ્યા ભણતા તેમજ ભણાવતા હતા, ભીક્ષા માંગીને ગુજારો કરવો એ વિદ્યાર્થીઓનો ધર્મ ગણવામાં આવ્યો હતો, તેઓની રહેણી કરણી ઘણી સાદી, અને સરળ હતી, તેઓની જરૂરીયાતો મોટી મોટી નહોતી, તેઓનાં હૃદયમાં ઉપજતા વિચારો ઘણા ઉંચા પ્રકારના હતા, પરંતુ શરીરથી દરિદ્રતા

જણાતી હતી. પાછલા દિવસોની યુરોપીયન કેળવણીની પ્રાપ્તિનો પણ અમુક હદ સુધી આજ આદર્શ રહ્યો છે, જ્યાંસુધી છાપખાનાઓ ન્હોતાં નીકળ્યાં ત્યાંસુધી યુરોપમાં એકથી બીજી યુનીવર્સીટીમાં ઉત્તમ શિક્ષકોના ઉપદેશો સાંભળવા માટે વિદ્યાર્થીઓ જતા હતા. એ રીતે યુરોપના મહાન્ તત્વવેત્તા એબેલાર્ડ (Abelard) નું માર્મિક ભાષણ સાંભળવા સારૂ આખા યુરોપના ત્રીશ હજાર વિદ્યાર્થીઓ પારીસમાં એકઠા થયા હતા, તેઓ રેલ્વે, મોટર, કિંવા ગાડીદ્વારા ત્યાં ગયા ન્હોતા તેઓની સાથે જોડા જોડાથી ભરેલી પેટીઓનો બોજો ન્હોતો. પરંતુ જરૂરનાં થોડાએક વસ્ત્રોની ગાંસડી પોતાની પીઠપર ઉચકીને તેઓએ ત્યાંની યાત્રા કરી હતી. પેરીસથી પેડુઆ, તેમજ પેડુઆથી સેલેમેંકા ( Salamanca ) સુધી તેઓએ પગે મુસાફરી કરી હતી તેમજ બાખે રસ્તે ભીક્ષા માગીને ગુજારો કર્યો હતો, વિદ્યાની શોધ માટે ઘુમનારાઓને ભીક્ષા માગવાની છૂટ હતી, ઘેર તેમજ કાલેજમાં વિદ્યાર્થીનું કામ ઘણું કઠણ હતું. તેમજ રહેણી કરણી ઘણીજ સાદી હતી, આજકાલની કોઈ અંગ્રેજી યુનીવર્સીટીના એક લૉર્ડ મહાશયના વિદ્યાર્થી પુત્રનું મકાન નાટકની નાયકણો અને શરતના ચિત્રોથી પૂર્ણ હજારો રૂપીયાની કિંમતના ફરનીચરથી વસાયલું જોવામાં આવશે, પરંતુ મહારાણી એલીઝાબેથના વખતમાં જ્યારે પ્રસિદ્ધ અર્લઓફ એકસસને ભણવા માટે મોકલવામાં આવ્યો હતો ત્યારે તેને તેના રક્ષકોએ લીલા રંગથી ઢાંકેલું એક સાદું મેજ, અર્ધો ડઝન ખુરસીઓ, હાથ ધોવાના સાધનો તેમજ એક મુસાફરીમાં ઉપયોગી થઈ પડે તેવું બીછાનું આપવામાં આવ્યું હતું, આ બધી વસ્તુઓનું મૂલ્ય કદાચ સો રૂપીયા જેટલું પણ નહિં થયું હોય, નવાઈ પામવા જેવી વાત તો એ છે કે દીનહીન હિંદના વિદ્યાર્થીઓમાં આજ કાલ અંગ્રેજી યુનીવર્સીટીઓના વિદ્યાર્થીઓના જેવી ચટક મટકની નકલ કરવાની પ્રવૃત્તિ દિનપ્રતિદિન રોજ, વધતી જાય છે આ એક મહાદુઃખની વાત છે!

પ્રાચીનકાળમાં સાદા જીવનથી વિદ્યાર્થીઓની પ્રતિષ્ઠામાં કોઈ પ્રકારનો બટ્ટો લાગતો ન્હોતો, ઉલટી તેથી તેની વધુ પ્રતિષ્ઠા થતી હતી, પોતાની કોમ તરફનું કર્તવ્ય રૂપીયાથી દૂર થતું ન્હોતું. તેમ તેનો બદલો રૂપીયાથી વાળવામાં પણ આવતો ન્હોતો, જે ધન તેઓ સંપાદન કરી શકતા ન્હોતા, તેનાપર જીવનમાં સર્વથા નિર્ભર પણ રહેતા ન્હોતા, જેથી તેઓની સ્વતંત્રતા તેમજ આત્મસન્માનની જ્યોતિ ઝળકતી રહેતી હતી, સ્વતંત્ર થવાના સૌથી સહેલા આ બે માર્ગો છે, જો તમે તમારી જરૂરીયાતો વધારવા માગતા હો તો તમારી પેદાશ પણ વધારો, કદાચ વધારે પેદા કરવાની યોગ્યતા ન હોય તો તમારી ઇચ્છાઓ અને આવશ્યકતાઓ ઓછી કરો, એવા માણસો કે જેઓની વિદ્યા વડે જગતની વસ્તુસ્થિતિમાં કશી વૃદ્ધિ થવા પામતી નથી તેઓને યોગ્ય છે કે દરિદ્ર રહીને દિવસ પસાર કરતા શીખવું તેઓ ખરેખર પૃથ્વીને ભારભૂત છે તેથી પૃથ્વીનો જેટલો ભાર ઓછો થઈ શકે તેટલો ઉત્તમ છે, તે વિદ્યા કે જે પોતાની ઉદરપૂર્તિ અર્થે સંપાદન કરવામાં આવે છે તે જાતિવિષયક તેમજ સામાજિક ઉન્નતિમાં ઘણી સહાયક થઈ પડે છે. આ સિદ્ધાંતનું અવલંબન લેવાથી કળા તેમજ વિજ્ઞાન ક્યારે પણ ભૂખે નહિ મરે. વિદ્યાપ્રિયતાએ જેટલી આત્મશક્તિનું ખૂન કર્યું છે તેટલું ભુખ મરાએ કદિ પણ કર્યું નથી, આ ઉદ્દેશો ધ્યાનમાં

રાખીનેજ ગૌતમ તેમજ કણાદ વગેરે ઉત્પન્ન થયા આ માર્ગનો આશ્રય સેવાથી પાણિની, પતંજલિ અને કાલિદાસ જીવનયાત્રામાં સફળ થયા, આ સિદ્ધાંત પ્રમાણે લુથર, ખૂફાનન, મીલ્ટન, કેપલર અને સ્પીનોઝા સ્વતંત્ર તેમજ શાંતિમય જીવન ગુજારી શક્યા હતા, ખેતીમાં પડેલા બર્ન્સ ( Burns )અને વિલાસિતામાં ડુબેલા બાયરન ( Byron ) ની સરખામણી કરવાથી આ સિદ્ધાન્તની મહત્તા બરાબર લક્ષમાં આવશે.

આ પ્રાચીન કોમની કેળવણીની પદ્ધતિ હતી, પરંતુ હાલમાં એ ચાલી શકે તેમ નથી, કારણ કે નવીન સુધારા સાથે તેનો મેળ મળતો આવતો નથી વર્ણ પૃથા પ્રમાણે કેળવણીની પૃથા પણ નાબુદ થઇ છે, અને તેની જગા " ઉદાર વિચારો " (Enlarged minds )ની પદ્ધતિએ ગ્રહણ છે.

કદાચ આજકાલના એક કેળવાયલા પુરૂષને પૂછવામાં આવે કે કેળવણી શા માટે આપવામાં આવે છે તો જવાબ મળશે કે માણસોને કેળવાયલા બનાવવા માટે, જો એમ પૂછવામાં આવે કે કેળવાયલો પુરૂષ કોને કહેવામાં આવે છે તો જવાબ એવો મળશે કે તે માણસ કેળવાયલો કહેવાય કે જેની પ્રતિભા શક્તિનો વિકાસ સારી રીતે થયો હોય, જે દેશમાં તે રહે છે તે દેશની જુદી જુદી જાતિઓ, તેઓની ભાષાઓ ઇતિહાસો તેમજ તેઓના સાહિત્યનાં પુસ્તકો સંબંધી પણ જેને જ્ઞાન, એ ઉપરાંત વળી વધુમાં વિજ્ઞાન, જ્યોતિષ, ભૂગર્ભશાસ્ત્ર પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, તથા બીજાં શાસ્ત્રો કે જે એક કેળવાયલા મનુષ્યને માટે જરૂરનાં છે એ બધાં તે જાણતો હોય,

એ સિવાય કેળવણીનો અર્થ એવો છે કે દરેક જાણવા યોગ્ય વાત જાણવી અર્થાત્ જે કંઇ મનુષ્ય જાતિએ કર્યું હોય, વિચાર્યું હોય તેમજ શોધી કહાડયું પણ હોય.

શાસ્ત્રોનો આટલો બોજો ઉચક્તાં છતાં ઇચ્છાઓની પૂર્તિ થતી નથી, વળી યોગ્યતાની પરીક્ષાનો જે ઢંગ છે તે ભણતરની પરીક્ષા કરતાં પણ ખરાબ છે, પરીક્ષામાં જેમ અઘરા પ્રશ્નો કાઢીને પરીક્ષકો પોતાની વિદ્વત્તાની છાપ જમાવવા ઇચ્છેછે, અને તેથી પરીક્ષાઓનું સત્યાનાશ વળી જાય છે. એથી દરેક સમજુ વ્યક્તિ દુઃખ પામ્યા વિના રહી શકતી નથી અંગ્રેજીના જાણીતા લેખક ફ્રુડ ( Froude ) મહાશયે આ મુશ્કેલીનું વર્ણન કરતાં લખ્યું છે કેઃ—

જ્યારે પહેલ વહેલાં પરીક્ષાની પ્રણાલી શરૂ કરવામાં આવી ત્યારે તો પરીક્ષકોનું એક બૉર્ડ સ્થાપવામાં આવ્યું હતું, કેવી યોગ્યતાવાળા પ્રશ્નો કાઢવામાં આવે એ વિષે પહેલ વહેલા વિચાર કરવા માટે બૉર્ડની સભા એકત્રિત થઇ, અંગ્રેજી ઇતિહાસપરીક્ષક અને બૉર્ડના એક વિશેષ જાણીતા પુરૂષે એવી ઇચ્છા પ્રદર્શિત કરી કે હું એવા પ્રશ્નો કાઢવા માગું છું કે તેમાં મેકૉલે જેવા જ ભાગ્યે પાસ થઇ શકે, અને વળી વધારામાં બીજા પરીક્ષકોને પણ ભલામણ કરવામાં આવી કે પોતપોતાના વિષયના પ્રશ્નો અઘરામાં અઘરા કાઢવાનું ધ્યાન રાખવું, એ ઉપરાંત શરત એ છે કે સાધારણ રીતે એકવીસ વર્ષના યુવાનો કે જેઓને ગ્રીક, લેટીન આચારશાસ્ત્ર, પ્રાચીન ઇતિહાસ ગણિત તેમજ બે ચાલુ ભાષાઓની પણ પરીક્ષા પસાર કરવાની ફરજ પાડી. દરેક વિષયમાં એવીજ યોગ્યતા પ્રદર્શિત કરે એની શોધ જોવામાં આવતી હતી, પરંતુ મેકૉલે જેવા અસાધારણ બુદ્ધિસંપન્ન પુરૂષે

( કે જેણે પોતાનું સમસ્ત જીવન ઇતિહાસના અભ્યાસ પાછળજ વીતાવેલું છે તેણે )માત્ર એક પ્રશ્નપત્રજ જોયો હતો, અને તે પણ વળી ડઝન જેટલા પ્રશ્નોમાંથી ફક્ત બે પ્રશ્નનાં જ ઉત્તરો આપી શકે તેમ હતા, હિંદની યુનીવર્સિટીઓમાં લગભગ આવા પ્રકારની પદ્ધતિ સ્વીકારવામાં આવેલી છે.

આ પ્રણાલીથી અભ્યાસ કરવો એનો અર્થ એવો થાય છે કે વિવિધ વિષયને ઠાંસી ઠાંસીને મગજમાં ભરવા, ઇચ્છા ન હોવા છતાં પણ જુદા જુદા વિષયોની પરીક્ષામાં બેસવુંજ પડે, અને તે એટલા માટે નહિ કે મેળવેલું જ્ઞાન હમેશ માટે તેનામાં સ્થાયી રહેવા પામે પરંતુ એક ચોક્કસ વખતે તેને પરીક્ષકના ખોળામાં ધકકેલી દેવો પડે છે. આ બધું એવે વખતે થાય છે કે જ્યારે મનુષ્યને પોતાના જીવનનું મૂળ નાંખવા માટે સારો અવકાશ મળે છે, એ વખતમાં જે કાર્યની સહાયથી તેને પેટ ભરવાનું છે એ તરફ ધ્યાન આપીને તેને કેળવાયલો કહેવરાવવા માટે તેની તમામ શક્તિઓનો નકામી વાતોમાં વ્યય કરવો પડે છે,

હિંદમાં યુનીવર્સીટી આ ખરાબીઓને દૂર કરવાનો પ્રયત્ન આદરી રહી છે પરંતુ ધ્યાનપૂર્વક જોવામાં આવતાં જણાય છે કે તેઓએ પોતાનું કાર્ય કેટલી હદપર્યંત કર્યું, તો કશો વિશેષ સંતોષ ઉપજતો નથી, કેમકે વિશ્વવિદ્યાલયોના અભ્યાસક્રમમાં જીવનને ઉપયોગી થઇ પડે એવા વિષયોની સંખ્યા હજુ વધારવામાં આવી નથી, આજસુધી શીખવવામાં આવતા હતા તેજ વિષયો હજુપણ શીખવાય છે, દીનહીન હિંદના નિર્ધન વિદ્યાર્થીઓને સાદાઇથી જીવન ગૂજારતાં શીખવાનું શીખવવામાં આવતું નથી. કોલેજના અભ્યાસ દરમ્યાનમાંજ વિદ્યાર્થીઓને વિલાસી જીવનના પ્રસંગો ધ્યાનમાં આવી જાય છે, કે જેનું કોલેજમાં પ્રવેશ્યા અગાઉ નામ પણ સાંભળ્યું હોતું નથી. વળી આયશારામ એટલો તો વધી જવા પામે છે કે સંસારમાં પડનારી કોઇપણ મુશ્કેલીની સામે થવાની શક્તિનો નાશ થઇ જાય છે, એ ઉપરાંત વળી બીજી મજા એમાં એ રહેલી છે કે સમય, તંદુરસ્તી અને ધનનું બલિદાન કરીને જે વિદ્યા સંપાદન કરવામાં આવે છે તે વ્યવહારમાં ઉપયોગી થઇ પડતું નથી, કારણ કે દુનીયામાં જે કંઇ થઇ રહ્યું છે તેમાં તે ભાગ ભજવી શકતો નથી. તેમાં ભાગ લેવાની તેનામાં લાયકાતજ જન્મવા પામતી નથી, તે કેળવાયલો તો કહેવાય છે પરંતુ જો તેથી પોતાનું પેટ ભરી શકે નહિ તો તેને બીજે તો આઠઆનાના રોજથી વધુ પાઇ પણ મળી શકે નહિ, કારકૂનીપણું કરવા સિવાય તેને કોઇપણ રસ્તો સૂઝતો નથી. અલબત ! વિશ્વવિદ્યાલયની કેળવણી પામીને એક મનુષ્ય અવશ્ય પોતાને 'જેન્ટલમેન' કહેવરાવી શકે છે, એ સિવાય તેનામાં કોઈ પ્રકારની લાયકાત જોવામાં આવતી નથી. ભણી ઉતરવું એ જુદી વાત છે અને કાર્યક્ષેત્રમાં સફળતા પ્રાપ્ત કરવી એ વળી જુદીજ વાત છે, ખાસ કરીને આ જમાનામાં સફળતાનું સ્થાન કેળવણીથી ઘણું દૂર રહેલું છે.

અંધારૂં તો સોભણુ તેણે એટલુંજ છે કે અમારા ગુરૂકુળ અને ઋષિકુલમાં પણ આ આવશ્યક પ્રશ્ન તરફ લક્ષ્ય આપવામાં આવતું નથી. તેઓ રાજકુમારોની ,માફક રહેતા હોવાથી એ આશા નથી રહેતી કે તેઓ કાર્યક્ષેત્રમાં ઉતરીને કઇ યોગ્યતાને સિદ્ધ કરશે. તેમજ તેની હદઉપરાંત વધેલી ઇચ્છાઓ કેવી રીતે પૂરી થઇ શકશે, તેઓને ભણાવવામાં,

આવે છે સંસ્કૃત, કે જેની જરૂરીયાત વિષે સ્કૂલો તેમજ કાલેજોમાં માસ્તરપણું કિંવા પ્રોફેસરપણા સિવાય પૂછપરછ થતી નથી, તેઓને દરિદ્રતાનો પાઠ શીખવવામાં આવતો નથી કે જે સંસ્કૃત વિદ્યાર્થીઓ માટે જરૂરનો છે તેમજ આજકાલ જેની જરૂરીયાત આગળ કરતાં પણ વધી ગઈ છે. કપિલ કણાદ, ગૌતમ બનાવવાનો શંખ વગાડતા વગાડતા નેતાઓના મોં દૂખવા લાગ્યા છે, પરંતુ બને છે નકલ કરનાર 'જેન્ટલમેન' કે જેઓ નથી રહેતા અહિંના કે નથી રહેતા ત્યાંના, એ કારણથી પણ વધારે ધ્યાન આપવા યોગ્ય એ છે કે જેમ તેને ભણાવવા ગણાવવાનો દંડ જનસમાજે ભોગવ્યો છે એવો તેને જીંદગી પર્યંત પાલન પોષણ કરવાનો ભાર પણ તેના માથાપર ન પડવો જોઇએ, ખરીવાતતો એ છે કે હવે હિંદ કણાદ અને કપિલને ઉત્પન્ન કરવા યોગ્ય નથી રહ્યું બીજ કે નથી રહ્યો ઉત્પાદક તેમજ હિંદની ભૂમિ પણ એવી રહેવા પામી નથી, પરંતુ હવે તો તેનામાં સુકુમાર કુસુમ ઉત્પન્ન કરવાનીજ શક્તિ ફક્ત રહી છે, કહીને મન પ્રસન્ન કરી લેવાથી પણ શું નહિ તેમ છે, શું કાચ ચિંતામણિનું સ્થાન ત્રણકાળમાં કયારે પણ પામી શકે ખરો કે? અસ્તુ! હવે ફક્ત જોવાનું છે એકજ લક્ષ્ય, કે જે હિંદુ વિશ્વવિદ્યાલય છે તે ક્યાંસુધી ઉપરની ખામીઓ દૂર કરવા સમર્થ બને છે.

એ જરૂરનું માનવામાં આવ્યું છે કે કેળવણીની આ પદ્ધતિમાં મહાન ફેરફાર કરવો, પરંતુ સવાલ એ છે કે કયા પ્રકારે અને કેવા માર્ગનો આશ્રય લેવામાં આવવાથી કાર્ય સાધી શકાય? સ્કૂલોની કેળવણી તરફ આંખ ઉઘાડીને જોશો તો જણાશે કે ત્યાં પણ ગાડરીયો પ્રવાહ છે, ટેક્સ્ટબુક, તેનો સાર કુંચી, અનુવાદ વગેરે ગોખી ગોખીને પરીક્ષામાં ઉંચે નંબરે આવવાની ઇચ્છા દેખાઈ આવે છે નાનાં નાનાં બાળકોનાં હૃદયમાં એવી જુદીજ વસ્તુઓનાં નામોને સ્થાન આપવામાં આવે છે કે જે તેઓએ સ્વપ્ને પણ સાંભળી ન હોય એવા સ્થાનો કે જે તેઓએ કયારે પણ જોયાં ન હોય તેમજ જોશે પણ નહિ, એવી વાતોનું વર્ણન કે જે તેઓ સમજી શકે પણ નહિ, તેને માટે કોઇ શબ્દ જ નથી, મારા અભિપ્રાય મુજબ ચાલુ પદ્ધતિથી તો કોમળ મગજને ચગદી જ નાંખવામાં આવે છે આ જરૂર નવાઈની વાત છે કે અનેક વિષયોને ગોખી ગોખીને પણ કેટલાંએ બુદ્ધિશાળી બાળકોનાં મગજો એવા પ્રકારનાં રહી જવા પામે છે કે, અનેક વાતોને સ્મરણમાં રાખીને ઘણી હાજર જવાબીથી પ્રશ્નોના ઉત્તરો આપી શકે. શાળાઓના ઉત્સવ તેમજ ઇન્સ્પેક્ટરોના નિરીક્ષણ પ્રસંગે ઇન્સ્પેક્ટરોને અને પોતાના વર્ગના શિક્ષકોનો કૃપાપાત્ર બની શકે. પરંતુ તેના બદલામાં વિદ્યાર્થીને શો લાભ થયો. એવા પ્રકારની લાયકાત સંપાદન કરીને સ્કૂલમાંથી નીકળ્યા બાદ પણ શું તે પોતાના કુટુંબનું પોષણ તેમજ જીવન સંગ્રામમાં પોતાના બાહુ બળથી ઝઝુમવા સમર્થ થશે ખરો કે! ઘણા લોકો એવી વાતો કરી રહ્યા છે કે હિંદમાં વિચારની ઉદારતા આમ, અજ્ઞાનાંધકારનો નાશ થઇ વિદ્યાનો સૂર્ય ઉદયમાન થાય, વિદ્યાનો પ્રકાશ થાય. અલબત! અમે પ્રકાશ તો ઇચ્છીએ છીએ, પરંતુ એવો પ્રકાશ ઇચ્છીએછીએ કે જેના પ્રકાશથી અમારા કાર્યો સાધી શકીએ; તેમજ અમારા ખાનપાન તેમજ રહેવા કરવાની વ્યવસ્થા કરી શકીએ, એટલા માટે જરૂરનું છે કે દેશ તેમજ સમાજની સુખ સમૃદ્ધિ વધારવા માટે ઉદ્યોગ ધંધાની કેળવણીનો પ્રસાર

કરવામાં આવે એક પ્રસિદ્ધ અર્થ શાસ્ત્રીએ ધનવાન્ વિલાસી જનોના અસ્તિત્વને એટલા માટે જરૂરનું બતાવ્યું છે કે ગરીબ તેમજ વચલા વર્ગના લોકો માટે તે આદર્શ સમાન છે જો તેઓ ધનવાન્ અને વિલાસી બની રહેશે તો ગરીબ તેમજ વચલા વર્ગવાળા લોકો જીંદગી પર્યંત એ અવસ્થા સુધી પહોંચવાનો પ્રયાસ કરતા રહેશે તેઓ સીધા સ્વર્ગથી ઉતરેલા દેવતાઓના પ્રતિનિધિ જેવા જણાય છે અને પોતાના પૂજારીઓને એવો ઉપદેશ આપે છે કે "રૂપીયા કમાઓ" ખૂબ પૈસા પેદા કરો અને તેથી તમે અને તમારા સંતાનો અમારી માફકજ સુખ ભોગવશે, ખાઓ, પીઓ, મોજકરો—'भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः'

જો કે આર્યભૂમિ નિવાસી જનોના હૃદયમાં આ ઉદ્દેશે ઉંચુ સ્થાન કદિ પણ પ્રાપ્ત કર્યું નથી તેમ પ્રાપ્ત કરવું પણ જોઇએ નહિ, જ્યાં બ્રહ્મવિદ્યાનેજ ઉત્કૃષ્ટ વિદ્યા કહેવામાં આવી છે અને બ્રહ્મજ્ઞાનજ જ્યાં વાસ્તવિક જ્ઞાન છે, ત્યાં સંસારી સુખ દુઃખના વિચારથી પ્રેર બરવાની વિધાનેજ મહત્વ આપવું કદાપિ વ્યાજબી જણાશે નહિ. તો પણ સમય તરફ તથા લોકોના અભિપ્રાય તરફ લક્ષ આપતાં પ્રાચીન આદર્શોની અપેક્ષાએ અત્યંત હલકો આદર્શ હોવા છતાં દેશની હાલતને ઉન્નત બનાવવા માટે આ સિદ્ધાંતને વર્તમાન કેળવણીનો આદર્શ માની લેવો એ કંઇક કદર થઇ રહી છે પરંતુ તેનો એવો અર્થ નથી કે દરેક ચતુર વ્યક્તિ ધનવાન બની જાય તેમજ ભોળા ભાવિક જેવો માણસ નિર્ધન રહે, જો કે સુધરેલા તેમજ ઉન્નતિ પામેલા કહેવરાવનારા દેશોમાં રૂપીયા કમાવા માટે કંઇક આડા અવળી માર્ગોનો આશ્રય લેવામાં આવે છે, પરંતુ ત્યાં પણ જોવામાં આવ્યું છે કે મૂર્ખો પાસે લાખ્ખો રૂપીયા છે પરંતુ ચાલાક અને ચતુર માણસો તેના જુત્તા ખાય છે.

સૌથી પહેલાં બાળકના હૃદયપર કેળવણીની છાપ પડે તે કેવા પ્રકારની હોવી જોઇએ, એ સિદ્ધાંત તો માની લેવોજ જોઇએ કે, દરેક મનુષ્યને સંસારમાં એવા માર્ગ પર ચડાવવામાં આવે કે તેથી તે સ્વતંત્રતા પૂર્વક જીવન ગુજારી શકે, જો કેળવણી આ પ્રથમ તેમજ જરૂરના સિદ્ધાંતને પૂર્ણ કરી શકતી નથી, તે કશાએ કામની નથી, કોઇએ કીધું છે કે જીવનના ત્રણ ઉપાયો છે કામ કરવું, ભીખ માગવી અને ચોરી કરવી. જેઓ કંઇ કામ કરતા નથી, ભલે ગમે તેવાં સુંદર ભાવામાં કહીએ પણ એ એમાંથી એકનો આશ્રય અવશ્ય લેવો પડે છે, એક નિર્ધન માણસનો છોકરો પોતાની ઇચ્છા પૂર્વક દુનીયામાં અવતરતો નથી બીજાઓની માફક તે પણ કર્મો વડે જકડાયલો હોવાથી સંસારમાં જન્મ ધારણ કરે છે, અમને એવો અધિકાર નથી કે તેને ભીખ માગતા યાતો ચોરટો બનાવવા માટે પ્રયત્ન કરીએ, તે સારી રીતે મહેનત મજૂરી કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે છે, એક વૃક્ષને ફાલેલું જોવા માગતા હોતો સૌથી પહેલાં તેને ઉત્પાદક ભૂમિમાં રોપવું જોઇએ જ્યારે એક માણસ પોતાનું સન્માન ઇચ્છે છે ત્યારે બીજો બીજાનું દયાનું પાત્ર બનીને પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા ઇચ્છે છે. આવશ્યક બાબત એ છે કે તે પોતાના પગ પર ખડા રહી શકવાની યોગ્યતા સંપાદન કરે, આ પાયા પર સુશિક્ષિતના વાસ્તવિક ઉત્કર્ષનો મહેલ ખડો કરી શકાય છે. એટલા માટે પ્રાચીન ભરત ભરવાનો કિંવા સીવવાનો ધંધો ખાનદાન હુન્નર તરીકે ચાલ્યો આવતો હતો. તેની

સાથે સાથેજ ધર્મભીરૂતા પોતપોતાના કર્તવ્ય કર્મમાં નિષ્ઠાનો ભાવ ઘણોજ શાંતિ અને સંતોષ દાયક હતો. પરંતુ એ પ્રણાલીનો નાશ થઇ ગયો તેમજ થોડી ઘણી રહેલી હવે નાશ પામી જશે.

દરેક કપટ વગરનો ધંધો કે જેમાં કોઈપણ માણસ પોતાનું દીલ લગાડે છે તેમાં ને કદાચ પૂર્ણરીતે એકતાર બનીને શીખે તો તે વિષયનો આચાર્ય બની જાય છે. કોઈપણ હુન્નર હોય. પછી ભલે ને તે ગમે તેવો નીચા દરજ્જાનો કાં ન હોય. ભંગી, કસાઈ કે ચોરના કામ સાથે અહિં મતલબ નથી પરંતુ ઉત્પાદક ધંધો જોઇએ કે જે મનુષ્યત્વના ભંડારમાં કંઈક વૃદ્ધિ કરનારો હોય અને તે પૂર્ણચિત્ત દઇને કરવામાં આવે તો તે ઉન્નતિની નીસરણીજ છે કે જેનો કોઇ છેડોજ દેખાતો નથી. તેમજ તેની ઉત્તરોત્તર ઉન્નતિ સાથે વિજ્ઞાનનો અનુભવ બરાબર વૃદ્ધિ પામતો જાય છે એક ખેડુતનું કામ લો. જેને ઘણું મોટું કામ ગણવામાં આવે છે, ખેડુતનું કાર્ય એ છે કે જમીનને અન્ન પેદા કરવા લાયક બનાવવી, તેના કામની શરૂઆતના નિયમો ઘણા સરળ છે, તેમજ તેને કાર્યમાં પરિણત કરવા એ મહેનત ભરેલું હોય ઘણા સરળ છે. તે છતાં એક મૂર્ખ તેમજ ભણેલા ખેડુતમાં ઘણો તફાવત રહેલો છે, આ વિદ્યાનો જાણનાર યંત્રવિદ્યા, ઋતુવિજ્ઞાન, બીજ વપનની કળા. ભૂમિને તૈયાર કરવાની યુક્તિ, તેમજ ઉદ્‌ભિજ શાસ્ત્રની અનેક બારીક વિગતોથી પરિચિત હોવો જોઇએ, આ બધી વિગતોને મૂર્ખ ખેડુત જાણતો હોતો નથી વિજ્ઞાનનો દરેક સિદ્ધાંત આ પ્રકારના હુનરમાં તત્કાળ અનુભવમાં આવી શકે છે, કૃષિવિદ્યામાં નિપુણતા ધરાવનારની આ જમાનામાં વધુ જરૂર છે, વળી તે પોતાનું જીવન સુખ તેમજ માનપૂર્વક વ્યતીત કરી શકે છે એ રીતે દરેક કળા તેમજ શિલ્પનો વ્યવસાય કરનારા દરજી, સુતાર, લુહાર, મોચી વગેરેના હુન્નરોમાં પણ સ્વતંત્રતા રહેલી છે, તેમજ તેને વિજ્ઞાન સાથે મેળવવામાં આવતાં વધારે લાભદાયક થઈ પડે છે, સ્કૂલોમાં વિવિધ વિષયની અસંબદ્ધ વ્યવસ્થા કરતાં દરેક કારીગરી જુદી જુદી રીતે ખાસ લક્ષ્ય પૂર્વક શીખવવામાં આવતી હોય તો ઘણું મોટું કામ પારપડે, બાળકોને માત્ર એટલીજ બાબત શીખવો કે જેનાથી તેઓનું કામ સરળતા પૂર્વક આગળ વધી શકતું હોય, એવી બાબતો શીખવવાની કશીએ જરૂર નથી કે જે સ્કૂલમાંથી નીકળતાં વેંતજ વિસરી જાય, એવાં તત્વો તેમજ સિદ્ધાંતોનું જ્ઞાન તેઓને કરાવવું જોઇએ કે તે તેના પ્રત્યક્ષ વ્યવહારમાં ઉપયોગમાં આવે કદાચ બુદ્ધિશાળી બાળકોને અમેરિકાના પ્રેસીડેન્ટ કિંવા કોઠ્યધિપતિ બનવાની મુરાદ હોય તો પણ તે પારપાડવામાં કારીગરી તરીકે સિદ્ધ થાય, કહેવાનો આશય એવો નથી કે માનસિક કેળવણીની જરૂર સ્વીકારવી નહિ. સંસારમાં જે સ્થળે હાથથી કામ કરનારાઓની આવશ્યકતા છે, ત્યાં મગજથી કિંવા મગજ અને બન્ને હાથથી કામ કરનારાઓની પણ ઓછી જરૂરત નથી, ધર્મોપદેશ ન્યાયવાદી (વકીલ) ડૉક્ટર તેમજ ઇજનીયર, વગેરેની માગણી બરાબર ચાલુજ છે. જો કે આધ્યાત્મિકજ્ઞાન નષ્ટ થઈ ગયું છે, શારીરિક હાલત બગડતી રહી છે, અને વ્યવહારમાં કપટકળા ઉપયોગમાં લેવાય છે, એટલા માટે ઉપર જણાવેલા ધંધાઓની પણ જરૂરીયાત છે, સિદ્ધાંતનો આશ્રય લેવો પડશે. પરંતુ એટલું જરૂર છે કે ત્યાં દરેક હુન્નરના વિદ્યાર્થીનાં હૃદયમાં કાલ્પનિક તેમજ વૈજ્ઞાનિક રીતે પાયો નખાઇ જાય છે કે જેનો બીજા ઉપાયથી સંભવજ નથી. કદાચ અમૂલ્ય સમય ફોકટ ગુમાવી દેવામાં આવે તો પછી

વાસ્તવિક રીતે તે કેળવણી તેને મળી શકતીજ નથી કદાચ તમારે એક સફળ વકીલ બનવા ઇરાદો હોય તો સંસ્કૃત ભાષા જરૂર શીખવી જોઇએ, કારણકે તેના અભ્યાસવાર હિંદુ કાયદાઓ, તેમજ લિવી તથા થ્યુસિડાઇડિસ ભણવા કરતાં સ્કૉટલાંડનું એક્ટ ઓફ પાર્લામેન્ટ, શીખવું વધારે લાભ કારક થશે પરંતુ જો ડૉકટર બનવું હોય તો એકટ ઓફ પાર્લામેન્ટ શીખવાની જરૂર કે નથી લિપિ શીખવાની જરૂર એ વખતે રસાયને શાસ્ત્ર ( Chemistery )નું જ્ઞાન અને વખત મળે તો વૈદ્યક તેમજ યુનાની ચિકિત્સાપદ્ધતિ શીખી લેવી લાભકારક થઇ પડશે, તેમજ ઇજનીયર બનવાની ભાવના હોય તો બધું છોડીને ગણિતશાસ્ત્રનો મન લગાડીને અભ્યાસ કરવો જોઇએ, તેમજ કેમીસ્ટ્રી તથા પદાર્થવિજ્ઞાનશાસ્ત્રનો પણ પરિચય કરવો જોઈએ એવી રીતે જે ધંધાનો આશ્રય લઇને જીવન ગુજારવાનું છે તેને માટે પહેલું કામ એ છે કે તેની શાખા—પ્રશાખાઓનું જ્ઞાન સંપાદન કરવામાં આવે ત્યારબાદજ બીજા કોઇ વિષય તરફ ભલે ધ્યાન ખેંચવામાં આવે. જે સિદ્ધાંતોને મુખ્ય કરીને આ વાતો કહેવામાં આવે છે તે વ્યવહાર છે, સંસાર સાથે સંબંધ રાખે છે, એ બરાબર ધ્યાનમાં રાખવા યોગ્ય છે એટલા માટેજ તે કહેવામાં આવે છે જો કે આપણે દુનીયાના માણસો છીએ, દુનીયામાં રહીએ છીએ, દુનીયાની જંજાળમાં ફસાયલા છીએ તેમજ તેની વાતો સાથે આપણે લાભ તથા હાનિકરે એટલા માટે પરમાર્થનો વિચાર થોડી વાર માટે મૂકી દઇને સ્વાર્થને આગળ કરીને પણ પ્રયત્ન કરવો જોઈએ, એ તો નિર્ણીત થઇ ગયું છે કે માનસિક કામ કરો યાતો શારીરિક, પરંતુ આ વાતનું બરાબર ધ્યાન રાખો કે તેથી કરીને તમારો જીવન નિર્વાહ સાધી શકાય છે કિંવા નહિ ? એ ઉદ્દેશ ક્યારે પણ નથી કે સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન, ન્યાય ધર્મશાસ્ત્ર અને અન્યભાષા વગેરે વિષયોના અભ્યાસને તિલાંજલિ આપી દો. ઉલટું તેનું જ્ઞાન સંપાદન કરવાથી જીવન સુખશાંતિમાં પસાર થાય છે. ખરી રીતે તે એક મનુષ્યના સાચા આભૂષણો છે; દુનીયાપરથી અભાવ ઉત્પન્ન થતા ઉત્તરજીવનમાંતે પારલૌકિક આનંદ તેમજ અનુપમ સંતોષના હેતભૂત જણાશે પરંતુ જ્યાં સુધી તે બધુ સહાય કરી શકશે નહિ પણ એકંદર જીવન ગુજારવામાં તે ઉપયોગી થઇ પડશે વળી એ સ્થિતિમાં મનુષ્યને મનુષ્ય કહેવો નહિ જોઈએ કે જ્યારે તે પોતાનું પેટપોષણ કરવા પણ સમય ન હોય, શાસ્ત્રો ઘણાં છે, વખત થોડો છે અને તે પણ વળી વિઘ્નો સહિત છે, એટલા વાસ્તે જે કંઈ સારભૂત હોય, જે કંઇ ઉપયોગી હોય, જેની દુનીયામાં પૂછપરછ થતી હોય તેમજ જે જરૂરનું હોય તેનું જ્ઞાન સંપાદન કરી લેવું જોઇએ, દિનપ્રતિદિન "Noro multa Sed multulm (Not many things but much) અર્થાત્ ઘણાં શાસ્ત્રો નહિ શીખી મારતાં એક શાસ્ત્રનું પણ સંગીન જ્ઞાન મેળવવાનો સિદ્ધાંત ઘણો ત્વરાથી ફેલાઈરહ્યો છે, આ સિદ્ધાંતની સહાયથી ભલે ધંધો નાનો હોય કિંવા મોટો હોય પરંતુ જો તેમાં બુદ્ધિનો સહકાર થાય તો ઉંચામાં ઉંચે સ્થાને પહોંચી શકે છે, તેમજ પોતાના મંડળમાં મહાન પુરૂષ કહેવરાવી શકે છે,

આધ્યાત્મિક દૃષ્ટિથી પેટભરવાનો ધંધો શીખી લેવો અને તે દ્વારા મોટા બની જવું એ અસમત ? આ ભૂમિમાં મહત્વનું મનાય છે. પરંતુ સામા જ્યાં જેવી લ્હેર ઉઠી છે તેમજ જે કહેવાતા પાશ્ચાત્ય સુધારાની છાયામાં નવો પાક તૈયાર થઈ રહ્યો છે, તેઓ સમક્ષ સાંસારિક દૃષ્ટિથી આ સિદ્ધાંતપર પ્રહારો નાંખવો એ દુર્લભ ગણાય છે, કારણ કે માત્ર

અધ્યાત્મ શાસ્ત્રનું નામ જપવાથી પેટમાં લાગેલી ભૂખ ભાંગવાની નથી તેમજ જપનારાઓનું એટલું આત્મબળપણ દેખાતું નથી કે તેઓ વાયુ ભક્ષણ કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે. નોવલિસે ( Novalis ) એક સ્થળે કહ્યું છે:—

"Philosophy will take no bread, but it gives us heaven; it gives us knowledge of Those grand truths Which Concern us as immortal beings" અહિં એમ કહી શકાય કે ભોજનની ફીકર કરવી એ અમારૂં કામ નથી. અમને આશ્વાસન આપવામાં આવ્યું છે કે

येन शुक्ली कृताहंसा : शुकाश्च हरितीकृताः।
मयूरा श्चित्रिता येन स ते वृत्तिं विधास्यति ॥

"Take no thought What ye shall eat, or ye shall Drink, or Wherewithal ye shall be clothed? your heavenly father knoweth ye have need of these Things, Behold the lilies of the field, They *toil* not, neither *do they spin yet* solomon in all his glory Nos not arrayed like one of These."

(Matthew VI)

જરૂર આ સ્વપ્ન નથી; 'કર્તું મકર્તું મન્યથા કર્તું સમર્થ છે એવા પ્રકારનો ભરોસો ઇશ્વર પર રાખવો નહિ તે નાસ્તિકતા છે પરંતુ તેનો અર્થ એવો સમજીને કે—ભગવાન્ અમારો પોતેજ સ્થિર પ્રબંધ કરી આપશે એમ વિચારી હાથ પર હાથ મૂકીને બેસી રહેવું એતો મૂર્ખાઇનીજ હદ છે આવા પ્રકારના ઉપદેશનો પાત્ર વર્ગ ઘણો જ થોડો છે, તેથી તેવાઓ ઉપર અમલ કરનારો વર્ગ વળી ઘણોજ થોડો છે, મેથ્યુનો ઉપદેશ પણ સાધારણ મનુષ્યો માટે નથી એ ઉપદેશ એવા મહાત્માઓને આપવામાં આવ્યો હતો કે જેઓ ખુલ્લા પગે ધર્મ પ્રચાર માટે દેશાટન કરવાનું વ્રત લઈ ચૂક્યા હતા. તેઓને સાંસારિક આડંબરની સ્વપ્નમાં પણ ઈચ્છા ન્હોતી, તેમ તેઓ એવા પણ નહોતા કે સંસારમાં મન પરોવાયલું રાખીને તેની ઇચ્છાઓ પૂરી કરવાની ભાવના ધરાવનારા હતા. આ કારણથી આ ઉપદેશથી તેઓનું હિત સધાતું હતું, એથી કરીને દુનીયાનું કામકરનારાઓ માટે આ સિદ્ધાંત સાથે કશો સંબંધ નથી. તેઓને તો કોઈ મહાત્માના એવા વાક્યનુંજ શરણ લેવું યોગ્ય છે કે જેઓએ સાહિત્યને પોતાનો ધંધો બનાવ્યો હોય " I will work with my hands, and keep my lain for myself " યુરોપનો મહાન્ બુદ્ધિશાળી તત્ત્વવેત્તા સ્પિનોઝા પોતાના પેન્શનની પણ પરવા નહિ કરતાં શીસાઓ બનાવીને પોતાનું ગુજરાન ચલાવતો હતો, કેમકે દર્શન તેમજ સાહિત્યની મદદથી દુનીયાની જરૂરીઆતો પૂરી થઇ શકતી નથી.

બુદ્ધિનો વિકાસ પણ દ્રષ્ટિગોચર થવા પામતો હોય કાર્યની માત્રના તેમજ 'વિષયની સ્થિરતા પણ પ્રકટ થતી હોય.' ઉંચા તેમજ નવીન વિચારો સાથે વિવેક, અને સમય પણ કાંઇ પરિશ્રમ સાધ્ય તપસ્યાનુંજ ફળ હોઈ શકે છે. એવા પ્રકારની કૃતિ ઝટપટ તૈયાર

કરી નાંખવા કરતાં ન કરવી એજ વધારે સારી વાત છે, અનેક મુસ્કેલીઓ વટાવીને જ્યારે એવા પ્રકારની કૃતિ પ્રકટ થાય છે, તો એ પરિણામમાં જો કે નાની જણાય છે પરંતુ તેમાં લખેલી વાતો જો કે કલ્પાંત કાળ પર્યંત ટકી શકે તેવી આવી શકે છે, છતાં તેનું મહત્ત્વ અને ગાંભીર્ય સમજનારો વર્ગ ઘણો થોડો જ હોય છે, એ કારણથી એને તૈયાર કરવા પાછળ જે અસાધારણ પરિશ્રમ ઉઠાવાય છે, તેના ઈનામની આશા પણ રાખી શકાતી નથી

સાહિત્ય એક એવો ધંધો છે કે, જેમાં મહેનતનો બદલો કામની ઉત્તમતા કિંવા સાધારણ પણાને આધારે મળતો નથી, મહેનતના બદલાનો ભાવ કંઈક ઓછો છે એમ પણ નથી. પરંતુ મુસ્કેલી એ છે કે કામની પરીક્ષામાં કસોટી જબરજસ્ત છે, કામ કરતી વખતે પહેલો ઉદ્દેશ એ હોવો જોઇએ કે કામ સારૂં કરવામાં આવે અને તેથી તેના બદલો તેના પ્રમાણમાં જ મળતો રહેશે આ સિદ્ધાંત સાહિત્યના ધંધા સિવાય સર્વત્ર પળાય છે, જેવું કામ સારૂં કરશે તેવું સારૂં ફળ પણ તે મેળવશે અને તેવીજ તેની ઇચ્છાઓ ફળવાન રહેશે. સારા વકીલ કિંવા ડૉકટરની પ્રેકટીસ ઘણી સરસ થાય છે અને માત્ર ગણ્યા ગાંઠયા દિવસોમાંજ તેઓ ધનાઢય બની જાય છે પરંતુ સાહિત્યની સાથે એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે, આજકાલના જે નિયમો છે, કે જેના આધારે ગ્રંથકર્તાઓ તેમજ લેખકોને મહનતનો બદલો મળે છે, જેટલા વધુ શબ્દો તેટલાજ વધુ પૈસા. પરંતુ હોવું જોઈએ તેથી તદન ઉલટું, ઉત્તમકાવ્ય, ઉત્તમ તત્વજ્ઞાન ઉંચા પ્રકારની વિજ્ઞાન સંબંધી શોધખોળ, નવીનઐતિહાસિકશોધ અને દરેક વર્ષના પૂર્ણ લેખ કિંવા ગ્રંથ કે જેમાં લેખકની તેમ ધનથી તેનો બદલો વાળી આપી શકતો નથી, અલબત! પરંતુ એવો કોઈ જમાનો આવે છે કે તે મગજમાંથી નીકળેલા વિચારોની તે મગજ માટીમાં મળી ગયા પછી પણ કદર કરવામાં આવે છે, તેમ તેનાથી કોઇને અણધાર્યો લાભ પણ પ્રાપ્ત થઈ જાય છે.

"कालो ह्ययं निरवधि विपुला च पृथ्वी" ક્વચિત એવું બનવા પામ્યું હોય છે કે કોઇ અપૂર્વ પ્રતિભા શાલી નરના ગ્રંથો તેની પોતાની હયાતીમાં આદરને પાત્ર થયા હોય છે અને તેનાં ફળો તે પોતાની હયાતીમાં ભોગવી શકે છે, મીલ્ટનને તેના "પેરેડાઇઝ લોસ્ટ" ( Paradise lost ) નામના ગ્રંથના વેચાણના બદલામાં આખા પાંચ પાંઉડજ મળ્યા હતા, ઇંગ્લીશ ચર્ચના મોટા પાદરી બિશપ બટલરના ઉચ્ચ વિચારોનો સાર માત્ર એક નાની સાઇઝના પુસ્તકમાં જ સમાસ પામી ગયેલ છે, સ્પીનોઝાનો ગ્રંથ ત્રણ વિભાગમાં સમાપ્ત થયા તેથી જો કે તેણે સમસ્ત યુરોપના વિજ્ઞાન શાસ્ત્રીઓમાં ખળભળાટ મચાવી દીધો હતો, અને થોડા એક વિદ્વાનો સિવાય જનસમાજની પ્રવૃત્તિ ખેંચવાની તેનાંમાં કંઇ શક્તિ આવી નહોતી, કેમકે મહાન પુરૂષ પોતાની પ્રસન્નતા તેમજ જનસમાજના ઉપકાર માટે કંઇક લખતા હોય છે, પરંતુ તેને માટે તેઓ નવલકથાઓ લખવા બેસતા નથી, કેટલાએક એવાં પણ વિદ્વાનો પડયા છે કે જેઓની વિશેષતા તુરતજ સમજી લેવામાં આવી જાય છે તેમજ તેનો બદલો પણ તુરતજ મળી જાય છે, દાખલા તરીકે-અંગ્રેજ રાજકવિ આલ્ફ્રેડ ટેનિસન તેમજ પ્રસિદ્ધ લેખક ટોમ્સ કાર્લાઇલને લો, તોપણ ટેનીસનને તો દશ વર્ષ કદર વિનાના જ ગુજારવા પડયા હતા, તે ત્યાં સુધી કે જ્યાં સુધી તેનાં લોકપ્રિય કાવ્યોની બીજી આવૃત્તિ થવા પામી નહોતી. કાર્લાઇલની અદ્‌ભુત શક્તિઓનો સત્કાર અપકવ દશામાંજ જેરમનીએ કર્યો હતો, એટલુંજ

નહિ પરંતુ પૃથ્વીના બન્ને ગોળાર્ધોમાં રાજનૈતિક તેમજ વિચારશીલ પુરૂષોએ તેને એક અપૂર્વ બુદ્ધિમાન પુરૂષ તરીકે ગણ્યો હતો, કદાચ સફળતાનું માપ રૂપીયાથી આંકવામાં આવતું હોય તો તે ઘણું નિકૃષ્ટ પંક્તિએ અંકાશે, એટલા માટે સાહિત્યની સેવા ઘણી ગહન છે, ધનના પૂજારીઓ તેના મહત્ત્વને વિચારી પણ શકે નહિ.'

આ કહેવાનો આશય એવો નથી કે સાહિત્યનો ધંધો હોઇ શકતો નથી, હોઈ શકે છે અને વળી તે સર્વમાં ઉચ્ચ તરીકેનો હોઈ શકે છે. પરંતુ જો સાહિત્યસેવાનેજ પેટપૂર્તિનું એક સાધન માની સેવામાં આવે તો તેઓનું મગજ (કે જે જગતમાં કલ્પાન્ત સ્થાયી કામ કરી જવા સમર્થ હોય તે) નવલકથાઓ નાટકો અને કાવ્યો રચવા પાછળ જ ઉતરી પડશે. કે જેની કદર લોકો કરે છે અને જેના પ્રયાસનો યોગ્ય બદલો મળી શકે છે. પરંતુ આ લાભની ઇચ્છા આ વાતનું આશ્વાસન નથી આપતી કે એક મહાપુરૂષ પોતાની શક્તિઓનો એક ઉચ્ચ માર્ગમાં ઉપયોગ કરશે. જો જીવનમાં ધન કમાઇને મોટા બનવાની ઇચ્છા હોય તો એ સૌથી વધારે સારી વાત છે કે કોઈ એવો જ ધંધો પસંદ કરો કે જેથી પુષ્કળ રૂપીયા કમાઈ શકાય. તેમજ કામની ઉત્તમતાનુસાર પૈસા પ્રાપ્ત થાય. આ બાબત એક મનુષ્યને માટે, તેના આત્મા માટે, તેની ચિત્તવૃત્તિઓ માટે તેમ જ એ સંસાર વાસ્તે કે જેમાં તે પોતે રહે છે તે સર્વનો લાભ તેમાં સમાયલો છે.

એટલા માટે જે નવયુવાનો જીવન સંગ્રામમાં ચાહોમ કરવા માગતા હોય તેઓએ બરાબર વિચાર કરવો જોઇએ કે આના પરિણામમાં શું છે. ધનસંપાદન કરીને દુનીયામાં અયશઆરામ કરવો હોય તો વ્યાપારિ વ્યવહાર, ઉદ્યોગ અને ધંધાનું શિક્ષણ મેળવો. દેશનો ધાર્મિક અધઃપાત દૂર કરવો હોય તો અલબત ! દેવવાણી સંસ્કૃતના ચરણોમાં શિર ઝુકાવો અને ધર્મશાસ્ત્રોનું અધ્યયન કરો. સાહિત્યની સેવા કરીને મનુષ્ય જન્મ સફળ કરવો હોય તેમજ નશ્વર શરીરના બદલામાં યશઃશરીર નિર્માણ કરવું હોય તો આનંદ પૂર્વક કવિઓની માફક જીવન ગુજારો, પરંતુ આ સ્થિતિમાં પણ એ પ્રાચીન કેળવણીનો ઉદ્દેશ લક્ષમાં રાખો, ભૂલે ચૂકે પણ દુનીયાના અયશઆરામના વિચારો મનમાં ન લાવો, સાદાઇથી જીવન ગુજારવાનું શીખો, તેમજ સત્ય, ન્યાય અને કર્તવ્ય તરફ લક્ષ્ય દોરો, એવી રીતેજ તમે મનુષ્યજાતિના માનસિક ભંડારમાં થોડાંએક રત્નો ઉમેરી શકશો, અને એના બદલામાં મનુષ્યજાતિ તમને નિર્વાહ પૂરતું આપી જ રહેશે, ભલે તે પછી તે લુખ્ખું સુકું કાં નહોય. પોતાનો સર્વ વ્યવહાર સત્યમય રાખો. જે તમે પોતે જીવનમાં આચરી શકો નહિ તેનો ઉપદેશ કદિ પણ બીજાને આપો નહિ. પોતાના આત્માને કદિ પણ છેતરો નહિ—

To your ownselves be true, and it will follow, as the night and day, you can not then be false to any Way *

માવજી દામજી શાહ.

* 'મર્યાદા' પરથી અનુવાદ.

# શું કર્યું ?

Our clock strikes when there is a change from hour to hour; but no hammer in the Horologe of Time peals through the universe when there is a change from Era to Era.–*Carlyle.*

" In the non-mechanical sciences which deal with things in process of development, the question to be asked is not " What is it and what are its antecendents now ? " but " How did this grow and to what is it growing ? "

યુગે યુગે ઇતિહાસની ભાવના બદલાતી આવી છે. પણ તે સાથે એક વાત સ્પષ્ટ એ તરી આવે છે કે વિશાળતા અને ઐક્ય_ એનાં ખાસ અંગો છે. બુદ્ધિના વિકાસ સાથે મનુષ્યજ્ઞાનની સીમા વધતી જ ગઈ. વળી મનુષ્ય બુદ્ધિનો એક વિશેષ ગુણ એ છે કે તે તે જ્ઞાનના વિષયોનો ખીચડો નથી કરતા પણ તે બધા એક બીજાનાં સંબંધમાં જ ટકેલા જોય છે. એટલે જેમ જેમ દૃષ્ટિસીમા વધતી જાય છે તેમ જ્ઞાનના વિષયોના સંબંધ સ્પષ્ટ બંધાય છે અને તેમાં સમગ્રતા આવે છે. ઓગણીસમી સદીમાં માનવ પ્રગતિ બાબતમાં જ્ઞાનના વિવિધ વિષયો ને તુલનાત્મિક દૃષ્ટિએ જોવાની પ્રથા ધીમે ધીમે ઉભી થઈ. તેને પરિણામે જર્મનીમાં હેગલે philosophy of history ની આગેવાની કરી. અને કાર્લાઇલે બતાવ્યું કે Narrative is *linear,* Action is *solid.* એક ઐતિહાસિક બનાવ કેવળ એક કાર્યકારણની શ્રેણીથીજ સંકળાયેલો નથી હોતો પણ ચારે તરફની અનેક જાતની અસરોથી ઘડાયેલો–બંધાયેલો હોય છે. હિંદમાં અશોકનો સમય કે શિવાજીનો, યુરોપમાં 'રેફર્મેશન' ( પંદરમી–સોળમી સદીનો ધાર્મિક સુધારો ) કે ફ્રેંચ રેવોલ્યૂશન (૧૭૮૯) કોઈ રાજનીતિજ્ઞ કે રાજનીતિથીજ ઉત્પન્ન ન્હોતાં થયાં. આ પ્રમાણે જેમ જેમ ઇતિહાસની ભાવના વિશાળ અને ઐક્ય-ધારણ કરતી સ્પષ્ટ જણાવા માંડી તેમ તેમ તેની અસરથી રાજનીતિનું સ્વરૂપ પણ બદલાવા માંડયું, તેમાં પણ વિશાળતા આવવા માંડી, દેશની પ્રજાના સામાજિક, ધાર્મિક અને નૈતિક સ્થિતિની પણ તેમાં ગણતરી–માપણી થવા માંડી.

વળી મનુષ્યબુદ્ધિના વિકાસમાં નૈતિક, ધાર્મિક અને ભૌતિક પ્રગતિ હોય છે. વ્યક્તિ કે સમાજ વધારે બુદ્ધિમાન થાય તો એમ તો નજ મનાય કે ત્યાં નીતિ કે ધર્મને ધોખો પહોંચશે, બલકે બુદ્ધિની ખીલવણીથી ધર્મ અને નીતિમાં સારી પ્રગતિ થાય છે. ભલે કોઈ એમ માને કે ધાર્મિક શાસ્ત્ર ( theology ) પ્રગતિમાન નથી. કે બકલ એમ માને કે નીતિ ( morality )નો આગળ વિકાસ નથી. જેમ જેમ ધર્મ અને નીતિ વધારે ને વધારે એકતા પામે છે તેમ તેમ તે બુદ્ધિ સાથે વધારે ને વધારે એકતા પામતાં જાય છે. " Kill no member of our " કરતાં " kill no man " વધારે ડહાપણભર્યું ગણાય છે.

વ્યક્તિઓમાંથી ટોળાઓ, ટોળીઓમાંથી પ્રજાઓ, અને પ્રજાઓ પણ એક બીજા સાથે વ્હેપારી, ધાર્મિક, સામાજીક અને ખાસ કરીને સચોટ રીતે વિચારનિયમના સંબંધથી નિત્ય નજીક આવતાં જાય છે. અને ગાઢતા પ્રાપ્ત કર્યે જાય છે. ટોળાં ટોળાં વચ્ચે નિત્ય

કલહો થતા, તે નિત્ય કલહો પણ ગયા. અને તે અગણિત ટોળીઓ પણ ગઇ. તેને ઠેકાણે ગણી શકાય તેટલી પ્રજાઓ થઈ અને નિત્ય કલહોને સ્થાને વખતો વખતે પ્રજાઓનાં યુદ્ધો થવા માંડ્યાં. અને જગતના ઇતિહાસમાં એક સમય હેવો હતો રાજ્યની--પ્રજાની મહત્તા યુદ્ધોમાં મહાન વિજયો મેળવવામાંજ ગણાતી. એ ભાવના આ પ્રગતિમાન જગતમાં ટકે એમ નથી એમ જર્મન શહેનશાહ કૈસરના વિનાશથી સમજી શકાશે. આ ભાવનાને સખત ફટકો અમેરીકાએ--પ્રે. વિલ્સને--માર્યો. અને પૂર્ણ પ્રમાણિકતાથી જણાવ્યું કે જગતનો એક આન્તર રાષ્ટ્રીય ભાવના તરફ જોઇએ, અને છે. આ નવીન ભાવના Hague Conventions થી આગળ વધી League of Nations સુધી આવી

જગજનના હૃદયમાં ઉદ્ભવેલી પણ અજ્ઞાત ભાવનાઓને જ્ઞાત કરી તેનું અસ્તિત્વ સિદ્ધ કરવું તથા તેના વિકાસનાં સાધનો ઘડવાના પ્રયત્નો કરવા એ જગતના મહાપુરૂષ (hero)નું કાર્ય હોય છે. પ્રે. વિલ્સનના ચૌદ મુદ્દા પ્રેસીડન્ટ જ્યારે અમેરીકાથી પેરીસ આવ્યા ત્યારે જગતે સ્પષ્ટ રીતે જાણ્યા હતા અને કબુલ્યા હતા. જગતની મહાન ભાવનાઓ *એક દિવસમાં ઘડાઈ નથી. તેનું મૂર્ત સ્વરૂપ સ્પષ્ટ રીતે વ્યવહારમાં ઉતારતાં અનેક વર્ષો વીતી* જાય છે. તે વિખ્યાત ચૌદ મુદ્દા કે League of Nations વ્યવહારની સરળતામાં ન ઉતરતાં ભલે કોઈ તેને હસી કાઢે કે તે અવ્યવહારૂ છે. પણ જેટલી સ્પષ્ટ રીતે જગતે તેને ખરા અને ન્યાય્ય ગણ્યા હતા તેટલી સ્પષ્ટતાથી કોઈ હજી સુધી ખોટા કે અન્યાયી ઠરાવી શક્યું નથી.

પ્રેસીડેન્ટ વિલ્સને "શું કર્યું ?" એ પ્રશ્નનો જવાબ વિલ્સનના આશયોએ જગતમાં જે ભાવના જગાડી છે તેનું વ્યવહારૂ મૂર્ત સ્વરૂપ કાલે કરીને જે ઘડાશે તેના ઉપર ટકેલું છે. એટલે એ પ્રશ્ન નિરર્થક છે, બાલિશ છે. અત્યારે ઐતિહાસિક દૃષ્ટિએ જોવાની ફરજ તો એટલીજ કે આ ભાવના કેમ ઉભી થઈ; કેવી રીતે એ પોષાય છે અને તેનો ઝોક કઇ તરફ છે એજ ખાસ વિચાર કરવાનું છે. જ્યારે યુગ બદલાયો ત્યારે તે જમાનાના લોકને મહાન ફેરફારોનું સંપૂર્ણ માપ નથી હોતું અને તે નજ હોઈ શકે. કાર્લાઇલે આ સત્ય સચોટ રીતે જણાવ્યું છે કે વિશ્વમાં યુગ બદલાતાં કાંઇ કાલની મહાન ઘડીયાળમાં ડંકા નથી વાગતા ! એ તો સુદૂર ઉભેલો ઇતિહાસકારજ ખરૂં માપ લઇ નિર્ણય કરવા શક્તિમાન થઇ શકે.

તેજ પ્રમાણે મહાત્મા ગાંધીજીની બાબતમાં પણ "શું કર્યું ?" એ પ્રશ્ન ઘણીવાર પૂછાય છે. એમ કહેવાય છે કે એમણે જે કર્યું છે તે એક સંત તરીકે કર્યું છે રાજનીતિજ્ઞ તરીકે તો બલ્કે ભૂલો જણાય છે. આ પ્રશ્ન શંકા કરનારાઓની એક માન્યતા સ્પષ્ટ એ બંધાયેલી લાગે છે કે રાજનીતિમાં ન્યાય અને સત્ય જ્યારે આપણા પક્ષમાં હોય ત્યારેજ તેમનો એક શસ્ત્ર રૂપેજ પ્રયોગ થાય અને સ્વાર્થનો લાભ એજ એની પ્રેરણા છે.

આ ભ્રમનો નિરાસ થવાને એક બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. લોકમાં જે જે વિષયો--અંગો ધાર્મિક, નૈતિક, સામાજીક, અને રાજકીય ગણાય છે તેને--વ્યવહારમાં સમજવાની ખાતરજ ભિન્ન રીતે ઓળખાવવામાં આવે છે. ખરી રીતે તેઓ એક બીજાથી પૃથક્ નથી, પણ સમાજમાં અભિન્ન રીતે ગુંથાયેલાં છે. તેમને પૃથક્ રીતે ઓળખીને તેઓ કેવું એક્ય સાધે છે તે જાણવાથીજ સત્ય ઓળખાય. માટે રાજનીતિને

ધર્મ, ન્યાય, નીતિ તથા સામાજીક બાબતોથી કેવળ ભિન્ન માનવી એ French Revolution પહેલાંના જમાનામાં રહેનાર માટે છે. બીજું, હિન્દની રાજનીતિનાં સ્પષ્ટ લક્ષણ બંધાયાં નથી તે કુશળ મહાપુરુષો જ બાંધે અને દેશની રાજનીતિની પ્રથા ઘડે. વળી હાલ જગતના દેશોમાં રાજનીતિ પ્રજાકીય હોય છે તેમજ હિન્દમાં એટલે જેવી પ્રજા તેવી રાજ્યનીતિ. તેથી પ્રજાજીવનમાં ધાર્મિક, સાંસારિક કે નૈતિક સડો હશે તો રાજ્યનીતિ પણ સડેલી થવાની. રાજ્યનીતિનું ખાસ લક્ષણ સત્તા હોય છે. એટલે સડેલી રાજ્યનીતિ સત્તાને બળે દેશને પાયમાલ કરે. મજબૂત ઉંચાં તત્ત્વોથી દેશ આબાદ થશે.

રાજ્યનીતિ વિશાળતા ધારણ કરતી જાય છે તથા અનેક ભિન્ન જણાતાં અંગો તેમાં અંતર્ગત હોય છે એમ જાણતાં કોઇ મહાસંત હેરત પમાડે તેટલા નૈતિક બળ અને લોક સત્તા વડે દેશની રાજનીતિ ઘડવાના અસાધારણ પ્રયાસ કરે તો તેમાં ભડકી જવાનું કાંઇ નથી. એ પ્રજાસત્તાનો કેવી રીતે ઉપયોગ કરે છે, લોકમાં પ્રમાણિકતાના અંશ કેવી રીતે અને કેવા રોપે છે, પ્રજાએ સહનશીલ થવું એટલે શું ? કેવા પ્રસંગોમાં તે ધારણ કરવી ? કેવી જાતની સહનશીલતા ? તથા સ્વતંત્રતાના કેવા વિચારો પ્રજામાં રોપાય છે અને કેળવાય છે વગેરે મહાન બાબતોના જ અત્યારે પ્રશ્નો ઉદ્ભવી શકે. આ પ્રશ્નોની સ્પષ્ટ સમજ લોકમાં પ્રસરે અને હિન્દની પ્રજાકીય રાજ્યનીતિના વિશિષ્ટ સ્વરૂપ ઘડાય તેના ઉપર જ મહાત્મા ગાંધીએ "શું કર્યું ?" તેનો નિર્ણય થઈ શકે. અને આ નિર્ણય તો સુદૂર ભાવિ ઇતિહાસકાર જ કરી શકશે. સપ્ટેમ્બર માસમાં સ્વરાજ્ય આવો કે ન આવો, તેના ઉપર "શું કર્યું ?" નો ઉત્તર નથી ટકી રહેલો. સપ્ટેમ્બર માસ તો લોકોએ "શું કર્યું ?" તેનો જવાબ આપશે. આપણી રાજનીતિનાં સ્પષ્ટ લક્ષણ બંધાશે ત્યારે જ સ્વરાજ્ય અનુભવીશું અને ચલાવી શકીશું. પ્રજાકીય સત્તામાં-સ્વરાજ્યમાં દેશની વિશિષ્ટ રાજ્યનીતિનાં સચોટ લક્ષણ હોવાં જોઇએ. આ લક્ષણો રાજ્યનીતિમાં ઉતારવાનો પ્રશ્ન સ્વરાજ્ય જેટલો-બલકે તેથી પણ વધારે મહત્વનો છે. અને મહાત્મા ગાંધીજીએ "શું કર્યું" તેનો ઉત્તર પણ તેના ઉપર મુખ્ય રીતે ટકેલો છે.

"મૃદંગ."

---

# કવિઓની ખેડ.

( અનુસંધાન પૃષ્ઠ ૧૪૨ થી. )

ભિન્ન ભિન્ન ઉપમા, કલ્પના, અથવા શબ્દપ્રયોગનું એક વાકયમાં—મિશ્રણ, એ આ ભેદનું બીજું લક્ષણ છે. ઉદાહરણવડે આ લક્ષણ સુબોધ કરવા જતાં વૈયક્તિક ટીકાદોષને પ્રાપ્ત થવું, અપરિહાર્ય હોવાથી લેખમાં આપેલાં 'કવિતાદેવીનું શિખર' વગેરે પ્રારંભનાં વાકયો વાંચી લેવાને વાચકોએ પુનઃ પરિશ્રમ કરવો. એકના પૂર્વાર્ધ સાથે બીજાનું ઉત્તરાર્ધ સાંધીને સર્જેલી મિશ્ર કલ્પના જોતાં જ અર્ધમીનાકૃતિ સાગરસુંદરી જોનારા ગ્રીક ખલાસીઓની પેઠે, કિંવા કેડ સુધી પત્થરનો અને ઉપર માનવી દેહ ધારણ કરનારી બકાવલી

પરીને જોનારા તાંજુલ મુલ્કની પેઠે, બિચારો વાચક ગોટાળામાં પડી જાય છે. કોઇ પણ વિષયે ઉપર કવિતા કરવા બેસતાં જ આપણા કવિને પ્રથમ સ્વાભાવિક રીતે બીજાની તે વિષય ઉપરની ઉત્તમોત્તમ કલ્પના સાંભરે છે. તેનો ઉપયોગ થયા પછી બીજા નંબરની કલ્પનાની પલટન હાજર થાય છે. આ પ્રમાણે ઉતરતાં ઉતરતાં છેવટે પોતાની રખડેલ કલ્પનાને જોડવામાં આવે છે. આથી રડયા , ખડયા જેવો રસપોષ, કલ્પનાસૌન્દર્ય વગેરે બાબતમાં આપણા કવિની કવિતા હંમેશાં ઉતરતી બાંજણીમાં કરેલી હોય તેવી દેખાય છે. શરૂઆતની બેચાર લીટીઓ સાથે છેવટની બેચાર લીટીઓની તુલના કરી જોતાં આ દોડકાંડીઆ કાંટાનો ધડો વાચકોના ધ્યાનમાં તાબડતોબ આવી જાય છે. આવી કવિતા જોનારાને-પહેલા અને બીજા વર્ગના ડબાને જોડીને ભારના ડબા ખેંચનારી સદર્ન મરાઠા રેલ્વે ગાડીનું-કિંવા કોલર નેકટાઈ સુધી સુધારેલા પોશાકની પછી કેડની આસપાસ સુંદરીઆ રૂમાલનો કટકો બાંધેલા, તરણેતરની જાત્રામાં જમા થયેલા, કોળી બાબનું ભાન થાય છે. હમણાં કેટલાંક માસિક પુસ્તકોમાં કવિતાના પ્રારંભમાં જ કવિનું નામ લખવાનો રિવાજ છે, તે આ દૃષ્ટિએ જોતાં ખોટો દેખાય છે. કારણ છેવટના ભાગ ઉપર જ કવિની ખરેખરી માલિકી હોવાથી તેઓશ્રીનું નામ છેડા ઉપર હોય તો સારૂં લાગે! વળી વિશેષણોનો દુરુપયોગ, કલ્પનાની ચોરી છુપાવવા સારૂ મૂળના સાદા શબ્દોને બદલે અમરકોષમાંથી તાણી લીધેલા કઠણ પત્થરા જેવા શબ્દોની યોજના, ઇત્યાદિ સૂક્ષ્મ લક્ષણો પણ જાણવા જેવાં છે. ઝીણી નજરે જોઇએ તો લાંબા લાંબા સંસ્કૃત સમાસો વાપરવાની રીતનો જન્મ પણ આ 'પંતર ચાળવણી' ની ઇચ્છાથી જ થયો હશે એમ લાગે છે.

કોઇ પણ સમયે કવિઓનું એક મોટું જુથડું સમકાલીન સત્કવિઓનું નાકું પકડીને કવિતાના 'અમૂલ્ય' ધંધામાં ખેંચતાણ કરી રહેલું હોય છેઃ નવા નવા સત્કવિઓના સિતારા જેમ જેમ ચમકવા માંડે છે તેમ તેમ તેઓની કાવ્ય રચનાની પદ્ધતિને પણ ચમક લાગવા માંડે છે. પણ મોટી મોટી કચેરીઓમાં ઉપરી અમલદારોની વારંવાર ફેરબદલી થયા કરે છે, ફક્ત કાળકુંડ—નહિ—કારકુન દાલાણુદા થઇ જતાં પણ જગાએથી ખસતા નથી તેની જ દશા આ 'કવિ' ઓના જુથડાંની જણાય છે!

પ્રાણી સૃષ્ટિમાંહેલાં ઇતર ઘટકો પ્રમાણે 'કવિ' પણ કુદરતી રીતે જ પેદા થાય છે. હોડલું, અસ્તરો, શકોરૂં, વગેરે ચીજોની પેઠે તે 'કર્યો થતો નથી.' આખા જગતની સાથે એને બંધુત્વની સગાઇ હોવાથી જાતિભેદના અભાવે તે કેવળ વિજાતીય હોય છે. એનું આયુષ્ય બાલ્યાવસ્થા, યુવાવસ્થા, અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ ભાગે વહેંચાયલું હોય છે, પણ 'કવિ વૃદ્ધ થયા' એ પ્રમાણે હજુ સાંભળવામાં આવ્યું નથી. એનું બાળપણું બહુ સુખમાં ગયેલું હોય છે. માત્ર તારુણ્ય તેટલું જ દુઃખદાયક ભોગવવું પડે છે. એના જીવનની શ્વસનક્રિયા આ જન્મ દીર્ઘ નિઃશ્વાસોથી થાય છે. તેના અંતરમાં રંગબેરંગી આગના ભડકાઓ-લાંબી જ્વાલો નાંખી રહ્યા હોય છે. એ સુલતાને ઇશ્ક, રાન વગડામાં, ડુંગરા ટેકરામાં, નદીના કિનારા ઉપર કિંવા બાગબગીચામાં હંમેશાં ફરતા જોવાય છે. ઝાડની છાયા નીચેની મ્યુનિસિપલ ખુરશી પર બેસી નાટકની કે કાવ્યની કલ્પના કરવા કરતાં કોઇ

કોઈ વાર કમાઇને પાછાં ફરેલાં પક્ષીઓની હગાર પડતાં ઉંઘના ઘેનમાંથી જાગેલા, જેવા 'કવિ રાજ' ઘરપ્રતિ પ્રયાણ કરતા જોવાય છે. આનંદમાં ડૂબી જવું, રોવું, તંદ્રામાં પડવું, ચીસો બરાડા પાડવા–ચારે પ્રહર રાત્રિની દોસ્તી અને વાતચિત, કદિ કદિ સ્વપ્નમાં સ્વર્ગ સુંદરીઓ સાથેના ઘર નં. ૧૪૧–૪૬ માં વિહાર, માથાફરેલની પેઠે જ્યાં ત્યાં બેકાર ભમણા, બે ડોળામાં ચાલ્યા જતા અશ્રુના પુરમાં તણાઈ જવું, બિચારા ગુલાબની પાછળ પડવું, દુનિયાને લાત મારવી વગેરે વગેરે કામકાજમાં બચેલો સમય વિતાડી નાંખવો એ 'કવિ' રાજનો પેટન્ટ ધંધો! અને પુષ્પોની, 'ફુલડાં' ની 'કુસુમડાં' ની ભારે લગની લાગેલી હોય છે. ફક્ત જરા લહેરી હોવાથી તે કોઈવાર ફુલોને સુંઘે છે, તો કોઈવાર પગ નીચે ખુંદે છે. ગાવા બજાવવાનો શોખ પણ જબ્બર હોય છે. 'કવિ' શ્રીનો મુખ્ય આહાર એટલે તે અમૃત! 'સુધા'! અને તે લાવવા સારૂ તેઓશ્રી વારે વારે સ્વર્ગની ખેપો મારતા સાંભળ્યા છે. જુના પુરાણાં વર્ણનો ઉપરથી એમ સમજાય છે કે અમૃતનો રંગ ધોળો તાડી જેવો હશે. આ અમૃતના પાનથી જ તેઓ અમરત્વ પ્રાપ્ત કરતા હોવા જોઇએ. નહિતો વ્યસન લાગતાં 'જીવતે મુઆ' જેવા તો ખરાજ. એ પણ એક પ્રકારનું અમરપણું જ કહેવાય. કવિના વસ્ત્રપ્રાવર્ણનો ઉલ્લેખ હજુ ક્યાંય સાંભળ્યો નથી. એકંદરે આ મનુષ્ય પ્રાણીની હાલચાલ એક નાના બાલક જેવી જણાય છે. પણ બાલક એતો 'પ્રભુ' પોતે જ.. એટલે કવિઓની વૃત્તિ પણ પ્રભુ જેવી જ કેમ ન કહેવાય?

'अरसिकेषु कवित्वनिवेदनं,' 'निरंकुशाः कवयः,' 'साम्प्रति नैषधस्तः' અને 'કવિ એ શબ્દસૃષ્ટિના પ્રજાપતિ' આ ચાર સુત્રોના કિલ્લામાં એનું વાસ્તવ્ય હોય છે. જગતના કલ્યાણની જવાબદારી એણે પોતાના માથા ઉપર ઉચકી લીધેલી હોય છે. વ્યવહારમાં સગવડ કરવા સારૂ તેણે ગુણ વિભાગશઃ મનુષ્યોના બે વર્ગ પાડેલા હોય છે. પોતાની કવિતાનાં વખાણ કરનારા વર્ગને 'રસિક' વર્ગમાં બેસાડી અને બાકીના બધાને 'લોકલપેસેંજર' માં ધકાવી મૂકે છે. (આ બાદબાકી વૈયક્તિક તત્ત્વ ઉપર થતી હોવાથી એક કવિનો રસિક બીજાના હિસાબમાં અરસિક ઠરે તો પછી તેનાં નથી વર્ગીકરણ કે કારણ!)

રસિકોને પ્રેમથી 'રસિકડાં'નો ઇલ્કાબ મળે છે. અને બાકીનાઓની સાથે હાડવેર ચાલેછે. કવિને વ્યાકરણની સાથે પણ આવુંજ વાયડું શત્રુત્વ હોય છે. કોઈ કોઈ કવિ, તો અક્ષર શત્રુ પણ હોય છે. એ સિવાય ગાંધર્વ, અપ્સરા, ઈત્યાદિ પરગામના રહેવાશીઓ સાથે પણ એની મિત્રતા સારી હોય છે. શ્મશાનનાં ઘણાં ખરાં ભૂત–પ્રેત સાથે થોડી બહુત પિછાન કરેલી હોય છે. પોતાની કવિતા સંબંધે બોલતાં તે દોઢ પાશેર ઘૃત સારૂ ધમસાણ મચાવી મૂકનારા 'ફટાણીઆ' ની મિસાલે ગર્જના કરે છે. પણ બીજાની કવિતા સંબંધે શબ્દ બોલતાંની સાથે તેના મ્હોંપર સમાધિસ્થતી સ્તબ્ધ ગંભીરતા પસરી જાય છે.

કવિ સ્થલકાલને માટે બીલકુલ પરવા કરતા નથી. રંગભૂમિ ઉપર મહારાણા પ્રતાપની સાથે મહાત્મા ગાંધીજીનો રેંટીયો ફરતો જોતાં રણસંગ્રામમાં ગીતાનો ઉપદેશ સાંભળતા અર્જુનના હાથમાં 'ટેનીસ બેટ' અને પગમાં હોલબુટની કલ્પના ઘણીવાર મ્હારા મગજમાં ચડી આવી હતી. વિદ્વાનો કે સત્કવિઓને મુખે ઘણીવાર સાંભળેલું છે કે 'મચેલો

કાલ પારો ન આવે.' પરન્તુ પહેલા સદીના વસ્તુ સાથે વીસમી સદીનું વસ્તુ ચોંટાડેલું જોતાં એ વાક્ય અક્ષરશઃ ખોટું પડે છે. તેઓથી ધરના અત્યંત દરિદ્રી હોય છે પણ ખરા ગર્વ-શીમંતને પોતાની ગજાન્તલક્ષ્મીનું જેટલું અભિમાન હોય છે તેનાથી સોગણું અભિમાન કવિને પોતાના દારિદ્રયનું હોય છે. આકાશમાં ગોથાં ખાનારા આ ગમગીન ક્ષુતરને ગરીબીની ગિલોલથી તડફડતો જોઇએ છીએ ત્યારે જગતની ચિંતા કરનારા આ જીવના આવા બેહાલ કરનારો પરમેશ્વર ખરેખર જડસોજ હોવો જોઇએ, એમજ ભાસે છે.

આંખો જન્મ કવિતા કરવાનો કવિનો ધંધો હોય છે તો પણ તેમાં ઉપર કહ્યા પ્રમાણે અવસ્થાત્રયીથી વારંવાર મોટા ફેરફાર થઈ જાય છે. નાનપણમાં માના ખોળામાં બેસવું, ફુલનાં કયારામાં ઉઠવું બેસવું, પતંગીઆં પકડવા વગેરે આવાજ પ્રકારના તેના રોજગાર ચાલે છે. આ ઉમરમાં શકુંતલાની સખીની પેઠે " બળ્યું, વિષમ સંબંધી વાયુપણ ' લાગેલો ન હોવાથી અર્થાત્ કવિતા સારૂ વિષય પણ ખુણે ખુણે પ્રસિદ્ધ થયેલી કવિતામાંથી ચરકાવે છે. આ વયમાં તેની કવિતા સ્થલવર્ણનમાં, કે નીતિનાં તત્ત્વો સાંધવામાં લુથપુથ થઈ ગયેલી હોય છે. ષડ્રિપુની સાથે મારામારી, સંસારના ભોંયરામાં સપડાઈ જતાં ખેદપ્રદર્શન, ચોરાશી લાખ યોનિના ધક્કા ફિટાડવા સારૂ ઇશ્વરની પ્રાર્થના, વિષમ હરિગીતમાં 'હૃદયશૃંગ' તો કોઈવાર 'હૃદયસર,' કોઈવાર 'હૃદય જ્યોતિ' ઇત્યાદિ શબ્દો તેવા રોડા,—વગેરે વિષયોની કવિતા કરવામાં 'જનમ સબ બાતે' બીત ગયેલો દેખાય છે. કવિ કાલની આગળ હોય છે, એ વાત જગમશહૂર છેઃ તેને અનુસરીને થોડીક હુતાશિનીઓ વીતી કે તુરતજ આપણા કવિ શૃંગાર તરફ દોડે છે. આ અલ્પવયસ્ક અવસ્થાની બધી કવિતાઓ લગભગ શૃંગારશરણે જ સોંપેલી હોય છે. આ સમયમાં કવિરાજ સંસારના સુખસાગરમાં પલોઠીયા ભુસકા મારતા હોય છે. ત્યારબાદ જલદીથી લગ્ન થવાથી વિરહાવસ્થાનો કાળ શરૂ થાય છે. સાધારણ દશજણીઓ જેવી બાયડી મળેલી હોવાથી ભાઈનાભ્રમનું ભોપાળું ફુટી પડતાં તેજ સંસાર સાગરમાં ગળકાં ખાવા માંડે છે. બાયડી મળતાં વિરહાવસ્થાની શરૂઆત થવી એ કવિના આયુષ્યની કવિતામાંનો બધાથી મોટો વિરોધાભાસ અલંકાર સમજી લેવાનો છે, કવિનું લગ્ન એકવાર થયેલું હોય છે તો પણ તેને સ્ત્રીઓ બે હોય છે. એક ધરસંસારમાં રીબાતી બાયડી અને બીજી કવિતામાં નાચતી પ્રિયા પૈકી બાયડી ધરમાંને ધરમાં મજુરી કરીને છોકરાં છાબરાંના ખત્તા ખાતી હોય છે અને પ્રિયા, કવિને ધનચક્કર બનાવીને કયાંક છૂપાઈ બેઠેલી હોય છે. બાયડીની સાથે તેનું પાંચ માણસમાં લગ્ન થયેલું હોય છે પ્રિયાની સાથે તે ગાંધર્વ વિવાહથી સંબંધ જોડવા આતુર હોય છે. પ્રિયાનું દર્શન તેણે પોતે કદિ કરેલું હશે કે કેમ તે અમે જાણતા નથી પણ તેનું બ્હીલું મ્હોં દર્શનાતુર હોય તો હોય એમ અનુમાન થઈ શકે ખરૂં ! નેત્રોમાંથી આંસુડાંની ધાર ચાલતી જોઇને પણ આવી કલ્પના થઈ શકે છે. અમારા * હરજીવન કાકાએ તો એકવાર ગાંસડીઓમાં આગ લાગતાં બંબા લગાડવાનો બદલામાં વિરહાવસ્થાવાલા પાંચ પચીસ કવિઓનો ઉપયોગ કરવાનું વીમાના એજન્ટને સૂચવ્યું હતું. પણ ' तुमनेंहि फायर लगाया ' નું તહોમત આવતાં કાકા બંધ ! !

આ અવસ્થામાં કવિની આસપાસ " ઘેરો ઘેરો અંધકાર ગીતડાં ગાતો હોય છે. આ અંધારામાં બેસીને તે સિનેમાના પ્રેક્ષકોની પેઠે નવી નવી ફ્લ્મો જોતો હોય છે. પૃથ્વી

---

* ' હરજીવન કાકા અને હું ' એ નામનું એક ઉલાળીયા ગાડા જેવું પુરાણ ઉઘડવાનું છે.

ઉપરની નાની સુની વાતોનું વર્ણન કરતાં ઠેઠ તેને સ્વર્ગ લગીનો ધક્કો થાય છે. ઉંટપર બેસીને છાણાં વીણનારા કરતાં પણ આ ઉચ્ચ પાયરીમાં કવિના હાથે કોઈ કોઈ વાર મજેદાર કરામત બહાર નીકળી પડે છે. એક કવિએ મોરના મધુર ગાયનની શિકારસં કરેલી છે. બીજાને આસો મહીનાના દિવસ 'હરિયાળા' અને 'રઢીઆળા' જણાયા છે. ત્રીજાએ બોરઘાટમાં—હંસલાં ખેલાવ્યાં છે. પરન્તુ આમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ જ નથી કારણ કે આ બધી શોધખોળ કવિશ્રીએ સ્વર્ગમાં ઝપાટો મારીને, કલ્પનાના (એરોપ્લેન) વિમાનમાં બેસીને કરેલી હોય છે. એમ જાણ્યા પછી તે ક્ષમ્ય છે.

સ્વર્ગમાંથી ઉતરેલું કવિનું વિમાન સડસડાટ ઘેર ન આવતાં મસાણમાં ધામો ઠોકે છે. કારણકે સ્વર્ગની પછી તેનું વ્હાલું રહેઠાણ 'સુખદ શ્મશાન' ભૂમિ છે. વિરહાવસ્થાના કપરા ટાણામાં કવિરાજ મરણની એક સરખી રાહ જોયા કરે છે. પણ બહુધા તેની કાવ્યનિર્માણ શક્તિથી હેબકીનેજ યમ તેની આ પ્રાર્થના સાંભળતો નહિ હોય. અથવા તો નિયમ પ્રમાણે મસાણમાં હંમેશાં મુરદાંનીજ કલ્પના કરીને તે રસનો ચૂકતો હોય તો કોણ જાણે ! પ્રાણીમાત્રની હાલચાલની નોંધ કરનારા ચિત્રગુપ્તે પણ આપણા આધુનિક કવિની કવિતાની નકલ ન કરવા વિષે બ્રહ્મદેવ સાથે પહેલેજ ઠરાવ કરેલો હશે. અમારા હઠંગા ટોડારામે (તેનું અને હરજીવનકાકાનું રસ ઝરતું વર્ણન વાચકોના હાથમાં આવશે જ.) પોતાની વિરહાવસ્થામાં એ એકજ વિષય ઉપર એટલાં બધાં કાવ્ય લખ્યાં કે છેવટે હરજીવનકાકાએ કંટાળીને તેના ટેબલ ઉપર વ્હેલાં ઉઠીને અફીણ, સોમલ વગેરે દ્રવ્યોનો ઢગલો રચી દીધો કે જેમાં ઘણા ઘણા દુઃખીયાનો સમાવેશ થઈ શકે! વિરહનું દુઃખ ભોગવતાં ભોગવતાં પણ કવિરાજને, તેમનું બાલપણું બહુ સાંભરી આવે છે. 'આંધળી ભેંસે મોટલું ભાળ્યું' તે પ્રમાણે બાલ્યાવસ્થામાં પાછું એકવાર પણ જવાને તે સંબંધે ઘણીવાર પ્રાર્થનાઓ થયેલી છે. અરે, પણ ભાઈ, બાલાવસ્થા કોને ન ગમે ? મોટા મોટા કવિઓએ પણ '**मातृभिः चिन्त्यमानानां तेहिनो दिवसा गताः**' ગાયેલું છે. અહાહા! તે મુગ્ધાવસ્થા ! અને તે વખતની લીલા ! મજેથી અરધી ટિકિટે પ્રવાસ કરવો, અરધી ટિકિટે રંગભૂમિનાં દર્શન કરવાં,—હસવું, નાનપણનું સુખ અવર્ણનીય છે. એમાં જરાએ ખોટું નથી.

હવે કવિના મુખ્ય ગુણનું એટલે કે મગજમાં અને અંગમાં ઘડાએલા પદાર્થનું વર્ણન કરવાનું છે. આ પદાર્થ—ગુણ એટલે તે કવિની ઘેલછા; ઉર્ફે ગાંડપણ ! કવિની ઘેલછાનું વર્ણન કરતાં સ્વતંત્ર પેરેગ્રાફ ન રખાય તો તે પણ ઘેલછાજ થઇ કહેવાય. 'કવિ' એ જન્મયેલી વસ્તુ છે. લેખના મુખ પૃષ્ટ ઉપર જ કવિનો અને ઘેલાનો સંબંધ ઉડતા ઉલ્લેખ પડે કરેલો છે. કવિની આ ઘેલછા દૂર કરવી એનો મહાભારત કામ છે પણ તે ઘેલછા ના કબુલ કરાય તો પણ તમારી સાથે કવિરાજ મહાભારતનો ખેલ માંડશે. આ ઘેલાઇના તોરમાં તે નવા નવા ચમત્કારો બતાવી શકે છે. એક કવિએ પોતાનાં કુટુંબનાં બધાં માણસો મરણ પામ્યાનો એક કાગળ બહુજ્ઞાનીની નજરથી કોઇ એક સદ્‌ગૃહસ્થને મોકલ્યો. અને બીજે દિવસે બધાના કુશલ સમાચાર આપીને તેમાં પહેલા દિવસની બધી વાત પોતે ઘેલછાના તોરમાં લખેલી હતી એ પ્રમાણે ખુલાસો કીધો ! જગતને ઉપદેશ કરવા તૈયાર થયેલો આ મહાત્મા પોતે ગાંડાતુર હોય છે આ સાહિત્યશાસ્ત્રનું સત્ય, 'પ્રત્યેક પદાર્થને દૃષ્ટિગોચર સ્વરૂપ આપનાર પ્રકાશ પોતે અદૃશ્ય હોય છે' એ પદાર્થશાસ્ત્રના સત્યને પણ

ફકર મારે તેવું છે. કોઇને પૈસાની ઘેલછા લાગે છે. તો કોઇને કીર્તિની એક સ્ત્રીને પોતેજ પોસ્ટની ટિકિટ હોવાની ઘેલછા લાગી હતી; એક ગૃહસ્થને પોતે ઓકના થડ જેટલા જાડા હોવાની ઘેલછા લાગી હતી; પરંતુ કવિને પોતે ઘેલો હોવાની ઘેલછા લાગેલી હોય છે! પ્રત્યેક ' કવિ ' પોતાને ઘેલો કહેવરાવવાને ખેંચાખેંચ કરી રહે છે. લોકોને આ બાબતની ખાત્રી કરી દેવા સારૂ તે ખરે બપોરે ફરવા નીકળે છે, જુલ્ફાં છૂટાં મૂકે છે, ચાર માણસમાં બોલતાં બોલતાં વચ્ચેજ સ્વગત ભાષણોની શરૂઆત કરે છે. માસિક પુસ્તકોમાં પણ આ સ્વર્ગીય બાબતની લેખીસાક્ષ કવિતાને તળીએ રહેલી ઘણાંએ વાંચેલી હશે. મસ્ત, દિવાના, પાગલ, ઈત્યાદિ વસ્તુઓ એ ગહન તત્ત્વનું સ્થૂલ સ્વરૂપ હોય એવું ભાસે છે. કોટનાં બટન ખુલ્લાં રાખે છે, તાલકા ઉપરની ટોપલી સવા હાથ પાછળ મૂકેલી હોય છે.' અથવા તો ચાલતાં ચાલતાં ભરરસ્તામાં ઢળી પડે છે. હૉસ્પીટલ માંહેલા ઘેલાઓની અને કવિના ટોળાંની તુલના કરીએ તો તેમાં ચૂક થવા જેવું કહેવાશે નહિ. હૉસ્પીટલમાંનો દરેક ઘેલો પોતાના સિવાય બાકીના બધાને ઘેલા સમજે છે પણ કવિની ટોળીમાંનો ઘેલો આ હક પોતાને માટે જ રાખી લે છે. ઘેલો માણસ નકામી આમ તેમ કૂદા કૂદ કરે છે તો કવિ સ્વર્ગ સુધી ઠેકડા મારે છે. આ કવિના સ્વર્ગમાં ઝંપાટા થતા જોઈ માત્ર સ્વર્ગની સરહદ ઉપરનો બંદોબસ્ત બીલકુલ ઢીલો હોવો જોઇએ એમ કલ્પી શકાય છે. નહિ તો ફક્ત ઘેલછાના જ આધાર ઉપર સ્વર્ગમાં પહોંચવું મુશ્કેલ થઈ પડે. હે સ્વર્ગસ્થ દેવતાઓ! અમારા આર્યોનાં ટીકાનો ચોકડા માસિક પુસ્તકોના કબાટો ફોડીને તમારા કાન ઉપર આવીને અથડાતા નથી કે? અરેરે! સ્વર્ગ પ્રાપ્તીના તે કઠણ નિર્બંધ આજ ક્યાં ગયા? પોતાની વિધવાના કેશ (વેણી) વડે કિંવા જનોઇના તાંતણા ઉપર ચડીને સ્વર્ગમાં પહોંચવાની અમારી આર્ય-કલ્પના અસ્ત પામીને હવે કેવળ ઘેલછાની કલ્પનાથી જ સ્વર્ગ સુખ મળશે ખરૂં?

કવિના એક બીજા ગુણનું વર્ણન કરીને હવે આ લાંબુ થઈ ગયેલું વર્ણન પૂરૂં કરીશું. કવિને કવિતા કરવાની જેટલી ધૂન હોય છે તેટલી જ ધૂન તે કવિતા બીજાને વંચાવવાની હોય છે. નવી કવિતાનો પહેલો મારો ( હલ્લો ) તેના નિકટના મિત્ર ઉપર થાય છે. કેટલાક કવિઓ પોતાની કમાઇ ભેગી રાખીને જ ફરે છે; તો કેટલાક મુખપાઠ રૂપે પણ સંભળાવે છે. આ મુખપાઠ માંહેલા નાના સુના ગુણોનું સ્પષ્ટીકરણ પણ શ્રોતાને સાંભળવું પડે છે. મ્હારા એક કવિ દોસ્તની મ્હારા ઉપર મોટી કૃપા! કોઈ પણ વખતે અને કોઈ પણ જગાએ તે મળ્યો કે તુરત જ તેની બધી બેગમ કવિતાઓનું નજરાણું મને થયા વિના રહે નહિ. એકવાર ભર બજારમાં તેણે તાલસુર સાથે પોતાની કવિતા—સંભળાવવાનો આરંભ કર્યો; ધીમે ધીમે અમારી આસપાસ તમાસો જોવા માણસો અને છોકરાંઓ ભેગા થવા માંડ્યા! ' લોકો આપણને ઘેલા ગણશે ' એમ મેં સૂચવ્યું, તેમ તેમ તે જરા વધારે રંગમાં આવ્યો. છેવટે અમને એમ ચાલતાં માણસોના જથા સહિત અમે ઘરના બારણા આગળ પહોંચ્યા. અંદર પેસીને બારણું તો બંધ કીધું પણ લોકોનું ટોળું હજુ બહાર જ ઉભેલું હતું કારણકે કવિ-રાજ તેમનું બાકી રહેલું કાવ્ય પૂરૂં કરતા હતા. તે જ કવિરત્ને એક બીજે વખતે પણ મ્હારા આવા જ ( બે ) હાલ કીધા હતા. તે વખતે હું એક ઉતાવળના કામમાં ગુંથાયલો હતો, એવામાં તેઓશ્રીએ એક પોતાનું—કોઇએક સંબંધીના મરણ વિષયનું—શોકરસ પ્રધાન

'મ્હાનકડું' કાવ્ય આણીને મ્હારી સેવામાં સાદર કીધું. "ભાઈ, હાલમાં મને ફુરસદ નહિ હોવાથી કોઇક વખતે હું તે વાંચી લઇશ" કહી મોટી આજીજીથી તેની વિનવણી કરી;—થોડોક સમય આનાકાનીમાં ગાળ્યા પછી તેમણે તેમાંનું સત્તરમું કડવું તો પોતાને જ મ્હોંએથી સાંભળી લેવા મને આગ્રહ કર્યો. મ્હારો હકાર મળતાં જ તેમણે તે કડવું (ઝેર જેવું) લ્હેરે લ્હેરે—આલાપે વિલાપે—ગાવાની શરૂઆત કરી. ગુણોનું વિવેચન કરતાં પૂર્વ સંદર્ભ મ્હારા ધ્યાનમાં ઉતારવા સારૂ તેણે સોળમું કડવું વાંચી દેખાડ્યું; સોળમાના સ્પષ્ટ બોધ સારૂ પંદરમું; પંદરમાનો ગૂઢાર્થ સમજવા ચૌદમું, એમ પાછે પગે ભાગતાં ભાગતાં અરેબીઅન નાઇટસની પેટા વાતોની પેઠે અમે ઠેઠ પહેલા કડવા ઉપર જઇને પહોંચ્યા; ત્યાંથી પાછા છેડા લગી આવ્યા. ગુણોની સૂક્ષ્મ શોધ કરવા સારૂ અમે તે મહા કાવ્યની તેર પરાયણો કરી. તે ઉપરાંત પ્રત્યેક ચરણ પ્રત્યેક સમયે બરાબર સમજાય એટલા વાસ્તે તેને બેવડાવી ચોવડાવીને ગાતો હતો તે તો જુદું જ! વચ્ચે વચ્ચે આત્મસ્તુતિ સારૂ મલ્લિનાથી ખટારાનો પણ ઉપયોગ થયાં કરતો હતો. અમારા સંવાદમાંના ચાર છ વાક્યો નમુના સાર નીચે આપ્યાં છે.

તેઃ—સમજ્યા? આવ્યું ધ્યાનમાં? શું? કેમ બોલતા નથી? આ તે ચરણનું મુખ્ય પોઇંટ છે.

હુંઃ—સમજ્યો. બહુ માર્મિકતાથી તમે વર્ણવેલું છે.

તેઃ—મ્હારામાં ખુબી તો એ જ છે ના! સૃષ્ટિનું સૂક્ષ્મ અવલોકન! સિંહાવલોકન! સિંહાવલોકનત્વ!! તમારી લોકોની સાધારણ આંખને કાંઈ જ ન દેખાય ત્યાં અમને હજારો વાતો સૂઝી આવે.

હુંઃ—તમારી કવિતા જ તેની સાક્ષી આપે છે!

(કવિતા ઢીંગલા એકની કિંમતની હતી. પણ મ્હારા કહેવાનો ભાવ તે ભોળા દિલનો ફિરસ્તો સમજી શક્યો નહિ અને મનમાં આવ્યું તે માંડ્યો બાફવા. મને તો એ બીક હતી કે રખેને આખા કાવ્યનું ફરી વાર રિવિઝન કરી નાંખશે તો!

તેઃ—અમસ્તી એમ કવિતા બનતી નથી સમજ્યા કે? અંતઃકરણ સૃષ્ટિની સાથે એકજીવ થતું જોઇએ. બસ! યાર, કવિને હૃદયની જરૂર છે: ભેજાંની કંઈ દરકાર નથી!

હુંઃ—અક્ષરશઃ બરાબર છે. આપણાં ઘણાક કવિઓને પ્રભુએ ભેજું મસ્તક આપ્યાં છે, તે ઉપયોગને માટે નહિ પણ મનુષ્ય દેહની પરંપરા સાચવવાને માટે જ હશે, એ હવે ખરૂં પડ્યું!

તેઃ—વાહ! બરાબર બોલ્યા! મ્હારૂં જ ઉદાહરણ લોને. મૃદુ હૃદય વગર આવા કવિતા થવી કઠિન—કઠિન! અરે હૃદય તો શું પણ મ્હારો હાથ જુઓને કવિતા લખી લખીને કેવો માખણ જેવો થઈ ગયો છે. સ્વર્ગની ચીજો પ્રયાસ વગર સાંપડતી નથી હાં!!

ફક્ત હાથ માખણ જેવો થવાથી તેને સ્વર્ગ સુધી પહોંચી વળવાનું સામર્થ્ય આવેલું જોઇને વાંસાના હાડકાં પણ માખણ જેવાં કરી તેને કાયગનો સ્વર્ગવાસી કરી નાંખવાની પરોપકાર બુદ્ધિ ક્ષણભર તો મ્હારા મનમાં થઈ આવી હતી! આ કાવ્ય વાચન થાં-

લતું હતું ત્યારે તે ભરેલા આમ સારું વચ્ચે વચ્ચે થોડું થોડું રડતો પણ હતો. મેં પણ મયતમજકુરે કટાણે મરી જવાને માટે ખરા મનથી દિલગીરી પ્રદર્શિત કરી. પછી તે શોકના આવેગમાં હુઠવો મૂકીને રોવા લાગતાં જ મેં એકાએક પોક મૂકી, અને છેવટે અત્યંત દુઃખથી બેશુદ્ધ થવાનો ઢોંગ કડકડાટ શરીરને ધરણી ઉપર નાંખ્યું. મ્હારા અનુમાન પ્રમાણે ડૉક્ટર વગેરે આણવાની ખટપટમાં તે ન પડતાં પોતાની શીઘ્ર કવિતાના જોરથી અશ્રુજલ વડે જ મને સાવધ કરવા માંડયો. થોડીક વાર તો હું શ્વાસોચ્છ્વાસ બીલકુલ બંધ કરીને જ જેમનો તેમ પડી રહ્યો. એટલે પોતાના ઉપર કાંઈ તહોમત આવશે, એ બીતિથી તે પોતાનો લબાચો સંકેલીને જલદી જલદી ગડબડી ગયો! અને હું પણ એ મ્હોંકાણમાંથી માંડ છૂટીને રીંછડાના જડબામાંથી છૂટેલા અંગ્રેજ પ્રવાસીની પેઠે પોતાને કામે લાગ્યો. પ્રાણાયમનું મહત્ત્વ ત્યારથી જ હું સમજતાં શિખ્યો! આપણા ઋષિમુનિઓનો સંપૂર્ણ ઋણી થયો.

કાવ્ય વાચનનું કવિનું લાકડું આવું ચિકણું હોવાથી તેની સાથે દોસ્તી થવી, એ પણ એક દુર્દૈવનું જ લક્ષણ છે. મ્હારો તો એવો તર્ક છે કે મહાકવિ વાલ્મિકીના શતકોટિ રામાયણના ત્રણ ટુકડા ત્રણે લોકમાં વહેંચી દઈને પોતાને માટે ફક્ત 'રામ' એ બે જ શબ્દો રાખી લેવાનો ભગવાન્ કૈલાસનાથનો આવો જ લોકહિત કરવાનો હેતુ હોવો જોઇએ. કારણ, આવડું મોટું કાવ્ય વાંચવાની જવાબદારી કોઈ પણ એકજ લોક ઉપર નાંખી હોત તો એ કેવળ નિર્દયપણું કહેવાત. (માત્ર એક સળંગ કાવ્યના ત્રણ ટુકડા કર્યા પછી પણ તે પ્રત્યેક ટુકડો ભાગ્યા તૂટયા વિના સળંગનો સળંગ કેમ રહ્યો હશે? એ જરા મ્હારા બાલક મનને કોકડું ગુંચવાયા જેવું લાગે છે. તે દિવસે શૃંગી ભૃંગી વગેરે ગણોએ 'ફંડાઈ' જરા કરકસરથી કરેલી હશે એમ લાગે છે.) કેટલાક લોકો એવો આરોપ નાંખે છે કે આધુનિક કવિઓને મહાકાવ્ય રચતાં બીલકુલ આવડતું જ નથી. આવો આરોપ તે લોકો વિચાર્યા વગરજ કરે છે. અરે હું તો છાતી ઠોકીને કહું છું કે આ, કવિનો દોષ નહિ પણ ઉલટો એક ગુણ સમજવો જોઇએ. 'શ્રાવણી અમાસ' ને 'દહાડે' 'મંદિરમાં પચાસ પચાસ દીવા' પ્રગટાવ્યા વિનાજ તેઓ આ આરોપ કરવાની ઉતાવળ કરે છે. 'કવિ' શ્રીના એક ન્હાનકડા કાવ્યથી જ વાચકો બેજાર બની જાય છે તો પછી મહાકાવ્યો બહાર પડતાં કોણ જાણે શોએ પ્રલય થશે! નહિ; નહિ; કવિશ્વરો, આડે માર્ગે ચડી જઈ આપ મહાકાવ્યો કરવાના છંદમાં બીલકુલ પડશો નહિ; ફક્ત છરાથી જ જમીનદોસ્ત થનારા ઉપર જર્મન તોપની સરબત્ત શા માટે? કેટલાક કવિઓને પોતાના કાવ્યમાં પ્રેતોને પણ ઉઠાડવાની ધમક છે એમ લાગે છે, તે ઘણું કરીને આ જ જોર ઉપર હશે! ખરેખર, સ્મસાણમાં જઇને કોઈ એક કવિએ પોતાનું લંબ કાવ્ય જોરથી વાંચવાનો આરંભ કર્યો તો ખાત્રીથી તમામ પ્રેતો ખડખડ ઉઠીને ઉભાં થવાનાં! ફક્ત તેઓ તે કાવ્ય સાંભળવાને રોકાશે કે નાહ એવડો જ પ્રશ્ન છે!

"બાલભુજંગ."

# સમુદ્રને કિનારે.

---

અનંત વિશ્વોદધિના કિનારે,
બચ્ચાં મળી ખેલ અનંત માંડે;
ઊંચે છવાયું નભ આ અનંત,
ગંભીર ને નિશ્ચલ શું દિસંત.

ઘૂઘૂ કરીને ઘૂઘવે સમુદ્ર,
ઉછાળીને ફીણ ઉંચા તરંગ;
બચ્ચાં તણો નાદમહીં મિલાવે,
સહર્ષ બાળો રમતાં કિનારે.

કંઈ મૃત્તિકા—ગૃહને બનાવે,
કંઈક ખાલી છીપને ઉછાળે;
ન્હીસાયલાં પર્ણ લઈ તરુનાં,
કંઈક હોડી મધુરી બનાવે.

સહર્ષ મૂકે વિપુલા સમુદ્રે,
તરંતી સાશ્ચર્ય નિહાળી રાચે;
ન જાણતાં એ તરવું સમુદ્રે,
ન જાણતાં જાલ નખાયશે તે.

જતા સમુદ્રે જન મોતી માટ,
વણિક વાણિજ્ય ચલાવવાને;
પરંતુ બચ્ચાં દશદો વીણે છે,
સ્વચ્છંદ જ્યાં ત્યાં વળી વેરી દેછે.

ન શોધતાં એ કંઈ ગુપ્ત દ્રવ્ય,
ન જાણતાં જાળ-કળા જરીયે;
ઉછાળી મોજાં ઉદધિ હસે છે,
તીરે મૃદુ કંઈ સ્મિત ફેરવે છે.

મર્યાદ સોડે કવિતા કવે છે,
અગમ્ય; તે બાળક સાંભળે છે;
સુમિષ્ટ લાગે જનની—ગીતા શી,
[illegible]

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના:—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ.—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનતિ.

૧. હાલમાં પોસ્ટ ઓફિસે રજીસ્ટર સીવાયનાં વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા નમ્ર વિનંતિ છે.

૨. મનિઑર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

વ્યવસ્થાપક.

### ચાલુ અંક વી. પી.

જે ગ્રાહકોએ ચાલુ વર્ષનું લવાજમ ભર્યું ન હોય તેમને તે મ. ઓ. દ્વારા મોકલાવવા વિનંતિ છે. જેમનું ચાલુ સાલનું લવાજમ ચાલુ અંક બહાર પડ્યા પહેલાં આવ્યું નહીં હોય તેમને ચાલુ અંક વી. પી. દ્વારા મોકલવામાં આવે છે તે સ્વીકારવા વિનંતિ છે.

---



---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चा मस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो , यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૬. [ માસિક ] આષાઢ. સંવત ૧૯૭૭.

## રાજ્યદ્વારી પુરૂષ તરીકે લોકમાન્ય.*

રાજદ્વારી પુરૂષ તરીકે લોકમાન્યનું પુણ્ય અને સ્ફૂર્તિદાયક સ્મરણ આજરોજ કરતાં એમના જીવનની કયી બાજુનું સ્મરણ નથી થતું ? એમના જીવનના દરેક વ્યવહારમાં રાજ્યદ્વારી જીવન એટલું ગુંથાએલું હતું કે તે જુદું પાડી શકાયજ નહી-ફક્ત Artic Home in the Vedas & Orion એ બે ગ્રંથોનોજ વિચાર તેમના રાજ્યદ્વારી જીવનથી સ્વતંત્ર રીતે કરી શકાય. ગીતારહસ્યનો પણ નહી, ગીતાજી કર્મયોગનો પાઠ શીખવે છે એ માતૃભાષાદ્વારા ગ્રંથ લખી બતાવવામાં તેમના રાજદ્વારી જીવનની છાપ છેજ. Artic Home અને Orion જ્યારે દુનીઆના વિદ્વાનોને માટેજ લખાયાં હોય તેમ અંગ્રેજીમાં લખાયાં ત્યારે ગીતારહસ્ય મંડાલેની જેલમાં સ્વદેશબંધુઓને માટે માતૃભાષામાં લખાયું. આવી સ્થિતિમાં લોકમાન્યના રાજદ્વારી જીવન વિષે ચાર શબ્દ બોલવાનો પ્રયત્ન કરવામાં મારે કયી બાબતોનો ખાસ નિર્દેશ કરવો અને કયી બાબતો ગૌણ માનવી એ મુંઝવણમાં હું છું.

પોતાના દેશની સર્વ બાજુએ ઉન્નતિ કરવી એ દરેક રાજદ્વારી પુરૂષનો આદર્શ હોય છે. પ્રજાની આર્થિક, નૈતિક, ધાર્મિક, માનસિક યાને બૌદ્ધિક અને શારીરિક ખીલવણી સાથે સામાજીક અસ્તિત્વ અને રક્ષણ માટે જે બંધનો અને કાયદા કાનુનો યા હુકમો કરનાર સત્તા હોય તેજ રાજકીય સત્તા કહેવાય છે. પણ એ સત્તા કેવળ ( abstract ) નિરાકાર સ્વરૂપમાં જોઈ શકાતી નથી તેમજ ભોગવી શકાતી નથી. સામાજીક જીવનના દરેક નિયમનો પ્રજાની આર્થિક, નૈતિક વિગેરે બાજુની ઉન્નતિ સાથે ગાઢ સંબંધ છે. બલ્કે

* તા ૧ લી ઓગષ્ટ ૧૯૨૧ ને રોજ ગુજરાત મહાવિદ્યાલયમાં વિદ્યાર્થીઓ સમક્ષ આપેલું ભાષણ.

એવી ઉન્નતિ માટેજ એવા નિયમો હોઇ જો પ્રજા આર્થિક, નૈતિક વિગેરે બાજુએથી સારી સ્થિતિમાં હોય તો તેને આત્મરક્ષા માટે દારૂગોળો, તોપો વિગેરેની જરૂર પણ નથી.

ત્યારે લોકમાન્યના રાજદ્વારી જીવનનું દર્શન એટલે શું? રાજદ્વારી પુરૂષોનું રાજદ્વારી જીવન જુદા જુદા વિવિધ ક્ષેત્રોમાં હોય છે. તેનું જુદા જુદા વિષયોમાં જે જે રૂપ જોવામાં આવે છે તે તમામ રૂપોનું એકત્ર દર્શન તેજ તેમનું રાજદ્વારી દર્શન. શ્રીકૃષ્ણના વિશ્વરૂપ દર્શન જેવું જ તેમનું રાજદ્વારી દર્શન હોય છે. મારો અર્થ કદાચ દાખલાથી હું વધારે સ્પષ્ટતાથી બતાવી શકીશ. મહાત્મા ગાંધીજી તરફજ આપણે નજર કરીએ તો તેમનાં કેટલાંએ રૂપો જણાય છે? ખેડુત ગાંધી, વણકર ગાંધી, સ્વદેશી અને બહિષ્કાર મંત્રના અધ્વર્યુ ગાંધી, રાષ્ટ્રીય કેળવણીની હિમાયત કરનાર ગાંધી, અંત્યજોદ્ધારક ગાંધી, દેશી ભાષાની ઉન્નતિ અર્થે પ્રયાસ કરનાર ગાંધી, હીંદી ભાષાનો પુરસ્કાર કરનાર ગાંધી, મજુરોને આશ્રય આપનાર ગાંધી, ગોરક્ષક ગાંધી, પાડોશ ધર્મથી ખિલાફતના બચાવ માટે પ્રયત્ન કરનાર ગાંધી, વૈષ્ણવ ગાંધી, વિગેરે અનેક અંગનો જુદો જુદો વિચાર કરીએ તો તેમાંનું કયું અંગ કેવળ રાજદ્વારીજ કહી શકાય? અને રાજદ્વારી ગાંધીનો વિચાર કરતાં આ પૈકી કયું અંગ વિચાર બહાર મુકી શકાય? દરેક જુદા અંગનો (aspect) વિચાર રાજદ્વારી દૃષ્ટિથી અલગ રીતે તપાસી શકાય. દરેકમાં રાષ્ટ્રીય ઉન્નતિ માટે જરૂરીઆત એની સ્થિતિ લાવવા માટે જે જુદી જુદી દિશાઓમાં પ્રયત્નો કરવાની જરૂર છે તે દરેક દિશાનું ધોરણ પ્રધાન હોઈ તે પછવાડે એક સુત્રથી તે તમામને એકત્ર ગૂંથનારો જે હેતુ છે તેજ એ તમામનું રાજદ્વારી સ્વરૂપ છે. એ ઉપરથી જણાશે કે લોકમાન્યનું રાજદ્વારી અથવા વિશ્વરૂપ દર્શન તેમની પ્રવૃત્તિઓના સ્મરણથી અને મનનથી થઈ તે દર્શનની સફળતા તેમનું અનુકરણ જેટલે અંશે કરી શકાય તેટલે અંશે આપણા પૈકી દરેક મેળવી શકે.

પ્રજાની આર્થિક ઉન્નતિ માટે લોકમાન્યે સ્વદેશી અને બહિષ્કાર માટેની હિલચાલ, નૈતિક, માનસિક યાને બૌદ્ધિક અને શારીરિક ઉન્નતિ માટે પ્રથમ ન્યૂ ઈંગ્લીશ સ્કૂલ અને ફરગ્યુસન કૉલેજ અને પછીથી રાષ્ટ્રીય કેળવણી માટેની સંસ્થાઓ વિગેરે પ્રયાસો આમરણાન્ત ચાલુ રાખ્યા હતા. પોતાની ખરી સ્થિતિનું ભાન મહારાષ્ટ્રીય પ્રજાને તેમણેજ પ્રથમ કરાવ્યું. પોતાની શક્તિનો ખ્યાલ પણ પ્રજાને તેમણેજ પ્રથમ આપવા માંડ્યો. અને આ પ્રયાસોમાં રાજદ્વારી સત્તા હાથમાં નહી હોવાથી શી શી મુશ્કીલતો નડે છે, રાજદ્વારી સત્તા હાથમાં હોય તો પ્રજાનો ભૂખમરો અને દીન સ્થિતિ દૂર કરવી કેટલું સેહેલું થઈ પડે તે જોઇ તે સત્તા હાથમાં આવ્યા શીવાય આપણે કાંઇ પણ કરી શકીએ નહી, એ સિધ્ધાંત ઉપર તેઓ આવ્યા હતા; અને તેથીજ દેશનો કારભાર ચલાવવાની સત્તા લેવી એ પ્રધાન ઉદ્દેશ તેમણે રાખ્યો હતો. દેશની ખેતી, વહેપાર ઉદ્યમ, કેળવણી, નીતિ વગેરે બાબતોમાં સુધારાની તેમને જરૂર જણાતી નહોતી એમ નહી અને તેઓ પ્રયાસ કરતા નહી એમ પણ નહી. પણ એ બધી બાબતો રાજદ્વારી સત્તા આગળ તેઓ ગૌણ માનતા હતા. હાલની રાજનીતિના માઠાં પરિણામોનો અને તે નીતિના ધોરણોનો ખરેખરો ખ્યાલ હિંદી આગેવાનો પૈકી લોકમાન્યનેજ પહેલવહેલો આવવાથીજ તેમણે બીજી તમામ બાબતો બાજુએ રાખી, રાજતંત્ર પ્રજાકીય કરવા માટેની શરૂઆત પોતાની પધ્ધતિ મુજબ શરૂ કરી, લોકોને પણ તે દિશામાં કેળવવા માંડ્યા હતા.

પ્રજાકેળવણીનું કામ એમણે ૪૦ વર્ષ ઉપર "કેસરી" પત્રદ્વારા શરૂ કર્યું. "કેસરી" નામ સાથેજ મહારાષ્ટ્રના બે પૂજ્ય અને મહાન પુરૂષોનું સ્મરણ થાય છે. વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર અને આગરકર. લોકમાન્ય અને આગરકર કૉલેજમાં બી. એ. માં હતા, તે વખતે ચિપળુણકર બી. એ. થઇ સરકારી નોકરીમાં–રત્નાગીરી હાઇસ્કુલમાં–શિક્ષક તરીકે હતા. પરંતુ પોતાના દેશની અધમ સ્થિતિનું ભાન ત્રણેને વિદ્યાર્થી દશામાંથીજ થએલું હતું. અને દેશોન્નતિ માટે પોતાની જીંદગી અર્પણ કરવાનો નિશ્ચય ત્રણેનો હતો. આગરકર અને લોકમાન્ય કૉલેજમાંથી બહાર નીકળ્યા પછી ચિપળુણકરે પણ પોતાની નોકરીનું રાજીનામું આપી ત્રણે જણાએ મળી દેશસેવાનું પ્રત્યક્ષ કાર્ય શરૂ કર્યું. ત્રણમાં ચિપળુણકર ગુરુસ્થાને હતા એમ કહીએ તો પણ ચાલે. "કેસરી" સાથેજ "મરાઠા" નામનું અંગ્રેજી પત્ર પણ કાઢવામાં આવ્યું અને કેળવણી માટે "ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ" (જેમાંથી ડેક્કન એજ્યુકેશન સોસાઇટીનો જન્મ થયો,) શરૂ કરવામાં આવી. છાપાંઓ અને નિશાળો આ પહેલાં હિંદુસ્થાનમાં કોઇએ કાઢ્યા નહોતાં એમ નહી, પણ આ જુવાન દેશભક્તોની હિંમત, આત્મવિશ્વાસ અને સ્વાર્થત્યાગ અસાધારણ હતા. મહારાષ્ટ્ર કેસરી **સ્થિતિર્નોરેદ્દ્વ્યાઃ** શ્લોકનું મથાળે અવતરણ મુકી બ્રિટીશ હાથીને ('બ્રિટિશ લાયન' એમ અંગ્રેજો કહે છે પણ લાયનપણું પોતે લેઇ હાથીપણું બ્રિટીશ સત્તાને મહારાષ્ટ્ર કેશરીએ આપ્યું હતું) જણાવવાં માંડયું કે "ભાઇ, અહીંઆં એક ક્ષણ પણ રહેવું તારે માટે તો જોખમ ભરેલું છે, મોટી શીલાઓને અજ્ઞાનમાં હાથીનું ગંડસ્થલ માની તે શીલાઓનો ભેદ કરતો સિંહ અહીંઆ ગુફામાં સુએ છે." સ્વરાજ્ય મેળવવા માટે પ્રજાને પોતાની શક્તિનું અને આત્મસ્વરૂપનું ફક્ત પૂર્ણભાન થવાનીજ જરૂર છે, આ મંત્ર સહજ રૂપકથી સૂચવનાર દેશી છાપાઓમાં કેસરીજ પેહલો હતો. તેમાં કેસરીના આત્મવિશ્વાસ સાથે પ્રજા ઉપરનો વિશ્વાસ અને લોકજાગૃતિનો ઉદ્દેશ જણાઇ આવે છે.

લોક જાગૃતિ માટે સરકારની રાજનીતિ ઉપર ખુલ્લેખુલ્લી રીતે અને હિંમતથી વિચારો દર્શાવવાની જરૂર છે અને કેસરીએ તે કરવામાં કોઈ પણ વખતે પાછીપાની કરી નથી. લોકમાન્યને બે વખત સરકારની મેમાનગીરી માટે જવું પડયું હતું એ કોણ નથી જાણતું? પરંતુ Politics શબ્દમાં દાવપેચનો જે ધ્વનિ નીકળે છે તેનો સંપૂર્ણ ઉપયોગ કરવામાં પણ કસરીએ કચાશ રાખી નથી. લોકમાન્યે તેમના ઉપરના કેસોમાં પોતાનો સુંદર બચાવ કાયદાની રૂઇએ કરવામાં બાકી રાખી નહોતી તેનું કારણ બ્રિટીશ ન્યાયબુદ્ધિમાં તેમનો વિશ્વાસ હતો અથવા જેલની બીક હતી એ નહિ. પણ કાયદાની જેટલી બારી મળે તેટલી તમામનો ઉપયોગ કરવો એ તેમની પદ્ધતિ હતી. સત્યાગ્રહ તેઓ કરતા પણ સામાવાળાઓ સાથે સચોટ બાથ ભીડવી એ પણ તેઓ યોગ્ય માનતા. સાથે સાથે સામાવાળાની વક્ર નીતિનું લોકોને પણ પરભારૂં ભાન થાય એ પરિણામ લાવવા માટે પણ તેઓ બચાવમાં ઉતરતા. એમના વિચારોની એમણે મહારાષ્ટ્રમાં એટલી છાપ પાડી હતી કે જુવાન મહારાષ્ટ્ર તમામ તેમને પૂજતું થઈ કેસરી પાછીથી જે જે છાપાઓ મહારાષ્ટ્રમાં નવા નીકળ્યાં તે તમામ કેસરી પક્ષના હતા. ભાગ્યેજ બે ચાર સામા પક્ષના હોય.

કેળવણી બાબતમાં સરકારથી સ્વતંત્ર રીતે પ્રજાને કેળવણી આપવી એ પણ તેમનો સિધ્ધાંત હતો. પ્રજા સ્વાશ્રયી અને, ચારિત્ર્યવાળી થાય, સ્વતંત્ર વિચારો કરતી થાય તે

માટે કેળવણીના ફેલાવા સાથેજ કેળવણીનું વાતાવરણ પ્રજાકીય હોવાની આવશ્યકતા વિષ્ણુ ચિપ્લૂણકર,–આગરકર–ટિળકે જોઇ હતી અને તેથીજ તેઓએ સરકારી ગ્રાંટ નહી લેતાં પુના ન્યૂ ઇંગ્લીશ સ્કૂલ શરૂ કરી હતી. અર્થાત્ અભ્યાસક્રમ તો સરકારી નિશાળોનો જ હતો પણ રાષ્ટ્રીય કેળવણીનું તે બીજારોપણ હતું, એમાં શંકા નથી. કેટલાક વધારે વર્ષના અનુભવથી આપણને અત્યારે કેટલીક વધારે જરૂરીઆતો લાગે છે. પરંતુ આપણે વિગતોમાં જોવાનું નથી પણ ભાવના ઉપર નજર રાખવાની છે. અંગ્રેજીમાં લખેલા એકજ ઇતિહાસના પુસ્તકનું અધ્યયન અંગ્રેજી ભાષા શીખવા માટે પણ થઈ શકે અને ભાષાને ગૌણ માની ઇતિહાસ શીખવા માટે પણ થઇ શકે. તેજ રીતે એકજ વિષય શીખવનાર અને શીખનાર સ્વતંત્ર વાતાવરણમાં હોય તો જે અસર થઇ શકે તેજ અસર મર્યાદિત વાતાવરણમાં નહિ થઈ શકે. બન્ને સરકારી કોર્સ શીખવતાં હોવા છતાં ફરગ્યુસન કોલેજમાં મળતી કેળવણીથી પોષાતી ભાવનાઓ ગુજરાત કોલેજમાં પોષાય છે કે કેમ તે જોવું બસ છે. રાષ્ટ્રીય મહાવિદ્યાલયો એ તેનાથી પણ આગળનું પગથીયું છે. અને તે પગથીયું ચઢવાને આજે આપણે સુભાગી થયા છીએ તેનું કારણ પ્રથમની પેઢીમાં લોકમાન્ય જેવા નેતાઓએ કરેલું બીજારોપણજ છે.

કેળવણીમાં પણ રાજકીય ધોરણ પ્રધાન હોવાથી, લોકમાન્ય તેમના જોડીઆઓ સાથે બહુ દિવસ ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં રહી શકે એ અશક્ય હતું. સામાજીક સુધારા બાબત ( જેને ગુજરાતમાં સંસાર સુધારો કહે છે ) પણ લોકમાન્ય અને આગરકર વચ્ચે ઘણોજ મતભેદ હતો. હમેશ જાહેર જીવનમાં સાથે કામ કરનારાઓ વચ્ચે મત–ભિન્નતા જેટલી ઓછી હોય તેટલે દરજ્જે તેઓએ ઉપાડેલું જાહેર કામ એક દિલથી અને એક સંપ થવાથી સુંદર નીવડે છે. મતભેદો હોવા છતાં પણ સહકાર થઇ શકે છે. પરંતુ જ્યાં પદ્ધતિ અને દૃષ્ટિબિન્દુ જુદાં હોય ત્યાં સહકારની આશાએ એકત્ર કામ કરવું ફોગટ છે. તેવે સમયે જુદા થઈ દરેક પોતપોતાની દિશાએ કામ કરે એજ વધારે ઇચ્છવા જેવું છે. બીજી ઘણી બાબતોમાં મતભેદ હોવા છતાં લોકમાન્ય ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાં રહ્યા હતા. પરંતુ સરકારી ગ્રાન્ટ લેવાનો જ્યારે એમના જોડીઆઓનો વિચાર થયો ત્યારે એ વાત તેઓ ગળી ન શક્યા, અને સરકારની ગ્રાન્ટ લેવાથી સોસાઇટીની કેળવણી બાબતમાંની જે કાંઇ સ્વતંત્રતા હોય તે નષ્ટ થયા સિવાય રહેશે નહિ, એમ તેઓ માનતા હોવાથી તેઓ સોસાઇટીમાંથી નીકળી ગયા. સોસાઇટીમાં અધ્યાપક તરીકે કામ કરી તેમણે પોતાની વિદ્વત્તાની અને અધ્યાપક તરીકેની કળાની અલૌકિક છાપ પાડી હતી.

'સામાજીક એટલે કે સંસારસુધારાના પ્રશ્નોમાં તેમનો અને દક્ષિણના બીજા સુધારકોનો ઘણોજ તીવ્ર મતભેદ હતો. આગરકર "સુધારક" નામથી ઓળખાતા પક્ષના આગેવાન હતા અને લોકમાન્ય વિરોધી પક્ષના નહોતા છતાં પણ વિરોધી પક્ષને લોકમાન્ય તરફથી હમેશ મદદ મળતી. સંસાર સુધારાની વિરૂદ્ધમાં લોકમાન્ય હતા એમ નહિ પણ સમાજ સુધારાની તરફેણમાં હોવા છતાં પણ સુધારક પક્ષની પદ્ધતિને લીધે તેમજ જુદા દૃષ્ટિબિન્દુને લીધે તેઓએ સુધારક પક્ષનો ઘણી વેળાએ સખત વિરોધ કર્યો હતો.

આપણા દેશની ઉન્નતિ માટે પ્રથમ સંસાર સુધારો થવો જોઇએ કે રાજકીય સુધારો થવો જોઇએ, એ બાબત સુધારક પક્ષ અને લોકમાન્ય એ બેમાં તીવ્ર મત ભેદ હતો.

આપણે બાળ-લગ્ન કરીએ છીએ, આપણે વિધવા વિવાહ કરતા નથી, આપણે સ્ત્રીઓને કેળવણી આપતા નથી, આપણે જાતિ-ભેદ નથી કહાડી નાખતા, ટુંકાણમાં પાશ્ચાત્ય રાષ્ટ્રોની સમાજ રચનાની આબેહુબ નકલ જ્યાં સુધી આપણે કરતા નથી ત્યાં સુધી આપણે રાજકીય સુધારા માટે લાયક થઇ શકીએ નહિ એવી સુધારક પક્ષની માન્યતા હોવાથી, તેઓ રાજકીય સુધારાને ગૌણ માનતા હતા. જ્યારે લોકમાન્ય રાજકીય સુધારાને મુખ્ય માનતા હતા, વધારે મહત્ત્વનો માનતા હતા, અને પાશ્ચાત્ય દેશોની નકલ એ ખરો સુધારો નહિ એમ પણ તેઓ માનતા હતા. તેમની દલીલ એ હતી કે જો આપણે આપણાપણું અને આપણી સંસ્કૃતિ ફેંકી દઇ કેવળ અંગ્રેજોનાજ રીતી રીવાજોનો સ્વીકાર કરીએ તોજ સ્વરાજ્ય મળી શકે એમ હોય તો આયરલંડને આજ સુધી સ્વરાજ્ય કેમ નથી મળ્યું? આયરીશ અને ઇંગ્લીશ લોકોના સામાજીક રીવાજોમાં શો મોટો ફેર છે? છતાં પણ આયરલંડને ઇંગ્લંડ સ્વરાજ્ય આપતું નથી. વળી હિંદુસ્તાનના જુદી જુદી કોમો અને ન્યાતોનું તેમજ જુદા જુદા ધર્મ અને પંથવાળા લોકોનું એકીકરણ કરવું બહુ મુશ્કેલ છે, લગભગ અશક્ય છે. પરંતુ જાતિ ભેદ, ધર્મ ભેદ, પંથ ભેદ, વિગેરે હોવા છતાં પણ એકજ રાજ્યદ્વારી ઉદ્દેશ માટે તમામ પ્રજાને એકજ વાવટા નીચેની સેના બનાવી શકાય.

પરંતુ સંસારસુધારાના કાર્યક્રમમાંના મતભેદને લીધે, અથવા રાજકીય સુધારો પ્રથમ જોઇએ એવી માન્યતાને લીધે, લોકમાન્યે સુધારક પક્ષનો વિરોધ કર્યો હતો એમ નહી. તેમનો વિરોધ રાજદ્વારી તત્ત્વ ઉપર હતો. જે પધ્ધતિથી સુધારો કરવા સુધારકો ઇચ્છતા હતા તે પધ્ધતિ સામે તેમનો વિરોધ હતો. સંસાર સુધારા માટે પરકીય સરકારની મદદ લઇ લોકમત વિરૂધ્ધ જઇ કાયદો કરી સુધારો કરવો એ વાત તેમને માન્ય નહોતી. આપણી સામાજીક બાબતોમાં સરકારની સત્તાનો પગ પેસારો શું કામ થવા દેવો જોઇએ? અને તેથીજ બાળલગ્નની વિરૂધ્ધમાં તેઓ પોતે હોવા છતાં એજ ઑફ કન્સેન્ટ બીલ સામે તેઓ થયા હતા. જો લોકો પોતાની મેળેજ, પોતેજ એજ ઑફ કન્સેન્ટ બાબત કાંઈ પણ નીયમ ઘડત તો લોકમાન્ય તેને જરૂર વધાવી લેત. પરંતુ એ ઇચ્છવા જેવી વસ્તુ પણ સરકાર માર્ફત, લોકોને દબાવી, કરાવવા સામે તેઓ થયા હતા. પુનામાં રાષ્ટ્રીય સભા મળી હતી તેના મંડપમાં સામાજીક પરિષદ નહિ ભરવા દેવામાં પણ એમનું એજ દૃષ્ટિબિન્દુ હતું કે, સામાજીક બાબતોમાં ધાર્મિક બાબતો મિશ્ર થવાથી ઘણોજ તીવ્ર મતભેદ છે, તે મતભેદના પડઘા રાજકીય બાબતોમાં નહિ પડવા જોઇએ; અને રાજકીય બાબત વધારે મહત્વની હોવાથી સામાજીક પરિષદને લીધે તેને જરા સરખી પણ હાની પહોંચવી હોય તો સામાજીક પરિષદ નહિ થવા દેવી એજ વધારે યોગ્ય તેમને લાગ્યું. રાજકીય દૃષ્ટિબિન્દુને લીધે સંસારસુધારાની બાબતમાં તેમનું દૃષ્ટિબિન્દુ બીજા સંસાર સુધારકો કરતાં કેટલું જુદું હતું તે ઉપરના બે દાખલાથી સહેજે સમજી શકાશે.

દેશની આર્થિક ઉન્નતિ માટે તેઓ સ્વદેશી હીલચાલની હિમાયત કરતા હતા. અર્થાત્ સ્વદેશીની જે કલ્પના અત્યારે છે તે કલ્પના નહોતી. હિંદુસ્તાનની મીલોમાં થએલું કાપડ એ પણ શુધ્ધ સ્વદેશીમાં ગણાતું. પરંતુ એ સ્વદેશીમાં સ્વાવલંબન અને આર્થિક ઉન્નતિની જેટલી ભાવના હતી તેટલીજ બલ્કે કદાચ થોડી વધારે પણ રાજકીય ભાવના

હતી. જેટલે દરજ્જે સ્વદેશી માલ વધારે વપરાય તેટલે દરજ્જે મેન્ચેસ્ટરનો માલ ઓછો વપરાય અને મેન્ચસ્ટર દ્વારા બ્રીટીશ પાર્લામેન્ટ ઉપર અસર થાય એ રાજ્યદ્વારી ભાવના ૧૯૦૫–૬ ની સ્વદેશી હીલચાલમાં હતી. હાલની હીલચાલમાં એ ભાવના પ્રધાન નથી, અને તેથીજ જ્યારે હાલના સ્વદેશીની જોડે **પરદેશી** કાપડના બહિષ્કારની હીલચાલ છે ત્યારે પ્રથમની સ્વદેશીમાં, સ્વદેશી હીલચાલ જોડે **બ્રીટીશ** માલના બહીષ્કારની હીલચાલ હતી. રાજકીય શસ્ત્ર તરીકે બહિષ્કાર–યોગ સ્વદેશીની સાથે અગત્યનો છે એમ લોકમાન્યે કેસરીમાં પ્રતિપાદન કર્યું હતું.

રાજકીય ઉન્નતિ માટે લોકજાગૃતી કરવી એ મુખ્ય હેતુ હોવાથી, ધાર્મિક અને ઐતિહાસીક બાબતોને પણ મદદમાં લેવા સારૂ લોકમાન્ય ગણપતિ પૂજનને નવું સાર્વજનિક સ્વરૂપ આપી શિવાજી મહારાજની જયન્તી ઉજવવાની નવી પ્રથા મહારાષ્ટ્રમાં શરૂ કરી. મહારાષ્ટ્રમાં ભાદરવા માસમાં ગણપતી પૂજન ઘેરે ઘેર થાય છે પણ સાર્વજનીક પૂજાની કલ્પના, ઘણા માણસોને ભેગા લાવી સામાજીક ભાવ ઉત્પન્ન કરવાને ઘણી મદદરૂપ થઈ પડે છે. તેમજ લોકોને પોતાની શકિતનું ભાન કરાવવા માટે પ્રસિદ્ધ ઐતિહાસીક પુરૂષોનું સ્મરણ કરાવવાની પણ જરૂર પડે છે. મહારાષ્ટ્રનો સ્વાભિમાન–તમામ મહારાષ્ટ્રીઓનો સ્વાભિમાન જાગૃત કરી શકે એવી શ્રી શિવાજી મહારાજ સિવાય બીજી કયી ઐતિહાસીક વ્યક્તિ છે? શિવાજીના વખતમાં મહારાષ્ટ્રમાં પરકીય અમલ હતો તેની સામે લડત ચલાવવામાં જે શૌર્ય, આપભોગ, ઐક્ય, વિગેરે સદ્ગુણોની જરૂર હતી તેવાજ સદ્ગુણો નવીન સંજોગોમાં લોકોમાં ઉદ્દીપન કરવા માટે શીવાજી સિવાય બીજી કયી ઐતિહાસીક વ્યક્તિ સ્ફુરતી રેડી શકે? ગણપતી ઉત્સવ અને શિવ–જયંતી–ઉત્સવ એ મહારાષ્ટ્રના રાષ્ટ્રીય ઉત્સવ થયા છે. એ બંને ઉત્સવો ઉપર સરકારની કૃપાદષ્ટિ ઘણી વેળાએ થઈ છે પરંતુ તે જોસથી હજી પણ ચાલે છે અને લોક જાગૃતિનું સુંદર કામ કરી રહ્યા છે.

રાજ્યદ્વારી ઉન્નતિ માટે લોકમાન્યનું છેલ્લામાં છેલ્લું મહત્વનું કાર્ય હોમરૂલ લીગની સ્થાપના એ હતું. ' Home rule is my birth-right and I shall have it" એ મંત્ર ઘેર ઘેર પહોંચાડવાનું કામ વ્યવસ્થીત રીતે કરવાનું પહેલું માન લોકમાન્યનેજ ઘટે છે. આ વખતે પણ સરકારી અધિકારીઓની લોકમાન્ય ઉપર મહેરબાની થવાનો વખત આવ્યો હતો પરંતુ બ્રીટીશ ન્યાયદેવતા કેવળ આંધળી નીવડી નહોતી. લોકમાન્યનું વિલાયતનું ડેપ્યુટેશન અને શીરોલ કેસની લડત એ તો એટલા તાજા બનાવો છે કે તે બાબત કશું કહેવાની જરૂર પણ નહિ હોય. એ તમામમાં એમનું અડગ ધૈર્ય, એમનો સ્વાર્થત્યાગ, ચિવટપણું એ ગુણો પુરેપુરી રીતે જણાઇ આવે છે.

અમૃતસર કોંગ્રેસ વખતે હાલના સુધારા વિષે તેમનું ધોરણ તેમની રાજદ્વારી દીર્ઘદ્દષ્ટી (Political insight) સારી રીતે બતાવી આપે છે. પરંતુ તેની સાથેજ એ સુધારાઓનો ત્યાગ કરવા એ તૈયાર નહોતા પરંતુ તેનો લાભ લઇ તેના વડેજ સામાવાળાને હંફાવવાની તેમની સલાહ તેમની રાજ્યદ્વારી હીલચાલની પદ્ધતિ બતાવી આપે છે.

લોકમાન્યના જીવનના ઘણા પ્રસંગો આંખ આગળ ખડા થાય છે. તેમના ખાનગી આચરણની પવિત્રતા, તેમનું શીલ એ રાજ્યદ્વારી સ્વરૂપનું વર્ણન કરતાં પણ વીસરી શકાય તેમ નથી. છતાં પણ વખતના અભાવે અને પ્રસંગને અનુસરી વધારે ન કહેતાં કલકત્તાના

" વંદે માતરમ્ " એ તના શબ્દોમાં તેમના જીવન સદેશનું ધ્યાન આપી મ્હારૂં ભાષણ પુરૂં કરૂં છું.

"You have fulfilled your mission. You have taught your people to bear tortures rather than deny their country; you have startled the deep slumber of false opinions, you have thrilled a pang of noble shame through callous consciences. And into the next age, if not into your own, you have flashed an epedemic of nobleness. What else have patriots, heroes and martyrs done ?"

ગણેશ વાસુદેવ માવળંકર.

## અંત્યજો સમ્બન્ધે પ્રશ્નોત્તર.

—:o:—

સ. લોકો અંત્યજો કોને કહે છે?

જ. જે ઝાડુ કાઢે છે તેને. જે મુવેલાં ઢોરનું માંસ ખાય છે તેને. જે મુવેલાં ઢોરનાં ચામડાં સાફ કરે છે તેને.

સ. આ દોષો એવા છે કે તેથી તેમને અસ્પર્શ્ય ગણવા જોઇએ?

જ. ના.

સ. કારણ?

જ. મેલું કાઢવું એ ગંદું કામ છે પણ તેથી માણસ સ્વચ્છ ન જ રહી શકે તેવું નથી. માતાઓ પોતાનાં નાનાં બાળકોનું મેલું, આયાઓ દર્દીઓનું મેલું કાઢવા છતાં, અને દાક્તરો રોજ દિવસ ગંદકી ચૂંથે છે છતાં સાફ રહી શકે છે. મેલું કાઢવાનું કામ શરીરનું છે અને તેથી શરીર સાફ કરતાં મેલું કાઢવાથી લાગેલી ગંદકી દૂર થાય છે. મેલું કાઢવાનું કામ સમાજસેવાનું છે અને તે અત્યંત કઠિન કામ હોવાથી મોટી ઉંચા પ્રકારનું કામ છે. ઉંચામાં ઉંચા પ્રકારની સમાજ સેવા કરનારને તેની સેવા બદલ અસ્પર્શ્ય લેખવામાં પાપજ થાય છે. જે કામ સમાજરક્ષણ અર્થે છે, જે કામ ન થાય તો સમાજમાં અત્યન્ત ભયંકર રોગો ફાટી નીકળે તે કામ કરનારને અંત્યજ ગણવામાં અત્યાચાર જ થાય છે. નીતિની દૃષ્ટિથી હલકું કામ કરનાર પણ તિરસ્કારને પાત્ર નથી પણ ઘૃણા પાત્ર છે, તો સમાજ માટે ઉંચામાં ઉંચું સેવા કાર્ય કરનાર તિરસ્કાર પાત્ર–બહિષ્કાર પાત્ર થઇ જ ન શકે. આખી આલમમાં જે સઘળા ઝાડુ એક અથવા બીજી રીતે કાઢી રહ્યા છે તે બધાયનું અસ્પર્શ્યત્વ આપણે ન સ્વીકારીએ અને ન આચરીએ ત્યાં સુધી તો અંત્યજો પ્રત્યેની આપણી નીતિ અને વર્તન પૂરાં પાપમયજ છે. દુનીઆના અંત્યજો અને તેની સેવાઓના ત્યાગથી, અંત્યજત્વના વિનાશને બદલે આપણોજ વિનાશ છે.

મુએલા ઢોરનું માંસ ખાવું તે ખરાબ છે. જાનવરની હિંસા કરીને મેળવેલું માંસ ખાવું

તે તેથી પણ ખરાબ છે. મુએલાં જાનવરના માંસમાં અને મારી નાખેલા જાનવરના માંસમાં દાક્તરોએ ખાસ ભેદ પાડયા જાણ્યામાં નથી.મુએલાં ઢોરનું માંસ ખાવામાં રોગી થવાનો જે સંભવ છે તેજ સંભવ મારેલાં પ્રાણીનાં માંસ ખાવામાં પણ છેજ. પણ તે પાપ તો મુસલમાનો કરે છે, પારસીઓ કરે છે, યુરોપીઅનો કરે છે, ખુદ હિન્દુઓમાં, ખારવા, કોળી, ગરાસીઆ, અને બીજી નાતો જેને તેરતાંસળી કહે છે તે પણ કરે છે. તે બધી નાતો અસ્પર્શ્ય નથી થઇ, નથી ગણાતી ત્યાં સુધી અંત્યજો અસ્પર્શ્ય શી રીતે ગણી શકાય? બીજા માંસાહારીઓને અડીએ, તેમની સાથે વેપાર કરીએ, અને અંત્યજ માંસાહારીઓને દૂર રાખીએ તેમાં કેટલી અધમતા છે તેનો વિચાર કરવો જોઇએ.

મુએલાં ઢોરનાં ચામડાં સાફ કરનાર અને રંગનાર લોકોને અસ્પર્શ્ય ગણીએ તો પછી મોચીને આપણે કેમ અસ્પર્શ્ય નથી ગણતા? તેઓ પણ ચામડાં ચૂંથનારાઓ છે તેથી તો તેમણે ચમારોનો જ ઉપકાર માનવાનો છે. દાક્તરો ચામડાં ચૂંથ્યા કરે છે. પોસ્ટ મૉર્ટમ—Post Mortem. કેસમાં તેઓ બીજું શું કરે છે? પ્રસુતિ વખતે પણ ચામડાંજ ચૂંથવા પડે છે.

મેલું કાઢવું તેમાં પાપ નથી, મુએલાં ઢોરનું માંસ ખાવું તેમાં હિંસા નથી, ચામડાં સાફ કરવામાં તો પાપે નથી અને હિંસાયે નથી. એ ત્રણે વાનાં આરોગ્યની દૃષ્ટિએ મેલાં છે, એ ત્રણે વાનાંથી માણસને શારીરિક અને આધ્યાત્મિક નુકશાન થાય એમ માની લઇએ તો પણ તેથી તેવું કરનારને અસ્પર્શ્ય લેખી તેને દૂર ફેંકી દેવાથી તેમને કશો લાભ કરી શકાશે નહિ અને સમાજ તો કૃતઘ્ની ગણાશે, ચોરી, મદ્યપાન, માંસાહાર, વ્યભિચાર, અસત્યાચાર અને અત્યાચાર અંત્યજના કામ કરતાં લાખો ગણાં ખરાબ છે, એટલુંજ નહિ પરન્તુ તે સઘળાં પાપ રૂપ છે. એવું કરનારનો સમાજ બહિષ્કાર નથી કરતી,પણ એવું કરનારને સુધારવા સમાજ યથા શક્તિ મથે છે તેમજ અંત્યજની બાબતમાં કરવામાં શુદ્ધ ધર્મ છે, ન્યાય છે. ભયંકરમાં ભયંકર પાપ સમાજનું હમેશનું વ્યવહાર સૂત્ર થઇ પડયું છે, બાર દાવાનળ જેવો વ્યભિચાર તેને મન હિસાબમાં નથી, મદ્યપાન અને માંસ ભક્ષણ તેને મન સાધારણ થઇ પડયાં છે. પરન્તુ અંત્યજ સ્પર્શ તેને ભારેમાં ભારે પાપ લાગે છે. મેલું કાઢનાર, દગાબાજ વેપારી પેઠે બીજાને ઠગી લેતો નથી, વ્યભિચારી પુરૂષ પેઠે પાતિવ્રત્ય ઉપર કુહાડો મારતો નથી, માંસાહારી પેઠે મૂક પશુ પ્રાણીઓનાં ગળાં પર છુરી ચલાવતો નથી, અને મદ્યપી પેઠે વિવેક ભ્રષ્ટ અને અંધ થતો નથી શીલભ્રષ્ટ મનુષ્ય કદિ પણ આત્માને પામી શકતો નથી. ઝાડુ કાઢનાર આત્માને ન પામી શકે એવું કોઇ શાસ્ત્રે લખ્યું નથી. મહારોએ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યાનાં અનેક દૃષ્ટાન્તો મળી આવે છે. શીલરહિત પુરૂષે આત્મ જ્ઞાન મેળવ્યાનું એક દૃષ્ટાન્ત મળી શકતું નથી.

પ્ર.—પણ હિન્દુ ધર્મમાં અંત્યજોને અસ્પૃશ્ય માન્યા છે તેનું શું?

ઉ.—હિન્દુધર્મમાં અંત્યજોને અસ્પર્શ્ય માનવામાં આવ્યા હોય તો તે ધર્મ નથી પણ ધતિંગ છે. ધર્મના નામને તે પાત્ર ન હોઇ શકે. ધર્મમાં એવું કશું માનવામાં આવ્યુંજ નથી. ઉલટું હિન્દુ ધર્મના મહાત્માઓએ પોતાના જીવનમાં પોતાની અનેક અંત્યજોની સાથે વ્યવહાર કર્યો છે, અંત્યજોને ત્યાં ભોજન લીધું છે અને અંત્યજોને ચરણમાં સ્થાન આપી તેમની અસ્પૃશ્યતા વિરૂદ્ધ ઘણીવાર ઉપદેશ કર્યો છે. બુદ્ધ, નાનક, કબીર.

એકનાથ, અને નરસિંહમહેતાનાં જીવનચરિત્રો આ વાતની સાક્ષી પૂરે છે. રોહીદાસ તો ચમાર હતા. આ મહાત્માઓનાં દૃષ્ટાન્તો લોકો પોતાને માટે સ્વીકારતા નથી અને કહે છે કે એ તો મહાત્માઓ; એ તો એમ કરે, પણ અમારાથી કાંઇ એમ થાય ? આમ કહી લોકો અંત્યજોની સાથે પોતાના મહાત્માઓને પણ મૂકે છે અને અંત્યજોને અસ્પર્શ્ય ગણતાં જાણ્યે-અજાણ્યે મહાત્માઓને તથા તેમના ઉપદેશને પણ અસ્પર્શ્ય ગણવાનું પાપ કરે છે. ખરો હિન્દુધર્મ તત્વનો છે. બહારના આડંબરનો નથી. અસ્પૃશ્યતાથી હિન્દુધર્મના તત્વને હાનિ પહોંચી છે, કારણ કે સમાજનો ધર્મ આડંબરનો છે. શાસ્ત્રોમાં અંત્યજોને અસ્પર્શ્ય કહ્યા છે એમ કેટલાકનું કહેવું છે, કેટલાક સ્મૃતિઓના આધારો ટાંકે છે. કોઈપણ ધર્મ સત્યસિદ્ધાન્તને આધીન હોઈ શકે. તે ધર્મના જૂદાજૂદા કાળે લખાએલા પુસ્તકોને નહિ. સત્યસિદ્ધાન્ત બુદ્ધિગમ્ય હોય છે. અસ્પૃશ્યતાનો વિચાર બુદ્ધિ સ્વીકારી શકતી નથી. એ તર્કથી વિરૂદ્ધ છે. જ્યાં નિર્મળ બુદ્ધિનું કિરણ પ્રકાશ નાંખી શકે છે ત્યાં શાસ્ત્રાર્થની જરૂર નથી. જે શાસ્ત્ર બુદ્ધિથી વિરૂદ્ધ છે તે માન્યજ થઇ શકે નહિ. હિન્દુધર્મના શાસ્ત્રોમાંથી માંસાહારના સ્વીકારની અને પ્રચારની વાતો મળી આવે છે તેથી માંસાહાર ધર્મ્ય છે એમ બુદ્ધિ સ્વીકારી શકતીનથી. હિન્દુધર્મમાંથી પુનર્લગ્નના અને દેરવટાના સિદ્ધાન્તો મળી આવે છે છતાં પુનર્લગ્ન અને દેરવટાને બુદ્ધિબળ હલકાં અને ત્યાજ્ય ગણે છે. જે સ્મૃતિઓને ટાંકવામાં આવે છે તેમાંની કેટલી આધાર ભૂત અને કેટલી નહિ એ એક મહાન પ્રશ્ન છે. જે કંઇ સંસ્કૃત ભાષામાં લખેલું છે તે શાસ્ત્ર થઈ શકતું નથી. એમ લઇએ તો પંચતંત્ર નીતિનો ગ્રંથ થઈ પડે. ખરી રીતે તો સ્મૃતિઓ, તે તે વખતના આચાર ( રિવાજો ) ની નોંધ છે. કોઈ કાળે દેશના લોકોએ કરેલી નોંધ શાસ્ત્ર બની શકેજ નહિ. સ્મૃતિઓ રિવાજોની નોંધ હોવાથીજ અત્યારના અને સ્મૃતિકાળના જમાનામાં મહદ્ અંતર થઈ પડ્યું છે. અત્યારે જો પ્રચલિત રિવાજોની નોંધ લેવામાં આવે તો તે એક નવીનજ અને વિચિત્રજ સ્મૃતિ બને. હિન્દુધર્મને અને અસ્પૃશ્યતાને લેવા દેવા નથી. અસ્પૃશ્યતા એ એક સમાજને દુર્દૈવે પેસી ગએલો કનિષ્ટ રિવાજ છે. એ રિવાજ જ્યારે આપણને અધર્મ્ય લાગે ત્યારે આપણે તે ફેરવી શકીએ છીએ. એ રિવાજ યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર આપણે આપણી વિવેકબુદ્ધિથી કરવાનો છે; શાસ્ત્રના જડ વચનોથી નહિ. આપણી બુદ્ધિ આપણને શું કહે છે? જ્યારે વિદેશીઓ સાથે આપણો પ્રબન્ધ થઇ ગયો છે, જ્યારે તેમની ભાષા શીખવામાં, તેમના દેશોમાં ફરવામાં, તેમની સાથે વેપાર કરવામાં, તેમનાં ગજ્યનીચે રહેવામાં, તેમની પાસેથી ઉપજીવિકા મેળવવામાં લોકોને અડચણ નથી, ત્યારે તો પછી અંત્યજોને અડવામાં લોકોને અડચણ હોઇજ ન શકે. તેઓ અંત્યજને અડે છે એટલુંજ નહિ પરન્તુ તેમને ઘરમાં સુદ્ધાં રાખે છે. બૌદ્ધધર્મમાં આજીવિકા શુદ્ધ માર્ગે મેળવવી એવું ફરમાન છે. માંસ મદ્ય લેનારા, જ્ઞાતિભેદની પ્રણાલિકા વિનાના અને અંત્યજોને ઘરમાં રાખવાવાળા એટલુંજ નહિ પણ પોતાના ધર્મમાં રાખવા જેવા ગણવાવાળા સાથે સંબંધ રાખવો અને અંત્યજોને દૂર રાખવા એમાં કંઈ વિવેકબુદ્ધિની અંધતા છે એ વિચાર ઉઘાડો છે. ઘણી રૂઢીઓનો આપણે આપણી મૂર્ખાઇ ગણી ત્યાગ કર્યો છે. આ રૂઢિ આપણી મૂર્ખાઇની સાથે સ્વાર્થને લીધેજ ટકી રહી છે. આપણે હવે ઢેડ સાથે મુસાફરી કરવા લાગ્યા, સભાઓમાં, મહાસભાઓમાં ઢેડો સાથે બેસવા લાગ્યા,

ટેરો આપણી રેલ્વેના હાંકવાવાળા થયા, શાળાઓમાં અને કૉલેજોમાં ટેરો ભણવા આવ્યા, ટેરો ખ્રીસ્તી થઈ આપણા ઉપરી બન્યા; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ વગેરે વિકારોથી ભરપૂર થઇ આપણે ચાંડાલ બન્યા, છતાં આપણે હવે ક્યાં સુધી અન્ત્યજોને ધર્મ શાસ્ત્રને બ્હાને અસ્પૃશ્ય રાખશું ? આપણી આ મૂર્ખાઇ અને અધમતા બન્ને નથી ? પ્રભુના-પુત્રો વચ્ચે આવો ભેદ શી રીતે બની શકે તે બુદ્ધિની બહાર છે. આપણે હવે બુદ્ધિને કોરે મૂકી અંધારા કુવામાં ક્યાં સુધી પડયા રહીશું ?

સવાલ—પણ અંત્યજોના અસ્પૃશ્ય મટાડવામાં મોટો લાભ શો છે ? એ લોકો અસ્પૃશ્ય રહે છે તેમાં આપણને શું નુકશાન છે ?

જવાબ.—જ્યાં સુધી અંત્યજોને અસ્પૃશ્ય ગણવામાં આવે છે ત્યાં સુધી હિન્દુધર્મપર કાળું કલંક છે. હિન્દુ ધર્મ સાગર જેવો છે, ઉદાર છે, આત્માની વાતો કરે છે, સમાનતા ની ફિલસુફી ગાય છે. એ ધર્મમાં અસ્પૃશ્યતાનો વિચાર એ સોનાની થાળીમાં લોઢાની મેખ જેવો છે. એ મેખને લીધેજ આજ વર્ષો થયાં હિન્દુધર્મ આપણને ધર્મનું પુણ્યફળ આપી શકતો નથી. એ મેખને લઇનેજ આપણી ધર્મબુદ્ધિ કલુષિત થઈ છે. એ મેખને લીધેજ અનેક ગણા વધારે અંત્યજોનું દાસત્વ હિન્દને સ્વીકારવું પડયું છે. એ મેખને લઇનેજ ખ્રીસ્તી લોકો હિન્દુઓને ખ્રીસ્તી કરે છે અને એજ મેખને લીધે સમગ્ર હિન્દુજીવનમાં શુદ્ધિની હાનિ થઇ છે.

પ્રભુ હાથમાં ગજ ને કાતર લઈને ઉપર બેઠો છે અને સઘળાને સરખો ન્યાય આપે છે. પોતાનાજ ધર્મબન્ધુઓને અસ્પૃશ્ય ગણનારાઓને આજે ખરેખરી અસ્પૃશ્ય દશામાં રહેવું પડયું છે. જે હાલ આપણે અંત્યજોના કર્યા છે તેજ હાલ પ્રભુએ આપણા પોતાના થવા દીધા છે. હિન્દમાં અને ખાસ કરીને હિન્દ બહાર જઇને જુઓ તો જોશો કે બીજાને અંત્યજો ગણનારા આપણે તો આપણા અંત્યજો કરતાં હજાર દરજ્જે વધારે બીજાઓની આંખમાં અંત્યજો છીએ. આપણી પદવી આફ્રિકાના સીદીઓ કરતાં પણ હલકી છે, એવું જેણે જાતે અનુભવ્યું છે તે અંત્યજોને અસ્પૃશ્ય ગણવામાં હડહડતું પાપ માનશે. અંત્યજોને અસ્પૃશ્ય મટાડવાથી આપણે સ્પૃશ્ય થઈશું, પવિત્ર થઈશું, ખરા હિન્દુ થઇશું, ખરા વૈષ્ણવ થઇશું આપણે આપણા અજ્ઞાનમાંથી છૂટશું એટલે પ્રભુ આપણી ઉપર મહેરબાની કરશે. અંત્યજોને અસ્પૃશ્ય મટાડવાથી મનુષ્ય જાતિનો એક ભાગ જે અજ્ઞાન, મલિનતા, જડતા અને અસ્વચ્છતાજન્ય રોગોમાં સડે છે તેને તેમાંથી બચાવી શકશું.

સવાલ—અન્ત્યજોને સ્પૃશ્ય ગણવાથી પણ તેઓ શું પોતાની ખરાબ ટેવો છોડી દેશે ? તેમના આનુવંશિક સંસ્કારો ચાલ્યા જશે ?

જવાબ.—હા, ચોક્કસ અંત્યજોને સ્પૃશ્ય ગણવાથી તેઓ પોતાની ખરાબ ટેવ છોડી દેવાનાજ. તેઓ અત્યાર સુધી ત્યજાએલા હોવાથી સારા આચારને જોઇ કે જાણી શક્યા નથીજ. તેઓ મેલું કાઢનારા માટે હલકા એવી ભાવના તેમનામાં આપણે ઠસાવેલી છે તેથી તેઓ હલકાજ રહ્યા છે. સ્હેજે તેઓ દુર્ગતિને પામ્યા છે. જ્યારથી તેઓ સમાજમાં હળી મળી શકશે ત્યારથી તેમના મનમાં એક જાતની સામાજિક ખાનદાની

જામશે. સમાજમાં હરવા ફરવાના હકના બદલામાં તેઓ સામાજીક આચારને માન આપશે. તેઓ પોતાનો ધંધો સુધારશે, મેલું કાઢવાની રીતને વ્યવસ્થિત કરશે. મેલું કાઢવાના કામને એક ધંધોજ ગણી કાઢી તે કામ કર્યા પછી પાછા સમાજની બીજી વ્યક્તિ પેઠે બીજા કાર્યમાં જોડાઇ શકશે. બીજી જ્ઞાતિઓને ઉન્નતિને માર્ગે લઇ જવામાં આવે છે તેમજ અંત્યજ વર્ગને પણ ઉન્નતિને માર્ગે લઇ જવામાં આવશે. કેળવણી આપવાથી તેઓ ઉન્નતિના માર્ગે જઈ શકશે. મેલું કાઢવું એ ખરાબ ટેવ કે ધંધો નથી. જો એ ખરાબ ધંધો કે ટેવ હોય તો મેલું થવા દેવું એ પણ એક ખરાબ ટેવ કે ધંધો છે. એમાં નીતિ વિરૂદ્ધ કશુંય નથી પણ કદાચ હોય અને તેમાં જો પાપ હોય તો જે મનુષ્ય એ ધંધો ઉત્પન્ન કરવામાં નિમિત્ત બને છે તેજ ખરા પાપી છે., ગમે તે ધંધો જો તે નીતિ વિરૂદ્ધ ન હોય અને પ્રમાણિકપણે કરવામાં આવે તો તે સારોજ છે. માંસાહારમાંથી તેમને અટકાવવા કે વધારે સ્વચ્છ રહેતાં શીખવવા એતો કેળવણીથી બની શકે છે. તેટલા માટે તો હજી આખી હિન્દી પ્રજાના મોટા વર્ગને કેળવણી આપવી પડશે. અંત્યજોને પણ કેળવણી આપવાનું કાર્ય ઉભું છેજ. ખરાબ ટેવો માટે માણસને ત્યજી દેવો એ પાપ છે; તેને સુધારી પોતાની સાથેજ રાખવાનો પ્રયત્ન કરવો તેમાં પુણ્ય છે. આનુવંશિક સંસ્કારો કેળવણીથી બેશક ચાલ્યા જશે જ. આનુવંશિક સંસ્કારોને કાઢવાની રીતિ દુનિયાને માન્ય ન હોત. તો કેળવણી આપવાનું કાર્ય શરૂ જ ન થાત. કેળવણીકારો કહે છે કે માણસનું જીવન ત્રણ બાબતો ઘડે છે:—આનુવંશિક સંસ્કારો, ગૃહ સંસ્કારો અને કેળવણી આમાં કેળવણી સૌથી પહેલો દરજ્જો ભોગવે છે,. બીજો દરજ્જો ગૃહ અને ત્રીજો દરજ્જો અનુવંશ (herodity) કેળવણીથી ગૃહ અને આનુવંશિક સંસ્કારોને છેદી શકાય છે. જો આનુવંશિક સંસ્કારો દૂર ન કરી શકાય એમ હોય તો પુનર્જન્મનો અને ઉત્ક્રાન્તિનો સિદ્ધાન્તજ ખોટો પડે અને માણસ એક વાર જે સ્થિતિમાં આવી પડે તેમાંથી મુક્તજ ન થાય. આનુવંશિક સંસ્કાર કેમ દૂર થશે એ વાક્યજ અભિમાનનું છે.

સવાલ—કેળવણી આપવાથી ખરાબ ટેવો દૂર કરવાનું અને આનુવંશિક સંસ્કારોનું બળ હઠાવવાનું કરવા જતાં અંત્યજો પોતાનો ધંધોજ છોડી દેશે તેનું શું ? શું તમે પોતે અંત્યજોનું કામ કરશો ?

જવાબ—આ પ્રશ્ન સ્વાર્થી છે. અન્યનું ભલું કરતાં આપણને કેટલો લાભ કે હાનિ થશે તેનો વિચાર કેવળ અધર્મ જ છે. એમાં ભલું કરવાની વાત જ નથી પણ વેપાર બુદ્ધિ છે. અંત્યજોને કેળવણી આપી તેનું ભલું આપણે કરીએ છીએ એવી આપણી માન્યતાજ ભૂલ ભરેલી છે, ખરી રીતે તો આપણે આપણું પાપજ ધોઈએ છીએ આપણે તેને સમાજ બહાર રાખ્યા છે. આપણે તેને એવી સ્થિતિમાં મૂકી દીધા છે કે તેઓ કેળવણી લઇ જ ન શકે આપણે અત્યારે આપણું પાપ ધોવા તેમને કેળવણી આપીએ તો આપણે તેમનું ભલું કરવા કરતાં આપણું જ ભલું કરવાના છીએ. આપણે જ્યારે આપણું પાપ ધોવા નીકળ્યું છે, ત્યારે કેળવણીથી તેઓ તેમનો ધંધો છોડી દેશે અને આપણું શું થશે

તેનો વિચાર અધર્મ છે. તેમને સ્પૃસ્ય બનાવવાનો કે તેમને કેળવણી આપવાનો એવો ઉદ્દેશ નથી જ કે તેમને તેમના ધંધામાંથી ભ્રષ્ટ કરવા. તેમનો ધંધો સ્વતઃ ખરાબ હોઈ શકતોજ નથી. તે ધંધાને જે દૃષ્ટિએ જોવામાં આવે છે તેજ ખરાબ છે. તેમને કેળવણી આપી તેમનો ધંધો સારી રીતે કરવાનું તેમને શીખવવાનું છે. મેલું કાઢવાનો ધંધો સમાજમાં હજી ઘણો વખત રહેવાનો છે. એક વાર એ ધંધો નાશ પામશે જ અને સૌએ પોતપોતાના મેલાની વ્યવસ્થા કરી લેવી પડશેજ; પરન્તુ તે દિવસોને વાર છે. અંત્યજો સમાજના અંગ છે અને તેથીજ તેમને અસ્પૃસ્યમાંથી છોડાવવા સમાજ પ્રયત્ન આદરે છે. આવા પ્રયત્નથી અંત્યજોને સમાજ પ્રત્યેનું ઋણ ચૂકવવાનું નથી. અંત્યજોએ પોતાનો ધંધો છોડવાનો નથી પણ તે ધંધાને દાક્તરી સલાહ આપવાની છે. છતાં કેળવણી આપતાં અંત્યજો પોતાનો ધંધો છોડી દે તો તે માટે આપણે તો તૈયારજ રહેવું જોઇએ. આપણે તેમનું ભલું કરવા નીકળ્યા પછી આપણને થવાના નુકસાનનો વિચાર કરવો નાહ જોઈએ. ખરી રીતે આપણને નુકસાન નહિ થાય પણ ફાયદો જ થશે. કારણ કે એકતો માણસે માણસની સેવા ઉપર નભવું એ પરાધીનતા છે અને તેમાં વળી અંત્યજો જેવી સેવા કરે છે તેવી સેવામાં આનન્દ અને મોટાઇ માનવી એતો પરાધીનતા સાથે અધમતા છે. અંત્યજો જ્યારે મેલું કાઢતાં બંધ થશે ત્યારેજ આપણે આપણી અધમતા પૂરેપૂરી જાણશું. ત્યારેજ આપણને ખબર પડશે કે એ કામ અંત્યજ વર્ગે કરવું જોઇએ એમ માનવામાં અને કરાવવામાં આપણે કેટલો ભયંકર અત્યાચાર કર્યો છે. તે વખતે શૌચ કરવાની તમામ ક્રિયાઓમાં આપણે સુધારો કરશું, તે વખતે પાયખાનાં કેવાં રાખવાં વગેરેનું ધોરણ રચશું તેજ વખતે પાપ, ગુલામી અને રોગોમાંથી આપણે કાયમને માટે બચી જઇશું. આવો સુંદર દિવસ આપણે અંત્યજોને કેળવણી આપીએ તેનાથી આવે તો આપણે ખુશી થવા જેવું થશે!

શ્રી દ. મૂ. વિ. ભવન,
ભાવનગર.

ગિરિજાશંકર ભગવાનજી.

# ટેવો.

—०—

આંતરિક પ્રવૃત્તિઓનું મહત્ત્વ જબરૂં છે, પરંતુ ટેવોનું વિજ્ઞાન એથી ઓછા મહત્ત્વનું નથી, ખરૂં પૂછો તો તેનાથી પણ એ વધારે મહત્ત્વનું છે, એક તત્ત્વવેત્તાએ કહ્યું છે કે, મનુષ્ય ટેવોનો સમૂહજ છે, આપણા જીવનનાં લગભગ ઘણાખરાં કાર્યો ટેવોથી થયા કરે છે, આપણા લોકોની રહેણી-કરણી આચાર-વિચાર, ખાનપાન વગેરે સર્વ ટેવો પર અવલંબિત હોય છે, મનુષ્યના જીવનમાં એવું કંઇ નથી કે જેનાપર ટેવોનો પ્રભાવ ન પડતો હોય, તેના કાર્યોમાં, મગજના વિચારોમાં અને હૃદયની ભાવનાઓમાં બધામાં ટેવોનો પ્રભાવ પ્રત્યક્ષ માલુમ પડે છે.

જે ટેવોનું આટલું મહત્ત્વ છે. તેની તરફ શિક્ષકોએ અને સંસ્થાઓએ વધારે ધ્યાન આપવું જોઇએ. ખરી રીતે કેળવણી શી વસ્તુ ? આ જગતમાં જે ટેવોથી આપણા કામો વિધિપૂર્વક થયા કરે છે, તેની ટેવ પાડવાનેજ કેળવણી કહેવામાં આવે છે.

આંતરિક પ્રવૃત્તિને લીધે આપણે જ્યારે કોઇ ખાસ સંયોગમાં વિશેષ કાર્ય કરીએ છીએ, આપણે કોઇને કોઇ કામ જોઇ લીધું હોય તે પરથી તેનું અનુકરણ કરવાની પ્રવૃત્તિ કરીએ છીએ, કઠણ કામો કરતાં અચકાઇએ છીએ, ટેવોથી પણ ખાસ સંયોગોમાં વિશેષ પ્રકારના કાર્યો કરીએ છીએ, ત્યારે આંતરિક પ્રવૃત્તિઓ અને ટેવોમાં તફાવત શો છે ? આંતરપ્રવૃત્તિ સ્વભાવથીજ પેદા થાય છે; તેની ઉત્પત્તિ સ્વાભાવિક છે. એવો સંભવ છે કે, જુદી જુદી આંતારક પ્રવૃત્તિઓ જુદે જુદે વખતે ઉત્પન્ન થાય છે. પરંતુ તે સર્વ સ્વભાવિક હોય છે, અને ટેવો સ્વભાવિક હોતી નથી, તે અભ્યાસથી બંધાય છે, તેને માટે પ્રયત્ન કરવો પડે છે, લગભગ ઘણી આંતરિક પ્રવૃત્તિઓ ચિરસ્થાયી હોતી નથી, અથવા થોડા વખત સુધી એ આંતરિક પ્રવૃત્તિએ રૂપાંતર ટેવોમાં ન થવા પામે તો તે કદાચ વિલીન પણ થઇ જાય છે, તેનું મૂળસ્વરૂપ મોટા વખત પછી રહેવા પામતું નથી. એટલા માટે તેને ટેવોના રૂપમાં ફેરવવા પ્રયત્ન કરવો જોઇએ. નહિતર તે લુપ્ત પ્રાય થઇ જાય છે.

આંતરિક પ્રવૃત્તિઓના કાર્યોમાં લગભગ જ્ઞાનનો અભાવ હોય છે, તે જાણી જોઇને કરવામાં આવતાં નથી, પરંતુ પહેલ વહેલા કોઈ ટેવ પાડવા માટે જાણી જોઇને કાર્ય કરવું પડે છે, એવી ટેવો જ્ઞાનમૂલક હોય છે, ટેવો બે પ્રકારની હોય છે એક તો તે કે જે આંતરિક પ્રવૃત્તિઓનું વિકસ્વર થયેલું સ્વરૂપ છે, તેને આંતરિક પ્રવૃત્તિવાળી ટેવ કહી શકાય, બીજી એકજ જાણી જોઇને બનાવટી રીતે કરવામાં આવે છે, તે જ્ઞાનમૂલક ટેવો કહેવાય છે.

એક બીજી રીતે પણ ટેવોના સંબંધમાં વિચાર કરી શકાય છે, આખા શરીરમાં સૂક્ષ્મ મજ્જાતંતુઓની જાળ પથરાયલી છે, તે બે પ્રકારની હોય છે, એક દ્વારા કોઇ ખાસ વસ્તુ અથવા આંતરિક પ્રેરણાની સંવેદના મગજમાં પહોંચે છે, મજ્જાતંતુનો આદેશ શરીરના જુદા જુદા ભાગો પર્યંત પહોંચે છે, અને ઇચ્છિત કાર્ય કરી શકાય છે. જ્યારે આપણે એકાદ વખત કોઈ રસ્તે આપણે જઇએ છીએ, ત્યારે એ રસ્તેથી આવતા જતા ઓછી મુશ્કેલી પડે છે, પાંચ દશ વખત જતા આવવાથી બધી મુશ્કેલીઓ દૂર થઈ જાય છે, અને

પછી તો આપણે આંખો મીચીને પણ સહજમાં જતા આવતા થઈ જઈએ છીએ, શરૂઆતમાં કોઇ નવા માર્ગે ગાડીઓને જવા આવવામાં કંઇક અડચણ પડે છે, પરંતુ થોડા વખત પછી રસ્તો બની જાય છે, અને પૃથ્વીનો ઘસારો ઓછો થઈ જાય છે, એવી રીતે શરૂઆતમાં આપણને કોઈ કામ કરતાં વધુ ધ્યાન આપવું પડે છે, કોઇ પ્રેરણાની સંવેદના મગજપર થયા પછી ત્યાંથી હુકમ મળતાં અને આવશ્યક કાર્ય થતાં કંઇક વખત લાગે છે, પરંતુ તેજ કાર્ય વિષે જો કોઈ વાર પણ વિચાર કરવામાં આવ્યો હોય અને તેનો અભ્યાસ પડી ગયો હોય તો તેને કરવામાં ઓછો વખત અને ઓછું ધ્યાન આપવું પડે છે, અમુક સંયોગ ઉત્પન્ન થતાં અમુક કાર્ય થાય છે, આપણે બૂટ હાથમાં લઇને ઝુપચુપ રીતે પગમાં પહેરી લઇએ છીએ, કોટ હાથમાં લેતાંજ બટન ઉઘાડવાનું કાર્ય થવા માંડે છે, તેને માટે ખાસ વિચાર કરવાની અને ધ્યાન આપવાની જરૂર પડતી નથી, સાથે સાથે આપણે બીજાં પણ કેટલાંએ કામો કરતા રહીએ છીએ, પરંતુ શું શરૂઆતમાં આ કામો એવી રીતે થયા કરતાં હોય છે ? નહિજ, તેને માટે આપણે વધારે ધ્યાન આપવું પડે છે તથા અભ્યાસ પણ કરવો પડે છે, આ કાર્યોનો 'માર્ગ' શરીરમાં બની ગયો એને માટે મજ્જાતંતુઓનું કાર્ય શરીરમાં તૈયાર થઇ ગયું, આવીરીતે શરીરની સાથે ટેવોનો અંક ગાઢ સંબંધ છે, ટેવોને બનવા માટે શરીરમાંના મજ્જાતંતુઓ દ્વારા સંવેદનાનો આવવા જવાનો રસ્તો તૈયાર કરવોજ પડે છે.

આંતરિક પ્રવૃત્તિઓમાં સંવેદનાને આવવાનો અને મગજમાંથી આજ્ઞાઓને જવાનો માર્ગ સ્વાભાવિક રીતે બનેલો રહે છે, પરંતુ જ્ઞાનમૂલક ટેવો માટે આ માર્ગ આપણે અભ્યાસ વડે તૈયાર કરવો પડે છે. આંતરિક પ્રવૃત્તિવાળી ટેવો એકદમ બની જાય છે, શરીરની પ્રવૃત્તિતો પહેલેથીજ હોય છે, તે માર્ગને માત્ર મજબૂત બનાવવાનો હોય છે, એ પ્રવૃત્તિને લીધે એ કાળ સરળતાથી થયા કરે છે.

પરંતુ જે કાર્યો કરવાની સ્વાભાવિક પ્રવૃત્તિ હોતી નથી, તેને કરવાની ટેવો પાડવા માટે આપણે પ્રયત્ન કરવો પડે છે, આ વાત સરળ નથી, આને માટે આપણે કાંઈક કષ્ટ સહન કરવું પડે છે, તો પણ એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે, બાલ્યા વસ્થામાં શરીર કોમળ હોય છે, અને મગજ પૂરૂં ખીલ્યું હોતું નથી, એ વખતે જો આંતરિક પ્રવૃત્તિવાળાં કાર્યોને પણ પોષણ મળ્યું હોતું નથી તો તે સ્થાયી રહેવા પામતાં નથી, શારીરિક, માનસિક અને ભાવનાત્મક ટેવો પાડવી એ આપણા હાથમાં છે, બાળકોને કઇંકઇં વસ્તુઓનો અનુભવ કરાવવો એ પણ આપણાજ હાથમાં છે, બાળકોના મન અને શરીરપર પણ થોડા ઘણા પ્રભાવ આપણે પાડી શકીએ છીએ, મન અને શરીર કેટલીક રીતે તો ઇચ્છાનુસાર વર્તનારાં છે, એથી શિક્ષક અને સંરક્ષક પોતાની જવાબદારીનો ખ્યાલ કરી શકે છે, એ વાત ખરી છે કે, બધા સંયોગોને સ્થિર કરવા એ તેના હાથમાં નથી, અને એથી કરીને બાળકને કેવી ટેવ પડાવવી અને કેવી ન પડાવવી એ તેઓ બરાબર જાણી શકતા નથી, તોપણ જે થોડું ઘણું કાંઇ તેઓના તાબામાં છે, તેજ ઘણું મહત્વનું છે, તેજ ખરેખરી કેળવણી છે, અને તેને માટેજ શિક્ષક જવાબદાર છે, જેવી ટેવોથી વ્યક્તિ અને સમષ્ટિને લાભ પહોંચે એવી ટેવો પાડવી અને જેવી

ટેવોથી બાળકને હાનિ પહોંચે એવી ટેવો ન પડવા દેવી એજ શિક્ષકની અને સંરક્ષકની ફરજ છે; ટેવો માત્ર શારીરિકજ હોતી નથી. પરંતુ બુદ્ધિ સંબંધી અને ભાવના સંબંધી પણ હોય છે, અને તેની જવાબદારી પણ શિક્ષક અને સંરક્ષક બન્નેપર અવલંબી રહેલી છે.

શિક્ષણ શાસ્ત્ર વેત્તાઓએ ટેવો પાડવાના સંબંધમાં કેટલાએક નિયમો બતાવ્યા છે, પહેલા નિયમનું દિગ્દર્શન ઉપર કરાવવામાં આવ્યું છે. જ્યારે ટેવો પડી હોતી નથી અને જ્યારે શરીર તેમજ મન કોમળ હોય છે, ત્યારે આ વાતનો નિર્ણય કરી લેવો જોઇએ કે કેવી કેવી ટેવો પડાવવી જરૂરની છે, આ કાર્યમાં વિલંબ કરવાથી કામ માર્યું જાય છે. એકવાર અમુક પ્રકારની ટેવો પડી જાય છે પછી તેને કાઢી નાંખવા પ્રયત્ન કરવો ઘણો અઘરો થઈ પડે છે, જ્યારે ઉમ્મર પાકી ગઇ હોય તેમજ શરીર અને મન પરિપક્વ બની ગયું હોય ત્યારે આ કામ અશક્ય તો નહિ પરંતુ કઠણ તો અવશ્ય થઇ પડે છે, એમાં વધારે ઉતાવળ પણ કરવી જોઇએ નહિ, ખરી રીતે ટેવો સમયોચિત બનવી જોઇએ, જે વાતની સંભાવના બાલ્ય વયમાં હોતી નથી તે વખતે તે બનવી મુશ્કેલ છે, તેમ એવી આશા રાખવી એ પણ મૂર્ખતાજ છે, બાળક જે કંઈ કરે છે બધું વિચારપૂર્વક હોતું નથી, બાલ્યાવસ્થામાં બાળકોને વિચાર કરવા માટે રાહ ન જોતાં સીધી સીધી આજ્ઞા કરવી એજ 'સારી વાત છે બાળક પોતાનું સારૂં નરસું વિચારી શકતું નથી. તેની પાસે તો કામજ કરાવવું સારૂં છે, અને તેથીજ સારૂં કામ કરવાની તેની ટેવ બંધાશે, અને આગળપર તે મ્હોટી ઉંમરનું થતાં પણ સર્વ કાર્યો બુદ્ધિપૂર્વક કરતાં શીખશે.

બીજો નિયમ એ છે કે, કોઇ ટેવ પાડવા માટે બાળકમાં ઉત્સાહ જાગૃત કરવો જોઇએ, દંડ, નિંદા અને હાસ્યવડે પણ મનુષ્યની પ્રવૃત્તિ કાર્ય તરફ વળી જાય છે, પરંતુ યાદ રાખવું જોઇએ કે તેનું કાર્ય સાધવા પુરતીજ મતલબ હોવી જોઇએ, કુદરતની રીત પણ એવીજ છે, કોઇ આવશ્યકતાની પૂર્તિ પણ આવી પ્રવૃત્તિઓથી થાય છે તેથી માલૂમ પડે છે કે બાળકમાં કાર્યશક્તિ છે. કેળવણીનું ધ્યેય એ હોવું જોઇએ કે, કોઇ કાર્યની સિદ્ધિ વાસ્તે આ કાર્યશક્તિનો ઉપયોગ કરવામાં આવે.

ત્રીજો નિયમ એ છે કે પોતાના નિશ્ચયપરજ દૃઢ રહેવું જોઇએ, તે એકવાર શિથિલ થઇ ગયો તો કામ બગડી ગયું સમજવું, કોઇ ટેવ પડતા સુધીમાં શિથિલતા આવવીજ ન જોઇએ, 'ચાલો, આજ ચા પી લઇએ, કાલ નહિ પીઇએ' એમ કહેવાથી કામ સરશે નહિ, 'એકચ પ્યાલા' નામનું મરાઠી નાટક છે, તેમાં બતાવવામાં આવ્યું છે કે એકજ પ્યાલાથી કેટલું અધઃપતન થવા પામે છે. મિત્રોનો 'એકવારનોજ' આગ્રહ માન્ય કરીને કેટલાએ લોકો હમેશને માટે બગડે છે, તે એકજવાર ખરી રીતે ઘણી મહત્ત્વની 'વાર' છે, તેને જો તમે તમારા હાથમાંથી જવા દીધી તો તમારૂં ધ્યેય અવશ્ય નીચે પડી જશે. સંરક્ષકો અને શિક્ષકોએ આ બાબતમાં ખાસ કરીને સખ્ત બનવું જોઇએ, નિયમનું એક વખત કરવામાં આવેલું ઉલ્લંઘન પણ ઘણું થઈ પડે છે, ટેવ પડયા પછી કાણું કાર્ય પણ સરળ તેમજ ક્યારે ક્યારેક તો સૌન્દર્યપ્રદ બની જાય છે. ખરાબ ટેવો પડયા પછી તેને

ખસેડવી ઘણી અઘરી થઈ પડે છે અલબત ! ટેવો પાડવા માટે તેને તેજ કાર્ય વારંવાર કરવું પડે છે. એમાં વખત લાગે છે. પરંતુ એકવાર ટેવ પડી ગયા પછી વખત અને કષ્ટનો બચાવ થાય છે.

એક વાત વળી ફરીથી કહેવી જરૂરની છે, ટેવોની ઇમારત યોગ્ય આંતરિક પ્રવૃત્તિઓને પાયાપરજ તૈયાર કરવી જોઇએ. આંતરિક પ્રવૃત્તિવાળી ટેવો જલદી બંધાય છે. કેમકે તેને માટે વખત ઓછો મળે છે, સ્વભાવ એ ટેવોનો સમૂહ જ છે. અમૂક સંયોગમાં અમૂક કામ કરવાને 'સ્વભાવ' કહેવામાં આવે છે, અને તેજ ટેવ છે, મતલબ કે આંતરિક પ્રવૃત્તિઓ સ્વભાવનું મૂળ છે, એથી સ્પષ્ટ થાય છે કે બાલ્યાવસ્થાની કેળવણી ઘણી મહત્વની છે.

ટેવોની મહત્તા ઉપર બતાવવામાં આવી છે, તેથી પ્રત્યક્ષ જણાતો શો લાભ છે એ બતાવી દેવોપણ જરૂરનો છે. પ્હેલ વહેલાં તો જે સાયકલપર બેસવાનું શીખે છે તેને ઘણી મહેનત પડે છે, સાયકલને લગતાં દરેક નાના મોટા કાર્યપર તેને ધ્યાન આપવું પડે છે, કેટલા વખત પછી અભ્યાસથી તે કામ એટલું સરળ થઇ જાય છે કે, સાયકલ હાથમાં હોય છે અને ધ્યાન બીજી તરફ હોય છે અને બેસનાર તે પર ઉભો થાય છે અને બેસી જાય છે, છતાં તે તો ચાલ્યાજ કરે છે. આવી રીતે વખત અને કડાકૂટનો બચાવ થાય છે, એ લાભ સાધારણ ન ગણાય, કદાચ જો આવી ટેવ પડી ન હોય તો તે એક ક્રિયા સાથે બીજી ક્રિયા પણ જારી રાખી શકતો નથી. દરેક કાર્ય માટે જુદો જુદો વખત નીમવો જોઇએ, એમ કરવાથી ઘણાખરા કાર્યો એટલા બધાં સરળતાથી અને અલ્પ પ્રમાણે સાધી શકાય છે, સાધારણ કામો આપણે ટેવોને લીધે ઓછી મહેનતે અને ઓછા વખતમાં કરી શકીએ છીએ, એ પરથી સ્પષ્ટ થાય છે કે જ્યારે કોઇ કામ સારી રીતે કરવું હોય ત્યારે તો તેને માટે ટેવ પાડી દેવી જોઇએ, જ્યાંસુધી ટેવ પડે નહિ ત્યાંસુધી કોઇ કામ સરળતાથી થઈ શકે નહિ,

સારી રીતે વાંચવું હોય તો એવી ટેવ પાડી દેવી જોઇએ કે વાંચનાંની સાથે તેના ઉચ્ચારણો કરવા માંડીએ, અર્થાત્ તેને માટે ખાસ વિચાર કરવાની જરૂર રહે નહિ, પહેલ વહેલાં જ્યારે બાળક કોઈ ભાષા શીખે છે ત્યારે તેની તરફ ધ્યાન-આપવાથી આ વાત સ્પષ્ટ રીતે સમજી શકાય તેવી છે. ક્રમશઃ ભણેલા ગણેલા લોકોને એવી ટેવ પડી જાય છે કે, તેઓને વાંચતા લખતા લેશ માત્ર પણ પરિશ્રમ પડતો નથી, ફક્ત જ્યારે કોઇ નવો શબ્દ આવે છે ત્યારેજ અટકવું પડે છે. અને ફરીથી વાંચવાની જરૂર પડે છે, આવી દશા સ્વચ્છતા, ઉદ્યોગપરાયણતા માનાપમાન અને પ્રેમ વગેરે સદ્ગુણો માટે પણ છે. તેથી સારી સારી ટેવો માટે નૈતિક સંસ્કારો, બાળપણથીજ પાડવા ઘટે છે.

માવજી દામજી શાહ.

---

* 'સરસ્વતી' પરથી અનુવાદ.

# ભૂત.

## ( કવિવર રવીન્દ્રનાથ ઠાકૂરના એક લેખ પરથી. )

વૃદ્ધ દેશનાયકના અંતકાળ વખતે સમસ્ત દેશ કળકળી ઉઠયો. વૃદ્ધ પાસે એકઠા થએ લોકો કહેવા લાગ્યા, "તમારા ગયા બાદ અમારી શી દશા થશે?"

આ વચનો સાંભળી તેના મનમાં પણ દુઃખ થયું. તેણે વિચાર્યું, "અરેરે! હું ગયા પછી દેશને શાંત રાખશે કોણ?"

પરંતુ મરણને અટકાવવા જેટલી શક્તિ તેનામાં નહોતી. દેવતાને દયા આવી. તેમણે કહ્યું, "એમાં ચિંતા કરવા જેવું શું છે? તમે ભૂત થઇને તેમને માથે ચડી બેસોને. મનુષ્યને મૃત્યુ હોય છે, ભૂતને તો મરણેય નથી."

દેશવાસીઓને નિરાંત વળી, કારણકે ભવિષ્યને માનવાથી જ આવતી કાલનો વિચાર કરવો પડે છે, પરંતુ ભૂતને માનવાથી કંઇ પણ વિચાર કરવો પડતો નથી; ભૂતને માનવાથી વિચાર કરવાનો બધો બોજો તેને માથે નાખી શકાય છે. પણ ભૂતને તો માથું હોતું નથી, તેથી તેને કોઇને માટે માથાકૂટ કરવી પડતી નથી.

તોપણ સ્વભાવના દોષને લીધે જેઓ પોતાનું ભવિષ્ય પોતે જ વિચારવા જાય છે તેઓનું ભૂત અપમાન કરે છે. આ અપમાન છોડયું છોડાતું નથી, તેનાથી દૂર જઇ શકાતું નથી, તેની સામે નથી ચાલતી ફરિયાદ કે તેનો નથી થતો ન્યાય.

સમસ્ત દેશનાં માણસો ભૂતગ્રસ્ત થઇ આંખો મીચી ચાલવા લાગ્યાં, દેશના તત્વજ્ઞાનીઓ કહેવા લાગ્યા, "આ આંખો મીંચીને ચાલવું એજ જગતની જૂનામાં જૂની ચાલ છે. આનેજ અદૃષ્ટની ચાલે ચાલવું કહે છે. સૃષ્ટિના આરંભમાં આંખો વિનાનાં કીડાણુઓ આ જ ચાલ ચાલતાં; ઝાડ, પાનમાં આજે પણ આ જ ચાલતો આભાસ મળી આવે છે.

આ વાતો સાંભળી ભૂતગ્રસ્ત દેશ પોતાની પ્રાચીન સભ્યતાને અનુભવ કરવા લાગ્યો; તેમાંજ આનંદ પામવા લાગ્યો.

ભૂતનો નાયક એ ભૂતીઆં જેલખાનાનો દરોગો છે. આ ભૂતખાનાની દિવાલ નજરે કોઇ શકાતી નથી. તેથી એ દિવાલ તોડી તેમાંથી બહાર નીકળવાનો ઉપાય પણ સૂઝતો નથી.

આ જેલમાં હંમેશાં ઘાણી ફેરવવી પડે છે, પરંતુ રૂપીઆભાર પણ તેલ નીકળતું નથી. તો પછી તેલનો વેપાર ચલાવવાની આશા જ શી રાખવી, તેલને બદલે મનુષ્યનું તેજ નીકળી જાય છે. તેજ બહાર નીકળી જવાથી માણસો ઠંડાંગાર બની જાય છે. આમ થવાથી ભૂતનાં રાજ્યમાં નથી રહેતું આરોગ્ય, નથી રહેતું અન્ન, નથી રહેતાં વસ્ત્રો; રહે છે ફક્ત ભયાનક શાન્તિ.

એ શાંતિનું પરિણામ કંઇ જેવું તેવું નથી. દૃષ્ટાંત લઇએ તો બીજા બધા દેશોમાં ભૂતનું રાજ્ય આરંભાતાં જ માણસો અસ્થિર થઇ ભૂત કાઢનાર-ભુવાની શોધ કરે છે, પરંતુ અહિં તો તે બાબતની ચિંતાજ નથી. કારણકે ભૂત કાઢનાર ભુવાને તો આગળથી જ ભૂતે વશકર્યા છે.

જો આ રીતે જ દિવસો વીતત, તો ભૂતનાં રાજ્યથી કોઇને અસંતોષ થાત નહિ; અને ગર્વ કરી શકતકે આપણો ભવિષ્યકાળ પાળેલ ઘેટાંની માફક ભૂતના કબજામાં બંધાએલ છે, તે "બેં" પણ કરી શકતો નથી, "મેં" પણ કરી શકતો નથી, ફક્ત જમીનપર પડયો રહે છે; જાણે હમેશને માટે માટીજ હોય નહિ.

પરંતુ નજીવાં કારણસર મુશ્કેલી ઉભી થઈ. પૃથ્વીના બીજા દેશોને ભૂત કબજે કરી શક્યું નહોતું. તેથી ભૂતના કબજાની બહારના દેશો જેમ જેમ ઘાણી ફેરવતા ગયા, તેમ તેમ તેલ નીકળવા લાગ્યું, તે તેલનો ઉપયોગ માણસોનાં લોહી વડે ભૂતનું ખપ્પર ભરવા માટે થતો નહિ, પણ તેઓ તેનો ઉપયોગ ભવિષ્યના રથના પૈડાંઓને તેજી કરવામાં કરવા લાગ્યા. તે માટે તે દેશોનાં માણસો તદ્દન ડરી ગયાં નહિ. તેઓ ભયંકર જાગ્રતિ રાખી રહ્યાં.

આ તરફ દિવ્ય ઠંડકથી ભૂતનાં સમગ્ર રાજ્યમાં નિદ્રાનાં હાલરડાં ગવાવા લાગ્યાં: "ઓળો ઓળો હાં! હાં!!"

છોકરાંઓને નિદ્રા આવી ગઇ, છોકરાંનાં વડિલોને પણ ઉંઘ આવી ગઇ; અડોશી પડોશી પાડાપાડોશીની વાત તો પૂછવી જ નહિ. ચારે તરફથી ભરઉંઘની ઘોર બોલવા લાગી.

પરંતુ 'મુસલમાનો દેશમાં આવ્યા.'

છંદ તૂટયો, ઇતિહાસનો નિયમ લંગડો થવા લાગ્યો. દેશમાંના શિરોમણિ, ચૂડામણિને લોકો પૂછવા લાગ્યા "આમ કેમ થયું!"

તેઓ એકમત થઈ ચોટલી છટકાવતા છટકાવતા કહેવા લાગ્યા, "આમાં ભૂતનો દોષ નથી, ભૂતીઆ દેશનો પણ દોષ નથી, દોષ છે ફક્ત મુસલમાનોનો. મુસલમાન આવે જ કેમ?"

આ સાંભળી બધાં બોલ્યાં, "એજ ખરી વાત છે!" બધાંને અત્યંત શાંતિ વળી ગઇ.

દોષ ગમે તેનો હોય પણ ઘરમાં ભૂતના સિપાઇઓ ફરવા લાગ્યા, અને રાજમાર્ગોપર અભૂતના સિપાઇઓ ફરવા લાગ્યાઃ માણસોથી ઘરમાં ઠરાયું નહિ તેમ ઘરની બહાર પણ નીકળાયું નહિ. એક તરફથી ભૂતના સિપાઇઓ 'કર આપો, કર આપો' ની બુમો પાડવા લાગ્યા, અને બીજી તરફથી અભૂતના સિપાઇઓ 'કર આપો, કર આપો,' કહી તાકીદ કરવા લાગ્યા.

હવે પ્રશ્ન ઉભો થયો કે "કર આપવો શાવડે ?"

એ દરમિઆન ઉત્તર દક્ષિણ પૂર્વ અને પશ્ચિમમાંથી જુદી જુદી જાતનાં ખુલખુલોનાં ટોળાંઓએ આવી અનાજથી ભરપૂર ખેતરો ખાલી કર્યાં, પરંતુ કોઈને ભાન ન આવ્યું. જગતમાં જેઓ હોંશિયાર ગણાતા હતા, તેઓ તેઓની પાસે આવવા ઇચ્છતા નહોતા, કારણકે તેમને પ્રાયશ્ચિત કરવું પડે એવી બીક હતી. પરંતુ હવે તેઓ અકસ્માત્ તેમની પાસે દોડી આવ્યા, એટલું જ નહિ, પણ તેમની પ્રાયશ્ચિતની બીક તો ક્યાંએ જતી રહી, શિરોમણિ ચૂડામણિનાં ટોળાં પ્રાચીન પુસ્તકો ઉઘાડી કહેવા લાગ્યાં, "જેઓ હોંશિયાર નથી, તેઓ જ પવિત્ર છે; જેઓ હોંશિયાર છે તેઓ અપવિત્ર છે. માટે હોંશિયારી તરફ ઉદાસીન હતો, प्रवुस्तमिष सुप्तः

આ સાંભળી બધાંને બહુ આનંદ થયો.

તોપણ પેલો પ્રશ્ન તો જેમનો તેમજ રહ્યો, "કર આપવો શાવડે ?"

સ્મશાનમાંથી હવાના ઝપાટા સાથે તેનો જવાબ આવવા લાગ્યો, "આબરૂ દઈને, ઇજ્જત દઈને, ઈમાન દઈને, છાતીનું લોહી દઈને."

પ્રશ્નમાત્રમાં દોષ એ છે કે જ્યારે તે ઉપસ્થિત થાય છે, ત્યારે તેની સંખ્યા એક જ હોતી નથી. તેથી વળી એક બીજો પ્રશ્ન ઉઠ્યો: ભૂતનું રાજ્ય શું અનંતકાળ ચાલશે ?

આ પ્રશ્ન સાંભળતાં જ હાલરડાં ગાતી કોઈ, માસી વગેરેનાં ટોળાં કાનમાં આંગળીઓ ખોસી બોલવા લાગ્યાં, "હાય, સત્યાનાશ વળ્યું! આવો સવાલ તો અમારા બાપદાદાઓએ પણ સાંભળ્યો નહિ હોય, જો એમ થાય તો સનાતન નિદ્રાનું શું થશે, તે સહુથા પ્રાચીન-બધાં જાગરણ કરતાં અતિપ્રાચીન નિદ્રાનું શું થશે ?"

પ્રશ્ન કરનારા કહેવા લાગ્યા, "એતો સમજાયું, પણ આ આધુનિક ખુલખુલોની દોડાદોડી અને આ લૂટારૂનાં ટોળાંનું શું કરવું ?"

કોઈ માસી કહેવા લાગી, "એ ખુલખુલોને લૂટારૂઓને કૃષ્ણનું નામ સંભળાવો."

નવા લોહીવાળા ઉદ્ધત થઈ કહેવા લાગ્યા, "ગમે તેમ થાય પણ આ ભૂતને તો નસાડવું જ જોઈએ."

ભૂતનો નાયક આંખ લાલચોળ કરી બોલ્યો, "ચુપ રહો! હજુ પાણી બંધ પડી નથી."

આ સાંભળી દેશનાં બાળકો ચુપ થઈ ગયાં, અને પાસું ફેરવી મહાનિદ્રામાં પડ્યાં.

મુદ્દાની વાત એ છે કે વૃદ્ધ નાયક જીવતા નથી તેમ મુવા પણ નથી, તેઓ તો ભૂત થયા છે. દેશમાં તેઓ ઉથલપાથલ કરતા નથી, તેમ છોડી દેતા પણ નથી.

દેશમાંના થોડાએક માણસો કે જેઓ દિવસનાં અજવાળાંમાં તો નાયકના ભયથી બોલી શકતા નથી, તેઓ ગંભીર ઘનઘોર રાતે હાથ જોડી કહે છે કે "મુરબ્બી, હજુ-પણ શું છોડવાનો વખત થયો નથી."

વૃદ્ધ જવાબ આપે છે: 'અરે મૂર્ખ, મેં તમને પકડી રાખ્યા નથી, તેમ છૂટા પણ મૂક્યા નથી. તમે મને છોડી દેશો તો હું પણ તમને છોડી દઇશ.'

તેઓ કહે છે: "મુરબ્બી, તેમ કરવાથી અમને બીક લાગે છે."

વૃદ્ધ કહે છે: "એજ ભૂતની સત્તા."

મહાશંકર ઇન્દ્રજી દવે.

---

# કવિ ભટ્ટ નારાયણ અને વેણી સંહાર નાટક.

સંસ્કૃત સાહિત્યોદ્યાનમાં જે અનેકાનેક નાટક સુમનો પોતાની ઉત્કટ સુરભિવડે વાચક ભૃંગોનું મનહરણ કરવા સમર્થ નિવડ્યાં છે તેનાં વેણીસંહાર નાટક પણ પરમ પ્રસિદ્ધ છે. અધુના પણ તેનું અત્યંત આદરસત્કારની દૃષ્ટિથી દર્શન કરવામાં આવે છે અને અનેકશઃ હિંદનાં ભિન્ન ભિન્ન વિશ્વવિદ્યાલયોમાં તેને પાઠ્ય પુસ્તક તરીકે નિયત કરવામાં આવે છે. આવા એક નાટકનો અને તેના રચયિતાનો સ્વલ્પ પરિચય ભાગ્યેજ અનાવશ્યક ગણાશે. એ નાટક વીરરસપ્રધાન છે. લેખન શૈલી અને સંસ્કૃત ભાષા અત્યંત ઓજસ્ પ્રપૂર્ણ અને ઝડઝમકયુક્ત છે અને વીર રસને યોગ્યતાથી પ્રાદુર્ભૂત કરે એવી છે. એમાં હિંદુઓના પવિત્રતમ ગ્રંથ મહાભારતના સભાપર્વ અને ઉદ્યોગપર્વ પૂર્વેની સર્વ ઘટનાઓના રહસ્યનો પ્રકાશ થાય છે. આ નાટકમાં તે ભિન્ન ભિન્ન ઘટનાઓનું સંક્ષેપમાં વર્ણન કરાયલું છે. દ્વાદશ વર્ષો પર્યંત અરણ્યમાં નિવાસ કરી એક વર્ષ અજ્ઞાતવાસ કરવાની પ્રતિજ્ઞાને જ્યારે પાંડવોએ વિનાસ્ખલન સંપૂર્ણ પ્રકારે પરિપૂર્ણ કરી ત્યારે ન્યાયની દૃષ્ટિથી જોતાં તો દુર્યોધને પાંડવોને રાજ્ય પુનઃ સમર્પણ અવશ્ય કરવુંજ જોઇએ; પરંતુ અવિચારી, ઉચ્છૃંખલ, સર્વ પ્રકારના દુર્ગુણોની સાક્ષાત્ જીવંત પ્રતિમા સ્વરૂપ દુર્યોધને, ગીતાગાયક, યદુસૈન્યનાયક, દેવાવતાર, શ્રી કૃષ્ણ આદિ મહાપુરુષોના સલાહસંપ સંસ્થાપિત કરવાના અનેક પ્રકારના ઉદ્યોગોની અવગણના કરી અને પોતાના આત્મવર્ગમાં મૈત્રી ન કરી તેમજ પાંડવોને પણ સંકેત મુજબ તેમનું રાજ્ય પ્રતિનિવૃત્ત કરી તેમની પણ કૃપાદૃષ્ટિના સુધામય કટાક્ષનો ભોક્તા ન થયો. આ પ્રસંગ લઇનેજ ઉક્ત નાટકનો પ્રારંભ કરવામાં આવ્યો છે.

વેણીસંહાર નાટક ષટ્ અંકી છે. એના ઉપર એક બે પ્રાચીન ટીકાઓ પણ છે. એનું પ્રથમ સંસ્કરણ શ્રી કેદારનાથ સંપાદિત 'મજમુંદાર સંસ્કૃત સીરીઝ' નામક પુસ્તકાવલિમાં પ્રકાશિત કરવામાં આવ્યું હતું. એ પુસ્તક અધુના લભ્ય નથી. પરંતુ એમ

માનવામાં આવે છે કે કોઇએ એ પુસ્તક અન્ય પ્રાચીન ટીકાની સાથે પુનઃમુદ્રિત કરાવ્યું છે. એના પ્રારંભમાં એક સંસ્કૃત વાગ્મયી ભૂમિકા (Introduction) નું યોજન કરવામાં આવ્યું છે. સંપ્રતિ સ્વર્ગસ્થ મહાશય એલ. આર. વૈદ્ય સંપાદિત અને પુના નગરથી પ્રકાશિત વેણીસંહાર નાટકની પ્રત લભ્ય છે. એની સાથે જગદ્ધર ભટ્ટ કૃત ટિપ્પણ, પ્રારંભમાં વિસ્તૃત ભૂમિકા અને અન્તમાં નોટ્સ ઇ. આપવામાં આવી છે. આ પછી આના ઉપરથી અન્ય કેટલાક વિદ્વજ્જનોએ એની આવૃત્તિઓ કરાવી છે. જગદ્ધરનું સંપૈયું ટિપ્પણ પુસ્તક પ્રકાશકને તેના મૂળ શુદ્ધ સ્વરૂપમાં મળી શકયું નથી. એથી કેટલેક સ્થળે એમાં અસંલગ્નતાનો દોષ આવી ગયો છે, અને મૂલ પુસ્તકના પાઠમાં પણ વિકૃતિ થવા પામી છે. ટિપ્પણકાર જગદ્ધર ભટ્ટ, વ્યાકરણ, શબ્દકોષ ઇ. માં અત્યંત નિપુણ પ્રતીત થાય છે. એમણે ગ્રંથના અંતમાં પોતાના વંશજોનું જે વર્ણન કર્યું છે. તેના વાંચનથી જ્ઞાત થાય છે કે, એમના કુટુંબ ગૃહમાં વેદ, મીમાંસા આદિ શાસ્ત્ર શાખાઓમાંની પ્રત્યેક શાખામાં પરમ નૈપુણ્ય પ્રાપ્ત કરેલા અને પારગામી પંડિતો અસ્તિત્વ ધરાવી ગયા છે. એમાં એમણે પોતાની વિદ્વત્તાનું વર્ણન કર્યું છે. તે આ પ્રમાણે:—

येनापाठि कठोरगौतममतं वैशेषिकं खंडनं ।
येनाश्रावि सकोपकाव्यनिवहं तत्पाणिनीयं मतम् ।
छन्दोऽलंकरणं च शुद्धमरतं येनाप्यगायि स्थिरम् ।
तेनानेन जगद्धरेण कविना टीका कृतेयं मुदा ॥

* * * *

अमूत यं रत्नधरो गुणीशो, नानागुणाढ्यादिमयन्तिकाऽपि ।
जगद्धरं तस्य कृतौव्यरंसीत्, पद्योऽयमङ्कोवराटिप्पणोऽत्र ॥

એમના પિતાશ્રીનું શુભનામાભિધાન રત્નધર હતું અને એમની પૂજ્ય માતુશ્રીનું નામ શ્રીમતી દમયન્તી દેવી હતું એ ઉપરોક્ત શ્લોક ઉપરથી સ્પષ્ટ થાય છે. એ પોતાના નામાન્તમાં ધર્માધિકારી અને ભટ્ટ ઇ. સંજ્ઞાઓનો ઉલ્લેખ કરે છે અને તેથી કોઇ દાક્ષિણાત્ય હોય એમ પ્રતીત થાય છે. એમનું નિવાસસ્થાન 'પુગ્રામ' જણાવે છે જેનું સંપ્રતિ કયું અન્ય નામાભિધાન છે તે રહસ્યનો અદ્યાપિપર્યંત સ્ફટસ્ફોટ થયો નથી. એ નામનો દક્ષિણમાં કોઈ કસ્બો હોય અને તેને જ પ્રતિષ્ઠાસૂચક 'નગર' ની ઉપાધિ સંલગ્ન કરી દીધી હોય તો તે બનવાનો સંપૂર્ણ સંભવ છે. શ્રીયુત મહાશય જગદ્ધર ભટ્ટે પોતાના અસ્તિત્વને સમયે વર્તમાન કોઇ શક કિંવા સંવતનો પણ અત્ર ઉલ્લેખ કર્યો નથી. આ પ્રકારની રીતિ આ દેશમાં ઘણા પ્રાચીન કાળથી પ્રચલિત છે. પરંતુ ટીપ્પણમાં ભોજદેવ વિરચિત 'સર-

સ્વતી કંઠાભરણ ' નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એ ઉપરથી એમ અનુમાન કરી શકાય છે કે એ ભોજ પછી કાશ્મીરક મહાકવિ જગદ્ધર—જેઓ ઇ. સ. ૧૩૫૦ માં થઈ ગયા—તેમના સમકાળમાં અવસ્ય થયા હોવા જોઇએ. એમની લેખન શૈલી અને અન્ય કેટલાંક પ્રમાણો—અવસ્ય દુર્બળ પ્રમાણ—થી પુષ્ટિ મળે છે. ઐતિહાસિક સંશોધનમાં આવા પ્રકારનાં પ્રમાણો પ્રાયઃ પ્રમાણિત થયા કરે છે.

નવીન સમયના અને સંપ્રદાયના વિદ્વાન લેખકોની લેખનપ્રણાલી પ્રાચીનોની સાથે બહુધા સામ્ય રાખતી નહોવાથી, તેઓ વિરચિત ગ્રંથોમાં ન્યૂનાધિક પ્રમાણમાં સ્પષ્ટ વિભિન્નતા દૃષ્ટિગોચર થાય છે. વર્તમાન સમયના વિચારક અને સમાલોચક વિદ્વાન વર્ગનું એમ મન્તવ્ય છે કે પ્રાચીન લેખકો જટિલ, નીરસ ઈ. ભાષાનો પ્રયોગ કરતા હતા અને નવીન એમનાથી વિશિષ્ટ વિદ્વાન થયા છતાં પણ પોતાની લેખનશૈલી અને વિષય વિવેચન પ્રણાલીને સર્વબોધ્ય કરવાની ચેષ્ટાનો, પ્રારંભ કરી મુકયા છે. વસ્તુસ્થિતિ ગમે તેમ હોયઃ પરંતુ યત્કિંચિત્ પણ ભાષાના લેખને ગંભીર ભાવગમ્ય કિંવા સુબોધક કરવાનું કાર્ય વિશેષતઃ તેના લેખકના ભાષાજ્ઞાન ઉપર નિર્ભર રહે છે. જે જેટલા ન્યૂનાધિક પરિમાણમાં કોઈ પણ ભાષાથી અવગત કિંવા અભિજ્ઞ હોય છે ને તેટલા પ્રમાણમાં કોઇ પણ વિષયને તે ગિરામાં પોતાની સહજ પ્રવૃત્તિથી સમજી શકવા સમર્થ નિવડે છે. અન્યને માટે તે કઠિન થઇ પડે સંભવિત છે. એથી સમયનો સંપૂર્ણ પ્રભાવ આ પ્રકારના વિષયો ઉપર પડવા છતાં પણ, કોઈ પણ પ્રકારની વિદ્વાનોની અભિરૂચિનું પરિવર્તન થયું હોવા છતાં પણ, કોઈપણ વિદ્વાનની વિદ્વત્તાનો પરિચય તેની કઠિન કિંવા સરળ લેખનશૈલી ઉપર અવલંબિત નથી હોઇ શકતો; પરંતુ તે વિદ્વાનની વિવેચનશક્તિ ઉપર તેનું અવલંબન વિશેષ હોય છે. વાંચકોને આ તત્વનો પણ ઘણીવાર પરિચય થયો હશે કે ઘણાય લેખકોને જટિલ, કર્ણકટુ, સમાસદીર્ઘ પદોના પ્રયોગો અત્યંત પ્રિય હોય છે. વળી ઘણાય તદન સાદી ભાષાના લેખનમાં જ પ્રસન્નતા આવે છે. એ ઉભય પ્રકારની લેખનવૃત્તિમાં વિદ્વત્તાનો પરિચય તો લેખકની વિવેચનશૈલી ઉપર જ નિર્ભર રહે છે. આ તત્વના પુષ્ટિપ્રમાણાર્થે અત્રે સમર્થક દૃષ્ટાંતોનો ઉલ્લેખ અનાવસ્યક થઈ પડશે કારણકે એ પ્રકારનો ઊહાપોહ અત્રે હસ્તગત વિષયથી સર્વથાપર હોઇ તેનું વિશેષ વિવેચન અપ્રસ્તુત કિંવા અસ્થાને થઇ પડવાનો સંપૂર્ણ સંભવ છે. અસ્તુ.

કવિ શ્રી ભટ્ટ નારાયણ એક અત્યંત પ્રૌઢ વિદ્વાન હતા એમ માનવામાં આવે છે. એમની નાટક રચના શક્તિ—ગદ્ય અને પદ્ય ઉભય—માં રસ ભાવો પૂર્ણ છે. વીરરસપ્રધાન નાટક હોવાથીજ તેમણે ઓજસ્વી શબ્દોનો પ્રયોગ કર્યો હોય એમ જણાય છે; જેના વાંચન માત્રથી જ હૃદયના અંતર્ગત ભાગમાં ઉત્તુંગ લહરી યુક્ત અને ઉર્મિયાળા વિભૂષિત વીરરસના એક પ્રકારના અપ્રતિમ ઝરણનો પ્રારંભ થાય છે અને સમસ્ત દેહમાં વિર રસનો સંચાર ઉત્પન્ન થાય છે. કરૂણરસના સર્વશ્રેષ્ઠ સંપાદક મહાકવિ શ્રી ભવભૂતિએ સ્વવિરચિત ઉત્તરરામ ચરિતમાં અને માલતીમાધવ આખ્યાનકોમાં જે લેખનશૈલીનું અનુ-

સરણ કર્યું છે તેજ રીતિના અનુયાયી મહાશય ભટ્ટ નારાયણ હોય એમ જણાય છે. બહુધા નાટકોમાં ભિન્ન ભિન્ન પાત્રોમાં સંવાદન અર્થે યથાયોગ્ય અલ્પ કિંવા બૃહત્ વાક્યોના પ્રયોગ કરવામાં આવે છે. સંસ્કૃતજ્ઞ પાઠક જોઈ શકે છે કે ભવભૂતિએ માત્ર પ્રસંગ વશાતજ ક્વચિત ક્વચિત્ દીર્ઘ વાક્યોનો પ્રયોગ કર્યો છે. પરંતુ આ વેણીસંહાર નાટકમાં તો અનેકસમાસયુક્ત દીર્ઘ વાક્યોનો પરિચય થાય છે. આનું પ્રયોજન માત્ર એટલુંજ માનવામાં આવે છે કે વીર રસની અભિપુષ્ટિને માટે આ પ્રકારના પ્રયોગનું સંયોજન કરવું પડ્યું છે. યજ્ઞાદિની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ માટે રાજા આદિશૂરે કાન્યકુબ્જથી પાંચ વિપ્રોનું આહ્વાહ્ન કર્યું હતું અને તેમને પોતાના રાજ્યમાં નિવાસવૃત્તિ કરવા માટે યોગ્ય જાગીરી અને ગોપ્રદાન કરવાનું યુક્ત માન્યું હતું. તે પાંચ દ્વિજોમાં નારાયણ ભટ્ટ પ્રધાન સ્થાને વિરાજે છે 'ક્ષિતીશ વંશાવલિ' ચરિત્ર નામક સંસ્કૃત ગ્રંથમાં વંગીય નરેશના ઇતિહાસનો ઉલ્લેખ કરાયલો છે તેમાં નિમ્ન લિખિતશ્લોક દશ્યમાન હોય છે:—

कान्यकुब्जात्समानीतान् दूनेनद्विजपंचकान् ।

वेदशास्त्रेष्ववगतान् सर्वास्तेचविशारदान् ॥

અલબિરૂનીના લેખથી વિદિત થાય છે કે એ સમયે કાન્યકુબ્જના નૃપાલ પ્રથમ હર્ષવર્દ્ધન હતા જેમના સમયનો ઇ. સ. ૬૦૭ થી પ્રારંભ થાય છે. ચાઇનીસ પરિવ્રાજક હુએનસંગે પણ આજ સમયનો સ્વયાત્રાગ્રંથમાં ઉલ્લેખ કર્યો છે. બાણ કવિએ વર્ણવેલું અનુપમ 'હર્ષ ચરિત' એની જ પ્રતિભાસંપન્ન કારકીર્દીના સ્મરણાર્થે લખાયલું છે. ભટ્ટ નારાયણનું ઉપનામ—Nom de plume—'મૃગરાજ' હતું. એ શાંડિલ્યવંશીય પંચરાત્ર સંપ્રદાયી વૈષ્ણવ હતા. એ સંપ્રદાય નારદમુનિએ ભક્તિમાર્ગાનુયાયીઓ માટે ચલાવ્યો હતો. એના અવશેષો વંગદેશમાં અદ્યાપિ પર્યંત પણ પ્રચલિત છે. પરંતુ તેનો મોટો ભાગ અન્ય સ્વરૂપ ક્યારનોય ધારણ કરી મૂક્યો છે. વેણીસંહાર નાટકના પ્રારંભમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ, લાંછન વિષ્ણુ ભગવાનનું સ્તવન સૂચક મંગલાચરણ કરવામાં આવ્યું છે.

ભટ્ટ નારાયણે પોતાના સમયનો કંઈ પણ નિર્દેશ કર્યો નથી. આદિ શૂરનો સમય વિખ્યાત સંશોધક પ્રોફેસર મહાશય વિલ્સન સાહેબ આઠમી શતાબ્દીનો છે એમ જણાવે ઘણાનું માનવું ૭ મી શતાબ્દિ પણ છે. બલ્લાલસેનનું રાજ્ય ૧૩ મી શતાબ્દિમાં સ્થિત થયું છે. એ આદિશૂરથી ૨૨ મા રાજા હતા. એટલા રાજાઓના ગમનાગમન માટે ૩૦૦ વર્ષનું અંતર માનવામાં આવે તો આદિશૂરનો સમય બહુધા નવમી કિંવા દશમી શતાબ્દી હોય એમ માની શકાય.

વેણીસંહાર નાટક કાવ્યગુણોથી પૂર્ણ હોવાના યોગે અત્યંત પ્રતિષ્ઠિત સ્થાન ભોગવે છે. એના પરવર્તી આલંકારિકોએ એના કેટલાક શ્લોકોનું દૃષ્ટાંતાર્થે ઉદ્ધરણ કર્યું છે. એ પરવર્તી વિદ્વાનોનો સમય બહુધા નિશ્ચિત કરી મૂકવામાં આવ્યો છે. યદિ એ નાટકને

ભવભૂતિના અનુકરણ રૂપ માનવામાં આવે તો પુરાતત્વજ્ઞોએ એનો (ભવભૂતિનો) સમય સાતમી શતાબ્દીના અંતિમ વિભાગનો માન્યો છે. ભવભૂતિના માલતીમાધવ નાટકનું સંસ્કરણ પુનાના પ્રખ્યાત ડૉ. ભાંડારકર સાહેબે કર્યું છે; એમાં પણ આજ પ્રકારનો ઉલ્લેખ કરાયલો છે. શ્રીયુત ભોજદેવ પ્રણીત "સરસ્વતી કંઠાભરણ" નામક ગ્રંથમાં વેણીસંહાર નાટકમાંના કેટલાક શ્લોકો ઉદાહરણાર્થે આપવામાં આવ્યા છે. ભોજદેવના અસ્તિત્વનો સમય ઈ. સ. ૧૦૭૦ માનવામાં આવે છે. "કાવ્યપ્રકાશ" ના રચયિતા મમ્મટ ભટ્ટે પણ આ નાટકમાંથી ઘણા શ્લોકો દૃષ્ટાંતરૂપે ઉદ્ધૃત કર્યા છે. તેમનો સમય ઈ. સ. ૧૧૫૦–૧૨૫૦ ની મધ્યમાં એટલે કે બારમી શતાબ્દીના અંતમાં અને તેરમી શતાબ્દીના પ્રારંભમાં માનવામાં આવ્યો છે. (ધનંજય) ના દશરૂપકમાં પણ વેણીસંહારનો પ્રસંગ છે. આ ગ્રંથ દશમી શતાબ્દિમાં લખાયલો છે. વામનદેવ પ્રણીત 'અલંકાર સૂત્ર વૃત્તિ' માં પણ આ નાટકનું સ્મરણ કરાવવામાં આવ્યું છે. એ આઠમી શતાબ્દીમાં અસ્તિત્વ ધરાવતા હતા એમ લૌકિક માન્યતા છે. શ્રીયુત મહાશય ડૉ. પીટર્સન સાહેબ પણ નિજ સંપાદિત વલ્લભદેવની 'સુભાષિતાવલી' માંની ભૂમિકામાં નિમ્નાશયનો ઉલ્લેખ કરી રહ્યા છે.

"The date of Venisamhar is prior to that of Anandavardhana who quotes several verses from it in his book on ધ્વનિ.
ઉપર ૫૦ verses cited by Aufrecht from the Sarangadharpaddpati
છતાં પણ, કોઈ ના rayana Bhatt, are all as Aufrecht quotes in the
અવલંબિત નથી હોય" see Introduction page 51. અર્થાત્ "વેણીસંહારનો સમય
વિશેષ હોય છે. વાંચકોને કોરો જોઈએ કારણકે પોતાના ધ્વનિ ઉપરના ગ્રંથમાં તે તેમાંના
જટિલ, કર્ણકટુ, સમાસદીર્ઘ ..મહાશય' ઓફ્રેક્ટ વેણી સંહારમાં જે શ્લોકો બતાવે છે તે
સાદી ભાષાના લેખનમાં જ પ્રસન્નતા 'નારાયણ ભટ્ટ' શીર્ષક નીચે તેજ ગ્રંથકાર તરફથી બતાવવામાં
પરિચય તો લેખકની વિવેચનશૈલી ઉપર જ નિ. મું. ભૂમિકા."
અત્રે સમર્થક દૃષ્ટાંતોનો ઉલ્લેખ અનાવશ્યક થઈ પડશે કારણકે એ
અત્રે હસ્તગત વિષયથી સર્વથાપર હોઈ તેનું વિશેષ વિવેચન અપ્રસ્તુત ૮૫૫—૮૮૪ માં સાં
પડવાનો સંપૂર્ણ સંભવ છે. અસ્તુ. વ્યાપક છે. એમનો
છે. જન્મભૂ સં

કવિ શ્રી ભટ્ટ નારાયણ એક અત્યંત પ્રૌઢ વિદ્વાન હતા એમ માનવામાં નિમ્નલિખિત
એમની નાટક રચના શક્તિ—ગદ્ય અને પદ્ય ઉભય—માં રસ ભાવો પૂર્ણ છે.
પ્રધાન નાટક હોવાથીજ તેમણે ઓજસ્વી શબ્દોનો પ્રયોગ કર્યો હોય એમ જણાય
જેના વાંચન માત્રથી જ હૃદયના અંતર્ગત ભાગમાં ઉત્તુંગ લહરી યુક્ત અને ઉર્મિયો
વિભૂષિત વીરરસના એક પ્રકારના અપ્રતિમ ઝરણનો પ્રારંભ થાય છે અને સમસ્ત દેહમાં
વીર રસનો સંચાર ઉત્પન્ન થાય છે. કરુણરસના સર્વશ્રેષ્ઠ સંપાદક મહાકવિ શ્રી ભવભૂતિએ
સ્વવિરચિત ઉત્તરરામ ચરિતમાં અને માલતીમાધવ આખ્યાનકોમાં જે લેખનશૈલીનું અનુકરણ,

**ભટ્ટ નારાયણએ આનંદવર્દ્ધનની પૂર્વે અને ભવભૂતિની અનંતર એટલે કે આઠમી શતાબ્દીના પ્રારંભ સમયમાં થયા હતા.**

પાશ્ચાત્ય વિદ્વાનોમાં જગદ્વિખ્યાત્ શ્રીયુત મહાશય મેક્સમુલર ભટ્ટ સાહેબની પછી સંસ્કૃત સાહિત્યનો ઈતિહાસ મહાશય પ્રોફેસર મેકડોનલ્ડ સાહેબે લખ્યો છે એમાં એ સાહેબ મહાશય નારાયણ ભટ્ટના સંબંધમાં નિમ્નાશયનો ઉલ્લેખ કરી રહ્યા છે. "........એ ગ્રંથના રચયિતાને 'ઇ. સ. ૮૪૦' એ લેખવાળું એક તામ્રપટ ઉપહાર તરીકે મળેલું હોવાથી તેનો સમય સ્પષ્ટ થાય છે. યદપિ એ ગ્રંથ પોતાના કાવ્યમય ગુણોથી સુવ્યક્ત નથી તથાપિ કૃષ્ણકથા તરફ દર્શાવવામાં આવેલા વિશિષ્ટ પક્ષપાતથી તે ભારત વર્ષમાં ઘણી દીર્ઘ સમય પર્યંત મહા અભિષ્ટ થઇ પડયો હતો!!" જુઓ પાનું ૩૬૦ મું.[1]

ઉક્ત પાશ્ચાત્ય અભ્યાસક પ્રોફેસર મેકડોનલ્ડ સાહેબ મહાશયને એ તત્ત્વ શી રીતે જ્ઞાત થયું કે "આ નાટક કાવ્યમય ગુણોથી હીન છે" એ સમજી શકાતું નથી. અને જો ઉપરોક્ત વિધાનમાં તથ્યનો અંશમાત્ર પણ હોય તો 'કાવ્યપ્રકાશ' 'સરસ્વતીકંઠાભરણ' આદિ અલંકારના નૂતન ગ્રંથ પ્રણેતા વિદ્વાનોએ આ નાટકમાંના શ્લોકો ઉદાહરણ તરીકે શામાટે ઉદ્ધત કર્યા હશે વારૂ? એ ગુણ સંપન્ન છે એજ કારણથી આ નાટક ભારત વર્ષમાં બાર શતાબ્દી જેટલા ચિરકાળ પર્યંત પ્રિયતા સંપાદન કરી શક્યું છે; નહિ કે કૃષ્ણકથા અને ભક્તિભાવના મહાત્મ્યથી. કૃષ્ણકથા અને ભક્તિભાવના માહાત્મ્ય માટે તો સમસ્ત ભારત વર્ષમાં શતાવધિ કિં બહુના સહાસ્ત્રાવધિ ગ્રંથોની સેના ઉપસ્થિત છે, એ ઘટનાનું મેકડોનલ્ડ સાહેબ મહાશયને કેમ વિસ્મરણ થઈ ગયું હશે વારૂ? ઉક્ત આંગ્લ સાહેબના ઉલ્લેખ ઉપર સર્વ સંસ્કૃત પ્રિય પાઠકો અને પાઠિકાઓને વિચારપરંપરાનું યોજન કરી હંસક્ષીરનીરન્યાયે સત્ય રહસ્યનું ગ્રહણ કરવાની નમ્ર પ્રાર્થના સહ આ લેખની આટલેથી જ પરિસમાપ્તિ કરી હાલ તરત આ પત્રના વિદ્વાન વાંચકોની રજા લઇએ છીએ.*

શેલત વાસુદેવ રામચંદ્ર.

---

1 " The age is known from its author having been a grantee of a copper plate dated A. D. 840. Though not conscious for poetic merits it has long been a great favourite in India owing to its express partiality for the cult of Krishna P. 360. "

* હિંદી ઉપરથી ઘણા સુધારા વધારા સાથે.

# ભારતનો સપુત.

શ્રાવણ[1]ના પૂર્ણચંદ્રનું તેજ
આજે ભારત ઉપર કેમ પડતું નથી ?
ભયાનક મેઘ મંડળ
અંધકાર ફેલાવીને
સાથે જાણે પ્રલય ભારતને પણ લાવ્યા છે.
શબ્દ [2]માત્રમાં કઠોરતા કેમ લાગે છે ?
અજ માત્રમાં કર્કશતા કેમ લાગે છે ?
અને બહાર આ ભીષણ
જય ઘોષ શેનો:—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય "..................૧.

સૂર્ય તો સવારથી મુખજ દેખાડયું નથી.
શેનો દેખાડે !
પંચતત્વનો અધિષ્ઠાતા દેવ
આજ શરમાઈ કયાં સંતાઈ ગયો છે ?
ઘોર જયધ્વનિનો પ્રતિઘોષ કરી
આકાશ પોતાના ગુણથી
કેમ ચાકરી કરી રહ્યું છે:—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય "..............૨.

સૂર્ય તો શરમીંદો પડી ગયો
શું કોઈ પ્રચંડ તેજ
તેની સામે જવાતું છે ?
પંચતત્વો[3]આજ ઢીલાં ઢીલાં
શું કોઈ મહા મહેમાનને સેવા
આજે અહીં તહીં ફર્યા કરે છે !

---

૧. તે દિવસ શ્રાવણ પૂર્ણિમાનો હતો. ૨. આકાશનો ગુણ–શબ્દ. જયઘોષનો પ્રતિધ્વનિ. ૩. પંચતત્વોમાં અધિક.ઓજસવાળા પંચતત્વો મળનાર હોવાથી તે નિસ્તેજ હતાં.

અને તેની સાથે આ રામધનુષના ટંકાર જેવો,
મહા ઘોષઃ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય ".................૩.

ભારતનો જામદગ્ન્ય[૪]
મહારાષ્ટ્રનો સુવર્ણનો હથોડો:[૫]
વેદોનો રૂપેરી રણકાર
પ્રાચીન અને અર્વાચીન ભારતનો
સ્વર્ગ અને મૃત્યુને સાંધનાર
પતીત પાવન ગંગા પ્રવાહ
મહાભૂત સાથે સંગ્રામે ચડયો છે
અને તેનો આ મહાઘોષઃ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. ".................૪.

તિલક મહારાજ!
ભારતનો લોક માન્ય!
આપણી સદીનો
શીવાજી મહારાજ.
અને એ નરવીરની
ઉગ્ર ભવાની
ગૌ બ્રાહ્મણ પ્રતિપાલિની
શોણીત ભૂખી સમશેર
કાલાન્તરને લીધે સ્વરૂપાન્તર કરી
ઉગ્ર રૂપેજ સરસ્વતી બની
આ બ્રહ્મવીરની જીહ્વાગ્રે વસી હતી.
અને તેના ઉગ્ર પ્રતાપે[૬]
જય ઘોષ થતો હતોઃ—

૪. જામદગ્ન્ય=પરશુરામ. લો. તીલકને પરશુરામ સાથે અનેક રીતે સરખાવી શકાય છે.
૫. સુવર્ણનો હથોડો=લોકો માન્ય, ટીપે તેવુંજ બોલતા, પણ તેમાં જ્ઞાનની સર્વાશે ગંધ હતી તેથી સુવર્ણનો હથોડો. ૬. તેમની ઉગ્ર વાણી મગ્ને. તેમની ઉગ્રતા વિશ્વનાને દીપેજ શોભતી.

" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય." ...................૫.
ઉંચાં ભવાં અને ભરેલી મુછો
વિશાળ મસ્તક અને મધ્યમ નાક
જરા ઉંડી પણ ભરેલી આંખો
રમ્ય પણ ગંભીર મુખ
એવો વિચિત્ર આકૃતિનો ભેળસેળ
કે શારદા અને ભવાનીનું સ્પષ્ટ સહીપણું;
ને તેથી થતું ગંભીર ગાન
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. "...................૬.
કુલપતિ શાન્ડીલ્ય[7]નો મહાવંશજ
ત્રિપ્રવરમાં પ્રવરવર્ધક ને પ્રવરપૂરક.
એનાથી ત્રિપ્રવર ચતુર્પ્રવર બન્યું.
અસીત્ ને દેવલ પછી ચોથો મહર્ષિ
શાન્ડીલ્ય વંશ[8]નો ખરેખરો વેદો
પોતાના પુરાણ બાપદાદાની પેઠે
વેદની[9]જ ઉપાસના કરી.
અને અદ્રશ્યથી એ મહર્ષિઓનો
જાણે આવકાર ઘોષ હોય તેમઃ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. "...................૭.
આ મહાત્માનું અવસાન!
મહાત્માનું વળી અવસાન કેવું
શરીરનુંજ—આત્માનું નહીં.
પરમ વિભુતિઓતો સનાતન છે;
સનાતન સત્ય સ્થાપનાર
સનાતન સંસ્મરણીય છે.
કર્મયોગ [10]રહસ્ય ભેદુએ

૭. શાન્ડીલ્ય=ગોત્ર પ્રવર્તક તેનાં ત્રણ પ્રવર-ત્રણ મુખ્ય ઋષિઓ છે; શાન્ડીલ્ય, અસિત અને દેવલ. તેમાં લો. તીલક ચોથું પ્રવર ગણી શકાય અને આ સદીમાં બ્રહ્મર્ષિ પણ ગણી શકાય. ૮ વંશ=વાંસ; કુળ તેના વેદ ને પ્રવર. ૯ "ઑરાયન અને આર્કટિક હોમ" દ્વારા તેમણે કરેલી વેદની સેવા—તેથી તે ઋષિ. ૧૦ કર્મયોગ રહસ્ય.

માત્ર કર્મ ગ્રહી લીધાં;
અને તે ગીતાનો કર્મનો
અંતિમ જય ઘોષ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. "........................૮.

આજે કેમ અખંડ વૃષ્ટિ!
અપ્સરાઓ[૧૧] કુદરતના સ્વરૂપે
અભિસારીકા બની
ઉર્ધ્વગામી આ નરવીરને
હસ્તદાન રેખા નીચે ધસતી હતી.
અને શીતલ પવનની પુષ્પમાળ પહેરાતી
એ મહાત્માને પાદસ્પર્શ કરી ગાતી:—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. "........................૯.

ઓ, વીરસુની ભારત માતા!
ઓ, જગતસતી આર્ય માતા!
તારે તો માત્ર કાંની તુલસીમાળા[૧૨]
અને હાથમાં વેદનો[૧૩] મંગલ રહ્યો.
ક્યાં ગયાં ત્હારાં રૂડાં કંકણ?[૧૪]
એક ધર્મ[૧૫]નો હાર પણ
કરમાઈને ખરી પડ્યો છે.
અને ત્હારૂં શુભ શ્વેત વસ્ત્ર[૧૬]
કચરાણી[૧૭]—પીતાંરા[૧૮]ને અભાવે—
મેલું ઘણું થયું છે.
અને તેની કરચલી[૧૯]માં
જુ અને માંકડો[૨૦]ના

વાસ થઈ રહ્યો છે.
અને આજે તો
કૈલાસ શિખરની પરમ પવિત્ર
ગંગાધર[૨૧]ની દિવ્ય ભસ્મનું
લલાટમાં જ્વલંત શોભતું
ત્રિપુંડ્ર[૨૨]તિલક પણ લોપ થઇ ગયું;
અને તેથી ત્હારો આ આક્રંદ ઘોષઃ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય"..................૧૦.

× × × × ×

તિલક મહારાજનું અવસાન !
કેવી ભવ્ય-નિર્મલ મૂર્તિ !
સરદારગૃહના વાતાયનમાં
મહા હઠયોગીની યોગનિદ્રા.
અને લક્ષાવધી લોક સમૂહના
અશ્રુભીના ગાલ પરથી
પ્રવાહ નીચે ઉતરતાં
ભીના થયેલા ગળામાંથી,
જાણે ત્રાસથી ખોખરા થયેલા
" તિલક મહારાજની જય" ઘોષઃ—
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. "........
આ મહાત્માનું અવસાન ! ........૧૧.
મહાત્માનું વળી અવસાન કેવું
શરીરનુંજ—આત્માનું નહીં.
પરમ વિભૂતિઓતો સનાતન છે;
સનાતન સત્ય સ્થાપનાર
સનાતન સંસ્મરણીય છે.
કર્મયોગ [૧૦]રહસ્ય ભેદુએ

૭. શાન્ડીલ્ય=ગોત્ર પ્રવર્તક તેનાં ત્રણ પ્રવર-ત્રણ મુખ્ય ઋષિઓ છે; શાન્ડીલ્ય, અર્વાચીન અને દેવલ. તેમાં લો. તીલક ચોથું પ્રવર ગણી શકાય અને આ સદીમાં મહા ઋષિ, ગણી શકાય. ૮ વંશન્વાંસ; કુળ તેના વેદા ને પ્રવર. ૯ "ઑરાયન અને આર્ટિક" પાણી દ્વારા તેમણે કરેલી વેદની સેવા-તેથી તે ઋષિ. ૧૦ કર્મયોગ રહસ્ય.

અહો, ઉત્તરધ્રુવ તારક ![૨૫]
તારી કીર્તિ તેના જેવીજ અચલ છે.
અહો, મૃગશીર્ષના મહાવ્યાધ ![૨૬]
મૃગશીર્ષની પાછળ પડી ત્હેં
વેદોની પ્રાચીનતાને ભેદી છે.
અહો, ભગવદ્‌ગીતાના ઉગ્ર કર્મયોગી ![૨૭]
" तस्मात् युद्धयस्व भारत " નો
સ્વધર્મના મહાબોધથી
એ કર્મયોગી કૃષ્ણચંદ્ર
ના જેવી તારી કીર્તિ પણ અક્ષર છે.
તેની પેઠે તું પણ ભારત પૂજ્ય છે;
તેની પેઠે ત્હારે પણ મહાવિરોધીઓ છે;
પણ એવા મહા વિરોધમાંજ પ્રફુલ્લ છે.
અને તેથી તારો જયઘોષ અનંત છેઃ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય. "..................૧૫

લોકોનો હૃદય રાગ શું ગુલાલથી જણાશે ?
ભક્તિ શું પુષ્પવૃષ્ટિથી જણાશે ?
શોક શું અશ્રુપ્રવાહથી જણાશે ?
ના, ના ! એ તો જણાઈ ચૂક્યો છે
કોટયાવધી લોક મેળાથી
ને તેમના જયઘોષથીઃ—
" તિલક મહારાજની જય
તિલક મહારાજની જય
તિલક મહારાજની જય."..................૧૬.

તિલક મહારાજનું અવસાન !

---

૨૫ ઉત્તરધ્રુવતારક=ઉત્તરધ્રુવનો તારો—ઉત્તરધ્રુવ બાબત શોધ કરીને તે બાબતના અંધકાર માંથી તારનારો. ધ્રુવ અચલ છે. તેની માફક તેની કીર્તિ ભારતમાં અચલ છે. ૨૬ આકાશમાં મૃગશીર્ષ નક્ષત્રની પાછળ વ્યાધ નામનો તારો છે. તેણે મૃગને બાણથી વીંધ્યો. વેદોની ન કલ્પી શકાય તેવી પ્રાચીનતાને તેણે જ્ઞાનથી ભેદી છે. તેમના "ઓરાયન" નામના પુસ્તકનો સંબંધ છે. ૨૭ કર્મયોગ રહસ્ય-જોવું. ગીતાનો કર્મયોગ ઉપર અર્થ તેમણે મુક્યો બાર.

# ઇતિહાસના શિક્ષણમાં એક આવશ્યક વિચાર.

આપણી માધ્યમિક શાળાઓમાં અત્યારે આપણા દેશનો જે ઇતિહાસ શીખવવા આવે છે તેના મુખ્ય ત્રણ વિભાગ પાડી શકાય:—

૧ હિંદુ સમય.
૨ મુસલમાની સમય.
૩ બ્રિટિશ સમય.

હિંદુસમયનું સંશોધન ઘણા સમયથી ચાલી રહ્યું છે અને એ સમયના ઇતિહાસને માટે જે જે સાધનો મળી આવ્યાં છે તેનો યથાર્થ વિચાર કરી ઇતિહાસના અભ્યાસકોએ એ સમયના ઇતિહાસની રૂપરેખા તો દોરી કાઢી છે. અલબત્ત, આ સમયમાં હજી ઘણા એવા કૂટપ્રશ્નો ઉભા છે કે તેનો ઉકેલ અત્યારે કરવો ભારે જણાય; કાળગણનાનો એકાદ પ્રશ્ન એવો નીકળી આવે કે આજ સુધીનાં પ્રમાણભૂત મનાયેલાં સાધનોને બીજી રીતે ઉકેલવાની જરૂર પડે; તક્ષશિલા કે પાટલીપુત્રના ખોદાતા એકાદ ખૂણામાંથી કોઈ એવું પ્રમાણ જડી આવે કે એ સમયના ઇતિહાસની ચણેલી ઇંટોને પણ કદાચ ફરીથી ગોઠવવી પડે. પરંતુ, સામાન્યતઃ આ કાળની રૂપરેખા અંકાઈ ચૂકી છે એમ કહી શકાય. એ સમયની છૂટી છવાઈ વિગતો જે અત્યારે મોજુદ છે તેમાં વધારો પણ થાય, અમુક એકાદ રાજા કે વંશની હકીકત અત્યારે લુપ્તપ્રાય લાગતી હોય તેનો પત્તો પણ લાગે, ગુપ્તસંવત, વિક્રમસંવતના પ્રશ્નો અત્યારે આપણે કલ્પના પણ ન કરીએ એ રીતે કદાચ ઉકલાય પરંતુ એ સમયના આપણા દેશનું જે ચિત્ર આપણી સન્મુખ આજના ઇતિહાસમાં ખડું થયું છે તે ચિત્ર છે તેથી તદ્દન વિપરીતજ આલેખાવાનો સંભવ નથી. એ સમયનું આપણું જીવન, આપણી સમાજસ્થિતિ, આપણી આર્થિક સ્થિતિ, આપણી ધર્મ ભાવનાઓ, આપણી રાજકીય પરિસ્થિતિ, આપણી આખી સંસ્કૃતિનું સ્વરૂપ આ સઘળાં તો આપણા ખ્યાલમાં આવી ગયાં છે અને નવી શોધને અંતે પણ આ બદલાય એવો સંભવ ઓછો છે.

મુસલમાની સમયને માટે પ્રશ્ન બહુ ગંભીર નથી. હિંદુ સમયને માટે તો પૂરતાં સાધનોની અપૂર્ણતા પણ અંતરાયરૂપ ગણાય. હિંદુ સમયને માટે અમુક રીતે સીધાં સાધનો ઓછાં છે અને છે ત્યાં પણ સદસદ્ વિવેકની બહુ જરૂર પડે તેવું છે. મુસલમાની સમયને માટે આ અડચણ તો છે જ નહિ. મુસલમાન તવારીખો ઉપરથી આ સમયનો ઇતિહાસ આપણે બહુ સારી રીતે તારવી શકીએ. બેશક, મુસલમાનો આપણા વિજેતાઓ હતા, હિંદુ પ્રજાથી વિધર્મીઓ હતા. આપણા સમાજના હાર્દને સમજી શક્યા ન હતા એટલે મુસલમાન તવારીખ લખનારાઓનું લખાણ આપણે એ રીતે દૂષિત ગણી શકીએ. પરંતુ, એ તવારીખો લખવામાં ખાસ કરીને અસત્ય હકીકતજ બહાર લાવવી એવો આશય ન હતો એટલે ઘણીવાર તો તેમના એકતરફી લખાણ ઉપરથી પણ આપણે બીજી બાજુનો ખ્યાલ કરી શકીએ. ઉપરાંત મુસલમાન બાદશાહો સારું કે ખરાબ જે કાંઇ વર્તન આપણા તરફ ચલાવતા તે વર્તનને ખોટી રીતે ઢાંકવાનો તેમનો ઇરાદો ન હતો. એક બાદશાહ મથુરાનું મંદિર તોડી નાંખે અને હિંદુઓને વટલાવે તો તેનો તવારીખ લખનાર આ હકીકત મૂકતાં લેશ પણ આંચકો ન ખાય પણ ઉલટો ખુશ થઈ એ વખાણ વધારે કરે.

કારણ કે આ બાદશાહો જે કાંઇ જુલમ કરતા તે ઉઘાડી રીતે કરતા અને એ જાહેર થાય એમાં લેશ પણ સંકોચ પામતા નહિ. કારણ કે જુલમ કરવામાં પણ તળીએ તો તેમની ધર્મબુદ્ધિ હતી.

અલબત્ત, મુસલમાની સમયનું આપણા ઇતિહાસનું ચિત્ર બહુજ એક પક્ષી છે. જે જે હકીકતો મોટે ભાગે એ લોકોની તવારીખોમાં નીકળી તે ઉપર ઇતિહાસ રચી શકાયો. એ કાળમાં આપણા લોકોનું અંતરજીવન કઇ કઇ દિશામાં વહેતું હતું. મુસલમાનો તલસ્પર્શ પણ કરી ન શકે એવી કઇ ગુહામાં આપણો આત્મા એ કાળે હતો તે તપાસી લેવાનાં સાધનો જુજ જેવાંજ છે. બેશક જ્યારથી મરાઠાઓ, શીખો વગેરે હિંદુપણાનો પુનરુદ્ધાર કરનારા ઉભા થયા ત્યારથી તો આપણો દેશીય ઇતિહાસ પણ આપણને મળી શકે છે,એને એ રીતે મુસલમાની યુગનો ઇતિહાસ ગમે તેવો એક દેશી કે અપૂર્ણ હોય તો પણ આપણા ઉપયોગ પૂરતો તદ્દન ત્યાજ્ય નથી. આપણા મુસલમાન સુલતાનોએ કે બાદશાહોએ જે જે ઘોરકર્મો કર્યાં હશે તેનાપર પણ આ ઇતિહાસ ઢાંક પીછોડો તો કરતોજ નથી એટલે અંશે હકીકતની યથાર્થતા તો પૂરી મળી આવે છે.

આ રીતે જોતાં આ બન્ને સમયનો આપણો ઇતિહાસ વિવિધ કારણોથી અપૂર્ણ છે છતાં એ અપૂર્ણતાને સ્વીકારી લઇ આપણે એ સમયનો અભ્યાસ કરી શકીએ અને ઇતિહાસના અભ્યાસજન્ય લાભો મેળવી શકીએ.

પરંતુ, બ્રિટિશ સમયને માટે એવું કશુય નથી. એક તો આપણે બ્રિટિશ સમયની એટલા બધા નજીક છીએ કે એ સમય ઇતિહાસની દૃષ્ટિથી કેટલો ચિરંજીવ ગણવો એજ પ્રશ્ન છે. કાળના વહનની સાથે જ્યારે બ્રિટિશ પ્રજા પણ દેશમાંથી ઘસડાઈ જશે ત્યારે દૂરના ભવિષ્યનો ઇતિહાસકર્તા એ પ્રજાને આપણા જીવન નિર્માણમાં કયું સ્થાન આપશે તે અત્યારે તો કહી શકાય નહિ. પરંતુ આ દલીલ તો અર્વાચીન ઇતિહાસના અભ્યાસને સર્વ ઠેકાણે લાગુ પડે છે.

બ્રિટિશ સમયનો જે ઇતિહાસ અત્યારે આપણા બાલકોના હાથમાં મૂકાય છે તે ઇતિહાસ છે કે જીત મેળવનારી પ્રજાએ જીતેલી પ્રજાપાસે મૂકવા માટે તારવી કાઢેલી હકીકતોનું જાળું છે એ નક્કી થવું જોઈએ. બ્રિટિશ સમયનો ઇતિહાસ મોટે ભાગે બ્રિટિશ લેખકોનાં લખાણો ઉપર રચાયા છે. બ્રિટિશ લોકો, કલકત્તાના ગવર્નરો તથા નોકરશાહી વર્ગ આપણા દેશનો રાજ્યવહીવટ ચલાવતાં ચલાવતાં જે વિચારો દર્શાવે તે આપણો ઇતિહાસ થઈ જાય ! કલકત્તાથી વાઇસરોય તાર કરે કે આ વર્ષે લોકોની આબાદી બહુ સારી છે એટલે આબાદી થઇ ચૂકી. મુંબઈથી એક બ્રિટિશ અમલદાર તાર, કરે કરાવે કે લોકો રાજ્ય તરફ બહુજ ભાવની લાગણી ધરાવે છે એટલે થઇ રહ્યું. હું એમ કહેવા નથી માગતો કે આવી હકીકત બધી ખોટીજ હોય. પરંતુ, જ્યારે આપણે જાણીએ છીએ કે અંગ્રેજ લોકો આપણા ઉપર રાજ્ય કરવા આવ્યા છે, એ રાજ્ય કરવામાં આપણી પ્રજાનું શું થાય છે તે જોવામાં તેમનો સીધો સ્વાર્થ નથી, આપણી સાથે એક થઇને નહિ પણ આપણા ઓરમાન બાપ્પો થઇને આપણી માતાને ધાવી જવાનો તેમનો વિચાર હોઇ શકે છે અને પોતાનો રાજ્ય દૃઢ રહે તે માટે આપણી પ્રજાની દીનતાના પાઠો આપણાં બાલકોને નાનપણથી જે

પતાવવામાં આવે અને સંભવિત છે ત્યારે આપણે આ ઇતિહાસ આપણા વિદ્યાર્થીઓને શી રીતે શીખવી શકીએ ? આ સમયના ઇતિહાસનાં બધાં પ્રમાણો ખોટાંજ છે એમ પણ હું કહેતો નથી. પરંતુ, જ્યાં સુધી ઠેઠ ઇન્ડીઆ ઓફિસ સુદ્ધાંતનો પત્રવ્યવહાર—ખાનગીમાં ખાનગી પત્રવ્યવહાર—આપણને સુલભ ન હોય, જ્યાં સુધી ઉદાર દિલના અંગ્રેજ ગૃહસ્થોની ડાયરીઓ આપણને મળે તેમ ન હોય, જ્યાં સુધી ખુદ આપણા દેશમાં આપણે જે જાણીએ છીએ ને માનીએ છીએ તે છૂટથી વિદ્યાર્થીઓની પાસે મૂકવાનો સમય આવી ન લાગ્યો હોય ત્યાં સુધી આવી ખોટી હકીકતો પર રચાયેલો ઇતિહાસ શીખવવો એ શું કામનું છે? એ સમયનાં પ્રમાણો હજી આપણાથી ગુપ્ત છે; ખરી હકીકતો બહાર ન આવવા દેવામાં જ્યાં સુધી સરકાર લાભ સમજે છે ત્યાં સુધી બહેતર છે કે આપણે એ સમયનો ઇતિહાસ જ શીખવવો બંધ કરવો.

આજકાલ આપણા દેશમાં સ્વરાજ્યનો પવન ફૂંકાઈ રહ્યો છે, વિદ્યાર્થીઓ સરકારની શાળાઓ છોડી રહ્યા છે અને ઠેકઠેકાણે રાષ્ટ્રીય કેળવણીનું મંડાણ થતું જાય છે.રાષ્ટ્રીય જાગૃતિના આ સમયમાં રાષ્ટ્રીય શાળાઓ બ્રિટિશ સમયનો ઇતિહાસ શીખવવો બંધ કરે અને જ્યારથી આપણે નેશનલ કોંગ્રેસ સ્થાપી ત્યારપછીનો આપણા પ્રજાકીય પ્રયત્નોનો ઇતિહાસ વિદ્યાર્થીઓ પાસે મૂકે એજ ઇષ્ટ છે. બ્રિટિશ સમયને કાં તો પ્રમાણ વિનાનો સમય ગણી કાઢી તેના પર કપડું ઢાંકી દેવું અથવા તો એ કાળમાં અંગ્રેજોએ અનુક્રમે કયા કયા પ્રાંતો હાથ કર્યા તેની ટૂંકી યાદીથી પતાવવું પણ એ પ્રાંતો હાથ કરવાનાં કારણો વિગેરેમાં જરાય ઉંડા ન ઉતરવું.

જો આપણે આટલું કરી શકીએ તોજ રાષ્ટ્રીય કેળવણીને અંગે જોઈએ તેવું ઇતિહાસનું શિક્ષણ લીધું ગણાય.

નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ.

---

# ચર્ચાપત્ર.

વસન્તના શ્રીમાન્ તન્ત્રી જોગ,

વસન્તના વૈશાખ માસના અંકમાં 'કવિ અને મહાત્મા' એ મથાળા નીચે જે સુંદર નોંધ આવી છે તે બાબત હિંદહિતચિંતકનું હાર્દિક અભિનંદન કરી એમણે યોજેલા એક શબ્દ વિષે ચર્ચા કરવાની રજા લઉં છું.

Nationalism અને Inter-nationalism ને માટે એમણે 'સ્વદેશવાદ' અને 'સર્વદેશવાદ' એ બે શબ્દો યોજ્યા છે. અંગ્રેજી સાહિત્યમાં આ બે શબ્દ પાછળ જે તત્ત્વ રહેલું છે તે જોતાં આ યોજના બરાબર ગણાય. પણ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે Nationalism નું જે રહસ્ય ઉઘાડું પાડ્યું છે અને મહાત્માશ્રીએ સ્વદેશીનો જે વ્યાપક અર્થ કર્યો છે, તેનો વિચાર કરતાં 'સ્વદેશવાદ' શબ્દમાં જોઈતો પ્રસાદ નથી એમજ કહેવું પડશે. Inter-nationalist અને Cosmopolitan લોકો વિષે એક જણે એવી કટાક્ષપૂર્ણ વ્યાખ્યા કરી છે કે, જે માણસ પોતાના દેશને બાદ કરી બાકી બધા દેશો વિષે પ્રેમ અને આદરભાવ રાખે છે તે 'સર્વદેશવાદી' કહેવાય. 'સર્વદેશવાદી' સામાન્ય

રીતે ભિન્ન ભિન્ન દેશગત ભિન્ન ભિન્ન સંસ્કૃતિ છે એમ માનતોજ નથી. તે કાળા અને ગોરા વચ્ચે વિવાહ થાય એમાં પણ કશી હાનિ જોતો નથી. અમેરિકાના કેટલાક 'સર્વદેશવાદી' એ તો વિવાહના સામાન્ય બંધનોને પણ નકામાં ગણે છે. Nationalism ને માટે હું પોતે 'રાષ્ટ્રપૂજાધર્મ' એ શબ્દ પસંદ કરૂં છું. સ્વદેશ, સ્વજાતિ, સ્વધર્મ, સ્વભાષા અને સ્વતંત્ર અથવા સ્વરાજ્યનું મહત્વ **સ્વદેશવાદી**, સારી પેઠે જાણે છે એટલુંજ નહિ પણ તે વસ્તુઓ ઇશ્વરનિર્મિત, શુભ અને યથાતથ છે એમ તે માને છે. **સ્વદેશવાદી** સ્વસંસ્કૃતિનું મહત્વ જાણતાં છતાં રાષ્ટ્રની પૂજા કરતો નથી; બધા રાષ્ટ્રોની શાશ્વત વ્યવસ્થા કરનાર પરમેશ્વરનેજ તે પૂજે છે. Nationalist—રાષ્ટ્રપૂજક બીજાં રાષ્ટ્રોને ભોગે પણ સ્વરાષ્ટ્રનોજ સ્વાર્થ સાધવા માંગે છે. રાષ્ટ્રપૂજક મનુષ્યજાતિના હિતનો વિચાર કરતોજ નથી. મહાત્મા ગાંધીજી સ્વદેશવાદી છે છતાં રાષ્ટ્રપૂજક નથી. તેઓ સત્ય-પૂજક અને ઇશ્વરપરાયણ અને તેથી વિશ્વકુટુંબી છે. આપણે આજે Nationalist-થવું પણ ન ઘટે અને Inter-nationalist-થવું પણ ન ઘટે. કેમકે એ ભેદ હિંદી સંસ્કૃતિથી વિરુદ્ધ છે. અને તેથી Nationalism ને માટે 'સ્વદેશવાદ' શબ્દ યોજી આપણે આપણી સ્વદેશી ધર્મની કલ્પનાને કલુષિત ન કરીએ. મહાત્મા મૅઝિની સ્વદેશવાદી હતા તેમ સર્વદેશવાદી અથવા વિશ્વકુટુંબી પણ હતા, પણ તેમને હાલના Nationalist-અને Inter-nationalist—નહિ કહી શકાય.

Nationalist—ને માટે 'રાષ્ટ્રપૂજક' શબ્દ પસંદ કરવા લાયક છે અને Inter—nationalist ને માટે 'નિર્વર્ણી,' 'સ્વપરશૂન્ય' એવા ગમે તે શબ્દ વાપરી શકાય.

જેઠ વદ ૧૨,
શનિ.

**લી. ભાષાપ્રેમી.**

## ચકલા રાણાની ચઢાઇ.

### કડવું ૧ લું.

( રાગ—ઓખા હરણનો )

નદી તીર ઝૂલે વડ ડાળ્યો; હતો ચકલીનો માંહી માળો:
ત્યાં તો ધોબીઓ ધોવા આવે; કપડાં ઝીણી સફેદ બનાવે ૧
આદર એક સમે ઝીકાઈ, ઉડતાં ચકલી પડી ઝપટાઈ;
થયું ચાલી કેરૂં મર્ણું, ચકલો રાણો ઢળી પડ્યો ઘર્ણું, ૨
કર ધોબીનો કાળજે આર્યું, વેર ચકલી કેરૂં હૈ વાળ્યું;
થયો સાંજ પડયે તૈયાર, ચાંચી કરીને નીકળ્યો બહાર ૩
સૂણી ભારે એની ચીંચીયારી, આવી જોડ ઉંદરની રૂપાળી.
અધીરાઈથી એકએ પૂછ્યું,—' ચકલા રુદન કેમ આરંભ્યું ?' ૪

રોષે રાણો રાતો થઈ બોલે,–'મ્હારી ચકલી મરી વણ મોતે;
ક્રૂર ધોબીનો કાળજ આણું; વેર ચકલી રાણીનું વાળું' ૫
બોલે ઉંદર, ચકલા રાણા, ત્હમે થાવ અમારા ભાણા;
મારે મદદ ત્હમને દઈશું, ચકલી બાઈનું વેર જ લઈશું ૬
કીધી ઉંદર કેરી ગાડી, દીસે રૂડી જાણે રેલગાડી;
એવે વીંછી મળ્યો કોઇ એક, પૂછે ચકલા ક્યાં જાઓછો ટેક ૭
ચકલી બાઈનું વેરજ લઇયે, સાથે આવો તો એકઠા જઇયે;
જહેવે રીસાલામાં વીંછી ભળાયો; ત્હેવે પોદળો છાણનો મળાયો ૮
રસ્તે મીની મળી હોંશીયાર, તે યે સાથે થઈ તૈયાર,
વળી મળી કો સાપણ ઝેરી, થઈ તે પણ ધોબી જો વેરી ૯
મળ્યો ગર્દભ એક સજોડ, લત્તા પ્રહારના જહેને કોડ;
ચકલા કેરૂં તહીં દળ આવ્યું, ધોબી ઘેર ઘણું અણધાર્યું. ૧૦

( વલણ )

ચકલા કેરૂ સૈન્ય આવ્યું, ધોબી સૂતોજ્યાંય રે,
ચકલો કહે ગોઠવાઈ જાઓ, જ્યાં ચિત્ત ત્હમારૂં ન્હાય રે' ૧૧

## કડવું ૨ જું.

( રાગ ઉપરનો )

વીંછી દીવાસળી પર બેઠો, ન્હોડયો પોદળો ઉંબર હેઠો;
ખર ઉભા બની હોંશીયાર, જાણે દ્વારે ઉભા પ્રતિહાર ૧
બેઠી માર્જાર ચૂલાની મ્હાંય, રાખ માંહીએ સપ્પાઈ જાય;
વસ્ત્ર કિનખાબનાં રૂડાં ભારી, ત્યાંય ઉંદરે કાપતા મારી ૨
ઘોડે વીંટાઇ સાપણ ઝેરી, થયાં એક પગે સહુ વેરી;
ચકલો ગર્દભને કહે એમ, પહેલી ત્હમારે તાકવી નેમ ૩
સંકેત પ્રમાણે ત્યાં સ્વર થયો, લાંબો રાગડો રાસભે જોડયો;
ભૂંડો ભૂંકાર કાને પડયો, ધોબી સફાળો આભો બનીયો ૪
દીવા કાજે દીવાસળી ઝંબે, એટલામાં હાથે વીંછી ડંબે;
ધાર્યું ચૂલા પાસે હવે જાઉં, દેવતાથી દીવો સળગાવું ૫
એણે ચૂલામાં દીઠા બે લ્હાળા, હતા માર્જારના એતોડોળા;
ભડકો ફૂંકી મારી કરવા ગયો, મીની બાઇએ. કૂદકો ભર્યો ૬
રીસ આણીને બરીયા ન્હોર, કર્યો ધોબીએ શોર બકોર;
કહે અજવાળે જઈને જોઉં, મુજ શિરનાં મંકટ ખોઉં' ૭
જહેવો નીસરવા જાય છે બહાર, પડયો લપસી ઉંબર મોઝાર;
હતા રાસભ બે તૈયાર, દીધી લાત રાખીને ખાર ૮
કહે ઘોડો લઈને હું મારૂં, ધરમાંગી ખરે. ખર કહાડું;

દશા દોવાલી આવીને બેસે, સહુ કો આપણી પાસથી ખસે ૯
જ્યાં જાય છે ભરવાને કુસા, થતા ત્યાં તો સમુદર સુકા;
એવું થાય છે ધોબીને આંહી, ખુણા માંથી લાકડી ત્હાંઇ ૧૦
જહેવો લાકડી લેવાને જાય, સાપણ ડસી હથેલીની મ્હાંય;
મૂર્છા ખાઇને પડીયો ધર્ણે, ધોબી પહોંચ્યો રામને શર્ણે ૧૧
બધે અંતરજામીનો વાસ, જંતુ, પ્રાણી, પંખેરૂ ચોપાસ;
દયા રાખવી દિલથી હડી, સૃષ્ટિ પ્રભુની રૂડી કે ભૂંડી ૧૨
જે કો તુચ્છ ગણે ન્હાનાં પ્રાણ ઇશ્વર શિક્ષા કરે મનમાની,
ચકલે ધોબીનું વેરજ લીધું, ગંપે કારજ સર્વ સીધ્યું ૧૩

( વલણ )

ગંપે કારજ સર્વ સીધ્યું, ચકલો ચિત્ત હરખાય રે;
રામ શરણ ધોબી ગયો, ના રહ્યું નામ નિશાન રે.

દેવેન્દ્ર રણછોડલાલ મજમુંદાર.

---

# કહેને સખે !

( હરિગીત. )

( ૧ )

આજું જીગરથી સ્નેહથી સેવા કરૂં હૈં હૈં સદા,
આપ્યું હૃદય આપ્યું બધું, નિષ્કામ એ સદ્‌વ્યારમાં.
હૈં હૈં સુખો જીવન તણાં, તુજ સ્નેહમાં વિસરી ગયો,
વ્યાધિ સહી સંસારની, સત્સ્નેહ અંતરથી ચહ્યો.

( ૨ )

તનમન થકી સેવા કરી, શું શું કહું સજ્જન સખે !
સત્સ્નેહનાં રસ યજ્ઞમાં, અર્પણ કર્યું સર્વસ્વ મ્હેં:
ત્હોએ સખે ! તુજ દિલમાં, શ્રદ્ધા અરેરે ! ના વસી
કહેને સખે ! અર્પિ શકું, સેવા હવે કહી રીતથી ?

# કે'વું કોને ? રે !

શોધ્યો, કોઈ જનમનો જોગી,
મળ્યો અરે ! રે ! જગનો ભોગી;
યોગ–ભોગની મધ્યે ઝુલતાં
કે'વું કોને ? રે !
તેલ જાણીને પૂર્યું દીપમાં,
પાણી જેવું લાધ્યું પળમાં;
પ્રકાશ ત્યાં અંધારજ વ્યાપ્યો;
કે'વું કોને ? રે !
મનુષ્યશક્તિ ઘણું મથે છે,
આભ મહિં ઉછાળા લે છે;
ચકિત ગૂઢ કો આવી નડે ત્યાં,
કે'વું કોને ? રે !
દુઃખડાં જોતાંયે રડવાનું,
ભોગવતાં ઝૂરી મરવાનું;
સુખમાંયે હસવું રડવાને,
કે'વું કોને ? રે !
દુઃખડાં સઘળાં ભૂલી જાવા,
શાન્તિથી સુખમાંયે રે'વા,
રુદન–હાસ્યનો ભેદ બનાવા,
કે'વું કોને ? રે !
જગને કો પ્રભુ ! મિષ્ટ કહે છે,
કોઇ કટુતા પૂર્ણ લહે છે;
દૂર ઉભયથી કરવા તું વિણ
કે'વું કોને ! રે !
તું કરશે તે એક ખરું છે:
મનુષ્યનો તો અંત પ્રભુ છે.
સાદ કોઇ એ સુણે નહિ ત્યાં,
કે'વું કોને ? રે !

# પુસ્તકોની પહોંચ.

| | |
|---|---|
| પ્રાચીન કાવ્યમાળા અંક ૨. | |
| કેશવલ્લુરી કૃત કવિતા. | રા. બા. હરગોવિંદદાસ. દ્વારકાદાસ કાંટાવાળા. |
| આપણો ધર્મ. બીજી આવૃત્તિ. | લેખક. પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.<br>પ્રકાશક—પુસ્તકાલય ન્યાયુબે અમદાવાદ. |
| પુસ્તક ૧ લું. સ્ત્રીનીતિ વાંચન. | રા. રા. સોમેશ્વર ગંગારામ પંડ્યા. |
| મંત્રપુષ્ઠ ( પ્રથમ પુષ્પ ) | રા. રા. ગોવિંદભાઈ હરિભાઈ પટેલ. |
| વીર અને વીરપૂજન. | કર્તા. રા. રા. મણિશંકર દલપતરામ જોશી બી. એ. |
| ટુંકી વાર્તાઓ ભા. ૬ ઠ્ઠો. | સસ્તુંસાહિત્યવર્ધક કાર્યાલય અમદાવાદ તરફથી. |
| સંસારનાંસુખ. | લેખક. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ. |
| આયુર્વેદ નિબંધમાળા. ભાગ ૨ જો. | શા. ત્રિલકચંદ તારાચંદ. વૈદ્ય. |
| Studies in Parsi History. | કર્તા. રા. રા. શાપુરશા હોરમસજી હોડીવાલા એમ. એ. |
| રસ ઝરણું. | રા. રા. મોતીરામ નરહરિશંકર શુકલ. |
| જીવન-પાથેય. | પ્રકાશક—કોળી સુબોધ કાર્યાલય નવસારી. |
| હજરત મોહમ્મદ પયગમ્બર. | પ્રકાશક—શ્રી દક્ષિણા મૂર્તિ વિદ્યાર્થી ભુવન ભાવનગર. |
| ભગવાન્ બુદ્ધ. | રા. રા. ગિરિજાશંકર ભગવાનજી. ઓઝા. |
| સુખ-સામર્થ્ય અને સમૃદ્ધિ. | સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય. |
| The Political-gita | રા. રા. વાડીલાલ મોતીલાલ શાહ. |

# THE NEW ATTITUDE

"In public affairs, too, marked changes in attitude are in operation. Not only here but on the Continent various forms of political idealism are exercising far-reaching influence. About such idealism there is much indefiniteness of thought. Many of those who range themselves on its side do so, not from enthusiasm about a programme, but from the desire of an inspiration which they have ceased to find in the politics of the generation that is passing away, what the basis of their new political faith is to be they can tell but vaguely. This age is one indeed of democracy, but not of democracy concentrated on any plan of reform that is universally or even generally accepted. ... ... ... ...

Without a permeating faith of some kind, a faith that can compel in ordinary times as well as in those of emergency, a people can hardly remain great. The faith may have to assume different forms in different countries. It may take the form of a definite religious conviction, and this has naturally been the case in the past with nations that tended to believe fervently in their mission to convert the world to truth. As time goes on and dogmas die, this form of popular belief displays itself less frequently. A more common form, especially in modern times, has been the faith of a nation in the overwhelming *justice* of its claim to individual greatness. We saw such a faith emerge long ago in ancient Rome. We have seen it later on in the France of Louis XIV and Napoleon Bonaparte. We have witnessed it still more recently in modern Germany. Something of the sort, perhaps a good deal more than is desirable, we are aware of among ourselves. In the case of each nation there has been a general outlook, varying in form and mode of influence. For each people there has been a national philosophy which has been tacitly embodied in its tendencies. The view of life acted on in each particular country is different from that of its neighbours. The difference becomes apparent, not only in the national literature but in the utterences of statesmen."

—*Viscount Haldane.*

(The Reign of Relativity.)

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકનાઃ—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ (પોસ્ટેજ સાથે.)
મળવાનું ઠેકાણુંઃ—વસન્ત ઑફિસ,—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનતિ.

૧. હાલમાં પોષ્ટ ઑફિસે રજીષ્ટર સીવાયનાં વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા નમ્ર વિનંતિ છે.

૨. મનિઑર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

વ્યવસ્થાપક.

## ચાલુ સાલમાં બે વખત અંક વી. પી. મોકલવા બાબતનો ખુલાસો.

માઘ ૭૬ થી પોષ ૭૭ વસન્ત વર્ષ ૧૯ માનું લવાજમ વસુલ કરવા માર્ચ ૨૧ માં વી. પી. મોકલ્યાં હતાં.

દરેક માસીકનો નિયમ લવાજમ વર્ષ અગાઉ લેવાનો હોય છે પરંતુ અમે વર્ષ અધવચમાં અને તો લેવા વિચાર રાખી ચાલુ માઘ ૭૭ થી પોષ ૭૮ વર્ષ ૨૦ માનું લવાજમ વસુલ કરવા ૭ફ્રી અંક વી. પી. થી મોકલેલ છે. એટલે આટલા ખુલાસાથી વસન્તનો વી. પી. અંક પાછો ન મોકલાવતાં તે સ્વીકારવા વિનંતિ છે.

વ્યવસ્થાપક.

---

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૭. [ માસિક ] શ્રાવણ. સંવત્ ૧૯૭૭.

## હીંડોળો.

૭ (રાગ—મેવાડાનો હીંડોળો.)

અદ્ભુત શોભા રે, હરિના હીંડોળાની રે, શેષે વરણી ન જાય;
વિશ્વકર્માએ રે, રચીને આરોપિયો રે, કુંજભવનની માંય.—અદ્ભુત.

ભારે અતિ દાંડી રે, હેમ જડાવની રે, નંગ છત્ર ઝગમગ જ્યોત;
રાધા ને માધવ રે, હીંચે રસભર્યાં રે, રવિ શશિ કોટિ ઉદ્યોત.—અદ્ભુત.

ઘુઘરીને વાજે રે, સખી સાહેલડી રે, પ્રેમે પ્રફૂલિત ગોપાંગ;
સ્વપ્ને ન પામે રે, જોગી મુનિ જેહને રે, તેનો હું પામીછું સંગ.—અદ્ભુત.

મેઘની ઘટા રે, ગગનમાં શોભતી રે, બીચબીચ ચમકે ખણુખણુ વિજ;
ભણે નરસૈયો રે, હીંડોળો અભિનવો રે, ઝૂલાવે ગોકુળવાસી બ્રિજ.—અદ્ભુત.

નરસિંહ મહેતા.

( વ્યાખ્યાન. )

આ જગત્ કોઇપણ પ્રકારના ઢંગધડા વગર ચાલ્યાં કરે છે એ વગર વિચારી-પામર-દૃષ્ટિ છે. એથી ઊંચી દૃષ્ટિ એ છે કે જગત્ નિયમથી બંધાએલું છે. અને એ કરતાં ઊંચી દૃષ્ટિ એ કે જગત્ નિયમથી ખીલેલું છે, તપસ્વીનો આત્મા તપશ્ચર્યાથી ખીલે તેમ. એમાંની પહેલી દૃષ્ટિ તો જંગલી મનુષ્યની હોઈ, અત્યારનાં સુધરેલા—સાયન્સના જમાનામાં વિચારવા જેવી પણ નથી, કેવળ બાજુપર મૂકી દેવા જેવી છે, એમ લાગશે. પણ જરા થોડાને લોકના નિત્યના વ્યવહાર ઉપર નજર નાંખીએ તો જણાશે કે જગતને નિયમથી બંધાએલું માનવાની દૃષ્ટિ પણ સુલભ નથી: મનુષ્યની સુધરેલી સ્થિતિમાં પણ એનું મન અનેક વ્હેમો, આશાઓ, ભીતિઓ, તૃષ્ણાઓ અને ચિન્તાઓથી ભરેલું રહે છે, અને તેમાં ઘણે ભાગે પ્રકૃતિના નિયમમાં અશ્રદ્ધા-વાસ્તવિક અશ્રદ્ધા-એ એનું કારણ હોય છે. પણ સૌથી ઊંચી દૃષ્ટિ તો ખરેખર એ છે કે જગત્ નિયમથી બંધાએલું છે એમ નહિ, પણ જગત્ નિયમથી ખીલેલું છે, પ્રભાતના કમળ જેવું, સુન્દર, સુરભિ અને સત્ ચિત્ આનન્દના જળમાં સ્વચ્છન્દ ડોલતું. આ સુન્દર સત્ય ઘણી સુન્દર કલ્પનાથી આપણા પ્રાચીન ઋષિ મુનિઓએ પ્રકટ કર્યું છે: જગતની વૃદ્ધિનું દિવ્ય તત્ત્વ-એટલે કે, બ્રહ્મા—પરમાત્માની નાભિમાંથી ઊગેલા સૂર્યરૂપી કમળ ઉપર બેઠેલા છે, અને ત્યાંથી આ જગતને બઢાવી રહ્યા છે. + એવું જ એક બીજું રૂપક બ્રહ્માના વાહન રાજહંસનું છે. જુવો એ ગગનમાં કેટલા પ્રભાવથી અને ધીર પગલે ચાલી રહ્યો છે! નીરમાં ભળેલું ક્ષીર, અસત્ *-સાથે ગૂંથાએલું સત્ છૂટું પાડવું એ એનો ધર્મ છે. અસત્રૂપી અન્ધકારમાં ડૂબેલા સતને એ અન્ધકારના સલિલમાંથી ખેંચી કાઢવું × એ એની કુશલતા છે.

ભગવાનના નાભિ‡કમલરૂપ સૂર્યમાં વસતી ભગવાનની વિભૂતિ—પ્રકૃતિની વૃદ્ધિનો આત્મા

---

+ બ્રહ્મા ઉત્પન્ન કરે છે: ઉત્પન્ન કરવું એ બઢાવવું જ છે, કારણ કે આ વિશ્વમાં ઉત્પત્તિ એ વૃદ્ધિનું જ નામાન્તર છે.

* સંભારો " तम आसीत्तमसा गूळ्हमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम् ॥ " ऋ. सं. १०, १२६

× વરાહાવતાર.

‡ સંભારો "स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा ॥ तद्यथा रथनाभौ रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्व एत आत्मानः समर्पिताः॥

= આ આત્મા ( પરમાત્મા ) સર્વ વસ્તુજાતનો અધિપતિ, સર્વનો રાજા છે: જેમ રથની નાભિ ( ધરી ) માં, અને પૈડાની ફરતી નેમિ ( વાટ ) માં આરા રહેલા છે તેમ આ આત્મા ( પરમાત્મા ) માં સર્વ ભૂત, સર્વ દેવ, સર્વ લોક, સર્વ પ્રાણ, આ સર્વ આત્મા ( જીવાત્મા ) રહેલા છે."

બૃ. આ. ઉપનિષદ્.

બ્રહ્મા—એણે આ જગત્ સર્જ્યું છે, પોતામાંથી બહાર ફેંક્યું છે—કડીઓ ઈંટ કે પત્થરને ઉપરાઉપરિ મૂકીને ઘર કે મહેલ બાંધે એ રીતે નહિ, પણ બીજ જેમ અંકુર કાઢે છે તેમ.*

પરમાત્માની નાભિમાંથી ઊગતું કમળ એ જેમ સૂર્ય છે, તેમ સૂર્ય એ સ્થાવર જંગમ પદાર્થ માત્રનો—બ્રહ્માંડનો—આત્મા હોઇ, એ અખિલ બ્રહ્માંડ તે પણ કમળરૂપ કલ્પી શકાય છે. આ બ્રહ્માંડનું સૌન્દર્ય, સૌરભ, સુરસતા, સ્વતઃપ્રાદુર્ભાવ અને સલીલ આન્દોલન કમળ કરતાં બીજા ક્યા રૂપકથી વધારે સારી રીતે રૂપી શકાત?

પણ દિવ્ય પ્રતિભાના ચમત્કારથી ચમકતી શ્રુતિ એક બીજું રૂપક પણ આપે છે: સૂર્ય—અને તેથી કાર્યકારણની અનન્યતાને ન્યાયે આ બ્રહ્માંડ—તે "ઉદ્‌ગીથ"** છે, પરમાત્મામાંથી ઉચ્ચરેલું ગાન છે. કમળના રૂપક કરતાં આ રૂપક વધારે સૂક્ષ્મ છે 'સૂક્ષ્મ' અને 'શ્રવ્ય'‡ બુદ્ધિથી ગ્રહણ કરવા જેવું છે. પણ 'music of the spheres' અને 'divine symphony' ની પાશ્ચાત્ય કલ્પનામાં પણ એનો પરિચય થાય છે.

પણ સૌ કરતાં અદ્‌ભુત દૃશ્ય અને શ્રવ્ય ઉભયના યોગવાળું રૂપક તો ઉપલા કાવ્યમાં દોરેલું "હીંડોળા" નું રૂપક છે: હીંડોળો નેત્રને ભરી નાંખે છે, તેમ એનું નિયમિત ગતાગત× અને એની ઘુઘરીઓનો મધુરો ઝણકાર—કોઇક દિવ્ય તાલ અને માધુર્યથી શ્રવણને આનન્દ આપે છે. વળી આ હીંડોળે એક બેઠેલો નથી, પણ પ્રેમથી જોડાએલાં, ગુંથાએલાં એ બેઉ છે: એના મધ્યમાં પરમાત્મા એકલો ઝૂલ્યાં કરતો નથી, પણ જેના વિના એ "एकाकी नारमत'+—જેના વિના એને એકલાં ગમ્યું નહિ, એકલાં આનન્દ આવ્યો નહિ—એ બીજું તત્ત્વ, પ્રેમની કણી વા કળી રાધા પણ એની સાથે બેઠી છે: પરમાત્મા પરિષ્વંગ* માટે તલસતી, વૃક્ષને વેલડી વીંટી લે એમ વીંટી લેતી, અને પોતે એના બાહુમાં વીંટાતી, પ્રેમભરી એ જીવાત્મશક્તિ છે. પણ જેમ શક્તિ એ શક્તિમતથી જુદી નથી તેમ જીવ પરમાત્માથી જુદો નથી, રાધા કૃષ્ણથી જુદી નથી. હવે આ બ્રહ્માંડરૂપી હીંડોળામાં પરમાત્મા અને જીવાત્માને બ્રહ્માંડ સ્થિર નિશ્ચેષ્ટ (static) નથી, પણ નિયમપૂર્વક ઝણકારથી ચાલતા હીંડોળા સમાન (dynamic) છે, અને એ

---

* એક કલ્પી ઉપમા અહીં નીચે જ નોંધીશું: કૂર્મ જેમ પોતાનાં અંગો પ્રસારે છે તેમ: કૂર્માવતાર.

** જુવો છાન્દોગ્યોપનિષદ્—"अथाधिदैवतं य एवासौ तपति तमुद्गीथमुपासीत."

‡ ઝીણી અને તીણી.

× જવું—આવવું, ઝૂલવું.

+ ઉપનિષદ્.

* "तद्यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरमेवायं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम्"—. બ્ર. ઉપનિષદ્.

હીડાળામાં જીવાત્મા અને પરમાત્માનો યોગ છે. પરમાત્મા અને જીવાત્માનો વિયોગ એ અંધારી નિશા છે, એનો સમાગમ એ શરદ્પુનમની વા રાસોત્સવની ચાંદની રાત છે.

પણ એ રાસોત્સવનો સમય તો ક્યારે આવે? સંપૂર્ણ સમાગમનો અનુભવ થાય ત્યારે. પણ આપણે માટે એ તો દૂર છે. નરસિંહ મહેતાને ભગવાને રાસદર્શન કરાવ્યાં હતાં પણ એ અનુભવ નરસિંહ મહેતા જેવા ભક્તને માટે પણ સામાન્ય નથી. વર્તમાન દશામાં તો—

" મેઘની ઘટારે, ગગનમાં શોભતી રે;
બિચબિચ ચમકે અણખણુ વીજ.

—એટલું બહુ છે.

આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.

---

# શાસ્ત્રાર્થ.

એક મહાપંડિત શાસ્ત્રી મહારાજની કથા છે કે એમને ત્યાં એક જણુ વ્યવસ્થા (ધર્મશાસ્ત્રના વિષયમાં નિર્ણય) લેવા ગયો. મહારાજ જમીને પડખું કરી સૂતા હતા, અને બંને તરફ પોથીઓના ઢગ* પડ્યા હતા. સૂતે સૂતે જ શાસ્ત્રીજીએ વ્યવસ્થા આપી દીધી. બીજે દિવસે કાંઇક શંકા પડતાં એ જ માણસ ફરી પૂછવા ગયો. આ વખતે પણ મહારાજ કાલની માફક જ જમીને આરામ લેતા હતા, પણ તે બીજે પડખે. આજ એમણે કાલ કરતાં ઉલટી જ વ્યવસ્થા આપી! તે ઉપરથી પેલા માણસે પ્રશ્ન કર્યો કે "મહારાજ! કાલે આપે કહ્યું હતું તેથી આજ આપ ઉલટું જ કહો છો. એમ કેમ!" શાસ્ત્રીજીએ ઉત્તર આપ્યો: "કાલે હું કયી તરફ મ્હોં કરી સૂતો હતો?" પૃચ્છકઃ "ડાબી તરફ." શા૦ "અને આજ"? પૃચ્છકઃ "જમણી તરફ." શા૦: "હવે ખુલાસો થયો? ગઈ કાલે મ્હારા મ્હોં આગળ પેલી પોથીઓ હતી અને આજ આ છે એટલામાં બધું સમઝી લેજો."

આ વાર્તાનો જે કોઇ પુરુષ હિન્દુધર્મશાસ્ત્રોના ઉપહાસ માટે ઉપયોગ કરશે તે એનું રહસ્ય કદી પણ સમઝી શકશે નહિ. "वेदा विभिन्नाः स्मृतयो विभिन्ना नासौ मुनिर्यस्य मतं न भिन्नम्"—એ જૂની મહાભારતકારની ઉક્તિ છે—અને એ ઉક્તિમાં નોંધેલી વિવિધ મન્તભેદરૂપી વસ્તુસ્થિતિ એ હિન્દુધર્મના જીવન્ત સ્વરૂપનું ભવ્ય ચિહ્ન છે. હિન્દુધર્મનો ઇતિહાસ ઓછામાં ઓછાં પાંચ સાત હજાર વર્ષનો છે, અને તે પણ ઍથન્સ્ કે કે પૅલેસ્ટાઇન જેવડી ન્હાની ભૂમિનો નથી, પણ એક મ્હોટા ખંડનો છે, અને તે પણ એક જ જાતિના લોકનો નથી, પણ અનેક જાતિના લોકનો, તેઓના પરસ્પર વ્યવહારનો તેમ જ પરિહારનો છે. તેમાં પણ વળી હિન્દુધર્મશાસ્ત્ર એટલે સામાન્ય ધર્મનાં વચનો

---

* ઢગ.

નહિ, પણ ઉપર કહી તેવી હજારો વર્ષની, એક મ્હોટા ખંડની, અનેક જાતિની અનેક સંસ્કૃતિઓની ગૂંથણી—જેમાં સોના રૂપા અને લોઢાના જુદા જુદા તાર ઓળખી શકાય છે, કેટલીકવાર મહાત્માઓના ઉપદેશરૂપી અગ્નિથી અનેક ધાતુઓની એક લગડી થઇ ગએલી જ નજરે પડે છે, વા એક જ ધાતુનો સ્વાભાવિક વા આગન્તુક મેલ અગ્નિની જ્વાળાથી ફૂંકાઈ જતો દેખીએ છીએ. ×—આવી સ્થિતિમાં, હિન્દુધર્મશાસ્ત્રનાં વચનોમાં જે ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે એ એ શાસ્ત્રોને એક ઉન્મત્તના પ્રલાપરૂપ ન ઠરાવતાં, હિન્દુધર્મને એક અદ્ભુત ભવ્યતા અર્પે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે શાસ્ત્રોનાં વચનોની વિભિન્નતામાં દેશ કાળ + અને ઉપદેશના સામર્થ્ય ઉપરાંત પણ એક કારણ છે અને તે તે તે શાસ્ત્રની વિશેષ દૃષ્ટિ: અર્થાત્ જે શાસ્ત્રને અંગે એ વચન ઉચ્ચારવામાં આવે છે તે શાસ્ત્રને અંગે જ એનું પ્રામાણ્ય સમજવાનું હોય છે, એટલે કે છેવટના નિર્ણયમાં તે તે શાસ્ત્રનું બલાબલ તપાસવાનું રહે છે: જેમકે, અર્થશાસ્ત્ર કરતાં ધર્મશાસ્ત્ર બળવાન અને ધર્મશાસ્ત્ર કરતાં મોક્ષ( અધ્યાત્મ )શાસ્ત્ર બળવાન—જે બલાબલનો સિદ્ધાન્ત સ્પષ્ટ શબ્દોમાં આપણા શાસ્ત્રકારોએ સ્વીકાર્યો છે. *

અત્રે એક વાત વળી વિશેષ જાણવા જેવી છે: 'ધર્મ' શબ્દ આપણે ગુજરાતીમાં જે અર્થમાં વાપરીએ છીએ તેના કરતાં સંસ્કૃતમાં એ શબ્દનો અર્થ એક રીતે વિશાળ, અને બીજી રીતે સંકુચિત છે—જેથી ધર્મશાસ્ત્રનું પ્રામાણ્ય અને ગૌરવ આંકવામાં ઘણીવાર ભૂલ થાય છે. હિન્દુસ્થાનના ધાર્મિક જીવનના ઇતિહાસમાં એક એવો સમય આવ્યો કે જે વારે ધાર્મિક જીવનની બે ભાવના સ્પષ્ટ જુદી પડી ગઈ. એક ભાવના પ્રવૃત્તિની અને બીજી નિવૃત્તિની, એક કર્મની અને બીજી જ્ઞાનની, એક ગૃહસ્થની અને બીજી વાનપ્રસ્થ વા સંન્યાસની. આમ થયું એટલે 'ધર્મ'શબ્દનો વિશાળ અર્થ રાખી, 'પ્રવૃત્તિધર્મ' અને 'નિવૃત્તિધર્મ' એમ ધર્મના બે વર્ગ પાડવામાં આવ્યા; અથવા તો એ જ શબ્દના અર્થને સંકોચાવીને 'બ્રહ્મ'-યાને 'અધ્યાત્મ' શાસ્ત્રથી પૃથક્ 'ધર્મ'શાસ્ત્ર રાખવામાં આવ્યું. તાત્પર્ય કે આપણે જેને ધાર્મિક જીવન કહીએ છીએ એ સંબન્ધી શાસ્ત્રના સિદ્ધાન્ત જાણવા માટે આપણે 'ધર્મશાસ્ત્ર' ઉપરાંત બ્રહ્મવિદ્યા યાને અધ્યાત્મશાસ્ત્રના ગ્રન્થો પણ અવલોકવા જોઇએ. અને તેમાં ધર્મશાસ્ત્ર કરતાં અધ્યાત્મશાસ્ત્ર, ધર્મમીમાંસા કરતાં બ્રહ્મમીમાંસા, ઉચ્ચતર પ્રમાણ મનાય છે એ પણ લક્ષમાં રાખવું જોઇએ. વળી અધ્યાત્મશાસ્ત્રથી ધર્મશાસ્ત્ર જુદું પડ્યું એટલે ધર્મશાસ્ત્રમાંથી નૈતિક ભાવના પણ અલગ થઇ જઇને દેશ જાતિ કુલ આદિના આચાર—એ આચાર સ્વતન્ત્ર નૈતિક ભાવનાનો વિરોધ પ્રકટ

× જેમકે માંસભક્ષણ અને યજ્ઞમાં હિંસા.

+ જુઓ "સ્મૃતિચન્દ્રિકા"માં દેશધર્મ યુગધર્મ અને કલિધર્મ સંબન્ધી પ્રકરણ.

* "**अर्थशास्त्रात्तु बलवद्धर्मशास्त्रमिति स्थितिः**" યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ; તથા ધર્મ-(કર્મ) મીમાંસા અને બ્રહ્મમીમાંસા, યાને પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા પરત્વે ભાષ્યકારનાં વચનો.

ચઇને કેટલીકવાર એમ પણ બન્યું છે કે એક જ પુસ્તકમાં બંનેની નોંધ જોવામાં આવે છે, અને શાસ્ત્રકારનું તાત્પર્ય એ આચાર ઉપદેશવાનું નહિ, પણ એ આચાર બને તો સહજ એને સ્થળે ઊંચી નૈતિક ભાવના સ્થાપવાનું હોય એમ દેખાય છે—પણ જેટલે અંશે 'Lawgiver' યાને કાયદા બાંધનારના અર્થમાં એ પુરુષ 'ધર્મ'–શાસ્ત્રકાર છે તેટલે અંશે એને પ્રચલિત રૂઢિ યાને લોકના રીતરિવાજરૂપ વસ્તુસ્થિતિ સ્વીકારવી પડે છે, અને જેટલે અંશે એ 'Moral teacher' યાને નૈતિક ભાવના ઉપદેશનારના અર્થમાં 'ધર્મ'-શાસ્ત્રકાર છે તેટલે અંશે એ ધર્મશાસ્ત્રકાર પ્રચલિત રીતરિવાજને ઓળંગી એની પાર જઈ બોલે છે. વળી આ ઉપરાંત એક ઝીણી વિચારવા જેવી વાત એ પણ રહે છે કે અમુક વચન કોના મુખનું છે, અર્થાત્ કયા શાસ્ત્રકારનું છે—મતાન્ધ શિવપન્થી કે વિષ્ણુપન્થી, મતાન્ધ જિનમાર્ગી કે વેદમાર્ગીનું છે, એટલું જ નહિ પણ કયા પાત્રનું છે—અર્જુનનું કે ભીમનું, યુધિષ્ઠિરનું કે દુર્યોધનનું, ધૃતરાષ્ટ્રનું કે વિદુરનું? બલ્કે કયા પ્રસંગનું છે? અને તે પૂર્વપક્ષનું છે કે ઉત્તરપક્ષનું? એમાં મનુષ્યની ઉચ્ચ ભાવના યાને સિદ્ધાન્ત ઉપદેશવાનું તાત્પર્ય છે કે સામાન્ય મનુષ્યપ્રકૃતિ અને એની દુર્બળતા આલેખવાનો આશય છે! આવી આવી દેખીતી ઝીણી પણ શાસ્ત્રાર્થનિર્ણયમાં બહુ મહત્ત્વની એવી ઘણી વાતો છે-જે લક્ષ બહાર રાખવાથી ઘણા અનર્થ થાય છે.

ઉપલી વાતનાં કેટલાંક પરચુરણ ઉદાહરણો સંભારી જઈ જે મુદ્દાની વાત માટે આ લેખ લખ્યો છે તે ઉપર આવીશું.

"आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि" એ મહાભારતની પંક્તિ છે. પણ એમાં રહેલી નીતિ ઉપદેશવાનો મહાભારતકારનો આશય છે એમ કોણ કહેશે? અથવા તો સામાન્ય કોટિની નીતિ ભાવનામાં પણ એને કોણ સંઘરશે? "शरीरमाद्यं खलु धर्मसाधनम्"—એમાં ઘણું સત્ય છે. પણ શરીરને પંપાળી રાખવા માટે પણ આ પંક્તિ ઘણીવાર ટંકાય છે. પરતુ કોણ લક્ષમાં રાખે છે કે પાર્વતીનો તપશ્ચર્યાનો અડગ નિશ્ચય કસવા સારૂં શિવજીએ ઉચ્ચારેલું આ વચન પૂર્વપક્ષ છે, ઉત્તર પક્ષ નથી. મહાભારતમાં ધૃતરાષ્ટ્ર વારંવાર કહે છે કે—"दिष्टमेव परं मन्ये पौरुषं चाप्यनर्थकम्" (નસીબ એ જ મ્હોટી વાત છે, પુરુષાર્થ નકામો છે.) પણ વસ્તુતઃ મહાભારતકારનું આ સિદ્ધાન્તવચન છે એમ મહાભારતનું ઉપદેશરહસ્ય વિચારનાર કદી પણ કહેશે નહિ.+ "कामिनीषु विवाहेषु शपथे नास्ति पातकम्"="સ્ત્રીઓ આગળ અને વિવાહના કામમાં જૂઠા સોગન ખાવામાં પાપ નથી."—એવું મનુસ્મૃતિનું વચન છે. અને એને મળતાં ગૌતમ અને વસિષ્ઠનાં

---

+ વસ્તુતઃ આ વચનમાં મહાભારતકારે અદ્ભુત સામર્થ્યથી ધૃતરાષ્ટ્રના પાત્રનું રહસ્ય સૂચવ્યું છે. આ વચનથી ધૃતરાષ્ટ્ર વારંવાર પોતાની નિર્બળતાનો બચાવ કરે છે-જેમ જેમ એના કુળ ઉપર વિનાશ ધસતો આવે છે તેમ તેમ એમાંથી વિશેષ શીખામણ લેવાને બદલે એ સઘળી ભાવીની રમત છે એમ સમજે છે, અને આ સમજણને પરિણામે એ ક્રમે ક્રમે વધારે ને વધારે નિર્બળતાના ગર્તમાં ડૂબતો જાય છે—જુવો "આપદ્ધર્મ"—"મહાભારતનું ઉપદેશરહસ્ય."

પણ વચન છે. પણ વસ્તુતઃ એમાં મનુષ્યપ્રકૃતિની નિર્બળતા નોંધવા ઉપરાંત શાસ્ત્રકારનું વિશેષ તાત્પર્ય માનવા કારણ નથી. ×

વળી શિવ વિષ્ણુ વગેરે દેવતાઓની નિન્દા અને સ્તુતિનાં પરસ્પર વિરુદ્ધ અસંખ્ય વચનો પુરાણોમાં મળે છે; એક ઠેકાણે ભસ્મ રુદ્રાક્ષની સ્તુતિ તો બીજે ઠેકાણે એની નિન્દા, એક ઠેકાણે ત્રિપુંડ્રનો વિધિ તો બીજે ઠેકાણે એનો નિષેધ, પરંતુ એ સર્વ શિવવિષ્ણુરૂપ એક જ પરમાત્માનું ખરૂં તત્ત્વ ભૂલીને દુરાગ્રહથી ચકચૂર બનેલા જનોએ ઘાલમેલ કરી દીધાં છે એ સુપ્રસિદ્ધ છે. પરંતુ એ નિન્દાના મૂળમાં તે તે જનોના આચારરૂપી ઐતિહાસિક કારણ પણ રહ્યું છે એ ભાગવતની દક્ષપ્રજાપતિના યજ્ઞના ધ્વંસની કથા વાંચવાથી સમજાશે.

શાસ્ત્રોનાં વચનોનો મુખ્ય ભંડાર-મહાભારત અને સ્મૃતિઓ, જેનો વિચાર અત્રે પ્રસ્તુત છે. તેમાં, "यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत् क्वचित्" (= "જે આમાં છે તે જ બીજે છે, અને જે અહીં નથી, તે બીજે ક્યાંય નથી." એવી જેની સ્તુતિ છે એ ગ્રન્થમાં * શું ન મળે? સેંકડો વર્ષની અનેક જાતિની અને અનેક પ્રાન્તની સંસ્કૃતિઓ મહાભારતમાં પ્રતિબિમ્બિત થઇ છે.—

મહાભારતના અનુશાસન પર્વમાં ઉમા–મહેશ્વરસંવાદમાં ઠીક જ કહ્યું છે કેઃ—

धर्मा बहुविधा लोके श्रुतिभेदमुखोद्भवाः ।
देशधर्माश्च दृश्यन्ते कुलधर्मास्तथैव च ।
जातिधर्मा वयोधर्मा गुणधर्माश्च शोभने ।
शरीरकालधर्माश्च आपद्धर्मास्तथैव च ।
एतद्धर्मस्य नानात्वं क्रियते लोकवासिभिः ॥

મૂળ શ્રુતિના ભેદે કરીને, તેમજ દેશ કુળ જાતિ વય ગુણ શરીર કાળ અને આપત્તિને લઇને, ધર્મમાં અનેક ભેદ ઉપજ્યા છે.

---

× મનુસ્મૃતિમાં એ વચન જે સ્થળે છે ત્યાંથી ઉડાવી લેવામાં આવે તો એની પહેલાંના અને પછીના શ્લોક વચ્ચે સંબન્ધ તૂટતો નથી, બલ્કે ઠીક બેસી જાય છે. વળી, આ એક સામાન્ય લોકોક્તિનો જ અનુવાદ છે એમ મનુસ્મૃતિનો એક વિદ્વાન અંગ્રેજ ટિપ્પણકાર કહે છેઃ

"I regard this verse as a proverbial saying independent of the position in which it is found, like many others in our text."

બીજાં ઉદાહરણ માટે જુઓ—"આપણો ધર્મ-યુધિષ્ઠિરનું અસત્ય કથન." એ પ્રસંગને કવિની દૃષ્ટિએ ન અવલોકવાથી મહાભારતકારને અન્યાય થાય છે.

* મહાભારત.

સ્મૃતિઓ તો (એમાં બને ત્યાં સુધી આર્યતા દાખલ કરવાનો યત્ન કરતાં છતાં) જાતજાતના રિવાજ સ્વીકારીનેજ પ્રવર્તે છે. બૌધાયન કહે છેઃ "पञ्चधा विप्रतिपत्तिः दक्षिणतः तथोत्तरतः। यानि दक्षिणतस्तानि व्याख्यास्यामः। यथैतदनुपनीतेन सहभोजनं भार्यया सहभोजनं पर्युषितभोजनं मातुलपितृष्वसृदुहितृगमनमिति। अथोत्तरतः ऊर्णाविक्रयः सीधुपानमुभयतोदद्भिर्व्यवहारः आयुधीयकं समुद्रयानम्। इतर इतरस्मिन् कुर्वन् दुष्यतीति। देशप्रामाण्यात्।" પાંચ બાબતમાં ઉત્તર અને દક્ષિણના આચારમાં ફેર છેઃ વગર જનોઈ દીધેલાની સાથે જમવું, સ્ત્રી સાથે જમવું, વાશી ખાવું, મામા ફોઈની કન્યા પરણવી એમ દક્ષિણમાં ચાલે છે. ઊન વેચવાનો ધંધો કરવો, દારૂ પીવો, બે દાંતનાં જનાવરનો આહાર કરવો ( મનુમાં નિષેધ છે), શસ્ત્રોથી આજીવિકા (લશ્કરી સિપાહીગીરી) કરવી, દરિયાઈ સફરે જવું ( આ પણ ઉપલા શબ્દની માફક આજીવિકાના અર્થમાં સમજવાનું છે, એટલે કે ખલાસીનો ધન્ધો કરવો ) આવા ઉત્તરના રિવાજ છે. આ ઉપરાંત બૃહસ્પતિ, દેવલ, ગૌતમ અને વરાહમિહિર વગેરે તે તે દેશના આચાર ગણાવે છે તથા પાળવાનું કહે છે. બૃહસ્પતિ તેમ કરવામાં કારણ બતાવે છે કે "देशजातिकुलानां च ये धर्मास्तत्प्रवर्तिताः तथैव ते पालनीयाः प्रक्षुभ्यन्त्यन्यथा प्रजाः।" આવા રિવાજોને બનતાં સુધી આર્ય કરવાનો મનુ આગ્રહ ધરાવે છે, અને કહે છે કે "सद्भिराचरितं यत्स्यात् धार्मिकैश्च द्विजातिभिः तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत्" આર્યો સિન્ધુનદીના તટથી કન્યાકુમારી સુધી પ્રસર્યા એ દરમિયાન એમણે કેવા કેવા રીત રિવાજ જોયા હશે? એ રીતરિવાજ જોવાથી તથા એના સંસર્ગમાં આવવાથી એમના પોતાના રીતરિવાજ ઉપર કેવી કેવી અસર થઈ હશે?—એ ઇતિહાસનો મહિમા સમજનાર કેમ ભૂલી શકે? મનુસ્મૃતિમાં આસુર રાક્ષસ પૈશાચ આદિ વિવાહના, અને ક્ષેત્રજ ગૂઢજ કાનીન અપવિધ આદિ પુત્રોના પ્રકાર નોંધ્યા છે તેથી એ જાતના પુત્રો ઉત્પન્ન કરવામાં મનુનો આશ્રય લેવો ઉચિત ગણાશે? વિશાળ દેશના અને અનેક જાતિના કાયદા બાંધનાર તરીકે મનુને પોતાનો પૂર્વકાળના તેમ જ પોતાના સમયના નિન્દ્ય વ્યવહારો પણ ધ્યાનમાં રાખવા પડ્યા છે. એ વ્યવહારને નીતિની ભાવનાથી સુધારવાનો વા ઊખેડવાનો પણ પોતે યત્ન કરે છે. પણ એ વ્યવહાર એક સ્મૃતિકાર તરીકે એ ભૂલી શકે નહિ. આનું એક ઉદાહરણઃ 'નિયોગ' (ભાઈની વિધવામાં પ્રજોત્પત્તિ)નો રિવાજ એ વર્ણવે છે, પણ અન્તે કહે છે કે વેનરાજાએ વર્ણોનો સંકર કરી દીધો તે પછીથી નિયોગ નિન્દ્ય ગણાય છે.* બીજું ઉદાહરણઃ માંસભક્ષણ—બ્રાહ્મણ જાતિમાં પણ-મનુસ્મૃતિકારને જાણીતું છે, અને અનેક જાતનાં માંસમાં એ ભક્ષ્યાભક્ષ્ય વિવેક કરે છે. પણ "प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला" આમ એક જ વાક્યમાં માંસભક્ષણનો ચાલુ રિવાજ—એ પ્રત્યે મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ નોંધવાની સાથે, અહિંસાની ઊંચી ભાવના તરફ પોતાનું અન્તરનું વલણ પ્રકટ કરી દે છે. દ્યૂત રમનારને દેશપાર કરવાનું એ કહે છે, પણ ખરેખર વ્યવહારમાં એ આવા અમલમાં મૂકાતી હોય તો દ્યૂત રમનારા હોય જ કેમ! છતાં તે-

* "ततः प्रभृति यो मोहात् प्रमीतपतिकां स्त्रियम्। नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः" ॥

એનું અસ્તિત્વ હોઇને જ શ્રાદ્ધમાં એમને નોતરવા નહિ એમ નિષેધ બની શકે છે. આવતી કાલે શું ખાઇશું એની દરકાર કર્યા વગર સાદું અને ઊંચું વિચારનું જીવન બ્રાહ્મણોનું આલેખ્યું છે, અને એના સાટામાં બલ્કે એને આધારે, બ્રાહ્મણોને કેટલાક વિશેષ અધિકારો પણ આપ્યા છે, પણ કેટલાક બ્રાહ્મણો માંસ વેચવાનો ધન્ધો પણ કરતા હશે એમ બતાવનારૂં પણ મનુસ્મૃતિમાં વાક્ય છે! મનુમહારાજ સવર્ણ ભાર્યા પરણવાનો ઉપદેશ કરે છે પછી અનુલોમ વિવાહ સુધી સંમતિ આપે છે, છતાં પ્રતિલોમ વિવાહની પણ અનેકવિધ સન્તતિ વર્ણવે છે. આ જોતાં મનુસ્મૃતિના સમયની સ્થિતિ પરત્વે બે અનુમાન સંભવે છેઃ સવર્ણ અને અનુલોમનો નિયમ ભવિષ્ય માટે હોય અને પ્રતિલોમ વિવાહ છૂટથી ચાલતો હોય; અથવા તો, સવર્ણ અને અનુલોમ વિવાહ જ ઉચિત ગણાતા હોય, અને માત્ર કેટલીક જાતિઓની ઉત્પત્તિ વિષે પૂર્વકાળના પ્રતિલોમ વિવાહથી ખુલાસો કરવાનો યત્ન થતો હોય. આમાંનું બીજું અનુમાન સંભવને વિશેષ અનુસરતું છે. આ પ્રતિલોમ વિવાહથી ઉત્પન્ન થતી સન્તતિનાં જે નામ આપ્યાં છે તેમાંનાં ઘણાં તો મૂળ સંસ્કૃત કે તદ્ભવ પ્રાકૃત પણ નથી, કિંતુ અનાર્ય* છેઃ જેમકે **पौलकस-पुक्कस** કેટલાંક સંસ્કૃત છે, તે પણ એના અર્થ સાથે સંબન્ધ ધરાવતાં નથી—જેમકે **वैदेहक**. અર્થાત્ આ જાતિઓની મૂળની અનાર્યતા મનુસ્મૃતિ વખતે ભૂલાઇ ગઇ છે, અનાર્યો આર્ય જનસમાજમાં ભળી ગયા છે, અને મૂળ તેઓ આર્યો જ છે એવી સુન્દર કલ્પના દાખલ થઇ છે× આ જાતના લોક પ્રથમ 'અન્ત્યાવસાયી,' 'અન્ત્યજ' 'અતિશૂદ્ર' ગણાતા, અને

* આ લેખમાં 'અનાર્ય' શબ્દનો અર્થ સિન્ધુ અને સરસ્વતીને કાંઠે વસેલા આર્યલોકથી ભિન્ન એવો સમજવો. વર્તમાન સંસ્કૃત ભાષા એ પણ હિન્દમાં વસેલા આર્યોની એક અવાન્તર જાતિની જ ભાષા છે અને બીજી આર્ય જાતિઓની ભાષા એના મુકાબલામાં ટકી શકી નથી, અને માત્ર થોડાક શબ્દો મૂકતી ગઇ છે એમ ઘણા વિદ્વાનોનું માનવું છે. આ રીતે કેટલીક લુપ્ત થએલી આર્ય જાતિઓનો પણ અનાર્ય શબ્દના અર્થમાં સમાવેશ થાય છે. આ નિર્ણયને મનુસ્મૃતિનો ટેકો છેઃ "मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः"—અર્થાત્ 'દસ્યુ' (આ લેખના 'અનાર્ય')માં આર્ય અને મ્લેચ્છ ઉભય ભાષા બોલનારી કેટલીક જાતિઓ આવે છે.

× ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ આથી ઉલટું, મનુનું બીજું વચન જુવોઃ "मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः। म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः" અર્થાત્ દસ્યુઓ તે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચારની બહારની જાતિ. આ બેનો વિરોધપરિહાર એવી રીતે કે આર્ય જનસમાજમાં માત્ર ચાર જ વર્ણ, પાંચ નહિ—અને દસ્યુઓ એ વર્ણ બહાર. ક્રમે ક્રમે એજ દસ્યુઓ આર્ય જનસમાજમાં ભળ્યા, એમ સિદ્ધ કરવાનો, આ લેખનો ઉદ્દેશ છે. વિશાળ દૃષ્ટિ થતાં મનુને ત્યાં સુધી ભાસવા લાગ્યું કે—"शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः। वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च। पौण्ड्रकाश्चौड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः पारदापह्लवाश्चीनाः किराताः दरदाः खशाः" બ્રાહ્મણ ધર્મથી ભ્રષ્ટ થવાથી ક્ષત્રિયો શૂદ્રતાને પામ્યા—અને તેઓની પૌંડ્ર, ઓડ્ર, કામ્બોજ, યવન, શક, પારદ, પહ્લવ, ચીન, કિરાત દરદ અને ખશ એ નામની જાતિઓ બંધાઇ. આ કલ્પના પણ અનાર્ય જાતિને આર્ય માની લેવાની ઇચ્છાથી ઊપજી છે.

એમાંના કેટલાક જતે દહાડે શૂદ્રની પંક્તિ પણ પામ્યા. એ લોકોની સાથે જે અધમતા અને અસ્પૃશ્યતાનું વિશેષણ જોડાએલું છે એ મૂળ એમની અનાર્યતાનું અને એ અનાર્યતા સાથે જોડાએલાં ગુણકર્મનું પરિણામ છે.

હવે શાસ્ત્રકારોએ કયી કયી જાતિને 'અન્ત્યજ'માં ગણાવી છે એ જોઇએ:

"रजकश्चर्मकारश्च नटो बुरुड एव च।
कैवर्तमेदभिल्लाश्च सप्तैते चान्त्यजातयः (जाः स्मृताः)"॥

બીજું—

"चण्डालः श्वपचः क्षत्ता सूतो वैदेहकस्तथा ।
मागधाऽऽयोगवौ चैव सर्वे ह्यन्त्यावसायिनः" ॥

આમાંના 'રજક' (ધોબી) અને 'ચર્મકાર'(ચમાર)ને 'અન્ત્યજ' ગણવાનું કારણ એમના ધન્ધાની મલિનતા છે જ. પણ બાકીના બીજા 'અન્ત્યજ' શાથી? કાલિદાસાદિ કવિઓનાં નાટક જેવાં તેવાં પ્રાચીન નથી—એમાં 'નટ' અન્ત્યજ ગણાતા હોય એમ લાગે છે? સ્પષ્ટ છે કે 'નટ' શબ્દથી આર્ય જાતિના નટ નહિ, પણ દોરડાં ઉપર નાચનારી હીન જાતિ અત્યારે નજરે પડે છે તેવી કોઇ અનાર્ય જાતિ પ્રાચીન કાળમાં એવો ધન્ધો કરતી હશે તેને એના ધન્ધાના કારણથી નહિ, પણ અનાર્યતાના કારણથી, અને એ અને એ અનાર્યતા સાથે જોડાએલી આચાર અને દેહવસ્ત્રાદિકની મલિનતાના કારણથી, 'અન્ત્યજ' કહી છે. 'બુરુડ' શબ્દ તો સ્પષ્ટ રીતે જ અનાર્ય છે. 'કૈવર્ત'—માછીનો ધન્ધો પણ અનાર્ય છે. 'મેદ' અને 'ભિલ્લ' પણ ખુલ્લાં અનાર્ય નામો જણાય છે. બીજા શ્લોકનું 'આયોગવ' પણ એવી જ કોઇ જાતિનું વાચક છે. 'વૈદેહક' અને 'માગધ'નો ધન્ધો મલિન નથી, અને એ પ્રાચીન હિન્દુસ્થાનના અમુક પ્રાન્તના વતનીઓનાં નામ છે એ આપણે જાણીએ છીએ. એટલે હવે વિચાર એ ઉપસ્થિત થાય છે કે એ પ્રાન્તના સઘળા જ વતનીઓ અન્ત્યજ ગણાતા હોય તો તેમાં તે સમયની તેમની અનાર્યતા સિવાય બીજું શું કારણ હોઇ શકે? 'સૂત'નો સૂ ધાતુ સાથે સંબન્ધ માની એનો અર્થ અનૌરસ પુત્ર માનીએ, અને એવા પુત્રને હીન જાતિના ગણી એમને 'અન્ત્યજ'માં લેખ્યા હોય એ સંભવે છે* "ક્ષત્તા'ના મૂળ ધાતુનો એના અર્થ સાથે કાંઇ સંબન્ધ બેસતો નથી. એટલે, માગધ વૈદેહક સૂત અને ક્ષત્તાને પૂર્વોક્ત શ્લોકમાં ભલે અન્ત્યજ કહ્યા, પણ ઇતિ-

* 'ब्राह्मण्यां क्षत्रियात् सूतः' એમ સૂતની ઉત્પત્તિ કહેવાય છે. અને કૌર્મ પુરાણમાં વળી જુદું જ વર્ણન છેઃ वैन्यस्य पृथोर्यज्ञे वर्तमाने महात्मनः सुत्यायामभवत्सूतः प्रथमं वर्णवैकृतम्—આમ સૂતની યજ્ઞમાંથી ઉત્પત્તિ કહી છે, અને પુરાણાન્તરમાં રોમહર્ષણનામના સૂતને (જેણે શૌનકાદિક ઋષિઓને પુરાણ સંભળાવ્યાં.) શૌનક મુનિ 'अग्निकुण्डसमुद्भूतसूतनिर्मलमानसे' ઇત્યાદિ શબ્દોમાં વર્ણવે છે.

દાસમાં એમને અસ્પૃસ્ય ગણ્યા હોય એમ જોવામાં આવતું નથી. વિદુર, કર્ણ, રોમહર્ષણ + જનક, સુદક્ષિણા + એ શું અસ્પૃસ્ય ગણાતાં હતાં ? બુદ્ધ અને મહાભારત બલ્કે ઉપનિષત્કાળથી માંડી આજ પર્યન્ત તો એ જાતિના લોક અસ્પૃસ્ય ગણાયા નથી. તો પછી સ્પષ્ટ છે કે આવાં વચનો અતિપ્રાચીન—અનાર્યકાળની જ કોઈક સ્થિતિ ઉપર રચાએલાં છે. અને મનુ વગેરે સ્મૃતિઓમાં એ સૌ જાતિઓને આર્યોના અનુલોમ પ્રતિલોમ—વિવાહથી ઉપજેલી વર્ણસંકર જાતિઓ તરીકે વર્ણવી છે એમાં પૂરૂં ઐતિહાસિક સત્ય નથી.** જેમકે ભૂર્જકંટક, આવન્ત્ય, વાટધાન, સત્વ, મલ્લ, લિચ્છિવિ, કારષ, આવર્તક, કટધાનક, પુષ્પશેખર, સત્ત્વજલ, અમ્બષ્ઠ, શિલીન્ધ્ર, ધિગ્વણ, પારશવ, છત્રપ, દોલ, ઉલૂક, વત્સાર, આભીર, મૌદ્ગિક, માહિષ્ય, અંગુર, મદ્ગુ, મૌષ્કલિ, કુકુટક, ખસ, પુક્કસ, ચુચુ, મદ્ગુ ઇત્યાદિ અસંખ્ય જાતિઓનાં નામ અને વર્ણસંકરપ્રકાર મનુ યાજ્ઞવલ્ક્યાદિ સ્મૃતિ તથા મિતાક્ષરા ઉપરની બાલંભટ્ટી ટીકામાં ÷ જોઈ લેવાં.

ઇતિહાસના દીપ વિના એકલાં શાસ્ત્રનાં વચન વાંચવાથી સત્ય જડે એમ નથી એ બતાવવા માટે આટલો વિસ્તાર કર્યો. હવે એક તત્કાલ ઉપયોગી મુદ્દાની વાત ઉપર આવીએ. ઉપર 'અન્ત્યજ' જાતિમાં 'ચંડાલ' અને શ્વપચ' ગણાવ્યા છે તેમાં "क्षत्तुर्जातस्तथोग्रायां श्वपाक इति कीर्तितः"—'ક્ષત્તા' પિતાથી 'ઉગ્રા' માતામાં ઉત્પન્ન થએલો તે 'શ્વપાક,', એમ 'શ્વપાક' વા 'શ્વપચ'નું વર્ણન છે. આમાં 'ક્ષત્તા' અને 'ઉગ્ર' શબ્દ છે એના અર્થઃ શૂદ્ર પિતા અને ક્ષત્રિય માતાથી ઉત્પન્ન થએલ તે 'ક્ષત્તા,' અને શૂદ્ર માતા અને ક્ષત્રિય પિતાથી ઉત્પન્ન થએલ તે 'ઉગ્ર' એ પ્રમાણે છે. એટલે હવે શ્વપાક તે કોણ એ સમજાયું. શૂદ્ર પિતા અને ક્ષત્રિય માતાથી ઉત્પન્ન થએલો પુરુષ શૂદ્ર માતા અને ક્ષત્રિય પિતાથી ઉત્પન્ન થએલી કન્યા સાથે પરણે અને સન્તાન ઊપજાવે તો એ સન્તાન 'શ્વપાક' કે 'શ્વપચ' કહેવાય. હવે 'શ્વપચ' શબ્દનો અવયવાર્થ વિચારીએ:

---

\+ દિલીપની પત્ની " तस्य दाक्षिण्यरूढेन नाम्ना मगधवंशजा । पत्नी सुदक्षिणेत्यासीदध्वरस्येव दक्षिणा " —રઘુવંશ.

* * 'પૂરૂં' કહેવાનું કારણ કે તે વખતે વર્ણસંકર જાતિઓ તો થતી હશે અને તે પહેલાં થઈ પણ હશે, પણ વર્ણસંકર તરીકે વર્ણવેલી ઘણી જાતિઓ વસ્તુતઃ વર્ણસંકર, નથી પણ અનાર્ય છે એ એમનાં નામ ઉપરથી, તેમ જ નામને જન્મના પ્રકાર સાથે સંબન્ધ ન હોવાથી સ્પષ્ટ જણાઈ આવે છે.

÷ આ ટીકાનું 'वर्णजातिविवेक' નામનું પ્રકરણ પ્રાચીન મધ્યકાલીન અને અર્વાચીન ભારતની જાતિઓ સંબન્ધી શોધ કરવામાં બહુ ઉપયોગી થાય એવું છે. જેને સમય હોય તે પ્રથમ એનું ભાષાન્તર અને પછી સેન્સસ રિપોર્ટની મદદથી તથા જાતે હિન્દુસ્થાનમાં ફરીને એ સંબન્ધી શોધ કરવા બેસી જશે તો સ્હેલાઈથી કોઈ પણ યુનિવર્સિટિની ડૉક્ટરની ડિગ્રી મેળવી શકશે.

કૂતરાં રાંધીને ખાનાર તે 'શ્વપચ.' હવે કહો કે ક્ષત્રિય અને શૂદ્રના વિવાહથી એ પેઢીમાં એવી અધમતા આવી જતી હશે કે એને પરિણામે માણસ કૂતરાંનું માંસ ખાવા લાગી જાય, અને અસ્પૃશ્ય બને? તો પછી ખુલ્લું છે કે મૂળ અસ્પૃશ્ય જાતિ છે તે કૂતરાં ખાનાર કોઈક અનાર્ય જાતિ છે. બીજો શબ્દ 'ચંડાલ' વા 'ચાંડાલ': અને એનું વર્ણન "'શ્વપચ' નામની શૂદ્ર પિતાથી બ્રાહ્મણી માતામાં ઉત્પન્ન થએલ તે.* 'ચંડાલ' ના ગુણ ભાગવતમાં નીચે પ્રમાણે વર્ણવ્યા છેઃ—

अशौचमनृतं स्तेयं नास्तिकयं शुष्कविग्रहः ।
कामः क्रोधश्च तर्षश्च स्वभावोऽन्तेवसायिनाम् ॥

—"અશૌચ, અસત્ય, ચોરી, નાસ્તિકતા, શુષ્ક કલહ, ક્રોધ અને તૃષ્ણા એ અન્ત્યજેનો સ્વભાવ છે."+ અહીં પણ એ વિચાર ઉપસ્થિત થાય છે કે એક શૂદ્ર બ્રાહ્મણ કન્યા સાથે પરણે અને પ્રજોત્પત્તિ કરે તો એ પ્રજા ઉપર જણાવેલા ગુણવાળી થઇ જાય એ સંભવ છે? અનુમાન તો એમ જ થાય છે કે મૂળ 'ચંડાલ' તે ચંડ પ્રકૃતિની અનાર્ય જાતિ હોવી જોઇએ અને એનાથી દૂર રહેવા માટે એને અડવાનો નિષેધ છે. રામાયણમાં આપેલું ચંડાલનું નીચેનું વર્ણન વાંચતાં એની અનાર્યતા સ્પષ્ટ દેખાઇ આવે છેઃ

अथ रात्र्यां व्यतीतायां तस्यां राजा बभूव ह ।
चण्डालदर्शनो राम सद्य एव दुराकृतिः ।
नीलपीताम्बरधरो रक्ताम्बरकृतोत्तरः ।
संरब्धताम्रयोराक्षः करालो हरिपिङ्गलः ।
ऋक्षचर्मनिवासी च लोहाभरणभूषितः ॥

—રાત પૂરી થતાં, લાલ અને વિકરાળ દેખાવ, લીલો પીળો રંગ, લોઢાનાં આભૂષણ, અને રીંછનું ચામડું પહેરેલું—એવી ચાંડાલની આકૃતિ રાજાની થઇ ગઈ.

---

* आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम् ।
प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः ॥ मनु०

+ આ શ્લોક શિક્ષકોપયોગી હિન્દુ વેદધર્મના "ચાર વર્ણો"ના પાઠમાં મેં ટાંકેલો છે. એ સંબન્ધે એક અન્ત્યજશાળાના શિક્ષકે મને આક્ષેપરૂપે લખી મોકલ્યું કે અન્ત્યજો સ્વભાવે આવા નથી હોતા. મને દિલગીરી થાય છે કે એ શિક્ષકે એ વાતમાંથી જે અનુમાન કાઢવું જોઇતું હતું તે ન કાઢ્યું, અને વૃથા મ્હારા ઉપર કોપ કર્યો: અનુમાન સ્પષ્ટ છે કે શાસ્ત્રકારોએ જે અન્ત્યજોને અસ્પૃશ્ય ગણ્યા છે તે ઉપરના ગુણવાળાને જ.

આ વર્ણન ઉપરથી તેમ જ અન્યત્ર જોવામાં આવતાં શ્મશાનવાસ વગેરે લક્ષણ ઉપરથી ચંડાલ એ એક અનાર્યજાતિનું જ વિશેષણનામ હોવું જોઇએ એ ખુલ્લું છે. છતાં, ઉપર જણાવેલા *સંકરથી જ એ જાતિ ઉત્પન્ન થએલી માનીએ તોપણ સાધારણ શૂદ્ર અને બ્રાહ્મણીના વિવાહથી ઉપર ચીતરી છે તેવી ચંડતા સંભવતી નથી. એટલે ચંડાલ-માતા બ્રાહ્મણી અનાર્ય શૂદ્રને ઘેર નીકળી ગએલી માનવી જોઇએ. હવે વર્તમાન સમયના ઢેડ ચમાર અને ભંગી જુવો, અને કહો કે એમની આકૃતિમાં ઉપર વર્ણવી તેવી અનાર્યતા દેખાય છે? એઓમાં પરમાર ચોહાણ સોલંકી વગેરે ક્ષત્રિયકુળનાં નામ છે અને એ એ કુળમાંથી એ પતિત થયા છે એવી એમની સાંપ્રદાયિક કથા છે. વળી, પ્રાચીન ગ્રન્થોમાં 'ચંડાલ' કે 'ચાંડાલ' શબ્દનો સહગામી શબ્દ 'પૌલ્કસ' કે 'પુક્કસ' જોવામાં આવે છે+ અને તે સ્પષ્ટ રીતે અનાર્ય છે. યજુર્વેદમાં પુરુષમેધમાં પૌલ્કસના બલિદાનનો વિધિ છે એ પણ એની અનાર્યતા સિદ્ધ કરે છે.

આપણા પૂર્વજોએ અનાર્યને પણ આર્ય કરી લીધા, અને આપણે આર્યને પણ અસ્પૃશ્ય કહી બહાર કાઢીશું? ધંધાની અને આચારની મલિનતાના કારણથી એમનો સ્પર્શ કરવો ઠીક ન લાગે એ સમજાય એવું છે, પણ તેઓ ખ્રિસ્તી થઈ સ્વચ્છ રીતે રહેતાં શીખે છે ત્યારે આપણે એમને અડીએ છીએ, તે રીતે હિન્દુ રહીને તેઓ સ્વચ્છતા પાળે તો શા માટે એ અસ્પૃશ્ય રહેવા જોઇએ? પણ આ વિષયમાં હિન્દુ જનસમાજનો મત એકાએક બદલાઈ જવો સંભવિત નથી. પૃથ્વીના સઘળા લોકોમાં મૂળ બ્રાહ્મણ જેટલી સ્વચ્છતાથી રહેનાર કોઈ લોક નથી, એટલે બ્રાહ્મણોના નેતાપણા નીચે ઉછરેલો હિન્દુ જનસમાજ મલિનતા પ્રત્યે અસાધારણ જુગુપ્સા ધરાવે એ સ્વાભાવિક છે. પરંતુ અત્યારે બ્રાહ્મણોમાં પણ મૂળની સ્વચ્છતા રહી નથી એ જોતાં હવે એ રૂઢિ હસવા જેવી થઇ પડી છે. તેમ, અસ્પૃશ્ય વર્ગે પણ પોતાની મલિનતા ત્યજી બાકીના જનસમાજના દુરાગ્રહને સંપૂર્ણ રીતે ખોટો પાડવાની જરૂર છે.

છેવટે, એટલું જ કહેવાનું કે આપણા ભાઇઓએ શાસ્ત્રોનાં વાક્યોને જડતાથી વળગી ન રહેતાં, એના મૂળમાં રહેલા ઇતિહાસ ઉપર ધ્યાન દેવું જોઇએ, અને એના પ્રકાશથી શાસ્ત્રનું મર્મ સમજવા યત્ન કરવો જોઇએ. મિ. વેલ્સની સાથે મળીને "Upon the matter of the teaching of history I am a fanatic" એમ કહેવાનું મન થાય છે. આ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ રૂઢિને વળગી રહી શાસ્ત્રાર્થ કરનારને પરવડતું નથી, પણ આપણા પૂર્વજો ઐતિહાસિક સ્થિતિ પ્રમાણે શાસ્ત્રોને અનુસરતા વા નવાં શાસ્ત્રો રચતા એમ બતાવનારા ઘણા દાખલા છેઃ

"सिन्धुसौवीरसौराष्ट्रान् तथा प्रत्यन्तवासिनः । अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति।

---

* બ્રાહ્મણીમાં શૂદ્રથી.

+ चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः (બૃહદારણ્યક ઉપનિષદ્).

—આ વાક્યમાં સિન્ધુ સૌવીર સૌરાષ્ટ્રાદિ દેશોમાં જનારને પુનઃ સંસ્કાર યાને ફરી જનોઈ દેવું પડે એમ કહ્યું છે. છતાં, કૃષ્ણે પાંડવ વગેરેએ એ દેશમાં જવાથી જનોઈ બદલ્યાનું ક્યાંય સાંભળ્યું છે? અને અત્યારે પણ એ પ્રમાણે કોણ કરે છે? એ દેશો જે સમયમાં મ્લેચ્છ જાતિઓથી આક્રાન્ત હતા તે વખતને માટે જ એ વચન હતું અને તે વખતે જ એ પળાતું. હવે એ સ્થિતિ બદલાઇ ગઇ છે. તેની સાથે રિવાજ પણ બદલાઈ ગયો છે. મેધાતિથિ 'આર્યાવર્ત' અને 'મ્લેચ્છ દેશ' કેતિ ગણવા એ બાબતમાં લખે છે કે—"મ્લેચ્છો બ્રહ્માવર્ત વગેરે દેશ જીતી લઇને એમાં વસે તો તે મ્લેચ્છ દેશ સમજવો, અને કોઇ આર્ય ક્ષત્રિય રાજા મ્લેચ્છોને જીતી એમના દેશમાં ચાતુર્વર્ણ્યની સ્થાપના કરે અને આર્યાવર્તમાં જેમ ચાંડાલોની વ્યવસ્થા કરી છે તેમ મ્લેચ્છોની વ્યવસ્થા કરે તો એ મ્લેચ્છ દેશ પણ યજ્ઞિય (યજ્ઞ કરવા લાયક આર્ય) ગણાય." આવું મર્મગ્રાહી દૃષ્ટિબિન્દુ શાસ્ત્રાર્થ-વિચારમાં આવવું જોઇએ.

શાસ્ત્રાર્થવિચારમાં આ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ ઉપરાંત એક મ્હોટી જરૂર ખરા ઊંડા અને ગંભીર અર્થમાં ધાર્મિક દૃષ્ટિબિન્દુની છે. ઉપર જણાવ્યું તેમ, સંસ્કૃતમાં 'ધર્મ' શબ્દ લોકના રીતરિવાજના અર્થમાં વપરાઇ જતો હોવાથી, તેમ જ અધ્યાત્મશાસ્ત્રથી ભિન્ન એવા કર્મકાંડના અર્થમાં પણ ગંઠાઈ ગએલો હોવાથી, ધર્મના વિષયમાં સામાન્ય લોકો જોઇએ તેવી વિશાળ દૃષ્ટિ ધરાવી શકતા નથી. આથી વ્યવહાર અને પરમાર્થ વચ્ચે તેઓ કૃત્રિમ ભેદ પાડે છે, અને અમુક તો અમુક અધિકારીનું જ એવું અતિશય નિયન્ત્રણ કરે છે. જેમકે, વ્યવહારમાં પડેલા ગૃહસ્થે જાણે સંન્યાસધર્મ બિલકુલ પાળવાનો જ ન હોય, જ્ઞાનની તો જાણે સંન્યાસી થયા વિના આશા જ રાખી ન શકાય, શંકરાચાર્યે મનીષાપંચકમાં દેહ સાથે પણ આત્મભાવ અનુભવ્યો એ આત્મભાવ તરફ ગૃહસ્થે તો જાણે મુખ પણ કરવાનું ન હોય—એવી એવી ભ્રાન્તિઓ પ્રવર્તે છે. મનુષ્યજન્મ દુર્લભ છે, એ પ્રાપ્ત થયા પછી આખો જન્મારો કર્મકાંડના વિધિ-નિષેધ પાળવામાં જ ગાળવો, સંન્યાસ ન લઇ શકાય તો સંન્યાસની ઝાંખી પણ ન કરવી એ સ્થિતિ ખરા ધાર્મિક ઉદ્દ્યને માટે વિષમ છે. ઉદય પામતા પહેલાં ઉદયગિરિની પાછળ રહીને સૂર્ય જેમ પૃથ્વીને ઊજાળે છે, તેમ આપણાં અધ્યાત્મશાસ્ત્ર પણ ધર્મશાસ્ત્રને ન ઊજાળે?

આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ.

# विवर्तलीला-९.

## મૌન.

આજ મૌન વિશે થોડુંક બોલું ? કેવી વદતોવ્યાઘાતવાળી ઇચ્છા ! મૌન માટે બોલવું વળી શું ? મૌન માટે મૌન જ ઉચિત. આ નિયમનો ભંગ કરતાં એક પટાવાળા અને હેના સાહેબની વાત યાદ આવેછે. પટાવાળો બહુ બોલકણો હતો, સાહેબને એ પસંદ નહોતું પડતું; એક હુકમ આપ્યો કે તરત પેલાની વક્તૃત્વછટા ચાલે. સાહેબે હેને રોક્યોઃ "तुम ज्यादा बात मत करो." "बहोत अच्छा साब ! मैं नहिं बोलता." "फिर भी बोलता नहिं तो क्या ?" "साब ! मैं तो फक्त ऐसा कहता था—" "चूप ! फिर और बोला ? चूप, बिलकुल चूप रहो !" આ સખ્ત મનાઈ પછી તો મૌનની આશા આપણે રાખિયે જ; પણ—તરત વાચાળ પટાવાળાનો તાબેદારી બતાવતો ઉત્તર આવ્યોઃ "अच्छा साब ! छोड दिया; अब नहीं बोलता" ! હું પણ એ પટાવાળા જેવો જ મૌનના નિયમનું પાલન કરીશ. માટે બોલુંછું.

*
* *

મૌન એ કર્તવ્યરૂપ ક્યારે બનેછે ? આપણા ઉપર કોઇ કોપ કરે ત્યારે એ ક્રોધી માણસને નિઃશસ્ત્ર કરવાનું ઉત્તમ સાધન મૌન છે એટલું જ નહિં, પણ કર્તવ્યરૂપ પણ છે. હેવા અનેક પ્રસંગો છે; અને એથી ઉલટું,—

"અગર બીનમ્ કે નાબીના વ ચાહસ્ત,
વગર ખામોશ બિનશીનમ્ ગુનાહસ્ત."
( અન્ધના પન્થમાં દેખું ગર્ત, ને મૌન જો ધરું,
ગર્તપાત થતાં હેનો, પાપનો દોષી હું બનું. )

એ પ્રકારમાં મૌનભંગ એ પણ કર્તવ્ય છે. પરંતુ આજ હાવી કર્તવ્યમીમાંસા મ્હારી પ્રતિજ્ઞાનો વિષય નથી. તેમ विभूषणं मौनमपण्डितानां એ બોધવચનના પ્રસંગનો પણ સ્પર્શ કરવો નથી. બાકી એ બોધ સફળ થયો હોત, તો આપણાં માસિકો, વર્તમાનપત્રો, વગેરે સાહિત્યને કેટલો ઘોકો પ્હોચત ! એ સાહિત્યમાં ધસારો કરનાર અનધિકારી વર્ગ મ્હારા ઉપર કોપાયમાન થશે માટે આ દર્શનનો વધારે વિકાસ હું કરીશ નહિં.

મ્હારે તો આજ વાણી અને મૌન એ બેની તુલના જુદી જ દૃષ્ટિથી કરવીછે; બેમાં રહેલાં અન્તઃસામર્થ્ય સરખાવવાંછે. વાણી માનવવિચાર દર્શાવવાનું સમર્થ સાધન છે, છતાં અસમર્થ સાધન છે. **યતો વાચો નિવર્તન્તે** એ પરમાત્મસ્વરૂપને વિશે જેમ સાચું છે, તેમ ઊંચા પરમ સત્યને વિશે, માનવહૃદયનાં ઊંડાં મથનોને વિશે, હૃદયભાવને વિશે ગમ્ભીર ચિન્તનોને વિશે, પણ તેટલે અંશે નહિં પણ ત્હેવી રીતે સાચું છે જ. ઊંચામાં ઊંચી કવિત્વની ગતિ જે વાણીનો ઉપયોગ કરેછે તે વાણીનાં બે સ્વરૂપ છે—એક સામર્થ્યસ્વરૂપ, બીજું અસામર્થ્યસ્વરૂપ; અને હેની એ અસમર્થતામાં જ એક પ્રકારનું સામર્થ્ય, સૌન્દર્યશક્તિ, વસેછે. કવિતાની વાણી જે બોલેછે તે કરતાં નથી બોલતી તે વડે વધારે અર્થપ્રદર્શન કરેછે. પ્રેમીહૃદયો પોતાના ભાવ વાણી વડે નહિં, પણ મૌન વડે જ પ્રગટ કરી શકેછે; અને વાણીનું સ્થાન પ્રેમના કાયિક ઉપચાર લેછે તે પણ વાણીના આ સમર્થ અસામર્થ્યને બળે જ. વાણીનો ઉપયોગ થતાં રસિકતાનો ભ્રંશ થવા માંડેછે. Silence is more eloquent than speech, વાણી કરતાં મૌનમાં વધારે વક્તૃત્વશક્તિ છે—એ વચનનું સત્ય આમ જડશે.

એકવાર નિર્જન, શૂન્યકારમય, પર્વતોની હારયોની વચ્ચે, ખીણમાં હું ઊભો હતો. ઊંચે ચન્દ્ર—લગભગ પૂર્ણચન્દ્ર—પર્વતની ઉપર ઊંચે રહેલો કાંઈ સૌમ્યભાવથી ચોગમ જોઈ રહ્યો હતો. એ ચન્દ્ર અને એ શાન્તિ—કોઈ પ્રેમીયુગલ જેવાં—અન્યોન્યને દૃઢ આશ્લેષમાં લેતાં મૌનયુક્ત સુખની પરાકાષ્ઠા અનુભવતાં જણાતાં હતાં; એ મૌન અત્યન્ત વાચાલ લાગતું હતું; એ મૌનની વાણી સાંભળતો હેમનો ગૂઢ ભક્ત અને સેવક હું બની રહ્યો. શું મૌનનું સામર્થ્ય!

*

* *

કવિતાના મૌન કરતાં પણ વધારે સબળ મૌન એક બીજું છેઃ સંગીતનું મૌન. અર્થવાળા શબ્દોની રચનાથી બનેલું ગીત નહિં; પણ અર્થના સંપર્કથી મુક્ત, વાણીનો સંબન્ધ જ નહિં હેતું, કેવળ મધુર સ્વરઘટનાથી ઉત્પન્ન થતું સંગીત કવિતાના કરતાં વિલક્ષણ અને વધારે પ્રભાવવાળું બનેછે. હેનું કારણ—કવિતાની જોડે સરખાવતાં સંગીતમાં મૌનશક્તિ વિશેષ છે. કવિતામાં articulate ( વ્યક્ત અર્થાત્ અર્થદર્શિકા ) વાણી છે: સંગીત inarticulate ( અવ્યક્ત અર્થાત્ અર્થદર્શનવ્યાપારથી રહિત ) ધ્વનિનું બનેછે. વાણી અને મૌન વચ્ચે જે સંબન્ધ છે તે કવિતા અને સંગીત વચ્ચે છે. ગણિતની સંજ્ઞાઓ વાપરીને આ સંબન્ધ આમ બતાવાયઃ—

કવિતાઃ સંગીતઃ વાણીઃ ઃ મૌન;

આ દર્શન બીજી રીત્યના અન્વીક્ષણથી તપાસિયે. વાણીનું સામર્થ્ય અટકેછે, ત્હાં કવિતા ક્રમ માંડેછે, અને હેની પરાકાષ્ઠા અનુક્ત સૂચનોમાં આવેછે; એ જ કવિતાની વ્યંજનાશક્તિ. પણ આથી પણ આગળ વધીને સંગીત આ વ્યંજનાશક્તિના અંતર્ગત તત્ત્વને સામગ્રીરૂપે વાપરીને અતિસૂક્ષ્મ આત્મિક વાતાવરણમાં સંચરેછે અને વ્યઙ્ગ્યમાંથી અવ્યઙ્ગ્ય

કઢવા જેવો વિરલ વ્યાપાર કરેછે.

ગમ્ભીર માધુર્યની મૂર્તિરૂપ કવિ કીટ્સ કહેછે:—

Heard melodies are sweet,
But those unheard are sweeter.

( શ્રવણગોચર ગીતડાં
મધુરતા રેડી રહે,
અધિક મધુરાં લાગતાં
અણસાંભળ્યાં સંગીત તે. )

સંગીત એ અગમ્ય, ગૂઢતા ભરેલા, વ્યાપારવડે સ્વરધ્વનિના સાધનથી સૂક્ષ્મતમ મૌન પ્રગટ કરેછે, અને આપણને સૌન્દર્યની ભૂમિમાં પ્રવેશ કરાવેછે. અંગ્રેજ ચિન્તક કાર્લાઇલનું એક ગમ્ભીર અર્થગર્ભવચન આ સંબન્ધમાં સ્મરણ આગળ આવેછે:

"The meaning of Song goes deep. Who is there that in logical words can express the effect music has on us? A kind of inarticulate unfathomable, speech, which leads us to the edge of the Infinite, and lets us for moments gaze into that!"

(*'Heroes and Hero-Worship,'* Lecture III, p. 95; the Athenæum Press Series.)

*
* *

"સંગીત એ વસ્તુનો અર્થ ગમ્ભીર છે. આપણા ઉપર સંગીતની જે અસર થાયછે તે નિશ્ચિતાર્થ શબ્દોમાં દર્શાવવાને કોણ સમર્થ છે?—સંગીત એ તો એક પ્રકારની અસ્પષ્ટ, અગાધ, વાણી છે; એ વાણી આપણને અનન્તતાના તત્ત્વના કિનારા સમીપ લઈ જાયછે, અને કેટલીક ક્ષણો સુધી એ તત્ત્વના ઊંડાણમાં સ્થિરદૃષ્ટિ નાંખવા દેછે."

કાર્લાઇલનાં આ અર્થગર્ભ વચનોમાં 'વાણી' શબ્દનો અન્તર્વિરોધના આભાસવાળો પ્રયોગ જ વાણીનું અસામર્થ્ય અને એ અસામર્થ્યનું સામર્થ્ય બતાવેછે. હૃદયના ભાવ દર્શાવવાનાં સાધનને કેવળ અર્થભાવહીન અવાજની સાથે મૂકાય નહિં તેથી ( અવ્યક્ત ) છતાં ભાવવાહિતા બતાવવાને 'વાણી' શબ્દ અહિં વાપરવો inarticulate(અવ્યક્ત) speech; જેમાં વાણી=articulate ( વ્યક્ત સ્વરસંયોગ ) એ મુખ્ય અર્થનો ત્યાગ કરવો પડેછે,—ને તો જ વિ

કવિતાની શક્તિ અનન્તતાના તત્ત્વની ઝાંખી કરાવવાની નથી અથવા અલ્પ છે, એમ નથી. છતાં સંગીત એ સિદ્ધિ અન્ય પ્રકારે અને અન્ય સામર્થ્યથી કરેછે. એ સામર્થ્યનું બીજ શું છે? અર્થવતી વાણીની સંકલ્પશક્તિ, હેમાં રહેલી વિક્ષેપશક્તિ; એ જ ત્હેનું બીજ છે. સંગીત–શુદ્ધ સંગીત–શ્રવણ ઉપર પડતાં શબ્દાર્થ તરફ આપણા મનને રોકવાનો પ્રસંગ ઉત્પન્ન થતો નથી; સૌન્દર્યની દેવીનું દર્શન મધુર સ્વરસંયોગને બળે સાક્ષાત્ જ થાયછે, અંતરાય વિના; કવિની વ્યંજનાનાં સૂક્ષ્મતમ વસ્ત્રોને પણ ફેંકી દેઈને, દિવ્ય નગ્નાવસ્થામાં (અથવા સંગીતની વ્યંજનાનાં સૂક્ષ્મતમ વસનથી ઢંકાયલી છતાં ન ઢંકાયલી) સૌન્દર્યની દેવી ઊભી રહેછે, તે સંગીતના જાદુને બળે જ. કવિતા–ઉચ્ચતમ કવિતા–ના શ્રવણ અથવા વાચનને પ્રસંગે એ દર્શનસિદ્ધિમાં શબ્દાર્થ આપણું મન ક્ષણભર પણ હેમાં રોકાયાથી આપણને વિક્ષેપ પમાડેછે; એ વિક્ષેપશક્તિ પ્રવર્તાવનારી શબ્દમાયા લુપ્ત થવાને લીધે આપણે સંગીતની યોગસાધના વડે સૌન્દર્યની દેવીની સંમુખ થઈ આત્મવિલીનતા અનુભવિયે છિયે. માત્ર માનવજીવનની મર્યાદિત દશાને લીધે એ ધન્ય દશા ક્ષણિક જ બનેછે; અનન્ત તત્ત્વના સૌન્દર્યસિન્ધુના ઊંડાણમાં કિનારે ઊભા રહીને સ્થિરનયને જોવાનું સુભાગ્ય ચિરસ્થાયી નથી થતું; તો પછી એ સિન્ધુમાં ડૂબવાનું અથવા હેના તરંગો ઉપર ઊછળતા વહી ચાલવાનું તો ક્યહાંથી જ બને!

*
* *

આ પ્રકારની ધન્ય ક્ષણોના અનુભવ મ્હેં કોઇ કોઇ વાર કર્યાછે. ઘસીટખાન નામે ઉસ્તાદ સતાર વગાડનારાને એકવાર પ્હેલી રાત્રે સતાર વગાડતાં સાંભળ્યો હતો. વડોદરાની એક સાંકડી ગલીમાં એક મકાનની અગાશીમાં ન્હાનું મંડળ બેઠું હતું. અગાશી નામની જ હતી. બે બાજૂથી મકાનની મેડીઓ ઊંચાણથી નહિં, પણ દૃષ્ટિ રોકાવાની ક્રિયાથી–આકાશને અડકતી હતી! આકાશ પણ સાંકડું બની ગયું હતું. આવી રસપોષણને પ્રતિકૂલ સ્થિતિમાં એ હૃદયને ગૂંગળાવી નાખનાર ભાવને ભૂલાવવાને કોણ સમર્થ થાય? સતારના તારમાંથી અદ્ભુત આંગળીઓની શક્તિવડે દિવ્યસ્વરો સજીવ થઈને શ્રવણ ઉપર પડ્યા!–ના નક્ષત્રમય દિવ્ય દીપ્તિથી દીપતા "ગગનાંગણ રમતા તારકસમ" નૃત્ય કરવા લાગ્યા. તે સમયે આસપાસનાં બન્ધનો–હૃદયને ગૂંગળાવનારાં કેદખાનાં–સરી ગયાં, અને આત્મા એ સ્વરોની સાથે આનન્દલહરી ઉપર નૃત્ય કરવા લાગ્યો; અને અન્તે आनन्दसागरो [illegible]

હેજ બીજો એક [illegible] કાદમ હુસેન નામના ગાનકુશળ ઉસ્તાદને ગાતાં સાંભળ્યો

તે હતો. એ બીજા ખંડમાં ગાતો હતો, હું જોડેના ખંડમાં ખાટલા ઉપર પડ્યો પડ્યો સાંભળતો હતો. મર્દાની બુલંદ પણ મીઠા અવાજે દરેક રાગના આલાપ, ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા એમ એ ગવૈયો ક્રમે પ્રગટ કરતો હતો.. હેણે કહાનડાનો આલાપ શરૂ કર્યો: અને બીજી જ ક્ષણે હું ક્યહાં હતો તે હું ભૂલી ગયો; યોગીઓ અનેક વર્ષોની તપશ્ચર્યાદિકની સાધનાથી, જે પ્રાપ્ત કરેછે તે સમાધિદશા—આનન્દલયની દશા—એક ક્ષણમાં મ્હને મળી. આ પ્રકારના ધન્ય અનુભવો વિરલ જ.

*
* *

સંગીતની અસર પશુવર્ગ ઉપર પણ થાયછે,–એ શાથી ? સંગીત તે વાણીથી, ભાષાથી અબાધિત છે; સંગીત તે વાણીની દૃષ્ટિએ મૂકપ્રવૃત્તિ જ છે; અને એ સ્થિતિમાં સંગીતનું બળ સમાયુંછે, તેથી જ. આથી આગળ વધીને કવિજનો સંગીતનો પ્રભાવ અચેતન સૃષ્ટિ ઉપર પણ સ્થપાતો જુવેછે તે વિચારિયે:

(૧) શીળો ચાંદનીની સમ રેલી રહે,
કંઈ ગાન મધુરું સુમન્દ વહે,
સુણી જે વશવર્તી બની ડરતા,
હરણાંસમ અબ્ધિતરંગ બધા.

અહિં સાગરના તરંગ ગાનશ્રવણથી સ્તબ્ધ થતા કવિદૃષ્ટિએ દીઠા છે;

(૨) વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરે ધીરે અનિલ સુણતો જો ! ઊભો ગાનલોભ્યો;

અહિં વીણાના સ્વરધ્વનિનો પ્રભાવ જળ, ચન્દ્ર, પવન એ પદાર્થો ઉપર શાન્તિ ઉત્પન્ન કરનારો વર્ણવ્યોછે;

(૩). જાતાં વળતાં થંભિયાં નદિયો કેરાં નીર;

* * *

પવન રૂક્યા સુરભાધને.

એ કૃષ્ણની મોરલીના નાદના પરિણામોમાં જડ પદાર્થો ઉપરની અસર એક જૂના ગીતમાં ગવાઈછે; એમ અનેક કવિઓની કૃતિમાં સંગીતની શક્તિ જડને ચેતનવત્ ને જડ બનાવી દેવાની જોવામાં આવેછે.

આ કવિદર્શન અસત્ય હશે? એમ કેમ સંભવે? તો બીજ શું હશે? કવિની કલ્પના. સંગીતના પ્રભાવનું હેતું અદ્વિતીય બળ જુવે કે એ સંગીતની છાપ ચેતનવર્ગના શ્રોતા ઉપર થાય ત્હેની છાયા, ત્હેનું પ્રતિબિમ્બ, સર્વ આસપાસની અચેતન સૃષ્ટિ ઉપર પડે, અને એ રીતે સંગીતના પ્રભાવનું સબળ દર્શન આ પ્રકારના વર્ણનમાં જ થાય; એટલું જ નહિં, પણ, કવિની દૃષ્ટિ તો જડસૃષ્ટિમાં અંતર્ગૂઢ ચેતનતત્ત્વદ્વારા આ પરિણામ પ્રત્યક્ષવત્ જુવે–એ કવિત્વના ઊંચા આરોહણની સ્થિતિ જ છે. આમ આ પ્રકારોની બીજપરીક્ષા થઈ શકેછે.

અને આ પરિણામ સંગીતની મૂકતાને બળે જ આવેછે તે ભૂલવાનું નથી. અર્થવતી વાણીના ઉચ્ચારણથી હાવી છાપ જડ સૃષ્ટિ ઉપર પડેલી કવિવર્ગે દીઠી નથી.

*

* *

કવિતા અને સંગીતકળા–એ બે વચ્ચે આમ બલતુલના થતાં કોણ ચડે? સંગીતકલાને ઉપરના તત્ત્વદર્શનમાં ચઢિયાતી પદવી આપીછે, તેથી કવિત્વકલાના ભક્તો! મ્હારા ઉપર કોપ ના કરશો. કવિતામાં પણ એક પ્રકારની મૂકતા અને એ મૂકતાનો પ્રભાવ હું જોઉં છું. કવિતામાં વાચ્ય અને વ્યઙ્ગ્ય એમ અર્થ દર્શાવવાની વાણીની શક્તિ મનાઈ છે; હેમાં વાચ્ય કરતાં વ્યઙ્ગ્યને જ સૌન્દર્યપોષકતાનો ગુણ અર્પાયછે. **अर्थो गिरामपिहितः पिहितश्च किं सद्रम्यत्वमेति** એ વચનમાં વ્યઙ્ગ્યનો જ મહિમા સૂચવાયોછે. અને આ રીતે સંગીતમાં જે મૌનનો ગુણ છે તે જ ગુણ પ્રકારાન્તરે કવિતામાં વ્યઙ્ગ્ય અર્થના અંશમાં પ્રગટ થાયછે. વ્યઙ્ગ્ય તે અનુક્ત જ હોય; અર્થાત્, એ વાણીની શબ્દોચ્ચારણની સીમાની બ્હ્હાર ના પ્રદેશમાં જ વશી શકે. તેથી સંગીતનું મૌન તે inarticulation, અવ્યક્તતા એટલે અર્થરહિત ધ્વનિ, ત્હારે કવિતાનું મૌન તે વ્યંજના. અલબત, કવિતામાં વ્યંજનાવ્યાપારનું દૂર બીજ તો અર્થ જોડે સંબન્ધમાં ખરું જ; સંગીતમાં માત્ર ધ્વનિમાધુર્યની ભાવોત્પાદકશક્તિ વડે જ સામર્થ્ય વસેછે. કવિતાની વ્યંજના આકાશના સાન્ધ્ય ઘનરંગની દશ્યરેખાઓ જેવી છે; ત્હારે સંગીતની મૌનશક્તિ એ રેખાઓની દૂર, દૂર, સુદૂર પથરાઈને આછી થતી સુવર્ણમય; ક્ષીણરૂપ છતાં સૌન્દર્યનું ગૂઢદર્શન કરાવતી, અરૂપદશાનો ભાસ આપેછે. માટે મ્હારી ભક્તિ તો કવિતા તેમ જ સંગીત બંને દેવીઓ તરફ સમતોલ જ હું રાખીશ.

હું તો ઉભય તણો દૃઢ ભક્ત બનીને રહુંછું રે,
મુજ હૃદય ઉભય સૌન્દર્યનું બિમ્બ લહુંછું રે.

૨૮–૯–૨૧ ज्ञानबाल.

# " અમૃતત્વ વિશે કેટલુંક ચિન્તન."

તત્ત્વચિન્તનનું 'પૂર્વરૂપ' શંકા છે. શંકા સમાધાન થયા સિવાય તત્ત્વજ્ઞાનનો વિકાસ અશક્ય છે. ઋક વેદમાં 'नासदासीन्नो सदासीत्' સૂક્તમાં* શંકાવાદ માલૂમ પડે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે શંકા મનુષ્યત્વના મૂળમાંજ રહેલી છે. પરંતુ ભગવદ્વચન તો એમ છે કે संशयात्मा विनश्यति '—સંશયાત્માનો વિનાશ થાય છે. અત્રે પ્રામાણિક શંકાનો નિષેધ થતો નથી. શંકા બે પ્રકારની છે પ્રામાણિક અને અપ્રમાણિક. અપ્રામાણિક શંકાવાદીઓમાં નાસ્તિકતા અને જડવાદ રગેરગે ભરેલાં છે. તેઓ જગતને 'અસત્ય, નિરાશ્રય અને અનીશ્વર'+ માને છે. તેઓના મત પ્રમાણે મૃત્યુ પછી-દેહની ભસ્મ થયા પછી-પુનર્જન્મ નથી. તેમને મન વિશ્વમાં રહસ્ય જેવું કાંઈ નથી. પ્રત્યક્ષ પ્રમાણ સિવાય અન્ય કોઈ પણ પ્રમાણ તેમને ગ્રાહ્ય નથી. એટલે કોઈપણ પ્રકારના ખુલાસાઓ તેમના હૃદયને શાંતિ અથવા સંતોષ આપી શકતા નથી. તેઓનો પરમ સિદ્ધાન્ત નીચેની પંક્તિઓમાં સમાયેલો છેઃ—

" જીવવું, સુખ સેવવું,
એથી મધુર સ્થિતિ બીજી શી?"||

હવે પ્રામાણિક શંકાવાદીઓ તો સ્પષ્ટ કહે છે કે મનુષ્ય જ્ઞાનરૂપી પ્રકાશને માટે તલસતું બાળક છે. "વિશ્વમાં સત્ય છે અને મારે તેનો સાક્ષાત્કાર કરવો છે." એવી દૃઢ અને પરમ શ્રદ્ધાપૂર્વક તેઓ શંકાઓ ઉપસ્થિત કરે છે. આવી શંકા 'અન્ધશ્રદ્ધા' કરતાં અનેક રીતે ચઢીયાતી છે. ટેનિસને યોગ્યજ કહ્યું છે કેઃ—

"There is more faith in an honest doubt
Than in half your creeds."

પૂર્વોક્ત શંકા સહેજ પણ નિંદાને પાત્ર થતી નથી. બલ્કે એ શંકાજ પરમશ્રદ્ધાની પોષક બને છે અને અન્તે પરમ સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે.

---

* न मृत्युरासीदमृतं न तर्हि न रात्र्या अह्न आसीत्प्रकेतः ।
तम आसीत्तमसा गूळ्हमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम् ॥

\+ 'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्' भ. गी.
|| 'यावज्जीवं सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिबेत्'
चार्वाकमत.

વિશ્વતન્ત્રની યોજના અત્યંત ગૂઢ છે 'જીવન, મૃત્યુ, અમૃતત્વ, ઇશ્વર' વગેરે મહાપ્રશ્નોનો યથાર્થ સમજવાને મનુષ્યે સંપૂર્ણ માન અને પૂજ્યભાવ સહિત પ્રયત્ન આદરવો જોઇએ. વળી એ રહસ્યો ઉકેલવાને 'લાગણી' 'જ્ઞાન' અને 'ક્રિયા' એ ત્રણેનો સમગ્ર ઉપયોગ થવો જોઇએ. અખિલ બ્રહ્માંડનું તન્ત્ર કોઈ ગૂઢ નિયમને વશવર્તીને 'એક લક્ષ્ય સ્થળ–far off divine event—ભણી' ચાલ્યું જાય છે. જો વિશ્વમાં કશું ગૂઢ ન હોય જો જીવન મૃત્યુ વગેરે રહસ્યો ઉકેલ્યાં જાય–તો જગતની ઉત્ક્રાન્તિ–જગતનો વિકાસ–એકદમ અટકી પડે.

પ્રભુની સૃષ્ટિમાં અનંત ગૂઢ વસ્તુઓમાં સવિશેષ આશ્ચર્યજનક બનાવ મૃત્યુ છે. મૃત્યુનું સાચું સ્વરૂપ શું હશે? એ મહાશંકામાંથી તત્ત્વજ્ઞાનનો જન્મ થયો છે. 'મૃત્યુ સંબંધી ગહન ચિન્તન' એમ જ્ઞાનીઓએ તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા બાંધી છે. મૃત્યુ સર્વહર છે. સારી ખોટી પ્રત્યેક વસ્તુ કાળના વિકરાલ મુખમાં પ્રતિક્ષણ સપડાઈ જતી આપણે જોઈએ છીએ. મનુષ્યજીવન નિરાશા, દુઃખ શોક તેમજ મૃત્યુથી ભરેલું છે. પરંતુ એ સર્વ નિરાશાઓમાં એક અન્તર્ગત છુપાઈ રહેલી–અમર આશા છે. આ અમર આશા એજ આત્માનું અમરપણું. પ્રાણીમાત્રને સનાતન શાંતિ આપે એવો આ એકજ દિલાસો છે અને એ દિલાસો બસ છે. આ પ્રસંગે રા. નરસિંહરાવની સ્મરણ સંહિતાની કેટલીક પંક્તિઓનું સહેજે સ્મરણ થઈ આવે છેઃ—

"ઓ મૃત્યુ! ઓ દુઃખ! ભલેજ મ્હાલો!
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો!
ત્હમે ખરા બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રાકરાલ નિરખી નહિં ખિન્ન થાઉં.

* * * *

મૃત્યુ નવ પૂરું કરે,
જીવનું જીવન અહિં;
અધિક અધિક વિકાસની,
છે ભૂમિ અન્ય; જતું નહિં.

* * *

મૃત્યુ કેરું સ્વરૂપ જો,
સાચું માનવ પ્રીછશે;
દ્વાર નવ જીવન તણું,
જાણી નિરન્તર રીઝશે.

* * *

અનન્ત આ જીવન સિન્ધુ મધ્ય,
મૃત્યુ અને બુદ્બુદ, તેહ સદ્ય;
જાએ ફૂટી જો ! કંઈ વારવારે,
ને સિન્ધુ તો વહી રહે અવિરામ ધારે."

પૂર્વોક્ત પંક્તિઓમાં કવિએ મૃત્યુનું તત્ત્વજ્ઞાન ઉપદેશ્યું છે. દયા સાગરઈશ્વરની દિવ્ય રચનામાં મૃત્યુ અને દુઃખ પણ સુવ્યવસ્થિત રીતે મૂકાયેલાં છે. વળી મૃત્યુને લીધે કાંઈપણ ખોવાતું નથી—કાંઈપણ નષ્ટ થતું નથી. મૃત્યુ એ ઉચ્છેદ નથી પણ નવજીવનનું દ્વાર છે. મનુષ્ય આત્માનો ઉત્તરોત્તર ઉત્કર્ષ મૃત્યુદ્વારા થાય એ વિચાર શોકને બદલે આનંદ આપવા સમર્થ છે. અનન્તજીવનરૂપી સમુદ્રમાં મૃત્યુ એ બુદ્બુદ સમાન છે. ક્ષણવાર તેનો આવિર્ભાવ થાય છે; ક્ષણવાર તેનો તિરોભાવ થાય છે અને સિન્ધુનો અવિરામ ધારે વહાવ કરે છે. વસ્તુતઃ જ્ઞાનની દૃષ્ટિએ તો મૃત્યુ નથીજ. કવિ કહે છે તેમઃ—

" દીઠું જીવન તત્ત્વ સનાતન,
સત્ય પ્રકાશીહું રે લોલ;
અમરપણું પ્રકટ્યું પછી તત્ક્ષણ,
મૃત્યુ મરી ગયું રે લોલ. "

જ્યારે અજ્ઞાનરૂપી અન્ધકાર દૂર ખસી જ્ઞાનરૂપી પ્રકાશ ઝળહળે છે ત્યારે શાશ્વત જીવનનો સાક્ષાત્ અનુભવ થાય છે એટલે તો મૃત્યુ એવી વસ્તુ ટકી શકતી નથી. મનુષ્યની દૃષ્ટિ આવી પ્રભાભરી થાય છે ત્યારે તે સર્વત્ર એકતા અનુભવે છે અને બહુત્વને અવકાશ રહેતો નથી.

શેલિ કહે છે તેમ—" The one remains, the many change and pass."

વળી 'કઠોપનિષદ્'ને અન્તે કહેલું છે કે 'ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युः'— બ્રહ્મનો—પરમાત્માનો—પ્રત્યક્ષ અનુભવ થવાથી નચિકેતાને અમૃતત્વની પ્રાપ્તિ થઈ. એ સાક્ષાત્કાર, ઇન્દ્રિયો અને મન ઉપર સંપૂર્ણ વિજય મેળવીને, નિષ્કામ વૃત્તિથી કર્તવ્યકર્મ કરીને, ભક્તિવડે પ્રભુકૃપા મેળવીને, અને એ અનન્ત તેજોમય અમૃતમય પરમપુરુષનું દર્શન પ્રેમ કરીને, થાય છે.

આત્માના અમૃતત્વના બે પ્રકારો છેઃ—(૧) આત્મા જન્મ મરણની પરંપરાથી સંકલિત છે જો કે તેનો ત્રિકાલમાં પણ ઉચ્છેદ નથી. જે જાયું તે અવશ્ય જવાનું. જીર્ણ વસ્ત્રો ઉતારી જેમ મનુષ્ય નવા વસ્ત્રો પહેરે છે તેમ જીર્ણ શરીરનો ત્યાગ કરી આત્મા નવું શરીર ધારણ કરે છે. અત્રે 'આત્મા+'अहम्'='soul'ના અર્થમાં સમજવાનો છે.

(૨) આત્મા જન્મમરણની પરંપરાથી અતીત છે. જન્મમરણ કેવળ દેહને છે આત્માને નથી. આત્મા તો છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો, પલાળી ન શકાય તેવો અને સૂકવી ન શકાય તેવો છે. વળી એ નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચલ અને સનાતન છે. આત્મા સત્ય છે; બાકી બધું મિથ્યા છે. અહીં આત્મા એટલે 'Self'—'અવિકૃતતત્ત્વ' એમ સ્પષ્ટ ઉદ્દેશ છે.÷

હજી એક પ્રશ્ન વિચારવાનો રહે છે. આત્મા અમર છે એ સિદ્ધાન્તરૂપી પાયા ઉપર સમસ્ત નીતિશાસ્ત્રની ઈમારત ચણાયેલી છે. જો આત્મા અમર નથી તો નીતિ પણ નથી અને ધર્મ પણ નથી. પુણ્યનો સર્વદા વિજય છે અને પાપનો સર્વદા પરાજય છે એ નૈતિક સિદ્ધાન્તનું અવલમ્બન આત્માના અમૃતત્વ ઉપર છે. મનુષ્યના સારા માઠાં કર્મોના સારાં માઠાં ફળો કદાપિ આ જન્મે ન મળે તો જન્માન્તરે પણ મળવાના જ કારણ કે જીવન અનન્ત છે. મનુષ્યે કેવળ પરમ શ્રદ્ધાવાન થવાની જરૂર છે.

અંતિમમાં, 'કેનોપનિષદ્'ની નીચેની ઉક્તિમાં શ્રદ્ધા રાખીને કહીએ કે *'धीराः प्रेत्या-स्माल्लोकादमृताभवन्ति = ધીર પુરુષો મૃત્યુ પછી અમૃતત્વ મેળવે છે.

અમદાવાદ. } રતીલાલ મોહનલાલ ત્રિવેદી.

---

+ આત્મા–अत्–अट् = ભટકવું, એક દેહ છોડી બીજો દેહધારણ કરવો.

÷ ઋ.-સં. ના 'हिरण्यगर्भ सूक्त' માં 'यस्य छायामृतं यस्य मृत्युः=જે પરમાત્માની છાયા અમૃતત્વ અને મૃત્યુ છે' એ પંક્તિમાં બીજા પ્રકારનું અમરપણું નિર્દિષ્ટ છે.

* 'કુમારસંભવ'માં ધીર પુરુષનું લક્ષણ કાલિદાસે નીચે પ્રમાણે કર્યું છે:—विकार-हेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः'

# " પ્રણય લહરી. "

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૦ થી. )

સ્થળ:—કુસુમોદ્યાન.

( કળી પ્રવેશ કરે છે. )

કળી—

( કેદાર. )

પ્રેમ—પ્રેમ—પ્રેમે આ......
જગત ભર્યું
બસ પ્રેમે આ...(૨)
પ્રેમ છે સંસાર નાવ.
સૃષ્ટિનો એ છે સ્વભાવ;
પ્રેમનો એ છે પ્રભાવ—
જગત ઠર્યું
બસ પ્રેમે આ......(૨)

( મધુપ પ્રવેશ કરે છે. )

મધુપ—

વગાડ ! વગાડ ! કળી ! આ તારાં પ્રેમી હૃદયની પ્રેમવીણા ! ! વગાડીને ડોલાવ આ મારા અંતરના આત્માને પ્રેમના સાગરમાં !!

કળી—

અરે પણ મધુપ! આ તારાં નિસ્વાર્થ, હૃદયમાં આ નવીન પ્રેમનું પરિવર્તન શાથી ?

મધુપ—

અરે કળી ! શાથી શું ! કરવાની છે, પૂર્ણાહુતિ આપણા આ પ્રેમયજ્ઞની ! !

કળી—

હા. કરવાની છે, પૂર્ણાહુતિ આપણા આ પ્રેમયજ્ઞની ! પણ તે શાથી ?

## સ્થૂળ પ્રેમથી !!
## કે
## સૂક્ષ્મ પ્રેમથી.

મધુપ—

કળી ! દેખાય છે, આખી આલમમાં
સ્થૂળ પ્રેમની પ્રભુતા !!
તો પછી શા માટે તિલાંજલી આપવી,
આ મારા સ્થૂળ પ્રેમને !!

કળી—

અરે પણ આજે આ તારાં વચનોમાં
વિરૂદ્ધતા ક્યાંથી !!

મધુપ—

આખી આલમનું શ્રેય રહેલું છે એજ સિદ્ધાંતમાં !!:

કળી—

મધુપ ! ક્યાં રહેલો છે, તારો સ્થૂળ પ્રેમ માત્ર
આ જીવનચક્રમાં !!

દેહના આત્મામાં
કે
દેહના લાવણ્યમાં !!

મધુપ—

અરે કળી ! રહેલો છે મારો સ્થૂળ પ્રેમ
સૃષ્ટિના સૌંદર્યમાં !!

કળી—

નહિ, નહિ, મધુપ ! વસેલો નથી શુદ્ધ પ્રેમ
સૃષ્ટિનાં સૌંદર્યમાં !
રહેલો છે, એતો આત્માના અનેરા
ગુણોમાં !!

મધુપ—

ના, ના, કળી ! નથી ચ્હાતો આ તારી
વિશુદ્ધ પ્રેમની વિશુદ્ધ ભાવનાને !!
ચાહું છું, હું તો આ મારાં નવજીવનની
નવીન પ્રકારની પ્રેમ ભાવનાને !!

ઉર્વી—

નહિ! નહિ! મધુપ! ભૂલે છે, તું આ
સ્થૂળ પ્રેમની સ્થૂળ ભાવનામાં !!

( આશાવરી ).

સૃષ્ટિ મહીં આ સઘળે,
સબળ શુદ્ધ પ્રેમ. (૨)
ભવસાગરના કિનારે,
સબળ શુદ્ધ પ્રેમ. (૨)
સીતા અને સાવિત્રી,
દ્રોપદી અને દમયંતી;
જોને નેત્રને ઠારી,
સબળ શુદ્ધ પ્રેમ. (૨)

( કુંજકિશોરી પ્રવેશ કરે છે ).

કુંજકિશોરી—

અરે મધુપ! ક્યાં ગયાં તારાં તે દિવસના
સમાજ સેવાનાં સૂત્રો !!
ભૂલે છે, તું કેમ સ્વદેશસેવાના સત્પ્રેમને !!

( વિચારાલયમાંથી જાગૃત થઈ).

મધુપ—

નથી ભૂલ્યો કુંજ! નથી ભૂલ્યો એ સમાજ
સેવાનાં સૂત્રો !!
પણ ચકડોળે ચઢાવે છે સ્વાર્થીય સુખમોજાં !!

કુંજ—

વિચાર મધુપ વિચાર! આપણાં પ્રાચીનકાળના,
સંસારસાગરના પ્રવાસીઓની પ્રવાસ યાત્રા !!

( અનિલ પ્રવેશ કરે છે ).

અનિલ—

ખરૂં કિશોરી ખરૂં! યથાર્થ છે તારાં વચનો !!
મધુપ! કરી લે પાન કિશોરીના વચનામૃતનું !!
શ્રેષ્ટ છે, સૃષ્ટિમાં સમાજની સેવા !!
કરૂં છું હું એ મારી મંદમંદ લહરીએ સૃષ્ટિના
સમાજની સેવા;
અને જીવાડું છું જગતના જીવોની જીવનમાળાને !!

મધુપ—

ખરેખર ! જીવાડો છો તમારી મંદમંદ લહરીઓ,
જગતના જીવોને !!
અને જીવન છો જગતની જીવનમાળાનું !!
હા ! આકર્ષે છે, આ તમારાં વચનનો અમૃતઝરો !!
હા ! મારૂં અંતઃકરણ અપવિત્ર બન્યું છે !
અને આ અધોગતિએ લઈ જનારા વિચારો ક્યાંથી !!

અનિલ—

મધુપ ! થાય છે ચડતી પડતી જીવનમાળાના
જીવનચક્રની !!
એટલે આવશ્યકતા નથી અફસોસની !!

મધુપ—

અરે ઓ દુષ્ટ વાંછનાથી ભરપુર થએલા સ્વાર્થ !
દૂર જા આ મારા અંતરના આત્માથી !!
કારણ કે ત્યારેજ હું કરી શકીશ, આ મારા
આત્માનું કલ્યાણ !!

અનિલ—

ખરેખર ત્યારેજ તું કરી શકીશ તારા આત્માનું
કલ્યાણ !
અને પામીશ તું અવિચળપદ આલમમાં !!

કુંજ—

મધુપ વગાડ ! વગાડ ! તારા મનોહર સુખની
વાધ્યગીતા !!
અને સુખી કર સૃષ્ટિની સમાજને !

મધુપ—

હા કુંજ ! કરીશ સુખી જગતના જીવોને !
આ મારી વાદ્યવીણાના આહલેકથી !!
અને બનાવીશ સુખમય સારી સૃષ્ટિને !

કળી—

ગાઓ ગાઓ યશોગાન આપણી જન્મદાતા
જન્મભૂમિનાં !!
અને જગાવો આહલેક સમાજસેવાના,
શ્રેય મંત્રના !!

કળી-મધુપ-અનિલ-કુંજ—

ભૈરવી.

અમે તો હિંદ તણા સંતાન (૨),
કરીએ હિંદ દેવી સન્માન (૨);
આત્મશ્રદ્ધા અંતરથી ધારી,
ઉન્નત કરો આસ્થાન (૨);
મેળવીએ મહિમાં મોટું માન (૨)—
આત્મ ઉન્નતિ ઉરે વિચારી,
જીવન કરો કલ્યાણ (૨);
ધરી ધરણીધરનું ઉર ધ્યાન (૨)—

(જાય છે).

સ્થળ:—વિચારાલય.

પાત્ર:—કળી-મધુપ-અનિલ-કુંજ.

અનિલ— ગાયન.

અરે આ જગમાં ઉપકારી,
થઇને ફરવું આલમમાં. (૨)
ચતું આલમને ઉપકારી,
સાધવું શ્રેય સહિતું. (૨)
ઉન્નતિ આદરો જગમાં;
જગાવો જ્યોતિ આ જગમાં,
જમાવો જશ જગજગમાં. (૨)

જગતનું હું જીવન છું:
પુષ્પોની પરિમલનો પવન છું:
ફેલાવું છું, મંદમંદ લહરીએ પુષ્પ પરિમલને
સારાં જગતમાં !!

ગગનમંડળનો ગગનગામી ચાંલ્લો છું:
જીવનમાળાના જીવોની જીર્ણ ગ્રહ છું:
જીવાડું છું આ જગમાં અમર આ માના
ક્ષણભંગુર દેહને !!

આનંદ ઉદધિની આનંદ લહેરી છું;
સૃષ્ટિમાં હું સનાતન છું;
સનાતન છું હું આ અખિલ બ્રહ્માંડમાં !!
વસુંધરાની વિશ્વવાટિકાની વિદ્યા છું;
સંસારીઓની સ્વપ્ન વાટિકા છું;
સમજાવું છું, આ સંસારના જીવોને આ
ક્ષણિક સુખની ક્ષણિક ભાવનાઓ !!
જીવનમાળાનું સનાતન ચૈતન્ય છું;
શાંતિ અને શિતળતાની જ્યોત્સ્ના છું;
કરાવું છું, પાન હિમરસનું અનંગ અગ્નિમાં,
બળતા આત્માઓને !!

મનોહર મોતીની માળા છું;
સૃષ્ટિના સૂક્ષ્મઆત્માનું જીવન છું;
જીવન છું આખા બ્રહ્માંડના સૂક્ષ્મજીવોનું !!

મહાભયંકર મેઘની ગર્જના છું;
વસુંધરાની વિજળી છું;
ચમકાવું છું, સ્વાર્થસાગરમાં ડૂબતા આત્માને !!

વસુંધરાના વિરહીઓનો વિરામ છું.
જીવન ચક્રની ચઢતી પડતીનો ચિતાર છું;
પ્રેરું છું, આત્માઓમાં મારી ઉન્નત લ્હેરીઓને !!

આલમના આત્માનું પરિમળ છું;
જગતના જીવોનું નિવાસ્થાન છું;
આપું છું, વિરામ વસુંધરાના વિરહીઓને !!

કળી—

વાહરે વાહ ! અનિલ ! આખી આલમમાં
તારી અત્યુત્તમ ઉપકાર વૃત્તિ !!

મધુપ—

હા. ધરણીમાં ખેરખરી ધર્મમૂર્તિ !!

અનિલ—

પણ મધુપ ! તું શી રીતે કરીશ
જગતનું કલ્યાણ !!

મધુપ—

મનોહર સૂરનું નિધાન છું;
વસુંધરાની વીણા છું;
ડોલાવીશ મંદમંદ સ્વરલહરીએ,
સંગીતના શોખીનોને !!

આનંદરસનો ઓઘ છું;
મંગલરસનો મેઘ છું;
બનાવીશ આનંદિત શોક સાગરમાં ડુબતા આત્માને !!

ચિત્રવિચિત્ર રંગનો ચિત્રપટ છું;
વિધવિધ રંગની વાટિકા છું;
બનાવીશ કળા કુદરતના કિનારની !!

કળી—

ધન્ય છે, મધુપ ! તું પણ હવે સમજે છે,
સમાજસેવાની શુદ્ધ ભાવના !!

અનિલ—

હા ! એ ખરૂં ! પણ કળી !
તું શી રીતે કરીશ જગતનું કલ્યાણ !!

કળી—

કોમળતાનો કિલ્લો છું;
લાલિત્યની લ્હેર છું;
લલચાવું છું મારા લાલિત્યથી આલમના
આત્માઓને !!

સુગંધીનું સરોવર છું;
પરિમલનો પર્વત છું;
પ્રસરાવું છું, પરિમલ સારી આલમમાં ?

શાંતિની શિતળતા છું;
અમૃતરસની જ્યોત્સ્ના છું;
કરાવું છું, પાન અમૃતરસનું આલમના આત્માને !!

પ્રેમની પરિસીમા છું;
સ્નેહનો સાગર છું;
શીખવાડું છું સ્નેહ સારી સૃષ્ટિને !!

મધુરસનો મેઘ છું;
શીતરસની સરિતા છું;
શિતળતા સમર્પુ છું સારી સૃષ્ટિને
સૌંદર્યનું સરવર છું;
વાટિકાનો વહેળો છું;
સ્નાન કરાવું છું, સૃષ્ટિને મારી સુંદરતામાં ! !

અનિલ-મધુપ-કુંજ—

ધન્ય છે ! ધન્ય છે ! આખી આલમના
ઉપકારકર્તાઓને ! !

અનિલ-કળી-કુંજ-મધુપ—

ભૈરવી ગઝલ.

અરે ઉપકાર આલમમાં,
પ્રભુતા એ પ્રભુની તો;
અખિલ સંસાર સૃષ્ટિમાં,
પ્રભુનો છે નિયમ એ તો.

અતુપ ઉપકાર આલમમાં,
પ્રભુ પૈગામ તો એ છે;
શ્રેષ્ઠ સમાજ સેવામાં,
પ્રભુની એ પ્રભુતા છે.

સુસંપે સત્યને ઝાલી,
કરીએ સમાજની સેવા;
ધરીને ધર્મની મૂર્તિ,
કરીએ સમાજની સેવા.

આલમની ઉન્નતિ જ્યોતિ,
જગાવો આ જગેન્દ્રમાં;
પ્રભુના પ્રેમના પુષ્પો,
પ્રસારો આજ પૃથ્વીમાં.

( જાય છે. )

નાનાભાઈ હંસજીભાઈ પટેલ.

# કમીનિયસ.

કેળવણીની બાબતમાં કમીનિયસનું નામ ઘણા સન્માનપૂર્વક યાદ કરવામાં આવે છે, જ્યારે યુરોપમાં કેળવણીની હાલત કંગાળ દશામાં આવી પડી હતી, ત્યારે વિચારશીલ અને પરિશ્રમી પુરુષોએ ઘણી મહેનત લઇને કેળવણીની સ્થિતિમાં સુધારો કર્યો હતો, કમીનિયસના પુસ્તકોપરથી તે વખતે જે દશા માલૂમ પડતી હતી તે ઘણે ભાગે આપણા દેશની પદ્ધતિને અનુસરતી હતી. તેનું જીવનચરિત્ર વાંચતાં યુરોપની તે વખતની સ્થિતિનું જ્ઞાન અને એ દશા સુધારવા માટે તેણે જે કંઇ કાર્ય કર્યું છે તે સમજી શકાય છે, સાથે સાથે તેના સિદ્ધાંતો પણ જાણી લઈ શકાય છે, કમીનિયસનો જન્મ ઇ. સ. ૧૫૯૨ માં જર્મની દેશના મોરેવિયા પ્રાંતમાં થયો હતો, તેની યુવાવસ્થાનો લગભગ સઘળો સમય એક એવે ઠેકાણે વીતાવવા પામ્યો હતો કે જ્યાં તુમુલ યુદ્ધ મચી રહ્યું હતું, તે વખતના યુદ્ધનું નામ ' ત્રીસ વર્ષનું યુદ્ધ' પડ્યું હતું. અને તે યુદ્ધે મધ્ય યુરોપના કેટલાએક ફાલેલા-ફૂલેલા પ્રાંતોને જડમૂળથી ઉખેડી નાંખ્યા હતા, જ્યારે કમીનિયસ ન્હાનો હતો, ત્યારે તેના માતાપિતા સ્વર્ગવાસી થઇ ગયા હતા, અને કમીનિયસના પાલન પોષણનો બોજો લોકો પર આવી પડયો હતો, તે વખતની અગાઉથીજ દેશમાં સુધારો કરવા માટે એક જબરજસ્ત હીલચાલ ચાલી રહી હતી, તેને ' રેફરમેશન ' ( Reformation ) કહે છે, આ હીલચાલના પરિણામે ઠેકઠેકાણે પ્રાથમિક શાળાઓ સ્થપાઇ ચૂકી હતી, તેમાં સામાન્ય અભ્યાસની સાથે હિસાબીજ્ઞાન આપવામાં આવતું હતું. આવીજ એક સ્કૂલમાં કમીનિયસ પ્રાથમિક કેળવણી લેવા શક્તિમાન થયો, સોળ વર્ષની ઉમરે તે એક એવી સ્કૂલમાં દાખલ થયો કે જેમાં લેટીન ભાષાનો અભ્યાસ કરાવવામાં આવતો હતો, ત્યારપછી ત્યાંથી નીકળીને બીજી સ્કૂલોમાં લેટીનનો અધુરો અભ્યાસ પૂરો કર્યો, આ વખતમાં લેટીનની કેળવણીની જે ખામી ભરેલી પદ્ધતિ પ્રચલિત હતી, તેથી જો કે કમીનિયસને નુકશાન તો થયું હતું, પરંતુ ધૈર્યપૂર્વક તે નુકશાન ખમીને પણ ચાલુ અનિષ્ટ પદ્ધતિના દોષો તેના લક્ષમાં આવી ગયા હતા, પોતાના સમયની સ્કૂલોની બાબતમાં તે કહે છે કે " તે વિદ્યાર્થીઓ માટે ભયોત્પાદક સ્થળો છે, અને જ્યાં સાહિત્ય અને પુસ્તકો પર તો તિરસ્કાર છૂટે છે, અને એક વર્ષનું કામ જ્યાં દશવર્ષમાં પણ પુરૂં થવા પામતું નથી, જે જ્ઞાન ધીમે ધીમે અને ક્રમસર અપાવું જોઇએ, તે ત્યાં ઠાંસી ઠાંસીને મગજમાં ભરવામાં આવે છે, એટલુંજ નહિ પરંતુ હથોડા વતી ઠોકી ઠોકીને ચોંટાડવામાં સુદ્ધાં આવે છે. જે બાબત સરળ રીતે રજુ કરવી ઘટે તેને અત્યંત ગહન રીતે ધકેલવામાં આવે છે ત્યાં માનસિકશક્તિઓને માત્ર શબ્દોનો ખોરાક પૂરો પાડવામાં આવે છે. "

અભ્યાસ કરતી વખતેજ કમીનિયસનું લક્ષ કેળવણીની પદ્ધતિ તરફ વળ્યું હતું, અને તેનાપર રેટિકસ નામના વિદ્વાનના વિચારોનો પ્રભાવ પડ્યો હતો, ઈ સ. ૧૬૧૮ માં તે મોરેવિયા પ્રાંત તરફ ગયો, અને પોતાના સમાજની એક સ્કૂલમાં શિક્ષક તરીકે જોડાઇ ગયો. અહિં તેણે સંશોધિત કેળવણીની પદ્ધતિ તથા મનુષ્યને યોગ્ય કેળવણીનું બીજારોપણ શરૂ કર્યું.

ફક્ત એ વર્ષની ટુંક મુદતમાં કમીનિયસને પાદરી બનાવીને તેના સમાજનું એક ચર્ચ તેના કબજામાં સોંપ્યું. પરંતુ તે સ્થળે વધુ વર્ષો પર્યંત સુખપૂર્વક એ રહી શકયો નહિ. કેમકે ઇ. સ. ૧૬૨૧ માં સ્પેનવાળાઓએ તેના શહેરને લૂંટી લીધું. આ લૂંટમાં કમીનિયસનું સર્વસ્વ લૂંટાઇ ગયું. અને જે હસ્ત લિખિત પુસ્તકો ઘણા પરિશ્રમપૂર્વક તૈયાર કર્યા હતાં તે બધાં નાશ પામી ગયાં. ઇ. સ. ૧૬૨૪ માં પ્રોટેસ્ટન્ટ સંપ્રદાયના બધા પાદરીઓને દેશનીકાલ કર્યા, તથા ઇ. સ. ૧૬૨૭ માં એજ સંપ્રદાયના બધા લોકોને પણ દેશનીકાલ કરવાનો હુકમ કરવામાં આવ્યો. આ હુકમ મુજબ કમીનિયસને પોતાનો દેશ હમેશને માટે છોડવો પડયો હતો, અને તે વખતે પોતાની સમાજના બીજા સાથીઓની જોડે તે પોલેંડ દેશના લેસ્ના નામના શહેરમાં જઇ વસ્યો, ત્યાં પણ તેને પોતાના સમાજના એક જૂના સ્થાનમાં પહોંચ્યા પછી એકવાર વળી કેળવણી વિષયક બાબતમાં સુધારો કરવા માટે ઉત્સાહ જાગૃત થયો. તેણે એક તરફ કેળવણીની પદ્ધતિમાં ફેરફાર શરૂ કરી દીધો અને પોતાના સમાજની ઉન્નતિ સાધવા તથા તેને યોગ્ય બનાવવા કમ્મર કસી. કમીનિયસની પૂર્વે સો દોઢસો વર્ષ અગાઉથીજ લોકોના દીલમાં સાધારણ કેળવણીનો પ્રશ્ન ખડો થઇ રહ્યો હતો, અને ખાસ કરીને લેટિન કેળવણી આપવાની તરફેણમાં ઘણા વિદ્વાનોએ પ્રયત્ન ઉઠાવ્યો હતો.

જેને આજકાલ માધ્યમિક કેળવણી ( Secondary Instruction ) કહેવામાં આવે છે. તેનો મુખ્ય વિષય એ અરસામાં લેટીન ભાષાનો હતો, ક્યારે ક્યારેક ગ્રીક અને હીબ્રુ ભાષાઓ પણ શીખવામાં આવતી હતી પરંતુ તે ગૌણ તરીકે રાખવામાં આવતી હતી, લેટિન ભાષા સાર્વજનિક કેળવણીની કુંચી સમાન હતી, અને કેળવણીનો ઉદ્દેશ એજ માનવામાં આવતો હતો કે આ કુંચી–અર્થાત્ લેટિન ભાષાનું જ્ઞાન વિદ્યાર્થિઓને સારી રીતે થઈ જાય. લેટિનની આવી રીતે મુખ્યતા હોવાથી વિદ્વાનોનું ધ્યાન તેના તરફ વધારે આકર્ષાયું હતું, એટલું જ નહિ, પરંતુ એની કેળવણીની પદ્ધતિને પણ સુધારવા તરફ વળેલું હતું, એથી કમીનિયસનું ધ્યાન પણ સ્વાભાવિક રીતે એ તરફ ખેંચાયું. તેણે આગલા લેખકોના સર્વ ગ્રંથો અને લેખો વાંચ્યા, તેથી તેને કંઇક સહાયતા મળી ખરી, પરંતુ તેણે જે પુસ્તકો તૈયાર કર્યાં તેમાં મુખ્ય બાબત કોઈ જુદીજ હતી, તેણે કેળવણીના શાસ્ત્રમાં એક નવીન બાબત શોધી કહાડી હતી, અને એવી કેળવણીની પદ્ધતિ શરૂ કરવા પ્રયત્ન કર્યો કે જે માત્ર લેટિન ભાષા માટેજ નહિ પણ બીજા વિષયોની કેળવણીમાં પણ લાભ આપી શકે.

ઇ.સ. ૧૬૨૭ થી ૧૬૪૦ સુધી કમીનિયસ સખ્ત પરિશ્રમથી કેળવણીમાં સુધારો કરતો રહ્યો તેમજ તેને લગતા ગ્રંથો રચતો રહ્યો ઇ.સ. ૧૬૪૧માં ઇંગ્લંડની પાર્લામેન્ટે તેને બોલાવ્યો; અને એ અરસામાં તેણે લગભગ ત્રણ માસ લંડન શહેરમાં પસાર કર્યા, પરંતુ પાર્લામેન્ટ અને શહેનશાહ વચ્ચે એ વખતે યુદ્ધ છંછેડાયું હતું, જેથી કમીનિયસને બધાં કામો બંધ કરી દેવા પડયાં, એ અરસામાં એક ડચ વ્યાપારીએ તેને સ્વીડન દેશમાં બોલાવ્યો, અને તેને મકાન તથા કામ કરવા માટે જરૂરનો થોડોએક સમાન આપ્યો આ સ્થળે તેની મુલાકાત સ્વીડન દેશના મુખ્ય મંત્રી સાથે થઇ, ત્યારથી તે પ્રશિયા દેશના એલબિંગ નગરમાં જઇને વસ્યો; ઇ. સ. ૧૬૫૦ માં ટ્રાન્સીવેનીયાના રાજપુત્રે પોતાના દેશની સ્કૂલોની હાલત સુધારવા માટે તેને બોલાવ્યો, ઈ. સ. ૧૬૫૪માં તે પોતાના પ્રાચીન નિવાસ સ્થાન લેસ્ના

શહેરમાં પાછો વળ્યો, પરંતુ ફરીથી પણ ત્યાં સુખપૂર્વક રહેવા પામ્યો નહિ. યુદ્ધની આગ આખા પોલેંડ દેશમાં સળગી ઉઠી હતી, અને ઇ. સ. ૧૬૫૬ માં લેસના શહેરને બાળી ભસ્મ કરી નાંખ્યું, કમીનિયસનું સર્વસ્વ ચાલ્યું ગયું. જેમાં તેનું પુસ્તકાલય અને હસ્તલિખિત પુસ્તકો પણ હતા, હવે તેણે થોડાએક દિવસો જર્મનીમાં અહિં તહિં ફરતા પૂરાં કર્યા, અને છેવટે આમ્સ્ટરડમ શહેરમાં આવ્યો અને ત્યાં તેના જૂના સ્નેહીના પુત્રે તેને આશ્રય આપ્યો; અને તે ૮૦ વર્ષની વયે ત્યાં ઇ. સ. ૧૬૭૧ માં પરલોકવાસી થયો.

કમીનિયસના લખેલા ગ્રંથો—કમીનિયસે લેટિન ભાષામાં જર્મન ભાષામાં અને ફ્રેંચ ભાષામાં લગભગ ઘણા ગ્રંથો રચ્યા છે, પરંતુ આમાં કેટલાક એવા છે કે, જેનો કેળવણી વિષયક શાસ્ત્ર સાથે પૂરેપૂરો સંબંધ છે.

(૧) TheGreatDidactic એટલે કે શિક્ષણશાસ્ત્ર. ફ્રેંચ ભાષામાં અને લેટિન ભાષામાં આ શાસ્ત્ર તૈયાર કર્યું હતું આ ગ્રંથમાં કેળવણીના સામાન્ય સિદ્ધાંતો અને મંતવ્યો આપવામાં આવ્યા છે, આમાં કમીનિયસે સ્કૂલોની પ્રણાલી સુધારવા માટે ભાર દઇને જણાવ્યું છે.

(૨) The Janua LinguarumRes erata એટલે કે ભાષાદ્વારોદ્‌ઘાટન —એ અરસામાં લેટિન ભાષાનું જ્ઞાન દરેક કેળવાયેલ મનુષ્ય માટે આવશ્યક મનાતું હતું, પરંતુ લેટિનની કેળવણી વિષે કોઈ ઉપયોગ થઈ પડે તેવું પુસ્તક ન્હોતું, કમીનિયસ પોતે કોઈ એવા પુસ્તકની તજવીજમાં હતો કે, જે પુસ્તક દ્વારા વિદ્યાર્થિઓને તે ભાષાનું જ્ઞાન સરળતાથી થઇ જાય. તેને જ્યારે કોઇ સરસ પુસ્તક ન મળ્યું ત્યારે તેણે આ ગ્રંથ લખ્યો અને ઇ.સ. ૧૬૩૧ માં પ્રકટ કરી દીધો, તેનો પ્રચાર થયો તેમજ યૂરોપ અને એશીયાની કેટલીએક ભાષામાં તેનો અનુવાદ સુદ્ધાં થઈ ચૂક્યો.

આ પુસ્તકની યોજના ઘણી સરળ અને સ્વાભાવિક હતી. લેટિન ભાષાના ચાલુ શબ્દો લઈને પહેલા નાનાં નાનાં અને પછી અનુક્રમે મોટા મોટા વાક્યોમાં તેનો પ્રયોગ કરવામાં આવ્યો. દરેક લેટિન ભાષાના વાક્યની સાથે તેનો અનુવાદ પણ દેશી ભાષામાં આપવામાં આવ્યો હતો. જે વસ્તુઓ અને ક્રિયાઓનું જ્ઞાન બાળકોને થઈ શકે તેમ હતું તેવા શબ્દોજ તેમાં દાખલ કરવામાં આવ્યા હતા; અને વાક્યોની યોજના પણ એવી રીતે કરવામાં આવી કે વિષયની યથાર્થતા કાયમ રહેવા પામે, પુસ્તકમા એકસો અધ્યાયો રાખવામાં આવ્યા જેમાં ચાલુ વિષય સિવાય અન્ય એવા વિષયો પણ હતા જેમ કે સંસારની ઉત્પત્તિ, તત્ત્વ, પત્થર ધાતુ, વૃક્ષ, ફલ, મનુષ્ય, શરીર, મન, ઇચ્છા, પ્રેમ અને કારીગરી વગેરે, આ બાબત પર પૂરેપૂરૂં ધ્યાન આપવામાં આવ્યું કે કોઈ સાધારણ શબ્દ પણ રહી જવા ન પામે, તેમ કોઈ વ્યાકરણનો પ્રયોગ પણ રહી જવા ન પામે એવી રીતે આ ગ્રંથ શબ્દ અને જ્ઞાનનો એક પ્રકારનો વિશ્વકોષ જેવો બની ગયો. જો કે આ પુસ્તકમાં કેટલાએક દોષો પણ રહી જવા પામ્યા છે દરેક શબ્દનો પ્રયોગ માત્ર એકજ વાર કરવામાં આવ્યો છે, અને દરેક શબ્દનો અર્થ પણ એકજ આપવામાં આવ્યો છે, તેમ દરેક શબ્દની એક સરખી મુખ્યતા બતાવવામાં આવી છે, જેથી આવશ્યક અને અનાવશ્યક શબ્દમાં વિવેક કરવો અઘરો થઇ પડે છે.

(૩) Orbic Pictures એટલે કે ચિત્રમય જગત્ આ પુસ્તક પૂર્વોક્ત પુસ્તક નંબર બીજાનુંજ રૂપાન્તર છે, આના દરેક અધ્યાયની શરૂઆતનાં એક એક ચિત્ર આપવામાં

આવ્યું છે જેનો હવાલો આ અધ્યાયના વિષયમાં છે, ચિત્રના જુદા જુદા ભાગોપર ૧-૨-૩ વગેરે નંબર લગાવવામાં આવ્યા છે, જે મૂળ પંક્તિઓની સંખ્યા સૂચવનારા છે, તેનું પ્રકાશન ઈ. સ. ૧૬૫૭ માં થયું છે, જો કે આ પુસ્તકમાં પણ તેજ ખામી છે કે જે ખામી બીજા નંબરના પુસ્તકને અંગે જણાવવામાં આવી છે, તે છતાં આ પુસ્તકનું ઘણું માન અને પ્રચાર થયો હતો જેથી ચિત્રો દ્વારા વિષય સ્પષ્ટ કરવાની પ્રથાની જરૂરીયાત રહેવા પામે નહિ.

## કમીનિયસના સિદ્ધાંતો.

(૧) કેળવણીનો ઉદ્દેશ—કમીનિયસનો એવો અભિપ્રાય છે કે, ઇશ્વર પાસેથી અવિચ્છિન્ન સુખ પ્રાપ્ત કરવું એ મનુષ્યનું સૌથી ઉંચું લક્ષ હોવું જોઈએ. આ દુનીઆનું જીવન હવે પછી પ્રાપ્ત થનાર શાશ્વત જીવનની તૈયારી કરવા માટે છે, આધ્યાત્મિક જીવનજ વસ્તુતઃ ખરૂં જીવન છે, કુદરતે આપણા અંતઃકરણમાં વિદ્યા ધર્મ અને શુદ્ધિના બીજ રોપી દીધાં છે, અને આ ગુણો વધારવા માટે આપણામાં સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે, એટલે કે આપણે ધાર્મિક અને શુદ્ધ હૃદયનાં બનવા પામીએ આ લક્ષ્યની પ્રાપ્તિ કેળવણી દ્વારાજ થઈ શકે છે, સ્કૂલનું કર્તવ્ય છે કે, આ લક્ષ્ય સંપાદન કરવામાં બાળકોને સહાયતા કરે, કેમકે બાલ્યાવસ્થામાં કુદરતનો ઝુકાવ જે તરફ ઇચ્છતા હો તે તરફ સરળતા પૂર્વક થઈ શકે છે.

(૨) કેળવણીનો પ્રસાર મનુષ્યમાત્રને કેળવણીની જરૂર છે માટે બચ્ચાંઓને ઇશ્વરે બાળવયમાં અન્યકામો માટે અસમર્થ બનાવ્યા છે તેનું કારણ એ છે કે તેઓ વિદ્યા સંપાદન કરવાનો અવકાશ મેળવી શકે, એટલા માટે દેશની દરેક વ્યક્તિને કેળવવા માટે પ્રબંધ કરવો એ રાજાનો ધર્મ છે, સ્મરણમાં રાખવું જોઈએ કે, કમીનિયસ પ્રથમ મનુષ્ય છે અને તે સ્ત્રી યા પુરૂષ કોઈ પણ વ્યક્તિ માટે કેળવણીની આવશ્યકતા સ્વીકારે છે.

(૩) કેળવણીની યોજના કમીનિયસના ધોરણે પૂરી કેળવણી સંપાદન કરવા માટે ચાર પ્રકારની સ્કૂલોની જરૂર છે.

(ક) માતાનો ખોળો એ એક સ્કૂલ છે; જન્મથી લઇને ૬ વર્ષની ઉમરસુધી આમાં દરેક બાળકની કેળવણીનો સમાવેશ પામે છે.

(ખ) દેશી ભાષાની સ્કૂલ દરેક ગ્રામ સાથે હોવી જોઇએ, તેમાં દરેક બાળકે છથી બાર વર્ષની વય સુધી રહેવું જોઇએ.

(ગ) લેટિન સ્કૂલમાં ૧૨ થી ૧૮ વર્ષની વય સુધી માધ્યમિક કેળવણીનો પ્રબંધ રહે એવી સ્કૂલ દરેક શહેરમાં હોવી જોઈએ.

(ઘ) દેશમાં વિશ્વવિદ્યાલય હોવું જોઇએ, અને તેનો લાભ ૧૮ થી ૨૪ વર્ષનીવયસુધીના યુવાનોને મળવો જોઇએ, ત્યાં મળતી કેળવણી સાથે વિદેશ ભ્રમણ પણ જરૂરનું ગણાવું જોઇએ.

તમામ છોકરાઓ તેમજ છોકરીઓ માટે (ક) અને (ખ) સ્કૂલોમાં કેળવણીની યોજના કરવી જરૂરી છે, જે લોકોને હાથે મહેનત-મજૂરી કરવાની ન હોય તેઓને માટે લેટિન સ્કૂલ છે, ભવિષ્યનાં શિક્ષકો અને નેતાઓ માટે વિશ્વવિદ્યાલયની કેળવણીની આવશ્યકતા છે.

પેસ્ટાલોઝી અને ફ્રીએલની માફક કમીનિયસનો, પણ એવો અભિપ્રાય છે કે, બાળકોની

કેળવણી જન્મ સમયથીજ હોવી જોઈએ. એક નાની સરખી પણ ઘણી ઉપયોગી બુક(The School of Infancy.) માં કૉમીનિયસે બાળકોની કેળવણી માટે કેટલાક ઉપદેશ આપ્યો છે, તેણે બતાવેલા નિયમો ઘણા સુંદર છે. તેમજ તે કિન્ડર ગાર્ટન સ્કૂલના ધોરણને લગભગ મળતા આવે છે,

માતાના ખોળામાં બાળકને જ્ઞાન મળે છે. 'કંઈક છે,' કંઈપણ નથી, આ વસ્તુ નથી, ક્યારે છે, ક્યાં છે. આના જેવું છે, આના જેવું નથી વગેરે ભાવનાઓ ભાવનાશક્તિની શરૂઆતના જ્ઞાનની સૂચના આપે છે. પાણી, પૃથ્વી, વાયુ, અગ્નિ અને વૃષ્ટિ વગેરેનું જ્ઞાન વૈજ્ઞાનિક જ્ઞાન છે, પ્રકાશ, અંધકાર, છાયા, રંગ વગેરેનું જ્ઞાન એ વિજ્ઞાન સાથે સંબંધ ધરાવે છે જેને Orbic કહે છે, આકાશ સૂર્ય, ચંદ્રમા, તારા તેમજ તેની ચાલ વિષેનું જ્ઞાન એ જ્યોતિષનું જ્ઞાન છે, પાછલા દિવસની ઘટનાઓનું સ્મરણ ઐતિહાસિક જ્ઞાનનું મૂળ છે.

(જ) કેળવણીની પદ્ધતિના મૂળ સિદ્ધાંતો.

(ક) કૉમીનિયસ કહે છે કે, સ્કૂલોની અસફળતાનું કારણ એ છે કે, માતૃભાષાને મૂકી દઈને કેવળ લેટિનભાષાની કેળવણી પાછળ બધો સમય વ્યર્થ ગુમાવવામાં આવે છે. તેમજ વ્યાકરણ અને કોષપરજ બધું ધ્યાન આપી દેવાથી સંસારની જરૂરની વસ્તુઓના સ્વભાવ, સંબંધ અને ઉદ્દેશ તરફ ધ્યાન આપવામાં આવતું નથી. જો કેળવણીની પદ્ધતિ પ્રકૃતિ (Noptics) ને અનુસારે રચવામાં આવે તો ઘણો લાભ થાય. પરંતુ આપણે તેથી ઉલટીરીતે ચાલીએ છીએ, બાળકોની માનસિક શક્તિ કેળવણી લેવા માટે હજુ તો યોગ્ય રીતે ખીલવા પણ પામી ન હોય છતાં તેના મગજમાં કેળવણી ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે. વસ્તુજ્ઞાનથી પૂર્વે નિયમનું જ્ઞાન કરાવવામાં આવે છે વિદેશીભાષા શીખવામાં ભાષાના નમૂનાથી પહેલાજ વ્યાકરણના નિયમો બતાવવામાં આવે છે.

(ખ) પ્રકૃતિ પોતાનું દરેક કાર્ય મુખ્ય તત્ત્વથી શરૂ કરે છે. પહેલ વહેલા દરેક ચીજનું મોટું રૂપ બનાવવું જોઈએ, ત્યારપછી તેના અવયવોનું વિવરણ થવું જોઈએ, પહેલા કોઈ પણ વિષયને સમજવો જોઈએ, ત્યારપછી તેને યાદ કરવો જોઈએ, તથા તેને લગતા નિયમો શીખવવા જોઈએ એટલુંજ નહિ પરંતુ સમય આવતાં એ વિષયમાં વિશેષ વાતો કહેવી જોઈએ.

(ગ) પ્રકૃતિના કાર્યમાં વિષમતા થવા પામતી નથી, એટલા માટે પ્રકૃતિને અનુસારે આના પાઠ્યક્રમને એવી રીતે ગોઠવવો જોઈએ કે, પહેલા કરેલાં કાર્યથી આગળ કરવાના કાર્યમાં સહાયતા મળી શકે.

(ઘ) પ્રકૃતિ જે કામ કરે છે, તેના બચાવનો પણ ઉપાય તે સાથેજ રાખે છે માટે બાળકોને હંમેશાં ખરાબ પુસ્તકો તેમજ અનિષ્ટ સંયોગથી બચાવવા જોઈએ.

(ડ.) સ્કૂલ માત્ર ચાર કલાક માટે ખુલ્લી હોવી જોઈએ, દિવસના આગલા ભાગમાં બેકલાકમાં સમજવા યોગ્ય તથા સ્મરણમાં રાખવા યોગ્ય વિષયો શીખવવા જોઈએ, અને દિવસના પાછલા ભાગના બે કલાકમાં હાથ અને વાણી સાથે સંબંધ રાખનારા વિષય લેવા જોઈએ,

(ચ) કેળવણીનો ક્રમ એવા પ્રકારનો હોવો જોઈએ કે પહેલા ઇન્દ્રિયોને ત્યારપછી

સ્મરણ શક્તિને, ત્યારપછી બુદ્ધિને અને એ બધા પછી તર્કશક્તિને કેળવવી જોઈએ. આ કુદરતનો કાયદો છે, કેમકે બાળકોને પહેલાં ઈન્દ્રિયોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેની બુદ્ધિમાં જે કંઈ છે, તે બધું ઇંદ્રિયો દ્વારા તેને પ્રાપ્ત થાય છે, સ્મરણશક્તિની સાથે જ્ઞાન રહે છે, અને ભાવના શક્તિ સાથે ઉપયોગમાં લેવાય છે. બે અથવા તેમ વધારે ચીજો મેળવતાં તે વસ્તુઓનો સાધારણ સ્વભાવ લક્ષમાં આવી શકે છે. એવી રીતે નિર્ણય કરવાની શક્તિનો પણ વિકાસ થાય છે.

પોતાની વય અને પૂર્વે ઉપાર્જન કરેલા જ્ઞાન મુજબ બાળકો જે નવીન વિષયોને શીખવાની હોંશ ધરાવતા હોય છે તે વિષયો સુખપૂર્વક તેઓને શીખવી શકાય છે. એ સિવાય બીજા કેટલાક સાધનો પણ છે તેનાપર ધ્યાન આપવું જોઇએ. (૧) માતાપિતાએ બાળકો સમક્ષ વિદ્યાની તથા વિદ્વાનોની પ્રસંસા કરવી જોઈએ, બાળકોને સારાં પુસ્તકો બતાવવાં જોઇએ તથા શિક્ષકોને માન આપતાં પણ શીખવવું જોઇએ.

(૨) શિક્ષકે પિતાની માફક કૃપાળુ બનવું જોઇએ, તેણે બાળકોને હમેશ પ્રસન્ન રાખવા તથા તેઓને સારૂ કોઇને કોઈ કામ તૈયાર રાખવું જોઇએ.

(૩) સ્કૂલમાં વાયુ, પ્રકાશ, સામાન, ચિત્ર, નકશા તથા નમૂના વગેરે હોવા જોઇએ.

(૪) પાઠ્ય વિષય કઠણ ન હોવો જોઇએ, બની શકે ત્યાંસુધી તેમાં રસિકતા લાવવી જોઇએ,

(૫) કેળવણીની પદ્ધતિ કુદરતને અનુકૂળ હોવી જોઇએ, બીનજરૂરી વસ્તુ છોડી દેવી જોઈએ.

(૬) પરીક્ષાઓ પણ નિયમિત રીતે લેવાતી રહે તથા ઇનામનો પ્રબંધ થવો જોઇએ.

(૭) માતૃભાષાનું મહત્ત્વ—કમીનિયસ લેટિન ભાષાની મહત્તા સ્વીકારે છે, પરંતુ તે એટલા માટે કે, લેટિન ભાષાદ્વારા જુદા જુદા દેશના લોકો પોતપોતાના ભાવ અરસપરસ પ્રકટ કરી શકે છે, અને તે ભારદઈને પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે દરેક વિષય માતૃભાષાદ્વારાજ શીખવવામાં આવવો જોઇએ.

(૮) શારીરિક દંડ—ભણવા-ગણવામાં ભૂલ થઇ જતાં શારીરિક દંડ કરવો જરૂરનો નથી, પરંતુ તેઓના ચારિત્ર્યમાં-વર્તનમાં દોષ આવવા પામે તો શારીરિક દંડ જોઇએ. સ્કૂલના નિયમો યત્નપૂર્વક સારી રીતે જાળવવા જોઇએ. અને જ્યારે દંડ કરવાની જરૂર જણાતી હોય ત્યારે તે બાબતમાં સંકલ્પ-વિકલ્પ પણ કરવામાં રોકાઈ રહેવું ન જોઇએ.

ઉપસંહાર—લગભગ ત્રણસો વર્ષ પૂર્વે કેળવણીની પદ્ધતિની જે ખામીઓ કમીનિયસના ધ્યાનમાં આવી હતી તેમાંની લગભગ ઘણીખરી ખામીઓ આજકાલ આપણા દેશમાં જોવામાં આવે છે. તે દેશમાં લેટિનની પ્રધાનતા હતી તો આપણા દેશમાં તેને ઠેકાણે અંગ્રેજીની પ્રધાનતા છે.

કમીનિયસના સર્વ સિદ્ધાંતો ખામી વગરના તો નથીજ એમ માલૂમ પડે છે. જ્યારે કમીનિયસ અમુક વાત કહેવા માંડતો હતો, ત્યારે તે તદ્રૂપ બની જતો હતો, તેમાં કદાચ અતિશયોક્તિ પણ કરી દેતો હતો. તેને ખાત્રી હતી કે, દરેક મનુષ્યે દરેક વિષય સારી રીતે જાણવો જરૂરનો છે; એ ખાત્રીને આધારે તેણે પોતાનું પુસ્તક Orbio Pictures ( ચિત્રમય જગત ) રચ્યું હતું, વૃધ્ધાવસ્થામાં તેની ભૂલ તેના જાણવામાં આવી હતી,

કેળવણીની પધ્ધતિના મહત્ત્વમાં પણ તેણે અતિશયોક્તિ કરી નાંખી હતી. તેને વિશ્વાસ હતો કે કેળવણીની પધ્ધતિ સારી હોય તો દરેક વ્યક્તિને દરેક પ્રકારનું જ્ઞાન થઈ શકે છે વળી તેને એ વાતનો પણ નિશ્ચય થઇ ચૂક્યો હતો કે, જે સિધ્ધાંત અને જે પદ્ધતિ તેણે પોતાના કેળવણી વિષયક શાસ્ત્રમાં આપી હતી તે સર્વસમ્મત અને ભ્રાંતિવગરની હતી. કેળવણીનો વિષય કુદરતને અનુકૂળ બનાવવામાં કોઈ કોઈ ઠેકાણે તેણે અતિશયોક્તિ પણ કરી નાંખેલ છે.

જો કે આવી ન્હાની ન્હાની ખામીઓથી ક્રમીનિયસના સિદ્ધાંતોનું મહત્ત્વ કંઇ ઓછું થવા પામતું નથી, એ સિદ્ધાંતો પર જેટલો વધારે વિચાર કરવામાં આવે તેટલુંજ તત્ત્વ કેળવણીના શાસ્ત્ર માટે ઉપયોગી તરીકે સાબીત થાય છે જો ક્રમીનિયસના સિદ્ધાંતોમાં ઘટતો ફેરફાર કરી તેને હિંદની પરિસ્થિતિને અનુકૂળ બનાવવા પ્રયત્ન થાય તો તેથી દેશને મહાન્ લાભ થવાની સંભાવના રહે છે*



માવજી દામજી શાહ.

## યજમાન.

એક નમ્ર યજમાનને ત્યાં  
હું એક વખતઅતિથી થયો.  
ત્હેની લાંબી ડાળ ઉપર એક સુંદર ફળ  
તે ત્હેની જાહેરાત હતી.  
યજમાન તે એક સુંદર આમ્રવૃક્ષ હતું,  
જેની છાયામાં હું જઈ બેઠો;  
શીતલ છાયાથી અને સ્વાદિષ્ટ ફળથી  
ત્હેણે મ્હારો સત્કાર કર્યો.  
ત્હેના લીલા ઘરમાં અતિથિ બનીને  
ઘણાં પક્ષિઓ આવીને બેસતાં;  
તેઓ સ્વચ્છન્દે નાચતાં, ભોજન સ્વાદ લેતાં  
અને મહાનંદે ગાતાં.  
લીલાં કુમળાં વૃક્ષ પત્રોમાં  
તેઓ પથારી કરી વિશ્રાન્તિ લેતાં  
પોતાની શીતલ છાયામાં એ યજમાને  
મ્હારો પણ એવો સત્કાર કર્યો.  
આતિથ્ય બદલે મ્હારે શું દેવું ?  
એવો પ્રશ્ન મ્હેં અંતે યજમાનને પૂછ્યો;  
ત્યારે તેણે માન માથું નમાવ્યું  
અને વળી મને આશીર્વાદ દીધો.

# "પ્રેમમય જીવન"

અહા કૈવલ્ય પ્રેમ ! કેવી અજેય વસ્તુ ! કેવી સર્વસાધન મોહિની ! નિશ્ચળ નિર્મળ પ્રેમથી કોનો પ્રેમ સંપાદન નથી થતો, કઈ એક ચીજ પ્રેમથી બીજી ચીજને વળગી નથી રહેતી, કહ્યું છે કે, " It is better to rulo by love than fear. " અને ત્યાં દૃષ્ટિ ફેંકો. ઘરના દીવાલમાં પણ ઈંટ માટીને તથા માટી ઈંટને સ્નેહથી વળગી રહે છે પતિ પત્નીનો નિખાલસ સ્નેહ જે જર છતાં અમરજ રહે છે તે પણ તેજ પ્રેમ તે આલોકનો ! જ નહિં પણ પરલોકનોયે સાથી છે. પરલોકમાં પ્રિય વસ્તુનો દેખાડનાર, એટલુંજ નહિં પણ હંમેશને માટે મેળાપ કરાવનાર સંગમનીય મણી છે. કઈ ચીજનો કેવળ નિર્મળ તથા દૃઢ સ્નેહથી મેળાપ નથી થતો ! પછી કાંતો કાલે યાતો ઘણા કાળ પછી અર્થાત્ મૃત્યુ પછી સ્વર્ગમાં તો થાયજ. અહા દૈવી પ્રેમ ! એક બીજાનાં હૃદયકમળનો હાર ગુંથવાના દોરારૂપ બનવા આ દુનિઆમાં ઉતરી આવેલો સ્વર્ગીય પ્રેમ ! એક બીજાના પ્રેમ વડે બંધુતાની લાગણી ઉત્પન્ન કરનાર તથા બંધુતાની પ્રેમાળ લાગણીથી દ્વેષભાવાદિ દુર્ગુણોનો નાશ કરનાર કેવો અલૌકિક પ્રેમ ! અહા કેવો પરોપકારી ! ખરેખર તેણે મારી અવસ્થા ધ્યાનમાં લીધી. મારી તરફ તેને દયા ઉપજી; અને તેનો માયાળુ પરોપકારી સ્વભાવ પરહિતમાં તત્પર થયો. લીન થતાં ને ફળીભૂત થયો. કારણ કે પ્રિયજનનું મને અચાનક દર્શન થયું. ચારે દૃષ્ટિઓ પૃથ્વી માતાને ' સત્ય શું છે ? ' એમ પૂછવા લાગી. હું વિચારમાં ગરક થયો. બીજું બધું ભાન ભૂલ્યો. સ્વપ્નમાં પ્રિયમુખ અનુભવવા લાગ્યો. તેની પણ એજ દશા હશે. હું સ્વપ્ન દુનિઆમાંથી ખરાપણાની દુનિઆમાં પ્રવેશ કરતો હોઉં એવું મને સુઝવા લાગ્યું. મારી દૃષ્ટિ ઉદ્દામ બની. મારું સ્વપ્ન લાગતું સત્ય કેવળ પ્રકાશમાં આવ્યું. મને હવે ભાન થવા લાગ્યું. આ ભાને મારું હૃદય ફરકાવ્યું; તથા મારા હૃદયને ફરકાવનાર પવને તેનું હૃદયકમળ નચવ્યું. તેની અમીભરી દૃષ્ટિથી મારું હૃદય પૂરેપૂરું જાગ્યું; તથા અમૃતમય વાણીથી પૂરેપૂરૂં અમૃતમય બન્યું. મારૂં હૃદય બબડ્યું. ' અહા કેવું નાચે ઉછળી મધુરૂં પ્રેમ ઝરણું, હૃદેમાંથી કૂદી ધસી જતું અહિંઆ ઉભરાણું. ' હર્ગે ભેટ્યાં, રોઈ પડ્યાં, પછી એક બીજાનાં આંસુ લોહ્યાં, અને પરમકૃપાળુ પરમેશ્વરનો આભાર માન્યો. પછી વિરહમાં વિતક સુખ દુઃખની વાત કરી. તેના સુખનો તો છાંટોયે નહતો જ્યારે દુઃખ દરીઆમાં ડુબકીઓ ખાતી દેવના દાડા પુરા કરતી હતી. પણ વિધિએ તરતી રાખી; જેથી ' જીવતો નર ભદ્રા પામે. ' તેમ તે ને હું એકવાર ફરીથી મળ્યાં. તેનો દુઃખદરીઓ જેથી મારા કઠોર હૃદયમાંથી ઝરેલાં તેને ગુંગળાવી નાખે તેવાં કટુ ઝરણાંઓથી છલકાઈ ગએલ હતો. તેથી મેં મારા હૃદયને ઠપકો આપ્યો તથા તેની ( તેણીની ) માફ માગી. ઇહલોકનું કર્તવ્ય સાધી આ અસ્થિર શરીરથી સ્થિર કર્મ પ્રતિની પ્રીતિનું પાલન કર્યું તથા અમલમાં મૂકી. પ્રભુ પ્રત્યેની દૃઢ ભક્તિએ હમારાં હૃદયગૃહમાં પ્રથમથીજ નિવાસ કર્યો હતો છતાં આ શરીરવડે ઇશ્વરદર્શન થયું નહિ. જેથી પૂર્વે કરેલી પ્રેમ વ્યાખ્યા ખોટી ભાસવા લાગી. પણ તે વ્યાખ્યાની સત્યતા હમારા મેળાપમાંથી મળી આવતી જેથી આશાનાં કિરણોને અંતરમાં પ્રવેશ થવા દીધો. અંતરની જળહળ જ્યોત પ્રદીપ્ત બની. પછી થોડાક સમયે હમે આ લોકમાં નામ મૂકી પરલોકવાસી થયાં સવારે પકવેલું અન્ન સાંજે નાશ પામે છે; તો તેના રસથી નિભાયલું શરીર શી રીતે સ્થાયી હોઈ શકે ! અમે ગયાં ત્યાં શું બન્યું ? અહા પતિ પત્નીનો મેળાપ ! તથા જગન્નિયંતા પ્રેમાધીન પરમેશ્વરનું દર્શન ! હા હવે પેલું કથન ( પ્રેમની વ્યાખ્યા ) ખરૂં ઠર્યું. હવે શાસ્વત્ સ્વર્ગીય સુખ અનુભવવા લાગ્યાં હા કેવો પરોપકારી પ્રેમ ! પ્રેમમય જીવન એજ જીવન !

જોશી જેસરામ આદીત્યરામ.

## સાહિત્યનાં નવીન પુસ્તકો.

**હિન્દુધર્મની પાઠમાળા** } મૂળ લેખક લાલા બૈજનાથ રીટાયર સેશનજજ. હિંદુધર્મના સિદ્ધાંતો, તેના પ્રચલિત સંપ્રદાયો, ધર્મનિષ્ઠ સંતસ્ત્રીપુરૂષો, સાધ્વી સ્ત્રીઓ ધર્મસંસ્થાપકો, રાજા મહારાજાઓનાં જીવનચરિત્રો વગેરે તેર ભાગ અને ૧૨૨ પાઠ આ પુસ્તકમાં છે. ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૪૦૦ ઉપર. પાકું સોનેરી વણુ નામવાળું સુશોભિત પુંઠું. કીંમત રૂ. ૩-૮-૦.

**એડીસનનું ચરિત્ર.** } વીજળી, તાર, ટેલીફોન, સીનેમેટોગ્રાફ, ફોનોગ્રાફ વગેરે હજારો શોધોના શોધક એડીસનનું સંપૂર્ણ જીવનચરિત્ર તેની બે છબીઓ સાથે. એડીસને જાતે તપાસીને પસંદ કરેલા અંગ્રેજી પુસ્તક ઉપરથી. સોનેરી પુંઠું. કીંમત રૂપીઆ બે.

**શિક્ષાનો આદર્શ** } મૂળ લેખક ડૉ૦ રવીન્દ્રનાથ ટાગોર. મા૦ શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાના લાંબા ઉપોદ્ઘાત સાથે. પાકું પુંઠું. કીંમત રૂપીયો એક.

**નિર્ઝરિણી—** } દામોદર ખુશાલદાસ બોટાદકરનાં કાવ્યોનો નવો ત્રીજો સંગ્રહ. મા૦ શ્રી કૌશિકરામ વિઘ્નહરરામ મહેતાના ઉપોદ્ઘાત સાથે. રા. બોટાદકરના "કલ્લોલિની" તથા "સ્રોતસ્વિની" ના જેવોજ લોકપ્રિય છે. કીંમત બાર આના.

**રણજીત કૃતિસંગ્રહ** } સ્વ૦ ભાઈ રણજીતરામ વાવાભાઈની નાની મોટી ચાર વાર્તાઓ તથા બે નાટકોનો સંગ્રહ. પ્રકાશ સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિના મંત્રી પ્રો. બળવંતરાય ક. ઠાકોર. પૃષ્ઠ ૪૨૧ પુંઠું પાકું. કીંમત રૂપીયા સવાબે.

**રત્નાવલિ** } શ્રીહર્ષકૃત સંસ્કૃત ઉપરથી ભાષાન્તર કર્તા રતિપતિરામ ઉ૦ પંડ્યા; બી. એ. ૭ સુન્દર ચિત્રો. એક નકશો. કવિચરિત્ર. રત્નાવલીની ટુંકી વાર્તા, નાટક નાટિકાભેદ, પાત્રનિરૂપણ તેમજ સમજણ માટે ઉપયોગી ટીકા સાથે પ્રિવિયસના વિદ્યાર્થીઓને આ વર્ષે સંસ્કૃતમાં ટેક્સ્ટ હોવાથી ખાસ ઉપયોગી થાય તેવું છે. કીંમત રૂ. સવા.

**અંગ્રેજની ઉન્નતિનો ઇતિહાસ.** } કર્તા સ્વ૦ નવલરામ લક્ષ્મીરામ. બીજી આવૃત્તિ. રાષ્ટ્રીય વિનયમંદિરો, વડોદરાની ટ્રેનિંગ કૉલેજ તથા શ્રી સયાજી હાઈસ્કુલ વગેરેમાં પાઠ્ય પુસ્તક તરીકે ચાલે છે. કીંમત રૂ. દોઢ.

**પ્લેટોકૃત રીપબ્લિક—** } ભાષાન્તર કર્તા રા રા. મણિશંકર રતનજી ભટ્ટ. પ્રકાશક સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ. કીં. રૂ. ૧।.

તમામ પુસ્તકોનું વિ. પી. પોસ્ટેજ ખર્ચ જુદું. લખો:—

જીવણલાલ અમરશી મહેતા; અમદાવાદ.

## The value of Imagination.

"It was a wise man who said that "we should cultivate not only the cornfields, but the pleasure-grounds of the mind." Goethe again says; "One ought every day at least, to hear a little song, and read a good poem, see a fine picture, and, if it were possible, to speak a few reasonable words." It is to be feared that our teachers are not sufficiently impressed with the importance of a proper culture of the Imagination. Some urge that it is only a romantic faculty, and therefore we can afford to let it alone. But George Meredith reminds us that "we exchange the sky for the ceiling if we let romance go."

Rightly considered, the Imagination is one of heaven's most gracious gifts to man. It is the faculty which lifts the veil from the hidden beauty of the world, and shows us the divine side of familiar things.

It turns the common dust
Of daily opportunity to gold,—
Filling the mind with sentiments august,
The beautiful, the brave, the holy, and the just.

It is not, as some world argue, something which has to do with fiction rather than with fact, and therefore of no value to the seeker after knowledge. On the contrary, it is Reason in her most exalted mood. It is the clearseeing spiritual eye whereby the loftier and inmost truths of the universe can alone be discerned. The senses see one thing, the imagination views another-higher, lovelier, immortal."

—*Robert, P. Darnes, L. L D.*

# વસન્ત.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चा-
यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः
पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै
न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.


વર્ષ ૨૦, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ. સંવત્ ૧૯૭૭.

તંત્રી અને પ્રકાશક.—આ. બા. ધ્રુવ, [illegible] નીલકંઠ. બી. એ. એલએલ. બી.

# લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ (પોસ્ટ સાથે.)
મળવાનું ઠેકાણું—વસન્ત ઑફિસ—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનતિ.

૧. હાલમાં પોસ્ટ ઑફિસે રજીસ્ટર શીવાયનાં વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઑ. દ્વારા લવાજમ મોકલાવવા નમ્ર વિનંતિ છે.

૨. મનિઑર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

—વ્યવસ્થાપક.

---

## વસન્તમાં જાહેર ખબર લેવાના ભાવ.

| | આખું પાનું. | અરધું પાનું. | ચાર લાઇન. |
|---|---|---|---|
| બાર માસ | રૂ ૪૮ | ૨૪ | ૧૨ |
| છ માસ | ૩૨ | ૧૬ | ૮ |
| ત્રણ માસ | ૨૪ | ૧૨ | ૬ |
| એક માસ | ૧૬ | ૮ | ૪ |

☞ વધુ ખુલાસા માટે લખો—વ્યવસ્થાપક વસન્ત-અમદાવાદ.

---

Reg. No 453.

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चा-यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૮. [ માસિક ] ભાદ્રપદ. સંવત્ ૧૯૭૭.

## * વેદકાલીન તત્ત્વદર્શનની રૂપરેખા.

*વેદ સંહિતાનાં અધ્યાત્મચિંતનો.*

વેદધર્મના કર્મકાંડ અને જ્ઞાનકાંડ જ્યારે વિવિક્ત થયા ન હતા તેવા પ્રાત સમયમાં તત્વનાં ચિંતનો થતાં હતાં. યજ્ઞક્રિયાઓ પ્રચલિત હોવાથી ચિંતનો યજ્ઞના અંગો ઉપર ઘડાયેલાં હતાં પરમેશ્વર બ્રહ્માંડપુરમાં એટલે શરીરમાં શરીરી તરીકે વસે છે, અને તેથી "પુરુષ" સંજ્ઞાથી ઓળખવામાં આવતા. જગતનું સર્જન આ સંસાર યજ્ઞના પ્રસારણરૂપે મણાતું, અને આદ્યસૃષ્ટા હિરણ્યગર્ભ, વૈશ્વાનર અગ્નિરૂપે આ વિશ્વમાં અધ્યક્ષ સ્થાને રહે છે, અને તે અગ્નિદ્વારા મનુષ્યો સ્વર્લોકમાં જાય છે એવી ભાવના સમાજમાં પ્રસરેલી હતી. આ ભૂલોકમાં યજન કરવાનું અગ્નિ—એ પ્રતીક મનાતું. અને નિત્ય અગ્નિહોત્ર, અથવા નૈમિત્તિક યજ્ઞોમાં અગ્નિનું યજન બુદ્ધિના પ્રસાદનું નિમિત્ત મનાતું. આ યજ્ઞકાંડમાંથી બ્રાહ્મણ અને આરણ્યકોમાં અગ્નિરહસ્યનું પ્રકરણ પ્રવેશ પામ્યું; અને તેમાંથી અંતર્યામી ઈશ્વરની ભાવના ઉભી થઈ હતી. વેદકાળમાં ઘણા દેવોની ભાવના પ્રચલિત છતાં પ્રત્યેક દેવ એક સદ્વસ્તુનાં અનંત રૂપો પૈકીનું એકરૂપ છે એ ભાવના ઋષિઓના અંતઃકરણમાં સત્વર જાગી ઉઠી હતી. શ્રૌતસંહિતાકાળમાં તત્ત્વચિંતન ત્રણ પદાર્થોને સ્પર્શ કરતું ચાલતું હતું:—

*ચિંતનોના ત્રણ પ્રકાર— અધિભૂત, અધિદૈવ, અધ્યાત્મ તેનાં ઉદાહરણો.*

(૧) અધિભૂત—એટલે પંચભૂતથી ઘડાયેલાં વિશ્વ અથવા જગત્ સંબંધી.

(૨) અધિદૈવ—આ વિશ્વને આત્મા સાથે સંબંધ કરાવનાર ઇન્દ્રિયાદિ જ્ઞાનસાધન ઉપર ઉપકાર કરનાર અધિકારી દેવો સંબંધી.

(૩) અધ્યાત્મ—અનુભવ કરનાર આત્મા સંબંધી.

જગત્, ઈશ્વર અને જીવ—એ ભવિષ્યમાં વિવિક્ત થનારી ત્રિપુટીના ત્રણ અંશો આપ અલગા તાણા વાણા તરીકે વેદસૂક્તોમાં પ્રવેશ પામેલા આપણા જોવામાં આવે છે. સુપ્રસિદ્ધ "પુરુષસૂક્ત" માં આ ત્રણે ભાવનાઓ વડે એક સુંદર પટ ગુંથાયેલું જણાય છે.

નીચેનાં ત્રણ સૂક્તો અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ ભાવને પ્રધાનપણે પ્રકટ આપનાર ઉદાહરણો છે:—

(१) नासदीयसूक्त.

नासदासीन्नोसदासीत्तदानीं नासी-
द्रजो नो व्योमापरो यत् ।
किमावरीवः कुहकस्यशर्म-
न्नम्भः किमासीद् गहनं गभीरम् ॥

न मृत्युरासीदमृतं न तर्हि
न रात्र्या अन्ह आसीत्प्रकेतः ।
आनीदवातं स्वधया तदेकं
तस्माद्धान्यन्नपरः किंचनास ॥

तम आसीत्तमसा गूहमग्रे
प्रकेतं सलिलं सर्वमाइदम् ।
तुच्छेनाभ्वपिहितं यदासी-
त्तपसस्तन्महिनाजायतैकम् ॥

कामस्तदग्रेसमवर्तताधि-
मनसोरेतः प्रथमं यदासीत् ।
सतो बन्धुमसति निरविन्द-
न्हृदिप्रतीष्या कवयोमनीषा ॥

तिरश्चीनोविततोरश्मिरेषा
मधः स्विदासीदुपरि स्विदासीत् ।
रेतोधा आसन्महिमान आसन्
स्वधाअवस्तात्प्रयतिः परस्तात् ॥

कोअद्धावेद क इह प्रवोचत्
कुत आजाता कुत इयं विसृष्टिः ।
अर्वाग्देवा अस्य विसर्जनेना-
थाकोवेद यत आबभूव ॥

## અધિભૂત ભાવના પ્રાધાન્યવાળુ

## નાસદીય સૂક્ત *

ન્હોતું “ અસત્ નવ હતું સત્ કાંઈ સમે, તે,
ના અંતરિક્ષ, નવ વ્યોમ, હતું પરે કે;
શું આવરે, ક્વણ કોણ તણા સુખાર્થે,
ને શું હતું ગહન પાણી ગભીર આ કે. ૧

ન્હોતું વળી મરણને અમૃતે નહોતું,
ના રાત કે દિવસ કાંઈ કળાય એવું;
ને શ્વાસ લેતું નિજ શક્તિથી વાયુ વીણ,
તે એકલું, અવર તેથી ન કાંઈ ભિન્ન. ૨

આરંભમાં તમ હતું તમથી નિગૂઢ,
કહેવાનું ભેદ વિણ જે જળ માત્ર સર્વ;
તે માત્ર “ આભુ ” વળી ઢાંકિત તુચ્છથી જે,
તે તત્ત્વ એક પ્રકટ્યું તપના પ્રભાવે. ૩

તેનું હતું પ્રથમ જે મન કેરું રેત,
આરંભમાં સબળ તે થયું કાર્યરૂપ;
તે ક્રાન્તદર્શી કવિઓ નિજ બુદ્ધિ યોગે,
મધ્યે “ અસત્ ” તણી રહ્યું “ સત્ ” એમ જાણે. ૪

તે બીજનાં કિરણ જે પથરાયલાં તે,
આડાં તણે ઉપર ને પણ કે હતાં તે,
તેમાંથી કો બીજ રૂપે થઈ કાંઈ ઉગ્યાં,
શક્તિ રહી અહીં અને પ્રભુના ગઈ ત્યાં. ૫

કો જાણનાર નહિ કો સમજાવનાર,
ક્યાંથી જગત્ પ્રકટ વિસ્તૃત ક્યાંથી થાય;
દેવો થયા પણ હતા, પ્રકટ્યા પછી આ,
ક્યાંથી થયું, ક્વણ તો પછી જાણનારા. ૬

इयं विसृष्टिर्यत आबभूव
यदि वा दधे यदि वा न।
यो अस्याध्यक्षः परमे व्योमन्
सो अङ्ग वेद यदि वा न वेद ॥

ऋ. मं. १० अ. ११. सू. १३०

(२) वैश्वानरसूक्त.

अहश्च कृष्णमहरर्जुनं च
विवर्तेते रजसी वेद्याभि : ।
वैश्वानरो जायमानो न राजा-
वातिरज्ज्योतिषाग्निस्तमांसि ॥ १ ॥

नाहं तंतु न विजानाम्योतुं न
यं वयन्ति समरेतमानाः ।
कस्यस्वित्पुत्र इह वक्त्वानि
परो वदात्यवरेण पित्रा ॥ २ ॥

स इत्तन्तुं स विजानात्योतुं
स वक्त्वान्यृतुथा वदाति ।
स ईं चिकेतदमृतस्य गोपा
अवश्चरन्परो अन्येन पश्यन्. ॥ ३ ॥

अयं होता प्रथमः पश्यतेमं
इदं ज्योतिरमृतं मर्त्येषु ।
अयं स जज्ञे ध्रुव आ निषत्तो-
मर्त्यस्तन्वा वर्धमानः ॥ ४ ॥

આ સૃષ્ટિ સર્વ વિવિધ પ્રકટી જ જેથી,
તે ધારનાર અથવા ધરનાર નાહીં;
અધ્યક્ષ જે પરમ વ્યોમ વિષે વિરાજ્યા,
તે જાણતા કદી હશે નવ જાણતા વા. ૭

**અધિદૈવ ભાવ પ્રધાન વૈશ્વાનર.**

**વૈશ્વાનરે અગ્નિની જ્યોત.**

આ વેદરાશિથી ભરેલ ઘૂમી રહ્યાં છે,
વીંટાયલાં દિવસ રાત્રિ તણા પટેથી;
દ્યાવાપૃથિવી ઝળકે કંઈ શુભ્ર રંગે,
ને શુભ્ર થાય ઘન અંજન રંગ ધારી. ૧

તેમાં સ્ફુરે સકલમંડલમાં વસેલા,
રાજર્ષિ અગ્નિ પ્રકટી વળી દિવ્ય જ્યોતે;
" વૈશ્વાનરેતિ ": સુરહસ્ય ભર્યા જ નામે,
નીવારતા ઘન તિમિર તણી છટાને. ૨

ઓડાં અને વળી ઉભાં પખરાયલાં શાં,
સંસારના વિકટ વિગ્રહમાં ગુંથેલાં;
જ્યોતિતણાં અતિ મનોહર અંશુજાળો,
શી રીતથી દુઃખદ સંસૃતિમાં જ પેઠાં? ૩

આ મર્મને સમજી લે જગમાં જ કોઈ,
તે પુત્ર હોય તદપિ જ ગણાય પૂજ્ય;
પિતૃપદે વિહરતો જ ગણાય પુત્ર,
જે મર્મહીન રહીને વય માત્ર ધારે. ૪

---

ટિપ્પણ ગુજરાતી શ્લોકના અંકને અનુસરતું:—

(૧) વૈશ્વાનર—સઘળા વિશ્વાભિમાનીઓના સમૂહમાં મુખ્યાભિમાની તરીકે વ્યાપી રહેલો ચિદ્ અગ્નિ તેનું બાહ્ય અગ્નિ પ્રતીક છે.
દ્યાવાપૃથિવી—તેનું શરીર છે અને તેમાં રહેલો સઘળો " વેદરાશિ " તેનાં અવયવો છે.
અહોરાત્ર—ધોળાં તથા કાળાં તેનાં વસ્ત્રો છે. તે વડે દ્યાવાપૃથિવી ઢંકાયેલાં છે.

(૨) શરીરીનું નામ વૈશ્વાનર છે. વ્યુત્પત્તિ રહસ્ય નામની ઉપર આપી છે. પ્રત્યેક "વિશ્વ" અભિમાનીના સ્થૂલ જગતનું અજ્ઞાન ઇન્દ્રિય વિજ્ઞાનવડે તે દૂર કરે છે.

(૩) વૈશ્વાનર—અગ્નિનાં—વિરાટ્ અભિમાનીના—વિજ્ઞાનનાં કિરણજાલો સ્થૂલ સૂક્ષ્મ જગત્‌માં વિસ્તરી રહેલાં છે. સંસાર અનર્થનું કારણ છતાં તે પુરૂષાર્થના હેતુ ભૂત હોવાથી સમજવા યોગ્ય છે.

(૪) વિરાટ્ શરીરમાં સર્વત્ર સત્તાત્મારૂપે પ્રસરેલાં ચૈતન્યમય કિરણજાલો જેઓ પકડી

ध्रुवंज्योतिर्निहितं दृशायेकं
मनोजविष्ठं पतयत्स्वन्तः ।
विश्वेदेवा समनसः सकेताः
एकं क्रतुमभिवियन्तिसाधु ॥ ५ ॥

विमेकर्णा पतयतो विचक्षुर्वी३-
दंज्योतिर्हृदये आहितंयत् ।
विमेमनश्चरति दूरआधीः
किंस्विद्वक्ष्यामि किमुनूमनिष्ये ॥ ६ ॥

विश्वेदेवा अनमस्यन्भियाना-
स्त्वामग्ने तमसि तस्थिवांसम् ।
वैश्वानरोवतूतयेनो
मर्त्योवतूतये नः . ॥ ७ ॥

ऋग्वेद मं. ६. सूक्त ९.

આડી અને વળી ઉભી કિરણાવલિને,
તે બાલ સદ્ય અહિને સમજાવતો શો ?
સત્યાર્થથી છલકતા મધુ ! વાક્ પ્રવાહે,
રક્ષી રહ્યો અમૃતકુંભ જ એ પરાર્થે. ૫

મોટા ! લજાઓ જડ ભાવથી છો ભરેલા,
પ્રત્યક્ષ ચિદ્દ્યુતિ છતાં ન ગ્રહી શકો છો;
બાલપ્રબોધથી પરોક્ષ જ ઝાંખી સાધો,
નીચે રહી અગમ ભૂમિની વાત જાણો. ૬

આ જાણનાર વળી માનસપુત્ર પ્હેલો,
દીક્ષા ધરી ધ્રુવપદે જ રમી રહેલો;
દેખી રહ્યો અમર જ્યોતિ સદાય મર્ત્યે,
તેનું તનું અમરભાવથી વૃદ્ધિ પામે. ૭

એ જ્યોતિ ધ્રુવપદમાં સ્થિર થઈ રહેલું,
દોડી જતું મનથી પાર અગમ્ય વેગે;
હૃત્પદ્મમાં વિલસતું અતિ અંતરાલે,
જો જો સુભાગિ સુપ્કંદથી તે ઉઠેલું. ૮

---

સમજે છે, તે વયે નાનો હોય તો પણ પિતારૂપ છે, અને ન સમજનાર પિતા હોય તો પણ બાલક જેવો છે.

(૫) "ધ્રુવ" જેવો બાલક અંતર્મુખ થઈ આ કિરણ જાલોને પકડે છે; સમજે છે.

(૬) અને અન્યને જ્ઞાનગર્ભ વાણીમાં સમજાવે છે. જગતના મોટા જડ હોવાથી ચિતિ જ્યોતિને દેખી શકતા નથી; માત્ર તત્વજ્ઞ બાલકના બોધથી કંઇક પરોક્ષ જ્ઞાન મેળવે છે; અને અગમ ભૂમિની વાતો નીચે રહી કર્યાં કરે છે.

(૭) સંસાર યજ્ઞમાં પ્રથમ દીક્ષા ધરનાર હોતા તે બાલક છે બ્રહ્માના માનસપુત્ર જેવો તે "વૈશ્વાનર"ના અંતર્ જ્યોતિને દેખે છે, તે જ્યોતિ મનથી પણ આગળ દોડે છે, છતાં હૃદયમાં અત્યંત નજીક છે. ત્યાં તે સ્થિર પ્રકાશે છે અને "સુપ્કંદ" પરમાત્મામાંથી તે જ્યોતિ ઉભી થયેલી લાગે છે.

(૮) આ વિરાટ્ શરીરના "પુરુષ યજ્ઞ"માં "વિશ્વેદેવા" પોતપોતાનાં નિયત કર્મો કરવા રૂપ સમિધ્ હોમે છે, અને ચિત્તનિરોધ વડે તેના સ્વરૂપને જાણે છે, ઋષિ ઇચ્છે

તે એક યત્ન કરીને સુસમિધ્ ધરીને,
દેવો સમસ્ત થમતા મનના નિરોધે;
જે દિવ્ય જ્યોતિ પ્રભુનું હૃદયે મુકેલ,
કર્ણો સુણો મમ પ્રતાપ જ દિવ્ય તેનો. ૯

નેત્રો સદા નિરખજો નવરૂપ તેનું,
ને મારું ચિત્ત ફરતું સ્થિર ભાવ પામો;
શું શું જણાવું અનુભૂતિ તણા જ મર્મ,
કેવી રીતે મનનથી પકડું હું સર્વ ! ૧૦

અગ્નિ ઉમેલ તિમિરાંશુકને ધરીને,
અગ્ને પ્રભો ! નમન આ તમને કરે છે;
દેવો સમસ્ત ભયભીત થઈ રહેલા,
રક્ષા કરો અમર આ જગના જનોની. ૧૧

( અપૂર્ણ. )

નર્મદાશંકર દેવશંકર. મહેતા.



(૯) છે કે મારાં નેત્ર, કર્ણ અને મન તે જ્યોતિને—ગ્રહણ કર્યા કરો.

(૧૦) ઋષિ અનુભૂતિના મર્મને સમજાવવાની અશક્તિ દર્શાવે છે.

(૧૧) વૈશ્વાનર અગ્નિના બાહ્ય પ્રતીક અગ્નિની સ્તુતિ કરે છે. તે અગ્નિ અંધારાનું વસ્ત્ર પહેરી ઉભા છે. બાહ્ય અગ્નિ ધૂમથી વીંટાયલો હોય છે તેથી અજ્ઞાનતિમિર તેનું વસ્ત્ર છે. તે વસ્ત્રને લીધે-અજ્ઞાનના આચ્છાદનને લીધે-વિશ્વદેવો તેનાથી બ્હીએ છે. જો કે આત્મા છે તોપણ સંસારિજનોની અંતઃપ્રજ્ઞા ઉઘાડનાર અગ્નિ છે. તે અજ્ઞાનથી રક્ષણ કરો અને જ્ઞાન નેત્રઉઘાડો એ છેવટની પ્રાર્થના છે.

આ સૂક્ત ભરદ્વાજ ઋષિનું છે.

# વિદ્યાર્થી અને રાજનીતિ.

થોડાક સમય પૂર્વે વિદ્યાર્થીઓનો રાજનીતિ સાથે શો સંબંધ છે, એ બાબતનો વિચાર કરવો એ કશું અઘરૂં કામ નહિ હતું, પરંતુ હવે તે વાત રહી નથી, તે એટલાસારૂ નહિ કે જે વાત તે વખતે સાચી હતી તે આજે તેવી નથી, પરંતુ આજના સરખો અસંતોષ, અવિશ્વાસ તેમજ અસંદિગ્ધતા એ વખતમાં ન્હોતાં. આજે એ બાબતનો સવાલ છે કે, કેળવણી રાજનીતિને અનુસરનારી હોવી જોઇએ કે રાજનીતિ કેળવણીને ? આજે કેળવણીનું મહત્વજ સંદિગ્ધ છે, પઠન-પાઠન તેમજ અધ્યયન આજે પુરતા પ્રમાણમાં છે, કદાચ એમ ન હોય તો પણ એમ સગવડ કરી આપવામાં કોઇ બાબતની ઉણપ રાખવામાં આવતી નથી તે છતાં આજે ભગવતી સરસ્વતી સત્તાની સમીપમાં શિર ઝુકાવીને ખડી રહી છે, એવી હાલતમાં વિદ્યાર્થીઓની વાતજ શી કરવી ?

હવે રાજનીતિ તરફ લક્ષ કરો, જો તમે તે વિષેના ઉંડાણમાં પ્રવેશ કરવા માગતા ન હો તેમજ માત્ર બહિર્દ્દશ્યજ જોવા માગતા હો તો માલૂમ પડશે કે, તે પોતાના સ્વરૂપનેજ વિસરી ગયેલ છે, રાજનીતિ રાજનીતિ નથી રહી પરતુ તે અસંતોષની પુત્રી, ક્રાંતિ, વિગ્રહ, વિપ્રયોગ અને વિપ્રતિપત્તિની જનના છે, તેનો આજે જયજયારવ છે, અને રાજનીતિજ્ઞતા ઉભી ઉભી પશ્ચાત્તાપ કરી રહી છે.

સૌથી પહેલાં તો આ વિકારને દૂર કરીને નિર્વિકારતા કરવી ઘટે છે, શું ખરેખર કેળવણી રાજનીતિના અનુસારિણી હોવી જોઇએ ! શું મનુષ્યના રાષ્ટ્રીય જીવનમાં તેનું કશું મહત્વજ રહ્યું નથી ? કોઈ પણ મનુષ્ય એમ કહેવા સારૂ તૈયાર નહિ હશે કે કેળવણીનું રાષ્ટ્રીય જીવનમાં કશું મહત્વ નથી, તેમજ લગભગ ઘણા તો એ મહત્વ તરફ લક્ષ રાખતા છતાં એમ કહેશે કે, કેળવણી, રાજનીતિને અનુસરીને નહિ હોવી જોઇએ પરંતુ એવા માણસો કહે છે કે, જે કેળવણી સંબંધી આપણે વાત કરી રહ્યા છીએ, તે રાજનીતિને અનુસરનારી છે, અથવા જો આપણે પણ તેને પોતાની રાજનીતિની અનુસારિણી બતાવવા ઇચ્છીએ તો શી હરકત છે ? એવા માણસોએ પહેલવહેલાં તો કેળવણીના આ મહત્વપર લક્ષ આપીને એ જોવું જોઇએ કે, કેળવણીનું કેવું અને કેટલું મહત્વ છે; તેથી શો લાભ છે, તેમજ તેની કેટલી આવશ્યકતા છે આ વિષે ટુંકામાં ઇંગ્લંડના કેળવણી વિભાગના પ્રધાન મિ. ફિશરના શબ્દો સાંભળો, તેઓ કહે છે તેજ વાત લાલા હરદયાળે તેમજ લાલા લજપતરાયે કેટલીએ વાર કહેલ છે અથવા તેજ શબ્દો ઉદ્ધૃત કર્યા છે:—"કોઈ પણ રાષ્ટ્રની સંપત્તિ તેની આર્થિક સમૃદ્ધિ તથા ભૌતિક વૈભવમાં સમાયલી નથી પરંતુ તે રાષ્ટ્રના મગજમાં રહેલી છે,' એટલા સારૂ રાષ્ટ્રની કેળવણીનો સવાલ સ્વરક્ષાના સવાલના જેવો ઘણોજ મહત્વનો છે," આથી સ્પષ્ટ થાય છે કે, સ્વરક્ષાના સંદિગ્ધ સમયમાંજ કેળવણીના સવાલની ઉપેક્ષા વાસ્તવિક સમજવામાં આવે છે, નહિતર નહિ, કેળવણીનું મહત્વ રાજનીતિજ્ઞની દૃષ્ટિને અનુકૂળ, જવાબદાર ભવિષ્યના શહેરીઓ બનાવવામાંજ સમાપ્ત નથી, પરંતુ તેનું તેવુંજ મહત્વ ધાર્મિક, અર્થશાસ્ત્રી, સમાજશાસ્ત્રી, તથા તત્વજ્ઞાનીની દૃષ્ટિમાં પણ રહેલું છે,

તેનો લાભ મનુષ્યની ચરમોન્નતિ રૂપે છે, તેમજ તેની આવશ્યકતા પણ અનિવાર્ય છે, જેવી નાસભાગના સમયમાં આંધળાને આંખની, લંગડાને પગની, યુદ્ધના સૈનિકને હાથની, તેમજ અંધકારમાં પ્રકાશની આવશ્યકતા હોય છે તેવી.

મનુષ્યજીવનનો ઉદ્દેશ ચતુર્વર્ગ સાધવાનો અર્થાત્-ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તથા તેને સાધવા માટે બળ, બુદ્ધિ તેમજ ધનની જરૂરીયાત રહે છે, કેળવણી તેની સાધનભૂત છે, જો તમે રાજનીતિજ્ઞની દૃષ્ટિએ જુઓ તો કેળવણી જવાબદાર શહેરીઓ બનાવવા માટે ઉત્તમ સાધન છે, જો તમે અર્થશાસ્ત્રીની દૃષ્ટિએ જુઓ તો કેળવણી ઉત્તમ શ્રમજીવીઓ બનાવવાનું સાધન છે, જો તમે વનસ્પતિશાસ્ત્રી હો તો માલુમ પડશે કે, તેનું કામ પણ તેવુંજ છે, જેવી રીતે વનસ્પતિને કોઈ અમુક પ્રકારનાં પાણી અને પવનમાં રોપવામાં અને તેને કોઈ પ્રકારનું ઉપયોગી ખાતર નાંખવામાં આવે છે, જો તમે વૈજ્ઞાનિક વિકાસવાદી હો મનુષ્યજીવનને જીવનસંગ્રામ ધારતા હો તો તો કેળવણી એ વખતે સંગ્રામને યોગ્ય બનાવવાનું ઉત્તમ સાધન છે. જો તમે ધાર્મિક તેમજ તત્ત્વજ્ઞાની હો તો તમારા માટે કેળવણી કઠિન સંયમવાળી તપસ્યા છે, તેમજ જિજ્ઞાસુ બનાવનારી શક્તિ છે. આ પરથી તમે સમજી શકયા હશો કે, કેળવણી રાજનીતિને અનુસારે શા માટે ન હોવી જોઈએ, પરંતુ તે પોતાના મહત્ત્વ તેમજ ઉપયોગિતાને લીધે સ્વયં પોતાના પગપર ઉભી રહેવા યોગ્ય છે.

આપણે માનીએ છીએ કે તે હજુ સુધી રાજનીતિને અનુસરનારી રહી છે, માત્ર હિંદુસ્થાનમાં જ નહિ કે—જ્યાં તેણે સસ્તા સરકારી કલાર્કો તેમજ ગુલામ પ્રજા ઉત્પન્ન કરનાર યંત્રનું કાર્ય કરેલ છે, પરંતુ ફ્રાન્સમાં નેપોલીયને પણ પોતાની ઇચ્છા મુજબ એવો હુકમ ફરમાવ્યો હતો કે, તેને તેની હોંશ પૂરી કરવામાં કશું વિઘ્ન નડે નહિ,, કૈસરે જર્મનીમાં કેળવણીને પોતાની દાસી બનાવી કે જેથી કરીને પ્રજા રાજમાં વિશ્વાસ રાખે અર્થાત્ રાજભક્ત રહેવા પામે. ઇંગ્લંડ, અમેરિકા, જાપાન વગેરેમાં પણ તે રાજનીતિને અનુસરનારીજ રહી છે, પરંતુ હવે જમાનો બદલાયો છે, ભયંકર સંગ્રામ પછી વિચારોમાં પણ જબરૂં પરિવર્તન થઈ ગયું છે. એથી આપણે પણ નવો પાઠ શીખવો જોઈએ. હિંદમાં કદિ પણ કેળવણી રાજનીતિને અનુસરનારી રહેવા પામી નથી. તે ક્ષત્રિયોના અધિકારમાં રહી નથી પરંતુ બ્રાહ્મણોના અધિકારમાંજ હતી, મુસલમાન શાસકો પણ તેને પોતાની અધીન ન બનાવી શક્યા, પરંતુ અંગ્રેજોએ તેને પોતાના અધિકારમાં આણી છે, જો સરકારનું આ કાર્ય વાસ્તવિક ન હોય તો કોઇ પણ દેશવાસીઓએ તેને રાજનીતિની અનુસારિણી બનાવવા પ્રયત્ન કરવો તે એથી પણ વધારે અવાસ્તવિક છે.

જેઓનો ઉદ્યોગ તેને રાજનીતિથી મુક્ત કરવાનો છે. તેઓને આપણે હૃદયથી અભિનંદન આપવું ઘટે છે. આપણે તેઓની સફળતા માટે હૃદયથી પ્રાર્થના કર્યા કરીશું, પરંતુ જ્યારે કોઈ પણ ઉદ્યોગ કરવામાં આવે ત્યારે તે ઘણોજ વિચાર પૂર્વક કરવો જોઈએ અને ઉદ્દેશને દૃષ્ટિ સમીપ રાખવો જોઇએ, તેમજ સહાય, સાધન, દેશ, કાળ, પાત્ર અગવડો તેમજ સગવડો ધ્યાનમાં રાખીને કાર્ય આરંભવું જોઇએ, હિન્દુ વિશ્વવિદ્યાલય જેવા એક

ઉદ્યોગનો આદર્શ છે, સમય અનુકૂળ છે કે આપણે ઉદ્યોગ કરીએ અને આપણે બરાબર ઉદ્યોગ કર્યોતો સફળતા આપણા હાથમાંજ આવશે તેમજ આપણે યશ તથા પુણ્ય બન્નેના ભાગીદાર અવશ્યમેવ બનીશું.

શુદ્ધ કેળવણી પ્રાપ્ત કરવી એ વિદ્યાર્થીઓનું કાર્ય છે,-ધર્મ છે. વિદ્યાર્થીઓનો રાજનીતિ સાથે શો સંબંધ હોવો જોઇએ, એનાપર હવે આપણે વિચાર કરીશું.

વિદ્યાર્થીઓનો રાજનીતિ સાથે સંબંધ હોય છે, અને અવશ્ય હોવો જોઇએ. હવે એ બાબતમાં આજે કોઈ પણ ઠેકાણે મતભેદ રહેવા પામ્યો નથી, કેટલાક સમય પૂર્વે સરકાર એમ સમજતી હતી કે રાજનીતિ તો અસ્પૃશ્યતા જેવો વ્યાધિ છે તેનાથી વિદ્યાર્થીઓને બચાવવા જોઇએ, પરંતુ આજે તે પણ કહેવા તૈયાર છે કે, અમે સમય એટલો તો સરસ આણી આપ્યો છે કે હવે વિદ્યાર્થીઓને રાજનીતિમાં ભાગ લેવો નુકશાનકારક ગણવામાં આવશે નહિ, પરંતુ સ્વાભાવિક રીતે સવાલ થાય છે કે, કેટલો અને કેવો સંબંધ હોવો જોઇએ ? આજકાલ ચોમેર રાજનૈતિક ચર્ચા ચાલી રહેલી છે, આપણા વિદ્યાર્થીઓનો પણ ઘણોખરો સમય એની ચર્ચામાં પસાર થાય છે. તેઓનો વાદવિવાદ બધો રાજનૈતિક વિષયો પરજ થયા કરે છે. તેમાં કેટલાક તો વળી અત્યંતરીતે રસ લઇ રહ્યાં છે, પરંતુ એ વખતે આ બે સવાલો વિષે ધ્યાન રાખવામાં આવતું નથી, આ રાજનૈતિક ચર્ચા પણ વિદ્યાર્થીઓમાં રાજનૈતિક ઘટનાઓપર થાય છે નહિ; કે રાજનીતિ કિંવા દંડનીતિની વિદ્યા (Political Science) પર. આપણે સમજીએ છીએ કે વિદ્યાર્થીઓનો વાસ્તવિક સંબંધ વિદ્યા સાથેજ છે, અને હોવો પણ જોઇએ, અને તે પણ એટલા માટે કે તેઓ ભવિષ્યના શહેરીઓ બનવાના છે, તેઓને રાજનૈતિક ઘટનાઓનું બ્હોળું જ્ઞાન હોવું જોઇએ, આનો અર્થ એવો કદિ પણ થયો નથી કે, તેઓએ રાજનૈતિક ઘટનાઓમાં પણ ભાગ લેવો જોઇએ, એ બાબત તેઓના અધિકારની બહારના છે, તેમજ જ્યાંસુધી તેઓ ભગવતી સરસ્વતીની આરાધનામાં દત્તચિત્ત છે ત્યાં સુધી તેઓએ રાજનૈતિક ઘટનાઓમાં ભાગ લેવો એ અધિકાર વગરની વાત લાગે છે.

આજકાલ દેશ-પ્રેમને પણ રાજનીતિ સમજવામાં આવે છે, જો કે રાજનીતિ સાથે તેનો ગાઢ સંબંધ છે, પરંતુ દેશ પ્રેમ તો મનુષ્યનો સ્વાભાવિક ગુણ છે. તે તો દરેક મનુષ્યમાં અવશ્ય હોવોજ ઘટે છે, અમે તો કોઈ પણ એવો મનુષ્ય જોયો નથી કે જેનામાં દેશ પ્રેમ ન હોય. કોને પોતાની જનની જન્મભૂમિ ઉપર પ્રેમ ન હોય ? કયો માણસ પોતાનું ઘર, પોતાના પાડોશીયો તેમજ દેશ વાસીઓને પ્રેમની દૃષ્ટિએ ન જુએ ? કોણ એવો છે કે જેના હૃદયવીણા પોતાની માતૃભાષા સાંભળીને વાગવા ન લાગે ? અંગ્રેજીમાં એક નાનું સરખું ટોમસ કેમ્પબેલનું પદ્ય Parrot અથવા "Parrotnexile" નામનું છે, તેનું પહેલું પદ્ય નીચે પ્રમાણે છે:—

"Deep affections of the breast,
That heaven to living things imparts,

Are not exclusively possessed,
By human hearts ..

વળી તેમાં ચાર પાંચ પદ્યોમાં એક પોપટની વાર્તા છે, તે પોપટને સ્પેનથી તેની સુંદરતાને લીધે પકડી લાવવામાં આવ્યો હતો, ઈગ્લંડના મેઘાચ્છન્ન હવા-પાણી તેને અનુકૂળ નહોતાં આવતાં, તેની પાંખોની સુંદરતા ચાલી ગઈ હતી, તે પાંજરામાં પડ્યો પડ્યો પોતાની જન્મભૂમિનું સ્મરણ કર્યા કરતો હતો, તે તેજ પાંજરામાં ઘરડો થયો અને ફફડતો તેમજ બબડતો છતો મૂગા જેવો બની ગયો, એવામાં એક સ્પેનીશ પ્રવાસી ત્યાં આવી પહોંચ્યો.

Spanish stranger chanced to come;
He hailed the bird in spanish speech;
The bird in spanish speech Replied,
Flapped round the cage dropped
Down and died.

જ્યારે એક પક્ષીપર માતૃભાષાની આટલી અસર થવા પામી, તો મનુષ્યની તો વાતજ શી કરવી? આ કારણથી તમે જુઓ છો કે અમેરિકા, ઈંગ્લંડ, જાપાન વગેરે દૂર દેશમાં રહેનારા આપણા દેશવાસીઓમાં અરસપરસ કેટલો પ્રેમ બંધાવા પામે છે. અહિં પણ તમે જોઈ શકો છો કે એક દક્ષિણી બીજા દક્ષિણીને જોઈને કેટલો બધો પ્રસન્ન થાય છે, પોતાની માતૃભાષામાં વાતચીત કરીને તેને કેટલો બધો આનંદ થાય છે, હા, એ બરાબર છે કે બધાનો દેશ પ્રેમ કંઈ એક સરખો હોતો નથી, કોઈને ઘરજ વ્હાલું લાગે છે, તો કોઈને ગામ વ્હાલું લાગે છે. કોઈને દેશ પ્રિય લાગે છે ત્યારે કોઈને સંસાર સમસ્તપર પ્રેમ ઉપજે છે. પ્રેમનું પ્રમાણ પણ વધતા ઓછા પ્રમાણમાં જરૂર હોઈ શકે છે, પરંતુ દેશ પ્રેમ પ્રાણી માત્રમાં અવશ્ય હોય છે તો ખરોજ. જો એક અંગ્રેજ એક હિંદુસ્થાનીની અપેક્ષાએ કોઈ અંગ્રેજ સાથે વધારે પ્રેમ બાંધે તે સ્વાભાવિક છે, જો આપણે આપણીજ વસ્તુઓને પ્રેમની દૃષ્ટિથી જોઈએ તો તેમાં કશું ખરાબ નથી પરંતુ એ કેળવણીનું કામ છે કે, તે આપણને એવા બનાવવા શક્તિમાન બનાવે કે તે આપણા દેશ સાથે તો પ્રેમ કરાવે પણ શત્રુઓ સાથે દ્વેષ પણ ન કરાવે.

આવી રીતે તમે જોઈ શક્યા હશો કે દેશ-પ્રેમ રાજનીતિ નથી, પરંતુ તે માનુષી સ્વભાવ છે, આપણામાં જેટલો સાચો, જેટલો ગાઢ, અને જેટલો વધારે દેશ-પ્રેમ હોય તેટલો વધારે સારો.

પરાર્થ અને પરોપકારને પણ કોઈ કોઈ સ્થળે રાજનીતિ સમજી બેસવામાં આવે છે, આપણે પોતે વિદ્યાર્થીઓને એમ કહેતા સાંભળ્યા છે કે, શું રાજનીતિમાં ભાગ નહિ લેવાનો એવો અર્થ છે કે, આપણે પોતાના દેશ કે જાતિની સેવા પણ ન કરી શકીએ? રાજનીતિ દ્વારા પણ દેશની સેવા કરી શકાય છે, તેમ વાસ્તવિક રીતે રાજનીતિ એવી સે-

-વાનો એક માર્ગ છે, પરંતુ તે પોતેજ એક માર્ગ નથી, આપણી ધારણા તો એ છે કે રાજનૈતિક સેવાઓનો માર્ગ વિદ્યાર્થીઓ માટે નથી. વાનપ્રસ્થાવસ્થાવાળાઓ માટેજ તે વધારે અનુકૂળ હોઈ શકે છે.

એક ત્રીજો પ્રશ્ન પણ આ બાબતમાં ઉપસ્થિત થવા પામે છે, તે એ છે કે, હિંદની વર્તમાન અવસ્થામાં નથી તો વિદ્યાર્થીઓ વાસ્તવિક વિદ્યાર્થીઓ તરીકે, તેમ નથી રાજનીતિ યથાર્થ રાજનીતિ તરીકે, એ સ્થિતિમાં હવે સુધારો થતો રહ્યો છે, તેમજ આ અવસ્થાને સુધારવા માટે કેળવણીનીજ વધારે જરૂરીઆત છે, આપણું એ કર્તવ્ય છે કે, જો આપણે વિદ્યાર્થી હોઇએ યા તો હોવા માગતા હોઇએ તો આપણે પ્રયત્ન કરવો જોઇએ કે, આપણે સારા વિદ્યાર્થીઓ થઇએ, જેવા આપણે બીજાને થયેલા જોવા માગતા હોઇએ તેવા આપણે થવું જોઇએ, જો આપણા માર્ગમાં કોઈ અગવડો હોય તો તેનો નીકાલ કરવો જોઇએ, કહેવાનો આશય એવો છે કે આ વખતે આ વાતની સૌથી વધારે જરૂર છે કે, જેવા આપણે થવા માગીએ છીએ તે કરતાં પણ વધારે સારા થઇએ. જો આપણે રાજનીતિજ્ઞ થવા ઈચ્છીએ તો ઉત્તમ રાજનીતિજ્ઞ થઇએ.*

માવજી દામજી શાહ.

---

# +બુદ્ધધર્મ.

બુદ્ધધર્મના મુખ્ય બે સિદ્ધાન્તોઃ—

૧ પુનર્જન્મ. ૨ કર્મ ફળ.

બુદ્ધધર્મના ચાર મહાન્ સત્યોઃ—

૧. દુઃખ.
૨. દુઃખ સમુદય.
૩. દુઃખ નિરોધ.
૪. દુઃખ નિરોધ ગામિની પ્રતિપદા.

---

* 'મર્યાદા' પરથી-અનુવાદ.

\+ બુદ્ધધર્મના જૂદા જૂદા પુસ્તકોને આધારે.

દુ:ખ એટલે ?

જન્મ, જરા, વ્યાધિ, અને મૃત્યુ.

દુ:ખ સમુદય એટલે ?

જીવનતૃષ્ણા અને ઇંદ્રિયજન્યતૃષ્ણા.

દુ:ખ નિરોધ એટલે ?

નિર્વાણ પ્રાપ્તિ.

દુ:ખ નિરોધ ગામિની પ્રતિપદા એટલે ?

આર્ય અષ્ટાંગ માર્ગ.

આર્ય અષ્ટાંગ માર્ગ:—

| | |
|---|---|
| ૧. સમ્યગ્ દૃષ્ટિ. | સારી સમજણ. |
| ૨. સમ્યગ્ સંકલ્પ. | સારો સંકલ્પ. ક્રિયા કરવાનો નિશ્ચય. |
| ૩. સમ્યગ્ વાક્. | સારી વાણી. જેમકે અસત્ય ભાષણ ન કરવું ચાડી કે નિંદાથી દૂર રહેવું, કોઇને ગાળ ના દેવી અને મિથ્યા પ્રલાપ ન કરવો. |
| ૪. સમ્યગ્ કર્માંત. | સારાં કર્મ. શીલ અને દાન. |
| ૫. સમ્યગ્ આજીવ. | સારી આજીવિકા. પ્રમાણિક ઉદ્યોગથી જીવન ટકાવવું. |
| ૬. સમ્યગ્ વ્યાયામ. | સારો પ્રયત્ન. |
| ૭. સમ્યગ્ સ્મૃતિ. | સારી સ્મૃતિ. સારા વિચાર. અપ્રમત્તતા. |
| ૮. સમ્યગ્ સમાધિ. | સારી સમાધિ. ચિત્ત એકાગ્ર કરવું તે. |

સમ્યગ્વાક્, સમ્યગ્ કર્મ, અને સમ્યગ્ આજીવને એક સાથે 'અધિશીલશિક્ષા' તરીકે; સમ્યગ્ વ્યાયામ, સમ્યગ્ સ્મૃતિ, અને સમ્યગ્ સમાધિને 'અધિચિત્તશિક્ષા' તરીકે અને સમ્યગ્ દૃષ્ટિ, અને સમ્યગ્ સંકલ્પને 'અધિપ્રજ્ઞાશિક્ષા' તરીકે ઓળખવામાં આવે છે.

## અધિશીલ શિક્ષા.

શીલ બે પ્રકારનાં છે.

(૧) વિહિત શીલ. (૨) નિષિદ્ધ શીલ.

વિહિત શીલ—ભગવાન્ બુદ્ધે જેને અનુસરવાની આજ્ઞા આપી છે તેને અનુસરવું તે વિહિત શીલ.

નિષિદ્ધ શીલ—ભગવાન બુદ્ધે જેનો ત્યાગ કરવાની આજ્ઞા આપી છે તેનો ત્યાગ તે નિષિદ્ધ શીલ.

નિષિદ્ધ શીલનું સ્વરુપ.

| | |
|---|---|
| ૧. પ્રાણાતિપાતથી નિવૃત્તિ. | પ્રાણઘાત. હિંસા કરવી નહિ. |
| ૨. અદત્તાદાનથી નિવૃત્તિ. | વગર આપ્યું લેવું નહિ. |
| ૩. બ્રહ્મચર્યપાલનથી નિવૃત્તિ. | ગૃહસ્થે પોતાની પત્ની ઉપરજ પ્રેમ રાખવો. |
| ૪. મૃષાવાદથી નિવૃત્તિ. | જૂઠું બોલવું નહિ. |
| ૫. પૈશુન્યથી નિવૃત્તિ | ચાડી કે નિંદા કરવી નહિ. |
| ૬. ઔધૃત્યથી નિવૃત્તિ. | કઠોર ભાષણ કરવું નહિ. |
| ૭. વૃથા પ્રલાપથી નિવૃત્તિ. | નકામી ગડબડ, બકવાદ કરવો નહિ. |
| ૮. લોભથી નિવૃત્તિ. | |
| ૯. ક્રોધથી નિવૃત્તિ. | |
| ૧૦. વિચિકિત્સાથી નિવૃત્તિ. | પરોપકાર કરવામાં કંઇ અર્થ નથી, શીલ પાળવાની આવશ્યકતા નથી અને સમાધિથી કંઇ લાભ નથી એમ માનવું નહિ. |

ઉક્તશીલને 'દશશિક્ષા' અથવા બુદ્ધની દશ આજ્ઞાઓ તરીકે પણ ઓળખવામાં આવે છે.

બુદ્ધ ધર્મમાં ગૃહસ્થોએ અવશ્ય આચરવાનાં

### પંચશીલ.

૧. પ્રાણાતિપાત.
૨. અદત્તાદાન.

૩. મૃષાવાદ.

૪. મદ્યપાન ન કરવું.

૫. બ્રહ્મચર્ય પાળવું.

ગૃહસ્થે ઉપોસથ વ્રતના દિવસે આચરવાનાં અષ્ટાંગ

૧. પ્રાણાતિપાત.

૨. અદત્તાદાન.

૩. મૃષાવાદ.

૪. મદ્યપાન ન કરવું.

૫. બ્રહ્મચર્ય પાળવું.

૬. રાત્રિએ ભોજન ન કરવું.

૭. પુષ્પના હાર વગેરે સુગંધી પદાર્થો ધારણ ન કરવા.

૮. જમીન ઉપર માત્ર સાદડી પાથરીને સૂવું.

કીર્તિના લોભે પાળવામાં આવે તે હીનશીલ.
પુણ્ય ફળની આશાએ પાળવામાં આવે તે મધ્યમશીલ.
મારૂં કર્તવ્ય છે એમ સમજીને પાળવામાં આવે તે ઉત્તમશીલ.

શીલપાલન એ પ્રથમ પગથીયું છે. એટલેથી સંતોષ ન થવો જોઇએ. વૈરાગ્ય પ્રાપ્તિના માર્ગે વળવા સતત પ્રયત્નો થવા જોઇએ. આ માર્ગનું નિરુપણ 'અધિચિત્તશિક્ષા' માં કરવામાં આવ્યું છે.

### અધિચિત્ત શિક્ષા.

અધિચિત્ત શિક્ષાના બે પ્રકાર છે.

૧ કુશળ સમાધિ. ૨ અકુશળ સમાધિ.

કુશળ સમાધિ એટલે ?

કર્મ સ્થાનોનું ચિન્તન.

અકુશળ સમાધિ એટલે ?

વ્યવહારમાં એકાગ્રતા.

કર્મસ્થાનોનું ચિન્તન છઠ્ઠે, વ્યવહારમાં એકાગ્રતા સાન્ત્ય.

કર્મસ્થાન એટલે ?

બુદ્ધધર્મમાં લખેલા ચાળીશ પદાર્થો.

કર્મસ્થાનનાં કેટલાંએક દૃષ્ટાન્તોઃ—આને સ્મૃતિઓનાં નામથી પણ ઓળખવામાં આવે છે.

૧. કાયગતા સ્મૃતિ.
૨. મૈત્રિ ભાવના સ્મૃતિ.
૩. મરણ સ્મૃતિ.

જૂદી જૂદી વૃત્તિયોવાળા મનુષ્યો માટે બુદ્ધ જૂદી જૂદી સ્મૃતિઓનું ચિન્તન પ્રબોધે છે.

સાધારણ રીતે મનુષ્યો ત્રણ જાતની વૃત્તિઓવાળા છે.

| | |
|---|---|
| ૧. રાગ ચરિત. | જે મનુષ્યની કામવાસના બીજી મનોવૃત્તિયોથી બળવાન્ હોય તે. |
| ૨. દ્વેષ ચરિત. | જે મનુષ્યમાં દ્વેષ વૃત્તિ બળવાન્ હોય તે. |
| ૩. મોહ-ચરિત. | આ શરીર અને સંસારના વિષયોપર જેનો રાગ બળવાન્ હોય તે. |

રાગ ચરિતને કાયગતા સ્મૃતિ, દ્વેષ ચરિતને મૈત્રિ ભાવના સ્મૃતિ, અને મોહ ચરિતને મરણ સ્મૃતિ વિહિત છે.

## અધિપ્રજ્ઞા શિક્ષા.

દુઃખ, દુઃખસમુદય, દુઃખનિરોધ, અને દુઃખનિરોધ ગામિની પ્રતિપદા ( માર્ગ ) નું જ્ઞાન પ્રાપ્ત કરવું તે અધિપ્રજ્ઞાશિક્ષા. દુઃખ, દુઃખ સમુદય, દુઃખ નિરોધ, અને દુઃખ નિરોધ ગામિની પ્રતિપદાનો વિવેકઃ—

૧. દુઃખ એ સત્ય પરિજ્ઞેય છે,
૨. દુઃખસમુદય સાન્ત્ય છે.

૩. દુઃખ નિરોધ જ્ઞેય છે.

૪. દુઃખનિરોધગામિની પ્રતિપદા અભ્યસનીય છે.

બુદ્ધધર્મની કેટલીએક પારમિતાઓ.

| | |
|---|---|
| ૧. દાન પારમિતા. | વિદ્યા દ્રવ્ય વગેરેનું દાન. |
| ૨. શીલ પારમિતા. | પંચશીલ, અષ્ટાંગશીલ વગેરે શીલ. |
| ૩. ક્ષાન્તિ પારમિતા. | દુઃખ ખમવાં તથા પારકાના અપકારની ક્ષમા આપવી. |
| ૪. વીર્ય પારમિતા. | સંસારની લાલચોને જીતી કલ્યાણને માર્ગે ચ-લવામાં મારામાં શક્તિ છે એવો ઉત્સાહ રાખવો. |
| ૫. ધ્યાન પારમિતા. | ધર્મ અને ભગવાન્ બુદ્ધનું ધ્યાન કરવું. |
| ૬. પ્રજ્ઞા પારમિતા. | સત્યજ્ઞાન પ્રાપ્ત કરવું. |

બુદ્ધ ધર્મની ચાર ભાવનાઓ.

૧. મૈત્રિ ભાવના.
૨. કરુણા ભાવના.
૩. મુદિતા ભાવના.
૪. ઉપેક્ષા ભાવના.

} આને બ્રહ્મવિહાર કહે છે.

શ્રી દક્ષિણા મૂર્તિભવન
ભાવનગર. } ગિરિજાશંકર ભગવાનજી.

# વ્હાલાંઓ હો ! મનનાં મેલાં ના થશો.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ લય. )

વ્હાલાંઓ હો ! મનનાં મેલાં ના થશો,
ચોખ્ખા દિલની ચોખ્ખી કરજો વાત જો;
ધોજો ધોજો મેલો મનના ખંતથી,
આપણને ના શોભે દિલના ડાઘ જો.
વ્હાલાંઓ હો !

નિર્મલ પ્રભુનાં નિર્મલ બાલક આપણે,
ધર્મનીતિનાં શુદ્ધ અમી પીનાર જો;
માયામય જીવન એ મેલાં ઝેર છે,
સીધાં દિલો જગના ઝેર—ઉતાર જો.
વ્હાલાંઓ હો !

"શઠ પ્રતિ શઠતા:" જગનું જાડું સત્ર છે,
"શઠ પ્રતિ ઋજુતા:" એ દૈવી વ્યવહાર જો;
મેલભર્યાં મન નિર્મલ જો વ્હાલાં ! થશે,
સ્વચ્છ થશે તો સ્વર્ગ સમો સંસાર જો.
વ્હાલાંઓ હો !

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# સમ્રાટ ખારવેલ.*

સંસારના પ્રાચીનતમ દેશોમાં ભારતવર્ષ પણ છે. ભારતવાસી તો તેને સંસારનો પ્રથમ સભ્ય દેશ માને છે; પરંતુ તેઓએ પોતાની આ સભ્યતાની પ્રાચીનતા પ્રમાણિત કરવાનો પ્રયાસ ઉઠાવેલ નથી. ભારતીય પુરાતત્વના અનુસંધાનનું અધિકાંશ શ્રેય વિદેશીયોને પ્રાપ્ત છે. તેઓએ આ અને જે કાંઈ કરેલ છે તેને માટે અમે કૃતજ્ઞ છીએ: પરંતુ આ દુરાશા માત્ર છે કે એ લોક અમારૂં પ્રાચીન ગૌરવનું વર્ણન ન્યાયપૂર્વક કરી શકે છે. પાશ્ચાત્ય વિદ્વાન યુરોપીય સભ્યતાને જ વિશેષ સ્થાન આપે છે. તેઓના વિચારે સંસારની આટલી ઉન્નતિ અતીત કાળમાં કોઈ દિવસ થઈ નહતી. અર્થશાસ્ત્ર-રાજનીતિ અને વિજ્ઞાનના જન્મદાતા યુરોપને જ તેઓ સમજે છે. પોતાના મનમાં આવું ધારણ રાખીને તેઓ ભારતીય પુરાતત્વનું અનુસંધાન કરે છે. જેનું ફળ એ આવે છે કે જે કોઈ વાત તેના સિદ્ધાંતોની વિરૂદ્ધ દ્રષ્ટિગત થાય છે. તેનો પણ તે વિપરીત અર્થ કરવાનો પ્રયત્ન કરે છે. આવી સ્થિતિમાં સત્યનો પત્તો લાગવાનું અસંભવિત છે.

ગમે તેમ હોય પણ પાશ્ચાત્ય વિદ્વાનોના પ્રયત્નથી ભારતીય પુરાતત્વની ઉત્પત્તિ થઈ છે. કેટલાએ શિલાલેખ અને હસ્તલિખિત ગ્રંથ મળી આવે છે અને હજુ કેટલાએ શિલાલેખ એવા છે જે સારી રીતે વાંચી શકાતા નથી. જો આ શિલાલેખો સારી રીતે વંચાય તો એવા અનેક શાસકો-સમ્રાટો-કવિયો તથા સંસ્થાઓના પત્તા લાગી જાય જે ભારતના જ નહીં પરંતુ સંસારના ઇતિહાસમાં ગૌરવપૂર્ણ સ્થાન ભોગવે. ભારતીય વિદ્વાનોએ આના ઉપર ધ્યાન આપવું જોઇએ.

ઓરીસાની એક ગુફામાંથી એક શિલાલેખ મળેલ છે. તેનું ક્ષેત્રફળ ૮૪ વર્ગફુટ લગભગ છે. આ લેખ તે ગુફાની અંદર એક સફેદ ભીંતપર ખોદેલ છે. લેખમાં કુલ્લે ૧૭ લીટીયો છે અને દરેક લીટીમાં ૯૦ થી લગભગ ૧૦૦ સુધી અક્ષરો છે. તેની ભાષા અપભ્રંશ પ્રાકૃત કહી શકાય પરંતુ પાલી ભાષા સાથે કંઈક મળતી છે.

આ શિલાલેખનો પત્તો પહેલવહેલો ઈ. સ. ૧૮૨૫ માં લાગ્યો હતો. પુરાતત્વ વેત્તાગણ ત્યારથી આજ સુધી એનીપર વાદવિવાદ જ કરતા આવ્યા છે. એની પ્રતિ લિપિ મેળવવાને માટે વખતોવખત ઘણો પ્રયત્ન કરવામાં આવ્યો પરંતુ સફળતા ન મળી. આ અસફળતાનું એક કારણ ત્યાં સુધી પહોંચવાની અસુવિધા પણ છે. પરંતુ હાલમાં એ શિલાલેખ પ્રાયઃપૂર્ણરૂપથી વંચાઈ ગયેલ છે. આ બાબતનો જશ પ્રસિદ્ધ પુરાતત્વ વેત્તા **શ્રીયુત કાશીપ્રસાદ જાયસવાળ M. A.** ને છે. ડાકટર ભગવાનલાલે આ લેખની જે પ્રતિલિપિ કરી હતી તે સને ૧૯૧૦ માં પુરેપુરી સમજી લીધી હતી. પરંતુ જ્યારે ડાકટર **ફ્લીટે** આ પ્રતિલિપિ પર શંકા દર્શાવી ત્યારે વિદ્વાનોએ ફરીથી વાંચવાનો પ્રયત્ન કર્યો. સને ૧૯૧૨ માં **શ્રીયુત રાખાલદાસ બેનરજીએ** આની બીજી પ્રતિલિપિ શોધી. છેવટે સને ૧૯૧૭

---

* શ્રીયુત્ દ્વારકાપ્રસાદ મિશ્રના હિંદી લેખ પરથી.

માં શ્રીયુત જાયસવાળની વિનંતીપર ધ્યાન આપીને બિહાર-ઓરીસા પ્રાંતના ગવર્નરે તેની એક બીજી પ્રતિલિપિ કરાવી જાયસવાળ મહાશયે ઘણા પરિશ્રમ અને અધ્યવસાયથી તે લેખ વાંચ્યો. જે લીટીઓ ડાક્ટર ભગવાનલાલ સારી રીતે વાંચી શક્યા તે તેણે ઘણા ડહાપણથી વાંચી અને જે ત્રુટિયો રહી ગઈ હતી તેમાં સુધારો કર્યો.

ભારતીય ઇતિહાસનો વિદ્યાર્થીગણ-સમ્રાટ ખારવેલના નામથી પણ આજ સુધી અજાણ્યો છે. આ અજ્ઞાન આશ્ચર્યજનક તો છે; પરંતુ આ સમ્રાટની મહત્તા પર ધ્યાન દેતાં જ આ વિસ્મૃતિપર ઘણું દુઃખ થાય છે. સમ્રાટ અશોકનું સ્થાન સંસારના ઇતિહાસમાં બધાથી ઉંચુંછું. અમે નથી કહી શકતા કે અશોકની સમાન કેટલાએ સમ્રાટ વિસ્મૃતિના સાગરમાં ડુબી ગયેલ છે. સમ્રાટ ખારવેલની શોધથી અમને એ વાતનો નિશ્ચય થાય છે કે પરિશ્રમ કરવાથી એવા મહાપુરૂષોના પત્તા લાગશે જેઓનો સમકાલીન સ્વીકાર સંસારે કરી ચુકયો હશે.

ખારવેલના જન્મ- ઈ. સ. થી ૧૯૭ વર્ષ પૂર્વે થયો હતો અથવા સમ્રાટ અશોકના મૃત્યુ લગભગ ૪૦ વર્ષ પછી થયો હતો એના પિતાનું નામ પ્રત્યક્ષરૂપથી જાણી નથી શકાણું. પરંતુ એની પહેલાં જે કલિંગનો રાજા હતો તેનું નામ ચેતરાજ છે સંભવ છે કે એ એનો પિતા હોય. કલિંગમાં ત્રણ રાજવંશ પ્રસિદ્ધ છે. પ્રથમ રાજવંશના એક રાજાનું નામ મહાભારતમાં મળે છે એ વંશનો છેલ્લો શાસક મગધના મહાપદ્મનંદના સમયમાં રાજ્યચ્યુત કરી ગયો હતો. પરંતુ લગભગ દોઢ શતાબ્દી પછી એક બીજા વંશનો અભ્યુદય થયો જેણે કલિંગને સ્વતંત્ર કરી લીધું હતુ. જ્યારે અશોક મગધ રાજ્યનો રાજા થયો ત્યારે તેણે કલિંગને ફરીને જીતવાનો પ્રયત્ન કર્યો એક ભીષણયુદ્ધ થયું. જેમાં એક લાખ પચાસ હજાર કલિંગ નિવાસી મરાયા અને એક લાખ લગભગ કેદ પકડાયા. અશોક વિજયી થયો. પરંતુ એમ કહેવાય છે કે આ રક્તપાતથી તેના હૃદયપર એવો સચોટ ઘા લાગ્યો કે તે ભગવાન બુદ્ધનો અનુયાયી થઈ ગયો. તેના શાસનકાળમાં કલિંગ દેશ મગધ સામ્રાજ્યમાં સામિલ થઈ રહ્યો. પરંતુ જ્યારે તેનુ મૃત્યુ ઈ. સ. પૂર્વે ૨૩૬ વર્ષ પહેલાં થયું ત્યારે ત્રીજા વંશના અધિકારમાં કલિંગ પુનઃ સ્વતંત્ર થઈ ગયું.

ખારવેલ આ ત્રીજા વંશનો બીજો રાજા હતો. કદાચિત એની બાલ્યાવસ્થામાં જ એના પિતાનું મૃત્યુ થયું હશે. હિંદુ કાયદા પ્રમાણે પુરૂષ ૧૬ વર્ષની ઊંમરે બાળક સમજાય છે. સોળમા વર્ષની શરૂઆતમાં જ ખારવેલને યુવરાજ પદ મળ્યું. હિંદુ-નીતિ-શાસ્ત્રની રીતિ પ્રમાણે ૨૪ વર્ષ સુધી યુવરાજ રાજ્યનું શાસન કરતો રહે પરંતુ તે રાજપદપર અભિષિક્ત કરવામાં આવતો નહીં. સમ્રાટ અશોકને પણ મગધ રાજ્યપર અધિષ્ઠિત થયા પછી ચાર પાંચ વર્ષો પછી જ અભિષિક્ત કરવામા આવ્યો હતો. એક અંગ્રેજ ઇતિહાસકારે આવિલંબનો વાસ્તવિક અર્થ ન જાણીને એવી કલ્પના કરેલી છે કે રાજ્યપદને માટે અશોકને પોતાના ભાઇયોની સાથે" કેટલાએ વર્ષો સુધી યુદ્ધ કરવું પડ્યું હતું-આને માટે તેના રાજ્યાભિષેકમાં વિલંબ થયો હતો."

૨૫ વર્ષની ઊંમરે ખારવેલનો રાજ્યાભિષેક વૈદિક રીતિ પ્રમાણે થયો. કલિંગમાં આ વખતે જૈનધર્મનો પૂર્ણ પ્રચાર હતો. રાજપરિવાર પણ આ મતનો અનુયાયી હતો. તોપણ ખારવેલનો રાજ્યાભિષેક વૈદિક રીતિ પ્રમાણે કરવામાં આવ્યો એથી માલુમ પડે છે કે જૈનધર્મ પ્રાચીન શાસનના આચાર વ્યવહારમાં અંતરાય રૂપ થતો નહીં.

બીજી એ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે આ અભિષેકનું નામ "પુરૂષ-યુગ" અભિષેક હતું. અથવા રાજપદ કેવળ ખારવેલના જીવનકાળનું હતું. હિંદુ નીતિ પ્રમાણે ત્રણ પ્રકારના અભિષેક હોય છે. પહેલો શાસકના જીવનકાળ માટે-બીજો વંશજો માટે અને ત્રીજો શાસકના પુત્ર-પ્રપૌત્ર વિ. બધા વંશજોને માટે.

ઈ. સ. પૂર્વે ૧૭૩ વર્ષ પહેલાં ખારવેલ કલિંગનો રાજા થયો. પહેલા વર્ષમાં તેણે કલિંગ દેશની રાજધાનીનું પુનર્નિર્માણ કર્યું. જાયસવાળ મહાશયે નક્કી કર્યું છે કે પ્રાચીન "તોસાલી" આ રાજ્યની રાજધાની હતી. નગરના પ્રાચીર-પ્રવેશદ્વાર અને ભવન તોફાનના કારણથી નષ્ટ-ભ્રષ્ટ થઇ ગયાં હતાં. તે સુધારવામાં આવ્યાં. અનેક ઉદ્યાન જે ઉજડ થઈ ગયાં હતાં તે નવા બનાવવામાં આવ્યાં અને ખેતીને માટે નહેરો ખોદાવામાં આવી. શિલાલેખમાં લખેલ છે કે પોતાના રાજાના આ કાર્યથી તેની ૩૫ લાખ પ્રજા પ્રસન્ન થઈ. આથી એકતો તુરત જ ઓરીસાની મનુષ્ય સંખ્યા માલુમ પડે છે અને બીજું એ પણ નક્કી થાય છે કે એ વખતે પણ મનુષ્યની ગણત્રી થતી હતી.

અશોકના મૃત્યુ પછી દક્ષિણમાં આંધ્રવંશનું જોર વધ્યું. એમ કહેવામાં આવે છે કે મગધ રાજ્યના છેલ્લા દિવસોમાં આંધ્રોએ પાટલિ પુત્રપર પણ અધિકાર જમાવ્યો હતો. ખારવેલના જ સમયમાં આનું જોર વધવા લાગ્યું હતું. શિલાલેખમાં લખેલ છે કે ખારવેલે સાતકર્ણિની ઉપેક્ષા કરીને કશ્યપ ક્ષત્રિયોની સહાયતાને માટે મૂષિક નગર નષ્ટભ્રષ્ટ કરી નાખ્યું હતું. કશ્યપ ક્ષત્રિય કોણ હતા એ માલુમ પડતું નથી. પણ સાતકર્ણિ આંધ્રવંશનો ત્રીજો રાજા હતો. મૂષિક રાજ્ય કલિંગના પશ્ચિમાં પૈઠાન (પ્રસ્થાન) અને ગોદાવરીના નામધ્યમા આવેલ હશે. અશોકના શિલાલેખોમાં રાષ્ટ્રિક અને ભોજકોના નામ આવેલાં છે તે મહારાષ્ટ્ર અને વરાડ નિવાસી હતા. ઐતરેય બ્રાહ્મણમાં પણ એનો ઉલ્લેખ છે. આ ગ્રંથની પ્રમાણે કેવળ એ લોકોમાં રાજતંત્ર નહોતું. એનું રાજ્ય પ્રજાતંત્રાત્મક હતું. ખારવેલે પોતાના શાસનના પાંચમા વર્ષે એની પર આક્રમણ કર્યું અને વિજય મેળવ્યો. એ લોકોએ કલિંગનું આધિપત્ય સ્વીકારી લીધું.

આ પ્રકારે કેવળ ચાર વર્ષોમાં જ ખારવેલ દક્ષિણ ભારતનો સાર્વભૌમ સમ્રાટ થઇ ગયો પરંતુ એનું રાજ્ય અન્યાય અને નિરંકુશતા પૂર્ણ નહતું, જાયસવાળ મહાશયે ઘણી જ મહેનત પછી એટલું સાબીત કર્યું છે કે રામાયણના કાળથી લઇને હિંદુયુગના અંત સુધી સ્વેચ્છાચાર-પૂર્ણ રાજતંત્ર કોઈ ઠેકાણે રહ્યું નથી. રાજાની શક્તિ મંત્રિમંડળ મારફત પરિમિત કરવામાં આવી હતી. "પૌર" અને "જાનપદ" નામની બે બીજી સંસ્થાઓ રહેતી હતી. "પૌર"માં રાજધાની અને "જાનપદ"માં ગામડાઓના પ્રતિનિધિ રહેતા હતા.

શ્રમણ પ્રજાનો પ્રતિનિધિગણ રાજધાનીમાં આવીને શાસનકાર્યમાં ભાગ લીધા કરતો હતો. શિલાલેખથી માલુમ પડે છે કે પોતાના સપ્ત શરભાસના છઠ્ઠા વર્ષમાં ખારવેલે પોતાના રાજ્યની "પૌર" અને "જાનપદ" સંસ્થાઓના અધિકારોમાં વૃદ્ધિ કરી.

ભારતીય ઇતિહાસના વાંચક જાણે છે કે અશોકના મૃત્યુ પછી તેની સંતતિને સિંહાસનથી હટાવીને પુષ્પમિત્ર શુંગે પાટલિપુત્રપર અધિકાર જમાવ્યો હતો. પુષ્પમિત્ર શક્તિશાળી અને મહત્વાકાંક્ષી રાજા હતો તેના વખતમાં યુનાની રાજા મિનદરે ભારત પર આક્રમણ કર્યું હતું. પુષ્પમિત્રે કેવળ મગધ સામ્રાજ્યની રક્ષા ન કરી પરંતુ તેને હરાવીને પંજાબથી પણ ભગાડયો હતો. વિદેશિયોથી દેશોદ્ધાર કરીને પુષ્પમિત્રે "અશ્વમેધ" યજ્ઞ કર્યો. આ યજ્ઞ કેવળ ચક્રવર્તી સમ્રાટ જ કરી શકતો હતો.

જે સ્થાન પુષ્પમિત્રનું ઉત્તર-ભારતમાં હતું તે ખારવેલનું દક્ષિણ-ભારતમાં હતું બન્ને વ્યક્તિ સમગ્ર ભારતના સમ્રાટ બનાવવાને ઈચ્છાતુર હતી. પરીણામ એ આવ્યું કે બન્નેમાં વૈમનસ્ય ઉત્પન્ન થયું. આ સિવાય આ શત્રુતાનું એક બીજું પણ કારણ હતું લગભગ ત્રણ ત્રણ સેંકડા પૂર્વે મગધનો રાજાનંદ કલિંગપુર ચડાઇ કરીને જૈનિયોના પ્રથમતીર્થંકર ઋષભ દેવની મૂર્તિ ઉઠાવી ગયો હતો-તેનો પુનરૂદ્ધાર કરવાનું કલિંગના પ્રત્યેક પ્રભાવશાળી રાજાનું કર્તવ્ય હતું.

ખારવેલે પોતાના રાજ્યના આઠમાં વર્ષમાં ગોરથગિરિના માર્ગથી મગધપર ચડાઇ કરી આ યુદ્ધનું પુરૂં વર્ણન મલતું નથી. શિલાલેખથી કેવળ એટલુંજ જાણી શકાય છે કે પુષ્પમિત્ર પાટલીપુત્ર છોડીને મથુરા ભાગી ગયો હતો. જો તે હારીને ભાગી ગયો હોય તો અવસ્ય ખારવેલે તેની રાજધાની પાટલીપુત્ર પર અધિકાર જમાવ્યો હોય. પરંતુ કલિંગાધિપતિ બરાબર પહાડીથી આગળ ન વધ્યો એમ અનુમાન કરી શકાય છે તે કે પુષ્પમિત્રે મથુરાને પોતાની સૈનિક શક્તિનું કેંદ્ર બનાવી લીધું હોય અને ત્યાંથી યુદ્ધ જારી રાખ્યું હોય.

આ ચડાઇ પછી ચાર વર્ષ સુધી સંઘર્ષોનું કાંઈ પણ વૃતાંત મળી શકતું નથી પોતાના રાજ્યકાળના બારમે વર્ષે ખારવેલે ફરીને મગધ રાજ્યપર ચઢાઈ કરી આ વખતે તે સીધો પાટલિપુત્ર ન જતાં ઉત્તર દીશાના રસ્તેથી ગયો. અથવા મથુરા વિ. તરફ થઈને પંજાબથી આગળ વધ્યો પુષ્પમિત્ર આ વખતે પાટલિપુત્રમાં હતો આથી કલિંગરાજે હિમાલયની તળેટીથી રાજધાની તરફ પ્રસ્થાન કર્યું. આ પથાપરિવર્તનથી તેને મોટી મોટી નદીયો ન ઓળંગવી પડી. પાટલિપુત્રની દક્ષિણે સોન નદીપર રાજધાનીની રક્ષા માટે જે પ્રબંધ હતો તે ઉત્તર તરફ ન હતો. આથી તેમાં પ્રવેશ કરવાનું સહેલું હતું. ખારવેલે ગંગાનો ઉત્તરનો ભાગ પોતાના દેશના પ્રસિદ્ધ હાથિઓની સહાયતાથી ઓળંગ્યો.

કલિંગના સૈનિકોએ પાટલિપુત્રમાં પ્રવેશ કર્યો. પુષ્પમિત્રની ઉમર વધારે થઇ ગઇ હતી. ખારવેલની ઉમર હમણાં કેવળ ૩૫ વર્ષનીજ હતી. તેણે કેટલાએ યુદ્ધોમાં પર્યાપ્ત અનુભવ પણ મેળવ્યો હતો કોઇ મોટું યુદ્ધ થયું કે નહીં તેનો પત્તો મળતો નથી પરંતુ

પુષ્પમિત્રે સંધિ કરી એ તદ્દન જાણીતું છે. આ સંધિથી બે પરિણામ આવ્યા. પ્રથમ તો ખારવેલની પ્રભુતા સંપૂર્ણ દેશમાં સ્થપાણી બીજુ ઋષભદેવની મૂર્તિ તેને પાછી મળી ગઇ. અપૂર્વ વિજય મેળવીને તે કલિંગ પાછો આવ્યો.

એવું માલમ પડે છે કે દક્ષિણનો પાંડ્ય રાજા હજુ સુધી સ્વતંત્ર હતો. જ્યારે મગધે ખારવેલના પ્રભુત્વનો સ્વિકાર કર્યો ત્યારે એ રાજાએ પણ કલિંગ સમ્રાટની સેવામાં અશ્વ સુદ્ધ—ગજ—નૌકાઓ અને રત્ન વિ. અનેક ભેટો મોકલાવી આ વિજય પછી ખારવેલે ધાર્મિક કૃત્યો હાથમાં લીધાં કુમારી પર્વતના અર્હંત મંદીરનો જીર્ણોદ્ધાર કદાચિત તેણેજ કરાવ્યો છે શિલ્પ—કળા—કુશળ કારીગરો મારફત આ પર્વતપર ઉત્કૃષ્ટ પત્થરનું એક બીજું ભવન તેણે બનાવ્યું. ચારે સ્તંભોપર ખલ પ્રસ્તર મંડિત એક પટમંડપ નિર્મિત કર્યું. આ કાર્યોથી પ્રસન્ન થઇને પ્રજાએ તેને ક્ષેમરાજ—વર્ધરાજ—ભીક્ષુરાજ અને ધર્મરાજ વિ. પદો અર્પ્યાં.

શિલાલેખપર કેવળ ખારવેલના શાસનના તેર વર્ષોનુંજ વર્ણન છે. આથી એવું અનુમાન કરાય કે તેણે કુલે તેર વર્ષજ રાજ્ય કર્યું કે વધારે તે જાણી નથી શકાતું. મગધપર છેલ્લા વખતે તેણે ઇ. સ. પૂર્વ ૧૬૧ વર્ષે પહેલાં વિજય મેળવ્યો હતો અને તે શિલાલેખ આ ઘટના પછી એક વર્ષે ઉત્કીર્ણ કરવામાં આવ્યો હતો એથી માલુમ પડે છે કે પોતાના વિજયના ઉપલક્ષમાંજ તેણે તે કીર્તિસ્તંભ બનાવ્યો હતો તેની પછી તેણે રાજ્ય કરેલ નથી એવુ કોઇ પણ રીતે સિદ્ધ થઈ શકે તેમ નથી. એથી ઉલટુ એવું માલુમ પડે છે કે તેણે લગભગ ત્રીસ ચાળીશ વર્ષ વધારે રાજ્ય કરેલ છે તેની પ્રધાન રાજમહિષી ધૃષ્ટિએ ઉત્કીર્ણ કરેલ સ્વર્ગપુરી અથવા મંચપુરી નામનો એક બીજો શિલાલેખ છે. આ શિલાલેખનો અક્ષરોના રૂપ અને આકારથી જાણી શકાય છે કે ત્રીશ ચાળીસ વર્ષ પછી ઉભો તે કરેલ હતો. ગમે તેમ હોય તો પણ ખારવેલીના દીર્ઘશાસન કાળમાં શંકા રાખવાનું કંઇ પણ કારણ નથી.

જો શાસનકળાની દ્રષ્ટિથી સમ્રાટ ખારવેલના રાજ્યશાસનની આલોચના કરીએ તો તેને આદર્શ નરપતિ કહેવામાં જરાપણ અમને સંકોચ નહિ રહે. તેની મહત્તા તો પ્રકટ થાય છે કે સોળ વર્ષની ઉમરેજ તેણે રાજ્યની ધુરા પોતાની ઉપર લીધી હતી તેના જીવનમાં સ્વેચ્છાચાર અને નિરંકુશતાની છાયા પણ મળતી નથી. પ્રતિભાશાળી સૈનિક અને અને ઉત્કૃષ્ટ સેનાધ્યક્ષથી પણ તેણે આદર્શ હિંદુ નરેશ બનવાનો પ્રયત્ન કરેલ છે. શિલાલેખમાં લખેલ છે કે ખારવેલે પોતાની પ્રજાને પ્રસન્ન કરી હિંદુ નીતિ અનુસાર જે રાજા પોતાની પ્રજાને રંજન કરે છે તેજ ખરો રાજા છે આથી શિલાલેખની પૂર્વોક્ત પંક્તિ ખારવેલના આત્મ ગૌરવને વધારનાર છે.

જે રાજાઓને ખારવેલે હરાવ્યા તેઓનો દેશ તેણે છીનવી ન લીધો. એથી ઉલટું તે રાજાઓના નામ શિલા લેખપર તેઓના માનપૂર્વક લખાવેલ છે. અશોકે પોતાના શિલા લેખોપર બીજા રાજાઓના નામોનો ઉલ્લેખ કેવળ પોતાનું ગૌરવ વધારવાને માટેજ કરેલ છે આ દ્રષ્ટિથી ખારવેલ મનુષ્યતા અને રાજત્વના સંમાનના કારણમાં અશોકથી વધારે ઉચ્ચ છે.

પોતાના સામંત અને પ્રજાની સાથે-ન્યાય કરનારની સાથે ખારવેલ દેશના શિલ્પ અને કળા કૌશલની વૃદ્ધિ કરવાનું પણ પોતાનું કર્તવ્ય સમજતો તેણે અનેક રાજપ્રસાદ-દેવમંદિર અને સાર્વજનિક ભવનો બંધાવ્યા. ખેતીવાડી માટે નવી નહેરો ખોદાવી અને પુરાણી નાની નાની નહેરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો રાજધાનીના ગાયકોને તેણે પ્રોત્સાહન દીધું. એવું અનુમાન કરાય છે કે તેના રાજત્વકાળમાં ઓરીસા સુખીજ નહીં રહ્યું હશે પરંતુ સમૃદ્ધિશાળી પણ હશે. કારણકે બીજા રાજાઓ તરફથી ઉપહાર અને ખંડણી દરેક વર્ષ આવતી હતી.

છેવટે અમે આ મહાન સમ્રાટની ધાર્મિક સહનશીલતાનો ઉલ્લેખ કરીને આ લેખ સમાપ્ત કરીશું. પ્રાચીન ભારતે યુનાન અને રોમની સમાન ભિન્ન ધર્માવલંબીયોની સાથે કોઇ દિવસ પણ અત્યાચાર કરેલ નથી અહીંયા હમેશાં ધાર્મિક સ્વતંત્રતા બધાને પ્રાપ્ત રહેલી છે. ખારવેલ જૈન ધર્મોનો અનુયાયી હતો. પરંતુ તેણે પ્રાચિન વૈદિક ધર્મના અનુયાયિઓની સાથે સહનશીલતા બતાવી છે એટલુંજ નહી પરંતુ પોતાના રાજ્યના નવા વર્ષમાં તેણે વૈદિક ધર્મના બ્રાહ્મણોને શુદ્ધ સોનાના બનાવેલ કલ્પવૃક્ષ-ઘોડા-હાથી અને રથ વિ. દાનમાં આપેલ છે.

જો યોગ્ય ઇતિહાસકારોનું ધ્યાન પુરાતત્વ વિભાગ તરફ પૂર્ણરૂપથી આ કૃષ્ટ થાય તો સંભવ છે કે આ સમ્રાટની બાબતમાં અનેક વાર્તાનો પત્તો લાગશે.

"કમળ."

---

# હિમાલયનો પ્રવાસ.

## ( ૫. )

### બાખી બાવા

હિમાલયમાં જનાર માણસને સૌ કોઇ એક જ સવાલ પૂછે છે. "ત્યાં તમને કોઇ સાધુ મહાત્મા મળ્યા ખરા?" લોકો શું માનતા હશે તે ખબર નથી. શું લોકોને એમ લાગે છે, કે હિમાલયમાં ઝાડોને બદલે સાધુઓનાં જ વન ઉગે છે! જેમ હું હિમાલયમાં ગયો હતો તેમ ઘણા સાધુઓ હિમાલયમાં જાય છે. જેમ પેલો હોટેલવાળો વિચારદ ત્યાં જઇને વસ્યો છે તેમ કેટલાક સાધુઓ હિમાલયમાં રહે છે ખરા. પણ લોકોને એવા સાધુ નથી જોઇતા. એવા તો તેમને ઘેર પણ ભિક્ષા માગવા આવે છે. તેમને તો જોઇએ છે ત્રિકાળજ્ઞાની, ચમત્કારો કરી જાણનાર અને કાંઈ પણ ખાધા વગર જીવી શકનાર મહા-

ત્માઓ ! જેમને પગે માત્ર પડવાથી આપણને મોક્ષ પ્રાપ્ત થઇ જાય, અગર કીમિયાની કંઇ અજબ યુક્તિ અગર કંઇ નહિ તો છેવટ કાંઇક રોગ ઉપરની અદ્ભુત જડીબુટ્ટી અનાયાસે મળી જાય ! રાજ્ય પ્રકરણમાં રસ લેનારા લોકો પૂછેછેઃ "હિંદુસ્તાનનું ભવિષ્ય શું છે એ વિષે તમે હિમાલયના સાધુઓ પાસેથી કશું જાણ્યું છે ખરૂં ?" આવા બધા પ્રશ્નોનો જવાબ હું એકજ વાક્યમાં પતાવી દઉંછું. "હું સાધુઓની શોધમાં ગયો જ નહતો. ઉપદેશ તરીકે મને જે મળ્યું હતું તે મારે માટે બસ હતું." મારી સાધના મારે જ કરવી હતી. પરાન્ન ખાઈને કોઇના આશ્રિત રહેવું એ જેટલું શરમ ભરેલું છે, તેટલું જ કોઇ પણ સાધુની તપશ્ચર્યામાંથી બીએલો ટુકડો આપણને મળી જાય અને તેના ઉપર આપણે સુખી થઇએ એવી ઇચ્છા પણ આધ્યાત્મિક કંગાલિયત સૂચવે છે. સાધુઓનાં દર્શનથી આપણું હૃદય પવિત્ર થઇ જાય, એમનો વૈરાગ્ય આપણામાં ઉદ્ભવે, એમની ઇશ્વર ઉપરની નિષ્ઠા આપણામાં જાગે, અને એમના જેટલી જ તપશ્ચર્યા કરવાનું આપણામાં નિશ્ચયબળ આવે એ ઇચ્છવાજોગ છે; પણ તેમના પ્રસાદ તરીકે આપણને કંઈ પણ મળી જાય, અને અનાયાસે, વગર મહેનતે આપણે સુખી થઈ જાઇએ એમ ઇચ્છવામાં તો પામરતા જ રહેલી છે. બજારમાંથી શાક ખરીદતી વેળાએ તોલ પૂરો થયા પછી 'બે ચાર બટાટા કે મરચાં ઉપર આપો' એમ માગનાર; દેશસેવામાં એક સામાન્ય સૈનિકની યોગ્યતા ધરાવતાં છતાં પોતાની સેવામાંથી જ રાષ્ટ્રને સ્વાતંત્ર્ય મળે તો જ હું બલિદાન કરૂં, નહિ તો નહિ, એમ કહેનાર; અંગ્રેજ લોકોને મફતી માગીને હેરાન કરીને સ્વરાજ્ય મેળવીશું એવી ઉમેદ રાખનાર; તેમ જ મહાત્માઓનો ચરણસ્પર્શ અગર વસ્ત્રસ્પર્શ કરવાથી, અથવા તેમનું એઠું ખાવાથી તેમની તપશ્ચર્યાનો કંઇક અંશ વિજળીની પેઠે આપણામાં સ્હેજે આવી જાય એમ ઇચ્છનાર; બધા જ સરખા રંક છે. વગર મહેનતે મોક્ષ મળે તો એ મોક્ષની કિંમત શી ? અને તે મોક્ષ પણ કેમ કહેવાય ?

સાધુ વિષે આપણા લોકોમાં બહુજ વિચિત્ર ખ્યાલ જોવામાં આવે છે. કેટલાકને સાધુ એટલે કોઇ જીવતી જાગતી જડીબુટ્ટી અથવા મંત્ર છે એમ લાગે છે અને કેટલાકને તે સંસારને છેતરનાર, ધતીંગ ચલાવનારને મફતનું ખાઇને મસીદે સૂતાર આળસુ ઠગ લાગે છે: કેમકે તેઓ કશી સમાજસેવા કરતા નથી, તેમજ દ્રવ્યઉપાર્જન કરતા નથી. પણ એક રાષ્ટ્રભક્તે મારી આગળ પોતાની ઇચ્છા પ્રકટ કરી હતી કે આ બધા સાધુઓને પકડીને તેમની એક ફોજ તૈયાર કરીએ અને તેમને કવાયત શીખવીને અંગ્રેજો સામે લડાવીએ. સાધુઓની સંખ્યા બાવન લાખની છે, એ આજે હિંદુસ્તાનમાં સૌ કોઇ જાણે છે; અને અર્થશાસ્ત્ર જાણનારા આપણા વિદ્વાન લોકો રાષ્ટ્રની શક્તિનો આટલો અપવ્યય કેમ સહન કરે ? માટે આ બાવન લાખ સાધુઓનું શું કરવું, એજ ચિંતામાં કેટલાક દેશહિતચિંતકો દૂબળા થઈ રહ્યા છે ! સંસાર અસાર છે, તેમાં "એક રોટી ઔર દો લંગોટી"ની જ હાજત રાખીને નિર્લેપ રહો અને હરિનામ લ્યો અથવા આત્મચિંતન કરો એમ કહેનાર સાધુઓને ખાખી પોશાક પહેરાવીને હાથમાં બંદૂકને સંગીન તથા કમરપટ્ટામાં પ્રાણઘાતક દારૂગોળી બંધાવીને 'લેફ્ટ, રાઈટ, લેફ્ટ' ચાલતા કર્યાનું દૃશ્ય હિંદુધર્મનો વિજય સૂચવશે ખરૂં !!!

આજના સાધુઓ આદર્શ છે એમ કોઈ નહિ કહે. હિંદીમાં કહેવત છે કે "જૈસા જુગ, વૈસા જોગી." જોગી આસમાનથી ઉતરતા નથી કે જમીનમાંથીયે ઉગતા નથી. તે તે કાળના સમાજમાંથી જ તેઓ પાકે છે; પોતાના જ દોષો સાધુઓમાં ઉતરેલા જોઇ સાંસારિક લોકોને આટલું આશ્ચર્ય શા માટે થતું હશે? સાધુવર્ગને સુધારવો હોય તો પ્રથમ સમાજને જ સુધારવો પડશે; એટલે કે દરેક જણ પોતપોતાનેજ સુધારે. આપણે તો બધા સાધુ સરખાજ માન્યા છે. સાધુઓમાં ભળીને કોણે તેમને તપાસ્યા છે? કેટલાક સાધુઓમાં તમારા સંસારી લોકો કરતાં વધારે ખાનદાની, વધારે ભૂતદયા અને વધારે ઉદ્યોગ હોય છે. તેમનામાં દુનિયાનું જે જ્ઞાન હોય છે તેટલું મેળવવા તમારી બધી લાયબ્રેરીઓ તમે પૂરી કરો તોપણ તે બસ નહિ થાય.

એક દિવસ સવારે અમે વ્હેલા ઉઠીને 'ગ્રેનાઈટ' ટેકરી ઉપર ફરવા ગયા હતા, અને ત્યાંના એક દેવદાર વૃક્ષ નીચે એમર્સનના 'સર્કલ્સ' ઉપર વાતચિત કરતા હતા, એવામાં જમણી બાજૂએ દૂર વાદળાંથી ઢંકાએલો એક નાનકડો કોટ જોવામાં આવ્યો. મેં સ્વામીને પૂછ્યું: "પેલું નાના બેટ જેવું શું દેખાય છે? કંઇ મંદિર કે સાધુઓનો અખાડો તો ન્હોય?" સ્વામીએ કહ્યું: "એજ તો ખાખી બાવાનો ખગમરા કોટ. આપણે બપોરે ત્યાં જઇશું. ખાખી બાવા એક દિવ્ય પુરુષ છે. હું ઘણીવાર એમની પાસે જાઉં છું. એકાદશીને દિવસે એમને ત્યાં આખી રાત ભજન ચાલે છે. ત્યાં એક બંગાળી સાધુ પણ આવે છે. તે જેટલો ભક્ત છે તેટલો જ અપ્રતિમ ગાનારો છે."

નિશ્ચય પ્રમાણે અમે બપોરે ખાખી બાવાના દર્શને ગયા. આલ્મોડાની કેડ ઉપરથી ઉતરીને એક નૌલા (ઝરણા) પાસે અમે આવ્યા. ત્યાં મીઠું સાકર પાણી પીધું ને ખગમરા ટેકરી ચડીને જગ્યામાં ગયા. બાવાઓનું 'ટાઉન પ્લૅનિંગ' જોવા જેવું હોય છે. શહેરોમાં એક બીજાની ફેશનનું અનુકરણ કરનારાઓના જેવાં તેઓ ઘેટાં નથી હોતા. તેમના અખાડાની રચનામાં હેતુ હોય છે; તેનો દરેક ભાગ સાભિપ્રાય બાંધેલો હોય છે; બધી રચના ઉપયુક્ત, પ્રમાણબદ્ધ તેમજ કાવ્યમય હોય છે; એશઆરામની સગવડ વગર મકાનોમાં કેટલી સુંદરતા આણી શકાય તેનું જાણે ત્યાં એક પ્રદર્શન જ હોય છે.

ખાખી બાવા પોતે જ્યાં રહેતા હતા તે એક આઠખૂણી ઝૂંપડી હતી. ઉપર લાકડાંના લાંબા લાંબા પાટડાનું છાપરૂં હતું, જે ઉપરથી બરફ ને વરસાદ તથા અંદરથી ધુણીના ધુમાડાથી વિવર્ણ બની ગયું હતું. વચમાં એક મોટી ધૂણી ધખતી હતી. ધૂણીમાં લોઢાના બે ચાર ચીપિયા અને એક બે ત્રિશૂળ ખોસેલાં હતાં. પાસે લાકડાનું એક લાંબું પહોળું અને જાડું પાટીઉં પડેલું હતું ને તેની ઉપર ખાખી બાવાની ભવ્ય મૂર્તિ વિરાજેલી હતી. આસપાસ પહાડી લોકોનું શિષ્યવૃન્દ બેઠેલું હતું. ધુણી પાસે એક લોટીમાં પાણી ગરમ થતું હતું. અમે અંદર ગયા. નીચા વળીને બાવાને નમસ્કાર કર્યા અને બેઠા. બાવાએ અત્યંત પ્રેમભર્યો સત્કાર કર્યો. સ્વામીએ તેમને અમારી બન્નેની ઓળખાણ કરાવી. હું બેલગામથી આવું છું એમ સાંભળતાં વેંત તેઓ બોલી ઉઠયા: "તમે બેલગામના કે

શહાપુરના ?" હું ચકિત થયો. બેલગામ-શહાપુર જોડાજોડ વસેલાં છે. બે વચ્ચે એક માઇલનું પણ પૂરું અંતર નથી. ત્યારે હિમાલયના આ સાધુને બેલગામ અને શહાપુર વચ્ચેના ભેદની પણ ખબર છે ! મેં કહ્યું: "હું શહાપુરનો." ખાખી બાવા બોલ્યા: "ત્હમારૂં શહાપુર તો સાંગલીની હદનું. તે બ્રિટિશ રાજ્ય નથી. ત્હમારે ત્યાં મારવાડી લોકોએ બાલાજીનું મંદિર બાંધ્યું છે તે પૂરૂં થયું કે ?" મેં ત્યાંની બધી હકીકત કહી દીધી. પછી મેં શું શું કર્યું, હું ક્યાં ક્યાં ફર્યો એ બધું તેમણે પૂછી લીધું. હું ઓછું ફરેલો નહતો, છતાં જે જે ગામ કે શહેરનાં નામ લઉં ત્યાંના જ તેઓ પોતે જાણે વતની હોય એમ ત્યાંની વિગત કહે, અને પોતે પૂછવા લાગે. ત્યાર પછી અમારા બુવાનો વારો આવ્યો. બુવા રામદાસી સંપ્રદાયના હતા એટલે એમનો મઠ, એમનો ફિરકો બધું પૂછી લીધું. એક ઘડીની અંદર અમે જોઇ લીધું કે ખાખી બાવાનું હિન્દુસ્તાનની ભૂગોળનું અને ધાર્મિક ઇતિહાસનું જ્ઞાન "ઇમ્પીરીઅલ ગેઝેટિયર્સ"ના કરતાં વધારે હતું; અને આ બધું સ્કૂલમાં કે કૉલેજમાં ગયા વગર, 'રૉયલ એશિયાટિક સોસાયટી'ના મેમ્બર થયા વગર મેળવેલું હતું ! અમારૂં પોતાનું જ્ઞાન લગભગ થઇ રહેવા આવેલું જોઇ એમણે વધારે સવાલો પૂછીને અમને લજ્જિત કરવાનું છોડી દીધું.

પછી અમે કહ્યું: "અમારે ગંગોત્રી, જમ્નોત્રી, કેદાર, બદરી વગેરેની યાત્રા કરવી છે. સ્વામીને કૈલાસ જવું છે." એટલે તેમણે હિમાલયનાં બધાં તીર્થસ્થાનોનું વર્ણન શરૂ કરી દીધું ! અમારી મૂઝવણ જોઇ તેમણે પાસે પડેલું લાકડાનું એક પાટિયું હાથમાં લીધું અને ધોળી માટીનો એક ગાંગરો લઈ ચટ દઇને કામચલાઉ નકશો દોરી કહાડ્યો. તેમાં બદરીનારાયણ જવાના ચાર રસ્તા બતાવેલા હતા. તેઓ કહે: "વધારેમાં વધારે રેલની મુસાફરી કરીને ઓછામાં ઓછી પેંગની મુસાફરી કરવી હોય તો આ રસ્તો છે. ખાવાપીવાની સગવડ જોઇતી હોય તો આ રસ્તો છે. ઝટ જવું હોય તો આ ત્રીજો રસ્તો છે. પણ એ રસ્તે તમારે માત્ર પૂરતું પરચુરણ પાસે રાખવું જોઇએ. તમારી 'નોટ' ત્યાં નહિ ચાલે; અને ગરીબ લોકો પાસે પૂરતું પરચુરણ પણ નહિ મળે." ચોથો રસ્તો એમણે પોતાના રસ્તા તરીકે ઓળખાવ્યો. તેમાં જંગલો અને સૃષ્ટિશોભા વધારેમાં વધારે હતી. એ રસ્તો છેક એકાંત હતો, અને મનુષ્યવસ્તી આવે એવાં બે સ્થળો વચ્ચે ઓછામાં ઓછું ચાળીસ ચાળીસ માઇલનું અંતર રહેતું. મેં પૂછ્યું: "મહારાજ, આપ બદરીનારાયણ ક્યારે પધાર્યા હતા ?" તેમણે કહ્યું: "અધીવાર મળીને સત્તર વખત ગયો છું !" સ્વામીને કૈલાસ જવું હતું એટલે મેં બાવાને પૂછ્યું: "આપ કૈલાસ પણ જઈ આવ્યા હશો ?" એમણે કહ્યું: "આઠ વેળા !" અને જાણે તે રસ્તાનું આખું દશ્ય આંખ સામે ઉભું હોય તેમ એ વર્ણવવા લાગ્યા. કૈલાસને રસ્તે આવતા મોરપંખી બાવા કરીને દરવર્ષે કૈલાસની યાત્રા કરનાર એક સાધુનું વર્ણન પછી ચાલ્યું.

પછી અમે આસપાસના પ્રદેશમાં રહેનારા સોમબારગિરિ બાવા જેવા બીજા સત્પુરુષો વિષે પૂછ્યું. હિન્દુસ્તાનના ભિન્ન ભિન્ન પ્રાંતોની આબોહવા, ત્યાંનો ખોરાક, લોકોના રીતરિવાજ અને સ્વભાવ વિષેનો પોતાનો અનુભવ, એ બધું તેમણે કહી સંભળાવ્યું. ગુજ-

રાતની ધર્મશ્રદ્ધાની તેમણે ખૂબ તારીફ કરી. મહારાજનું આદરાતિથ્ય તેમને બહુજ ગમેલું. આંગણની ગંદકી અને ત્યાંના જળાશયોની સ્વચ્છતા તરફની બેદરકારીની તેમણે ફરિયાદ કરી. રામેશ્વર તરફનાં મંદિરોની વ્યવસ્થામાં શી શી ખામીઓ છે તે વિષે તે બોલ્યા. પછી તેમણે અમને ચ્હા લેવાનો આગ્રહ કર્યો. હિમાલયની ચ્હા, લિપ્ટનની ચ્હા નથી હોતી. ત્યાંની ત્યાં જ ઉગેલી હોય છે, અને ત્યાંની ચ્હા તૈયાર કરવાની પદ્ધતિ પણ જૂદી જ હોય છે. હિમાલયની કડક ઠંડીમાં આ ચ્હા બહુ ઉપયોગી વસ્તુ છે એમ ત્યાંના લોકો કહે છે. અમે ચ્હા લેવાની તો ના પાડી. ત્યારે તેમણે પાસની જ એક ટોપલીમાંથી પેંડા આપવાને એક હરિજનને કહ્યું. મેં કહ્યું: "હું ખાંડ નથી ખાતો." તેમણે કહ્યું: "મારી ખાંડ દેશી હોય છે. હું દરવરસે કાનપુરથી ખાસ ખાંડ મંગાવી રાખું છું. (મને પાછળથી ખબર પડી કે ખાખી બાવાને ત્યાં વપરાતી ખાંડ પીલભીતવાળા રાજા લલિતાપ્રસાદ તરફથી દરવરસે, ખાસ મોકલેલા ગુમાસ્તાની જાતિદેખરેખ નીચે કાનપુરના કારખાનામાં તૈયાર કરવામાં આવતી અને પોઠિયાઓ ભરીને વરસમાં એક વાર સામટી પહાડ ઉપર મોકલી દેવામાં આવતી.) મેં કહ્યું: "છ વરસ સુધી ખાંડ ન ખાવાનું મારૂં વ્રત છે, માટે મને માફ કરો." પણ બાવા એમ ક્યાં છોડે એવા હતા? તરત જ મને ખારેક અને બદામ આપવામાં આવ્યાં અને ફરી વાતો ચાલી.

બાવાએ લોટામાંથી ગરમ પાણી પીવાને લીધું, પણ પીતા પહેલાં એનાં બે ચાર ટીપાં પ્રથમ અગ્નિને અર્પણ કર્યાં. મને એની જરા નવાઇ લાગી; ત્યારે સ્વામીએ મને કહ્યું: "ખાખી બાવા કંઈ પણ ખાય કે પીએ તે પ્રથમ અગ્નિને અર્પણ કરે જ." ખાખી બાવા બોલ્યા: "આપણે તો દહાડામાં એકજવાર એક બાટી બનાવીને 'પાઈએ' છીએ. આજે બપોરે; તે પાછા કાલે બપોરે." હું મનમાં બોલ્યો: "ત્યારે આ પેંડા ને બદામ ને ખારેક ને એ બધું અમારા જેવા અતિથિઓને માટેજ શું? ધન્ય છે આ સાધુને!" ખાખી બાવાની કેડે મુંજનું એક જાડું દોરડું અને એક વ્હેંત પહોળી કૌપીન હતી. આખું શરીર ભસ્મચર્ચિત રહેતું. દાઢી અને મૂછના લાંબા લાંબા વાળ તાપથી લાલ થઈ ગયા હતા.

પછી હાલના સાધુઓના ધર્મોપદેશ વિષે વાત ચાલી. અંગ્રેજી ભણેલા કેટલાક સાધુ થઈ જાય છે તેઓ અંગ્રેજીમાં ચોપડીઓ લખે છે, વ્યાખ્યાનો આપતા ફરે છે, સમાજસેવાના પાઠ શીખવે છે એ જોઈ ખાખી બાવાનું હસવું ખાળ્યું ન રહેતું; તેઓ બોલી ઉઠયા: "તમે અંગ્રેજી ભણેલા સાધુઓ ગરીબ લોકોની શી સેવા કરો છો? દુખિયાંને શો દિલાસો આપો છો?" અને એકદમ શૂન્ય દૃષ્ટિએ સામેની ધર્મશાળાપર નજર ઠેરવી સ્વાગત બોલતા હોય તેમ ઉદ્વેગથી બોલ્યા: "સાલે સુસરે લૅક્ચરબાજી કરતે હૈ! ઉસમેંસી ઔર કોઈ બિવેકાનન્દ બનનેકી તો તાકત નહિ; ખાલી ટ્રાન્સલેશન કરતે હૈ! ભગવાનકા નામ લો, કુચ્છ તપ કરો. બન સકે તો ભૂખે કો અન્નદાન દો, ઔર અપના કામ કરો. યે ક્યા ખાલી લગાઈ હૈ?" સ્વામીએ પૂછ્યું: "આપ આ વરસે બદરીનારાયણ જવાના છો ખરા? એમણે પોતાનાં મ્હોટા મ્હોટા ચીરા પડેલાં પગનાં તળિયાં બતાવીને કહ્યું:" ઈશ્વરે મને આ સજા કરી છે. આ માણસ યાત્રા ખૂબ કરે છે, માટે એને એક ઠેકાણે બેસા-

ડવો જોઇએ એમ ધારી ઇશ્વરે જ મારા પગની આ દયા કરી, મૂકી છે. હવે મારે જવું હોય તો કંતાનના જોડા વાપરવા પડે."

ખગમરામાં રહીને ખાખીબાવા જે મૂગી સમાજસેવા કરતા તેનો આંક કોણ બાંધી શકે ? દર્દીઓને તેઓ દવા આપતા; વહેવાર કુશળ અને નિઃસ્પૃહ હોવાથી મૂંઝાયેલા સંસારીઓને સલાહ આપતા; ભૂખ્યાં તરસ્યાં સહુ ખગમરામાં સંતોષાતાં. અદાલતોમાં ન પતી નારા ભાઈ ભાઈ વચ્ચેના ટંટાઓ એમના ઉપદેશથી પતી જતા. તેઓ પોતે યોગમાર્ગી હતા અને છેલ્લી ઘડીએ પદ્માસન વાળી પ્રાણ બ્રહ્માંડમાં લઈ જવાની તેમની અભિલાષા હતી. સંસારની ધાંધલમાંથી તેઓ નિવૃત્ત થયા હતા છતાં આ નિવૃત્તિમાં જ તેમણે સાત્વિક પ્રવૃત્તિ ઉભી કરી હતી, અને આ સાત્વિક પ્રવૃત્તિ વચ્ચે પણ 'કમલપત્ર'ની પેઠે અલિપ્ત રહેવાનો અદ્ભૂત યોગ તેમણે સાધ્યો હતો.

ધર્મની ચર્ચા કરનારા આપણા આધુનિક વિદ્વાનો, મુત્સદ્દીઓ, સમાજસેવકો, અર્થશાસ્ત્રીઓએ સાધુઓ ઉપર ટીકા કરતાં પહેલાં પરિગ્રહશૂન્ય નિર્મળવૃત્તિથી તેમના જીવનનો અભ્યાસ કરવો જોઇએ. બીજું કાંઈ નહિ તો આ દેશમાં કેવી રીતે રહેવાથી સારામાં સારી રીતે આરોગ્ય જાળવી શકાય છે એ બતાવવાની એમની સેવા દેશને માટે આજે પણ એટલી આદર્શરૂપ છે કે સાધુઓપર ખરચાતો પૈસો સાર્થ ગણાય. શું સંસારમાં રહીને લોકોની અધમ વૃત્તિને પોષીને ધન મેળવનાર અને મરતી વેળાએ પ્રાણ અને શહૂર વગરનાં છોકરાંઓની ફોજ પાછળ મૂકી જનાર લોકો સમાજનો હિતકારી, અને સાધુઓ 'મફતનું ખાનારા'? એ ન્યાય અજબ છે!

તમારી સમાજસેવાની સંસ્થાઓ જુઓ. તે કેટલી ખરચાળ હોય છે ? તેના વ્યવસ્થાપકોને કેટલો ભારે પગાર આપવો પડે છે ? તેના રિપોર્ટ છાપવા પાછળ પણ પૈસાનો અને સત્યનો કેટલો વ્યય કરવો પડે છે ? અને છતાં પૈસાની ઘાલમેલ પણ તેમાં કેટલા બધા દાખલાઓમાં થાય છે તે જોવા જેવું છે. બીજી બાજુએ, સાધુઓને હાથે ચાલતી સંસ્થાઓ નનામી હોય છે; તેના રિપોર્ટો કદી બહાર પડતા નથી; તેને 'લાઇફ મેમ્બરો' અને 'પેટ્રનો' હોતા નથી; છતાં બધો ખરચ કસર કરીકરીને કરવામાં આવે છે અને દરેક પાઇ કામ આવે છે.

હિન્દુસ્તાનનું અપ્રતિમ લોકસાહિત્ય આ સાધુઓની જ કૃપાએ જીવતું રહ્યું છે, અને ભવિષ્યમાં પણ જીવતું રહેશે. ધાર્મિક સંસ્કૃતિ ટકાવવા, વધારવા, ફેલાવવા ને સુધારવા માટે દુનિયામાં આટલી સુધરેલી, સસ્તી અને ખાત્રીલાયક વ્યવસ્થા બીજે ક્યાંયે નહિ મળે.

હિન્દુસ્તાનની રાષ્ટ્રીય એકતા ઐતિહાસિક અને ભૌગોલિક પુરાવા આપીને ચોપડી લખનારા વિદ્વાનોએ સિદ્ધ કરી હશે, પણ તે રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન કરવાનું શ્રેય તો સાધુઓને જ છે. જૂના વખતમાં, દરેક પ્રજાહિતદક્ષ રાજા કોઈ પણ મહાન સાધુ પોતાની રાજધાનીમાં આવે એટલે તેને દર્શને જતો, અને દૂરદૂરના દેશોમાં શું ચાલે છે, લોકોની

શી સ્થિતિ છે, વગેરેની તેની પાસેથી પૂરી માહિતી મેળવતો. અને તે સાધુ પણ રાજાની રાજધાની છોડતી વેળાએ રાજા પાસે આશીર્વાદ આપવા જઈ તેના રાજ્યમાં પોતે જે કાંઈ જોયું હોય તે બધું સાફ સાફ કહી દેતો. આ રીતે દીન રંક પ્રજાની પણ ફરિયાદ આવો નિઃસ્વાર્થીમાં નિઃસ્વાર્થી વકીલની મારફત રાજાને પહોંચતી. રાજાના અમલદારોપર આ એક ભારેમાં ભારે અંકુશ રહેતો; અને કીર્તિની ખેવના રાખનાર દરેક રાજા પણ સાધુની ધર્મબુદ્ધિને પસંદ પડે અને સંતોષ થાય એવી જ રાજ્યવ્યવસ્થા રાખવાને ઇંતેજાર રહેતો. સાધુ જ્યારે ગામડાઓમાં વિચરે ત્યારે ગ્રામદેવતાના મંદિરમાં અગર કોઈ ઝાડ તળે પોતાની ધૂણી નાખે. ત્યાં તેની પાસેથી ગામનાં છોકરાંઓને વાર્તાઓ ને ભૂગોળનું જ્ઞાન મળે; વેપારીઓને વેપારની માહિતી મળે; શૂરવીરોને પોતાની બહાદુરીની કદર કયાં થઈ શકે તેમ છે તે જાણવાનું મળે; ગામની ડોશીઓના વૈદકના જ્ઞાનમાં ઉમેરો થાય; દુખિયાંના રોગ મટે; અને ઘણીવાર ગામના જૂના મંદિર કે ધર્મશાળાનો જિર્ણોદ્ધાર પણ થાય. પતંગિયું જેમ એક ફૂલ ઉપરથી બીજા ફૂલ ઉપર બેસી ઝાડોને સુફલિત કરે છે, તેમ સાધુઓ એક દેશમાંથી બીજા દેશમાં વિચરીને સંસ્કૃતિની આપલેના વણઝારા બને છે અને દેશેદેશ સંસ્કૃતિની પેઢી ઉઘાડે છે. સમાજના ઉચ્ચ અને સંસ્કારી વર્ગના લોકો ગૃહલોલુપ થયા, સંયમનો સ્વાદ તેમનામાંથી લોપ પામ્યો, અને તેથી સાધુ વર્ગમાંથી પણ સારા લોકો ઓછા થયા. સમાજ આળસુ, વિષયાસક્ત અને લાલચુ બન્યો; સાધુની કદર કર્યા વગર ધર્મનું પુણ્ય ખિસામાં પડે એટલાજ હેતુથી સાધુઓનું પાલન થવા લાગ્યું. તેથી તે વર્ગ પણ સમાજના જેટલોજ પડ્યો. હવે આપણે પારકાઓની ટીકા સાંભળીને તે વર્ગનો નાશ કરવા તૈયાર થયા છીએ.

આમ, આપણી સંસ્કૃતિની દરેક ઉચ્ચ અને ઉદાત્ત સંસ્થા પ્રાણને અભાવે આપણે સડવા દીધી, અને આજ તેને સુધારવાને બદલે તેનો નાશ કરી આપણે જંગલી દશાને વળગવા માગીએ છીએ. ગ્રીસ, રોમ, ઇજિપ્ત, વગેરે રાષ્ટ્રો મરી ચૂક્યાં, હિન્દુસ્તાન એક જીવે છે એમ અભિમાનપૂર્વક કહેનારા આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે હિન્દુસ્તાન જીવે છે એનો અર્થ એ છે કે હિન્દુસ્તાન હજી પોતાની પ્રાચીન સંસ્કૃતિજન્ય સંસ્થાઓ ટકાવી રહ્યું છે. આ સંસ્થાઓ તોડી નાખી, કે હિન્દુસ્તાને કબરસ્તાનમાં પ્રવેશ કર્યો સમજવો.

આવા આવા વિચારોની મનમાં ધમચકડી ચાલવાથી ખગમરા ટેકરીથી અમે પાછા ક્યારે ફર્યા, રસ્તામાં લાલા બદરીશાએ શું પૂછ્યું, પોસ્ટ માસ્તર જોડે બીજા કોણ કોણ હતા, એ તરફ મારૂં ધ્યાન બિલકુલ ગયું નહિ. હિમાલયની હવા ધ્યાનને માટે અનુકૂળ છે, પણ તે ધ્યાનભંગ કરનાર બે વસ્તુઓ ત્યાં જોરાવર છે. એક ટાઢ, અને બીજી ભૂખ. બન્નેએ મારા ઉપર સરખોજ હૂમલો કર્યો હતો, તેથી બન્ન સામે રક્ષણ મેળવવા અમે દોડતા દોડતા અમારા રસોડામાં પ્રવેશ કર્યો.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

# અધ્યાપન મંદિરો તથા અધ્યાપકો.

જુની કેળવણીની સંસ્થાઓ-પ્રાણવિનાની છે, માત્ર યંત્રવત્ છે. તેમાં મોટા ફેરફારો થવાની જરૂર છે એવી બૂમો અત્યારે ચારે કોરથી સંભળાય છે. કેળવણીકારો કહે છે કે ચાલુ શિક્ષણ પદ્ધતિમાં મોટા મોટા દોષો અને તે નાબુદ કરી શિક્ષણ પદ્ધતિને સાચે માર્ગે દોરવી જોઇએ.

કેળવણીના દિશામાં ઉક્ત ફેરફારો કરવા માટે અને કેળવણીને સાચી કેળવણી બનાવવા માટે આપણા અભ્યાસક્રમોમાં ઔદ્યોગિક શિક્ષણ, કલાનું શિક્ષણ, શારીરિક શિક્ષણ, ધર્મનું શિક્ષણ વગેરે વગેરે દાખલ કર્યા છે, અને છતાં પણ આપણે ધાર્યું પરિણામ લાવી શક્યા નથી; આપણને સંતોષ થતો નથી. આનું શું કારણ છે તે આપણે તપાસીએ.

કેળવણીને યોગ્ય બનાવવામાં અને તેનું શુભ ફળ નિપજાવવામાં મોટામાં મોટી મુશ્કેલી આપણને નડે છે, તે શિક્ષકોની છે. શીખવા શીખવવાની જે જુની ઘરડમાંથી આ-આપણે પસાર થયા છીએ તેજ ઘરડને વળગી રહેવાના અભ્યાસવાળા આપણે થઈ ગયા છીએ. ગમે તેટલા પ્રયત્નો કરવા છતાં એ જૂના સંસ્કારો આપણામાંથી ભૂંસાતા નથી અને તેથી નવા નવા ફેરફારો કરવાના વિચાર અને આગ્રહવાળા આપણા શિક્ષકો જૂની વસ્તુને ત્યાગી શકતા નથી અને જાણ્યે અજાણ્યે પણ તેમની પદ્ધતિમાં સડી ગયેલ પદ્ધતિના દોષો ગરી જાય છે.

શિક્ષકો તૈયાર કરવાની જે શાળાઓ આપણા દેશમાં ચાલી રહી છે, તેમાં પણ આવી દીનદશા જોવામાં આવે છે. ઇનામની પદ્ધતિ, હરિફાઈ, પરીક્ષાનું ધોરણ વગેરે કેળવણીના કૃત્રિમ માપોથી શિક્ષક થવાને માટે આવેલ વિદ્યાર્થી શિક્ષક થઈ શકતોજ નથી. જ્યાં શિક્ષક થયો છે કે નહિ તેની યોગ્યતાનું માપ પરીક્ષામાં મળતા ટોકડાથી કાઢવામાં આવે ત્યાં સાચા શિક્ષક ક્યાંથીજ સંભવે ? એવા વિદ્યાર્થીઓનું વધારેમાં વધારે ટોકડા મેળવવા માટે તૈયાર કરેલું જ્ઞાનતો પરીક્ષા પછી તુરતજ વિસારે પડે છે, ત્યાં પછી તે જ્ઞાનને પ્રયોગમાં ઉતારવાનો તો પ્રશ્નજ ક્યાં રહ્યો ? આવા શિક્ષકો આપણા બાળકોના ગુરૂ થઈ બેસે છે. તેમના પોતાનામાંજ પ્રાણ—આત્મા હોતો નથી તો પછી વિદ્યાર્થીઓમાં તો તેઓ પ્રાણ ક્યાંથી રેડીજ શકે ? એવા શિક્ષકો તે શિક્ષકો નથી પરંતુ યંત્રો છે અને યંત્રોમાંથી પ્રાણ—ચેતન ઉત્પન્ન થવાનો સંભવજ હોઇ શકે નહિ !

આટલાજ માટે જો આપણી શાળાઓને પ્રાણવાન—ચેતનવંતી બનાવવી હોય, જો આપણી શાળાઓના બાળકોને ખરા મનુષ્યો બનાવવા હોય તો એકજ રસ્તો, આપણા માટે ઉઘાડો છે અને તે ઉત્તમ અધ્યાપકો તૈયાર કરવા માટે ઉંચી કોટીના અધ્યાપન મંદિરો ઉભાં કરવાં જોઇએ અને વિદ્યાર્થીઓમાં પ્રાણ રેડી શકે એવા અધ્યાપકો તે મંદિરોમાં તૈયાર કરવા માટે ખૂબ પ્રયત્નો થવા જોઇએ. અત્યારે તો આપણે ત્યાં એવી શોચનીય સ્થિતિ છે કે યુનીવર્સીટીની હરકોઈ ઉપાધી લીધેલો માણસ શિક્ષક થઈ જવાનો દાવો કરે છે ! ઉપાધી

(ડીગ્રી) વાળા માણસને શિક્ષક ન બનાવવો પરંતુ યોગ્ય શિક્ષકને ઉપાધીવાળો બનાવવો એ ધોરણ હવે આપણે અખત્યાર કરવું જોઇએ. કોઈ પણ ઉપાધી માણસનામાં શિક્ષકના ગુણો લાની શકતીજ નથી. એવી ઉપાધીવાળો માણસ સારો વિદ્વાન હોઇ શકે પરંતુ શિક્ષક તો નહિજ. અને છતાં દિલગીરીની વાત છે કે "વિદ્વાન" અને "શિક્ષક" એ બે શબ્દોને આપણે પર્યાય ગણીએ છીએ. એટલે કે આપણે એમ માનતા થઈ ગયા છીએ કે જે સારો વિદ્વાન હોય તે સારો શિક્ષક પણ હોય. એવા વિદ્વાનને આપણે એકદમ શિક્ષક અથવા મુખ્ય શિક્ષકના સ્થાન ઉપર બેસારી દઇએ છીએ, પરંતુ આપણી અહીં મોટી ભૂલ થાય છે તે આપણે જોઈ શકતા નથી. જે માણસ ઉત્તમ વિદ્વાન હોય તે ઉત્તમ શિક્ષક પણ હોય એ માન્યતા ભૂલ ભરેલી છે, અને આવી ભૂલ ભરેલી માન્યતાથીજ આપણે ઠગાયા છીએ. શિક્ષક થવામાં પ્રખર વિદ્વતાની કશી આવશ્યકતા નથી.

સાચી અને યોગ્ય કેળવણી આપવામાં બીજી વાત એ ધ્યાનમાં રાખવી જરૂરની છે કે બાળકની વૃત્તિઓને પોષે તથા બાળકને રસ પડે તેવે માર્ગે બાળકને વાળવામાં શિક્ષકના બધા પ્રયત્નો થવા જોઇએ; અને સાથે સાથે આપણે એ પણ ભૂલી જવું ન જોઇએ કે બાળકને આપવાની સઘળી કેળવણીનો તેના સાક્ષાત્ જીવન સાથે સુસંબંધ હોવો જોઇએ. બાળક પણ અમુક સંસ્કારો લઇનેજ જન્મે છે અને તે સંસ્કારોને ખીલવવામાં અને તેનામા રહેલી ગુપ્ત શક્તિઓને વિકસાવવામાં જ શિક્ષકનું શિક્ષકપણું રહેલું છે. આ વસ્તુને બરાબર સમજી લેવી અને તેને વર્તનમાં ઉતારવી તેમાંજ શિક્ષણશાસ્ત્રનું ખરૂં રહસ્ય સમાયેલું છે. આપણે બાળકના શરીરની તપાસ કરીયે છીએ એ ઠીક પરંતુ બાળકને ઓળખવા માટે આપણે આથી પણ ઉંડા જવું જરૂરનું છે. બાળક શું વિચારે છે, પોતાની આસપાસની વસ્તુઓ સંબંધે તથા પરિજનો સંબંધે તે શું ધારે છે, તેના શા શા અભિલાષો છે, કયા હેતુથી તે પોતાની ક્રિયાઓ કરે છે, કયું કામ તે સ્વેચ્છાથી કર્યે જાય છે અને કયા કામમાં તેને રસ પડતો નથી વગેરે વગેરે બાબતોનો શિક્ષકોએ બારીક અભ્યાસ કરવો ઘટે છે.

એવી વિગતોના સ્પષ્ટ ખ્યાલ પછી જ બાલકને યોગ્ય જ્ઞાન આપવાની શરૂઆત કરી શકાય. અત્યારના શિક્ષકો તો બાલકની શારીરિક, માનસિક કે બૌધિક શક્તિઓની બીલકુલ ગણના કર્યા સિવાય પોતાનીજ માન્યતા ઉપર બાલકને ભણતરમાં હંકાર્યે જાય છે.

સામાન્ય રીતે આપણે અધ્યાપકના ત્રણ વર્ગ પાડી શકીએ. (૧) જે પાઠ્ય-પુસ્તક શીખવવાનું તેને સોંપવામાં આવ્યું હોય તે પાઠ્ય પુસ્તકને જ શિક્ષણકાર્ય માટે પોતાનું સર્વસ્વ માનનાર. (૨) જે વિષય પોતાને શીખવવાનો હોય તે વિષયના શિક્ષણનેજ શિક્ષણકાર્યની પરિસમાપ્તિ માનનાર અને (૩) બાલકને જ પોતાના શિક્ષણનું ખરૂં કેન્દ્ર સમજનાર.

શિક્ષણની સંસ્થાઓ તરફ નજર નાંખતાં અત્યારે તો આપણી દષ્ટિએ પહેલા બે પ્રકારનાજ અધ્યાપકો પડે છે. પહેલા પ્રકારનો અધ્યાપક તો એમજ સમજે છે કે શિખ-

વગાના પાઠય પુસ્તકમાંજ બાલકનું સર્વ શિક્ષણ મર્યાદિત થઇ જાય છે. પાઠય પુસ્તકની બહાર પોતે જઇ શકતો જ નથી તેમજ જો કોઈ બાલક પાઠય પુસ્તકની બહાર જવાનો પ્રયત્ન કરે તો તેને ધમકાવી કાઢે છે, ભાષા, ઇતિહાસ કે ગણિત જેવા વિષયોના શિક્ષણમાં પાઠય પુસ્તકની બહારની વિગત મૂકવી અથવા કહેવી એ તો એમને મન શિક્ષણમાં અત્યાચાર થઇ ગયો જણાય છે ! ગમે તે થઈ જાય તો પણ એ તો પાઠય પુસ્તકને છોડતોજ નથી અને બાલકોને છોડવા પણ દેતો નથી. અધ્યાપકની જ્યાં આવી દશા હોય ત્યાં બાલકની કઈ શક્તિઓનો વિકાસ સંભવે ?

બીજા પ્રકારનો શિક્ષક પોતાને શિખવવાના વિષયને જ સઘળું પ્રાધાન્ય આપતો માલૂમ પડે છે, એક વિષયના શિક્ષણને કેવી રીતે વ્યવહારૂ, બંધબેસ્તું અને રસમય બનાવવું તે તે જાણતો જ નથી; તેમજ એક વિષયનું શિક્ષણ બીજા વિષય સાથે શી રીતે જોડી શકાય તેની પણ હેને ગમ પડતી નથી. 'Co-relation of subjects' એને મનમાં સ્ફૂરતુંજ નથી. પોતાના વિષયમાં એ ગમે તેટલો પારંગત હોય અને બીજા વિષયોનું પણ સારૂં એવું જ્ઞાન ધરાવતો હોય તો પણ તેની જ્ઞાન સમૃદ્ધિનો તે શિક્ષણમાં ઉપયોગ કરી શકતોજ નથી. વિષયના stereotyped શિક્ષણથી હદ ઓળંગવી એને માટે બહુજ મુશ્કેલ થઈ પડે છે, જ્યાં આવી જાતનું શિક્ષણ અપાતું હોય ત્યાં કોઈ પણ વિષયમાં નૈપુણ્ય તેમજ જ્ઞાનની વિશાળતા ક્યાંથી જ સંભવે ?

ત્રીજા પ્રકારનો અધ્યાપક (જે બહુ ભાગ્યે જ મળી આવે છે) પોતાની શિક્ષણની સઘળી પ્રવૃત્તિઓના કેન્દ્ર તરીકે બાલકને જ જુએ છે. તે કદી પણ પુસ્તકને યાતો અમુક વિષયને કોઈ પણ પ્રકારનું વધારે વજન આપતો જ નથી. તેની દૃષ્ટિ આગળ તો હર હમેશ બાલકજ ખડું રહે છે. હા, તે પુસ્તકનો ઉપયોગ કરે છે ખરો પરંતુ તેની શિક્ષણની યોજનામાં પાઠ્ય પુસ્તક બહુજ ગૌણસ્થાન હોય છે. પાઠય પુસ્તકને એ પોતાને માટે નજ ચાલી શકે તેવી જરૂરીયાત ગણતો નથી પરંતુ માત્ર સગવડ ગણે છે. શીખવવાની વસ્તુને બાલકની ગ્રહણ ધારણ કરવાની શક્તિને બંધબેસ્તું કરી દે છે અને એવી જાતના કાર્યમાં જે કોઇ પુસ્તક પોતાને ઉપયોગી થઈ પડે છે તેનો તે ઉપયોગ કરી લે છે. બાલકને લાયકની શિખવવાની વસ્તુ પુસ્તકોની બહારથી પણ એ મેળવી શકે છે. તેનું શિક્ષણ કોઇ પણ પુસ્તકમાં કે કોઇ પણ વિષયમાં મર્યાદિત થતું જ નથી.

આવો શિક્ષક પોતાના શિક્ષણને બાલકના સાક્ષાત્ જીવનથી છૂટું પાડી શકતો જ નથી. રમતોમાં મશગુલ થએલા બાલકને રમત છોડાવી તે ભણાવવા બેસતો નથી પરંતુ રમતમાં જ બાલકનું ભણતર શોધી આપે છે. હમેશના જીવન વ્યવહારમાંથી જ બાલકના શિક્ષણનો ખોરાક તે શોધી કાઢી બાલક પાસે મૂકતો જાય છે. એવા અધ્યાપકના શિક્ષણમાં "Life does not stop at waystations to take on supplies, but absorbs the supplies that it encounters as it moves along."

જ્યારે આપણા અધ્યાપકો મોટા મોટા મકાનો, મોટા મોટા પુસ્તકાલયો, શિક્ષણ પદ્ધતિની જૂની ધરેડ, શિક્ષણની કૃત્રિમતા વગેરે ઉપરથી પોતાનું લક્ષ ખેંચી લઈ બાલકો ઉપર જ-સઘળું લક્ષ મૂકશે, બાલકને જ શિક્ષણનું ખરૂં કેન્દ્ર ગણતા થશે ત્યારે જ આપણી શિક્ષણ સંસ્થાઓ સાચી કેળવણી આપી શકશે.

શ્રી દક્ષિણામૂર્તિ વિનયમંદિર,
અષાઢ સુદ ૮

હરિશંકર દુર્લભજી ત્રિવેદી.

---

# જગત્મય સ્વપ્ન.

અનાદ્યનન્તની વિભૂતિની શક્તિનો તાદૃશ ખ્યાલ સરિતાથી સહજ પામી શકાય છે. સૃષ્ટિમાં માનવજીવનની સુખદુઃખની લીલાનો મનોવેધક ચિતાર સરિતા સહજ રજુ કરી શકે છે શ્રમથી કંટાળેલા મનુષ્યને સરિતા સહજ આહ્‌લાદ અર્પી શકે છે. તે દિવસે પૂર્ણિમા હતી અને રાત્રે દશેક વાગ્યાના સુમારે સરિતા કિનારે હું ફરવા ગયો.

પૃથ્વીએ શ્વેતામ્બર ધારણ કર્યું હતું. ઋતુ વસન્તની હતી. વૃક્ષવેલીએ નવો દેહ ધારણ કર્યો હતો. સૌ વૃક્ષો અને છોડવા પુષ્પથી ભરેલા હતા. રજની કાન્તે શ્વેતવર્ણચંદની રૂપી સાડી પૃથ્વીને ધરાવેલી અને વસન્તે પુષ્પરૂપી રૂપેરી ઝીકટીકી ભરેલી, તારલીઆ નદીના નિર્મલ જલમાં રમતા, નિશાનાથ પૃથ્વીદેવી સંગે વાર્તા કરવા ધસતો ધસતો આવતો. અને પૃથ્વીને શણગારાયેલી જોઈ મનમાં મલકાતો કદિ તે સ્મિત વદને વિરાજતું તો તે ગુપ્ત રાખવા નિજવદનને વાદળ રૂપી મુખવસ્ત્રમાં છાયી દેતો, દશ્ય રમણીય હતું.

મ્હારા મિત્રની રાહ જોતો ક્ષણભર હું સ્વસ્થ બેઠો. પછી તો સરિત્ પ્રવાહના શાંત સંગીત સુણતા હું નિદ્રાધીન થયો. ત્યાં મ્હને એક સ્વપ્ન થયું.

× × × ×

ગગનવિહારી કોઈ ગિરિશૃંગ પેર હું ઉભો હતો. દૂર, ક્ષિતિજ જેટલા અંતરે, સમુદ્ર-દર્શન થતાં. જંગલો અને જંગલી ઝાડો ફેરી મ્હારી દૃષ્ટિ પર્વતની ખીણોમાં વસી. ત્યાંએ આનંદી દેખાવ નજરે પડતો, આમનેમ દૃષ્ટિ ફેરવી અંતે દૂર મેદાનમાં પ્રતીત થતા ભિન્ન ભિન્ન દશ્યો તરફ હું નિહાળી રહ્યો.

દૂર, દૂર મેદાનમાં પૂર્વ તરફ પ્રચંડ શરીરવાળી, કૂરવર્ણી અને બિહામણી ચક્ષુઓવાળી, વિશાળ બાહુવાળી, છૂટા કેશવાળી કોઈ સ્ત્રી વ્યક્તિ ઉભી હતી. ત્હેની એક પાસે અનેક મનુષ્યો ઉભા હતા. પાસે વિશાળ નદી વહેતી હતી. આ નદીમાં અનેક ન્હાની મ્હોટી હોડીઓ હતી. સર્વ કોઈ આ સ્ત્રી પાસે આવતા અને એ સ્ત્રી સૌને હોડીમાં બેસાડતી. પ્રત્યેક હોડીમાં એક સ્ત્રી અને એક પુરૂષ બેસતા. ઉભયમાંથી કોઈને હોડી હંકારવાનું ભાન ન હતું! પરંતુ બન્ને એક બીજાના બંધાએલા સ્હમજતા અને જાતમહેનતથી ઉભય મળીને હોડી હંકારવા મહેનત કરતા. પછી એક નિશ-પ્રેમ-થી હોડી હંકારવા મંડી જતાં. ઉભયના સહકારથી નાવ

આગળ વધતું. દૂર સમુદ્રનો મહા દ્વીપ એ એમનું લક્ષ્ય સ્થળ હતું. તેઓ જરાએ બેદરકાર ન રહેતા. પોતાના બાહુબળથી હોડી હંકારતા હોવા છતાં અને પૂરતી કાળજી રાખ્યા છતાં કેટલાક નાવ ખડક સાથે અથડાતા ત્યારે પ્રસંગે પ્રસંગે એમાંથી એકાદ જળ સમાધિયે કરી જતું. છતાંએ પાછળ રહેલી વ્યક્તિ પોતાનો મૃત વ્યક્તિ સાથેનો સમ્બન્ધ ભૂલતી નહિ. એને યાદ કરી એના સહકારથી એની સહકાયથી પોતે અનુભવેલા સુખ યા દુઃખ અને સ્નેહને યાદ કરી પોતાનું જીવન શુદ્ધ શાંત અને સાદુ બનાવી પોતાના હૃદયમાં એની પ્રતીતિ રાખી તે નાવના બચેલા ટુકડા પર રહી પોતાના લક્ષ્ય તરફ જવા પ્રયત્ન કરતી. કોઈ કોઈ તો મૃત વ્યક્તિ સાથ પોતે પણ પ્રાણાર્પણ કરતી છતાંયે એવો ભાગ વિશેષ નહતો. નદી વહેતી વહેતી થોડે દૂર આવેલા સમુદ્રને મળી જતી. અને કેટલાક અપવાદ સિવાય સઘળી હોડીઓ સુખ રૂપ પોતાને નિયત સ્થળે—સમુદ્રના મહાદ્વીપપર પહોંચી જતી.

હું જે શૃંગ પર ઉભો હતો ત્યાં નદીમાંથી જળપાત્ર ભરીને કોઈ હસ્ત માત્ર મ્હારા તરફ ધસતો આવ્યો. માત્ર શબ્દો સંભળાયા. "ચાખીજો મૂળથી તે મુખ સુધી એ જળ મોળું છે તળીએ ત્યમ ઉપર પણ એવું જ છે." મ્હેં ચાખ્યું. એ પાણી મોળું હતું. હસ્ત અદૃશ્ય થયો.

નદીમાં કેટલાક નાવ ખડક સાથે અફળાતા હોવાથી કિનારે ઉભેલા જે જે મનુષ્યો ફરતા ફરતા એ જોતા હતા તેઓ કંપી જતા. એ સહન કરી ન શકતા. અને તે વિશાળ સ્ત્રી જે સર્વને હોડીમાં બેસાડતી એને ધિક્કારતાં ધમકાવતા ગાળ દેતા.

"દુષ્ટે! રૂઢિ રાક્ષસિ! આવા કેટલાની હત્યા નિત્ય તું કર્યા કરે છે? બિચારાં ભોળા મનુષ્યોને ભરમાવી, બ્હીવડાવી શા માટે એમને હેરાન કરે છે? ત્હારા શરીર જેવું જ ક્રુર ત્હારૂં હૃદય છે એમાં સશય શો! રંડા!" તે રૂઢિ રાક્ષસી તરત જ જવાબ દેતી:

"હું ભાઈ ત્હમે મ્હારા માથાના મળ્યા—પણ કોઇને તેડવા જતી નથી. સર્વ કોઈ મ્હારી પાસે આવે છે." આવો ઉત્તર સાંભળી તેઓ સર્વે આગળ ઉત્તર દિશામાં થઈ પશ્ચિમ તરફ જતા હતા.

દૂર તે પૂર્વથી ઘણે દૂર, પશ્ચિમમાં પણ કોઈ એવું જ દશ્ય નજરે પડતું, અને તે દશ્ય તરફ જ આ પૂર્વ તરફની રૂઢિ–રાક્ષસીથી કંટાળેલા મનુષ્યો જતા હતા, ત્યાં પણ એક વિશાળ નદી હતી. નદીનું વહેણ ઘણું જ સુન્દર લાગતુ. એ જોઇને જ કોઈ ને પણ આશ્ચર્ય થયા વિના ન રહે. કિનારા પર અનેકાનેક મનુષ્યો ઉભા હતા, કેટલાક અંદર તરવા શીખતા, કેટલાક ન્હાની ન્હાની હોડી હંકારવા શીખતા, એઓને આ અભ્યાસ કરાવનાર કોઈ એક સ્ત્રી વ્યક્તિ હતી, એ સ્ત્રી અતિલાવણ્યમયી, વિચિત્ર નખરા કરતી, મનોહરવાચાળતા વાળી અને સુંદર શૃંગારમાં સજ્જ થયેલી હતી, થોડે દૂર હોડીમાં ફરી આવેલા અને તરી આવેલા મનુષ્યોને મ્હોટા નાવમાં બેસાડતી. પ્રત્યેક નાવમાં આગળ થોડો અભ્યાસ કરી આવેલા સ્ત્રી પુરૂષોના યુગલો બેસતા. સૌનું લક્ષ્ય દૂરના સમુદ્રના મહાદ્વીપમાં જ હતું. નદીનું વહેણ અતિ સુંદર અને વેગવાળું હતું. હોડીને એ અનુકૂળ લાગતું. અને એથી અંદરના નાવિકો બેદરકાર રહીને પોતાના યતકિંચિત્ અભ્યાસથી મેળવેલા હુંકા જ્ઞાન ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખીને આનંદમાં મસગુલ રહેતા. બહાર જળ તરફ દૃષ્ટિ માત્ર પણ કરતા નહિ. નદીનું મુખ દૂર હતું. વચમાં વચમાં ખડક આવતા. જોકે ખડક થોડા હતા પરંતુ નદીની મધ્યમાં એવી રીતે આવી

હેલા હતા કે મહા પ્રયત્ન વિના ત્યાંથી શાંતિથી પ્રસાર થવું મુશ્કેલ હતું. પરંતુ એ ખડક તરફ જર કોણ નાખે? નાવમાં બેઠેલા યુગલને તો આનંદ સિવાય શું જ હતું નહિ. જળ રફ દૃષ્ટિ કરવાનું ક્યાંથી યાદ આવે? આથી અનેકાનેક નાવ આવા ખડક સાથે અથ-ડાતા અને ઊંધા થઇ જતા. જેઓના નાવ ઊંધા થઇ જતા તેઓ સર્વે ખડક ઉપર ચ્હડી જતા અને નાવને સરખું કરતા. પરંતુ પહેલા જે બે જણા નાવમાં હતા તેઓ ફરીથી મળતા જ નહિ! તેઓ બીજાના નાવમાં જ જતા. કારણ પોતાના આગળના સહચરથી. કંટાળી જવાથી અને એના પ્રત્યે સ્નેહ અને વિશ્વાસ નહિ હોવાથી એનાથી અધિક મનો-હર વ્યક્તિ કો જણાતી તો તે વ્યક્તિ સાથે પોતાનો બાહ્ય સ્નેહ બાંધતી અને પહેલી વ્યક્તિને ત્યજી દેતી. ભાગ્યે જ કોઇ નાવ અસલના યુગલો જોઈ શકતું. કેટલાક નાવ અથડાવાથી કટકા થઈ જતા. ત્યારે અંદરનું કોઈ વ્યક્તિ જળ સમાધિ પામતું. પરંતુ બ-ચેલી વ્યક્તિ કદિ પણ ન તે મૃતવ્યક્તિને સંભારતી કે નહિ એને માટે શોક કરતી!. પોતે બીજાના નાવમાં સ્થાન લેતી. જેઓ આગળથી પુરતી કાળજી રાખતા. તેઓ આ ખડકમાંથી બચી જતા, નદીનું વહેણ હવે પૂર જોસમાં વધતું. પણ બચેલા વહાણો તો આગળની કાળજીથી પોતાના નિયત સ્થાને સમુદ્રના મહાદ્વીપપર પહોંચી જતા. ખડક આ-ગળ ઊંધા થયેલા નાવવાળા પોતાના નાવ ફરીથી હંકારતા ત્યારે પણ અસલની જ બેદર-કારીથી આનંદમાં મશગુલ થઈ રહેતા. નદી સમુદ્રને મળતી ત્યાં સખત વમળ હતો અને એ વમળમાં એવા સૌ નાવ તણાઈ જતા અને જળ સમાધિ પામતા. આમ છતાંયે કેટલાક નાવ એવા પણ હતા કે જે મૂળથી જ કિનારે કિનારે ચાલતા અને કાળજીથી નિયત સ્થળે સુખ રૂપ જઈ પહોંચતા.

જ્યાંથી સર્વ હોડીઓ જતી ત્યાંથી પુનઃ એક હસ્તમાત્ર જળપાત્ર ભરી લાવ્યો. મ્હેં શબ્દો સાંભળ્યા, "ચાખી જો કડવું વિષ! ઉપરથી અમૃતસમ મધુર છે પણ જરા ઊંડા-ણમાં તો આવું જ છે, થોડા ભાગમાં મીઠું છે પણ આગળ તો કડવું વિષ જ છે. બહુધા સર્વે જનો આ માર્ગે જઈ આરમ્ભમાં અમૃત દેખી અન્તે વિષનો જ અનુભવ લે છે! અને એ અમૃત દેખી ત્હેમાં મોહ પામી પેલા પૂર્વ તરફથી સહસ્રાવધિ સ્ત્રી-પુરૂષો આ બાજુ આવ્યા જાય છે. જેઓ કિનારાનો માર્ગ લે છે અથવા તો મધ્યમાં કાળજી રાખે છે તેઓ વિષ નથી પામતા, અને સુખરૂપ નિયત સ્થાને જાય છે, પણ બહુધા એમ નથી થતું, વળી જો પેલી નવયૌવના સ્ત્રીની પાછળ પડદો છે અને એ પડદા પાછળ પેલી રાક્ષસી છે ત્હેનું જ માયાવી સ્વરૂપ તે પેલી નવયૌવના સુંદરી છે." મ્હેં ચાખ્યું. કડવું વિષ! અને પડદા પાછળની રાક્ષસી! ત્હેના તીખા દાંત અને વિકાળ આંખ, અને ક્રુર વદન અને ભયંકર શરીર! શીરમાં બે શીંગડાં! અને આમ છતાં પોતે પોતાના માયાવી સ્વરૂપથી સર્વને કષ્ટ આપી ઊંધે માર્ગે લઈ જવામાં કૃતેહમંદ થતી હોવાથી અટ્ટહાસ્ય કરતી હતી. દૂર પશ્ચિમની આવી ચેષ્ટા જોઈ મ્હેં મ્હારી ચક્ષુઓ બંધ કરી દીધી.

હું કંટાળ્યો. પણ એટલામાં મ્હને કોઇ હાથ ઝાલી ગિરિશૃંગ પરથી નીચે ઉતારવા લાગ્યું. પૂર્વે ને પશ્ચિમના દેખાવો દુર મૂકી ઉભયની મધ્યમાં પર્વતની ખીણ પાસે મને લાવવામાં આવ્યો. ત્યાંથી ન્હાની નદી વહેતી હતી નદી ઘણી સુંદર હતી. વહેણ પણ શાંત હતું. સ્ત્રી હતી. સફેત વસ્ત્ર ધારણ કર્યું હતું. શૃંગારમાં ત્હેનું પ્રતિભાશાળી વદન અને ચક્ષુમાંનું ઓજ માત્ર

હતાં ! પરંતુ એના તરફ દષ્ટિ માત્ર કરતા હૃદયમાં આનંદ વિશ્વાસ, પ્રેમ અને માન એના પ્રતિ ઉત્પન્ન થતાં, એ સ્ત્રી કિનારે રહીને સ્ત્રી પુરૂષના આગળના અભ્યાસી યુગલોને શિખામણ આપતી, નદીનો માર્ગ સ્હમજાવતી અને આશીર્વાદ દઈ આનંદથી એમને નાવમાં બેસાડતી, અહીં થોડા મનુષ્યો જ આવતા અને તેઓ તે દિવ્ય સ્ત્રીના કહેવાથી જ અને માર્ગ બતાવવાથી જ હોડીમાં જતા, દરેક નાવ દૂર સમુદ્રના મહાદ્વીપપર નિયત સ્થળે પહોંચતું, કોઇને પણ ભાંગવાની અથવા ખડક સાથે અફળાવવાની દહેશત રહેતી નહિ. કારણ કે દરેકને માર્ગનું ભાન હતું; વળી પરસ્પર શુદ્ધ સ્નેહ અને વિશ્વાસ હતો. અને પુરતી કાળજીથી નાવ હંકારતા અને આનંદમાં મ્હાલતા, આ જોઈ મને ઘણો જ આનંદ થયો પણ કૌતુહલ એ થયું કે પૂર્વની નદી છોડી પશ્ચિમનીમાં જતાં લોકોને આ નદી માર્ગમાં આવવી જ જોઇએ. તો પછી અહીંનું અમૃત ત્યજી પશ્ચિમમાં વિષ પીવા દુઃખ પામવા કેમ જતા હતા ? ! તે પ્રેમાળ સ્ત્રીએ તરત જ શંકા દૂર કરી. "પૂર્વ પશ્ચિમ અને આ ઉત્તર સૌનું લક્ષ્ય સ્થળ દક્ષિણમાં દૂર સમુદ્રના મહાદ્વીપપર જ છે. પૂર્વ તરફના કેટલાક અહીં આવે છે અને પશ્ચિમ તરફના પણ કેટલાક અહીં આવે છે. પરંતુ પૂર્વ તરફનો વધારે ભાગ આંખ વીંચીને આ નદીપરના સેતુઓપર થઇ પશ્ચિમમાં ચાલ્યો જાય છે. વળી અહીં આ શાંતિ હોવાથી બહુ નાવ નદીમાં નથી હોતાં તેથી એ લોકોને આકર્ષણ કરનાર પણ કોઇ ન મળે. હું બોલી ઉઠીયો ? " જો મનુષ્યો પોતાની આંખ ઉઘાડી રાખી ચાલે તો કેટલા લાભ થાય!!" મ્હેં જલ ચાખેલું-મીઠું અમૃત જ!

વાક્યના અન્તે મ્હારી આંખ ઉઘડી ગઈ, તે ગિરિશૃંગની ખીણમાંનું દશ્ય ત્યાં ન હતું અને હું તો સરિત કિનારે સૂતો માલમ પડયો હું જરા મુંઝાઈ ગયો. પણ એટલામાં તો મ્હારો મિત્ર કહે: કેમ ? જાગ્રદવસ્થા થઈ એટલે હું સ્વસ્થ થયો. મ્હારા મિત્રને મ્હેં સઘળું કહી સંભળાવ્યું એટલે એ પણ બોલી ઉઠયો: જો મનુષ્યો ખરાબ વસ્તુનો ત્યાગ કરી સત્ય શોધવા જાય અને આંખ ઉઘાડી રાખે તો સત્ય જડે. નહિતો અસત્ય કરતા પણ વધારે ખરાબની જ પ્રાપ્તિ થાય. ૐ

મુગટ. છ. દલાલ.

---

# સાકીને.*

૧

હું ખુશ હું સાકી ! સદાય શરાબને દિલ્દારથી,
સાકી ! કદી મુજથી ખરા દિલથી નથી તોબા થતી;
ક્યાં લગી તું વાત કરશે નૂહની ના ફેંચતી ?
રાહત મળે મુજ રૂહને, કંઈ વાત શું એવી નથી ?

૨

સાકી ! સુગંધી લાલ શરબતથી ભરી દે જામ તું,
બીજી નકામી શેકતગૂનું આપણે છે કામ શું ?

---

* ઉમર ખય્યામ ઉપરથી.

ચાખે હમારી ખાકમાંથી જામ, કૂજા, ને સબૂ,
દે યાર ! તે પ્હેલાં મ્હને કૂજો શરાબભરેલ તૂં.

3

ઝાહેદને ના કંઈ થયું હાસિલ ભજનથી સાકિયા !
ના છે અજાણી ખલ્ક ત્હેના આચરણથી સાકિયા !
ભરપૂર કર શીરીં શરાબે જામ જલ્દી સાકિયા !
કે, જે હતું તે સૌ અહીં આવ્યું અઝલથી સાકિયા !

૪

સાકી ! શમા છે ચાંદ છે, ને હાથમાંહિ શરાબ છે,
મખમૂર છેક શરાબથી દિલ્દાર આજ ખરાબ છે;
આ આતશે બળતું જિગર લે તું ઉઠાવી ખાકથી,
બરબાદ ના કર તેહને ઇલાજ ત્હેનો આબ છે.

૫

સાકિયા ! મુજને ભરી દે જામ લાલ શરાબથી,
ઉઠાવી આતશથી મ્હને કર તરબતર તું આબથી;
જ્યાં લગી મ્હારૂં જિગર હોસ્યાર ના થાયે ફરી,
આ હાથ મ્હારો ત્યાં લગી સતો થશે ન શરાબથી.

૬

ખીલી કળી, આવી બહાર, શરાબ દે તું સાકિયા !
જલ્દી ઉઠાવી ભક્તિથી મુજ હાથ લે તું સાકિયા !
છૂપી અજલ છે હાલ દિન કંઈ, તે અચાનક આવશે.
તો જામ લાલ શરાબનું મુજ હાથ દે તું સાકિયા !

૭

છે સવાર: શરાબ મસ્તીનો વખત છે સાકિયા !
મ્હારે કલાલ અને શરાબ હવે ફક્ત બે સાકિયા !
શું છે જરૂર સલાહની ? ખામોશ કર તું સાકિયા !
ભક્તાણું આ ત્હારૂં તજી, મય નોશ કર તું સાકિયા !

૮

છે ઝમાનો આ જવાનીનો ખરેખર સાકિયા !
મુજ હાથમાં તું મૂક જામે શરાબ સત્વર સાકિયા !
તાળું સવાર સમે લગાવ્યું આજ દરપર સાકિયા !
મય આપ કે આફતાબ આવ્યો આસમાંપર સાકિયા !

જે આપણી પ્હેલાં અહીંથી સાકિયા ! ચાલી ગયા,
મગરૂર થઇને આખરે સૌ ખાકમાં સુઇ રહ્યા;
જા, પી શરાબ, ખરી કહું છું સાંભળી લે વાતઆ !
જૂઠી નકી તું જાણજે સૌ વાત બીજી સાકિયા !

૧૦

જો સાકિયા ! નહિ આખરે છટકી જવાયે મોતથી,
પ્યાલો ભરી દેતો છલાછલ છેક લાલ શરાબથી;
છે આ જહાંમાં કામ મ્હારે ફક્ત દિન ત્રણ ચારથી,
દિલગીર બેહદ થવું એ કામ મુજ દિલનું નથી.

૧૧

સાકી! છુપાયે સાપની પેઠે અગર પત્થર મહીં,
રહોયે નકી આબે અજલ પ્હોંચી જતું સત્વર તહીં;
છે ખાકસમ આલમ અરે ! ગાતું ગઝલ દિલ્બર કંઈ!
છે જાન બાદસમી રવાનઃ શરાબ દે સાગર મહીં !

૧૨

છે ખૂબ ખુશ સવાર આજેઃ સાકિયા ! ઝટ ઊઠ તું !
શીશા મહીં બાકી રહેલ શરાબ પાછી રેડ તું !
લઇ યારની સાથે શરાબ, મજા ફરી તાજી કરૂં.
દમ એક છે આ ઝિન્દગીઃ કાલે નકી ચાલી જવું !

૧૩

પ્યાલો શરાબ ભરેલ આ કૂજા થકી લે તું ભરી !
નુકસાન કંઇ એમાં નથીઃ બીજો મ્હને દે તું ભરી !
કૂજા કૂંભગર કંઇ બનાવે આપણી માટી થકી,
દિલદાર ! તે પ્હેલાં તયારી આ બધી લે તું કરી.

૧૪

લાલાસમો દે તું શરાબે લાલ મુજને સાકિયા !
તું રેડ શીશાના ગળેથી ખૂન જામે સાકિયા !
કે ફક્ત આ જામે શરાબ સિવાય આજે સાકિયા !
પાક અંતર યાર કોઈ નથી હમારે સાકિયા !

પૂના.
તા. ૨૪–૮–૨૧.

બિસ્મિલ.

## *Literary Recreation.*

"I come now to the main source of literary recreation in reading: the great books of all time on which one generation after another has set the seal of excellence so that we know them certainly to be worth reading. There is a wide and varied choice, and it is amongst the old books that the surest and most lasting recreation is to be found. Someone has said, "whenever a new book comes out read an old one." We need not take that too literally, but we should give the old and proved books the preference. Some one, I think it was Isaac Disraeli, said that he who did not make himself acquainted with the best thoughts of the greatest writers would one day be mortified to observe that his best thoughts are their indiffe ent ones, and it is from the great books that have stood the test of time that we shall get, not only the most lasting pleasure, but a standard by which to measure our own thoughts, the thoughts of others, and the excellence of the literature of our own day."

—*Viscount Grey of Fallodon, K. G.*

वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चा- यमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૯. [ માસિક ] આશ્વિન. સંવત્ ૧૯૭૭.

# રે ! પ્રકટાવ પ્રભુ ! તવ જ્યોતિ !

ભૈરવી.

રે ! પ્રકટાવ પ્રભુ ! તવ જ્યોતિ ! ધ્રુ.
અંતરમાં અઘતિમિર તરંતું, ચિદ્‌વૃત્તિ બળ ખોતી. રે !
અણુઅણુમાં મનમર્કટ કૂદે, જ્ઞાનાંકુરો ખાય ગોતી. રે !
આત્માતણી ગૂઢ શક્તિ અનાદિ, પ્રતિજનદેહે સ્હોતી. રે !
કિન્તુ અહીં પ્રત્યયાભિમુખા બની, બ્રમ્હ સમીપે નહિ જોતી. રે !
બહુ અધઘવે દીર્ઘ સમયની, પાપતિમિર પનોતી. રે !
અંધ અરણ્યે શું ના પિછાણી, ક્યાં કંકર ક્યાં મોતી. રે !

# *કાવ્યની શરીરઘટના.

આ વિષય ઉપર બોલતાં, મ્હારે શો વિષય ચર્ચવો છે તે કહું તે પ્હેલાં શો વિષય ચર્ચવો નથી તે કહેવાથી કાંઈક શ્રમ ટળી જશે. આપણા સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રન્થોમાં એક મત એવો છે કે કાવ્યનો આત્મા રસ અને શરીર શબ્દ. કાવ્યનું લક્ષણ બાંધવામાં આ દૃષ્ટિ વાપરીને वाक्यं रसात्मकं काव्यम् રસ જેનો આત્મા છે હેવું વાક્ય—એવી શબ્દયોજના—તે કાવ્ય એમ 'સાહિત્યદર્પણ'ના કર્તા વિશ્વનાથનું કહેવું છે. આ સ્વરૂપદર્શનમાં દૂષણ બતાવીને જગન્નાથ પંડિત પોતાના 'રસગંગાધર' નામના ગ્રન્થમાં रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्—રમણીય અર્થ પ્રગટ કરનાર શબ્દ તે કાવ્ય—એમ લક્ષણ બાંધેછે. બંને મતમાં, અન્યદૃષ્ટિયે ભેદ છતાં, કાવ્યનું શરીર શું એ સંબન્ધે તો એકવાક્યતા જ ફલિત થાયછે: બંને પક્ષ શબ્દને કાવ્યનું શરીર માનતા જણાયછે. આ કાવ્ય-શરીર-શબ્દ-એ વિષયની ચર્ચા મ્હારે આજ કરવાની નથી.

મ્હારે તો—કાવ્યનું શરીર શું? ગદ્ય કે પદ્ય? એ પ્રશ્ન વિશે આજ થોડોક વિચાર રજૂ કરવાની ઇચ્છા છે. તે ચર્ચા શરૂ કરતા પ્હેલાં કેટલાક શબ્દોનો શા અર્થમાં હું પ્રયોગ કરવાને ઇચ્છુંછું તે—અર્થાત્ શબ્દોની સંજ્ઞાનો વિષય, અને તે ઉપરાંત કવિતાના તત્ત્વને અંગે કેટલાક સામાન્ય વિચારો દર્શાવ્યાથી મ્હારા આજના વિષયમાં સુગમતા આવશે એમ માનુંછું. તો, સંજ્ઞા વિશે પ્રથમ નિર્દેશ કરું.

(૧) कविता } આ બે શબ્દો રા. કેશવલાલ ધ્રુવ અમુક અર્થમાં વાપરેછે; काव्य
(૨) काव्य } એટલે poetry, કવિત્વકલા, કવિત્વપ્રવૃત્તિ, અને कविता એટલે poem, એક છૂટક કવિત્વરચના. મ્હને આ વ્યવસ્થામાં અર્થદર્શનની વિપરીતતા લાગેછે. મ્હારી સંજ્ઞા તો कविता એટલે poetry, કવિત્વકલા, કવિત્વપ્રવૃત્તિ, અને काव्य એટલે વિશિષ્ટ, છૂટક, કવિત્વરચના, કવિત્વકૃતિ (poem). આ સંજ્ઞાની વ્યવસ્થાના ગુણદોષમાં ઉતરવાને અત્યારે અવકાશ નથી. એટલું જ સમજી લેશો તો બસ છે કે काव्य એટલે poem, અને कविता એટલે poetry એમ મ્હારી સંજ્ઞાઓ છે. માત્ર એટલો નિર્દેશ કરી દઉં કે સંસ્કૃતમાં काव्य શબ્દ poemના અર્થમાં પ્રચલિત છે, कविता શબ્દથી એ અર્થ દર્શાવાયો જાણ્યો નથી. કાવ્યશાસ્ત્રના ગ્રન્થોમાં काव्य શબ્દ, તેનું લક્ષણ બાંધવાને પ્રસંગે, તેમ काव्य-अकाव्य એમ ચર્ચાને વિષે, poetryએ અર્થમાં વપરાયલો જોયો છે; પરંતુ મેઘદૂત કાવ્ય, રઘુવંશાદિ મહાકાવ્ય, ઇત્યાદિ પ્રયોગોમાં काव्यનો અર્થ poem જ સંભવશે, poetry નહિ. कविताનો અર્થ poetry છે એ केषां नैषा कथय कविताकामिनी कौतुकाय—એ સુવિદિત પંક્તિથી સમજાયછે. એ સ્થલે काव्य શબ્દ ન જ ઘટે.

---

* મુંબાઈમાં વિલ્સન કોલેજના 'ગુજરાતી મંડળ'માં તા. ૨૪ મી ઓગસ્ટ ૧૯૨૧ ને રોજ વાંચેલો નિબન્ધ.

(૩) गद्य } આ શબ્દોના અર્થ સુવિદિત છે; છતાં અહિં એટલો નિર્દેશ કરીશું
(૪) पद्य } કે—पद्य તે અમુક કાલમાન, લઘુગુરુ, અથવા માત્રાના બન્ધનથી નૈયમિત થયેલી શબ્દરચના; અને गद्य એટલે હેવાં બન્ધનથી અનિયમિત, નિત્યવ્યવહારમાં બોલાતી યોજનામાં ગોઠવાયલી વાક્યસરણી.

આ સ્વરૂપ ધ્યાનમાં રાખતાં જણાશે કે पद्य તે માત્ર કાવ્યનું ઘટનાસ્વરૂપ છે; કવિત્વ, કવિતા, એ વસ્તુ એ ઘટના સ્વરૂપથી સ્વતન્ત્ર છે; અને તેથી ગદ્યમાં કવિત્વ સંભવે, પરંતુ કાવ્યની ઘટના પદ્ય જેવા સ્વરૂપની અપેક્ષા રાખેછે. આ માત્ર ઇશારો કરૂંછું. વિશેષ ચર્ચા આગળ ઉપર આવશે; હેમાં આ વર્ણનને મર્યાદિત કરવામાં આવશે.

(૫) छन्द } —આ બે શબ્દોનો પ્રયોગ બહુવાર ભ્રમથી ખોટી રીતે થતો
(૬) राग } જણાયોછે. શિખરિણી રાગ અને 'રામગ્રી' (રામગિરિ) છંદ—એમ વિપરીત અને અર્થરહિત પ્રયોગ સારા સારા લેખકોને હાથે થયેલો જોવામાં આવેછે. એમનું નિરસન કરવાને મ્હેં અનેકવાર પ્રયાસ કર્યાછે, છતાં અહિં સંક્ષેપમાં સ્વરૂપ દર્શાવીને પુનરુક્તિ કરવાની જરૂર લાગેછેઃ

छन्द એટલે પદ્યરચનામાં લઘુગુરુની સ્થાનયોજના અથવા માત્રાના ધોરણથી બંધાયેલી યોજના;—આ યોજના શબ્દોની જ સમજવી. 'छन्दમાં' આ રીતે માત્ર કાલમાન—વર્ણશ્રુતિના ઉચ્ચારણમાં ખપતા કાલનું માપ—એ તત્ત્વ જ પ્રાણભૂત છે.

राग એટલે स, रि, ग, म, प, ध, नि એ સ્વરો અને હેના તીવ્ર કોમલ વગેરે સ્વરૂપભેદ—એ સ્વરોની અમુક ક્રમ, સંગ્રહ, ત્યાગ, ઇત્યાદિથી પ્રગટ થતી ધ્વનિની લહરી. આ યોજના શબ્દોની વર્ણશ્રુતિની નહિં, પણ માત્ર વર્ણશ્રુતિમાં અન્તર્ગત સ્વરોની સ્વમાનજનિત યોજના. એ સ્વરોનું सरिगमादिक સુરનું સ્વરૂપ તે તે સ્વરની હ્રસ્વદીર્ઘતા ઉપર નહિં પણ તે સુરનાં vibrations—આન્દોલનની સંખ્યા ઉપર આધાર રાખેછે. અર્થાત્ રાગમાં કાલમાન નહિં, પણ સ્વમાન (ધ્વનિમાન, નાદમાન)—એ તત્ત્વ પ્રાણભૂત છે.

આ તત્ત્વગત ભેદનું પરિણામ છન્દ અને રાગ એ બેના દર્શન માટે પ્રત્યક્ષ પ્રયોગથી જ સમજાય એમ છેઃ એકનો એક છન્દ અનેક રાગમાં ગાઈ સકાશે; રાગની બાહ્ય સામગ્રી રચ્યા વિના કેવળ રાગવિના બોલવાની રીતે બોલવાથી—છન્દનું સ્વરૂપ પ્રગટ થઈ સકશે.—આ વાતનું પ્રમાણ પ્રત્યક્ષ પ્રયોગથી બતાવું:

(૧) તરે જે શોભાથી વનરન વિષે બાલહરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્યકરિણી;
ફરે હેનું જ્યોત્સ્નાભ્રમણ, ભ્રમણે જ્યહાં અટકતો
શશાંક પ્રેમીને સુભગ મણિ સેવે ઝબકતો.

(૨) હરો મીઠો કુસુદવનનો માતરિશ્વા વહેછે,
કીડન્તો જ્યહાં તરલ અલકશ્રેણિ સાથે રહેછે,
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય,
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય.

(૩) અદ્ભુત આ બ્રહ્માણ્ડે વિપુલ કીર્તિ વ્યાપી જેહ એક તણી,
મહાન તે પ્રભુ શરણે આવી ભક્તો ભોળા સુદીન બની.

(૪) જે સાંચે સોરઠ ઘડ્યો, ઘડિયો રા ખેંગાર,
તે સાંચો ભાગી ગયો, જાતો રહ્યો લુહાર.

( આ ઉદાહરણો રાગની પૂરણી વિના, અને સહિત, એમ ઉભય રીતે પ્રયોગ કરીને સંભળાવ્યાં. )

આશા છે કે આ પ્રયોગથી **છન્દ** અને **રાગ** એ બે વચ્ચેનો મૂલગત ભેદ સમઝાયો હશે; અને 'વસન્તતિલકારાગ' અથવા 'શંકરાભરણ છન્દ' * એમ બોલવાની ભૂલ ત્હમારામાંથી કોઇયે કરી હશે તો ફરી નહિં કરો.

(૭) **વર્ણશ્રુતિ**—એટલે syllable; એક સ્વર અને ત્હેના અનુષંગી વ્યંજનો, હેવો એક unit, એકમ.

(૮) **યમક**—એટલે rhyme; અન્ત્યયમક એ વધારે ઘટિત નામ છે; પણ

---

*રા. મણિશંકર ભટ્ટે એક અતિગમ્ભીર સૌન્દર્યથી ભરપૂર, જલધિનાદ જેવા નાદવાળી પંક્તિયો—ઝૂલણા છંદના આન્દોલનમાં રચેલી—ત્હેને કોઇયે શંકરાભરણ રાગમાં ગાઈ બતાવેલી તેથી એ નામ હેમણે આપ્યું, અને આકૃતજનોએ હેને છન્દનું નામ જ માની લઈને ઉપાડી લીધેલું—એમ ઇતિહાસસ્મૃતિ છેઃ—

એ પંક્તિયો—

જલધિજલદલ ઉપર દામની દમકતી,
યામિની વ્યોમસર માંહિં સરતી,
કામિની કોકિલા કેલિકૂજન કરે
સાગરે ભાસતી ભવ્ય ભરતી!
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી.

( આ કાવ્ય પણ ગાઈને સ્વરપદર્શન કરાવ્યું. )

લાઘવ અર્થે યમક નામ આપ્યુંછે. પ્રાસ શબ્દ આ અર્થમાં રૂઢ છે, પરંતુ શાસ્ત્રીય પરિભાષામાં ભ્રમ ના થવો જોઇયે, અને અનુપ્રાસનો અર્થ કાવ્યશાસ્ત્રમાં જુદો છે, અને પ્રાસ શબ્દ સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં જાણ્યો નથી;—તેથી હું યમક સંજ્ઞા સ્વીકારુંછું.

(૯) **दोलन**—રા. ન્હાનાલાલે કવિ જેને ' ડોલન ' નામ આપેછે તે જ આ **दोलन** એટલે rhythm; શબ્દશ્રેણીમાં એક પ્રકારનું નૃત્ય જેવું, swinging જેવું, ઝૂલવાના વ્યાપાર જેવું સંચલન. વસ્તુતઃ આ દોલન તે છન્દના બંધારણમાં આવતા કાલમાનથી ભિન્ન નથી; તે આગળ ઉપર જણાશે.

( સંસ્કૃતમાં **दोलन** એ શબ્દ નથી; **आन्दोलन** છે; છતાં સગવડને માન આપી **दोलन** તત્કાળ સ્વીકારુંછું. ) Rhythmને હું લય એ સંજ્ઞાથી પણ ઓળખાવીશ.

હવે કવિતા સંબન્ધે કેટલીક સામાન્ય ચર્ચા કરીશું: માનવવાણીની સામર્થ્યમર્યાદાનો વિચાર કરો. "Language was made to conceal thought"–પ્રભુએ વાણી ઉત્પન્ન કરી તે વિચારને સંતાડવાને માટે—એમ એક રમૂજી વચન રાજદ્વારી વ્યવહારનાં દૂષણ દર્શાવવા માટે, diplomacyનું કપટરૂપ પ્રગટ કરવાને, કહેવામાં આવ્યુંછે. પરંતુ તત્ત્વચિન્તનની દૃષ્ટિથી એ વચનમાં વધારે ઊંડો અર્થ જોઈ સકાશે. આ બ્રહ્માણ્ડમાં વ્યાપી રહેલાં સત્ય, સૌન્દર્ય અને શ્રેય ( Truth, Beauty and Good ) નાં તત્ત્વોનું દર્શન કરી તે દર્શનને મૂર્ત રૂપ આપવાનાં સાધનોમાં સર્વથી શ્રેષ્ઠ સાધન વાણી છે; છતાં એ ગૂઢ તત્ત્વોની અપ્રાપ્યતા હેવી છે કે વાણીમાં ત્હેનું પૂર્ણ પ્રતિબિમ્બ આપવા જતે વાણી અસમર્થ બનીને અટકી પડેછે. આ ત્રણે તત્ત્વોનો પરસ્પર સંબન્ધ જોનારા ચિન્તકો ત્રણેને એકરૂપ માનેછે; પરંતુ અન્વેષણમાં એ ત્રણનાં ભિન્ન દર્શન કરવાથી સગવડ થાયછે. માટે આપણે રસાન્વેષણના પ્રસંગ માટે સૌન્દર્યના તત્ત્વને જ આજ જોઈશું. સર્વ રસિકકલાઓ—કવિતા, ચિત્રકલા, સંગીત, ઇત્યાદિ રસિકકલાઓ—સૌન્દર્યના તત્ત્વનું દર્શન કરનાર કલાવિધાયકની કૃતિમાં થતા એ તત્ત્વના પ્રકટીકરણની ચર્ચા કરેછે. ' પ્રકટીકરણ ' શબ્દ અહિં હેતુપુરઃસર હું વાપરુંછું. સંસ્કૃત વ્યાકરણમાં **अभूततद्भावे च्विः** એમ પ્રત્યય વાપરતાં, જે ના હોય તે ત્હેવું બને એ અર્થ દર્શાવાયછે તે આ પ્રકટીકરણમાં અર્થ છે; જે પ્રકટ નહિં તે પ્રકટ કરવું, એટલે કે જે ગૂઢ તત્ત્વ સામાન્ય જનને પ્રત્યક્ષ ના થાય, પ્રકટ ના હોય, ત્હેને પ્રકટ પ્રત્યક્ષવત્ કરવું; આ અર્થની સાથે એ તત્ત્વને પ્રગટ કરવાની વાણીની અસમર્થતા પણ આ च्वि પ્રત્યયના રૂપમાં સૂચવાયછે. આમ સૌન્દર્યના તત્ત્વને વાણી વડે પ્રગટ કરવામાં કવિતાનું સામર્થ્ય જેટલું છે તેટલું અસામર્થ્ય પણ છે;—વાણીરૂપ સાધનના અસામર્થ્યને લીધે જ. આ પ્રકટીકરણની સામર્થ્યને સંબન્ધે ઊનતાનું એક બીજું પણ કારણ છે: સૌન્દર્યતત્ત્વ એ સૂક્ષ્મ વસ્તુ છે, વાણીની અને મનની પણ પકડમાંથી સહજમાં છટકી જાય હેવું તત્ત્વ છે. "The Philosophy of the Beautiful" નામના ગ્રન્થમાં * પ્રો. નાઇટે પ્લેટોના Dialoguesમાંથી Phaedrusમાંથી સાર ખેંચીને સૌન્દર્યતત્ત્વ વિશે આમ કહ્યુંછે:—

* Part I p. 25.

"The Absolute Beauty is recognized as a supersensible essence, discerned by the *mind when thrown into ecstacy in its presence. This* intellectual vision of Beauty so purifies sensation as almost to transfigure it; while, from its non-sensuous character, the intuition which we experience here and now is looked on as the reminiscence of a former life. We saw the Beautiful in an ante-natal life. Here we perceive it, only, "through a a glass darkly," shining through the apertures of sense, and this explains how its perception fills the soul with a kind of awe, and moves the percepient to reverence. "Coming to earth we find her (Beauty) shining in clearness through the doorways of sense. . . . . This, is the privilege of Beauty, that she is the loveliest, and also the most palpable to sight."

(*Phaedrus*, 250.)

સૌન્દર્યતત્ત્વના સૂક્ષ્મસ્વરૂપનું અહિં કાંઇક છાયાદર્શન થશે.

સૌન્દર્યતત્ત્વના આ સ્વરૂપને પરિણામે ચિન્તકો સૌન્દર્યનું લક્ષણ સંપૂર્ણ આપવાને અસમર્થ થયાછે. ભિન્ન ભિન્ન લક્ષણો અપાયાંછે, તે સર્વનો અહિં સંગ્રહ કરવાની જરૂર નથી. મુખ્ય બે મત, અને તે બંનેનો સમન્વય કરનારો ત્રીજો નિષ્કર્ષરૂપ સિદ્ધાન્ત દર્શાવીશું તો બસ છે. ઍરિસ્ટોટલના જડવાદ પ્રમાણે સૌન્દર્યનું મૂળ symmetry (સમપ્રમાણતા)માં છે. Neo-Platonic ફિલસુફીએ સ્વીકારેલા Idealism એટલે ભાવનાવાદ પ્રમાણે સૌન્દર્યનું મૂળ જડસ્વરૂપની પાર રહેલા કોઇ સૂક્ષ્મ ભાવનાતત્ત્વથી મળતા અનુપ્રાણનમાં છે. આ લૌતિક અને અતિલૌકિક સ્વરૂપદર્શનનો સમન્વય ઝ્યૂફ્રવા (Jouffroy) નામનો ફ્રેંચ ચિન્તક કરેછે અને સૌન્દર્યનું લક્ષણ આમ સ્થાપેછેઃ The expression of the invisible by the natural signs which manifest it. (અદૃશ્યતત્ત્વનું ત્હેને પ્રગટ કરવાને માટે સ્વાભાવિક રીતે સમર્થ ચિહ્નો વડે પ્રદર્શન). આ તો માત્ર સૌન્દર્યતત્ત્વની મીમાંસાની વાત થઈ. પરતુ કવિ, ચિત્રકાર સંગીતવિધાયક, વગેરે કલાનિપુણ પુરુષોની મંયોજક રચનાને વિશે તો સૌન્દર્યતત્ત્વની સૂક્ષ્મરૂપતા અને અગ્રાહ્યતાના અનુભવીઓ અને રસજ્ઞો ખાતરી આપેછે, અને આ સ્થિતિનું દ્વિરૂપ કારણઃ સૌન્દર્યતત્ત્વનું અતીન્દ્રિય સ્વરૂપ અને માનવવાણીની (તેમ જ અન્ય કલાસાધનોની) કુંઠિત શક્તિ,—એ જ છે.

માનવવાણીની અસમર્થતાને પરિણામે બીજી પણ કેટલીક ભ્રમજનક સ્થિતિ નજરે પડેછે. રસચિન્તનના ગ્રન્થોમાં એક કલાને માટે નિયન્ત્રિત રાખવા જોઇયે ત્હેવા શબ્દપ્રયોગો અન્ય કલાની ચર્ચામાં અન્ય અર્થ દર્શાવવામાં યતા જોઇયે છિયે. ખાસ કરીને અંગ્રેજી ભાષાના ગ્રન્થોમાં આ સ્થિતિ જોવામાં આવેછે. કવિતામાં music, અથવા તો poetry of motion, poetry of color ઇત્યાદિ શિથિલ વચનોથી જે વિચારભ્રમ થયાછે ત્હેનો ખ્યાલ આણવો કઠણ છે.

આ પદ્ધતિને વિશે પ્રો. નાઇટ પોતાના The Philosophy of the Beautiful નામના પુસ્તકમાં જુદું જ સમર્થન આપેછેઃ રમ્યકલાઓ વચ્ચે પરસ્પર અંતર્ગત સંબન્ધ હેવા સૂક્ષ્મ પણ સુસ્થિત છે કે એક કલાના શબ્દો બીજી કલાના નિદર્શન માટે વાપર્યાથી ત્હેનું ખાસ લક્ષણ અને કદાચ ખાસ ઉત્કર્ષ તે રીતે જ દર્શાવાયછે. અને આ સ્થિતિનું નિદાન બધી કલાનું રસતત્ત્વ, સૌન્દર્યતત્ત્વ, એ સમાનબીજમાં એ પંડિત જુવેછે; અને એ રીતિયે એક કલાના શબ્દો બીજીમાં પ્રયોજવા શક્યછે એટલું જ નથી, પણ એ રીતિથી અર્થપ્રદર્શન વધારે અસરકારક થાયછે એમ એ દર્શાવેછે. (એ પુસ્તકના ખંડ ૨ નાં પૃષ્ઠ ૭૩-૭૪ જુવો). આ સત્ય છે. પરંતુ આ પદ્ધતિમાં રહેલા ભયસ્થાનનો પણ નિર્દેશ કરવાની જરૂર હોવાથી મ્હેં ઉપર પ્રમાણે ચેતવણી આપીછે.

હવે એક બીજી સામાન્ય ચર્ચા કરવી જરૂરની છેઃ કવિતાનું સ્વરૂપ. કવિતા તે કવિના હૃદયનું, આત્માના બંધારણનું, બાહ્યસ્વરૂપ, મૂર્તસ્વરૂપ છે. તેથી પ્રથમ કવિનું સ્વરૂપ જાણવું જોઇએ. કાર્લાઇલે Heroes and Hero Worship ગ્રન્થમાં The Hero as Divinity, The Hero as Prophet, The Hero as Poet, ઇત્યાદિ ક્રમમાં The Hero એ મુખ્ય અને સમાન ધર્મ સ્થાપ્યોછે, તે સહેતુક છે. Divinity, Prophet, Poet, એ સર્વમાં Heroનાં લક્ષણ પાયારૂપે આવશ્યક છે. Hero અર્થાત્ મહાપુરુષનું લક્ષણ કાર્લાઇલ સૂચક શબ્દોમાં આમ આપેછે.

"He is the living light-fountain. The light which enlightens, which has enlightened the darkness of the world; and this not as a kindled lamp only, but rather as a natural luminary shining by the gift of heaven; a flowing light-fountain of native original insight, of manhood and heroic nobleness." (Lecture I, p. 2. The Atheneum Press Series).

(મહાપુરુષ તે પ્રકાશનો જીવત ઝરો છે; અન્યને પ્રકાશ આપનાર જગતના અન્ધકારને દીપાવનાર પ્રકાશનો જીવંત ઝરો છે; અને એ કાંઈ અન્ય જ્યોતિમાંથી દીપિત કરેલો દીપ નથી, પણ ઇશ્વરદત્ત પ્રભાવવડે પ્રકાશમાન સ્વાભાવિક તેજસ્વી પદાર્થ છે; સ્વાભાવિક, સ્વશક્તિયુક્ત, અન્તર્દર્શનનો, પૌરુષબળનો. વીરોચિત આર્યતાનો સતતવાહી તેજનો ઝરો છે.)

અર્થાત્ કવિના સ્વરૂપમાં મૂળ પાયારૂપે આ લક્ષણયુક્ત મહાપુરુષપણું, વીરત્વ, Heroનો ધર્મ હોવો જોઇયે.

આ ઉપરાંત, prophet (ધર્મદ્રષ્ટા) અને poet (કવિ) એ બંનેમાં એક સમાન લક્ષણ આવશ્યક છેઃ

"They have penetrated both of them into the sacred mystery of the Universe; what Goethe calls "the *open* secret". 'Which is the Great Secret?' asks one. 'The *open* secret'—open to all, seen by almost none! That Divine Mystery, which lies everywhere in all Beings, the divine Idea of the world, that which lies at the bottom of Appearance."

(Ibid, p. 91).

પ્રકરણ વિભાગ વખતે બહુ લાંબો લાગશે. પરંતુ કારણસર લંબાણ કરવું પડ્યું છે. રાગનો આલાપ પ્રથમ કરવામાં વખત જાય તે વ્યર્થ નથી; તે તે રાગનું વાતાવરણ બિછાવ્યાથી જે લાભ થાય તે લાભ અહિં પણ થશે; કુમરી ઇત્યાદિના રસિક વર્ગના પ્રતિબિમ્બરૂપ ત્હમે કોઇ નહિં હો, આલાપની કદર કરતા હશો, એમ આશા છે. કાવ્યની શરીરઘટનાનો નિર્ણય એ ચર્ચા વિના થવો અશક્ય હતો. કાવ્યની પાછળ રહેલી કવિતા, ત્હેનું મૂળ સૌન્દર્ય, એ સ્વરૂપપરીક્ષા આવશ્યક હતી. સૌન્દર્ય, કવિતા, એ ઉપર જણાવ્યું તેમ અલૌકિક દિવ્ય ભાવનાઓ છે, તો તે ઝીલવાને માટે યોગ્ય પાત્ર રસિકતાની માગણીને અનુકૂલ જ જોઇએ એમ હું માનું છું: નહિં તો એ દિવ્યભાવનાની સુન્દર ધારા સુરચિથી ના ઝીલાતાં વીખરી જશે, વ્યર્થ ઝરી જશે. એ ભાવનાના અમૃતને ઝીલવાને ચાળણી જેવી કાણાંવાળી અંજલિ નહિં પણ રસિકતાની ગૂંથેલી ફૂલની કટોરી જ જોઇયે. રા. ન્હાનાલાલ કવિની રચનામાં સહજ રૂપાન્તર અને તાત્વિક અર્થાન્તર કરીને કવિતકલા કને કહેવડાવીશું કેઃ—

ચન્દાએ અમીરસ રેડિયા રે લોલ,
ફૂલની કટોરી ગૂંથી લાવ્ય.
રસિક માલણી રે લોલ,
અંજલિમાં એ અમી નહિં ઝીલું રે લોલ.
અંજલિમાં ચાર ચાર ચાળણી રે લોલ,
અંજલિયે છૂંદણાંના ડાઘ,
રસિક માલણી રે લોલ,
અંજલિમાં એ અમી નહિં ઝરું રે લોલ.
ઝીલું નહિં તો ઝરી જતું રે લોલ,
ઝીલું તો ઝરે નવધાર,
રસિક માલણી રે લોલ,
અંજલિમાં એ અમી નહિં ઝીલું રે લોલ,
ફૂલની કટોરી ગૂંથી લાવ્ય, રસિક માલણી રે લોલ,
અંજલિમાં એ અમી નહિં ઝીલું રે લોલ.
ફૂલડાંમાં દેવનો હથેલિયો રે લોલ,
દેવની કટોરી ગૂંથી લાવ્ય,
રસિક માલણી રે લોલ,
અંજલિમાં એ અમી નહિં ઝીલું રે લોલ.

ચન્દ્રાએ મોકલેલા એ કવિત્વના અમૃતને* ઝીલવા માટે કાણુંવાળી અવ્યવસ્થિત અંજલિ તે અપાત્ર જ; ત્હેને ગ્યોગ્ય પાત્ર તો ફૂલડાંની કટોરી, રસિકતાની માલણે ગૂંથેલી, દેવની કટોરી, દિવ્ય કટોરી જ જોઇએ; દિવ્ય રસ ઝીલવાને રસિક ઘટનાવાળી જ સૌન્દર્ય-સાધક કટોરી. તે કટોરી તે કેઈ? કહેવાની જરૂર નથી. છન્દરચનાની કટોરી.—અને કહેવાની જરૂર નથી કે રા. ન્હાનાલાલે આ કાવ્યમાંની કવિત્વની ઊંચી ભાવનાને ઝીલવાને એ છન્દરચના રૂપી ફૂલની કટોરી જ સ્વીકારીછે. બીજો માર્ગ જ કવિના ઊંડા ભાવસંચલન માટે ન્હોતો. કવિતાને કાવ્યરૂપ ધારણ કરવાની સાથે કોઇ પ્રકારની શરીરઘટના હેવી આવશ્યક છે કે જેથી કવિતાના રસસ્વરૂપનું પ્રતિબિમ્બ એ શરીરઘટનામાં પડે. કવિના હૃદયના ભાવ બાહ્યરૂપ લે તે રસતત્ત્વને અનુકૂળ સાધનવડે જ બને, એ હેના સ્વરૂપથી જ સિદ્ધ વાત છે. કવિત્વમાં પ્રાણરૂપ રહેલું ભાવનાનું તત્ત્વ અન્યથા સુરેખ પ્રતિબિમ્બ પામી સકતું નથી. આ શરીરઘટનાનું આધાન, આ પ્રતિબિમ્બ, તે છન્દ; પછી તે કોઇ પણ પ્રકારની છન્દરચના હો,—સંસ્કૃત કાળના અક્ષરમેળ વૃત્ત, જેવાં કે મન્દાક્રાન્તા, શાર્દૂલવિક્રીડિત, વસન્તતિલકા, ઇત્યાદિ, અથવા તો પાછળના સમયના અક્ષરમેળ છન્દ, જેવા કે હરિગીત, ઝૂલણા, દોહરા, રોળા, ઇત્યાદિ; અથવા તો ગરબી, દેશી, ઇત્યાદિ, અર્વાચીન કાળમાં બન્ધની શિથિલતાની છૂટ્યને લીધે છન્દરચનાથી ભિન્ન મનાતી પરંતુ વસ્તુતઃ માત્રાનિયમથી નિયમન થનારી ગોજના હો; પરંતુ શબ્દોને કાલમાનની સુપ્રમાણતાવડે કલાવિધાનને ગોગ્ય રૂપ ઘડનારાં એ બીબાં તો ખરાં જ.

અપૂર્ણ.

નરસિંહરાવ ભોળાનાથ.

---

* "ફૂલડાં-કટોરી" વિશે મ્હેં એક લઘુ પરીક્ષાલેખ ઈ. સ. ૧૯૦૬ માં લખેલો ત્હેમાં એ કાવ્યનો અનુપમ કવિત્વની છાપ પાડનારો ધ્વનિ જુદો દર્શાવ્યો હતોઃ સામાન્ય રીતે સર્વ પ્રકારની દિવ્યભાવનાઓનું અમૃત ઝીલવાને ગ્યોગ્ય તેમ જ સમર્થ "ફૂલડાં-કટોરી" આ જીવનના અનુભવોમાંથી પેદા કરવાની વાઞ્છાની સૂચના એ ધ્વનિમાં દર્શાવી હતી. આજ માત્ર કવિત્વની દિવ્યભાવનાનો જ અહિં પરામર્શ મ્હારા વિષયને ઉપયોગી ગણીને કર્યોછે. પરંતુ એ જૂનો લેખ જોતાં જણાયું કે આજ કરેલા એ કાવ્યના વિનિયોગનું બીજ એ જૂના લેખમાં હતું, તે સંસ્કારનું અજ્ઞાત બળ આજ પ્રવર્ત્યું હશે કે કેમ? એ લેખમાંથી ઉપયોગી ભાગ ઉતારુંછું:—"દિવ્યભાવનાઓનું અમૃત ઝીલવાનું ઉપર કહ્યુંછે ત્હેમાં કવિત્વભાવનાઓ, ધર્મભાવનાઓ, વગેરે સર્વ ઉચ્ચ ભાવનાઓનો સમાવેશ થાયછે; અને એમ ઉચ્ચ ભાવનાના પેટાભેદનો પરામર્શ કરીને આ કાવ્યમાંનો ધ્વનિ—સૂર્યનાં કિરણો જુદા જુદા પ્હેલમાં ઝીલીને જુદા જુદા ઇન્દ્રધનુષના રંગ વિખેરતા લોલકની પેઠે—ભિન્ન સુન્દર રંગ પ્રગટ કરેછે." ('વસન્ત' સંવત્ ૧૯૬૨ ભાદ્રપદ; પૃ. ૩૧૨). આજની ચર્ચામાં એ અનેકમાંથી એક જ રંગ મ્હેં કામમાં લીધોછે. છન્દ તે ફૂલની કટોરી, એ નવીન કોટિ કવિત્વભાવનાના અમૃતસ્વરૂપમાંથી આપોઆપ ફલિત થઇછે.

# ચોર બજારની ચોપડી.

કોણ જાણે શાથી ? પણ હું બહુ સારૂં લખી શકું છું, એમ મને ટુંક વયથી જ લાગતું હતું. ઘણીવાર ઉત્સાહભેર ઘણું લખી પણ કાઢ્યું છે; પરંતુ સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે—હું મૂળથી જ બહુ શરમાળ છું, એટલે મ્હારા અમૂલ્ય લેખોનો લાભ હું જનસમાજને આપી શક્યો નહિં. બીજા તો રહ્યા, પણ ઘેર પણ કોઇને હું મ્હારા લેખ વંચાવતો નહિં, અને લખવાનું પણ હું ખાનગી રીતે જ લખતો.

કુમુદને પણ આ વાતની ખબર ન આપવી એવો મ્હારે નિશ્ચય હતો; તેથી રાત્રે, એના ઉંઘી જવા પછી જ, હું લખવું શરૂ કરતો.

લાંબા વખત સુધી તો હું મ્હારી ધારણા પાર ઉતારી શક્યો; પરંતુ, એક રાત્રે, કુમુદ ઉંઘી ગઈ છે એની ખાત્રી કરી, હું યથાનિત્ય મ્હારા ટેબલ આગળ ગયો, બત્તી સહેજ વધારી અને લખવું શરૂ કર્યું. કેટલા સમય સુધી લખ્યું હશે, એ મને લખવાની ધુનમાં જણાયું નહિ, પણ હજી મ્હારો લેખ પૂરો ન્હોતો થયો એટલામાં, પ્રદીપના પ્રકાશથી લોભાયલું એક પતંગીઉં, ઉડતું ઉડતું મ્હારા કાન પર અથડાયું; હું ચમક્યો, અને ખુરશી પરથી કૂદ્યો. એ વખતે હું મૃત્યુ અને ભૂત વિષે લખતો હતો એટલે પતંગીઆના અણધાર્યા સ્પર્શથી જરા બ્હીનો—અને મ્હેં એક બૂમ પણ પાડી.

ખડડડ ખુરશીના અવાજથી, કે પછી મ્હારી બૂમથી કુમુદ જાગી, અને માંડ માંડ નીકળતા ધ્રુજતા ધીમા અવાજે બોલી, " ચોર.........ચોર.........અને પછી કાંઈક બોલવા માગતી હોય એમ મને લાગ્યું પણ તે કાંઈ પણ બોલી શકી નહિં.

" શું છે કુમુદ ?" મ્હેં કહ્યું. " એ તો હું છું જરા કામ હતું તેથી ઉઠ્યો હતો, એમાં આટલી ગભરાય છે શાની ?"

" અત્યારે, આવી મોડી રાત્રે, તે તમને શું કામ હતું કે બધાને હેરાન કરો છો ?" કુમુદે ભાષણ ચલાવ્યું. " મુવાં આખો દિવસ તો કામ કરી કરીને મરી જઇએ, અને બળ્યું રાત્રેએ સુખે સુવાનું નહિં. હું તો જાણું કે કોઈ ચોર છે તે બ્હીને જ મરી ગઈ. તમારો એ જુલમ છે હો;"

" હશે—હવે અત્યારે તો સુઈ જા. શું કામ હતું તે સવારે કહીશ." ટોરાનું વાદળ અટકાવવાના હેતુથી મ્હેં ટુંક પતાવ્યું, અને કુમુદ કંઈક થાકેલી હશે એટલે હું સસ્તો છુટ્યો બાકી તો વાત આમ આટલી સ્હેલાઈથી પતી જશે એમ મને લાગતું નહતું.

કુમુદ ઉંઘી ગઈ. અને બહુ મોડું થઈ ગયું હોવાથી મ્હેં પણ લખવાનું બંધ કર્યું, અને થોડી વારે તો હું અવનવાં સ્વપ્નો જોવા લાગ્યો.

બીજે દિવસે મ્હારી શરમ મને ન છૂટકે મૂકવી પડી, કુમુદનો સ્વભાવ જરા મ્હેણાં જેવો હતો, એટલે ઉઠીને પ્હેલો એજ પ્રશ્ન પૂછ્યો કે, " કહો, કાલે રાત્રે એવા તે શું કામ ધંધા વળી જતા હતા ?"

હું તો હજી તરતનો જ નિદ્રામુક્ત થયો હતો, અને વિચાર કરતો હતો કે હવે કુમુદને મ્હારા લેખોની માહીતી આપવી કે નહિં, આમ હજી હા—ના,ની તકરાર મનમાં પૂરી ન્હોતી થઇ એટલામાં તો ઉપલો પ્રશ્ન પૂછાયો.

"તું એ જબરી છે હો ! કુમુદ" આળસથી લાંબા ટુંકા હાથ પગ કરતાં મ્હે કહ્યું. "ઉઠીને ઇશ્વરનું તો નામ દે. અને તારે ન લેવું હોય તો મને તો લેવા દે." હું હજી આગળ બોલવા જતો હતો ત્યાં તો કુમુદ વચ્ચે જ બોલી ઉઠી,

"વળી તમારી રીત પ્રમાણે ભાષણ શરૂ કર્યું ને—તમે તે આમ ઉઠીને શા માટે કંટાળો આપતા હશો ? તમારે ન કહેવું હોય તો રહ્યું. ગમે તેને ખાનગી રીતે પત્ર લખતા હશો તે કાંઈ અમારા અટકાવ્યા અટકવાના હતા તમે ? વળી ઉપરથી ઉપદેશ અમને આપો છો તે પ્હેલાં પોતાની રીતો તો સુધારો.

ઉઠીને આટલું બધું સાંભળવા માટે મ્હારામાં શક્તિ કે ઉત્સાહ ન્હોતાં, અને હવે શરમાવાથી વધારે ઘોંટાળો થશે એમ માની—મ્હારા લેખો કોઇક વાર કુમુદને વંચાવવાનું વચન આપ્યું અને પછી છૂટકારાનો દીર્ઘ શ્વાસ લઈ હું ઉઠયો.

રવિવારનો તે દિવસ હોવાથી રોજ કરતાં જરા વધારે ખવાઈ ગયું હતું. હું જમીને આરામ ખુરશી ઉપર પડયો હતો ત્યાં તો કુમુદ પણ પરવારીને આવી. એને તો બસ કંઈ લેખ સાંભળવાની અજબ ચટપટી થઈ હતી, એટલે આવીને તરત જ તેણે પૂછયું. "ચાલો વાંચો છો હવે, કે વચન નથી પાળવું ?"

મ્હારૂં હૃદય આનન્દથી ધડકયું. હાશ—આજે પ્હેલી વાર હું મ્હારો લેખ કુમુદ ને વાંચી સંભળાવીશ. શું એની અસર થશે ? કુમુદ જાણશે કે હું પણ એક લેખક છું. મ્હારે માટે તે કેવું અભિમાન ધરાવશે. વળી મ્હારી સાથે તે વધારે ટાપટીપ નહિ કરે. એ બધા વિચારો એક થોડી વારમાં મ્હારા મનમાંથી પસાર થઈ ગયા: પણ એકદમ હા કહેવી એ મને યોગ્ય ન લાગ્યું. મને શરમ થઈ. કુમુદ આગળ મને લેખ વાંચી સંભળાવવાનું મન તો હતું, પણ 'આ દુનિયામાં બધી વસ્તુઓ આપણી ઇચ્છાનુસાર થઇ શકતી નથી,' એ વિદ્ગતા ભર્યો વિચાર મને સ્ફૂરી આવ્યો, એટલે મ્હે કહ્યું,

"તારી એ ઉત્કણ્ઠાને ધન્ય છે કુમુદ. મ્હારો લેખ કંઈ એટલો બધો સારો નથી." આટલું બોલતાં મ્હારા મ્હોં ઉપર શરમના શેરડા પડયા—અને હોઠ ધ્રૂજ્યા. વળી અવાજ પણ કંઈક તૂટતો તૂટતો નીકળ્યો.

આ બધો ફેરફાર કુમુદે જોયો અને તેની માઠી જ અસર થઈ. "જોયું ને મુંઉં પેટમાં જ ચોર હું ન્હોતી કહેતી કઈક છે. બળ્યું તમે આટલા ધ્રુજો છો, અને ગભરાઓ છો, તે કંઈ ઘોટાળા વગર ?" કુમુદે તર્ક ચલાવ્યો અને આમ ગર્જના થતાં થતાં વાદળ પણ વરસ્યાં.

માંડ માંડ હું કુમુદને સમજાવી શકયો, અને થોડી વાર પછી એની આગળ વાંચવાનું નક્કી કર્યું. પરંતુ તે દિવસ બપોરના મ્હારા સહાધ્યાયી મધુકર આવી પ્હોચ્યા—વળી સાંજના

કુમુદને રાધવું હોવાથી તે આખો દિવસ હું મ્હારો લેખ કુમુદ આગળ વાંચી શક્યો નહિ.

પછી આજ વાંચીશ—કાલે વાંચીશ એમ કરતાં દિવસો વહી ગયા અને હવે કુમુદને મ્હારો લેખ સાંભળવાની ઉત્કણ્ઠા હોય એમ મને લાગ્યું નહિ, કારણ તે રવિવાર પછી એણે ફરીવાર મને વાંચવાનું કહ્યું ન હતું. પરંતુ એ તો મને પાછળથી જ ખબર પડી, કે કુમુદ તો મને રીસમાં ને રીસમાં જ વાંચવાનું ફરી કહેતી ન હતી. કારણ કે કુમુદે ધાર્યું કે, જો કાંઈ પણ ઘોંટાળા જેવું ન હશે તો હું મારી મેળે જ, કુમુદના કહ્યા વિના, પણ મ્હારો લેખ તેને વાંચી સંભળાવીશ; અને મ્હેં પણ કુમુદના કહ્યા વિના લેખ ન વાંચવાનો નિશ્ચય કર્યો હતો એટલે અમારી વચ્ચે સમજ ફેર થતી હતી તે દ્રઢતર થતી ગઈ.

ઓછામાં પૂરું કુમુદને તાપ આવ્યો. તાવ તો થોડે દિવસે ઉતરી ગયો, પણ એની અશક્તિ કુમુદને પાછળથી જણાઈ, અને કેટલાક દિવસ તો કુમુદ શય્યા વશજ રહી.

શનિવારનો દિવસ હતો. કુમુદથી હરીફરી શકાતું ન હોવાથી તેને બહુ કંટાળો આવતો હતો, એટલે મને વ્હેલા જ ઘર આવવા કહ્યું હતું, જેથી એક બે મિત્રોને મળવા જવાનો હતો તે મુલતવી રાખી હું વ્હેલો જ ઘેર ગયો.

ત્યાં પ્હોંચ્યો ત્યારે કુમુદ તો બિચારી તાવની અસરથી બકવાટ કરી રહી હતી; જો કે આમ જોતાં તાવ જરા પણ જણાતો ન હતો, પણ કુમુદ કંઈ સ્વસ્થ લાગતી ન હતી,

હું એની ખબર પૂછી શકું તે પ્હેલાં જ થોડા દિવસ ઉપર ચોર બજારમાંથી આણેલી મ્હારી એક ચોપડી, જે તેના બિછાના પર ગમે તે પાને ઉઘડેલી પડી હતી, તે દેખાડતાં કુમુદે એક વકીલના તોરથી મને પૂછ્યું,

"આ તમારી જ ચોપડી છે ને?"

મ્હેં હા કહી. ન સમજાયો કે ચોપડી જેવી નજીવી બાબદમાં કુમુદ શા માટે આટલી બધી ઉશ્કેરાઇ જઈ મને પ્રશ્ન પૂછતી હશે?

"ન્હોતી કહેતી કે કંઈક ઘોંટાળા છે!" તે બોલી. "મુતું પાપ તે ક્યાં સુધી છાનું રહે."

"પણ છે શું કુમુદ? ચોપડીમાં તે એવું શું છે?" મ્હેં સવિસ્મય પૂછ્યું. મને બહુ નવાઈ લાગી: આજે સ્હવારના જ્યારે હું ઓફિસે ગયો, ત્યારે કુમુદ તો બહુ ઠીક લાગતી હતી. અને આમ એકાએક શું થઈ આવ્યું હશે? હું ગુંચવાયો.

"ચોપડીમાં શું છે એ મને પૂછોછો?" કુમુદે ઉશ્કેરાઈ જતાં કહ્યું. "કોણ છે પેલી શું......નીલવર્ણા? તમને કદાચ એમ હશે કે, હું કાંઈ પણ જાણતી નથી. કેટલુંક છુપાવશો તમે હજી તે?" અને આમ કુમુદે તો બોલવું ચાલું જ રાખ્યું.

"પણ કુમુદ, તું જરા ધીરી થઇને વાત તો કર." મ્હે તેને શાન્ત કરવા યત્નો આદર્યા; પણ વ્યર્થ.

"ધીરી થાઉ—હજી—હવે?" તે અધિક ઉશ્કેરાઈ.

કુમુદ બહુ બોલી. પણ તે શું અને શા માટે બોલતી હતી એ હું સમજી શક્યો નહિ.

કંઈક ચોપડી વિષે—કંઇક તે રાત્રિ વાળા પ્રસંગ વિષે...અને વચ્ચે વચ્ચે કોઇક નીલવર્ણાનું નામ તે લેતી હતી–પણ એ ત્રણેનો એક બીજા સાથે શું સંબંધ હશે—એ તો હું સમજી ન જ શકયો.

હું જો જરા વચ્ચે બોલવા જતો તો કુમુદ વધારે ઉશ્કેરાતી. જેથી હું તરત જ–કપડાં બદલ્યા વિના ડોકટરને ઘેર ગયો.

ડોકટર ન મળ્યા, ક્યારે આવશે ! એ કંમ્પાઉડર ને પૂછ્યું તો "કહેવાતું નથી વ્હેલાએ આવે ને મોડાએ આવે." એમ દમામભર્યો જ જવાબ મળ્યો. ત્યારે હવે ત્યાં બેસીને શું કરવું. કલાક પછી ફરી આવી જઇશ એમ નિશ્ચય કરી હું ઉતાવળો ઘર તરફ વળ્યો.

રસ્તામાં મને મીસ જોશી મળ્યા. હું અને મીસ જોશી પ્રીવીઅસમાં સાથે હતા. પણ પછી એ અમારી કોલેજમાંથી ઉઠી ગયા હતા. કોલેજ મૂકયા પછી તે આજે મને પ્હેલીવાર જ મળ્યા. મ્હેં એમને વિનયપૂર્વક જયજય કર્યા જો કે મનમાં તો શંકા હતી કે એ મને ઓળખશે કે કેમ પરંતુ એમણે " ઓહોહો—મી. દેસાઈ કંઈ ઘણે દિવસે " કહી મ્હારા જય જયનો જવાબ આપ્યો. " કંઈ અકળાયલા–ગભરાયલા કઈ તરફ ?"

મ્હેં મ્હારી સ્થિતિ તેમને સમજાવી અને અંતઃકરણ પૂર્વક ઇચ્છ્યું, કે તે મને વધારે રોકે નહિ. કારણ એમનો સ્વભાવ એવો તો વાતુડીઓ હતો કે ન પૂછો વાત. વળી મ્હારે કુમુદ આગળ વ્હેલા પહોંચવું હતું, એટલે અત્યારે મીસ જોશીને જોઈ મને તો ફાળ જ પડી, કે એ મને રોકશે અને એમની વાતો તો પૂરી જ નહિ થાય.અને થયું પણ તેમજ.

" સાધારણ તાવ જ છે ? " મીસ જોશીએ જરા સ્ટાઈલમાં કહ્યું. " તો તો મી. દેસાઈ હું તમને મદદ કરીને ખુશી થઈશ."

" મ્હારા બાપ તે શી રીતે મને મદદ કરી શકવાના હતા ?" હું ગુંચવાયો પરંતુ હું એમને કંઈ પણ પ્રશ્ન પૂછી શકું એ પ્હેલાં તો એમણે ચલાવ્યું.

" તમને નહિં ખબર હોય. મી. દેસાઈ કે પ્રીવીયસ પછી હું મેડીકલ કોલેજમાં દાખલ થઈ, જો કે હું હજી પાસ નથી થઈ તો પણ, તાવ જેવી નજીવી બાબદમાં તો હું તમને મ્હારા ટુંક અનુભવથી પણ તરતના ઉપચાર તો દેખાડી શકીશ."

મનમાં તો થયું કે વળી તરતના ઉપચાર તે એ શું દેખાડવાના હતા. પરંતુ અંગ્રેજી રિવાજ પ્રમાણે ક્મને ઉપકાર માની એટીકેટ ખાતર મ્હેં એમની માંગણી સ્વીકારી અને અમે ઘર તરફ પ્રયાણ કર્યું.

આટલા વર્ષ પછી મીસ. જોશી મને મળ્યા હતા પણ એમની જીભને વર્ષોનો ઘસારો જરા પણ લાગ્યો નહતો. એવી જ એમની અર્થ વગરની વાતો કરવાની ટેવ. કોણ જાણે એમને એટલી બધી વાતો સુજતી કેમ હશે ? કેટલીક વાર તો હું જવાબ આપી આપીને જાણુ કંટાળતો અને બનતાં સુધી ઉત્તર પણ ટુંકા જ આપતો ત્યારે,—

" ઓહોહો—જરા બાઇ સાહેબ ને તાવ આવ્યો એમાં તો ભાઈ આવા અકળાયા–ગભરાયા—એમ કહી મીસ. જોશી મ્હારી રમુજ કરવા લાગતાં.".

આખરે ઘર આવ્યું અને હું મીસ જોશીના ક્ચકચાટથી છૂટયો.

"કુમુદ આ મ્હારા મિત્ર તને જોવા આવ્યા છે." કુમુદને મીસ. જોશીનું ઓળખાણ આપતાં મ્હે કહ્યું. હું અને એ કોલેજમાં સાથે—

"કોણ આજ કે પેલી નીલવર્ણા ?" હું કંઈ પણ બોલી શકું એ પ્હેલાં કુમુદ બહુ ઉશ્કેરાઈ બોલવા લાગી. "તમને પણ ધન્ય છે."

"બ્હેન તમે જરા શાન્ત થાઓ." હવે મીસ જોશી વચ્ચે હોમાયા. પણ કુમુદે તેમને બોલવા જ ન દીધી.

"ચૂપ......ડાકણ......લજાતી નથી પારકાંને છાના પત્રો લખતાં ? કોલેજમાં આવું ઉકાળો છો તમે ? તેમને પ્રભુનો પણ ડર નથી લાગતો ? ધુળ પડી તમારા જીવતરમાં" અને આમ કુમુદે તો તેને વધાવી જ લીધી.

હવે મીસ જોશી પણ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ્યા.

"તમે મને અપમાન કરશો એ નહિં સાખું હો. ખબરદાર તમે ગમે તેમ બોલ્યા છો તો પરિણામ સારું નહિં આવે."

"અરે—! મને ધમકાવવાની પણ હિંમત છે તારામાં" કુમુદ ઉછાઈ પડી.

"રા......હવે હાથમાં આવી છે તો તો તમે પૂરો જ સ્વાદ ચખાડીશ." અને આમ કહેતા કુમુદે મીસ. જોશીને ખરેખર એક તમાચો પણ મારી લીધો.

મ્હેં કોઇવાર પણ કુમુદને આટલી હદ સુધી ઉશ્કેરાયલી દીઠી ન હતી. હું કિં કર્તવ્ય વિમુઢ થઈ ઉભો હતો, ત્યાં તો મીસ જોશી હવે મ્હારી તરફ વળ્યા.

"શું મી. દેસાઈ આ બધું સાંખવા તમે મને અહિં લાવ્યા છો ?" તેમણે લગભગ રડી દેતાં કહ્યું. "એવું હતું તો તમે જુઠું શા માટે બોલ્યા ? તમે તો મને તાવનું જ કહ્યું હતું જ્યારે આ બાઈ તો તદન ગાંડી જ છે."

"કુમુદ ગાંડી—ઓ પ્રભુ હવે હું શું કરૂં." હું વધારે ગુંચવાયો એક બાજુ કુમુદ કંઈ કંઈ વિચિત્ર બકવાટ કરી રહી હતી, અને વારે વારે મીસ જોશીને મારવા તેની તરફ પ્રયાણ કરતી, પણ હું તેને મહા મુશ્કેલીએ રોકતો.

વળી મીસ જોશી પણ, કુમુદને સ્હામાં જ્વાબ દેતાં, અને તેમાંથી ફુરસદ મેળવી મ્હારી ઉપર ઉભરો કાઢતા હતા. એમણે પણ કુમુદને હવે પોતાના હાથનો પ્રભાવ દેખાડવો શરૂ કરી દીધો હતો. અને હું એમને છુટા પાડવા વચ્ચે પડ્યો હોવાથી બન્ને પક્ષના કંઈક ઘા મ્હારે પણ ઝીલવા પડ્યા. નવાઈ જેવું તો એ હતુ કે કુમુદ અને મીસ જોશી, રોતાં જાય અને લઢતા જાય. એમની તકરારમાં મ્હારો ઘાંટો તો ક્વચિત્ જ સંભળાતો.

આખરે મહા મુશ્કેલીએ હું તેમને છુટા કરી શક્યો. મીસ. જોશી તો હવે ત્યાં વધારે ન રોકાતાં, મને અને કુમુદને ગાળો દઈ ત્યાંથી ચાલ્યા ગયા.

મીસ. જોશીના ગયા પછી કુમુદ ખુબ રોવા લાગી જાણે હિસ્ટીરીઆનું શીટ આવ્યું ન હોય ! મ્હેં પણ એને સમજાવવાના યત્નો ન કર્યા, રોવા દીધી. કુમુદ બહુ જ થાકી ગઈ હતી. એક તો તાવની અશક્તિ બહુ હતી, તેમાં આજે મ્હેનત પૈણ જેવી તેવી ન હતી.

બહુ રોયા પછી જ્યારે તે શાન્ત થઈ ત્યારે મ્હે પૂછ્યું, "કુમુદ આજે શું છે તને ? ચોપડીમાં તે એવું શું છે ?"

કુમુદે પોતાના ઓશીકાની નીચેથી એક ચીઠી કાઢી મ્હારા હાથમાં મૂકી. તેના કહેવા પ્રમાણે તે ચીઠ્ઠી મ્હારી ચોપડીમાંથી કુમુદને મળી હતી. મ્હે તે લઈને વાંચી.—

વ્હાલા,

આજ કેટલા દિવસ થયા તમારો પત્ર પણ મળ્યો નથી. હમણા હમણા પત્ર લખવા કેમ બંધ કર્યા છે. ક્યારે મળશો ! એકવાર સ્નેહનો આ સ્વાદ આપી હવે તલસાવો છો શા માટે ? લી. તમારી દર્શનાભિલાષી

·નીલવર્ણા.

ચિઠ્ઠી વાચ્યા પછી જ મને બધું સમજાયું. કુમુદને તે રાત્રિથી જ હું કોઇને છુપિ રીતે પત્રો લખતો હતો એમ ઠસી ગયું હતું. તેમાં ચોર બજારમાંથી આણેલી મ્હારી " સેકન્ડહેન્ડ " ચોપડીમાંથી કોઇ નીલવર્ણાની ઉપલી ચિઠ્ઠી મળી આવ્યાથી કુમુદને તે બાબદની ખાત્રી જ થઈ ગઈ- અધુરામાં પૂરૂં મ્હારી સાથે મીસ. જોશીને જોઈ કુમુદે ઉશ્કેરાયલી સ્થિતિમાં મીસ જોશીને નીલવર્ણા જ ધારી લઈ ઉપલો થેંટાળો કર્યો—એ સમજવું મુશ્કેલ ન્હોતું.

" ગાંડી ગાંડી " મ્હે કહ્યું તેં કેટલી હદ સુધી મુર્ખાઈ કરી. જરા મને સાંભળવા જેટલી ધીરજ તો રાખવી હતી. આ ચોપડી તો હું ચોર બજારમાંથી કોઈની વાપરેલી સેકન્ડ-હેન્ડ લાવ્યો છું, શું એની તને ખબર નથી ? અને સંભવિત છે કે તે ગમે તેની ચિઠ્ઠી એમાં રહી. ગઈ હશે." મ્હે ખુલાસો કર્યો.

" મ્હારી જાણે બલા તમારી ચોર બજારશું ને શાહુકાર બજાર શું ? " મ્હારો ખુલાસો કુમુદને ગળે ઉતરતો જણાયો.

" હા પણ તારી બલા બિચારા મીસ. જોશીને વળગીને ? મ્હે હસતા હસતાં કહ્યું. અને હવે મને કુમુદની મૂર્ખાઈ પર અને મીસ. જોશીની સ્થિતિ પર બહુ હસવું આવ્યું.

" પણ ત્યારે તમે રાત્રે છાની રીતે શું અને શા માટે લખો છો ? " કુમુદે કંઈક શંકાથી પૂચ્છ્યું.

" એ તો હુ વાર્તાઓ લખું છું. " મ્હે કહ્યું " એ વિષે તો તે દિવસે જ તને કહ્યું હતું ને ? "

" ત્યારે મ્હારી આગળ વાંચતા કેમ નહિ ? " કુમુદે તો પોતાની તપાસ ચાલુ જ રાખી.

" મને શરમ થતી હતી. " મ્હે કહ્યું. " પણ હવે તારી આગળ વાંચીશ. "

" વાંચીશ નહિ. વાંચો " હુકમ થયો અને તરત જ મ્હે મ્હારા લેખો તેને વાંચી સંભળાવ્યા અને અત્યાર સુધી અમારી વચ્ચે થતી સમજ ફેર દૂર કરી.

જો કે ચોર બજાર ઓફીસમાં જવાના રસ્તાપર જ છે, છતાં ત્યાંની એક પણ વસ્તુ નહિ ખરીદવાની મ્હે તે દિવસથી પ્રતિજ્ઞા લીધી. અને હવે હવે વધારે શરમાવવાનું પણ માંડી વાળીશ એમ ઇચ્છા છે.

થોડે દિવસે મ્હેં અને કુમુદે મીસ. જોશીની ઘણી ઘણી ક્ષમા માગી એમને અમારે ત્યાં આમંત્રણ કર્યું. પણ હજી સુધી તો એ આવ્યા નથી. તે દિવસના આતિથ્યથી એ સંતોષ પામ્યા હશે એટલે ફરીવાર આવતા નથી એમ હું માનું છું.

આ શનિવારે હું મેડીકલ કોલેજમાં જઇને મીસ જોશીને આમંત્રણ આપી આવીશ. કારણ કુમુદની ખાસ ઇચ્છા છે કે એકવાર મીસ. જોશીને મળી એ પોતાની ભૂલનું પ્રાયશ્ચિત કરે.

ગોવિંદ.

# નીતિ પ્રામાણ્ય

અથવા

# નીતિ સમર્થન.

## ( Sanctions of Morality. )

મનુષ્ય એક વખત નૈતિક વિષયોનો તાર્કિક દ્રષ્ટીએ વિચાર કરવા લાગ્યો, અને દરેક બાબત વિષે 'આમ કાં ? તેમ કેમ નહીં' આવા તર્કવિતર્ક લડાવવા લાગ્યો એટલે એ પ્રશ્નોનો અંત જ આવવાનો નહીં, એમ લાગવા માંડે છે, અને બધા સુસંસ્કૃત વિચારોનું અને બધી કોમળ ભાવનાઓનું પૃથક્કરણ કરી જોનારા—કરવા માગનારા—નીતિશાસ્ત્રવિવેચકો ઉપર ગુસ્સો થાય છે. નીતિ રૂપી ઇક્ષુદંડનો આસ્વાદ ન લેતાં તેનો ઝીણો ભૂકો કરવામાં કિંવા તર્કરૂપી ઘાણીમાં પીલીને તેનાં ફક્ત છૂચા આપવામાં તમને શો પુરૂષાર્થ લાગે છે, કોને ખબર, આમ એ તાર્કિક નીતિશાસ્ત્ર વિશારદોને પૂછવાનું મન થાય છે. પણ આ તેમનો વાંક નથી. નીતિશાસ્ત્રનો જેને વિચાર ન કરવો હોય તેઓ ભલે ન કરે; પણ વિચાર કરવા લાગ્યા પછી તે સર્વાંશ થવો જોઇએ. પછી ત્યાં કોઇની કિંવા કશાની પણ દરકાર ન રાખવી જોઇએ. નીતિશાસ્ત્રની ચર્ચા કરતી વેળાએ "નીતિ બંધનો શા માટે પાળવા ? અમે ન પાળીએ એમાં લોકોનું શું જાય છે ? 'પરમેશ્વર ગુસ્સે થશે' એમ તમે કહો છો નહીં ? પણ પહેલાં તો ઇશ્વર છે એમ તમે શા ઉપરથી કહો છો ! અને તે ગુસ્સે થયો તો એમાં અમારૂં શું જવાનું ? આવી જહાંને કરવાનો શું ! નરકમાં નાખશે એ જ કેની ? અમે અહીં તો યથેષ્ટ ઉપયોગ ભોગવીએ ! આગળની વાત આગળ.' આવા પ્રકારની અસંસ્કૃત, ધાર્મિક અને આર્યજનોને અનુચિત એવી વિચારસરણીના પણ સમાચાર લેવાની આવશ્યકતા છે. આ વિષય રૂક્ષ છે માટે તે ટાળવો એ શાસ્ત્રદ્રષ્ટાને યોગ્ય નથી. જમીન જેમ ચંડાળ કિંવા અસ્પૃશ્યથી અભડાતી નથી તે પ્રમાણે શાસ્ત્ર શુદ્ધાં કોઇથી અભડાતું નથી, તે હમેશાં પવિત્ર જ છે. શાસ્ત્ર કહ્યું એટલે એમાં કોઈ પણ લઘુ કિંવા દીર્ઘ-શંકાની ગંદકી ગણીને ચાલવાનું નહીં. જો શાસ્ત્રને કશાનીયે દુર્ગંધ કિંવા આભડછેટ હોય તો તે અસત્યની, હેત્વાભાસની, દુરાગ્રહની અને વિતંડવાદની. શંકા યોગ્ય હોય તો તે શાસ્ત્રને ત્યાજ્ય નથી. કદાચિત્ તે વિચારને માન્ય નહીં હરે; પણ તે મનનીય નથી એમ કેમ કહેવાય ? અસ્તુ.

બેન્થેમ નામનો એક અંગ્રેજ નીતિશાસ્ત્ર વિવેચક થઇ ગયો. તેનું કહેવું એમ હતું કે ધર્મકારો જે બંધનો બાંધી આપે છે તે શુદ્ધ લુચ્ચી હોય છે. ધર્મકારોને 'વ્યભિચાર એ ખરાબ' એમ લાગતું હશે, માટે તે 'વ્યભિચાર એ પાપ છે' આવો સાર્વત્રિક નિયમ કરે છે. આ બંધન તેમણે પોતાને માટે કરવું અને જોઇએ તો પોતે જ પાળવું. પણ લોકોપર તેમણે આ બન્ધન શા માટે લાદવું ! એમ બેન્થેમ પૂછે છે. 'વ્યભિચાર કરવો

એ પાપ છે ' એમ એકાદાને ન લાગતું હોય તો ધર્મશાસ્ત્રકારોએ એ ભાચક—ગ્રામ-ચરક—બંધન પાળવાનો તેના ઉપર જુલમ શા માટે ગુજારવો ? ધર્મશાસ્ત્રીને ફલાણું મારું કિંવા ઢીકણું ખરાબ લાગ્યું માટે તે બધાંને જ તેવું લાગશે એમ નહીં. વાસ્તવિક કહીએ તો જેને જે યોગ્ય લાગે તે કરવું. એકાદાને જો ચોરી કરવાનું મન થાય તો તેણે કેમ ન કરવી ? ચોરી કરવી એ ખરાબ એમ દરેકને લાગે છે એમ તમે ગૃહિત કેમ ધરો છો ! તમને ચોરી પાપાત્મક લાગે છે; પણ ચોરના છોકરાને કિંવા એવા જ બીજા માણસને એમાં કંઈ નિંદ્ય લાગતું નથી. એવા લોકોને ' ચોરી કરશો નહીં ' આવો ઉપદેશ દેનારા તમે કોણ અને તમારો ઉપદેશ તેમણે શા માટે માનવો ?

પેલે નામનો નીતિશાસ્ત્રજ્ઞ સદસદ્‌વિવેક બુદ્ધિનો—conscience—ઉપદેશ એટલે ખરેખર કેટલાક શિષ્ટ લોકોએ અજ્ઞાની લોકોને પમાડેલો મોહ છે એમ કહેતો નથી. તે કહે છે કે સદસદ્‌વિવેકબુદ્ધિ કહે તે ખરું હો કે ખોટું હો; તે મોહ હો કે યથાર્થ જ્ઞાન હો; તે આપણે માનવું જ જોઈએ એમ શાસ્ત્ર ક્યાં કહે છે ? ' ખોટું બોલવું નહીં ' એમ અમારી સદસદ્‌વિવેકબુદ્ધિ કહે છે તે લોકોએ તેને મોહ પમાડ્યો માટે નહીં હોય; પણ આગળ શું ! ગેરું હોય કે ન હોય, બસ અમે તેનું કહેવું સાંભળવાના નથી, તેના ઉપદેશ પ્રમાણે વર્તવાના નથી, ' સદસદ્‌વિવેકબુદ્ધિ ' એ કોણ એવી બડી દેવતા થઈ ગઈ છે કે અમે અનન્ય ભાવે તેને શરણે જઈએ ?

' તો પછી લોકોએ પ્રમાણ શાને માનવું ? ' આમ પલેને પૂછીએ તો તે કહે છે કે " સદાચાર એ સ્વર્ગ પ્રાપ્તિ કરાવે છે અને દુરાચરણ એ નરકમાં નાખે છે આમ લોકોને કહો એટલે પછી લોકો પ્રશ્ન પૂછશે જ નહીં; કારણ કે સ્વર્ગ કોને નથી જોતું અને નરક કોને જોઈએ છે ! '

પણ આના ઉપર સુદ્ધાં એકાદો દુરાગ્રહી માણસ આવી કોટી લડાવશે:—તે કહેશે કે, " નરકની આટલી બધી બીક શાની બતાવો છો ? બધાંયને તમારી પેઠે નરકની બીક લાગે છે એમ નહીં. એકાદા માણસને નરકની બીક લાગતી ન હોય તો તેને તમારી નીતિ પ્રમાણભૂત કેવી રીતે બતાવી શકશો ? " કેટલાક માણસો એવાં હોય છે કે, તેમને સ્વર્ગ અને નરકનું અસ્તિત્વ જ ખરું લાગતું નથી. એટલે તે માણસો સ્વર્ગનું અને નરકનું કવિ કલ્પનાની સૃષ્ટિમાં જ અસ્તિત્વ માન્ય કરે છે; ઇતરત્ર નહીં. ઠીક, સ્વર્ગ નરક ખરા હોય તો ચાલુ ચાલુ સુખ તજીને આગળ સ્વર્ગ સુખ ભોગવવું કે અત્યારે મઝા માણીને પછી નરકવાસ સહન કરવો એ દરેકની પોતાની મરજી પર અવલંબી રહેલું છે. કોઈ પણ રીતે આપણે સુખનો સરવાળો જેટલો થાય તેટલો વધારે અને દુઃખનો સરવાળો જેટલો થાય તેટલો ઓછો કરવો છે. નરકવાસથી અમુક દુઃખ થાય છે, એવો મનમાં વિચાર કરીને, તે દુઃખ સહવાને અર્થાત્ ઐહિક વિષયોપભોગોના લાલસાને લીધે, જે તૈયાર થાય તેને તમે ' એ પાપ છે " તે ક્યા યુક્તિવાદથી સિદ્ધ કરી દેશો ! તેણે તમારાં પુસ્તકિયાં નીતિતત્ત્વો કિંવા જુનાપુરાણાં પુરાણોનો ધર્માધર્મ વિચાર શા માટે માન્ય કરવો ! માન્ય નહીં કરે તો નરકનું ઘોર

'દુઃખ ભોગવવું પડશે'-આવી તમે તેને દહેશત બેસાડો છો, પણ તે માણસ તમારી એ 'ધમકી'થી જરા પણ ડરતો નથી. એક વખત સુખ ને એક વખત દુઃખ ભોગવવું જ છે. આ જન્મે સુખોપભોગ કરીને આગળ જે, નસીબમાં હશે તે હું ભોગવીશ. આવી ભાષા વાપરનારનું મેં બંધ કરવું કઠણ છે.

બેન્થૅમ અને પૅલેએ કાઢેલી શંકાઓનું સમાધાન કર્યા શિવાય નીતિતત્ત્વના વિવેચનની સિદ્ધિ થવાની નથી એ તો સ્પષ્ટ જ છે. એકાદા સામાન્ય માણસના વિચારો જોઈએ તો '**धर्मम् चर, सत्यम् वद, पितृदेवो भव, मातृदेवो भव**' ઈત્યાદિ સદાચાર પ્રવર્તક કિંવા પાપ નિવર્તક નીતિતત્ત્વોનું પ્રામાણ્ય નીચેના કારણો માટે—કારણોને લીધે—માન્ય કરે છે.

(૧) કેટલાંક તત્ત્વો એવાં હોય છે કે તે પ્રમાણભૂત માન્યાં નહીં તો સૃષ્ટિદેવતા—કુદરત—તરત જ આપણને શિક્ષા કરે છે. દાખલા તરીકે 'આહાર વિહારમાં પરિમિતતા રાખવી જોઈએ' આ તત્ત્વનો આપણે ભંગ કર્યો કે આપણે જ માંદા પડવાના કિંવા અશક્ત થવાના એવી દરેક મનુષ્યને ખાત્રી હોય છે. 'કસરત કરવી જોઈએ' આ તત્ત્વ આપણે પાળ્યું તો આપણને જ ફાયદો થાય છે. આવાં તત્ત્વોનુ પ્રામાણ્ય એક અર્થે સ્વતઃ સિદ્ધ કિંવા સ્વયંપ્રકાશ જ હોય છે, એટલે તે માણસોએ બાંધેલાં નિયમો પર કિંવા રીતભાતો પર કિંવા કાયદાઓ પર અવલંબી રહેતાં નથી. સૃષ્ટિના નિયમો ક્યારેય અને ક્યાંય પણ બદલાતા નથી, માટે એ પ્રમાણ સ્વભાવસિદ્ધ, નિત્ય, સાર્વત્રિક, મનુષ્યકૃત નિયમની અપેક્ષા ન રાખનારું એવું છે.

(૨) કેટલાક નિયમો એવા હોય છે કે તે ન પાળ્યા તો રાજદંડનું દુઃખ ભોગવવું પડે છે, અને પાળ્યા તો રાજપ્રીતીનાં સુખો અનુભવાય છે, ઉદાહરણાર્થ 'હત્યા ન કરવી,' 'ચોરી કરવી નહીં.' 'ન્યાય સભામાં ખરી સાક્ષી આપવી,' 'કરજ ફેડવું' ઈત્યાદિ વિધિનિષેધાત્મક નિયમોનું ઉલ્લંઘન કર્યું તો આપણને રાજા કિંવા રાજ્યસૂત્રો ચલાવનારૂં મંડળ શિક્ષા કરશે એ આપણને પૂર્ણપણે માહિત હોય છે.

(૩) કેટલાંક પાપ એવાં હોય છે તે કર્યાં છતાં કાયદાનું કંઈ ચાલતું નથી, પણ આચરનારની સમાજમાં અપકીર્તિ થાય છે, માટે માણસ એવાં પાપ કરતો નથી. તેમ જ કેટલાક સદાચાર એવા છે કે તેના યોગે લોકોમાં પોતાનો માનમરતબો વધે છે. માટે એવા સદાચારો પ્રત્યે પોતાનો ભાવ છે એમ માણસ લોકોને બતાવે છે.

(૪) કેટલાક વિધિનિષેધાત્મક નિયમોને ધર્મની મદદ હોય છે. અમુક એક કામ પુણ્યપ્રદ છે, તે કરશું તો સ્વર્ગ પ્રાપ્તિ થશે કિંવા આગલા જન્મે અમુક લાભ થશે; અમુક કામ પાપાત્મક છે, તે કરશું તો નરક પ્રાપ્તિ થશે અને દુઃસહ દુઃખ ભોગવવાં પડશે; આવા પ્રકારની સદ્ગતીની આશાએ કિંવા દુર્ગતીની બીકે ઘણાં મનુષ્યો સન્માર્ગનું અવલંબન અને કુમાર્ગનો ત્યાગ કરે છે.

(૫) સદાચારથી વર્તવાથી જે એક પ્રકારની પ્રસન્નતા અનુભવાય છે તે પ્રસન્નતાની ઇચ્છાથી કેટલાંક લોકો સદાચારરત હોય છે. તેમ જ આપણા હાથે દુરાચાર થયા પછી જે પશ્ચાતાપ થાય છે તે ટાળવા માટે કેટલાંક માણસો દુરાચારનો ત્યાગ કરે છે.

નીતિબંધનો શા માટે પાળવાં આ પ્રશ્નના સામાન્યતઃ આપવામાં આવતાં આ પાંચ ઉત્તરો છે. નીતિ તત્ત્વોનાં આ પંચવિધ પ્રામાણ્યોમાં એક વાત ગૃહિત ધરેલી છે, અને તે એ કે, માણસ જે કંઈ કામ કરે છે તે સુખ પ્રાપ્ત્યર્થ કિંવા દુઃખ નિવારણાર્થ કરે છે. સુખ પ્રાપ્તિ કિંવા દુઃખ નિવારણ, આ હેતુ માણસને ઘણાં કામો કરાવે છે, એ વાત કંઈ ખોટી નથી. પણ આ જ એક હેતુ મનુષ્યને દરેક કાર્ય કરવાને પ્રવૃત્ત કરે છે, પરોપકાર કર્યા પછી સુખ થાય છે, એમ કહેવું ભૂલભરેલું છે. મનુષ્યને પરોપકાર કરવો સારો લાગે છે માટે પરોપકાર સુખપ્રદ છે માટે તે સારો એમ નહીં.

કેટલાક સુખવાદીઓ આના ઉપર આગ્રહથી એમ કહે છે કે પરોપકાર કરવાની ઇચ્છા કિંવા સ્ફૂર્તિ થયા પછી પરોપકાર ન કરવો એ મનને દુઃખદાયક થાય છે, અને તે દુઃખ ટાળવા માટે આપણે પરોપકાર કરીએ છીએ. કેટલીક વેળા ફલાણાને ભિક્ષા, કિંવા દક્ષિણા આપવી એટલે કુપાત્રે દાન કરવા જેવું છે એમ આપણને ખબર હોય છે. પણ 'ના' કહેવાતી નથી તેથી આપણે તે ભિક્ષા કિંવા દક્ષિણા દઇને મોકળા થઇએ છીએ. આપણને લાગતું હોય છે કે આપણે કોમળ કિંવા ઉદાર મનના છીએ. પણ એ શુદ્ધ આત્મવંચના છે. દાન કુપાત્રે છે એની ખબર હોવા છતાં પણ તે કરવું એ સદ્‌ગુણ નથી પણ પાપ છે. એવા વખતે કરેલો ઉપકાર સુખપ્રેરિત છે એ કહેવું તદ્દન બરાબર છે, કારણ આપણી દયાર્દ્રબુદ્ધિ આપણને એક પ્રકારનું દુઃખ દેતી હોય છે; અને તે દુઃખ નિવારણ કરવા સારૂ અને અમે 'કોમળ મનના, દિલદાર ઉદાર ગૃહસ્થ છીએ' એમ લોકોએ પોતાને કહેવું કિંવા આપણે જ આપણા મનમાં માની શકીએ, એ હેતુથી આપણે કર્મચ્યુત થઇને મનસોક્ત કર્મ કરીએ છીએ. આવી કોમળ અને ઉદાર બુદ્ધિને નીત્શે (Neitzsche) નામનો આધુનિક જર્મન તત્ત્વવેત્તા કંઈ વધારે માન દેતો નથી, ઉલટો તેની નિર્ભર્ત્સના કરે છે. તે કહે છે કે, એનામાં મનોધૈર્ય નથી, પણ ઉલટું મનોદૌર્બલ્ય છે. દાસ્ય તે ક્યારેય પણ દાસ્ય જ, પછી તે મધુર મનોવૃત્તિનું હો કે કઠોર મનોવૃતીનું હો. લોકો જે ગુણને વખાણે છે તે ગુણ ઘણી વેળા દોષાસ્પદ હોય છે, એ નીત્શેનું કહેવું સતર આના છે. જે ગુણ કર્તવ્યચ્યુત કરાવે છે તે ગમે તેટલો મોહક હોય તો, પણ તેનું દાસ્ય પેતરનું ખરાબ જ. માતાનો આપણા ઉપરનો વધારે પડતો પ્રેમ તે સદ્‌ગુણ નહીં. પ્રેમનો ઉભરો તેણી દાબી શકતી નથી માટે તેણી વધારે પડતો પ્રેમ કરે છે, સદાચાર પ્રીતીને લીધે કિંવા કર્તવ્ય દક્ષતાને લીધે નહીં. નીત્શેને સૌમ્યતા, પ્રેમળપણું, કોમળતા, દયાર્દ્રતા આજ્ઞાધારકપણું વગેરે ગુણો કંઈ બહુ પ્રિય નથી. આવા ગુણો એટલે સદ્‌ગુણો એમ કોણ શિખવે છે? તો સ્વાર્થી દુર્બલ લોકો, આમ તેનું કહેવું છે. આવી નીતિમતા ગુલામોને ઉચિત છે; તે દાસ–નીતિ slave-morality છે; અધિપતિ–નીતિ master morality નહીં. જેણે આ-ત્મજય મેળવ્યો છે અને જે કોઇથી બીતો નથી તે આવી અણલોચિત કોમળતાને વશ થવાનો નહીં, પણ પૌરૂષ સ્વીકારીને ન્યાય નિષ્ઠુર થશે. નીત્શેની દ્રષ્ટીએ જે આદર્શભૂત

પુરૂષ કિંવા પુરૂષોત્તમ Supor man છે. તે સૌમ્યતા, દયાર્દ્રતા, આજ્ઞાધારકપણું વગેરે સદ્‌ગુણોનો ઢંઢેરો પીટતા નથી પણ તેઓ તો ન્યાય ઉચિતતા અને કર્તવ્ય કર્મોનો જ વિચાર કરીને વજ્ર પ્રમાણે કઠોરતા સ્વીકારતા અચકાતા નથી.

નીત્શેએ કોમલતાને અબલતાનું જે સ્વરૂપ આપ્યું છે તે અર્થાત્ ભૂલભરેલું છે. નરસિંહ મહેતા કિંવા તુકારામ જેવા ભગવદ્‌ભક્તનું મન માખણ કરતાં પણ નરમ હોય છે. પણ યોગ્ય પ્રસંગે '**कठिण वज्रांस भेदुं ऐसें**' આવા પ્રકારનું પણ તે થઈ શકે છે. ખરો આદર્શ પુરૂષ તો એજ છે કે જે ઉચિત પ્રસંગે કમળથી પણ કોમળ અને ખડકથી પણ કઠણ થાય છે. તથાપિ નીત્શેનો મત અહીં ઉદ્ધૃત કરવાનું પ્રયોજન એટલું જ કે કેટલાંક માણસો નિર્બલતાને લીધે આજ્ઞાધારક, ક્ષમાશીલ, સૌમ્ય, મૃદુ કિંવા સુવિનીત હોય છે. તેમનામાં આજ્ઞાનો ભંગ કરવાની, વેર વાળવાની, અપાય કરવાની, દુર્વિનીત થવાની તાકાદ કિંવા શક્તિ જ, હિંમત જ હોતી નથી. પણ તેઓ તે સમયે પોતાની મનોવૃત્તીના દાસ હોય છે. તેઓ કઠોરતા ધારણ કરી શકતા નથી. એવા લોકોની દયાર્દ્રતા એ કર્તવ્યનિષ્ઠાની દ્યોતક ન હોઈ ક્ષણિક સુખલાલસાની દ્યોતક હોય છે. તથાપિ બધી જ મૃદુ મનોવૃત્તીઓ આવા પ્રકારે દુર્બલતા દ્યોતક નથી હોતી. ઉપર કહ્યું જ છે કે કેટલાક સજ્જનો વજ્રથી પણ કઠોર અને કમળથી પણ કોમળ હોય છે. તેઓ સદાચાર શા માટે ચાહે છે ? " તેમને સદાચારનું સુખ જોઈતું હોય છે માટે" આવો ઉત્તર આપવો એ યોગ્ય નથી. કારણ સદાચાર એ **श्रयस्कर** છે એવી તેમની ભાવના હોય છે, માટે તે તેને સ્વીકારે છે; તે **सुखकर** છે માટે નહીં. સુખની આશાથી પ્રેરિત થયેલો સહેતુક સદાચાર એ સદાચાર જ નથી. પરોપકાર, દયાર્દ્રતા, પ્રેમ વગેરે નિષ્કામ હોય છે ત્યારે જ તે મનનું સાત્વિકપણું બતાવે છે; અન્યથા નહી. સકામ પરોપકારનું કિંવા ઇશ્વરભક્તીનું પુણ્ય બહુ તો સ્વર્ગસુખ આપી શકે પણ મોક્ષપ્રાપ્તિ કરાવી શકતું નથી, આમ જે કહે છે તેનો મર્મ પણ આ જ છે. સકામ પુણ્યની યોગ્યતા ઓછી હોવાથી તેનો કાલાંતરે ક્ષય થાય છે, અને પુણ્ય ક્ષય થયાપછી દુઃખમય મર્ત્યલોકમાં પુનઃ ઉતરવું પડે છે જ. પણ જ્ઞાનયુક્ત અને નિષ્કામ સદાચારનું પુણ્ય કયારેય પણ ક્ષય પામતું નથી અને કાયમનો મોક્ષ દઈ શકે છે એમ કહેવાનો ભાવાર્થ એ જ કે સદાચાર એ સત્ તરિકે પ્રિય હોય તો જ તે સર્વોત્કૃષ્ટ દર્જાનો. સુખલાલસાને લીધે પ્રિય એવો સદાચાર એ એક જાતનો દુરાચાર જ છે, નિદાન 'મિથ્યાચાર' તો ખરો જ. પ્લેટો એક ઠેકાણે કહે છે કે, જે દુઃખની બીકે ઇન્દ્રિયનિગ્રહ કરે છે તે ઇન્દ્રિયોનો દાસ જ છે. સેનાપતીની બીકને લીધે જે સિપાઈ રણક્ષેત્રમાંથી નાસી જતો નથી તે જેમ શૂર નથી. એવો જ આ પણ એક પ્રકાર છે. ખરો ઇન્દ્રિયવિજય કિંવા ખરૂં શૌર્ય એ જ કે જેમાં સ્વાર્થનો લવલેશ ન હોય. એવો નિઃસ્વાર્થ, નિરપેક્ષ કિંવા નિષ્કામ પ્રેમ જગતમાં અશક્ય છે એમ કહેવું યોગ્ય નથી. ધર્મ સારૂં પ્રાણ અર્પનારાં માણસો, પતિનિષ્ઠાને લીધે વખત પડયે પ્રાણ ત્યાગ કરનારી સાધ્વી સ્ત્રીઓ, દેશપ્રેમથી સમરાંગણમાં દેહભાન ભૂલી જનારા વીર સૈનિકો, અપત્ય પ્રેમથી ભૂખ તરસ ભૂલી જનારી માતાઓ વગેરેનું અસ્તિત્વ જો માન્ય કરવું હોય તો નિષ્કામ પ્રેમનું અસ્તિત્વ માન્ય કરવું જ પડશે. કારણ એ નાનીમોટી વિભૂતિઓને શો સ્વાર્થ સાધવાનો હોય છે ? સ્વાર્થ તરફ જ જો નજર રાખીને તેઓ કામ કરે તો તેના કરતાં ઓછા વિકટ માર્ગો તેમને અવશ્ય મળી આવે.

હવે, કોઇનો એવો આગ્રહ જ હોય કે આ લોકોને મુદ્દાં એક પ્રકારનું ઉચ્ચતર સુખ જોઇતું હોય છે, તો તેમણે કહેવું મરજી પડે તો. શ્રી રામચંદ્રે રાજત્યાગ કર્યો અને પિતૃવચન ખરૂં કર્યું એમાં તેમનો એક પ્રકારનો ઉચ્ચ સ્વાર્થ હતો, એ કહેવું વિપરિત છે. પણ કોઇને તેમ કહેવું જ હોય તો તેમણે મઝેથી કહેવું, કારણ કે અંગ્રેજ સરકારના રાજ્યમાં એટલું તો વ્યક્તિસ્વાતંત્ર્ય છે જ. ફક્ત અહીં સ્વાર્થનો અર્થ સામાન્ય ભાષાના અર્થ કરતાં જુદો છે તે ધ્યાનમાં રાખવું. અહીં 'સ્વ' એટલે વિષયલાલસાની ઇચ્છા કરનારો, જેનામાં સુખની લાલસા છે એવો, માનની અપેક્ષા કરનારો આત્મા નહીં, પણ જે 'સત,' જે 'શ્રેય,' જે ઉચ્ચતમ્, જે કર્તવ્ય, તે જ કરવા ઇચ્છનારો આત્મા. 'શ્રી રામચંદ્રને રાજ્યનો ત્યાગ કરતી વેળાએ આત્માની પ્રસન્નતા જોતી હતી, અને પ્રસન્નતા એટલે પણ એક પ્રકારનું સુખ જ.' આવો આના ઉપર તર્ક કરી શકાશે. પણ સ્વ–સુખ અને આત્મપ્રસાદમાં જમીન આસમાનનું અંતર છે તે ભૂલી ન જવું જોઇએ. ઇંગ્લેંડમાં કેનમર નામનો એક નિસ્પૃહી અને કરારી માણસ થઈ ગયો. તે પ્રોટેસ્ટંટ પંથી હતો. તે કેંથોલિક પંથી થયો નહીં માટે કેંથોલિક પંથના અનુયાયીઓએ તેને જીવતો બાળી દીધો. બળતા બળતો કેન્મરને 'સુખ' થતું હતું એ કહેવું એટલે સુખ શબ્દનો દુરૂપયોગ કરવો. ઠીક, મતાન્તર કરીને જીવ બચાવવા કરતા પોતાનો હાથ બળે છે એ પ્રત્યક્ષ જોવું અને અનુભવવું સુદ્ધાં તેને અધિક પ્રિય હતું. એ અવસ્થા જીવ બચાવીને સુખોપભોગ ભોગવવાની અવસ્થા કરતા 'સુખકર' લાગી કે? આ પ્રશ્નનો ઉત્તર આપતા શબ્દો માટે વૃથા વાદ કરવામાં કંઈ અર્થ નથી. કેટલીક બાબતો તાત્કાલિક ઐન્દ્રિય સુખ, વૈષયિક સુખ દેનારી નથી હોતી, પણ ઉલટી દુ:ખદાયક હોય છે, પણ તે પ્રિય હોય છે આ મુદ્દો છે. પછી તે પ્રિયતા તે બાબતોની સુખપ્રદતાને લીધે કહો કે શ્રેયસ્કરતાને લીધે કહો, કિંવા આત્મપ્રસાદકારકતાને લીધે કહો. સજ્જનો સદાચાર–પ્રિયતાને લીધે સદાચારી હોય છે કે તજ્જન્ય પ્રસન્નતાને માટે? આ વાદ એરિસ્ટોટલ પોતાના નીતિશાસ્ત્રમાં કહે છે તે પ્રમાણે વધારે મહત્વનો નથી. આત્માની જે ઉચ્ચત્તમ પ્રસન્નતા છે તે ક્ષુદ્ર અહંકાર, સુખેચ્છા, અને સ્વાર્થ પરાયણુતા છોડયા સિવાય પ્રાપ્ત થવાની નહીં, આ ત્રિકાલાબાધિત તત્ત્વ છે.

સજ્જનોને સદાચાર પ્રમાણભૂત કેમ લાગે છે? આનો ઉત્તર દેવાનો હવે પ્રયત્ન કરીએ.

'સાધુત્વ એ શ્રેયસ્કર છે' આ ત્રિકાલાબાધિત સત્ય શાસ્ત્રમાં કહ્યું છે માટે સાધુત્વ શ્રેયસ્કર માનનારાં કેટલાંક માણસો હશે; પણ શાસ્ત્ર ઉપર એટલી પણ જેની શ્રદ્ધા નથી એવા સજ્જનો શો ઉત્તર આપશે એનો આપણે વિચાર કરીએ. તેઓ કહેશે કે, અમે અમારા આત્માને પૂછીએ તો અમને સન્માર્ગ એ જ શ્રેયસ્કર માર્ગ લાગે છે, એને માટે જ એ માર્ગે ચાલવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. એનું પ્રમાણ અમારો અંતરાત્મા, બીજું કંઈ નહીં. આ 'અંતરાત્મા' અને અમારૂં 'મન' ભિન્ન છે. અમારા મનને સુખની, માનની વગેરે અભિલાષા હોય છે. પણ જે અંતરાત્મા છે તે સુખ, ધન, માનમરતબો, ઈત્યાદી પ્રિય બાબતોને કિંવા 'પ્રેયોને' તુચ્છ લેખવાનું અને 'શ્રેયોની' અનન્ય ભક્તિ કરવાનું કહે છે. આ અંતરાત્માનો ઉપદેશ આપણે એકાદ વખત માનીએ છીએ, એકાદ વખત આ-

પણું મન પ્રબલ થઇને આપણને મોહિત કરી નાંખે છે અને અંતરાત્માને એવા વખતે મુંગે મોઢે બેસી રહેવું પડે છે. જે વખતે આપણે અંતરાત્માનો કલ્યાણપ્રદ ઉપદેશ માનીએ છીએ તે વખતે તે શા માટે માનવો આ પ્રશ્નનો એટલો જ ઉત્તર આપી શકીએ કે તે માનવો એ સારૂં છે એમ આપણને લાગે છે, બીજો કંઇ ઉત્તર નથી. આ કંઇ કોઇનો જુલમ નથી. કોઇના જુલમને લીધે આપણે સદાચાર સ્વીકારીએ તો તે ખરો સદાચાર નથી.

માર્ટિનો નામનો નીતિશાસ્ત્રજ્ઞ કહે છે કે, નીતિનિયમો આપણા અંતરાત્માને ગમે છે માટે આપણે તે સ્વીકારીએ છીએ એ ખરૂં; પણ તે અંતરાત્માએ કરેલા નથી હોતા, પણ પરમાત્માએ કરેલા હોય છે. એ પરમાત્માનું અને આપણા ખરા અંતરાત્માનું ઐક્ય છે માટે પરમાત્માએ કરેલા નિયમો આપણને ગમે છે અને આદરણીય લાગે છે. પણ તેમનું જનકત્વ આપણાથી સ્વીકારાય નહીં. સારા ત્રિભુવનમાં આપણે એકલા જ છીએ એવી કલ્પના કરી—પરમાત્મા નથી કિંવા બીજો કોઈ પણ આત્મા નથી એમ ક્ષણભર કલ્પીએ તો જાતિનિયમોનું બંધકત્વ નષ્ટ પામશે એમ માર્ટિનો કહે છે. આવા એકલા આત્માને 'બંધન' કરનારો બીજો આત્મા ન હોવાથી તેને નીતિનિયમો બંધનકારક થતા નથી. બંધન કહ્યું એટલે જેને બંધન કરવાનું તે અને જે બંધન કરે છે તે, એવા બે આત્માઓનું અસ્તિત્વ ગૃહિત ધરવું ન્યાયતઃ પ્રાપ્ત છે.

આપણા ખભા ઉપર જેમ આપણે બેસી શકતા તે પ્રમાણે જ આપણો અંતરાત્મા આપણને બંધન કરી શકતો નથી. માર્ટિનોએ આ અર્થ વ્યક્ત કરવા માટે ઘંટીની ઉપમા લીધી છે. ઘંટીને એક ઉપલું અને બીજું હેઠલું એવાં બે પડ હોય તો જ તે દળી શકે, નહીં તો તેના હાથે દળવાનું કામ થાય નહીં, અને તેને 'ઘંટીપણું' પણ પ્રાપ્ત થવાનું નહીં. એ પ્રમાણે જ જે માણસ નીતિનિયમોનું બંધન કબૂલ કરે છે, તેને (૧) બદ્ધ થનારો —સ્વખુશીથી બદ્ધ થનારો કહો—આત્મા અને (૨) બંધન કરનારો પરમાત્મા કિંવા ઈશ્વર, આ બંનેનું અસ્તિત્વ માન્ય કરવું આવશ્યક છે, આવો માર્ટિનોનો તર્ક છે.[૧]

પણ આ તર્ક સયુક્તિક નથી આખા ત્રિભુવનમાં એકલો જ માણસ હોય—દેવ, દાનવ, કિંવા બીજો કોઈ પણ આત્મા ન હોય એવો છવ ક્યાંય પણ ન હોય—તો તે તદ્દન એકલા રહેનારા માણસની સંસ્કૃતિ ઢોરઢાંખર કરતાં વિશેષ ઉચ્ચ દર્જાની હોવાની નહીં એ સ્પષ્ટ છે. મનુષ્ય જાતીની અત્યારે જે ઉન્નતિ થઈ છે તે અનેક લોકોના સહવાસથી, વાતચિત્તથી, અને પરસ્પર સહાયથી ધીમે ધીમે થયેલી છે. કોઇએ કંઈ કોઇએ કંઇ એમ કલ્પનાઓ કરીને કિંવા યુક્તિઓ શોધીને માણસો ઘર બાંધતાં, રાંધતા, ઔષધોપચાર કરતા, કાવ્ય રચતા, દારૂગોળો કરતા શીખ્યા છે. એકંદરે સારા વિશ્વમાં જો એક જ માણસ હોત તો તે પશુ જેવો રહ્યો હોત તેને નીતિબંધનોની જરા પણ કલ્પના સુદ્ધાં આવી ન હોત. વધારે તો શું પણ તેને 'હું,' 'તું,' આટલું સુદ્ધાં બોલતા ન આવત.

૧ Types of Ethical Theory II, P. 107 or see, Relation between Ethics and Religion P. 5.

પણ માર્ટિનોએ આપણને જે માનવીની કલ્પના કરવાનું કહ્યું છે, તે માણસ સુસંસ્કૃત છે, એમ ગૃહિત ધરવાનું છે. સુસંસ્કૃત માણસ જ શું, પ્રત્યક્ષ પરમેશ્વર સુદ્ધાં જો આખા ત્રિભુવનમાં એકલો જ હશે બીજા આત્માનો અત્યન્તાભાવ હશે, તો તે પરમાત્માને નીતિનિયમો માન્ય કરવા જ જોઇએ એમ લાગવાનું નહીં, આવો માર્ટિનોના કહેવાનો ફલિતાર્થ છે. તેને નીતિબંધનો આદરણીય લાગ્યા તો તે તેનો ભ્રમ છે, આમ તે સ્પષ્ટ કહે છે. ઈશ્વરે સૃષ્ટીમાં માનવજાતિ કરી ન હોત તો તેને ધર્માધર્મનો—કર્તવ્યાકર્તવ્યનો—નિષેધ રહ્યો ન હોત, આમ કહેવાને શો આધાર છે? તે જો આળસમાં વખત ગુમાવવા લાગ્યો તો તેને માઠું નહીં લાગવાનું કે? બીજો કોઈ આત્મા ન હોવાથી આલસ્ય માટે તેને દોષ દેનારો કોઈ નહીં હોય. પણ જે શક્તિ કિંવા બુદ્ધિ આપી છે, તેનો સદુપયોગ કરવો જોઇએ, એમ તેને લાગ્યું તો એ 'ભ્રમ' છે એમ માર્ટિનો કયા આધારે કહે છે?

નીતિબંધનો માન્ય કરનારા આત્માએ બંધનકારક પરમાત્માનું અસ્તિત્વ માન્ય કરવું જ જોઇએ કે શું આ આપણો પ્રશ્ન છે. પરમાત્મા અથવા ઈશ્વર જગતમાં છે કે નહીં એ ધ્યાનમાં રાખવું. આ લેખકના મત પ્રમાણે પોતાનો આત્મા પોતાને જ બંધનકર્તા થઈ શકશે. બંધનને બે વસ્તુ જોઇએ એ કબૂલ. પણ એ બંને વસ્તુઓ આપણામાંજ છે એમ આ લેખકનું કહેવું છે. આપણું સુખાભિલાષી, સ્વાર્થ અથવા માન લોલુપ મન એ બદ્ધ કરવાનું છે. આપણો આત્મા એ મનનું બંધન કરે છે. મન એ લાલચી ગુરૂ છે, તે પરધન પરકામિની તરફ દોડી જાય છે. વાસ્તવ તેનું વિવેકરજ્જુથી નિયમન કરવું પડે છે. 'શ્રેય' શું તે અંતરાત્મા સમજે છે 'પ્રેય' તજીને 'શ્રેય' સંભાળવું, એ અંતરાત્માને સંમત છે. આવી રીતે વર્તીએ તો તે પ્રસન્ન થાય છે, માટે શ્રેય એ પ્રમાણભૂત.

સાકર ગળી શા માટે? તો જીભને ગળી લાગે છે માટે. તે પ્રમાણે જ સદાચાર સારો કિંવા પ્રમાણભૂત શા માટે? તો એ અંતરાત્માને સારો લાગે છે માટે. દુનિયામાં એકલો માણસ જ છે આમ કલ્પના કરો. તેને 'સાકર ગળી શા માટે?' આમ પુછીએ તો તે શું ઉત્તર આપશે? બીજો આત્મા ન હોય ત્યારે—બીજા આત્માની ગેરહાજરીમાં—એક આત્માએ 'સાકર ગળી છે' એ માનવું એટલે ભ્રમ છે, એમ માનવાને માર્ટિનો તૈયાર છે કે?

પ્રેમ કાં કરવો, બીજાને દુઃખ શા સારૂ દેવું નહીં? વગેરે નીતિનિયમોનું પ્રામાણ્ય શું આવો પ્રશ્ન પુછનારાઓને કૈ. લોકમાન્ય બાળ ગંગાધર ટિળકે પોતાના 'ગીતા રહસ્ય'માં એવો ઉત્તર આપ્યો છે કે, 'બધાનો આત્મા એક છે, માટે આપણે અને બીજા આ ભેદ જ જ્ઞાની મનુષ્યમાં રહેતો નથી અને બીજા ઉપર પ્રેમ શા માટે કરવો, આ પ્રશ્ન જ રહેતો નથી. ગીતામાંના નીતિશાસ્ત્રને વેદાંતના આત્મૈક્ય તત્ત્વનો આધાર છે, એને લીધે જ તેનો પાયો મજબૂત થયો છે એમ લો. ટિળક કહે છે. મિલ્લ વગેરે જનહિતવાદી લોકો પ્રેમની અને પરોપકારની ઉત્પત્તિ બરાબર કરી શકતા નથી, આવો તેમનો એ વાદપર આક્ષેપ છે. મિલ્લે પોતાના 'જનહિતવાદ' નામના પુસ્તકમાં આનાપર એવો ઉત્તર આપ્યો છે કે, સુસંસ્કૃત માણસને પરોપકાર સારો લાગે છે માટે સારો, બીજું કંઈ કારણ નથી. જે સુસંસ્કૃત નથી, તેને આ તત્ત્વ ગમશે નહીં એની તેને ખબર હતી. પણ અસંસ્કૃત લોકોને સુદ્ધાં આવો મત

અનાવીશ એવી તેની પ્રતિજ્ઞા નહોતી. જેને ગાયનનો શોખ જ નથી, તેને ગાયન કેવી રીતે પસંદ પડાવી શકાય? એરિસ્ટૉટલે પોતાના નીતિશાસ્ત્રપરના ગ્રંથમાં પણ પહેલેથી જ કબૂલ કરી દીધું છે કે, હું જે તત્ત્વો માંડવાનો છું તે ગ્રીક સંસ્કૃતિમાં ઉછરેલા લોકોને જ માન્ય થશે, જંગલી લોકોને માન્ય જ થશે એમ નહીં. સ્વ. લોકમાન્યને આવી સાપેક્ષ અને એક અર્થે અનિત્ય તેમ જ અનિશ્ચિત નીતિમત્તા પ્રિય નથી. નીતિમત્તાને આથી પણ અધિક બળવાન, નિશ્ચિત, નિરપેક્ષ અને નિત્ય આધાર જોઇએ એમ તેમને લાગે છે; અને આ આધાર તેમને વેદાન્તમાં મળી આવ્યો. વેદાન્ત કહે છે કે, બધાયનો આત્મા એક છે, આ તત્ત્વ માન્ય કર્યા પછી નીતિતત્ત્વોનું પ્રામાણ્ય શું ? આ પ્રશ્નનો ઉત્તર આપવો સહેલો હતો. બધા ભૂતોમાં આપણે છીએ, અને આપણામાં બધા ભૂતો છે.

सर्व भूतेषु चात्मानं सर्व भुतानि चात्मनि ॥

આવા પ્રકારની જેની દ્રષ્ટી થઈ છે, તે આપપરભાવ જ વિસરી જાય છે અને પછી 'બીજાઓ પર મારે શા માટે પ્રેમ કરવો ?' એ પ્રશ્નનો અર્થ જ રહેતો નથી. વેદાન્ત અબાધિત અને નિત્ય, તો તેના આધારે રચેલાં નીતિશાસ્ત્રની ઇમારત પણ તેટલી જ અ-બાધિત અને નિત્ય છે, એમ સ્વ. લોકમાન્ય ટિળકનું અભિમાનયુક્ત કહેવું છે, અને તે આક્ષેપ અને અનિશ્ચિત જનહિતવાદને ઓછા મહત્વનો ગણે છે, તે આ દ્રષ્ટીએ બરાબર જ છે.

પણ આના ઉપર સુદ્ધાં એકાદો જનહિતવાદાભિમાની આવા બે આક્ષેપ લેશે. તે કહેશે કે, (૧) 'અહિંસાપરોપકારાદિ નીતિતત્ત્વો સારાં' એ જંગલી અને નીચ માણસોને સુદ્ધાં કબૂલ કરાવવાની શક્તિ જનહિતવાદમાં નથી, માટે તે જો ત્યાજ્ય કિંવા નિદાન હિન, તો વેદાન્ત સુદ્ધાં આવી જ રીતે હીન છે, એમ બતાવી શકાશે. હલકા, દુરાગ્રહી અને અજ્ઞાની માણસોને વેદાન્તતત્ત્વ ખરૂં મનાવવાની શક્તિ બ્રહ્મામાં છે કે નહીં એની શંકા છે તો પછી બીજાની તો વાત જ શી ? (૨) બીજો આક્ષેપ આવો કે વેદાન્તનો જ પાયો વળી એટલો કયાં મજબૂત છે ? જે વેદાન્તના પાયાપર નીતિશાસ્ત્રની ઇમારત સ્વ. લોકમાન્યે ચણી, તે વેદાન્ત સુદ્ધાં એક ઠેકાણે જેટલું હોવું જોઇએ તેટલું મજબૂત નથી, એમ તેમને પોતાને જ કબૂલ કરવું પડયું છે, નિર્ગુણ બ્રહ્મ સગુણ કેવી રીતે થયું, એની ઉપપતિ આપણે કરી શકતા નથી, એવું તેમણે કેટલેક ઠેકાણે કબૂલ કર્યું છે. ત્રિગુણાત્મક પ્રકૃતીથી આગળની ઉપપતિ સાંખ્ય પ્રમાણે લોકમાન્ય સુદ્ધાં ગુણ પરિણામવાદથી કહે છે; પણ નિર્ગુણમાંથી સગુણોત્પતિ કેવી રીતે થઈ એની ઉપપતિ તે વિવર્તવાદથી કરે છે. વિવર્તવાદનો ખરો અર્થ એવે ઠેકાણે એ છે કે 'ઉપપતિ કરી શકાતી નથી.' પણ સ્પષ્ટપણે કહેવું કેટલાકને ભારે પડે છે. તેથી તેઓ એ જ અર્થ 'વિવર્તવાદ' આ ગૂઢાર્થક અને મોહકારક શબ્દ વાપરીને નાઇલાજસ્તવ કબૂલ કરે છે અને આપણે કબૂલ કરતા નથી એમ પોતાને અને બીજાને ફસાવે છે.

હવે બેન્થમના આક્ષેપોનો વિચાર કરીએ. તે છે કે સજ્જનોએ પોતાના નીતિ-વિચાર પોતાની પાસે રાખવા, લોકોપર લાદવા નહીં. જોઇએ તો તેઓ ચોરી કિંવા ચુગલી

ન કરે પણ બીજાએ કરી તેને તેમણે શા માટે વગોવવો; 'તેના વિચાર જૂદા છે' એમ કહીને તેમણે સ્વસ્થ બેસવું, આવો બેન્થૅમનો આગ્રહ છે. પણ બીજાનો આત્મા પોતાના આત્મા જેવો જ છે, એ આપણા સંભાષણનું, વ્યવહારનું અને તત્ત્વજ્ઞાનનું આદ્ય ગૃહિત છે. મને જે અમુક વસ્તુ રાતી લાગે છે તે બીજાને પણ તે જ વસ્તુ રાતી દેખાવી જ જોઇએ, મને બે વત્તા બે જો ચાર લાગે છે તો તે પ્રમાણે જ બીજાને સુદ્ધાં બે વત્તા બે ચાર લાગવા જ જોઇએ, એ આપણે ગૃહિત ધરીએ છીએ તેથી તો સંભાષણ અને વ્યવહાર ચાલી રહ્યો છે. જેને ૨+૨=૫ લાગે છે તેને આપણે ગાંડો ગણીએ છીએ, તે પ્રમાણે જ, 'બીજાને ત્રાસ દેવો,' 'બીજાને ખુશીથી મારી નાંખવો,' આવા પ્રકારના તત્ત્વો જેને પસંદ છે, તે માણસ નીતિદૃષ્ટ્યા ગાંડો છે એમ કહેવામાં શું હરકત છે? અને પોતાને ઇંગ્લૅંડનો રાજા કિંવા જાપાનની રાણી સમજનારાં એકાદા અમદાવાદીને આપણે ગાંડાની ઇસ્પીતાલમાં મોકલી દેતા અચકાતા નથી તે પ્રમાણે જ ઉપર પ્રમાણે વિલક્ષણ નીતિતત્ત્વો પ્રતિપાદનારાઓને તુરંગમાં મોકલતા આપણે અચકાવું ન જોઇએ.

તાત્પર્ય, નીતિનિયમ અધિક સુખદાયક કિંવા દુઃખનિવારક માટે એ પ્રમાણભૂત એમ નહીં; તે શાસ્ત્રમાં કહ્યાં છે માટે આદરણીય એમ નહીં; પરમેશ્વરે બાંધી આપેલા છે માટે તે માન્ય એમ પણ નહીં; તે પાળ્યા તો સ્વર્ગ પ્રાપ્તિ થશે; અને ન પાળ્યા તો નરકલાભ થશે, માટે તે પાળવા, એમ કહેવું એ સુદ્ધાં ભૂલ. નીતિનિયમો ભાંગ્યા તો કેદમાં જવું પડશે કિંવા નિદાન લોકોમાં—સમાજમાં—તો અપકીર્તિ થશે, માટે ભાંગવા એ નહીં એ પણ ખોટું. નીતિ નિયમ પ્રમાણભૂત શા માટે તો તે આપણા ખરા, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, અંતરાત્માને આદરણીય લાગે છે માટે. તે કેટલીક વખત સુખકાયક હશે, પણ સુખદાક માટે તે પૂજ્ય નહીં. તે શાસ્ત્રાદિષ્ટ હશે, પણ એનું કારણ તે 'સત્' છે માટે;—શાસ્ત્રમાં કહ્યાં છે માટે તે 'સત્' એમ નહીં. સદાચાર એ સ્વર્ગનો રસ્તો હશે, પણ આવો સહેતુક સદાચાર મોક્ષનો માર્ગ નથી. 'સદાચાર' એ અંતરાત્માને 'સત્' 'શ્રેયસ્કર, કલ્યાણપ્રદ લાગે છે માટે નીતિનિયમોનું પ્રામાણ્ય શું, તો એનો ખરો ઉત્તર એટલો જ કે, તે સુસંસ્કૃત માણસના અંતરાત્માને પ્રમાણભૂત લાગે છે. સાકરનું ગળપણ સિદ્ધ કરવા માટે કિંવા દિવાનો પ્રકાશ બનાવવાને બીજા પ્રમાણની જે પ્રમાણે અપેક્ષા નથી હોતી, પણ આ બાબતો સ્વયંપ્રકાશિત કિંવા સ્વતઃસિદ્ધ હોય છે, તે પ્રમાણેજ નીતિતત્ત્વો પણ. પૅલે (Paley) પૂછે છે કે, એકાદો માણસ 'અંતરાત્માની સાક્ષીને હું માનતો નથી' એમ કહેવા લાગ્યો તો એના ઉપર ઉત્તર શો? પણ આ પ્રશ્ન ભૂલભરેલો છે. જેને ફલાણી એક બાબત શ્રેયસ્કર છે એ સમજાય; એટલે તેને શ્રેયસ્કરતા વિષે પ્રમાણની આવશ્યતા નથી હોતી. સ્વર્ગની લાલચ કિંવા નરકનો હાઉ બતાવીને એવા સન્માર્ગનું પ્રામાણ્ય અથવા આદરણીયત્વ માન્ય કરાવવું, એમ પૅલે કહે છે. આ ઉપદેશ વ્યવહારદૃષ્ટ્યા, ઉપયુક્ત હશે, પણ સ્વર્ગની આશાથી કિંવા નરકની બીકથી પ્રેરિત થયેલો સદાચાર એ ખરો સદાચાર જ નથી પણ એ અનાચાર અથવા મિથ્યાચાર છે, એ ઉપર બતાવ્યું જ છે. નિરપેક્ષતાથી અથવા નિષ્કામ બુદ્ધિથી, સુખ તરફ દૃષ્ટી ન રાખતા અને દુઃખરાશી જોઇને ન ડગમગતાં, ક્ષુદ્ર અભિમાન છોડીને આસક્તિરહિત બુદ્ધિથી, પોતાના અંતરાત્માને 'સત્' લાગે છે માટે જ જે આચરવામાં આવે છે તે ખરો સદાચાર. ઉપર

કલ્પ્યા પ્રમાણે જે સદાચાર આચરે છે, તેમને 'તમારા સદાચારનું તમે સમર્થન કેવી રીતે કરી શકશો?' 'તમે તે પ્રમાણભૂતક માનો છો?' એ પ્રશ્નો નિરર્થક લાગશે. કારણ તમને 'સાકર કેમ ભાવે છે તે ગળી એમ તમે કયા આધારે કહો છો' એવો આ પ્રશ્ન છે. જેનું મન એટલું ક્ષુદ્ર છે કે, સદાચાર એ તેને 'સત્' લાગતો નથી, તેને ગમે એવું સદાચારનું પ્રમાણ કિંવા સમર્થન કયાંય પણ નહીં મળી આવે. નરકની કિંવા તુરંગની બીક બતાવીને તેને ચુપ બેસાડી શકાશે. પણ આવી કબૂલાતની યોગ્યતા તેટલી. સુખ, કીર્તિ, સ્વર્ગ વગેરે આમિષો છે, અને દુઃખ અપકીર્તિ, નરક એ હાઉ છે. નીતીનું મૂળ આધાર, પ્રમાણ સમર્થન વગેરે અધુંય અંતરાત્મામાં છે. અંતરાત્માની સાક્ષી પ્રમાણ શા માટે ? એને ઉત્તર નથી, પણ એના ઉત્તરની જરૂર પણ નથી. સૂર્યનો પ્રકાશ બતાવવા કોઇએ મશાલો લીધી છે કે !*

૯—૮—૨૧
૧૦૨૮ સદાશીવ
પૂના સીટી.

—સાકરલાલ દુલભશંકર યાજ્ઞિક.

---

# હિમાલયનો પ્રવાસ.

## ( ૬ )

### પદ્મબોરી.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૧૧ થી. )

સાધુઓમાં પણ જીવનના બે આદર્શો હોય છે. લેક્ચરબાજીને માટે અમને ઠપકો આપનાર બાબા ગરીબોને અન્નદાન આપી, દર્દીઓને દવા આપી અને બીજી અનેક રીતે સમાજસેવા કરતા હતા. કેટલાક સાધુ આ બે પ્રવૃત્તિઓને પણ ઉપાધિરૂપ ગણે છે- સાધુએ તો ફક્ત આત્મનિષ્ઠ રહેવું જોઇએ, પરોપકારને માટે પણ કોઈ જાતનો પરિગ્રહ એ ન કરે એમ તેઓ માને છે. તેમનું સૂત્ર છે કે—

धर्मार्थं यस्य वित्तेहा वरं तस्य निरीहता ।
प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम् ॥

---

* એક જૂના મરાઠી લેખ ઉપરથી. લેખકના આભાર સાથે.—યાજ્ઞિક.

વિત્ત મેળવીને દાન કરો એના કરતાં વિત્તને અડો જ નહિ એ વધારે સારૂં. કાદવમાં હાથ બોળી પછી ધોઈ નાંખો એના કરતાં કાદવથી દૂર રહો એ શું ખોટું ?

આવા લોકોમાં સમાજ વિષે ઉદાસીનતા અથવા દયાનો અભાવ હોય છે એમ નથી. તેઓ કહે છેઃ " પ્રવૃત્તિને તમે ઠીક ઓળખતા નથી. પ્રવૃત્તિમાત્ર બંધક છે; અને એમાં તે જેટલી સાત્ત્વિક તેટલી તે વધારે બંધક, કેમકે તેનો બંધ બંધ જેવો લાગતો જ નથી અને જલદી છૂટતો પણ નથી. પ્રવૃત્તિના જ સાધન વડે તમે દુનિયાનું ભલું કેવી રીતે કરી શકો ? ખાસ ઉપદેશ કરવા ન જ જાઓ એમાં પણ દયાનો અભાવ નથી. તમારો ઉપદેશ ઘણે ભાગે નિષ્ફળ જાય છે એ વાત પ્રવૃત્તિમાં ફસાયલા તમે જોઈ શકતા નથી. જે માણસને તમારા ઉપદેશની જરૂર હોય તે પોતાની મેળે તમારી પાસે આવે એવી ઈશ્વરી યોજના છે. તમે ઉપદેશ કરવા ફરો અથવા સમાજસેવાનો ધંધો લઈ બેસો એમાં વિશ્વની અનાદિકાળથી યથાતથ્ય રચના કરનાર પ્રભુ વિષે કેટલી અશ્રદ્ધા છે એ તમે કેમ નથી જોઈ શકતા ? પ્રસંગવશાત્ *જે ઉપદેશ કરવો પડે અથવા જે કોઈની સેવા કરવી પડે તેટલી કરીને છૂટી જાઓ.* ત્રિગુણોની અંદર જ્યારે તમે હો છો ત્યારે સ્નેહ, દયા વગેરે સાત્ત્વિક ગુણો કેળવવા ખાતર તમે ભલે થોડા દિવસ સમાજસેવા કરો. પણ એ સાધન છે, ચિત્તશુદ્ધિનો ઉપાય છે, પણ તેથી મોહમાંથી મુક્તિ ન મળે એટલું ધ્યાનમાં રાખજો. આ વૃત્તિના એક સાધુનું દર્શન મહદ્ભાગ્યે અમને થયું તે પ્રસંગ હવે આપું છું.

આલમોડામાં અમે લગભગ પંદર દિવસ સુધી રહ્યા. પંદર દિવસમાં ખૂબ જોયું, કેટલાક સારા લોકોને મળ્યા અને કુદરત સાથે પણ વાતોચીતો કરી. સ્વામી વિવેકાનંદ અહીં જેમને ત્યાં રહેતા તેમને મળી તેમની પાસેથી સ્વામીજી વિષે ખૂબ માહીતી મેળવી. પણ આ બધું અહીં ન જ લખાય.

'સાધુ ચલતા ભલા'; અને પ્રવાસવર્ણન પણ જો ઝટઝટ આગળ ન ચાલે તો કંટાળો ઉત્પન્ન થાય. અમારે પણ ઉત્તરાખંડની યાત્રા કરવા જવા ઉતાવળ હતી એટલે અનુકૂળ વખત જોઈ અમે આલમોડાથી નીકળ્યા. આલમોડાથી પાછા કાઠગોદામ, ત્યાંથી રેલમાં બેસી હરદ્વાર અને ત્યાંથી ઉત્તરાખંડની યાત્રા એવો ક્રમ અમે ગોઠવ્યો હતો. પાછા જતાં મુક્તેસર થઈને જવાનો અમારો વિચાર હતો, કેમકે મુક્તેસર પાસે સોમબારગિરિ બાબા કરીને એક સાધુ રહેતા હતા તેમનું દર્શન કરવાની મનીષા હતી. સોમબારગિરિ જે સ્થાને રહેતા તેને પદમબોરી કહે છે. જગા બહુ જ કાવ્યમય છે. ત્રણ બાજુ ત્રણ મ્હોટા મ્હોટા પહાડ અને વચમાંથી એક ન્હાનકડી નદી વહે છે. આ ત્રણ પહાડ એટલા બધા ઉંચા અને એટલા પાસે વહે છે કે નદીને કાંઠે બેસીને ઉપર જોવાથી આકાશની વિશાળતા નષ્ટ થઈને તે એક ન્હાનકડો ત્રિકોણાકૃતિ ચંદરવો હોય એમ ભાસતું. અમે સાંજરે પદમબોરી જઈ પહોંચ્યા. રસ્તામાં પેલો રમ્મુ છોકરો હરખદેવ, ગીતા ભણનાર બિસ્તી, ભલા વકીલ હરિરામ પાંડે, બુઢ્ઢા બદરીશા, ગળગળા થએલા સાંઇજી દરજી અને ઘડપણમાં પુત્રપ્રાપ્તિના આનંદમાં ગાંડો થયેલો પોસ્ટ માસ્તર—એઓ વિષે જ અમે વાતો કરતા હતા. આટલામાં અમારા ઘોડાવાળાએ ( અમારો સામાન એ ઘોડા ઉપર રાખેલો હતો )

કહ્યું: "પેલું નદીપાર ન્હાનકડું દેવળ દેખાય છે ત્યાં જ મહારાજ રહે છે." અમે પ્રથમ તો ધર્મશાળામાં ગયા, ત્યાં બધો સામાન ગોઠવી દીધો અને બાવાજીના દર્શન માટે નીકળ્યા. જેને દર્શન કરવા જવું હોય તેણે હાથ પગ ધોઈ શુદ્ધ થઈ જવું એવો બાવાજીનો નિયમ હતો. પણ પોતે નદીપાર રહેતા હોવાથી આ નિયમ સહેજે પળાતો હતો. અમે નદીના પ્રવાહ વચ્ચે જ એક મ્હોટો પથરો હતો તેના ઉપર હાથ પગ ધોઇને બેઠા, સંધ્યાવંદન ટુંકામાં પતાવી દીધું અને આગળ વધ્યા. સામો કાંઠો ચઢી બાવાજીનું દર્શન કરવા ગયા. બાવાજી તો કુદરતની જ મૂર્તિ હતા. એક લંગોટી સિવાય એમના શરીર પર કંઈ હતું જ નહિ. માથા ઉપરના વાળની જટા થએલી હતી અને એની ન્હાની ન્હાની લટ આંખ ઉપર અને કપાળ ઉપર રમતી હતી. હાથમાં એક ચલમ હતી.

અમે જઇને ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. એમણે પણ એટલી જ નમ્રતાથી સામો નમસ્કાર કર્યો અને મંદિરની વાડની દિવાલ હતી એના પર જઇને બેઠા અને અમને પાસે આવીને બેસવાનું કહ્યું. અમારાથી સમાન આસને કેમ બેસાય? અમે નીચે એક પગથિયું હતું તેના પર જઇને બેઠા. બાવાજીથી આ ભેદભાવ સહન ન થયો. તેઓ સહેજમાં પગથિયા ઉપર આવીને બેઠા. અમે નીચે એક ચટાઈ હતી તેની ઉપર જઇને બેઠા. તો એ બાવાજી હારી જાય એમ ન હતા. તેઓ છેક જમીન ઉપર જઇને બેઠા. હવે શું કરીએ! અમે ચટાઈ કાઢી નાખી, ત્યારે બાવાજી કહે છે, "પ્રભુ, હું તો તમારામાં ઇશ્વર જોઉં છું. હું સવારથી તમારી રાહ જોઉં છું. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ—તમે મ્હને દર્શન આપવા આવ્યા છો.

સોમબારગિરિની ઓળખાણ તો હતી જ નહિ. અમે આવવાના છીએ એવી ખાતમી પણ કોઇએ તેમને કહી ન હતી. છતાં સવારથી જ તેઓ પાસે બેઠેલા લોકોને કહેતા હતા કે "આજે મ્હને મળવા કેટલાક આવવાના છે તેમની રાહ જોઉં છું," અને બપોરથી પોતાનું સ્થાન છોડીને ઉઠી ઉઠીને દૂર સુધી જોતા અને નિરાશ થઈ પોતાના સ્થાન પર આવીને બેસતા એમ ત્યાંના એક ખેડૂતે કહ્યું. નિરાશ થાય તોપણ કહે, "ના, ના. આજ તો તેઓ આવવા જ જોઇએ." અમે કહ્યું, "મહારાજ, અમારો ઘોડાવાળો મોડો આવ્યો, નહિ તો અમે અહીં ક્યારના પહોંચી ગયા હોત." પછી યાત્રાની વાત ચાલી. પોતે ખૂબ યાત્રાઓ કરી હતી, એટલે ખાખીબાવાની પેઠે પોતે પણ જીવતો જાગતો વિશ્વકોષ હતા. ગમે તે પ્રાંત વિષે વાત કાઢો તો ત્યાંનું નિગતવાર વર્ણન કરે. ભાષા શુદ્ધ હિંદી જ હોય એટલે આ સાધુ મૂળ વતની ક્યાંના એ તો કોઈ વરતી જ ન શકે. છતાં ખાખી બાવા અને સોમબારગિરિ બાવામાં ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર હતું. બંને એક જ વાર ખાતા. ફક્ત હાથે રોટલી કે બાટી બનાવીને તેના ઉપર જ ગુજરાન ચલાવતા હતા. લંગોટી સિવાય બીજા વસ્ત્રની દરકાર એમને રહેતી ન હતી. છતાં બંનેનાં જીવન અને જીવનના આદર્શોમાં ઘણો ફેર હતો. ખાખી બાવા પોતાનો મઠ બાંધીને રહ્યા હતા, જ્યારે સોમબારગિરિ બાવા ઝાઝા દિવસ એક ઠેકાણે રહેતા જ નહિ. તેઓ કહેતા, "એક ઠેકાણે રહેવાથી તે સ્થાન વિષે અને ત્યાંની પરિસ્થિતિ વિષે એક

જાતની આસક્તિ ઉત્પન્ન થાય છે. ખાખી બાવા અનેક જાતની વનસ્પતિઓ પાસે રાખતા, અતિથિ, અભ્યાગત, મુસાફરને ખવડાવતા, જમાડતા; જ્યારે સોમબારગિરિ બાવા એકદમ અપરિગ્રહી હતા-કશું લે નહિ અને કશું આપે નહિ. તેઓ માનતા કે આ પ્રવૃત્તિ તેમના જેવા વિરક્ત પુરુષને માટે નથી જ. ખાખી બાવાને ત્યાં અમે ગએલા ત્યારે તેમણે અમને પહેલાં મીઠાઈ આપી હતી અને હું ખાંડ નથી ખાતો એમ જાણી સૂકો મેવો આપ્યો હતો. અહીં સોમબારગિરિ બાવાએ પોતાની બાટીમાંથી એકએક કકડો અમને આપી દીધો. એટલું પવિત્ર અન્ન ખાવાનું ભાગ્ય હંમેશાં અમને ક્યાંથી મળે? તેનો સ્વાદ તો કંઈ ઓર જ હતો. સાચે જ એટલી સ્વાદિષ્ટ રોટલી મ્હેં બીજે ક્યાંએ ખાધી નથી. સોમબારગિરિ બાવાએ તે જ દિવસે સવારે આસપાસનાં બે ચાર ગામડાંમાં જઈ ત્યાં નિષ્પાપ ખેડુતો પાસેથી ભિક્ષા માગીને તાજો લોટ આણેલો તેમાં શુદ્ધ ઘી અને શુદ્ધ પાણી રેડીને જંગલનાં લાકડાં ઉપર બાવાજીએ પોતે હાથે બનાવેલી બાટી-એની પવિત્રતા અને એની મીઠાશનું વર્ણન કોણ કરી શકે? પોતાના જ આહારમાંથી અતિથિને ભાગ આપી દેવો એ સોમબારગિરિની વૃત્તિ, અને અતિથિને અનુકૂળ સાધનો રાખવાં એ ખાખી બાવાની વૃત્તિ. ખાખી બાવા સ્વદેશી ખાંડની ગુણ ખાસ કારખાનામાંથી મંગાવતા, જ્યારે અમે સોમબારગિરિ બાવા પાસે જઈ પહોંચ્યા ત્યારે તેઓ એક કંદોઈની, લુચ્ચાઈ કરી પરદેશી ખાંડ વાપરવા બદલ ખૂબ ઝાટકણી કાઢતા હતા. અમે જ્યારે ખાખી બાવા વિષે વાત કરી ત્યારે તેમનું નામ સાંભળતાં વાર સોમબારગિરિ બાવાએ તેમના નામને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કર્યો અને કહ્યું, "તેઓ શ્રેષ્ઠ સાધુ છે, તપસ્વી છે, ખૂબ લોકકલ્યાણ કરે છે," અને પછી કહ્યું, "હાં, તેઓ તો રાજયોગી છે, ખૂબ પ્રવૃત્તિમાં પડે છે. હું તો નિઃસંગી માણસ રહ્યો. આ મ્હારૂં વ્યાઘ્રચર્મ અને આ કમંડલુ-એટલો જ મ્હારો પરિગ્રહ છે. અહીં લોકો વધારે મળવા આવે એટલે અહીંથી પણ નાસી જાઉં. આ પરિગ્રહ પણ ફેંકી દેવાનું મન થાય છે." પછી એમણે એમના ઓળખીતા અનેક સાધુઓની વાત કરી, તેમના કાર્યથી વાકેફ કર્યા અને આ આડકતરી રીતે સાધુમાં પણ ભિન્ન ભિન્ન આદર્શો હોય છે એ તેમણે બતાવી દીધું. મ્હેં તેમને પૂછ્યું, "આપ લોકોને ધર્મોપદેશ કરો છો. હું પણ જ્યારે નિશાળમાં કામ કરતો હોઉં ત્યારે છોકરાઓને 'ધાર્મિક શિક્ષણ' આપું છું. ફરક એટલો જ છે કે હું વાંચેલી વસ્તુઓ કહું છું અને આપ અનુભવની. મ્હને કંઈ પણ સૂચના આપો." તેમણે કહ્યું, "હું જાણું છું કે તમે છોકરાઓને ભગવદ્‌ગીતા ભણાવો છો અને તેનો અર્થ સમજાવી દો છો. એમાં શ્રેય નથી. ભગવદ્‌ગીતા જે નિવૃત્તિધર્મ શીખવે છે તેને માટે મોટેરા પણ લાયક નથી હોતા, પછી છોકરાઓ ક્યાંથી હોય?" **कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः** જેવા, અથવા **कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः। अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो** ॥ જેવા શ્લોકો છોકરાઓને તમેશી રીતે સમજાવવાના હતા? છોકરાઓ આગળ નિષ્કામ કર્મની વાતો કરો એના પહેલાં સકામ કર્તવ્ય કર્મની એમને સારી તાલીમ આપો. તમારા વેદાંતથી છોકરાઓ નાલાયક બની જાય છે, તેમની સંકલ્પશક્તિ નષ્ટ થઈ જાય છે, ધારેલું કરી શકતા નથી અને નાહક આખો દિવસ બકબક કર્યાં જ કરે છે. ગીતાજીનો ઉપદેશ તો લાયક માણસને જ કરો."

આ તો મ્હને એક નવી દિશા મળી. હું ખૂબ વિચાર કરવા લાગ્યો. મ્હેં પૂછ્યું, "ત્યારે છોકરાઓને ગીતા ન જ ભણાવવી?" એમણે કહ્યું, "ના, હું એમ નથી કહેતો. છોકરાઓ ગીતાજીના શ્લોકો મ્હોંએ તો જરૂર કરે. તેમને નિવૃત્તિધર્મની દીક્ષા ન આપો એટલું જ મ્હારૂં કહેવું છે. ત્યાર પછી ઉત્તરાખંડની યાત્રા વિષે અમે એમને ખૂબ પૂછી લીધું. જેમ જેમ વાતો વધતી ગઈ તેમ તેમ આ બાવાજી કેટલા અધિકારી પુરૂષ છે એનું ભાન થતું ગયું. ઘણી રાત સુધી અમે ત્યાં બેઠા અને આખરે વંદન કરી પાછા ધર્મશાળામાં આવ્યા. ધર્મશાળામાં એટલી બધી ભીડ થઈ ગઈ હતી કે અમે પોતાની પથારી પહેલેથી જ ન પાથરી હોત તો અમને સુવા જેટલી જગા ન મળી હોત.

સવારે વહેલા ઉઠયા અને ફરી મહારાજનું દર્શન કરી રજા લેવા એમની પાસે ગયા. બાવાજી પોતાનું ધ્યાન વિસર્જન કરી ઉઠતા હતા એટલામાં અમે જઈ પહોંચ્યા. વાતચીત કરીએ એટલામાં ત્યાં એક નોકરીઓ આવ્યો. બાવાજીએ કહ્યું, "આ ભગવદ્દર્શન છે." પછી બાવાજીએ અમને ચા આપી. મ્હેં કહ્યું "હું તો ચા નથી પીતો." બાવાજીએ જવાબ વાળ્યો, "આતો તમારા મુલકની ચા નથી. આ હિમાલયની ચા છે. આમાં નથી ખાંડ કે નથી દૂધ. આ થોડી પીઓ એટલે પ્રવાસમાં એ ફાયદો કરશે. ચામાં એક બદામના ત્રણ કટકા કરીને પ્રસાદ તરીકે એમણે અકેકને અકેક કટકો આપ્યો. બીજી એક વિચિત્ર વનસ્પતિ ચામાં નાંખી. (ભાંગ નહિ) અમે શ્રદ્ધાપૂર્વક પ્રસાદ માનીને તે ચા પી ગયા, મહારાજને નમસ્કાર કર્યા અને રજા માગી. પ્રેમથી એમણે ખભા ઉપર હાથ રાખ્યો અને કહ્યું, "બધે પરમાત્મા છે."

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.

---

# "સરિતા સૌંદર્ય."

હે સરિતે! 'અગમ્ય પ્રદેશમાંથી નીકળી અનંત સાગરમાં વિલીન થવું' એ સૂત્રનો તેંજ સારો અભ્યાસ કર્યો હોય એમ દીસે છે. મનુષ્યને પણ અવર્ણનીય, અગોચર બ્રહ્મ પ્રદેશમાંથી નીકળી સંસારપ્રવાસ પૂરો કરી પાછું તે જ પ્રથમાં પુનર્ગમન કરવાનું છે, ત્યારે તેને અને તારે આ નિરર્થક ભાસતા અટનનું શું પ્રયોજન હશે વારૂ! પ્રયોજન વગરનો કોઈ નજીવો પદાર્થ પણ પ્રભુએ જગતમાં રચ્યો નથી તો આ પ્રવાસનો કોઈ હેતુ હોવો જોઈએ......ખરેખર, અનુભવ વિના શું ખબર પડે કે ખોટી વસ્તુ કેવી હોય! યથાર્થ વસ્તુજ્ઞાનની પ્રાપ્તિ માટે અસત્‌ને સંપૂર્ણ સમજવાની પ્રથમ આવશ્યકતા રહે છે.

હે પ્રવાહિનિ! તારો પ્રવાહ જેમ અતિ વેગે ચાલે છે તેમ મારૂં જીવન અતિ વેગે વહી જાય છે. તું ઢેફા-ઢૈયા, પ્હાડ-પત્થર, વિગેરે અનેક પ્રતિબંધોને તારો અમત પ્રવાહ રૂપી પાટુ મારી, પચ્છવાડે મૂકી આગળ ચાલી નીકળે છે, તે પ્રમાણે મારી જીવન દોરી-જે અગણિત પૂર્વ જન્મ કર્મની ગ્રંથિઓથી ગુંચવાઈ ગઈ છે તેને ઉકેલવામાં જે અડચણો આવી પડે છે તે સર્વેનો ધૈર્યરૂપી ખડ્ગવડે પરાજય કરી તારી પેરે હું પંથે પળું છું.

હે તરંગિણિ! તારા તરંગોની પરંપરા ઉચ, નીચ, તવંગર-રંક, પાપી-પુણ્યશાળી—સર્વને આનંદ આપે છે—પણ મારા તર્કવિતર્કના મોજાં અનેકના ચિત્તને સમયે સમયે દુઃખપ્રદ થઈ પડતાં હશે.

હે આહ્લાદ પ્રદાયિનિ! તારા તટે આવેલા તરૂઓની શાખાઓમાં પંખી પોતાના માળા બાંધી કલ્લોલ કરે છે, વળી થાક્યા પાક્યા વટેમાર્ગુઓને વા સંતસાધુઓને તું આશ્રય આપે છે...પણ હું...એક ક્ષુદ્ર પ્રાણી.........પરોપકારાર્થે જ તારૂં અસ્તિત્વ......મારૂં સર્વ જીવ્યું ફોક!!!

હે પ્રેમ પ્રદર્શિની! વસુંધરા માતાના ઉદર પર રહીને તું તારા ગાત્રને દૂર—દૂર ઉચે આવેલા નભરૂપી અમ્બરથી ઢાંકવાનું ભૂલતી નથી......આહાહા......શું દિવ્યપ્રેમ! નહિ! તારી ચાલ ઘણી ઉતાવળી છે, તને તારા સાગર પતિને આલિંગન આપવાની ઉત્કટ ઉત્કંઠા છે......મને પણ મ્હારા વ્હાલા વિભુના દર્શનની તેવી જ ઇચ્છા છે, પરંતુ તું તારા પતિ સાથે એવી તો એકમેક થઈ જાય છે કે તારાં નામ અને રૂપ શોધવાં ઘણા મુશ્કેલ થઈ પડે! તું પ્રેમની પરાકાષ્ટાએ પ્હોંચેલી જણાય છે. પતિપત્નીના પ્રેમનો પ્રશંસનીય પ્રકાર તું જ પ્રદર્શિત કરે છે. તારા વિશાળ ધવલ અને પુણ્યમય પયઃ પુદ્‌ગલનો પરિત્યાગ કરવામાં તું જરાએ પાછી પાની કાઢતી નથી.........પણ હું આ મારા તુંછ, મલીન અને પાંપપૂર્ણ માંસમજ્જા રૂધિર અસ્થિમય.........શરીરના મોહમાં પડ્યો એટલે પેલા.........આદિ સમયે નિહાળેલા.........પ્રિય પ્રભુની ઝાંખીએ મને ક્યાંથી થાય? હા!! કહે તને કોણે આવા ઉત્તમ પાઠ પઢાવ્યા! તે તો પેલા પ્રભુએ જ કની! માનવજાત મિથ્યા માયા જાલના ફાંદામાં ફસાઈ જાણી તેને સુમાર્ગે દોરવા તને સૃષ્ટાએ સરજી હશે નહિ વારૂ! ખરેખર, તારી જીંદગીનું તેં સાફલ્ય કર્યું અને કૃતકૃત્ય થઈ ગઈ. હવેથી હું પણ તારૂં દૃષ્ટાંત હરરોજ દૃષ્ટિમાં રાખી અનેક જન્મ જનિત પાપ પૂંજ પર જ્ઞાનાગ્નિ મૂકી ભસ્મીભૂત કરી દઈ તારે જ પંથે સર્વથા સંચરીશ. * * * * *

ચીમનલાલ ભોગીલાલ પટેલ,

# વેદકાલીન તત્ત્વદર્શનની રૂપરેખા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૮૮ થી. )

(३) वाक्सूक्तम्

अहंरुद्रेभिर्वसुभिश्चराम्यहं
आदित्यैरुत विश्वदेवैः ।
अहं मित्रावरुणोभा बिभर्म्यहं
इन्द्राग्नी अहं अश्विनोभा ॥ १ ॥

अहंराष्ट्रीसंगमनी वसूनां
चिकितुषी प्रथमा यज्ञियानाम् ।
तांमादेवा व्यदधुः पुरुत्रा ।
भूरिस्थात्रांभूर्यावेशयन्तः ॥ २ ॥

अहमेव स्वयमिदम् वदामि
जुष्टंदेवानामुतमानुषाणाम् ।
यं कामये तंतमुग्रं कृणोमि
तं ब्रह्माणं तमृषिं तं सुमेधाम ॥ ३ ॥

"હું વિશ્વદેવ બનીને જગમાં રમું છુ,
આદિત્ય[1] રૂદ્ર[2] વળી હું વસુ[3] રૂપ જામું;
હું મિત્રને[4] વરણને[5] ભરીને રહી છું,
ઇન્દ્રાગ્નિને જગવું છું વળી અશ્વિનોને.

જે રાજધાની વસુની ચિતિ જ્યોતિ વાળી,
યજ્ઞોવડે પ્રથમ સંગમની[6] ગણાતી;
દેવો પ્રવેશી બહુ પૌરજનો ગણાતા,
તે દિવ્યરૂપ મુજનું ઝળકાવતા આ.

હું સ્પષ્ટ વાણી વદુ છું અનુભૂતિની આ,
દેવો તથા મનુજના હિતની ગણાતી;
જેનો પ્રકર્ષ કરવા મનમાં હું ધારૂં,
તેને બનાવું ઋષિ હું વળી આદ્યસૃષ્ટા. ૩

---

ટિપ્પણ. ૧-૨-૩. દ્વાદશ આદિત્ય, એકાદશ રુદ્ર, અને અષ્ટ વસુ, ઇંદ્ર અને પ્રજાપતિ મળી ૩૩ દેવ કોટિ અર્થાત્ વર્ગ ગણાય છે. કોટિનો કરોડ અર્થ થઈ તેત્રીસ કરોડ દેવની પ્રથા લોકમાં ચાલે છે.

નાશ ન પામે તેવી **અદિતિ** ના બાર માસમાં નવા નવા ભાવથી પ્રકટ થતા બાર સૂર્યો અથવા આદિત્યો ગણાય છે. અને તેના પ્રતીકો દ્વાદશ માસનાં સૂર્ય બિંબો છે. માનુષ શરીરમાં દશ પ્રાણ અને અગીઆરમું મન મળી એકાદશ રુદ્ર છે. તેમના ઉત્ક્રમણ સમયે લોકો મરણના નિમિત્તે રડે છે માટે રુદ્ર કહેવાય છે. પૃથિવી અને તેના દેવ અગ્નિ; અંતરિક્ષ અને તેના દેવ વાયુ; દ્યૌઃ અને તેના દેવ સૂર્ય; નક્ષત્ર મંડળ અને તેના દેવ ચંદ્ર—મળી આઠ વસુ ગણાય છે, કેમકે તેમાં ચૈતન્ય શક્તિ વાસ કરી રહેલી છે; અને સઘળો નિધિ પણ તેમાં રહેલો છે.

અંતરિક્ષમાં વિદ્યુત્ શક્તિથી ભરપુર દૈવી બલ—ઇન્દ્રનું છે; અને પૃથ્વીમાં ધર્મપ્રવર્તાવનાર યજ્ઞ નારાયણ પ્રજાપતિ છે. ઇન્દ્ર—પ્રજાપતિનો પરસ્પર યોગ છે. પ્રજાપતિ પાસે ઇન્દ્રે બ્રહ્મવિદ્યા મેળવી હતી એવી આખ્યાયિકા છે અર્થાત્ ધર્મદ્વારાજ બ્રહ્મજ્ઞાન થાય છે એ રહસ્ય છે.

૪-૫. આ બે દેવોનું વેદમાં જોડકા તરીકે વારંવાર વર્ણન છે. પુરાણ અને આગમમાં પરમેશ્વરના ઉત્પત્તિ સ્થિતિ અને લય ઉપરાંત અથવા ત્રિગુણ મૂર્તિ ઉપરાંત અનુગ્રહ અને તિરોધાન કરવાના બે ગુણોનું વર્ણન આવે છે. **મિત્ર** નામથી પરમેશ્વરની અનુગ્રહ કરનારી સત્તા; અને કર્મની ગહનવાસનાજાલમાં આપણાં પાપ-પુણ્યને ઢાંકી (વૃ=ઢાંકવું) વર્તમાન પુરૂષાર્થમાં પ્રેરનાર સત્તા વરુણની છે. **મિત્રનો** સૂર્ય સાથે અભેદારોપ; અને **વરુણનો** સમુદ્ર સાથે અધ્યારોપ તેમના ગુણ સામ્યથી થયો છે.

૬. સંગમની—નામ વસુની રાજધાનીનું છે. ઉપર જણાવેલા અષ્ટ વસુનો સુશ્લિષ્ટ સંઘાત (organic whole)-સંગમની શબ્દથી વિવક્ષિત છે. તેમાં દેવનો અધિવાસ છે.

मयासोऽन्नमत्ति यो विपश्यति
यः प्राणिति य ईंशृणोत्युक्तम् ।
अमन्तवोमांतउपक्षियन्ति
श्रुधि श्रुतिश्रद्धेयं ते वदामि ॥ ४ ॥

अहंरुद्रायधनुरातनोमि
ब्रह्मद्विषेशरवेन्तवाऊ ।
अहंजनायसमदंकृणोम्यहं
द्यावापृथिवी आविवेश ॥ ५ ॥

अहं सोममाहनसं बिभर्म्यहं
त्वष्टारमुत पूषणं भगम् ।
अहं दधामि द्रविणा हविष्मते
सुप्राव्या यजमानाय सुन्वते ॥ ६ ॥

अहं सुवे पितरमस्यमूर्धन्
ममयोनिरप्स्वन्तः समुद्रे ।
ततोवितिष्ठे भुवनानि विश्वो
तामूवर्ष्मणोपस्पृशामि ॥ ७ ॥

अहमेवातइव प्रवाम्या
रभमाणा भुवनानि विश्वा ।
पुरो दिवा पर एना पृथिव्यै–
तावती महिमा संबभूव ॥ ८ ॥

अथर्ववेद ४·३१ વળી ऋग्वेद १०–१२५

શ્રદ્ધો તમારી શ્રુતિ[૭]વાક્ય મહીં વસે જો,
તો હું વદું શ્રુતિમુખે શ્રવણે ધરો આ,
જે શ્વાસ ધારી જીવ આ મુજ બીજ[૮] મંત્રે,
મારા રહસ્ય સ્વરને સુણતાં રહે છે. ૪
જેઓ વિચારરત થઈ મનમાં જુએ છે,
તે જાણતા મુજ બળે ભુવનો ઝગે છે;
જેઓ બહિર્મુખ બની ભમતા ફરે છે,
તે ક્ષીણ થાય બ્રહ્મયોગ વિના સુકાતા.
હું રુદ્રને[૯] ધનુષ અર્પું અમોઘ વીર્ય,
બ્રહ્મદ્વિષો ઝટ હણાય શર પ્રહારે;
અંતર્ પ્રવેશી કરૂં છું જનને સુમસ્ત,
દ્યાવા પૃથિવી ધરીને રહું છું સમર્થ.
હું સોમની વિકલતા હણીને બનાવું,
પૂર્ણેન્દુ રૂપ વળી મંડલ[૧૦] સૂર્યનાને;—
ત્વષ્ટા બનાવું વળી પૂષણ નામ આપું,
તેના વિનાશી બલથી ભગનામ આપું.
જે અર્પતા હવિ્ની રસ સોમ કાઢી,
તેને ઘણું દ્રવિણ અર્પું જગે અગાધ;
ચૈતન્ય વર્ષણ કરી પિતૃને[૧૧] ઓપું,
અંતઃ સમુદ્ર[૧૨] જલમાં મુજ યોનિ રાખું. ૮

---

૭. વાસ્તવ "શ્રુતિ" કોને કહેવી તેનો મર્મ આ વાક્યમાં છે. બ્રહ્માત્મૈક્યનો અનુભવ જેને જાગૃત્ થયો છે તેની ઉક્તિ નૈસર્ગિક શ્રુતિ છે.

૮. **ઈં-યૈં**—એ વાગ્બીજ છે. તંત્રમાં આ અક્ષરનો મહિમા બહુ વર્ણવ્યો છે. વેદમાં માત્ર ઈં નિપાત છે. પણ સ્વાનુભવની ખાત્રી કરવામાં, જેમ ગુજરાતીમાં "હું"—એટલે ખરૂં એવા ભાવવાળા શબ્દનો ઉચ્ચાર કરીએ છીએ તેમ વેદ વાણીમાં **ઈં**-નિપાત અનુભવના સત્યપણાને જણાવનાર છે. તેથી સત્યાર્થના વહન કરનાર તરીકે પાછળથી તેનો બીજ મંત્ર તરીકે ઉપયોગ થયેલો લાગે છે.

૯. વેદાર્થનું જેઓ હનન કરે છે અર્થાત્ જેઓ ધર્મ અને બ્રહ્મનો તિરસ્કાર કરે છે તેઓ **બ્રહ્મદ્વિષ્** કહેવાય છે. તેઓ વિશ્વતંત્રના વિરોધી થવાથી ઇશ્વરના સંકેતના અનુકૂલ નથી, અને તેથી રુદ્ર તેને હણે છે અર્થાત્ દેહાન્તર પરિણામ પમાડે છે. બ્રહ્માને પણ પોતાની દીકરી ઉપર વિકારી દૃષ્ટિ કરતાં રુદ્રે મસ્તકછેદ કર્યાની પૌરાણિક કથા આ ભાવનું પ્રતિપાદન કરે છે.

૧૦. સૂર્યનાં **ત્વષ્ટા, પૂષણ** અને **ભગ** એ ત્રણ નામ ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવાના ધર્મને અવલંબી ઘડાયાં છે. પાછળથી તે ત્રિમૂર્તિમાં-બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્રમાં સમાઈ ગયાં છે.

૧૧. "હું પિતાને પણ જન્મ આપું છું"—એવો શબ્દાર્થ છે. જીવ ચેતનથી પરઇશ ચેતન છે અને તે વસ્તુતઃ પિતૃસ્થાને છે. તે સગુણ ઇશ્વર પણ મારા સ્વયં જ્યોતિ સ્વરૂપના વર્ષણથી પ્રકટે છે.

૧૨. બ્રહ્માંડમાં માયા રૂપ યોનિમાં, અને પિંડમાં બુદ્ધિરૂપ યોનિમાં ચૈતન્યનું વીર્ય-બલ પડવાથી સઘળાં ભુવનો સચેતન થાય છે.

ત્યાંથી સચેત કરૂં છું ભુવનો અનંત,
વિશ્વાત્મ રૂપ ધરીને પ્રતિઅંડ યોગી;
વાયુની શક્તિ ધરીને સઘળે ફરૂં છું,
વિશ્વે અનંત ભુવનો મહિં હું રમું છું.

આલોકથી પર અને પૃથિવીથી પાર,
મારા અખંડ મહિમા સમજો રસાળ—"
આ સૂક્ત રમ્ય અનુભૂતિ તણુ વિશાલ,
વાગનામ[13] ધારી મુનિ અંભૃણની કુમારી;
તેના વિશુદ્ધ હૃદયે સ્ફુટ ભાવ પામી,
આ ગુર્જરી મહિં સ્ફુરે કિરણાવલિથી.

આ સૂક્તોના મંત્રદ્રષ્ટાઓના ઐહિક જીવન સંબંધી કંઇ માહિતી આપણને મળતી આવતી નથી, માત્ર ઋષિનાં નામો પરંપરાથી ચાલ્યાં આવે છે તે પણ ક્રમશઃ લોપ થતા પામ્યાં છે.

**નાસદીયસૂક્ત**—પરમાત્માને નામે આરોપાયું છે., ઋષિ નામનો લોપ થયો છે.

**વૈશ્વાનરસૂક્ત**—ભરદ્વાજ ઋષિની દૃષ્ટિમાં ઝળક્યું જણાય છે.

**વાક્સૂક્ત**—અંભૃણ મુનિની દુહિતા વાક્ નામની બ્રહ્મ વિદુષી હતી એટલું આપણે જાણીએ છીએ. આ મંત્ર દ્રષ્ટ્રીનું નામ વાક્-સરસ્વતી સાથે ભેળસેળ થવાથી પાછળથી આ સૂક્ત સરસ્વતી દેવીનું મનાવા લાગ્યું છે.

**બ્રાહ્મણ ગ્રંથોમાં તત્ત્વદર્શનની વ્યક્તિ.**

યજ્ઞકાંડના આ સંહિતા વિભાગનાં અસ્ત વ્યસ્ત ચિંતનોએ બ્રાહ્મણ વિભાગમાં કંઇક વ્યવસ્થા ધારણ કરી, અને પાછળના દર્શનકાળની સિદ્ધાન્ત પદ્ધતિરૂપે નહિ, પણ અમુક ઋષિનું ચોક્કસ શું મન્તવ્ય છે તેનું ભાન બ્રાહ્મણ વિભાગમાં થવા લાગ્યું. જેમ નીહારિકામાંથી અવ્યક્ત જગત્ વ્યક્તાકાર પરિણામને પામે છે તેમ સંહિતા કાળનાં અવ્યક્ત ચિંતનોના તંતુઓમાંથી બ્રાહ્મણ કાળનાં તત્ત્વવિદ્યાને લગતાં વસ્ત્રો વણાવા લાગ્યાં, તેમાં જાત ભાતનો વિવેક થયો, પરંતુ સ્વતંત્ર ઓઢવા પાથરવા લાયક હજુ તે

---

13. મૂલ સૂક્ત- અંભૃણ મુનિની કન્યા બ્રહ્મ વિદુષી વાગ્ નામની હતી તેના દર્શનનું છે. પાછળથી વર્ણમાલાના આદ્ય અને અંત અક્ષરોના સંપુટમાં અ+હમ્માં વાક્ શક્તિનો સમાસ કરી સરસ્વતી સૂક્ત તરીકે આનો ઉપયોગ થાય છે.

* પરિષદ્=પરિ+સદ=સર્વત્ર બેસનું-ભેગી પ્રસિદ્ધ બેઠક.

વસો નહતાં. ચિંતનોની કસોટી યજ્ઞને લગતી પરિષદોમાં (ધર્મની સામાજીક બેઠકોમાં) થતી હતી, પરંતુ તેને આચરણમાં મૂકવાની કુંચી ઋષિઓ પોતાના શિષ્યોને ગુપ્ત બેઠકમાં—ઉપનિષદોમાં× આપતા—પાસે બેસી રહસ્ય વિદ્યાનો બોધ આપવાના ક્રમ ઉપરથી એકાન્ત બેઠકનો વાચક ઉપનિષદ્ શબ્દ રહસ્ય ગ્રંથનો વાચક થયો, અને અવિદ્યાનો નાશ કરવાના તેના બીજા ધાત્વર્થ ઉપરથી તે બ્રહ્મવિદ્યાનો બોધક થયો.

ઉપનિષદ્ ગ્રંથોનો હૃદય.

તત્ત્વ વિદ્યાના રહસ્ય ગ્રંથો (ઉપનિષદો) ને વેદના જ્ઞાનકાંડનું નામ આપવામાં આવે છે. આ ગ્રંથો સંહિતા, બ્રાહ્મણ અને તેના અંતર્ગત આરણ્યક ખંડમાં ગોઠવાયલા છે; અને અથર્વવેદનાં ઘણાં ઉપનિષદો જેનું સંહિતા અથવા બ્રાહ્મણમાં ક્યાં સ્થાન છે તે હાલ પકડી શકાતું નથી તે બાતલ કરવામાં આવે તો આ ગ્રંથો પોતાના મૂલ સંદર્ભના પૂર્વાપર સંબંધથી અધિક સ્પષ્ટ અર્થનું ભાન કરાવે તેવા છે.

ઉપનિષદોનો બે પ્રકારનો સમુચ્ચય.

ઉપનિષદોનું શબ્દરચનાનુસાર, વેદાનુસાર અને વિષયાનુસાર વર્ગીકરણ.

યજ્ઞકાંડના કર્મ વિભાગમાંથી જ્ઞાનકાંડના ચિંતન વિભાગના આ ઉપનિષદ્ નામના ગ્રંથોની પાછળથી સંહિતા અથવા સમુચ્ચય થયો છે. આ સમુચ્ચયના બે પ્રકાર છે. (૧) ઉત્તર ભારત વર્ષમાં ગોઠવાએલો; અને (૨) બીજો દક્ષિણાપથમાં ગોઠવાયેલો. પ્રથમના સમુચ્ચયમાં ૫૨ ઉપનિષદ્ આવે છે, અને બીજામાં ૧૦૮ આવે છે. પહેલા સમુચ્ચયના ઉપર શ્રીનારાયણની દીપિકાઓ છે; અને ગોઠવણ પણ નારાયણે રચેલી હોય એવું અનુમાન થાય છે. બીજો સમુચ્ચય પાછળથી થયેલો જણાય છે.

શ્રી શંકરાચાર્યના સમયમાં ઉપનિષદ્ તરીકે સ્વીકારાયેલા ગ્રંથો કેટલા હશે તેનો નિર્ણય થઈ શકે તેમ નથી તોપણ તેમના ગ્રંથોની પરીક્ષા ઉપરથી સમજાય છે કે તેઓ ચૌદ ઉપનિષદોનો આશ્રય લે છેઃ—(૧) છાન્દોગ્ય., (૨) બૃહદારણ્યક., (૩) તૈત્તિરીય, (૪) મુંડક., (૫) કાઠક., (૬) કૌષીતકી., (૭) શ્વેતાશ્વતર., (૮) પ્રશ્ન., (૯) ઐતરેય., (૧૦) જાબાલ., (૧૧) મહાનારાયણ., (૧૨) ઈશાવાસ્ય., (૧૩) પૈંગી., (૧૪) કેન. આ ઉપરાંત માંડુક્ય ઉપરની ગૌડપાદકારિકા સાથેના ગ્રંથને પ્રકરણ ગણવામાં આવતું, અને કેવલ ઉપનિષદ્ તરીકે ગણાતો ભાગ તે પ્રકરણ ગ્રંથનો આગમ ભાગ ગણાતો.

---

× ઉપનિષદ્=उप+नि+सद्=(૧) ઘણું નજીક બેસવું (ગુપ્ત વિદ્યા સમજવા સારૂ) (૨) નિઃશેષ અવિદ્યાનું કાપવું.

રચના ઉપરથી પ્રસિદ્ધ ઉપનિષદો નીચે પ્રમાણે ગોઠવાય છેઃ—

| (अ) પ્રાચીન ગદ્ય ઉપનિષદો. | (ब) વચલા સમયમાં પદ્યાત્મક ઉપનિષદો. | (क) શ્રૌતકાલના અંતભાગનાં ગદ્યાત્મક ઉપનિષદો. |
|---|---|---|
| બૃહદારણ્યક | કાઠક | |
| તૈત્તિરીય | ઇશ | પ્રશ્ન |
| ઐતરેય | | |
| કૌષીતકિ | શ્વેતાશ્વતર | મૈત્રાયણી |
| કેન | મુંડક | |
| છાન્દોગ્ય | મહાનારાયણ | માંડૂક્ય |

શાંકર વિચારનાં વિષય ભૂત થનારાં ચૌદ (અને માંડૂક્ય સાથે પંદર) ઉપનિષદો વેદશાખા પ્રમાણે નીચેના વર્ગીકરણમાં આવે છેઃ—

| ઋગ્વેદનાં | યજુર્વેદનાં | સામવેદનાં | અથર્વવેદનાં |
|---|---|---|---|
| (૧) ઐતરેય (આરણ્યકમાંથી) | (૧) તૈત્તિરીય (કૃષ્ણ યજુર્વેદ) | (૧) છાન્દોગ્ય (તાણ્ડ્ય શાખા) | (૧) મુંડક |
| (૨) કૌષીતકી | (૨) મૈત્રાયણી (શુક્લ યજુઃશાખા) | (૨) તલવકાર અથવા કેન (જૈમિનીય શાખા) | (૨) પ્રશ્ન |
| | (૩) કાઠક (યજુઃશાખા હાલ લુપ્ત થયેલી) | | (૩) નૃસિંહતાપનીય. |
| | (૪) શ્વેતાશ્વતર (યજુઃશાખા હાલ લુપ્ત થયેલી) | | (૪) માંડૂક્ય. |
| | (૫) બૃહદારણ્યક (કાણ્વ શાખા) | | |
| | (૬) ઇશાવાસ્ય (શુક્લ યજુર્વેદ સંહિતા વાજસનેયિ શાખા.) | | |
| | (૭) મહાનારાયણ (કૃષ્ણ યજુઃ શાખા તૈત્તિરીયોની) | | |

અથર્વવેદના નારાયણની દીપિકાવાળાં ઉપનિષદોનું વિષયાનુસાર વર્ગીકરણ નીચે મુજબ છેઃ—

| (૧) તત્વપ્રધાન. | (૨) યોગપ્રધાન. | (૩) સન્યાસ પ્રધાન. | (૪) દેવતાપ્રધાન. |
|---|---|---|---|
| મુંડક | બ્રહ્મવિદ્યા | બ્રહ્મ | અથવા દેવની ઉપાસનાપ્રધાન |
| પ્રશ્ન | ક્ષુરિકા | સન્યાસ | અથર્વશિરસ |
| માંડૂક્ય | ચુલિકા | આરૂણેય | અથર્વશિખા |
| ગર્ભ | નાદબિંદુ | કંઠશ્રુતિ | નીલરૂદ્ર |
| પ્રાણાગ્નિહોત્ર | બ્રહ્મબિંદુ | પરમહંસ | કાલાગ્નિરૂદ્ર |
| પિંડ | અમૃતબિંદુ | જાબાલ | કૈવલ્ય |

| | | | |
|---|---|---|---|
| આત્મા | ધ્યાનબિંદુ | આશ્રમ | મહાનારાયણ |
| સર્વોપનિષદ્સાર | તેજોબિંદુ | | આત્મબોધ |
| ગારુડ | યોગશિખા | | નૃસિંહપૂર્વતાપનીય. |
| | યોગતત્વ | | નૃસિંહઉત્તરતાપનીય |
| | હંસ | | રામપૂર્વતાપનીય |
| | | | રામઉત્તર–તાપનીય. |

(વૈષ્ણવમતનાં)

શ્રૌતકાળ પછી તે મુસલમાનોના અર્વાચીન રાજ્ય સમય સુધીમાં ઉપનિષદોનો વિસ્તાર ઘણો થયેલો લાગે છે. **अल्लोपनिषद्** પણ પેઠું છે. **वज्रसूची** ઉપનિષદ્ બૌદ્ધમાર્ગની છાયાનું પણ પેઠું છે; તથા શાક્ત આગમના **त्रिपुरा, काली, अन्नपुर्णा, भावना, देवी** ઇત્યાદિ ઘણાં ઉપનિષદો પ્રવેશ થયાં છે. આ સર્વને કોઇપણ વેદશાખાની સંહિતા અથવા બ્રાહ્મણ ગ્રંથમાં સ્થાન સપ્રમાણ દર્શાવી આપવામાં ન આવે ત્યાં સુધી તે ગ્રંથો શ્રૌત ગણાવા જોઇએ નહિ.

તાંત્રિક ઉપનિષદો.

કેટલાક વિદ્વાનો તરફથી હાલ એવું પ્રસિદ્ધ થાય છે કે અથર્વવેદનો એક સૌભાગ્ય કાંડ હતો, અને તેમાં ઘણાં ઉપનિષદો શાક્તમાર્ગનાં હતાં, આ કાંડ જ્યાં સુધી પ્રસિદ્ધ ન થાય તેની પ્રતોની પરીક્ષા ન થાય ત્યાં સુધી આ ઉપનિષદો વેદમાર્ગનાં નહિ પણ તંત્રમાર્ગનાં ગણાવાં ઘટે છે. વેદમાર્ગ અને તંત્રમાર્ગ નિગમ અને આગમની, રહસ્ય ધર્મની પ્રણાલિકાઓ સમાંતર લીટીઓની પેઠે ચાલી આવે છે, અને તેથી તંત્રમાર્ગનાં ઉપનિષદો હોય તેમાં કંઈ આશ્ચર્ય નથી. પરંતુ બંનેની વિચારશ્રેણી મૂળથીજ જૂદી ચાલતી આવી છે. વેદમાર્ગની રહસ્ય વિચાર શ્રેણી પ્રસિદ્ધ યજ્ઞ ધર્મમાંથી વિકાસ પામી છે; ત્યારે તંત્ર માર્ગની રહસ્ય વિચારશ્રેણી ગોપ્ય ગૃહધર્મ, કુલધર્મ, અને આચારધર્મમાંથી પ્રકટેલી છે.

જેવી રીતે અશ્રૌત ઉપનિષદો શ્રૌત ઉપનિષદ્સમૂહમાં પેઠાં છે; તેવી રીતે કેટલાંક વાસ્તવિક શ્રૌત ઉપનિષદો શાખાના અધ્યયનના અભાવે વિદ્વાનો અને વિચારકોની દૃષ્ટિમર્યાદા બહાર ગયાં છે. ઉદાહરણ તરીકેઃ—

| | |
|---|---|
| તૈત્તિરીય આરણ્યકનું. | आरुणोपनिषद्. |
| ઐતરેય આરણ્યકનું | प्राणोपनिषद्. |
| અથર્વવેદના ગોપથ બ્રાહ્મણનું | प्रणवोपनिषद्. |
| અથર્વવેદના ગોપથ બ્રાહ્મણનું | गायत्र्युपनिषद्. |

( અપૂર્ણ. )

નર્મદાશંકર દેવશંકર. મહેતા.

## The call of Truth.

"The movement, which has now succeeded the Swadeshi agitation, is ever so much greater and has moreover extended its influence all over India. Previously, the vision of our political leaders had never reached beyond the English-knowing classes, because the country meant for them only that bookish aspect of it which is to be found in the pages of the Englishman's history. Such a country was merely a mirage born of vagaourings in the English language, in which flicted about then shades of Burke and Gladstone; Mazzini and Garibaldi, Nothing resembling self-sacrifice or true-feeling for their countrymen was visible, At this juncture, Mahatma Gandhi came and stood at the cottage door of the distitute millions, clad as one of themselves, and talking to them in their own language. Here was the truth at last, not a mere quotation out of a book. So the name of Mahatma, which was given to him is his true name. Who else has felt to many men of India to be of his own flesh and blood? At the touch of Truth the pent up forces of the soul are set free. As soon as true love stood at India's door, it flew open: all hesitation and holding back vanished. Truth awakened truth.

× × ×

From our master, the Mahatma,— may our devotion to him never grow less !—we must learn the truth of love in all its purity, but the science and art of building up Swaraj is a vast subject. Its path ways are difficult to traverse, and take time. For this task, aspiration and emotion must be there, but no less must study and thought be there likewise For it, the economist must think the mechanic must labour, the educationist and states- man must teach and contrive. In a word, the mind of the country must exert it self in all directions"

—Dr. Rabindranath Tagore.

## લવાજમ.

લવાજમ સર્વ માટે વર્ષ એકના:—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ (પોસ્ટ સાથે.)
મળવાનું ઠેકાણું:—વસન્ત-ઑફિસ—અમદાવાદ.

---

## ગ્રાહકોને વિનતિ.

૧. હાલમાં પોષ્ટ ઑફિસે રજીસ્ટર સીવાયના વી. પી. નહીં સ્વીકારવાનો નિયમ કર્યો છે માટે સર્વ ગ્રાહકોને મ. ઓ. દ્વારા લવાજમ મોકલાવવા નમ્ર વિનંતિ છે.

૨. મનિઑર્ડરથી લવાજમ ભરવાથી અમારી સહીની પહોંચ તમને મળશે.

વ્યવસ્થાપક.

---

### વસન્તમાં જાહેર ખબર લેવાના ભાવ.

| | આખું પાનું. | અર્ધું પાનું. | ચાર લાઇન. |
|---|---|---|---|
| બાર માસ | રૂ ૩૨ | ૧૬ | ૮ |
| ૭ માસ | ૨૪ | ૧૨ | ૬ |
| ત્રણ માસ | ૧૬ | ૮ | ૪ |
| એક માસ | ૮ | ૪ | ૨ |

☞ વધુ ખુલાસા માટે લખો:—વ્યવસ્થાપક વસન્ત-અમદાવાદ.

---

Reg. No 485

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૧૦. [ માસિક ] કાર્તિક. સંવત્ ૧૯૭૮.

## ચ્હાજો મ્હને થોડું ભલે, ચ્હાજો પરન્તુ સર્વદા.

આવે વસન્ત ઋતુ યદા
કોયલ મધુરૂં ગાય છે:
જાતાં વસન્ત ઋતુ અહા,
મૂંગી બની સન્તાય છે:
એવા મ્હને ગમતા નથી,
સહચાર થોડા સમયના—
ચ્હાજો મ્હને થોડું ભલે
ચ્હાજો પરન્તુ સર્વદા!

સુન્દર પ્રભાતે બાગમાં,
પુષ્પો અનેરાં ખીલતાં:
ખીલી અને વ ખરી જતાં
દિનમાં હતાં ન હતાં થતાં:
એવું મ્હને ચ્હાશો નહિ
ક્ષણની ઉછેરે સ્નેહના—
ચ્હાજો મ્હને થોડું ભલે
ચ્હાજો પરન્તુ સર્વદા!

# કાવ્યની શરીરઘટના.

( અનુસન્ધાન પૃષ્ઠ ૩૩૦ થી).

આમ શરીરઘટના બંધાવામાં કાવ્યરચનાર કલાવિધાયકને કોઇ પ્રકારની શ્રમની કલ્પના કરવાની જરૂર નથી; કલાવિધાનની સ્વાભાવિક પ્રવૃત્તિમાં આપોઆપ છન્દરચના પ્રગટ થાયછે. જેમ કવિતાનું સ્વરૂપ અકૃત્રિમ અને સ્વયંભૂ( spontaneous ) છે, તેમ છન્દની ઉત્પત્તિ પણ કલારસિક કવિને સ્વયંભૂ જ છે. કાર્લાઇલને વિશે એક ખોટો આરોપ મૂકનારી વાર્તા કહેવામાં આવી સાંભળીછે. હેના મુખમાં હેવું વચન મૂકવામાં આવ્યુંછે કે જેથી એ છન્દરચનાની અને કવિત્વની પણ વિરુદ્ધ હોય એમ ભાસ થાય: "If you want to say something, why sing it?"—આ પ્રકારનું વચન હેના મુખમાં મૂકાયલું સાંભળ્યુંછે. પરંતુ કાર્લાઇલના નીચેના વચનનું વિપરીત પરિવર્તન જ એ જણાયછે:—

"Body and soul, word and idea, go strangely together here as everywhere. Song: we said before, it was the Heroic of speech! All old Poems, Homer's and the rest, are authentically songs. I would say in strictness that all right poems are; that whatever is not sung is properly no poem, but a piece of prose cramped into jingling lines,-to the great injury of the grammar, to the great grief of the reader, for most part! What we want to get at is the thought the man had, if he had any: why should he twist it into jingle, if he *could* speak it out plainly? It is only when the heart of him is rapt into true passion of melody, and the very tones of him become musical by the greatness, depth and music of his thoughts, that we can give him the right to rhyme and sing." Ibid pp. 103-104.

સારાંશ એ છે કે હૃદયનાં મહાન્ ભાવશ્રંચલનોનું પ્રકટીકરણ અન્યથા ના થાય, સ્વયંભૂરૂપે કાવ્ય તે છન્દનું રૂપ લે, તો જ કાવ્યરચનાનો, છન્દરચનાનો, અધિકાર રચનારને ઘટેછે; માત્ર ભાવનાશૂન્ય, સીધા, સાદા વિચાર—જે માત્ર બોલીને જણાવી સકાય હેવા હોય તે છન્દમાં પ્રગટ કરવાનો અધિકાર કોઇને નથી. આ વિચારોમાં છન્દનો અને હેમાં પ્રગટ થતી ભાવનાઓનો અટળ સંબન્ધ દર્શાવાયોછે.

કાર્લાઇલ વળી કહેછે:—

"For my own part, I find considerable meaning in the old vulgar distinction of Poetry being *metrical*, having music in it, being song. Truly, if pressed to give a definition, one might say this as soon as anything *else*: If your delineation be authentically musical not in word only, but in heart and substance, in all the thoughts and utterances of it; in the whole conception of it, then it will be poetical; if not, not." ( Ibid p. 94. )

આ વચનમાં musical શબ્દનો પ્રયોગ વિચાર, ભાવ, ઇત્યાદિને માટે કર્યોછે તે આરોપરૂપે જ, અને વાણીની સામર્થ્યમર્યાદા વિશે ન્હેં ઉપર કહ્યું તે નિયમને પરિણામે જ. પરંતુ આ ચિન્તકના આ વચનનો એક સ્પષ્ટ એ જ છે કે કવિના ભાવ, વિચાર, ઇત્યાદિ સૌન્દર્યતત્ત્વથી અનુપ્રાણિત હોય, તો હેનું પ્રગટરૂપ છન્દ, ગીત, હેવા સૌન્દર્યના પ્રતિબિમ્બમાં જ ગોઠવાવાનું. આ દૃષ્ટિથી જ એ ચિન્તકે સમર્થ અસમર્થ વાણીનો આશ્રય કરીને કહ્યું છે કે "Poetry, therefore, we will call Musical Thought". (Ibid p. 95). Musical thought–"સંગીતમય વિચાર"–આ શબ્દયુગ્મમાં **રમણીયાર્થપ્રતિપાદકઃ શબ્દઃ** એ લક્ષણનાં અંગ અર્કરૂપે સબળ શક્તિથી સમાયાંછેઃ Musical શબ્દમાં સૌન્દર્ય, રમણીયતા, તેમજ પ્રગટ શબ્દસ્વરૂપનો સમાવેશ થવાની સાથે, thought શબ્દમાં વાણીના પ્રાણરૂપ અર્થનું નિદર્શન થયુંછે; તે સાથે musical શબ્દમાં રહેલું સૌન્દર્યભાવનાનું સ્વરૂપ જેમ વિચારને તેમ જ વાણીને બંનેને, લાગૂ પડી, કાવ્યના સૌન્દર્યતત્ત્વ જોડે, ભાવનાદ્વારા તેમ જ પ્રગટ વાણીરૂપ દ્વારા, રહેલો સંબન્ધ સૂચવાયછે. આમ જ્યારે કવિત્વના તત્ત્વનું સ્વરૂપ સૌન્દર્યને બીજરૂપે, પોતાના જીવન આપનાર આત્મારૂપે, સ્વીકારેછે, તેથી હેનું પ્રકટીકરણ જે વાણીમાં થાય તે પણ સુન્દરતાનું સ્વરૂપ જ આપોઆપ લેશે; તે ઉપરાંત એ વાણી જે વિશેષ શરીરઘટનામાં કવિત્વને મૂકશે તે પણ સૌન્દર્યને અનુકૂળ, સૌન્દર્યના ઉપાદાનથી જ ઘડાયલી, સ્વતઃસિદ્ધ જ થશે. અર્થાત્, છન્દ જેવું કોઇક-સુન્દરતાનું ભાન કરાવનારું રૂપ, કવિત્વને મૂર્ત થવા માટે, કાવ્યના પ્રત્યક્ષ દર્શન માટે, આવશ્યક છે. એટલું જ નહિં, પણ એ છન્દનો આકૃતિબન્ધ સ્વયંભૂ રીતે જ ઘડાયછે. કવિતાનું સ્વયંભૂ (spontaneous) સ્વરૂપ આમ હેની ઉત્પત્તિથી માંડીને, વાણી અને શરીરઘટના સુધી સર્વત્ર વ્યાપી રહેછે. આ કારણથી જ ખરા કવિત્વને કલાવિધાનમાં પ્રગટ કરનાર કવિને છન્દ તે બન્ધનરૂપ, બેડીરૂપ, હોય એમ અનુભવ થતો જ નથી. જે રીતે સુન્દર ભાવના, વિચાર, સુન્દરરૂપ આપોઆપ માગી લેછે, તેમ અથવા તેથી વિશેષ રીતે એ સુન્દરરૂપ કવિ ઘડતો નથી, કવિત્વ પોતાની મેળે જ તે ઘડી લેછે. મેઘધનુષની રંગની રચનામાં રંગના સૌન્દર્ય સાથે જ હેની કમાન જેવી આકૃતિની ઘટના સૌન્દર્યના અંગ તરીકે આપોઆપ જ રચાયછે. પૃથ્વીના ભ્રમણની સાથે જ હેની સુરેખ ગોલાકૃતિ ઘડાયછે. એક માત્ર ધ્યાનમાં રાખવાનું છે કે બાહ્ય શરીરઘટનામાં જ માત્ર ચારુતા હોય અને કવિત્વરૂપી અન્દરના તત્ત્વમાં સૌન્દર્યની ભાવના ના હોય, તો તે વ્યર્થ જ છેઃ સજીવ દેહમાં સૌન્દર્ય તે જ સૌન્દર્ય; સૌન્દર્યનું બીજ જ જીવનપ્રકૃતિમાં છે. આ વિચારતત્ત્વ પ્રો. નાઈટે "The Philosophy of the Beautiful" નામના પોતાના ગ્રન્થમાં (બીજા ખંડમાં પૃ. ૧૬ મે, ૨૩ મે, ૫૮–૫૯ એમ) સ્થળે સ્થળે સમર્થ રીતે દર્શાવ્યુંછે. ઉતારા આપીને વિસ્તાર કરાય એટલો વખત નથી.

તો પ્રશ્ન ઉત્પન્ન થાયછે કે રા. ન્હાનાલાલ કવિની આજથી ૨૨–૨૩ વર્ષ ઉપર પ્રથમ દર્શન આપનારી, અને હાલ કેટલાક અસમર્થ અનુકરણ કરનારાઓએ ઉપાડી લીધેલી છન્દ વિનાની કાવ્યરચનાને આ ધોરણે ક્યાં સ્થાન આપીશું ? આ પ્રશ્નનો ઉત્તર તે જ

વખતે મ્હેં એક ‡લાંબા ચર્ચાપત્રમાં આપ્યો હતો. ત્હેનું તાત્પર્ય જ, અહિં ટૂંકામાં કહીશ. એ છન્દવિનાની રચનામાં સ્વરૂપનિયામક ધોરણ કશું પણ નજરે પડતું નથી. ગદ્યનાંવાક્યોના લાંબા ટૂંકા કકડા પાડીને ગોઠવણમાં કાંઈ પણ રસતત્ત્વ જળવાતું નથી. અમુક ભાવના ફેરફાર સાથે પંક્તિ બદલાયછે એમ દાવો કરવામાં આવ્યો હતો. પરંતુ દાખલાદલીલ સાથે મ્હેં બતાવ્યું હતું કે વસ્તુસ્થિતિ તેમ ન્હોતી; કેટલીક પંક્તિયોમાં તો હેવા વાક્યભંગ થતા હતા કે હેમાં ભાવના બદલાવાનો પ્રસંગ જ ન્હોતો આવતો. એક જ ઉદાહરણ લઈશું:—

" એક ડમરાના છોડ પાછળ
બેઠો બેઠો હું
છૂપાં આંસુ ઢાળતો હતો ".

અહિં ' પાછળ ' એ શબ્દ આગળ પંક્તિ અટકી પડેછે ત્હેમાં વાક્યસંદર્ભ અર્થ તૂટેછે, ' હું ' આગળ પંક્તિ અટકીને વિચારસંદર્ભ તૂટેછે, અને ભાવનો ફેરફાર તો કંહિં જડતો પણ નથી. " પ્રત્યેક ચરણ હૃદયના મોજાની એક, અથવા ચંચળ કે નિર્જીવ હોય તો વધારે, પૂર્ણ સ્થિતિ ( phase ) નું આદર્શ છે."—આ એ રચનારના શબ્દોમાં ઉપરનો દાવો દર્શાવાયોછે.

આ ઉપરાંત આ નવીન છન્દહીન રચના માટે બીજો દાવો કરવામાં આવેછે; તે એ કે " ત્હેમાં વિધવિધ ભાવોર્મિયોના હીંડોળાને તાલ આપતું કંઇક તત્ત્વ તો છે જ;" આ શબ્દો ઈ. સ. ૧૮૯૮ માં ' વસંતોત્સવ ' પ્રગટ કર્યું તે વખતે પ્રસ્તાવનામાં મૂકેલાછે. પાછળથી ( ' ઇન્દુકુમાર ' નાટકની પ્રસ્તાવનામાં ) આ " કંઇક તત્ત્વ " ને રા. ન્હાનાલાલે ' ડોલન ' નામ આપ્યું; ડોલન,—અર્થાત્ rhythm. પરંતુ ગુજરાતી પદ્યમાં ડોલન સધાય તે માત્ર લઘુગુરુ શ્રુતિની અમુક યોજના વડે જ, ને તે તો છન્દમાં જ સધાય. ' વસન્તોત્સવ ' ની રચનામાં ડોલન છૂટક છૂટક સ્થળમાં ક્વચિત્ દેખા દેછે ને ત્હેની પછી તરત જ ડોલનહીન ગદ્ય આવીને ક્ષતિ થાયછે; ઉદાહરણ:—

( ૧ ) " કનક આસન કરી
સૂર્ય વિરાજતો હતો "

( ૨ ) " એક સમય આકાશમાં
મેઘ ઝોલાં ખાતો હતો ".

અહિં પ્રથમ ઉદાહરણમાં ' કનક આસન કરી ' એ શબ્દોમાં " લલલા " એમ ઝૂલણાનો લય પ્રગટ થાયછે નથી થતો એટલામાં ' સૂર્ય વિરાજતો હતો ' એ લયહીન, ડોલનહીન, વ્યવસ્થા આવી ભંગ થાયછે. બીજા ઉદાહરણમાં ' એક સમય આકાશમાં ' અહિં દુહાનો લય પ્રગટ થઈ ન થઈ, પછીની પંક્તિની ડોલનહીનતાથી ધોવાઈ જાયછે.

‡ જ્ઞાનસુધા ઈ. સ. ૧૮૯૯ નો જાન્યુ.—માર્ચ માસનો અંક, પૃ. ૪૦—૫૮ જુઓ.

"જયા અને જયન્ત" માં રા. ન્હાનાલાલની આ પ્રકારની રચનાએ રૂપાન્તર ધારણ કર્યુંછે; હેમાં એક અગમ્યાભાસી સૌન્દર્યતત્ત્વ આવ્યુંછે; તે તપાસિયે :

(૧) "આત્માને માણવાની છે અનન્તતા,
દેહને માણવાની છે અવધિ.
આત્મા અમ્મર છે, જયાબા !
માટે જ પછી :
દેહ નશ્વર છે, જયાબા !
માટે જ પ્હેલો.
મૃત્યુ પછી ક્યહાંથી માણીશું દેહને ?

(૨) "ધીરી, જયા ! ધીરી;
ઉતાવળી થયે ભીડી જશે,
ક્યાંથી ઝાલજે એમને, જયા !
એ તો રંઢિયાળા રાજહંસ."

(૩) "તારો, તારો, કોઇ ઉગારો,
હરિજન કો ઉદ્ધારો.
બળુંછું, સળગુંછું સદાની
દેહ અને દેહીની મહાઝાળમાં.
સુખડે સુંબન દીધાં જ્યહાં જ્યહાં,
ત્યહાં ત્યહાં ઊઠેછે અંગારાઓ,
ઉરથી ઉર ચાંપ્યાં,
એ ઉરમાં પ્રગટ્યાછે દાવાનળ."

અહિં શું નજરે પડેછે ! પ્રથમના ઉદાહરણમાં વિચારની પરસ્પર તુલનાને અનુરૂપ શબ્દયોજના, antithesis અર્થાત્ વિરોધગવિધાન, ઇત્યાદિને બળે impassioned prose ભાવમય ગદ્ય પ્રગટ થયુંછે: એ ગુણ છે. પણ છન્દનો દાવો આ રચના કરી નહિં શકે.

બીજા ઉદાહરણમાં 'ધીરી, જયા ! ધીરી એ શબ્દઘટનામાં અર્થાનુકૂલ ઉચ્ચારણ-ક્રમથી કાલમાન—છન્દને જોઈતું કાલમાન નહિં, પણ વિચાર, અર્થ, માગી લેહેતું કાલમાન, ભાવયુક્ત ગદ્ય સાધેછે. બસ, તેથી વધારે કંઇ નથી. આ ગદ્યના નમૂના ઉપરથી બંકિમ-ચંદ્રકૃત "રજની" માંના એક સુન્દર impassioned prose ( ભાવમય ગદ્ય )નો નમૂનો યાદ આવેછે :—

"અકસ્માત્ સેઈખાને, પ્રભાત વીચિવિક્ષેપચપલા કલકલનાદિની નદી વિસ્તૃતા દેખિ-લામ્—જેમ તથા ઉદાર ઉજ્જ્વલ વર્ણે પૂર્વદિક્ પ્રભાસિત કરે છે—દેખિ સેઈ ગંગા-

પ્રવાહ મધ્યે, સૈકતમૂલે, રજની ! રજની જલે નામિતે છે. ધીરે, ધીરે, ધીરે ! અન્ધ અથ ચ કુંચિતભ્રૂ, વિકલા અથચ સ્થિરા; સેઈ પ્રભાતશાંતિશીતલા ભાગીરથીર ન્યાય ગંભીરા, ધીરા, સેઈ ભાગીરથીર ન્યાય અંતરે દુર્જ્ઞેય. વેગશાલિની ! ધીરે, ધીરે, ધીરે—જલે નામિતે છે. દેખિલામ્, કિ સુંદર ! રજની કિ સુંદરી ! વૃક્ષ હઇતે નવમંજરીર સુગંધેર ન્યાય, દૂર-શ્રુત સંગીતેર શેષભાગેર ન્યાય, રજની જલે ધીરે-ધીરે-ધીરે, નામિતે છે ! ધીરે, રજનિ ! ધીરે ! આમિ દેખિ તોમાય. તખન અનાદર કરિયા દેખિ નાઈ, એખન એકવાર ભાલ કરિયા દેખિયા લઇ ! ધીરે, રજની, ધીરે !

" આમાર મૂર્ચ્છા હઇલ.........આમિ દેખિલામ્—કેવલ સેઇ મૃદુનાદિની ગંગા, આર સેઈ મૃદુગામિની રજની, ધીરે, ધીરે, ધીરે જલે નામિતે છે. ચક્ષુ મુદિલામ્ તખુ દેખિલામ્ સેઈ ગંગા, આર સેઈ રજની, આવાર ચાહિલામ્, આવાર દેખિલામ્, સેઈ ગંગા, આર સેઈ રજની ! દિગંતરે ચાહિલામ્—આવાર સેઈ રજની, ધીરે, ધીરે, ધીરે ધીરે જલે નામિતે છે. ઊર્ધ્વે ચાહિલામ્, ઊર્ધ્વે ઓ આકાશવિહારિણી ગંગા ધીરે, ધીરે, ધીરે વહિતે છે; આર આકાશવિહારિણી રજની ધીરે, ધીરે, ધીરે નામિતે છે. "

આ મૂળ બંગાળીમાં રાગમય ગદ્યની અનુપમ ખૂબી આવીછે. છતાં—એ ગદ્ય છે, પદ્ય નથી, છન્દ નથી.

ત્રીજા ઉદાહરણમાં ભાવ, કવિત્વનું જે ખરું મૂલ છે તે ભાવ, સ્વબળે કરીને ગદ્યના ખોખાનું સહન ન કરી સક્યાથી પદ્ય, છન્દ, જેવી ઘટનાની સમીપ આવી જાયછે; ' તારો, તારો, કોઇ ઉગારો, હરિજન કો ઉદ્ધારો ' એ બે પંક્તિયો મળીને તો લાવણી કે ચોપાયા કે હેવી રચનાનું બિમ્બ જ રજૂ કરેછે—તે બોલી જોવાથી જણાશે. પછીની બે પંક્તિયો ડોલનમાં સ્ખલન આણેછે.

'મુખડે ચુંબન દીધાં જ્યહાં જ્યહાં
ત્યહાં ત્યહાં ઊઠે છે અંગારાં'

એમ છેલ્લો ' ઓ ' ટાળી નાંખતાં પાછી પ્રથમની બે પંક્તિ જેવી ઘટના ખડી થાયછે. તે જ રીતે—

' ઉરથી ઉર ચાંપ્યાં એ ઉરમાં પ્રગટ્યા છે દાવાનળ ' અહિં પણ હેની જ ઘટના પ્રગટ થાયછે; અને હેમાં ' ચાંપ્યાં ' ,અહીં ક્ષણભર થોભ્યાથી પણ ક્ષતિ આવે એમ નથી.

એક નવો દાવો રા. ન્હાનાલાલની છન્દ વિનાની રચના માટે કરવામાં આવેછે—તે એ કે એ તો અંગ્રેજીમાં blank verse કહેવાયછે હેના જેવી આ ઘટના છે. આ દાવો કરનારા બે વાતો મુખ્ય ભૂલી જાયછે :

(૧) અંગ્રેજી પદ્યરચનાનો આધાર accent ના તત્ત્વ ઉપર છે; ગુજરાતીમાં accent એ વસ્તુ છે જ નહિં ( પદ્યરચના માટે તો નથી જ ).

અને ગુજરાતી પદ્યરચનાનો પાયો લઘુ ગુરુ શ્રુતિઓની વ્યવસ્થા અને માત્રા-વ્યવસ્થા ઉપર છે.

(૨) અંગ્રેજી blank verse તે verse છે; પદ્યત્વ હેમાંથી જતું નથી; હેમાં છન્દનું તત્ત્વ, metrical યોજના, માપ, આવશ્યક છે. આ ન્હાનાલાલની યોજના તે verse પણ નથી; હા—*blank* છે.

તો આજની ચર્ચાથી એટલું હું દર્શાવી શક્યો હઈશ, કે કવિત્વ તે સૌન્દર્યસિદ્ધિ માટે છન્દરચનારૂપી શરીરઘટના આપોઆપ માગી લેછે, તેમ જ ઘડી લેછે, તો મ્હારો પ્રયત્ન સફળ હું ગણીશ. છન્દ અને રાગ એ બચ્ચેના ભેદ વિશે હું આરમ્ભમાં ઇશારો કરી જ ગયોછું. તે વિશે જરાક વિશેષ ખુલાસો કરવાની જરૂર છે. છન્દ એ શબ્દમાં સંસ્કૃત વૃત્તો, અક્ષરમેળ છન્દો, ગરબી, દેશી, સર્વનો સંગ્રહ કરવો શક્ય છે એમ હું કહી ચૂક્યો-છું—હેનાં એ કારણ છે: (૧) ગરબી, દેશી, ઇત્યાદિમાં કાલમાન, લઘુગુરુ સ્થિતિથી થતી માત્રાગણનાનું માન, અંતર્ગત છે જ; અને (૨) આપણાં કાવ્યો કેવળ ઉચ્ચારણયોગ્ય જ નથી, પણ ગાનનો અંશ ભેળવીને જ ખરું સૌન્દર્ય દર્શાવવાને સમર્થ થાયછે. આ ઉત્તરોક્ત સ્વરૂપથી સૂચવેલી ગેયતા બે પ્રકારની છે: (૧) શુદ્ધ ગેયતા, અને (૨) ગુંજન-ક્ષમતા, ગુંજ્યતા. ગરબી, દેશીઓ, ઇત્યાદિ પ્રથમ વર્ગમાં જ આવશે. સંસ્કૃતવૃત્તોમાં અક્ષર-મેળ વૃત્તો બહુધા ગુંજ્ય અને ક્વચિત્ ગેય હોયછે, અને માત્રામેળ છન્દ વધારે સ્હેલાઈથી ગેય બની શકેછે. ઉદાહરણોથી સ્પષ્ટતા થશે:—

ગરબી: આવા ફુલડાં મંજૂરાં રે આપણ રંગે રમિયે,
દિન એક આનન્દે રે સાથે રહી નિર્ગમિયે;
મ્હને મુખડું ત્હમારું રે સલૂણું લાગે વ્હાલું,
હેમાં નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું.

દેશી: ભૂલ્યો મન ભમરા તું ક્હાં ભમ્યો ભમ્યો દિવસ ને રાત,
માયાનો બાંધેલ પ્રાણિયો, સમજ્યો નહિં શુદ્ધ વાત.

પદ: તરણા ઓઠે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિં;
અજાયૂથ માંહે રે સમરથ ગાજે સહી;
અજાયૂથમાં સિંહ ગરજતો, કસ્તૂરીમૃગ રાજન,
તલને વિશે જેમ તેલ રહ્યુંછે, કાષ્ઠમાં હુતાશન,
દધિ ઓઠે ઘૃત જ રે, વસ્તુ એમ છૂપી રહી.

માત્રામેળ છંદ: મન્દ મન્દ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિગહ્વરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો;

વ્યોમ તરુ તટવિશ્વ સઘળું નાચતું પ્રતિબિમ્બમાં,
ઊંચા સુણે ગિરિવર રહ્યા બધું ગાન ગંભીરતાઈમાં.

ગહન ગગનકુહર વિશે ચમકી રહ્યો ગણ અસંખ્ય તારાનો,
ગંભીર ભાવ ભરિયાં તુજ કીર્તિ તણાં કરે સ્તવનગાનો.

અક્ષરમેળ વૃત્ત: સરવર વિશે ઢંકાયેલી સરોજતણા દળે,
નિજ સહચરી છેટી માની સમુત્સુક તું રડે;
વિરહ ન સહે એણી પેરે પ્રિયાપ્રણયે કરી,
મજ વિધુરને કાન્તાની કાં ન ભાળ તું દે જરી.

ભરેલો સંકોચે ગુપત ગિરિ મધ્યે જળઝરો,
કલેજું તે કોરે, દુખકર દબાવો અતિ ઘણો,
અને તો એ અંતે ચીરી નીકળનારો કદી ખરો,
ભલો ગંગા સિન્ધુ અલિ અતિથી ધૂમી ધુધવતો.

( પ્રયોગથી ગેયતા ગુંજ્યતા આ ઉદાહરણોમાં દર્શાવ્યાં.)

આટલાં ઉદાહરણથી સમઝણ પડી હશે એમ આશા છે. આ ગેય અને ગુંજ્ય એ વિભાગમાં ગેય શબ્દનો અર્થ બંનેમાં રહેલી ગેયતાથી જુદો છે એ વાત ભુલવાની નથી. બંનેમાં સમાન રહેલી ગેયતા તે માત્ર મધુર સ્વઘટના એટલા જ અર્થમાં છે; જુદા વિભાગમાં મૂકેલી ગેયતા તે શુદ્ધ ગેયતા, સંગીતકલાના સંસ્કાર વિસ્તારથી પમાડી સકાય એવી ગેયતા. આ વિભાગ વ્યર્થ નથી. ગુંજ્ય વૃત્તને ગેય બનાવવા જતાં, એક પક્ષે, તે વૃત્તનું વૃત્તસ્વરૂપ તૂટી જવાનું પરિણામ થાયછે, અને બીજે પક્ષે, ગુંજ્ય વૃત્તમાં ગુંજનમાત્ર વડે રાગ પ્રગટ કરવાના પ્રયાસથી રાગનો પૂર્ણ સ્વરૂપવિકાસ સધાતો નથી. ઉદાહરણ આપતું પડશે.

દીધી ગુમાવી સુરસુન્દરીને પ્રમાદે,
ઘેલો બન્યો પછી પુરૂરવ તો વિષાદે;
સોધી વળ્યો વનવને ભમી ઉર્વશીને,
દીઠી પછી સુરસરે રમતી હસીને.

આ વસન્તતિલકા વૃત્ત ગુંજ્ય છે. હેને ભૈરવીમાં ગાતાં રાગવિકાસ સમર્પવા જવાથી વૃત્તનો બન્ધ તૂટેછે; અને કેવળ ગુંજન વાપરવાથી ભૈરવીનું સ્વરૂપ પૂરું વિકસતું નથી. કારણ સ્પષ્ટ છે. ગુંજ્યવૃત્તમાં ગેયતાને સંયમનું બંધન નડેછે; પછી તે ગુંજ્યતાને તાણીને બળાત્કાર વાપરિયે, અમુક સીમાથી આગળ જઈએ, તો એ વૃત્તની elasticity, ગોચવિકાસશક્તિ, ખમી સકે નહિ. તેટલું ખેંચાણ (tension) થવાને લીધે, રબ્બરની દોરીની પેઠે એ વૃત્તસ્વરૂપ તૂટી જવાનું.

(પ્રયોગથી પ્રદર્શન કર્યું.)

આથી વિપરીત પ્રકાર ગેય છન્દનો છે. હેમાં છન્દનું સ્વરૂપ સચવાઈને તે સાથે ગેયતા સધાયછે, રાગના સ્વરૂપનો વિકાસ પણ થઈ સકેછે. ગેયતાનું તત્ત્વ પ્રબળ જે'માં છે હેવો ગીતિ છન્દ લ્યો. (હેનું નામ—ગીતિ—તે જ પરમ ગેયતા સૂચવેછે). હેમાં છન્દનો બાંધો જ હેવો છે કે અમુક શ્રુતિયો પ્લુતત્વ પણ ખમી સકશે—એ કરતાં વધારે માત્રાના લંબાણમાં તે ગાઈ સકાશે; અને સંગીતમાં રાગસ્વરૂપ વિકસાવવા માટે વખતોવખત પ્લુત—અનેક માત્રાના પ્લુત—નો ઉપયોગ કરવો પડેછે. (ગીતિના સ્વરૂપમાં જ, પદ્યદષ્ટિયે પણ, છેવટની શ્રુતિમાં તો ચાતુર્માત્રિક પ્લુત આવશ્યક છે). ઉદાહરણ આપવું પડશેઃ—

સ્તવન ગાન વળી ગાતાં વિવિધ સ્વરે પંખીડાં ઉષાકાળે,
સન્ધ્યાસમયે સિન્ધુ ઉપહાર ગભીર ગાનનો હાળે.

(પ્રયોગ વડે આ દર્શાવ્યું.)

આ તો પરમગેય ગીતિની વાત થઈ, પણ હરિગીત જેવા સંયમિત બાંધાના ગેય છન્દમાં પણ રાગવિકાસ સંભવેછે તે જોઇયે:

શાન્ત આ રજની મહિં મધુરો કહિં રવ આ કુહુ
પડિયો કાંણો શ્રવણે અહિં ! શું હું સ્વપ્નમાં સુખ આ લહું ?

* * * *

હા ! વિરમી પણ ગયો ટહુકો ! હૃદય લલચાવે બહુઃ
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય મીઠીં ! કુહુ ! કુહુ !

આ છન્દને, ભૈરવીમાં, સોરઠમાં, અનેક રાગમાં રમાડી સકાશે, છતાં છન્દના સ્વરૂપમાં ભંગ નહિં થાય, તેમ રાગવિકાસને બન્ધન નહિં નડે.

(પ્રયોગથી દર્શાવ્યું.)

આ બંને પ્રકારની વચ્ચે રહેતાં કેટલાંક ગુંફ્ય વૃત્તો છે, જે'માં ગેયતા પેલા વસંતતિલકા વૃત્ત કરતાં વધારે અંશે પૂરી સકાયછે ને તે સાથે વૃત્તસ્વરૂપ પણ અક્ષત રાખી સકાયછે; જેવાં કે શિખરિણી, માલિની, હરિણી, ઇત્યાદિ. એક જ ઉદાહરણ આપું:—

ઊંડી જે સ્વચ્છન્દા હૃદયગિરિથી કાવ્યસરિતા,
કદી ચાલી મન્દા, કદી કદી કુદી તેહ ત્વરિતા;

અને શુષ્કારણ્યે પૂર્ણ જ સહસા સેર વિરમી,
કીધા યત્નો કોટિ, તદપિ લહરી પાછી ન રમી.

( પ્રયોગ ફરી બતાવ્યો ).

આ પ્રયોગદ્વારા જ સમઝાય. તે સમઝાયું હશે એમ આશા છે. હરિણી, માલિની, વગેરેનું તે પ્રમાણે જોઈ લેવું.

હવે સમય નથી. તેથી એક ઇશારાથી જ પતવીને છન્દની એક ગૌણ, અને પ્રાસંગિક, વિશિષ્ટતાનો ઉલ્લેખ કરુંછું; તે યમક (rhyme). પ્રાચીન સંસ્કૃત કાવ્યપદ્ધતિમાં આ rhyme (અન્ત્યયમક)નો સ્વીકાર, બહુ પ્રચારથી આવશ્યક અંશ રૂપે, થયેલો નથી. વ્રજભાષાની કવિતા સંપત્તિમાં હેનો બહુ પ્રચાર પ્રગટ થયો; અને તે દ્વારા આપણી ગુજરાતી કાવ્યશૈલીમાં હેનો પ્રવેશ થયો. યમક છન્દરચનાનું આવશ્યક અંગ નથી; પણ એ પ્રકારથી અમુક રીત્યની ચારુતા સધાયછે, તે પણ નિર્વિવાદ છે. પરંતુ આ અંશની અતિભક્તિ પણ અનિષ્ટ છે. તોપણ, એટલું તો ખરું છે કે સંસ્કૃત વૃત્તોમાં એ યમક ના સાંધ્યાથી કર્ણને વિષમતા નથી લાગતી, પણ માત્રામેળ ગુજરાતી છન્દોમાં યમક વિનાની રચના કાનને કાંઈક ઉદ્વેગકર બનેછે; અને તેથી વિશેષ ગરબી, દેશી, વગેરે રચનામાં તો યમક ના આવે તો વધારે ઉદ્વેગ થાયછે. આ વાતમાં અપવાદરૂપ એક જ કાવ્ય સ્મરણમાં આવેછે. એ એક જૂની લૌકિક ગરબી છે; હેમાં ગરબીના સંગીતનું સૌન્દર્ય જ હેવું છે કે યમક નથી એ વાત જ ભૂલી જવાયછે, એ વાત ધ્યાનમાં જ નથી ચઢતી. અલૌકિક સુન્દર લલનાના વદન તરફ મન્ત્રમુગ્ધ થઈને જોઈ રહેનારને એ સૌન્દર્યની દીપ્તિ હેવી વ્યાપક લાગે કે એ લલનાની વસ્ત્રયોજનામાં, કેશરચનાની સ્થિતિમાં, અસ્તવ્યસ્તતા હોય તોપણ તે તરફ લક્ષ પણ ના જાય;—હેવો આ પ્રકાર છે. એ ગરબી સાંભળીને તમે પણ મ્હારા આ વિચારોને મળતા આવશો. એ ગરબી આ છે;—

આસો માસો શરદ પુન્યમની રાત જો,
ચાંદલિયો ઊગ્યો રે સખિ ! મ્હારા ચોકમાં;
ચાંદલિયા ! તું ચાલીશ માં ઊતાવળો;
વ્હાણું વાયાને રહીછે થોડી વાર જો.

(પ્રયોગથી દર્શાવ્યું)

આ યમક જેવા ગૌણ અંગની વાત આટલી બસ છે. મુખ્ય અંગ તો છન્દ તે જ છે. કાર્લાઇલનું Poetry is Musical Thought એ લક્ષણ લઈને છન્દની સિદ્ધિ અર્થાપત્તિ જેવા પ્રકારે જ સિદ્ધ કરી. એ લક્ષણને બીજા રૂપમાં મૂકીને કહીશું કે—કવિના સનાતન યૌવનથી પ્રેરિત આત્મામાં નવવસન્તરૂપે કવિત્વ પ્રગટેછે; અને નવવસન્ત મધુરા મીઠા સૂરને જન્મ આપેછે, ભાવરૂપ નવકુસુમો વિકસાવી અનિલમાં સૌરભભાર પૂરેછે, અને એ નવવસન્તના પ્રભાવે નયનનયનમાં નવરસની કાન્તિ દીપેછે, ત્યારે કાવ્યરૂપી

સૂક્ષ્મતાથી ચાલતી આવી છે. નવા સ્થાપન થએલા બૌદ્ધધર્મ ઉપર જ્યારે તાત્ત્વિક ચર્ચાના હુમલાઓ શરૂ થયા ત્યારે બૌદ્ધ ધર્માઓને પણ પોતાનું તત્ત્વજ્ઞાન અથવા દર્શન નિર્માણ કરવું પડયું. આ કામ પણ સ્વાભાવિક રીતે બૌદ્ધ થઇ ગયેલા બ્રાહ્મણોના હાથમાં આવ્યું, અને તેથી તેમના અનેક પૂર્વ સંસ્કારો અને રૂઢ કલ્પનાઓ બૌદ્ધધર્મમાં દાખલ થઇ ગયાં. એ રીતે નવા જમાનાને અનુકૂળ અને જનસમાજને ચિત્તાકર્ષક થાય એવો સુધરેલો બૌદ્ધ ધર્મ અથવા નવો પંથ નિર્માણ થયો. એને 'મહાયાન' અથવા 'મોટું વહાણુ' કહેવા લાગ્યા કેમકે તેની અંદર ઘણા લોકોનો સમાસ થઈ શકતો હતો. તે ઉપરથી જૂના બૌદ્ધધર્મને 'હીનયાન' અથવા 'ન્હાનું વહાણુ' એ નામ અપાયું.

પ્રાચીન કાળથી બધા ધર્મ સંસ્થાપકોએ લોકોમાં પ્રચલિત રહેલી પૌરાણિક કથાવાર્તાઓનો અને લોક પરલોક વિષેની કલ્પનાઓનો ઉપયોગ કરી પોતાનું ધાર્મિક તત્ત્વજ્ઞાન અથવા પોતાને સૂઝેલું જીવનરહસ્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. બૌદ્ધ ઉપદેશકોએ પણ આ દેશના અને શક, બૅક્ટ્રિયન, મૅાંગોલિયન વગેરે લોકોની પૌરાણિક કથાઓનો મહાયાનમાં ઉપયોગ કર્યો. તેથી મહાયાન પંથમાં મહાવિષ્ણુ, મહાયોગી, પદ્મપાણિ, અવલોકિતેશ્વર, મંજુશ્રી, તારા, વજ્રપાણિક વગેરે દેવદેવતાઓ પ્રકાશવા લાગ્યાં. ભૂત, પ્રેત, રાક્ષસ, પિશાચ, યક્ષ, કિન્નર, ગરૂડ, વગેરે મહાયાનના દરબારમાં પોતપોતાને સ્થાને આવી બેઠાં. મૂળ બૌદ્ધધર્મમાં કર્મકાંડની ઉપેક્ષા હતી. ઈશ્વર છે કે નહિ એ બાબતમાં પણ બુદ્ધ ભગવાન ઉદાસીન હતા. જેમ સામાન્ય માણસો સુખદુઃખ માને છે અને પુણ્યપાપનું ફળ તેમને ભોગવવું પડે છે એજ સ્થિતિ દેવદેવતાઓની છે એમ બુદ્ધ ભગવાને કહ્યું છે. કર્મનો સિદ્ધાંત સર્વવ્યાપી છે, ધમ્મ એજ સૌથી શ્રેષ્ઠ છે, સદાચારપાલન અને અહંકારનો નાશ એજ ધર્મનો માર્ગ અને નિર્વાણનું સાધન છે એટલો જ ગૌતમબુદ્ધનો ધર્મ હતો. એની જગ્યાએ હવે ભક્તિ અને ઉપાસનાની કલ્પના દૃઢ થઇ. ધર્મસંસ્થાપક બુદ્ધ પોતે, તેમનો ઉપદેશ અથવા ધર્મ અને તેમણે સ્થાપેલો સંઘ આ રત્નત્રયીની ત્રણ દેવતાઓ બની ગઇ. બુદ્ધના પૂર્વાવતારની વાતો જોડાઈ. (આવા પૂર્વાવતારને બોધિસત્ત્વ કહે છે.) હવે એમ માનવામાં આવ્યું કે બોધિસત્ત્વ સ્વર્ગમાં રહે છે અને દુનિયાના લોકોની દુર્દશા જોઇને દયાભાવથી પોતાનું નિર્વાણસ્થાન છોડીને પણ દુનિયામાં અવતાર લે છે અને લોકોને ધર્મોપદેશ કરે છે. તેથી તેમની જ પૂજા કરવી જોઇએ, અને તેમના કૃપાપ્રસાદથી નિર્વાણ મળે એવી માન્યતા દૃઢ થઇ.

ગૌતમબુદ્ધના સમયમાં જેણે તૃષ્ણાનો નાશ કર્યો હોય તેને અર્હત્ કહેતા. અર્હત્ એજ સૌથી શ્રેષ્ઠ પુરુષ એમ માનવામાં આવતું. મહાયાન પંથમાં પરોપકારી બોધિસત્ત્વ અર્હત્ કરતાં શ્રેષ્ઠ થઇ બેઠા. નિર્વાણ એટલે તૃષ્ણાનો અને કર્મફળનો નાશ એમ બુદ્ધ ભગવાન કહેતા હતા, પણ એટલા નીરસ ધ્યેયથી એ ધર્મને આકર્ષક બનાવી શકાય તેમ ન હતું. તેથી નિર્વાણ એટલે સ્વર્ગલોકનું અવર્ણનીય, કલ્પનાતીત સુખ એવો અર્થ થઇ ગયો.

આ બધા ફેરફારને પરિણામે પોતાના પુરુષાર્થથી એટલે ચિત્તશુદ્ધિથી મૂળની મોક્ષની કલ્પના પાછળ પડી ગઇ અને બુદ્ધ, બોધિસત્ત્વ અથવા બૌદ્ધધર્મમાં દાખલ થયેલા દેવદે-

તાઓની પૂજા અર્ચા કરવી, બુદ્ધ ભગવાનના શરીરના અવશેષ ઉપર બાંધેલા સ્તૂપોની માનતા માનવી અને તે જ આપણું કલ્યાણ કરશે એમ શ્રદ્ધા રાખવી એવી પ્રથા દાખલ થઇ. આ બધાને લીધે મહાયાન પંથ રાષ્ટ્રીય બન્યો અથવા તે આંતરરાષ્ટ્રીય બન્યો કહીએ તો ચાલે. પ્રાચીન કાળથી ચાલતો આવેલો તંત્રમાર્ગ પણ મહાયાનમાં ભળ્યો અને તેથી બૌદ્ધધર્મમાં શક્તિની ઉપાસના શરૂ થઇ. આમ થવાથી બૌદ્ધધર્મનો પ્રસાર અત્યંત ઝડપથી થયો પણ તે સાથે તેમાં સડાનાં બીજ પણ રોપાયાં, અને જ્યારે આ બીજની દેશમાં બહુ વૃદ્ધિ થઇ ત્યારે બૌદ્ધ ધર્મ ઉપરની લોકોની શ્રદ્ધા ઉડી ગઇ અને ધીમે ધીમે તે ધર્મ હિન્દુસ્તાનમાંથી લુપ્ત થયો. આજે મહાયાન સંપ્રદાય તિબ્બત, નેપાલ, ચીન, જિફાન, કોરીઆ વગેરે દેશમાં છે, અને અસલી હીનયાન સિલોન, બ્રહ્મદેશ, સિયામ, વગેરે દેશોમાં પ્રચલિત છે. મહાયાનના ધર્મગ્રંથો મુખ્યત્વે સંસ્કૃતમાં છે, હીનયાનના પાલી ભાષામાં છે. હીનયાનમાં ત્યાગને મહત્ત્વ આપેલું હોવાથી તેની સરખામણી વૈરાગી શિવની ઉપાસના સાથે કરી શકાય. મહાયાન પ્રવૃત્તિને વધારે ઉત્તેજન આપતો હોવાથી તેની સરખામણી વિષ્ણુભક્તિ સાથે થઇ શકે છે.

સારસ્વત

---

# અમાસની રાતે, પડવાની સ્હવારે.

આસો વદ અમાસની અંધારી રાત હતી. બે અનુપમ વૃક્ષોની વચ્ચે એક રમણીય હિંચકો બાંધવામાં આવ્યો હતો. નીલ રંગના રેશમી તેનાં દોરડાં હતાં. દોરડાં ઉપર ઝાકઝમાળ ચળકતા દીવા ટિંગાવ્યા હતા. ૧૯૭૭ ની સાલ, એક દેવીના આકારમાં એ હિંચકા ઉપર ઝુલતી હતી. તેણે નીલાંબર પ્હેર્યું હતું. તેના વાળ છુટા હતા અને માથા ઉપર સોનેરી ફેરણ બાંધી હતી. દીવાના તેજમાં એ સુંદરી મનોહર લાગતી હતી.

આજે એ એના છેલ્લા ઝુલા ખાતી હતી તેની પાછળ અસંખ્ય થાકેલી સાલોનો મંજ પડયો હતો. તેની આગળ અગણિત ચળકતી સાલો હારબંધ ઉભી હતી. અગ્રપદ ૧૯૭૮ ની સાલે લીધું હતું. તે હસતે મુખે બેસતા વરસની સ્હવારની વાટ જોતી હતી.

૧૯૭૭ ની સાલે ૩૫૯ દિવસ જુદા જુદા વેશ લઇને, હિંચકા ખાધા હતા. આજે તેનો છેલ્લો દિવસ હતો, એટલે વિશેષ મ્હેનતથી તેણે પોતાના આકારને 'દિવાળી 'ના રૂપમાં શણગાર્યો હતો. કેટલા ઉત્સાહ ભેર, કેટલા ઉમંગથી,–કેટલી આશાથી ભરપૂર એ સાલ

આપી હતી ! અને આજે જ્યારે દિવસે તેના મનની સ્થિતિ કેવી વિચિત્ર હતી ! તેનું મન સુખી ને દુઃખી બંને હતું. તેને આનંદ અને શોક બે થતાં હતાં તે કેટલાંક ધારેલાં કામોમાં સફળ થઈ હતી. તેમજ કેટલાંકમાં નિષ્ફળ થઈ હતી. ૩૬૦ દિવસના કામ પછી આજે એ તદ્દન થાકી ગઈ હતી. આ દુનિયાને પેલી દુનિયા વચ્ચે ઝોલાં ખાતી હતી.

*　　*　　*　　*　　*

૧૯૭૭ ની સાલ પૂરી થઈ. કાળી રજની ટળી ગઇ. નવા વર્ષની નવી ઉષા મીઠું હસતી આવીને ઉભી રહી. તેણે નૂતન વર્ષના હર્ષમાં પોતાને આંગણે રંગબેરંગી સુગંધી ફુલડાં વેર્યાં.

ગઈ કાલે રાત્રે જે હિંચકો દિવાળી માટે બાંધ્યો હતો તે હિંચકો આજ જોવામાં ન્હોતો આવતો. એની જગાએ ગુલાબી રંગના દોરડાંનો હિંચકો બાંધ્યો હતો. તેનાપર દીવા ન્હોતા છતાં એની શોભા કંઇક ઓરજ હતી. ૧૯૭૮ ની સાલ મંદમંદ હસતી એના ઉપર ઉભી હતી. તેણે આચ્છા ગુલાબી રંગનો ફુલ ભર્યો હતો. તેનું મુખડું એક બાળકના કરતાં મ્હોં કરતાં એ વધારે નિર્દોષ હતું. હજી તે જગતની મલિનતાથી રંગાઈ ન્હોતી. સ્વર્ગમાંથી એ સીધે આવી હતી. દિવાળીની પેઠે એના મનમાં વિરુદ્ધ પ્રકારની લાગણીઓ એક જ વખતે ન્હોતે ઉત્પન્ન થતી. એનું હૃદય આનંદથી, હર્ષથી, આશાથી, શુભેચ્છાઓથી અને ઉમંગથી ભરપુર હતું.

તેણે પોતાના બંને હાથ ઉંચા કરેલા હતા અને જે તેને નવીન વરસના પ્રણામ કરતું તેને એ ખરા મનથી શુભાશીર્વાદ આપતી હતી. હજારો લોકો તેના આ મંગલ આશીર્વાદ લેવા તથા તેનાં દર્શન કરવા આવતા હતા. તે પોતાની સાથે, બધી સાલોના નિયમ પ્રમાણે ૩૬૦ જુદા જુદા સાળુની ઉપર તે દિવસે બનવાના બનાવો ચિતરેલા હતા. કોઇને પણ આ સાળુઓ પ્હેલેથી દેખાડવામાં આવતાં નહિ. વિધાતાએ ચિત્ર્યા હતા અને તેણે જ માત્ર જોયા હતા.

અહો આપણે કેટલાક દિવસથી બેસતા વરસની વાટ જોતાં હતાં ! આખરે આજે એ આવ્યું,

"મુકુલ."

# વેદકાલીન તત્ત્વદર્શનની રૂપરેખા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૮૮ થી. )

## શ્રૌતસમયના મુખ્ય અધિભૂત ચિંતકો:—

શ્રૌતગ્રંથોનું અવલોકન કરતાં સમજાય છે કે પ્રથમ ચિંતન તત્ત્વવિદ્યાના સંબંધમાં **અધિભૂત** દષ્ટિબિંદુથી થતું હતું. જગતના આદિકારણનાં અનંત નામો આપવામાં આવતાં. પ્રસંગે તેને **અસત્** કહેવામાં આવતું, પરંતુ તે અભાવના અર્થમાં નહિ, પણ જેનાં ભીતરમાં સમાયેલાં ભાવિ પ્રાણીપદાર્થોનાં નામરૂપ વ્યક્ત નથી થયાં એવા દ્રવ્યને તેઓ **અસત્** કહેતા. તેમનો તે મર્મ સમજાય તેટલા સારૂ પ્રસંગે તેને તેઓ **સત્** કહેતા; અને તે નામ વધારે પાછળથી પસંદગીમાં પડ્યું લાગે છે. અવ્યક્ત નામરૂપવાળા દ્રવ્યને **ઋત** કહેતા અને વ્યક્ત થવાના ક્રમમાં પડેલા દ્રવ્યને **સત્ય** કહેતા. આ આદિકારણ સ્વયંભૂ અને અવિનાશિ છે એ જણાવવા તેને **અક્ષર** પણ કહેતા. આ જગદ્ધાતુ–અસત્, સત્, ઋત, સત્ય, અક્ષર ઇત્યાદિ ઘણાં નામથી ઓળખાતું, અને તે મોટામાં મોટું મથળા વિશ્વને પ્રકટ કરવાના સામર્થ્યવાળું બ્રહ્મ–શબ્દથી છેવટે રૂઢ થયું. બ્રહ્મતત્વ બે ભાવથી ઓળખાતું:—(૧) વિશ્વથી પર અથવા વિશ્વોત્તીર્ણ જેને પરબ્રહ્મ નામ અપાયું. અને (૨) વિશ્વનું અંતર્ગત અથવા વિશ્વમય જેને અપરબ્રહ્મનામ અપાયું.

અધિભૂત ચિંતકો બ્રહ્મના પરત્વ ઉપર જેટલો ભાર મૂકતા તેના કરતાં બ્રહ્મના અપરત્વ ઉપર વધારે વિચાર કરતા હતા. કેમકે તે અપર બ્રહ્મજ ચિંતનના, અથવા શ્રૌત પરિભાષામાં કહીએ તો ઉપાસનાના, વિષયરૂપ થઈ શકે છે.

શ્રૌતકાલમાં અધિભૂત ચિંતકોમાં શાંડિલ્ય અને શ્વેતકેતુના પિતા ઉદ્દાલક આરુણિ પોતાના સ્વતંત્ર વિચારોને જણાવે છે:—

શાંડિલ્ય મહર્ષિના નામે એક સ્વતંત્ર વિદ્યાનું વિધાન છાન્દોગ્ય ઉપનિષદ્‌માં કરવામાં આવે છે. તે મહર્ષિએ પોતાના વિચારો નીચેની પરમગંભીર વાણીમાં દર્શાવ્યા છે:—

" આ સર્વ વિશ્વ ખરેખર બ્રહ્મ છે. તે બ્રહ્મને સમજવા **તજ્જલાન**—એ રહસ્ય મંત્રવડે શાંત થઈ તેની ઉપાસના કરવી. ' જે તત્ત્વમાંથી જગત્ જન્મે છે ને **તજ્જ**; જેમાં તે લીન છે અથવા જેમાં રહી પ્રાણ ધારણ કરે છે તે **તદન**: અને જેમાં લય પામે છે તે **તલ્લ** આ ત્રણેનો સમન્વય **તજ્જલાન** એ સમસ્ત પદથી વર્ણવ્યો છે. ' આ પુરુષ ક્રતુમય છે. જેવો યત્ન અથવા જેવા કર્મવાળો આ લોકમાં પુરુષ હોય તેવો તે મરણ પછી થાય છે. તેથી પુરુષે કર્મનિષ્ઠ થવું જોઈએ. આ પુરુષ સ્વભાવે મનોમય છે, પ્રાણમય શરીરવાળો છે, જ્યોતિરૂપ છે, સત્યસંકલ્પ છે, આકાશાત્મા છે, સર્વ કર્મ કરનાર, સર્વ કામને સિદ્ધ કરનાર, સર્વ-

ગંધ સર્વરસ—અને ટુંકામાં આ બાહ્ય જગતમાં પ્રવેશી રહેલો છે, તે અમુખ્ય છે, અને વાગાદિ ઇન્દ્રિયોથી પર છે. આવો મારો આત્મા હૃદયની અંદર છે. તે ડાંગર, યવ, સર્ષપ, ચોખા વિગરેના દાણા કરતાં પણ નાનો છે; તે હૃદયની અંદર વાસ કરી રહેલો છતાં પૃથિવીથી મોટો, અંતરિક્ષથી મોટો, સ્વર્લોકથી પણ મોટો, અને સર્વ લોકોથી મોટો છે. સર્વકર્મા સર્વકામ, સર્વગંધ, સર્વરસ, અને ટુંકામાં આ વિશ્વરૂપ જે આત્મા કહ્યો; અને જે અમુખ્ય તથા વાગાદિશૂન્ય છે, તે હૃદયવાસી આત્મા તેજ આ બ્રહ્મ છે, અને તે બ્રહ્મરૂપ હું આ દેહ છોડયા પછી થઇશ એવો નિશ્ચય જેને થાય તે સત્યનિષ્ઠ છે. તેમાં શંકા ધરવાનો સંભવ નથી એ પ્રકારે શાંડિલ્યનું કહેવું છે."

આ અવતરણથી સ્પષ્ટ સમજાય છે કે શાંડિલ્યાદિ મહર્ષિઓ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ બ્રહ્મને માને છે, અને તે પુરૂષ વસ્તુતઃ જગત્ કારણ બ્રહ્મથી અભિન્ન છે અને તેમાં સર્વ સામર્થ્ય રહેલાં છે.

શ્વેતકેતુના પિતા ઉદ્દાલક આરુણિએ પોતાના પુત્રને આરંભમાં સમજણ એવી આપી છે કે જગત્ કારણ સત્=બ્રહ્મ જે એક અને અદ્વિતીય છે તેણે જગદાકાર થવાનો સંકલ્પ કર્યો, અને તે પ્રથમ તેજરૂપ, પછી જલરૂપ અને છેવટે પૃથિવી (अन्न) રૂપ થયું. આ ત્રણમાં મૂલ વસ્તુ જીવાત્મારૂપે પ્રવેશ પામી અને બ્રહ્માંડમાં અને પિંડમાં તે ત્રણ તત્વોના વિકારો વ્યાપિ રહેલા છે. અગ્નિમાં, સૂર્યમાં, ચંદ્રમાં તથા વિદ્યુતમાં જે લોહિત રૂપ છે તે તેજસ્‌નું છે, શુક્લરૂપ છે તે જલનું છે, અને કૃષ્ણરૂપ છે તે અન્નનું (પૃથિવીનું) છે; તેવી રીતે પિંડમાં લીધેલા અન્નનો સ્થૂલ ભાગ મલ બને છે; સૂક્ષ્મ ભાગ માંસ બને છે, અને કારણ ભાગ મન બને છે; પીધેલા જલનો સ્થૂલ ભાગ મૂત્ર બને છે, સૂક્ષ્મભાગ રક્ત બને છે, અને કારણ ભાગ પ્રાણ બને છે, પિંડમાં ગયેલા તેજસ્ તત્વનો સ્થૂલ ભાગ અસ્થિ બને છે, સૂક્ષ્મ ભાગ મજ્જા બને છે, અને કારણ ભાગ વાણી બને છે. આ પ્રમાણે સ્થાવર ...ર્થ પૃથિવી જલ અને તેજના વિકારો છે, અને જૂદાં નામ અને રૂપો છે, ...વો છે. વળી તે ત્રણ તત્વો સદ્ બ્રહ્મરૂપ છે, અને ભિન્ન નામરૂપ ...પરમસત્ છે, અને તે સદ્બ્રહ્મ—આત્મા—એ તારૂં ... શ્વેતકેતુને થયેલો છે.

માત જોયા હતા.

અહો આપણે કેટલાક દિવસપ...

એ આવ્યું,

"સુકુલગાવર જંગમ

...ણાનું ભાન

અવલોક

...ને તે વડે

આવે છે.

## આધિદૈવચિંતકો.

આધિદૈવ ચિંતકોના ચિંતનનો આરંભ દેવતાથી થાય છે. શ્રૌત વાઙ્મયમાં દેવતા શબ્દ મન, બુદ્ધિ અને પ્રાણ તેના સર્વ વિસ્તારનો વાચક છે. સ્થૂલ શરીરનો ચાલક આત્મા સઘળી ઇન્દ્રિયોનો સમૂહ છે; અને તે તે ઇન્દ્રિયોની ઉપકારક સામગ્રી બ્રહ્માંડના તે તે ઇન્દ્રિયોનાં પ્રેરક તત્ત્વોમાંથી મળે છે. યાજ્ઞવલ્ક્ય કાંડમાં પ્રાણબ્રહ્મવાદીના લક્ષ્યબિંદુથી યાજ્ઞવલ્ક્યે દેવતાનાં વર્ગીકરણ કર્યાં છે.

| તેત્રીસ દેવતા. | ૭ દેવતા. | ત્રણ દેવતા. | બે દેવતા. | એકદેવતા. |
|---|---|---|---|---|
| ૮ અગ્નિ, પૃથ્વી, | અગ્નિ-પૃથિવી, | ભૂ | અન્ન (ભોગ્ય સૃષ્ટિ) | પ્રાણ |
| વાયુઅંતરિક્ષ, | વાયુ-અંતરિક્ષ. | ભુવર્ | પ્રાણ (ભોક્તૃ સૃષ્ટિ) | ( ભોક્તૃ |
| આદિત્ય દ્યુલોક | આદિત્યદ્યુલોક | સ્વર્ | | ચેતન) |
| ચંદ્રમા નક્ષત્રો. | ૬ | (ત્રિલોકી) | ૨ | ૧ |
| વસુશબ્દ વાચ્ય. | | ૩ | | |
| કેમકે તેમાં સર્વ મૂલ્યવાળી. | | | | |
| વસ્તુઓ રહેલી છે. | | | | |
| ૧૧ પાંચ જ્ઞાનેન્દ્રિયો. | | | | |
| પાંચ કર્મેન્દ્રિયો અને મન. | | | | |
| મળી રુદ્રશબ્દવાચ્ય. | | | | |
| કેમકે તે ઉઠે છે ત્યારે મૃત્યુથી સંસારને રોવડાવે છે. | | | | |
| ૧૨. દ્વાદશ માસાત્મક. | | | | |
| આદિત્ય શબ્દ વાચ્ય. | | | | |
| કેમકે તેઓ સર્વ કર્મને સંસ્કારરૂપે લઈ સંગ્રહ કરી ફલ આપે છે. | | | | |
| ૧ ઇન્દ્ર-પર્જન્યદેવ. | | | | |
| ૧ પ્રજાપતિ-"યજ્ઞ" જેવડે પ્રજાનો વિસ્તાર થાય છે. | | | | |
| ૩૩ આને તેત્રીસ કોટિ એટલે તેત્રીસ વર્ગના દેવ કહે છે. | | | | |

આ સઘળા દેવોમાં તેત્રીસ, છમાં અંતર્ભાવ પામે, ૭ ત્રણમાં પામે, ત્રણ બેમાં પામે, અને બે એકમાં અંતર્ભાવ પામે. આ પ્રાણદેવતા મુખ્ય અને ગૌણ એમ બે પ્રકારની સ્વીકારવામાં આવે છે. ગૌણ પ્રાણો ઇન્દ્રિયો છે, અને મુખ્ય પ્રાણ જીવન આપનાર તત્ત્વ છે, અને તે ગૌણ પ્રાણોને ટકાવે છે., શ્વાસ પ્રશ્વાસ તે મુખ્ય પ્રાણની પ્રકટ કરનારી ક્રિયા function) છે, પરંતુ તે ક્રિયાનું પ્રેરક તો એક સ્વતંત્ર તત્ત્વ છે.

જ્યારે ગૌણ પ્રાણો ( ઇન્દ્રિયો ) પાપવડે હણાય છે ત્યારે મુખ્ય પ્રાણ પાપથી સ્પર્શ પામતો નથી. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો અને અંતઃકરણ—એ અગીઆર પ્રાણો અથવા રુદ્રો શુભ અને અશુભ વિષયોથી સંબંધ પામી શુભ અને અશુભ બને છે; પરંતુ મુખ્ય પ્રાણ શુભ અશુભ ધર્મથી પર રહે છે અને તેથી તેને સત્રાત્મા એવું નામ આપી

અધિદૈવ ચિંતકો તેને સ્તવે છે—પિપ્પલાદ મુનિએ ૭ શિષ્યોને આપેલા પ્રશ્નોપનિષદ્દના સરલ ઉપદેશમાં અને પંડિતંમન્ય શાકલ્યના યાજ્ઞવલ્ક્ય સાથેના વિવાદના સારમાં અધિદૈવ બ્રહ્મવાદના મર્મો પ્રકટ કરવામાં આવ્યા છે.

અધિદૈવચિંતકો સ્થૂલ સૃષ્ટિને જીવન આપનાર પ્રાણ-બ્રહ્મની અભિવ્યક્તિનાં બે સ્થાનો, પિંડ અને બ્રહ્માંડમાં સ્વીકારે છે. પિંડમાં "હૃદય" માં અને બ્રહ્માંડમાં આદિત્ય મંડલમાં પ્રાણની વિશેષ કલા તેઓ સ્વીકારે છે. જ્યારે પ્રાણીના હૃદયમાં અને બ્રહ્માંડશરીરના આદિત્ય મંડલમાં પ્રાણ જ્યોતિર્મય એટલે સવિશેષ જાગતો જણાય છે; ત્યારે બીજી અધિભૂત સૃષ્ટિમાં તે કેવલ સુપ્ત જણાય છે. પરંતુ સૃષ્ટિનો કોઇપણ સ્થાવર જંગમ પદાર્થ પ્રાણના સ્પર્શ વિનાનો નથી, આથી તેને હિરણ્યગર્ભ—એવું નામ પાછળથી આપવામાં આવ્યું છે.

વેદનો સઘળો ઉપાસનાકાંડ આ અધિદૈવ ખંડ સાથે સંબંધ ધરાવે છે.

## અધ્યાત્મ ચિંતકો.

પરંતુ શ્રૌતચિંતકો ક્રમશઃ અધિભૂત અને અધિદૈવ ખંડમાંથી અધ્યાત્મખંડમાં પોતાના પરમ મંતવ્યને જોતા થયા છે, અને તેથી ઉપનિષદોમાં ભૂતસૃષ્ટિ, અને પ્રાણસૃષ્ટિનાં જે જે ચિંતનો છે, અને તેમાં ભવિષ્યનાં દર્શનશાસ્ત્રોનાં બીજ તેમણે નાંખ્યાં છે, તોપણ તેમનાં ચિંતનના પરિણામમાં અધ્યાત્મદર્શન ઉદય પામ્યું જણાય છે.

બ્રહ્મ, ભૂત સૃષ્ટિમાં ખરૂં—વિરાટ્ શરીરમાં વ્યાપી રહેલું ખરૂં; વળી તે પ્રાણસૃષ્ટિમાં ભૂત સૃષ્ટિના ચાલકરૂપે-સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભરૂપે પ્રવર્તતું ખરૂં. પરંતુ તે બંને રૂપો ભૂતાત્મક અને પ્રાણાત્મક ( સ્થૂલ અને સૂક્ષ્મ સૃષ્ટિરૂપ ) વિકારી અને છાયારૂપ છે. પરંતુ તે જે અધિકરણમાં વિકારરૂપે જણાય છે, જેની વડે છાયારૂપે તરવરે છે, તે અધિકરણનાં તેઓ આદ્ય રૂપો છે. અધિભૂત સૃષ્ટિના અધિદૈવ પ્રાણો નાડીરૂપ-જીવનરૂપ ખરા. તે પ્રાણો વડેજ સ્થૂલ જગતની ચેષ્ટા અને જીવન, અને તેથી તેઓ સત્ય ખરા; પરંતુ સત્યસ્ય સત્યમ્ એવું એક આત્મતત્વ તે બ્રહ્મનું પરમ સત્સ્વરૂપ છે. ઋષિઓની પરિભાષામાં કહીએ તો "પૃથિવી, જલ અને તેજ—એ બ્રહ્મનાં અધિભૂત મૂર્ત-રૂપો; અને વાયુ, તથા આકાશ એ અમૂર્ત રૂપો છે."

મૂર્તના પરિણામો મર્ત્ય; અને અમૂર્તના પરિણામો ઘણો સમય રહેનારાં તેથી અમર્ત્ય. મૂર્ત બ્રહ્મના પરિણામો જ્યારે સ્થિર અથવા સ્થાવર; ત્યારે અમૂર્તના પરિણામો ત્રસ અથવા જંગમ.

મૂર્ત પરિણામો જગતની દૃષ્ટિથી સત્ અથવા ખરાં ( Real ); ત્યારે અમૂર્ત પરિણામો સત્—એટલે વધારે ખરાં (Ideal). મૂર્ત—પરિણામોમાં—"આ" પણાનું અભિમાન બંધાય; મમ-મારા-એવું અભિમાન બંધાય, ત્યારે અમૂર્તમાં "હું" પણાનું અભિમાન જાગે; મૂર્તસમુદ તે સ્થૂલ પ્રપંચ; અને અમૂર્તસમુદ તે વાસનાપ્રપંચ.

પરંતુ આ વિસ્તાર અથવા પ્રપંચ सत्यस्य सत्यम् એવું આત્મભાવે ઓળખતા બ્રહ્મનો મહિમા. તે મહિમામાં–તે વિભૂતિમાં–ભૂમા (બ્રહ્મ) જોડવું; અને તેમાં તેની પ્રતિષ્ઠા."

આ અધ્યાત્મ દર્શન પિંડસ્થ મર્યાદિત આત્માનું નહિ, પરંતુ બ્રહ્માંડસ્થ અમર્યાદિત આત્માનું. તેથી આત્માનું અનેકપણું શ્રૌતકાલના અધ્યાત્મ ચિંતકોએ સ્વીકાર્યું નથી. योऽसावादित्ये सोऽहमस्म्यहम्—એ સઘળાં પ્રાચીન મુખ્ય ઉપનિષદોનું તાત્પર્ય સ્વતંત્ર અભ્યાસકોને સ્ફુરી આવે તેમ છે. ભૂતાત્મ દર્શન કરનાર કૃપણ—શોચનીય; પ્રાણાત્મ દર્શન કરનાર વધારે ઐહિક અને પારલૌકિક સુખ મેળવે; પરંતુ બ્રહ્માત્મ દર્શન કરનાર અહીંજ જીવતો અમૃતભાવ ભોગવે અને તેજ બ્રાહ્મણ. ભૂતાત્મા, અને પ્રાણાત્મા કરતાં ચઢીઆતો પુરૂષ—સંસાર શરીરમાં વાસ કરી રહેલો તેનીજ શોધ તત્વચિંતકોએ કરવાની છે—એ રહસ્ય ઉપર યાજ્ઞવલ્ક્યકાંડમાં છેવટે શાકલ્યના સઘળા પ્રશ્નોના ઉત્તર આપ્યા પછી પ્રતિબંદીશામાં પ્રશ્ન–યાજ્ઞવલ્ક્યે પૂછ્યોઃ—

तं त्वौपनिषदं पुरुषं पृच्छामि—હું તને તે ઉપનિષદ્–ગમ્ય પુરૂષનું સ્વરૂપ પૂછું છું તેનું ઉત્તર શાકલ્ય આપી શક્યો નહિ, અને તે હાર્યો—ઉપનિષદ્ ભાષામાં મરણ પામ્યો. યાજ્ઞવલ્ક્ય મર્મવાક્યોથી છેવટે સભ્યજનોને નમસ્કાર કરી કહે છેઃ—

"મોટા વૃક્ષ જેવો આ પુરૂષ છે. જેવાં વૃક્ષનાં પત્રો તેવાં પુરૂષનાં રોમ; જેવી વૃક્ષની છાલ તેવી પુરૂષની ત્વચા; જેવી રીતે છેદના ભેદથી રસ ઝરે તેમ પુરૂષની ત્વચાના ભેદથી રુધિર નીકળે; વૃક્ષની ગ્રંથિઓ તેવી પુરૂષની માંસલ પેશીઓ; વૃક્ષના લાકડાની અંદરની શિરાઓ તેવા પુરૂષના સ્નાયુઓ; વૃક્ષનો સખત ભાગ તેવાં પુરૂષનાં હાડકાં; વૃક્ષનાં મૂળને છેદીએ તોપણ તે નવાં નવાં વધે. તેવા પુરૂષનાં મર્ત્ય અણુઓ છેદ.ય–નાશ–પામે તો પણ તે વધે. ક્યા મૂળમાંથી આ પુરૂષ જીવનબળ મેળવે છે! વીર્યમાંથી આ પુરૂષ ઉગે છે અથવા નવ જીવન મેળવે છે એવું કહેવાનું સાહસ કરશો નહિ. તે વીર્ય તો જીવતા પુરૂષમાંથી પ્રકટે છે, અને તેથી પુરૂષનું મૂળ શી રીતે કહેવાય! એકવાર જન્મ્યા પછી પુનઃ શી રીતે જન્મે? આ પુરૂષનું મૂળ ચિન્મય અને આનંદમય બ્રહ્મ છે; જેઓ એ બ્રહ્મની "સ્થાણી" કરે છે તેઓ બ્રહ્મમૂળમાં વસે છે, અને પોતે જાણી જીવે છે, અને અન્યને જીવાડે છે."

ભવિષ્યમાં થનારાં દર્શનશાસ્ત્રોનો પાયો આ ત્રણ પ્રકારના શ્રૌતચિંતનોમાં છે.

ત્રણ દૃષ્ટિબિંદુથી જગત્ જીવ અને ઇશ્વર સબંધી ભિન્ન ભાવનાઓ.

શ્રૌતચિંતનો ત્રણ દૃષ્ટિબિંદુથી જે તાત્પર્યનિર્ણય ઉપર ગયાં છે તે આપણે વિચારી જોયું. પરંતુ ત્રણ દૃષ્ટિ બિંદુવડે જગત્ જીવ અને ઇશ્વરની સંભાવનાઓ ભિન્ન ભિન્ન બંધાઈ, અને ભવિષ્યનાં દર્શનશાસ્ત્રોનો પાયો આ ચિંતનોમાં નંખાયો. નીચેના કોઠાથી તે ...

| અધિભૂત દૃષ્ટિબિંદુ | અધિદૈવ દૃષ્ટિબિંદુ. | અધ્યાત્મ દૃષ્ટિબિંદુ. |
| --- | --- | --- |
| ૧ જગદ્બીજ—સદ્ અથવા બ્રહ્મ ભૂતરૂપે પરિણમે. તેમાં વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય છે. અને પોતે વિશ્વમય બને છે. | જગદ્બીજ વિશ્વમય બને તે ખરું પરંતુ તેના મૂર્ત તથા અમૂર્ત, મર્ત્ય—અમર્ત્ય, સત્ તથા ત્યત્—એવા વિભાગ પડે છે, અને પ્રાણદૃષ્ટિ વ્યાપક આત્મા છે. સોમ તથા સોમારૂપ શક્તિનો વિવેક છે. | મૂર્ત અમૂર્તાત્મક બ્રહ્મ તે અપર; અને તેવા ભાવથી રહિત પરબ્રહ્મનું સ્વરૂપ છે. આથી વિશ્વમય છતાં વિશ્વોત્તીર્ણ બ્રહ્મ ખરું. વિશ્વમય બ્રહ્મ મત્ય: પરંતુ વિશ્વોત્તીર્ણ તો સત્યસ્ય સત્યમ્. |
| ૨ પરિણામ પામેલું જગત્ વિશ્વરચના અને શોભા વાળું વિરાટ્ છે. | પરિણામ પામેલા જગતના વિરાટ શરીરનો વ્યાપક આત્મા હિરણ્યગર્ભ (પ્રાણશરીર મનોમય ઇત્યાદિ સંજ્ઞાવાળો) વ્યાપક છે. | મૂર્ત તથા અમૂર્તથી મઢીઆતું, જગદંકુરનું મધ્યકારણ નાસદીય સૂક્તમાં જણાવેલું "તમસીનિગૂઢ" છતાં અવિદ્યા કામ કર્મના સંસ્કારથી ભરેલું, જગદાકાર થવાના બળવાળું, ચેતોમુખ, ઇશ્વરનામના અભિમાનીની સત્તાનું ખરું. |
| ૩ જેમ અગ્નિમાંથી વિસ્ફુલિંગ પ્રકટે તેમ બ્રહ્મમાંથી જીવોની ઉત્પત્તિ છે. | જીવોની વાસ્તવ ઉત્પત્તિ નથી, પણ જીવ ભાવે જેમ સૃષ્ટિમાં બ્રહ્મ પ્રવેશે છે. જેમ નાળીએરમાં જળ પ્રવેશે છે તેમ, એટલે પોતાનું શરીર ઘડવાની સાથે પોતે તેમાં પ્રવેશે છે, બહારથી આવતો નથી તેમ બહારથી કોઈ ઘાલતું નથી. | જીવોની વાસ્તવિક ઉત્પત્તિ બ્રહ્મમાંથી નથી. જીવ પોતે અવિકૃત બ્રહ્મજ. ઇશ્વરાત્મા એકજ સાચો. આત્મા છે, અને જેમ એક સૂર્યનું કિરણ ઝુમરના પાસાઓમાં પ્રવેશી અનંતાકાર દેખાય તેમ એક જ ઇશ્વરાત્મા અનંતરૂપે ભાસે છે. |

જીવો અણુ અને જન્માંતર પરિણામ પામનાર ભોક્તાઓ છે. તે ભોક્તાઓ ક્રતુમય-યજ્ઞમય-ક્રિયામય છે. કર્માનુસાર તેની ઉન્નતિ અવનતિ છે.

જગત્‌ કારણ એક રીતે વિશ્વમય અને તેથી નાના જીવ રૂપે પ્રકટ થાય તે ખરું, પણ તે સાથે બ્રહ્માંડના મુખ્ય શરીરમાં, ચઢીઆતી ઉપાધિમાં—આદિત્યાદિ મંડલમાં, સવિશેષ પ્રકારે છે, અને વિશ્વના અંતર્યામી રૂપે પણ રહે છે. અને તે નાના જીવનું પ્રેરક છે. તેથી તે જીવોનો ઉપાસ્ય છે. યજ્ઞ કર્મ આ વિદ્યા સાથે થાય તો વધારે ઉચું ફલ આપે છે.

જીવોની વાસ્તવિક ઉત્પત્તિ નહિ તેથી અણુભાવવાળા, વિકારી, જન્માંતર પરિણામ પામનાર—ઇત્યાદિ ભાવનાઓ અવિદ્યામય છે. વસ્તુસ્થિતિ તેવી સૃષ્ટ નથી, પણ વસ્તુ તેવી દૃષ્ટ થાય છે. ભાવનાનુસાર સૃષ્ટિ જણાય છે; જીવત્વની રૂઢ ભાવના જો અળપાય તો બ્રહ્મત્વની ભાવના ઉદય થાય, પરંતુ બ્રહ્મભાવ ઉદય થવો તે કંઇ ઉપાસનાનું અથવા ધ્યાનનું ફલ નથી, પરંતુ શ્રવણ મનન અને નિદિધ્યાસન જન્ય જ્ઞાનનું ફલ છે. આ ફલ ઉપાસનાના પરિણામની પેઠે પારલૌકિક નથી, પણ વર્તમાન જન્મમાં અનુભવાય તેવું ઐહિક છે.

જ્યાં સુધી આ અજાતિવાદની—પ્રૌઢદૃષ્ટિ-પારમાર્થિકી ઉદય ન થાય ત્યાં સુધી અધિદૈવચિંતકોનો, અંતર્યામી ઈશ્વરનો ઉપાસનાનો માર્ગ, તથા અધિભૂત ચિંતકોનો યજ્ઞ માર્ગ વ્યાવહારિક ખરો: દૃષ્ટિસૃષ્ટિવાદ અને સૃષ્ટિદૃષ્ટિવાદ ઉપયોગી ભાવનારૂપે ખરો, પણ તેણે અજાતિવાદનું સ્થાન લઇ શકાય નહિ. ઉદાહરણ તરીકે હાલના

વિદ્યાનમાં પરમાણુ કારણુંવાદ કરતાં "ઇલેક્ટ્રોન"ની સંભાવના સ્વીકારાતી મનાય છે, છતાં આપણા વ્યવહારની સઘળી ભૂમિકા પરમાણુકારણવાદ ઉપર રચાયેલી ચાલ્યા કરે છે. અર્થક્રિયા અથવા વ્યવહાર સિદ્ધિ પ્રતીતિનું વાસ્તવિકપણું સાબીત કરતી નથી આ અધ્યાત્મદર્શિઓનું ખાસ મંતવ્ય છે.

શ્રૌતકાલના સ્વતંત્ર વિચારકો.

શ્રૌતકાલના ચિંતકો ઘણે ભાગે નામમાત્રાવશેષ રહ્યા છે. અમુક વિદ્યાના અમુક દ્રષ્ટા અથવા ઋષિ એટલું આપણે હાલ જાણી શકીએ છીએ. અધિભૂત ચિંતકોમાં શાંડિલ્ય, પ્રવાહણ જૈવલિ, અને ઉદ્દાલક આરુણિનાં નામો ઇતિહાસ સમુદ્રમાં તરતાં કાંઠા ઉપર આવી પડ્યાં છે; અધિદૈવ ચિંતકોમાં પિપ્પલાદ મહર્ષિ અગ્રપદ ભોગવે છે, અને બાલાકિ તથા શાકલ્ય પાંડિત્યમાં પ્રકાશે છે, પરંતુ નિષ્ઠામાં નહિ; અધ્યાત્મ ચિંતકોમાં મહર્ષિ યાજ્ઞવલ્ક્ય અગ્રેસર પદ ભોગવે છે. શંકરાચાર્યની પહેલાં જો કોઇ પણ અધ્યાત્મ-વિદ્યામાં સ્વતંત્ર શ્રૌત વિચારક થયા હોય તો તે યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય જ છે. તેમના વિચારના સ્વાતંત્ર્યવડે મન ઉપરના અદ્ભુત સંયમ બલવડે, નિરીક્ષણશક્તિના પ્રભાવવડે, અને સંસારના પૂર્ણ અનુભવવડે, તેઓ શ્રૌત વિચારકોમાં સૂર્ય જેવા પ્રકાશે છે.

યાજ્ઞવલ્ક્ય મહર્ષિ પરમ અધ્યાત્મચિંતક.

મિથિલાનગરીમાં દેવરાત નામનો એક બ્રાહ્મણ હતો. તે અન્નદાન કરવામાં પ્રસિદ્ધ હતો તેથી તેની ખ્યાતિ "વાજસનિ"—(અન્ન આપનાર) તરીકે પ્રસરેલી હતી. તેને ઘણા યજ્ઞો કર્યા પછી એક પુત્ર થયો અને તેથી તેનું નામ યાજ્ઞવલ્ક્ય પાડ્યું, યજ્ઞોપવીત સંસ્કાર મળ્યા પછી યાજ્ઞવલ્ક્યે ઋગ્વેદનો અભ્યાસ બાષ્કલ પાસે કર્યો, યજુર્વેદ પોતાના કાકા વૈશંપાયન પાસે શીખ્યા; અને સામવેદ તથા અથર્વવેદ જૈમિનિ તથા આરુણિ (ઉદ્દાલક) પાસે શીખ્યા. વિદ્યાભ્યાસના સમયમાં વૈશંપાયનને હાથે અજાણ્યે હિંસા થઇ તેનું પ્રાયશ્ચિત આપવાની કોઇને હિંમત ચાલી નહિ, અને યાજ્ઞવલ્ક્યે પ્રાયશ્ચિત્તનું વિધાન કર્યું; અને આથી ગુરુ સાથે વિગ્રહ થયો, અને પરિણામ એવું આવ્યું કે યજુઃશાખાના અધ્યયનમાંથી તેમને બાતલ કરવામાં આવ્યા. તેઓ હિમાલયમાં ગયા, અને સૂર્ય ભગવાનનું તપ કર્યું. તે તપના પ્રભાવથી તેમણે યજુર્વેદની સ્વતંત્ર શાખા પ્રવર્તાવી. તેમની શાખાને યજુર્વેદની વાજસનેયી શાખા કહે છે. તેમની શાખામાં મંત્રભાગ અને બ્રાહ્મણ

વિવિક્ત એટલે તદ્દન નિરાળા હોવાથી તે વેદને શુક્લ યજુર્વેદ કહે છે, અને પ્રાચીન યજુર્વેદ મંત્રબ્રાહ્મણના મિશ્રણવાળો હોવાથી કૃષ્ણ સંજ્ઞાને પામ્યો છે. આ મિશ્રણને લીધે તિત્તિરિ શાખા પણ કહેવાય છે ( તેતર પક્ષીની પાંખો મિશ્ર રંગની હોય છે તે ઉપરથી સંજ્ઞા પડી હશે એવું અનુમાન જાય છે, જો કે યાજ્ઞવલ્ક્યે મૂલ ભણેલા યજુર્વેદને ઓકી નાંખ્યો અને તે બ્રાહ્મણો તિત્તિર પક્ષીનું રૂપ ધરી લઈ ગયા—એ વાતમાં વાજસનેયી પાછળના બ્રાહ્મણોએ સ્વશાખાના મહિમાની અતિશયોક્તિ કરી જણાય છે. )

યાજ્ઞવલ્ક્યે શુક્લ યજુર્વેદની ચાળીસ અધ્યાયની સંહિતા તથા શતપથ નામનું મોટું બ્રાહ્મણ રચ્યું જણાય છે. સર્વ બ્રાહ્મણ ગ્રંથોમાં "શતપથ" અગ્રપદ ભોગવે છે; તેમ ઉપનિષદ્ ગ્રંથોમાં છાન્દોગ્યને બાતલ કરીએ તો બૃહદારણ્યક જેવું ગંભીર ઉપનિષદ્ બીજું નથી. શતપથ બ્રાહ્મણના અંતમાં એવો સ્પષ્ટ ઉલ્લેખ છે કે તે કૃતિ યાજ્ઞવલ્ક્યની પોતાનીજ છે:—शुक्लानि यजूंषि याज्ञवल्क्येन आख्यायन्ते ॥

યાજ્ઞવલ્ક્યને મૈત્રેયી તથા કાત્યાયની નામની બે સ્ત્રીઓ હતી; તેમાં મૈત્રેયી બ્રહ્મવાદિની હતી, તેણે પોતાના પતિના સંન્યાસ લેવાના પ્રસંગે તેમની પાસેથી બ્રહ્મવિદ્યા મેળવી પ્રવ્રજ્યા ધારણ કરી હતી. કાત્યાયની વ્યવહારમાં ઘણી ચતુર હતી. તેને ચંદ્રકાન્ત, મહામેઘ અને વિજય નામના ત્રણ પુત્ર હતા. તે સર્વને માથે સંસારનો ભાર મૂકી યાજ્ઞવલ્ક્ય સંન્યાસી થયા હતા.

તેમણે સ્વતંત્ર યોગશાસ્ત્ર લખ્યું જણાય છે. તથા ધર્મશાસ્ત્રનાં સૂત્રો પણ રચ્યાં હોય એમ સમજાય છે. તેમનો ધર્મશાસ્ત્રનો ગ્રંથ હાલ ઉપલબ્ધ નથી, શ્રી યાજ્ઞવલ્ક્ય સંહિતા નામથી એક યોગશાસ્ત્રનો ગ્રંથ યાજ્ઞવલ્ક્ય અને ગાર્ગીના સંવાદરૂપે પ્રસિદ્ધ થયેલો છે. હાલની યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ જેના ઉપર મિતાક્ષરા નામની સુપ્રસિદ્ધ ટીકા થયેલી છે તે પાછળની કૃતિ છે, અને તેમાં યાજ્ઞવલ્ક્યના વિચારો ગ્રથિત થયા હશે એવું અનુમાન થાય છે.

યાજ્ઞવલ્ક્યકાંડમાં જનક વૈદેહ અને યાજ્ઞવલ્ક્યનો સંબંધ દર્શાવ્યો છે તેથી રામરાજ્યમાં યાજ્ઞવલ્ક્ય થયા તેવું ભ્રાન્ત અનુમાન દાખલ થયું છે. શતપથ બ્રાહ્મણમાં જે જનકવૈદેહ છે છે તે રામના સસરા નહિ, પણ અન્ય હોવાનાં બલવાન્ કારણો છે.

ધર્મસૂત્રકાર મનુ વસિષ્ઠ પછી થયા છે, અને વસિષ્ઠ ધર્મસૂત્રોમાંથી મનુએ અવતરણ કર્યાં છે. યાજ્ઞવલ્ક્ય, મનુ પછીના છે, અને રામચંદ્રના ગુરુ વસિષ્ઠ હતા તેથી યાજ્ઞવલ્ક્ય રામચંદ્રના સમયમાં થયાનું અનુમાન પાયા વિનાનું છે. યાજ્ઞવલ્ક્યના જીવન સમયના સંબંધમાં નીચેની સંભાવના રા. બા. પી. બી. જોશીએ ઉભી કરી છે:—

પાણિનિનાં વ્યાકરણસૂત્ર ઉપર મહાભાષ્ય રચનાર પતંજલિ ઇસવીસન પૂર્વે બીજા સૈકામાં થઇ ગયાનો સર્વમાન્ય નિશ્ચય છે. તેથી પાણિનિ ઇસવીસન પૂર્વે ચોથા સૈકાથી ઓછા પ્રાચીન તો નહિજ. શાકટાયન અને યાસ્કની પદ્ધત પ્રમાણે ધાતુમાંથી નામનિષ્પત્તિ થવાના

નિયમો ઉપર પાણિનિના વ્યાકરણની ગોઠવણ છે. યાસ્કના ગ્રંથમાંથી આપણે જાણીએ છીએ કે તેના પહેલાં લગભગ ૨૦ નિરૂક્તકારો થઇ ગયા છે, જેમાં શાકટાયન અને શાકલ્યનાં નામ આવે છે. આ પૈકી શાકલ્ય યાજ્ઞવલ્કયનો પ્રતિસ્પર્ધિ હતો એમ બૃહદારણ્યકથી સમજાય છે. પાણિનિ વળી પારસ્કરનો ઉલ્લેખ કરે છે.

( અપૂર્ણ. )

નર્મદાશંકર દેવશંકર મહેતા.

---

# શિક્ષક.

શિક્ષણ એ કલા છે—ઉત્તમ કલા છે. પરંતુ અત્યારની નિશાળોમાં અને અત્યારના શિક્ષકોના હાથમાં એ કલાના કેવા હાલહવાલ થાય છે ? શિક્ષણ એ કલા છે એ વાત અત્યારની નિશાળોમાં ભૂલાઈ ગઈ છે. શિક્ષણને એક સાધારણ, પેટ ભરવા માટે સ્વીકારવામાં આવેલા ધંધા તરીકે ગણી કાઢવામાં આવે છે; અને અત્યારના આપણા શિક્ષકો પણ સાચા કલાકાર નથી, માત્ર કામદારો જ છે. જેમ એક સામાન્ય કામદાર–મજુર પોતાના મુકાદમ યા તો મીસ્ત્રીની સૂચનાઓને અનુસરે છે અને પોતાની બુદ્ધિશક્તિનો કશો પણ ઉપયોગ કરતો નથી, તેવી જ રીતે અત્યારનો શિક્ષક-વડા શિક્ષકે તૈયાર કરી આપેલા ક્રમ પ્રમાણે અને તેની સૂચનાઓ પ્રમાણે ચાલે છે. જ્યાં ક્રમ કે સૂચનાઓ આપવામાં ન આવતા હોય ત્યાં શિક્ષક પોતાનો માર્ગ શોધી શકતોજ નથી; અને એ પણ ખરૂં કે જો કોઈ શિક્ષકને તેના કાર્યમાં સ્વતંત્ર બનાવી દેવામાં આવે તો પોતે કલાવિદ્ નહિ હોવાથી શિક્ષણનું વહાણ કદાચ ખરાબા ઉપર પણ ચઢાવી દે. કલાકાર શિક્ષક પોતાને આપવામાં આવેલા ક્રમ અને સૂચનાઓને અનુસરતા છતાં તેનાથી બંધાયલો તે રહેતો નથી. પોતાનાં જ્ઞાન અને અનુભવના પરિણામે પોતાના કાર્યમાં તે નવીનતા અને રસિકતા ઉમેર્યેજ જાય છે.

જેવી રીતે એક કામદાર પોતાનું કામ, વખતે અને પૈસાની ગણતરીથી કરે છે તેવી રીતે કામદાર શિક્ષક પોતાના કામને સમયથી આંકે છે અને એ સમયના પ્રમાણમાં પૈસા મેળવવામાં જ પોતાના કાર્યની ઇતિ–કર્તવ્યતા માને છે. જ્યારે ખરો શિક્ષક—કલાવિદ્ શિક્ષક પૈસાની સાથે તેમજ પોતે કેટલો સમય કામ કરે છે તેની ગણતરી સાથે કશો પણ સંબંધ રાખતો નથી. ગમે તેટલો સમય પણ તેને મન ઓછો જ લાગે છે. અને પોતાના કામની તે પૈસાથી કિંમત આંકી શકતો જ નથી. સામાન્ય કામદાર કામનો મહિનો પૂરો થયાની અને પગારના દિવસની વાટ જુએ છે ,જ્યારે કલાકારની દૃષ્ટિ તો તેના કામ તરફ જ હોય છે. એ તો વિચાર પણ પોતાના કામનો જ કરતો હોય છે. સાધારણ શિક્ષક સમય પૂરો થયાનો ઘંટ વાગે કે તુરત જ પોતાનું કાર્ય હાથમાંથી પડતું મૂકે છે. પોતાના કાર્યને એણે પોતાનું જીવન-કાર્ય બનાવેલું હોતું જ નથી અને તેથી જરાપણ અચકાયા સિવાય તે પોતાનું કાર્ય ઘંટની સાથે જ બંધ કરી શકે છે. પરંતુ સાચો શિક્ષક તો ઘણી વખત ઘંટ સાંભળતો પણ હોતો નથી—અરે, ઘંટથી તે પોતાના કાર્યમાં વિક્ષેપ થયો ગણે છે. પહેલા પ્રકારનો શિક્ષક વારંવાર પોતાના કાર્યથી કંટાળી જાય છે, થાકી જાય છે. જ્યારે

બીજા પ્રકારના શિક્ષકને જેમ વધારે કામ કરવાનું મળે છે તેમ તેને વધારેને વધારે ઉત્સાહ અને જોર આવે છે.

કલાવાન્ શિક્ષકનું કામ કૃત્રિમ ઉપાયોથી માપી શકાતું જ નથી. ટોકડા કે પરીક્ષાના કૃત્રિમ ધોરણથી તો તેના વિદ્યાર્થીઓ અને પોતે પણ કદાચ નાલાયક ઠરે; પરંતુ એવી રીતે એના કામનું માપ કાઢી શકાતું જ નથી. એવો શિક્ષક કદી પણ તાત્કાલિક પરિણામ તરફ દૃષ્ટિ રાખતો જ નથી.

કલાકાર શિક્ષકની ઝીણી અને રાષ્ટ્રીય દૃષ્ટિ વિદ્યાર્થીઓનાં હૃદય, મન અને બુદ્ધિ સુધી પહોંચી જાય છે અને ત્યાં જઈને તેનું ખરું સ્વરૂપ જોઇ લે છે તથા સમજી લે છે અને પછી જ તેના ઉપર પોતાનું કામ ચલાવે છે. પોતાના સામાન્ય જીવનને વર્ગના જીવનથી તે જૂદું પાડી શકતો જ નથી. સામાન્ય શિક્ષક ઘણી વખત પોતાના વર્ગમાં અને વર્ગ બહાર પણ વિદ્યાર્થીઓ પાસે કૃત્રિમ જીવન જીવતો હોય છે પરંતુ સાચો શિક્ષક તો પોતાના કાર્યને જ પોતાનું જીવન બનાવી દે છે અને તેથી કૃત્રિમતા ઉભી થવાનો સંભવ રહેતો નથી. સાધારણ રીતે શિક્ષકની હાજરીથી વિદ્યાર્થીઓ કંટાળે છે, ત્રાસે છે અને તેની જેમ ઓછી હાજરી રહે તેમ ઈચ્છે છે; પરંતુ કલાવાન્ શિક્ષક તો પોતાની હાજરીથી વિદ્યાર્થીઓમાં નવું ચેતન રેડે છે અને તેથી કરીને તે વિદ્યાર્થીઓનાં માન અને પ્રેમનું પાત્ર બની રહે છે. વિદ્યાર્થીઓ તેની પાસેથી ખસેડ્યા પણ ખસતા નથી. ખરો શિક્ષક સમાજની નિંદાથી ક્ષોભ પામતો નથી. તેની દૃષ્ટિ, તેનું મન, તેનું હૃદય—ટૂંકમાં તેનું સર્વસ્વ વિદ્યાર્થી તરફ જ ઢળેલું રહે છે. થાક કંટાળો કે આળસ કદિપણ તેના માર્ગમાં આડાં આવતાં જ નથી. ખંત, ઉત્સાહ, ધીરજ અને કાર્યક્ષમતા એનો એના સ્વભાવમાંજ રમી રહેલાં હોય છે.

કલાકાર શિક્ષક પોતાના શિક્ષણને જીવનથી જૂદું પાડી શકતો જ નથી. શિક્ષણ એતો એના જીવનનું એક માત્ર પાસુજ છે. જે પોતાના સ્વીકારેલા કાર્યમાં રસ અને આનંદ અનુભવી શકે છે તેજ ખરો કલાકાર છે. ખરા શિક્ષકને પોતાના કાર્યમાં ખૂબ રસ અને આનંદ આવે છે; તેથી તે પણ એક કલાકાર જ છે. શિક્ષણ એ પોતાના જીવનની ઘણી બાજુઓમાંની એક બાજુ હોઇને તેના જીવનના અનેક રંગોથી તે (શિક્ષણ) રંગાય છે. પોતાના ધંધાનું અને તેના શાસ્ત્રનું વધારે ને વધારે અધ્યયન તે માત્ર જ્ઞાન મેળવવા કરતો નથી પરંતુ તે પોતાના ધંધાને–શિક્ષણને એક અનુપમ કલા લેખે છે અને તેથી એક કલાકારની માફક પોતાની કલાને વધારે ને વધારે ખીલવવા તે પ્રયત્ન કર્યાજ કરે છે. આવા શિક્ષકનું ચારિત્ર્ય તે તેના વાણી વિચાર અને આચારની એકરૂપતામાંથી જ જન્મેલું હોય છે. એક કલાકારની માફક પોતાના જીવનના આદર્શો–વિચાર વાણી અને વર્તનની એકતા–તે પોતાના વિદ્યાર્થીઓમાં ગૂંથીજ રહ્યો હોય છે.

જેવી રીતે એક ચિત્રકારનું કુદરત—જેવાં કે વરસાદ, આકાશ, સૃષ્ટિ સૌંદર્ય વગેરે—તરફ ખરેખરૂં આકર્ષણ રહે છે અને પોતાનું બધું બળ–ચેતન તે કુદરતમાંથી મેળવે છે તેવી જ રીતે ખરો શિક્ષક પણ વારંવાર કુદરતનું શરણ લે છે. આકાશમાં થતા અદ્ભુત ફેરફારો અને દૃશ્યો તેને માટે ખગોળશાસ્ત્ર ઉભું કરે છે. ચોમાસાની ઋતુમાં આવતો વરસાદ અને

તેથી બની રહેતા કુદરતી દેખાવો તેના વિદ્યાર્થીઓ માટેના ભૂગોળ ઇત્યાદિના 'પદાર્થપાઠો' બની રહે છે; કુદરતના અનુપમ સૌંદર્યમાંથી તે નવું જીવન—નવી શક્તિ મેળવી શકે છે.' જ્યારે તેને જરાપણ પોતાના કાર્યમાં ત્રુટી જણાય છે ત્યારે કુદરત જ તેની ખોટ પૂરી પાડે છે. અને તેથી સાચો શિક્ષક ખરેખર એક કલાકારજ છે.

કલાવાન્ શિક્ષકને પોતાના કાર્યમાં કેટલો રસ અને આનંદ આવે છે તે તે શબ્દોથી વર્ણવી શકતો જ નથી. શાસ્ત્રના આદેશ પ્રમાણે પ્રમાણિક અને નિર્દોષ આજીવિકા મેળવવા માટે, શિક્ષણ સિવાય અન્ય કોઇ ધંધો તેને યોગ્ય લાગતો જ નથી. એવા શિક્ષકને મન શિક્ષણ એ એકલો ધંધોજ નથી; એને તો શિક્ષણનો ચાસ્કો લાગેલો હોય છે, એ એમાં જ રમી રહે છે. એનો આનંદ, સુખ, દુઃખ, હર્ષ, શોક વગેરે એમાંજ સમાઈ રહેલાં હોય છે. એક ઉત્તમ ગવૈયો જેમ ગાવામાં મસ્તાન બની રહે છે તેમજ એવો શિક્ષક શિક્ષણમાં જ તરબોળ થઇ રહેલો હોય છે; શિક્ષણ સિવાય એને કશું ગમતું જ નથી. તેની વાતોમાં શિક્ષણ હોય છે, તેના પત્રોમાં શિક્ષણ હોય છે, તેના વાચનમાં શિક્ષણ હોય છે—અરે, તેને સ્વપ્નમાં પણ શિક્ષણનાં જ આવે છે. શિક્ષણ ઉપર એનો એટલો બધો અદ્ભુત પ્રેમ હોય છે કે એનેજ એ પોતાના જીવનનું પ્રધાન અંગ બનાવી મૂકે છે. Prof. W. L. Pholps આવોજ એક શિક્ષક હતો. આ સંબંધમાં તેના વિચારો જાણવા જેવા છે. તે લખે છે :—

"I do not know that I could make entirely clear to an outsider the pleasure I have in teaching. I had rather earn my living by teaching than in any other way. In my mind, teaching is not merely a life work, a profession, an occupation, a struggle; It is a passion. I love to teach. I love to teach as a painter loves to paint, as a musician loves to sing, as a strong man rejoices to run a race. Teaching is an art—an art so great and so difficult to master that a man or a woman can spend a long life at it, without realizing much more than his limitations and mistakes, and his distance from the ideal. But the main aim of my happy days has been to become a good teacher, just as every architect and every professional poet strives towards perfection; for the chief difference between the ambition of the artist and the ambition of a money-maker—both natural and honourable ambitions—is that the money-maker is after the practical reward of his toil, while the artist wants the inner satisfaction that accompanies mastery."

કલાવાન્ શિક્ષક પોતાના ધંધાને ખરી ગૌરવભરી દૃષ્ટિથી નિહાળે છે અને શિક્ષકના ધંધા માટે પોતાને ખરો અધિકારી ગણે છે. આવો શિક્ષક વિદ્યાર્થીઓના નાના નાના કાર્યોમાં મોટી મોટી ભાવનાઓ કલ્પે છે અને પોતાના વિદ્યાર્થીઓને ભવિષ્યની સમાજના સમર્થ નેતાઓ માની લે છે. આવો શિક્ષક પોતાના વર્ગમાં નાના સ્વરૂપમાં ગાંધીઓ અને તિલકો જુએ છે; અને જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે તે તે શક્તિઓને વિકસવા માટે

યોગ્ય અવકાશ આપવાનું ચુકતો નથી. સામાન્ય શિક્ષકની માફક, એકાદા વિષયમાં જેને રસ ન પડતો હોય તેવા વિદ્યાર્થીને તે ધમકાવી કાઢતો નથી, પરંતુ તેનું ખરું કારણ શોધી તેને યોગ્ય માર્ગે દોરે છે. અમુક વિષયના શિક્ષણમાં ધ્યાન આપ્યા વગર પોતાનેજ મનગમતું કાર્ય કરનાર વિદ્યાર્થીને, સામાન્ય શિક્ષકની માફક તે નકામો, આળસુ અને રેઢીયાર ગણીને વર્ગમાંથી કાઢી મૂકતો નથી પરંતુ વિદ્યાર્થીના એવા કાર્યમાં તે કાર્ય માટેની નિપુણતા મેળવવાના ઉંડા મૂળ તે જુએ છે; અને તેથી તેવા કાર્યને—વિદ્યાર્થીની સાહજીક વૃત્તિને—શિક્ષા વગર પોતાથી બની શકે તેટલા પ્રયત્નોથી તે ( કલાકાર શિક્ષક ) ઉત્તેજે છે. આવો શિક્ષક વિદ્યાર્થીની સાથે કલાકોના કલાકો ગાળતાં છતાં કદિપણ તેમનાથી થાકતો નથી યા તો કંટાળતો નથી; કારણકે એમ કરવાથી જ તે વિદ્યાર્થીને સાચા સ્વરૂપમાં જોવાની તક મેળવી શકે છે. સામાન્ય શિક્ષકની માફક તે વિદ્યાર્થીને 'બલા' ગણતો નથી પરંતુ ભવિષ્યનો સમર્થ નાયક લેખે છે. વિદ્યાર્થીના નાના મોટા દરેક કાર્યમાં તેને અદ્ભુત રસ આવે છે અને તેમાંથીજ તે મહાન્ શોધખોળની, મહાન્ વિચારોની અને મહાન કર્મોની ઉત્પત્તિ જોઈ શકે છે. આવો શિક્ષક શિક્ષણની પરંપરા કે અભ્યાસક્રમોથી બંધાયલો રહી શકતોજ નથી. એતો વિદ્યાર્થીઓની રમતોમાં, વિદ્યાર્થીઓની સાથેની તેમજ અંદર અંદરની વાતોમાં, વર્ગમાં તેમજ વર્ગની બહાર, હમેશના જીવનકાર્યમાં, કુદરતમાં અને માયાવી દુનિયામાં એમ સર્વ સમયે અને સર્વ સ્થળે પોતાના શિક્ષણનેજ ગૂંથી દે છે.

આવો શિક્ષક જેટલો કલાવાન્ હોય છે તેટલોજ જ્ઞાનવાન્ પણ હોય છે. પોતાનું જીવન હંમેશાં એક સાચા અભ્યાસીની માફકજ તે ગાળતો હોય છે. આથી કરીને તે હંમેશાં પોતાના કાર્યમાં નવી વાત—નવું ચેતન રેડી શકે છે અને તે પોતાના વિદ્યાર્થીઓને આપી શકે છે. બીજા દિવસની નિશાળ માટે તેના વિદ્યાર્થીઓ એકી ટસે રાહ જોઇ બેઠા હોય છે કારણકે તેઓ સમજે છે કે આજે વળી તેમને નવુંજ મળવાનું છે. આવા શિક્ષકની વર્ગમાં હાજરી હોય છે ત્યારે વર્ગ જીવતો જાગતો દેખાય છે જ્યારે સામાન્ય શિક્ષકના વર્ગમાં જઈ જુઓ તો તમને મંદતા, આળસ, અભાગીની અને નિરસતા માલુમ પડશે. પોતાને શીખવવાના વિષયમાં પણ તે અદ્ભૂત રસ ઉત્પન્ન કરી શકે છે કારણકે પોતાના વિદ્યાર્થીઓને તે બરાબર ઓળખે છે, પોતાના ધંધાને તે ચાહે છે અને વિદ્યાર્થીઓ તરફ તેનું હૃદય ખરા પ્રેમથી ઢળેલું હોય છે. આળસને કાઢી વર્ગમાં તે ઉત્સાહ લાવી શકે છે, નિરસતાને ઉડાવી દઈ તે રસ જમાવી શકે છે અને મંદતાને સ્થળે તે તરવરાટ ઉભો કરી શકે છે. આવો શિક્ષક પોતાની હાજરી માત્રથી જ વર્ગમાં નવચેતન લાવી શકે છે કારણકે શિક્ષણને એણે જીવનકાર્ય બનાવી મૂક્યું છે. આવા કલાકાર શિક્ષકોજ સામાન્ય જનતામાંથી સમર્થ પુરૂષો ઉપજાવી શકે છે.

શ્રી દક્ષિણામૂર્તિ વિનયમંદિર. } હરિશંકર દુર્લભજી ત્રિવેદી.

# અન્ત્યજો સંબંધે પ્રશ્નોત્તર.

## (૨)

સ.—અન્ત્યજોને સ્પૃશ્ય બનાવતાં શું તમે એવો દિવસ પણ લાવી નહિ મૂકો કે સમાજમાં આજે જે જ્ઞાતિભેદ પ્રવર્તે છે તે પણ ઉડી જાય અને રોટી વ્યવહાર તથા બેટી વ્યવહાર ગમે ત્યાં કરવામાં માણસને છૂટ મળી જાય ?

જ.—આ પ્રશ્ન બતાવી આપે છે કે આજની અન્ત્યજોદ્ધારની હીલચાલના ખરા રહસ્યનું ઘણા લોકોને સંગીન જ્ઞાન નથી. આજે સમાજ સમક્ષ જે પ્રશ્ન ધરવામાં આવ્યો છે તે માત્ર અસ્પૃશ્યતા દૂર કરવાનો છે. તેનો અર્થ એવો નથી જ અને કદી હોઈ પણ ન શકે કે અસ્પૃશ્યતા દૂર કરવી એટલે અન્ત્યજો સાથે ભોજન વ્યવહાર કરવો કે તેમની સાથે લગ્ન વ્યવહાર કરવો. અન્ત્યજો સિવાયની મનુષ્યની હરેક જાતી સ્પૃશ્ય છે છતાં તે બધી જાતીઓમાં પરસ્પર ભોજન વ્યવહાર અને લગ્ન વ્યવહાર નથી જ. ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, અતિશુદ્ર અને યવનોને બ્રાહ્મણો અડે છે છતાં તેમની સાથે ભોજન વ્યવહાર નથી રાખતા તો તેમની સાથે લગ્ન વ્યવહારની વાત જ ક્યાંથી ! આવીજ રીતે આપણે અન્ત્યજોને માત્ર અડવાનું છે. તેમના ઘરમાં જઈ ભોજન કરવાનું નથી. તેમની કન્યાઓ આપણે લેવાની કે તેમને આપણી કન્યા આપવાની નથી. આજના સ્વરૂપની જ્ઞાતિઓ સંબંધે કેટલાએક લોકોમાં ગમે તે મત હોય, જ્ઞાતિનું ભાવિ ગમે તે પ્રકારનું હોય પરન્તુ એટલી વાત તો ચોક્કસ છે કે અન્ત્યજોદ્ધારની હીલચાલને જ્ઞાતિ ભેદ તોડી નાખવા સાથે કશો સંબંધ નથી. ઘણા વિદ્વાન લોકો પણ અણસમજુ લોકોને કેલિકંદુકન્યાયનું વારંવાર સમયે કે કસમયે દ્રષ્ટાન્ત આપી ભમાવે છે; એકવાર આપણે નીચે ગયા તો પછી આપણી શી સ્થિતિ થાય, આપણે કેટલી બધી હદે નીચે જઇ પડીએ તેનો વિચાર કરવો જોઈએ એવું ટુંકી સમજણવાળા લોકો ભોળા અને શ્રદ્ધાળુ લોકોને સમજાવે છે. ખરી રીતે અન્ત્યજોદ્ધારના પ્રશ્નમાં આપણે નીચે જવાનું છે જ નહિ. આપણે જ નીચે પડી ગયા છીએ ત્યાંથી ઉંચે જવાનું છે. આપણે અન્ત્યજોને આવી સ્થિતિમાં વર્ષોથી રાખીને જે પાપ વ્હોર્યું છે તે પાપમાંથી મુક્ત થઈ પવિત્ર બની ઉંચે ચડવાનું છે. વળી અન્ત્યજો બનીને આપણે તેને સુધારવાના નથી પણ આપણે તેને આપણા જેવા બનાવીને સુધારવાનાં છે.

સ.—તમે માનો છો કે એ લોકોને સ્પૃશ્ય ગણવામાં આવે કે તુરતજ તેઓ સ્વચ્છ બની જાય ? તેમનો ધંધોજ એવા પ્રકારનો નથી કે તેમનાથી સ્વચ્છ રહીજ નહિ શકાય ! મેલું કાઢવા વગેરેનો ધંધો કર્યા કરવો અને સમાજમાં ચાલી શકે તેવી સ્વચ્છતાથી રહેવું એ બે વાનાં એકી સાથે તેમનાથી શી રીતે બનશે ?

જ.—આ સવાલજ પૂરા દૃષ્ટિબિન્દુની અણસમજણ બતાવે છે. આપણે અન્ત્યજોને સ્પૃશ્ય ગણીએ તો કેમ જાણે એકાએક આદર્શ સ્વચ્છતા ધારણ કરી લેવાનું તેમને જ માથે આવી પડે છે ! તેમને સ્પૃશ્ય ગણવાનું અને તેમને સ્વચ્છ બનાવવાનું બન્ને કાર્ય આપણેજ માથે છે. જેઓએ તેમને આટલી અસ્વચ્છતાની હદે પહોંચાડ્યા છે તેમની જ ફરજ છે કે

તેમણે તેમને ફરી સ્વચ્છતામાં લઈ જવા. રસ્તાઓ, પાયખાનાઓ, અને શેરીઓની ગંદકી ઘટાડવાના કામમાં આપણે ઘણું કરી શકીએ. આજે આપણે શેરીએ શેરીને જાહેર પાયખાનું બનાવી મૂકી છે તે ન બનાવીએ, આજે લેશ માત્ર વિચાર કર્યા વિના આપણે રસ્તાઓ ઉપર થૂંક, લીંટ વગેરે નાખીએ છીએ, અને નિર્લજ બની મૂત્રનો ત્યાગ કરીએ છીએ તે ન કરીએ, અને પાયખાનાઓને રસોડા જેવાં સ્વચ્છ રાખીએ તો અન્ત્યજોને સ્વચ્છ બનાવવાના કામમાં આપણે મોટો ફાળો આપ્યો ગણાય જ. પાયખાનું કાઢવાનું કામ ઘણું ગંદુ છે. તે કરનાર શરીર અને કપડાથી ગંદા બને છે, પરન્તુ તે કાર્ય એટલું બધું ગંદુ શાથી થઇ પડ્યું છે તેનો વિચાર આપણે કદી કર્યો છે ? રસોડાની જ બાજુમાં પાયખાનું ભલે હોય, તેમાંથી ગમે તેટલી દુર્ગંધ આવતી હોય, છતાં તે કેવી રીતે સ્વચ્છ રાખવું એનો કદિ વિચાર સરખોય કર્યો છે ? આપણે જે પાયખાનું વાપરીએ છીએ તે આપણે શી રીતે વાપરીએ તો સ્વચ્છ રહે અને કાઢનારને ત્રાસ ઓછો પડે અને કાઢનાર ઓછો મેલો થાય તેનો વિચાર કરવા આપણે કદી તસદી લીધી છે ? આપણે તો ઇચ્છાનુસાર અનેક પ્રિય પકવાન્નો ખાવામાં સમજ્યા છીએ, આપણે આપણા જ મળમૂત્રનો કંઈ નિર્દોષમાં નિર્દોષ રીતે ત્યાગ કરવો તે માટે કદિ પણ બુદ્ધિને વાપરી નથી. મળમૂત્રનો ત્યાગ જૂદા જૂદા પાત્રોમાં થાય, મળ ઉપર પ્રત્યેક મળ ત્યાગની ક્રિયા વખતે માટી ઢાંકવામાં આવે તો શું પાયખાનું એટલું બધું ગંદુ રહે ખરૂં ? અને જો પાયખાનું સ્વચ્છ બની જાય તો પછી તે કાઢવાનું કામ સફાઇદાર ન બને ? આવી જાતનું પાયખાનું રાખવાનું કામ મુશ્કેલીભર્યું નથી. એકાદ વ્યક્તિ માટે મુશ્કેલી ભર્યું ગણાય પરન્તુ સમાજ જ્યારે એ કામ માથે લે ત્યારે તે સહેલું બની જાય. તે વખતે માણસને માટીની જરૂર પડે તો માટી શેરીએ શેરીએ ઢગલાબંધ વેચાતી મળવા લાગે અને તેનો મોટો ઉદ્યોગ ચાલી રહે. વ્યક્તિઓ પાયખાનાં માટે આટલી કાળજી રાખે તો અરધી મુશ્કેલી દૂર થઈ જાય. સમાજ પણ પોતાની સુધરાઇ ખાતા જેવી સંસ્થાઓ દ્વારા તેમને સ્વચ્છ રાખવા ઘણું કરી શકે. શહેર સુધરાઈ ઉપર જેમ અનેક જાતના ખર્ચો થાય છે તેમ આ સુધરાઇના અંગરૂપ અંત્યજ સુધરાઈ માટે પણ મોટા ખર્ચો થવા ઘટે છે. રેલ્વેવાળાઓને જેમ પોશાક આપવામાં આવે છે તેમ અન્ત્યજોને પણ સુધરાઈ ખાતા તરફથી પોશાક આપવામાં આવે તો તેજ પોશાક પહેરી ઝાડુ કાઢવાનું કામ કર્યા પછી અન્ત્યજો બીજો પોશાક–ખાનગી પોશાક–પહેરી સમાજમાં ફરી શકે; તેમજ જેમ વિલાયતમાં લોકોને માટે જાહેર સ્નાનગૃહો છે તેમ અંત્યજોને માટે સ્નાનગૃહો (public baths) કરવામાં આવે તો મેલું કામ કર્યા પછી તેઓ તુરત જ નાહી લે અને પછી સ્વચ્છ વસ્ત્રો પહેરી તેઓ બીજી પ્રવૃત્તિમાં પડી જાય. વ્યક્તિઓ અને સમાજ આટલું કરે તો અન્ત્યજો મેલું ઉપાડવાનું કાર્ય કરતા હોય છતાં સ્વચ્છ રહી શકે.

સ.—ઠીક છે, શરીરની સ્વચ્છતા તો કદાચ અન્ત્યજો રાખી શકે પરન્તુ મેલું ઉપાડવાથી તેમનાં મન અને બુદ્ધિને હાનિ ન પહોંચે ? અને એવા મલિન કૃત્ય કરનાર માણસનાં મન અને બુદ્ધિ મલિન ન બને ? અને એમ હોય તો તેઓ શરીરથી સ્વચ્છ હોય તો પણ અસ્પૃશ્ય ન ગણાય ?

જ.—બેશક એકલી શરીરની સ્વચ્છતા નકામી છે; મનની સ્વચ્છતા જ ખરી રીતે

આવશ્યક છે. શારીરિક સ્વચ્છતા પણ માનસિક સ્વચ્છતાને માટે જ છે. જો માનસિક સ્વચ્છતા ન હોય તો શારીરિક સ્વચ્છતાનો અર્થ નથી જ; પરન્તુ અન્ત્યજોના કાર્ય પરત્વે આ વાત લાગુ પડતી નથી કારણકે મેલું ઉપાડવું એ સ્વતઃ મલિન કૃત્ય જ નથી. મલિન કૃત્ય તો તેજ છે કે જેની પાછળ મલિન વૃત્તિ છે. અંત્યજો મેલું ઉપાડવાનું કામ કરે છે એ ખરૂં છે પરન્તુ તે કામની પાછળ તેમની વૃત્તિ મેલી નથી. તેમનો ધંધો સ્વતઃ પાપી નથી. ઉલટું તેઓ જે ધંધો કરે છે તે અતિ પવિત્ર છે. બુદ્ધ ધર્મમાં સમ્યગ્ આજીવનો ઉપદેશ કરેલો છે. મનુષ્યે નિષ્પાપ પ્રવૃત્તિ કરી પોતાનો નિર્વાહ કરવો એવો બુદ્ધ ધર્મનો આદેશ છે. અત્યારે જે થોડા લોકો પાપ રહિત પ્રવૃત્તિ કરી પોતાનું પેટ ભરે છે તેમાં આપણા અંત્યજો અગ્રસ્થાનેછે. મેલું કાઢવાનું કામ નૈતિક દૃષ્ટિએ અયોગ્ય નથી. એ કામ કરવામાં કોઇ પણ જાતનું પાપ કરવું પડતું નથી એટલું જ નહિ પણ એ કામ સમાજની ભારેમાં ભારે સેવા છે, અને તે પણ બહુજ થોડા બદલાથી; જો અંત્યજો સેવાધર્મનો મર્મ સમજીને મેલું કાઢવાનું કામ કરતા હોય તો તેઓ ક્યારનાએ આપણા બ્રાહ્મણો થઇ ગયા હોત. સમાજની અસાધારણ સેવા ઉઠાવતાં છતાં તેઓને તેનું પુણ્યફળ પ્રાપ્ત થતું નથી કારણકે તેઓને સમાજે એવી સ્થિતિમાં મૂકી દીધા છે કે તેમને તેવું કાર્ય કરવુંજ પડે છે. તેવું કાર્ય તેઓ સેવાભાવે કરે છે એ વિચારજ તેમનામાં આજની સ્થિતિએ આવી શકે તેમ નથી. સમાજનો જુલમ અને તેમનું અજ્ઞાન આ બે કારણે જ તેમની સેવા વહ્યા રહી છે.

સ.—અસ્પૃશ્યત્વ તો વર્ષોથી ચાલતું આવેલું છે. આજ દિવસ સુધી કોઇને અસ્પૃશ્યત્વ દૂર કરવાનું ન સૂઝ્યું તે આજેજ શું આંખ ઉઘડી ગઇ? આજને આજેજ અસ્પૃશ્યત્વ દૂર કરવાની કેમ જરૂર પડી છે?

ઉ.—ખરી વાત છે કે અસ્પૃશ્યત્વ ઘણા લાંબા વખતથી ચાલતું આવેલું છે. પરન્તુ આજેજ અને આજે અસ્પૃશ્યત્વના નામે ઓળખીએ છીએ તેવા સ્વરૂપનું અસ્પૃશ્યત્વ પૂર્વે હતું કે કેમ એ પ્રશ્ન છે. સ્મૃતિઓમાં જેને ચાંડાળો કહ્યા છે તે ચાંડાળોના વંશજો હાલના અંત્યજો છે એમ ઘડીભર માની લઇએ તોપણ તેમને અસ્પૃશ્ય રાખવાનું કંઈ કારણ નથી સ્મૃતિઓમાં જેવા લોકોને ચાંડાળો કહ્યા છે તેવા લોકો તો આજે સમાજમાં છૂટથી હરેફરે છે, વેપાર કરે છે, અધિકાર ભોગવે છે, અને બ્રાહ્મણોના ઘરમાં અને હિન્દુઓના દેવમંદિરોમાં સુદ્ધાં જઇ શકે છે. સ્મૃતિઓમાં વર્ણવેલા ખુદ ચાંડાળો સમાજમાં રાખીએ અને ચાંડાળોના કહેવાતા વંશજો અંત્યજોને આપણે સમાજમાંથી બહાર રાખીએ એમાં વિવેક અને ન્યાય ઉભયની ખામી છે. આટલા વખતથી અસ્પૃશ્યત્વ દૂર કરવાનું કોઇને સૂઝ્યું ન હતું એમ નથી. હિન્દના સંત પુરૂષો અસ્પૃશ્યતા સામે પોતાના ઉદ્ગારો વર્ષોથી કાઢતા આવ્યા છે. પોતે પોતાના વર્તનથી પણ કેટલીએક વાર બતાવી આપ્યું છે કે અસ્પૃશ્યતા એ પાપ છે અને તેથી સાજ્ય છે. તેમણે વારંવાર પોતાના ઉપદેશોમાં ખરા અન્ત્યજો કોણ છે તે તરફ પોતાની *આંગળી* ચીંધી છે. આપણી સમાજને અસ્પૃશ્યતા રૂપી રોગ લાગુ પડયાના ચિન્હો એ સંત-પુરૂષોએ *વર્ષો પહેલાં જોયાં હતાં. રોગને મૂળમાંથી દાબવા માટે* તેમણે પ્રયત્નો કર્યા હતા. એ પ્રયત્નોમાં એટલી બધી ઉગ્રતા ન હતી. કારણકે રોગનું સ્વરૂપ ભયંકર ન હતું. તેમના પ્રયત્નો

ચેતવણી રૂપ હતા. સમાજે એ ચેતવણી તરફ દુર્લક્ષ રાખ્યું. પોતાના સ્વાર્થ અને જડતાને લીધે અંત્યજો પ્રત્યે જુલમ વધાર્યો અને એમને એવી સ્થિતિમાં મૂકી દીધા કે આજે એ રોગ ભારે ગંભીર સ્વરૂપ પકડી બેઠો છે. સમાજના વૈદ્યોને લાગેલું છે કે જો આજે સમાજ આ મહારોગમાંથી મુક્ત થઈ ન જાય તો સમાજ મૃત્યુજ પામે. આથી જ આ રોગની સામે બના ભારે ઉગ્ર ઔષધ વાપરવાનો વખત આવ્યો છે. વળી આજે નવો યુગ મંડાતો જાય છે. આત્મશુદ્ધિ ઉપરજ નવાયુગનું મંડાણ છે. જ્યાં સુધી સમાજમાં અસ્પૃશ્યતા રૂપ અશુદ્ધિ હોય ત્યાં સુધી આત્મશુદ્ધિ ક્યાંથી ? આજે મહાત્મા ગણાતા પુરૂષોને અંત્યજોદ્ધારની વાત, રાજકીય, સામાજીક કે ધાર્મિક ઉદ્ધારની વાત કરતાં વધારે અગત્યની લાગે છે. તેઓ એ વર્ગના ઉદ્ધાર માટે જ જાણે જીવે છે એમ ધારે છે અને મરશે પણ તેમનેજ માટે એવી તેમની વાણી છે. તેઓની લાગણી એટલી બધી તીવ્ર છે કે તેઓ અંત્યજો માટે પોતાની જાતને અંત્યજ કહેવડાવે છે અને તેમને માટે એક વાર અંત્યજ બનવું પડશે તો બનશે એવો તેમનો આગ્રહ છે. આ યુગ પરિવર્તનના સમયની આગાહી છે. લોકોના હૃદયમાં પણ નવા યુગનો ઝાંખો ઝાંખો પ્રકાશ પડવા લાગ્યો છે. ઘણાઓ એવા છે કે એમને હવે દલીલથી સમજાવવાનું નથી રહ્યું. તેઓમાં થોડાક આત્મબળની ખામી છે, તેઓ થોડાક સમાજભીરૂ છે. જ્યારે તેમને સમજાશે કે સમાજ કરતાં સત્ય વધારે બળવાન છે; સમાજને માન આપવાના કરતાં સત્ય સિદ્ધાન્તને માન આપવામાં મનુષ્યત્વ છે, ત્યારે તેમની બ્હીક આપોઆપ ઉડી જશે. અનેક રીતે લોકો પોતાનું મન મનાવી રહ્યા છે. કોઇ કહે છે કે આટલી હદ સુધી આપણે ધર્મ છોડયો તો હવે થોડી વધારે હદે પહોંચવામાં હરકત નથી. કેટલાક કહે છે કે હવે બાજી હાથમાં રહેવાની નથી માટે લડત છોડી દ્યો; કેટલાક શાસ્ત્રમાંથી અંત્યજોદ્ધાર માટે સમર્થનો લાવે છે તો કેટલાકને મન આ પ્રશ્ન જ સરલ લાગે છે. કેટલાક રાજકારણને લીધે, કેટલાક સમાજ દષ્ટિએ અને કેટલાક ધાર્મિક ઉન્નતિ માટે અસ્પૃશ્યત્વ દૂર કરવાનું બોલે છે. આ સમાજમાં આ પ્રશ્ન ઉપર ભારે ઉહાપોહ છે. અંત્યજોના હૃદયમાં પણ એક જાતનો વિશ્વાસ ઉત્પન્ન થયો છે કે હવે જરૂર આપણો ઉદ્ધાર થશે. તેઓ હવે આશા રાખવા લાગ્યા છે કે તેમના ઘરો શહેરની નજીક સારી જગ્યાએ બાંધવાનો વખત આવશે. તેમને હવે રસ્તે ચાલતાં 'પોઇસ પોઇસ' બોલવું નહિ પડે. રેલગાડીમાં તેમને કોઈ હડધૂત કરશે નહિ. તેમનાં છોકરાંઓને ભણવાનાં અને આગળ વધવાનાં સાધનો મળશે. આ આશાસંચારથી તેમનામાં જાણે નવું જીવન આવ્યું હોય એમ દેખાય છે. પોતાનો વણકરનો ધંધો પુનઃ જાગૃત કરવાની તેઓ હોંસ ધરાવે છે, સ્વચ્છ રહેવા માટે જ્યારે જ્યારે તેમને કહેવામાં આવે છે ત્યારે ત્યારે સ્વચ્છ બનવા તત્પરતા બતાવે છે. માંસ અને મદ્યનો તેઓ ત્યાગ કરવા લાગ્યા છે અને પોતે હવે ઉંચો ચડી શકશે એવી કલ્પના કરવા પોતાને ભાગ્યશાળી માને છે. આ સ્થિતિ જ બતાવે છે કે હવે અંત્યજોદ્ધારનો દિવસ નજીક આવી લાગ્યો છે, અને આથી જ આજેજ એ પ્રશ્નનો નિકાલ કરવાનો ખરો વખત આવ્યો છે એમ જોઇ શકાય છે.

સ.—તમે પુનર્જન્મને માનો છો ?

સ.—માણસને પૂર્વજન્મનાં પાપપુણ્યના ફળો આ જન્મમાં ભોગવવાં પડે છે એ સાચી વાત છે ?

જ.—હા.

સ.—તો પછી આપણા અંત્યજોએ પૂર્વજન્મમાં ભયંકર પાપો કર્યાં હશે તેથી તેઓને આ જન્મમાં આ યોની પ્રાપ્ત થઇ છે. આતો કુદરતે કરેલો દંડ છે. એ દંડમાંથી આપણે તેમને છોડવવા એતો કુદરતના કાર્યમાં વચ્ચે પડયા જેવું થાય.

જ.—વાસ્તવિક રીતે ગુણ કર્મથી માણસની જાતી નક્કી થાય છે, જન્મથી નહિ; પણ એ શાસ્ત્રીય ચર્ચામાં અત્યારે આપણે ન પડીએ. માની લ્યો કે પૂર્વજન્મમાં ભયંકર પાપો કરનારને ઇશ્વરે આ જન્મમાં આવું કૃત્ય કરવા સરજ્યા છે. તોપણ આપણે તો તેમના ઉપર ઘૃણાજ રાખવી જોઇએ. પરમેશ્વર દંડ આપે છે તેમાં તેનો બેવડો હેતુ છે. એક તો ગુન્હેગારને પોતાના કૃત્ય માટે શિક્ષા થાય છે અને બીજાઓને દયા કરવા માટે ઉત્તમ પ્રકારનું ક્ષેત્ર મળે છે. પુનર્જન્મના સિદ્ધાન્તથી મનુષ્યને થતી આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે એક પ્રકારનો દંડ જ છે. હવે જો એમ સ્વીકારીએ કે પરમેશ્વરના નિર્ણય વચ્ચે આપણે ન આવવું તો પછી વિચાર કરો કે દુનિયામાં સેવા કરવા જેવું શું રહે છે ? સેવા કરવાનું ક્ષેત્ર જ ક્યાં રહે છે ? બીજાને મદદ કરવાનું પૂણ્ય લેવાનો લ્હાવો માનવીને ક્યાંથી મળે? સેવાધર્મ જેવો પરમ ગહન ધર્મ ઉંધોજ વળી જાય નહિ ? પુનર્જન્મના સિદ્ધાન્તના જ્ઞાનથી આપણને એક જ લાભ થવો જોઇએ કે આપણ સુકૃત્યો કરી આવતા જન્મમાં વધારે સારી સ્થિતિને પામીએ, અને કમનસીબે થયેલાં આ દુનિયાના અનેકવિધ દુઃખી પ્રાણીઓને સહાય કરી ઉંચે ચડીએ. દુઃખીઆઓ પૂર્વજન્મના પાપ ફળો ભોગવે છે એ વિચારથી આપણે તેમને તિરસ્કારી કાઢીએ તો આપણે અધમજ બનીએ. આપણાં શાસ્ત્રો દયા ધર્મનું મૂળ છે એમ પોકારીને કહે છે તે એટલા માટે નહિ કે આપણે પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકારતા નથી; ઉલટું આપણે એ સિદ્ધાંત સ્વીકારીએ છીએ એટલાજ માટે તેમનું આમ કહેવું છે. પરંતુ આપણા મોઢામાં અંત્યજો સંબંધે વિચાર કરતાં આ દલીલ શોભે જ નહિ. આપણે સમજી શકીએ તેવી રીતે આપણે પોતે જ અંત્યજોની આવી સ્થિતિ કરી મૂકી છે. હવે તો પુણ્ય રળવા માટે નહિ પણ પાપ ધોવા માટે જ આપણે તેનો ઉત્કર્ષ કરવા મથવાનું છે. ઇશ્વરે કરેલ દંડ પણ દયાધર્મથી આપણે ભૂલી જવાનો છે; અને આપણે કરેલ દંડને માટે આપણે જરૂર પ્રાયશ્ચિત કરવાનું છે. ઇશ્વરી દંડ કહીને જુલમ ગુજારવાનો ઇશ્વરે આપણને હક્ક આપ્યો નથી. ઇશ્વરી દંડને પણ નરમ કરવા આપણે પરમેશ્વર પાસે પ્રાર્થના કરવાની છે, અને જાતે દંડનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરવાના છે. અંત્યજોની બાબતમાં તો ઇશ્વરે જો દંડ કર્યો હોય તે ખરો પણ આપણે તો ઇશ્વર બની જઇ તેમને ભારે દંડ દઇ રહ્યા છીએ. આપણે ઇશ્વર હોવાનો દાવો કરીશું ત્યારે જ આપણે આવા દંડ આપવા હકદાર થઇશું, પણ ત્યારે તો આપણામાં ઇશ્વરી અંશ હોવાથી આપણે દંડ કરતાં દયા વધારે કરશું. ઇશ્વરની લીલા અકળ છે. આપણે તેનો પાર પામી શકતા નથી પણ નરી આંખે આપણે હાથે કેટલો જુલમ થાય છે તે તો આપણે જોઇજ શકીએ અને તેનો પાર તો આપણે પામી જ શકીએ.

ગિરિજાશંકર ભગવાનજી.

---

# મનુષ્ય જાતિનું ભવિષ્ય.

પૃથ્વી ઉપર રચાએલી અનેક જાતિઓમાં મનુષ્ય જાતિ પ્રધાનપદ ભોગવે છે એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી. સ્વાભાવિક રીતે મનુષ્ય માટે મ્હોટી મ્હોટી આશાઓ બંધાય છે. એના ભવિષ્ય વિશે અનેક તર્ક વિતર્ક થાય છે. કેટલાક મનુષ્યજાતિને એક વિશ્વના અંગ તરીકેજ ગણીને પ્રશ્ન પૂછે છે કે વિશ્વનું પ્રયાણ કઇ દિશામાં છે ? વિશ્વમાં વસતા પ્રાણીઓને શા ઉદ્દેશથી જન્મ અપાયો છે ? મનુષ્ય જીવનનું ધ્યેય શું ? મનુષ્ય જ્યારે બહુ ઉંડો ઉતરીને વિચાર કરે છે, જ્યારે તે સંકુચિત દૃષ્ટિમાંથી મુક્ત થઈ સ્થાયી ચિન્નેને વ્હોળી દૃષ્ટિથી જુએ છે ત્યારે એને આવા પ્રશ્ન થયા વગર રહેતાજ નથી. આવા પ્રશ્નના જવાબ આપવા તે મનુષ્ય બુદ્ધિ માટે ઘણુંજ કઠિન છે, એટલુંજ નહિં પરન્તુ કેટલેક દરજ્જે અશક્ય પણ છે. જેવી રીતે એક યંત્ર (machine) પોતાનો અંતિમ ઉદ્દેશ સમજી શકતું નથી તેમ મનુષ્યનો છેવટનો ઉદ્દેશ શો છે તે મનુષ્યની કલ્પનાની બહાર છે. જેમ યંત્રમાં બનતી અમુક ચીજ કાચી અવસ્થામાં હતી ત્યારે તેની ઉત્પત્તિ કરવામાં તેમજ સંભાળ લેવામાં કોણ રોકાયેલું હતું, અને જનમંડળમાં એ યંત્રે બનાવેલી ચીજ શા ઉપયોગની છે એ પ્રશ્નોનો ઉકેલ એ યંત્રની કલ્પનાની બહાર છે તેમ કેટલાક ગૂઢ પ્રશ્નો મનુષ્ય ઉકેલી શકતો નથી. એવા પ્રદેશને જર્મન ફીલસુફ કેન્ટ Noumena કહે છે. એ પ્રદેશ અગમ્ય છે માટે તે તરફ નજર નાંખવા કરતાં અગૂઢ પ્રદેશની (Phenomenon) પ્રદક્ષિણા કરીશું તો મનુષ્ય બુદ્ધિ માટે બહુ છે.

પરન્તુ અગૂઢ પ્રદેશમાં પણ મનુષ્ય બુદ્ધિ બહુ સરળ થઇ છે તેમ ન કહી શકાય. હજી એ બાબતમાં મનુષ્ય એક નિર્ણય ઉપર નથી આવી શક્યો. મનુષ્યજાતિની ચઢતી થયાજ કરે છે કે ચઢતી પડતી બન્ને આવ્યાં કરે છે ? દુનીઆના ઈતિહાસમાં આપણને ખરેખરી પડતી નજરે પડે છે કે એ પડતી માત્ર ચઢતીનું ગુપ્ત સ્વરૂપજ છે ? હિન્દુસ્થાને એક સમય સુધારામાં પોતાનું પાણી બતાવ્યું. એના ખંડેર હાલની સમાજમાં જણાઈ આવે છે. ખંડેરના કેટલાક ખંડિત સ્તંભો તેમજ બીજા ભાગો નજરે પડતાં એ મકાનની જાહોજલાલી કલ્પી શકાય છે. ઈજીપ્ત પણ એક સમય જાહોજલાલીમાં આવી નાશ પામ્યું અને પોતાની જાહોજલાલીની નિશાની તરીકે નાઈલના પીરામીડ મુકતું ગયું. ત્યાર બાદ એથેન્સનો વારો આવ્યો. તે પોતાની પાછળ સોક્રેટીસ, પ્લેટો અને એરીસ્ટોટલના તત્વચિન્તનના લખાણો મુકતું ગયું. રોમ રાજ્યનીતિમાં ચઢી ગયું અને પોતાની યાદગીરીમાં જગતના કાયદા મુકતું ગયું. ત્યાર બાદ અંધકારનો સમય (The Dark Ages) આવ્યો. તે પછી લગભગ સત્તરમા સૈકામાં મનુષ્યે પોતાના બુદ્ધિબળનો ઉપયોગ કરવા માંડ્યો. મનુષ્યે પોતાની બુદ્ધિથી યંત્રો શોધવા માંડ્યાં. અને આખરે જગતનો સુધારો (Civilisation) યંત્રોનો ઉપયોગ કરવામાંજ આવીને વસ્યો. વળી વચ્ચે શંકાવાદનું મોજું આવ્યું. મનુષ્ય શું ખરા સુધારાને જ પાટે ચાલે છે ? રસ્કિન તેમજ ટૉલ્સ્ટોય જેવા મહાત્માઓએ યાન્ત્રિક બળ વાપરવાની શક્તિને સુધારો ન ગણવાની ચેતવણી આપી. એથી મનુષ્યજાતિ ઉપર કેટલા અત્યાચાર થાય છે તેનો ખ્યાલ આપ્યો. મજુરોને ગુલામગીરીમાં નાંખવાની એ જાળ છે,

મજુરોને હથીઆર બનાવી મીલ માલીકો પોતાનું કામ સાધી લે છે એમ લોકોને સમજાવ્યું. તે સાથે બતાવ્યું કે મનુષ્યમાં ઈશ્વરે ફક્ત બુદ્ધિબળ જ નથી મૂક્યું. તેનામાં આધ્યાત્મિક બળ પણ હોય છે અને તે બળનો હાલ અનાદર કરવામાં આવ્યો છે તેમ સ્પષ્ટ બતાવ્યું.

પરન્તુ એ ચેતવણીને કોઇએ કાન દીધો નહિં. મનુષ્યના હાથમાં સત્તા આવે છે ત્યારે તે સત્તાનો ઉપયોગ પોતાની સત્તા વધારવામાં જ કરે છે. જેમ જેમ ધનવાનની સત્તા વધતી ગઈ તેમ તેમ તેમણે વિજ્ઞાનની મદદથી આખી દુનીઆને વશ કરી લીધી. વિજ્ઞાનને લઇને આવેલી સત્તાનો મનુષ્યે કેવો દુર ઉપયોગ કર્યો છે તે આ છેલ્લા મહાયુદ્ધમાંથી જ સાબીત થાય છે.

મનુષ્યજાતિમાં યુદ્ધ એ બહુ સામાન્ય બનાવ છે. અસલના વખતમાં મનુષ્યો યુદ્ધમાં પોતાનું બાહુબળ વાપરી દુશ્મનને હઠાવતા. તેઓ ધનુષ્ય બાણ અથવા તલવારનો ઉપયોગ યુદ્ધમાં કરતા. સ્વાભાવિક રીતે યુદ્ધ મચાવનાર મનુષ્ય તન્દુરસ્તીવાળો હોવો જોઇએ. એટલે એક દૃષ્ટિબિન્દુથી અસલના યુદ્ધો મનુષ્યજાતિમાં તાકાદ ઉમેરનારાં હતાં. પરન્તુ હવે વસ્તુસ્થિતિ બદલાઈ છે. વિજ્ઞાનને અંગે મનુષ્યમાં જે સત્તા આવી તેનો ઉપયોગ યુદ્ધમાં થવા માંડયો. બાહુબળનું સ્થાન બુદ્ધિબળે લીધું. દુશ્મનનો સર્વ રીતે નાશ કરવો એજ યુદ્ધનું ધ્યેય ઠર્યું. દુશ્મન કોને કહેવો તે સંબંધી પણ વિચારો બદલાયા. અસલ જે મનુષ્ય યુદ્ધમાં લઢવા આવે તેને દુશ્મન ગણવામાં આવતો. હાલ તો જે મનુષ્ય દુશ્મનને ગમે તે રીતે મદદ કરતો હોય તેને દુશ્મન ગણવામાં આવે છે. અને એ રીતે તો સામી બાજુનો દરેક મનુષ્ય દુશ્મન થયો. " Every citizon is a potential producer of food and munitions " આ સૂત્ર જ્યાં સ્વીકારાયું ત્યાં યુદ્ધ મચાવનાર સિપાઇઓ અને રૈયત વચ્ચે કાંઈ જ તફાવત રહ્યો નહિં. રૈયત ઉપર એરોપ્લેનમાંથી બોમ્બગોળા નાંખવા એ તદ્દન વ્યાજબી થઇ ગયું.

એ રીતે જોતાં તો મ્હને અસલનો રિવાજ ઘણોજ ડાહ્યો લાગે છે. અસલ લોકો યુદ્ધ કરવા અમુક મેદાનમાં જતા અને સાંજ હારજીત સ્વીકારી લેતા. પાણીપતના મેદાનમાં આવી રીતે કેટલાંએ યુદ્ધ થઇ ગયાં. આથી લડાઇનો બોજો રૈયત ઉપર નહિં જેવો જ આવે છે. પરન્તુ હવે તો એ સ્થિતિ બદલાઈ ગઈ. યુદ્ધ કરનારાઓમાં વિજ્ઞાનને લઇને પુષ્કળ સત્તા આવી એટલે દુશ્મનોનો નાશ વધારે ભયાનક અને ત્રાસદાયક બનતો ગયો. લડનારાઓનું પ્રમાણ વધતું ગયું. અસલ દ્વં દ્વં યુદ્ધો થતાં. ધીમે ધીમે એ ન્હાની ટુકડીઓ લડવા માંડી. એક બીજાનું રાજ્યપાટ છીનવી લેવા યુદ્ધ થયાં. અને વખત જતો ગયો તેમ એક પ્રજા બીજી પ્રજા સાથે લડવા માંડી અને છેવટે આખી દુનીઆની પ્રજાઓ એક અથવા બીજી બાજુથી રણે ચડી; એટલે સાધારણ રીતે મનુષ્યનો મરો વધારે થવા માંડયો, દુશ્મનની રૈયત દારૂગોળાથી પાયમાલ થઈ, બૈરાં છોકરાંની ગણત્રી પુરુષો સાથે જ થઈ, સુંદર મકાનોનો નાશ થયો, ફળદ્રુપ જમીન લોહીથી ખરાબ થઈ, મડદાં પગની ઠેસે ચડતા માંડયાં.

ટુંકામાં યુદ્ધનાં ખરાબ પરિણામો આ મહાયુદ્ધ પછી લોકોને જણાવાં માંડયાં, અને યુદ્ધ આ દુનીઆમાંથી બાતલ કરવા ચારે બાજુએથી પ્રયાસો થવા માંડયાં. આ મહા યુદ્ધ ને પરિણામે રૂશીઆની કેવી કંગાળ સ્થિતિ થઇ ગઇ છે? રોજ લાખો માણસો ભૂખમરાથી નાશ પામે છે. એનો ચિતાર એચ. જી. વેલ્શે પોતાના 'Russia in the shadows' નામના પુસ્તકમાં આપ્યો છે. તે બધું આ લડાઇનું જ પરિણામ. જર્મનીમાં પણ હાલ લગભગ એવીજ દશા છે. આ યુદ્ધ જો એકજ વર્ષ વધારે ચાલ્યું હોત તો આખા યુરોપની સ્થિતિ રૂશીઆ જેવી થાત. હવે જો આજ પાયા ઉપર પાશ્ચિમ વર્ગમાં જો બીજી હોળી સળગે તો આખી દુનીઆ પાયમાલ થઈ જાય તેમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી.

હવે લોકોને આ પરિણામની ગંભીરતા જણાઈ છે અને યુદ્ધ રોકવા સંબંધી ઘણા પ્રયાસો ચાલી રહ્યા છે. જગતના બુદ્ધિશાળી લોકો અનેક ઉપાય બતાવી રહ્યા છે. આ લેખમાં ઇંગ્લાંડના પ્રખ્યાત લેખક એચ. જી. વેલ્સના તે સંબંધી કેટલાક વિચારો ઉપર ચર્ચા કરી છે.

હાલ યુદ્ધનો દુનીઆમાંથી અંત આણવાને દુનીઆની 'મ્હોટી પ્રજાઓ' એ મળીને એક "League of Nations" નામની સંસ્થા સ્થાપી છે. તે સંસ્થાની ફરજ માત્ર એટલીજ કે બે પ્રજાઓ વચ્ચેનો ઝગડો આજ સુધી જે યુદ્ધથી ચુકવાતો હતો તે હવે એ સંસ્થા એ ઝગડા ચૂકવવામાં મદદ કરે એટલુંજ નહિં પણ ફરજ પાડે.

હવે જ્યારે આપણે આ સંસ્થામાં આટલી બધી સત્તા તેમજ શ્રદ્ધા મુકીએ ત્યારે એ સંસ્થાનું બંધારણ કેવું હોવું જોઇએ એ પ્રશ્ન ઘણોજ અગત્યનો છે. એના બંધારણ સંબંધી ઘણા મતભેદો છે; અને હોય એમાં કાંઈ નવાઈ નથી. શરૂઆતમાં જ્યારે એ સંસ્થા સ્થપાઈ ત્યારે એમાં દુનીઆની કેટલીક મ્હોટી પ્રજાઓજ દાખલ થઇ હતી એટલુંજ નહિં પરન્તુ કેટલીક પ્રજાને—જેમકે જર્મનીને—એ સંસ્થામાં દાખલ ન કરવી એવો પણ ઠરાવ થયેલો. આ પદ્ધતિ સૌને પાછળથી અનુચિત લાગી એટલે જર્મનીને પણ દાખલ કરવાનો નિશ્ચય થયો. જર્મનીને જો એ સંસ્થામાં દાખલ કરવામાં ન આવે તો દુનીઆમાંથી યુદ્ધ બાતલ કરવું મુશ્કેલ પડે અથવા જો દબાણથી યુદ્ધ રોકાય તો જર્મનીને જરૂર અન્યાય થાય માટે પહેલું સત્ર તો એજ કે એ સંસ્થામાં દરેક પ્રજાનો મત પ્રતિબિમ્બ થવો જોઇએ.

પરન્તુ તરતજ પ્રશ્ન ઉઠશે કે પ્રજા કોને કહેવી? ઇંગ્લાંડ અને કેનેડાને જુદી પ્રજાના દેશો ગણશો? ઇંગ્લાંડ અને આયર્લાંડના જુદા પ્રતિનિધિઓ મોકલશો? હિન્દુસ્થાનનો પ્રતિનિધિ જુદો જશે? ઑસ્ટ્રીઆ અને હંગરીનો જુદો પ્રતિનિધિ મોકલશો? ઇજીપ્ત કહેશે કે મ્હારો જુદો પ્રતિનિધિ કેમ નહિં? ઇસ્ટ આફ્રીકા કહેશે કે સાઉથ આફ્રીકા જેટલોજ મ્હારો હક હોવો જોઇએ. ટુંકામાં પ્રતિનિધિ દાખલ કરવામાં ક્યાં લીટી દોરવી તે સંબંધી ફટાટૂટ ઘણીજ પડશે. કાલે સ્કૉટલાંડ ઇંગ્લાંડથી જુદું પડે તો એનો જુદો પ્રતિનિધિ કેમ નહિં? કોઈ એક પ્રજામાં બે ભાગલા પડયા અને એમાંનો એક ભાગ પોતાનો જુદો પ્રતિનિધિ માગે તો [illegible] આ બધી વ્યવહાર મશ્કેલીઓ જોતાં તો League of Nations

ની સંસ્થા ટકે એમ લાગતું નથી. અને જો ટકશે તો એ સંસ્થાથી દુનીઆને લાભ થવાને બદલે હાનિ થશે. મ્હોટી પ્રજાઓ ન્હાની પ્રજાને દબાવતીજ રહેશે; અને અત્યારે હજી ન્હાની પ્રજાઓને સ્વતંત્ર થવાને તક છે તે પણ જતી રહેશે. કેમકે જેની પાસેથી સ્વરાજ્ય લેવાનું છે તેની સત્તા તો એ સંસ્થાથી વધતીજ જશે. એનો અર્થ તો એટલોજ થયો કે ત્રણ ચાર મ્હોટી પ્રજાઓએ મસલત કરી એવો નિશ્ચય કર્યો કે આખી દુનીઆ આપણી વચ્ચે સલાહસંપથી વહેંચી લેવી. એવી કૃત્રિમ સલાહનો કાંઇ અર્થજ નથી. એવી સલાહ અને શાન્તિ ખરીદવામાં સ્વતંત્રતાનો ભોગ આપવો પડે તેમ છે. એ દુનીઆ કદી કબુલ નહિં કરે.

બીજી સૂચના એવી છે કે દુનીઆમાં બોલાતી જુદી જુદી ભાષા પ્રમાણે ભાગલા પાડવા અને તે પ્રમાણે દરેકને અકેકો પ્રતિનિધિનો હક્ક આપવો. આ સૂચનામાં પણ એટલીજ મુશ્કેલીઓ વચ્ચે નડે છે. શું ગુજરાત માટે એક પ્રતિનિધિ અને આખા રૂશિઆ માટે પણ એકજ પ્રતિનિધિ ? વળી આ સૂચના ક્યારે અમલમાં મૂકી શકાય કે જ્યારે દરેક પ્રજા સરખો હક્ક ભોગવતી હોય ત્યારે, એટલે કોઇપણ દેશ કોઇપણ બીજા દેશના તાબામાં ન હોવો જોઇએ. ઇંગ્લાંડને હિન્દુસ્થાન છોડવું પડે, આયર્લાંડ છોડવું પડે, ઇજીપ્ત છોડવું પડે. તેવીજ રીતે બીજા દેશોને પણ તેમજ. તે હાલ કઇ મ્હોટી પ્રજા કબુલ કરશે ?

આ બધી મુશ્કેલીઓ દૂર કરવાને વેલ્સ ત્રીજોજ માર્ગ બતાવે છે. વેલ્શને ‘League of Nations’ નામજ નથી રૂચતું. Nation શબ્દ સૂચવે છે કે દુનીઆની જુદી જુદી પ્રજાઓએ મળીને એક સલાહ કરવાની સંસ્થા સ્થાપી છે. વેલ્શ માને છે કે યુદ્ધનું મૂળ કારણ આથી નાશ થતું નથી. આ રીતિથી કદાચ એકાદ યુદ્ધ અટકાવી શકાય, અથવા મુલતવી રાખી શકાય. પરન્તુ એથી હંમેશને માટે યુદ્ધ બંધ ન રહે. જ્યાં સુધી ‘ આ મ્હારો દેશ ’ અને ‘ પેલો બીજાનો દેશ ’ એ ભાવના લોકોમાં હશે ત્યાં સુધી યુદ્ધ બંધ રહેવું અશક્ય છે. યુદ્ધ બંધ કરવા માટે તો હૃદયો બદલાવવાં જોઇએ. સ્વદેશાભિમાનની વૃત્તિજ નાશ પામવી જોઇએ. સ્વદેશ પ્રેમનું ( Nationalism ) સ્થાન સર્વ દેશ પ્રેમે ( Inter nationalism ) લેવું જોઇએ. દરેક વ્યક્તિએ મનુષ્ય જાતિનો ઉત્કર્ષ કેમ થાય તે વિચારી તે માટે જોઇતા ઉપાયો લેવા જોઇએ. સ્વદેશ અને પરદેશ વચ્ચે ભેદ ન રાખવો જોઇએ આવી જાતના સર્વદેશ પ્રેમના વિચારોવાળી સંસ્થાઓ દરેક દેશમાં સ્થાપવી અને ધીમે ધીમે મનુષ્યોના વિચારો એ દૃષ્ટિબિન્દુ તરફ દોરવા. તે થયાબાદ આખી પૃથ્વી ઉપર એકજ સામ્રાજ્ય ( World State ) સ્થાપવું. એ રાજ્યતંત્ર આખી દુનીઆના ઝગડાઓનો ચુકાદો આપે. એક દેશના સઘળા ઝગડાઓ જેમ અદાલતો ચૂકવે છે તેમ આ રાજ્યતંત્રની મ્હોટી અદાલત ( Inter National Court of Justice ) દુનીઆના સઘળા ઝગડા ચૂકવે.

તે ઉપરથી બીજો સવાલ એ ઉઠે કે એ અદાલત ન્યાયનો ચુકાદો આપે ખરી. પરન્તુ એ ચુકાદો અમલમાં શી રીતે મુકાવવો ? આ પ્રશ્ન આપણી અદાલતોના બંધારણ તરફ

નજર નાખ્યામાં ઉકલી શકશે. કોઈ મેજીસ્ટ્રેટ અમુક વ્યક્તિને ૧૦૦ રૂપીઆ દંડ કરે અને જો એ વ્યક્તિ એ દંડ ભરવાની ના પાડે તો મેજીસ્ટ્રેટ પોતે એ વ્યક્તિ પાસે રૂપીઆ કઢાવી શકતો નથી. પરન્તુ એને જે રાજ્યતંત્રનો ટેકો છે તેના બળે તે હુકમ કરી શકે છે અને તે વ્યક્તિની પાસેથી દંડ લેવા એ રાજ્યતંત્રના પોલીસોની મદદ લેછે. તેવીજ રીતે આ સર્વ દેશાની અદાલતને એક જબરી સેના અને એક નૌકાસૈન્યની જરૂર છે. અત્યારની સંસ્થા પોતાનો કાબુ દુનીઆ ઉપર નથી મેળવી શકતી તેનું કારણ એજ છે કે તેની પાસે પોતાનો નિર્ણય અમલમાં મૂકવા એટલી સત્તા નથી. અત્યારે તો જે પ્રજાને એ સંસ્થાનો નિર્ણય અનુકૂળ પડે તે એનો નિર્ણય પાળે છે અને બીજી પ્રજા એનો ખુલ્લો અનાદર કરે છે. જે પ્રજા આજે બીજી પ્રજાને નીતિના ભાષણો કરે છે તેજ પ્રજા જ્યારે એ સંસ્થાનો નિર્ણય એને પ્રતિકુળ થઈ પડે છે ત્યારે એ પાળતી નથી. માટે જ એ સંસ્થા પાસે એક લશ્કરી સેના અને નૌકા સૈન્ય જોઇએ, અને બીજા દરેક દેશે પોતાના લશ્કરનો નાશ કરવો જોઇએ. પછી દુનીઆમાં એકજ સત્તા રહી એટલે યુદ્ધનો સંભવજ નહિં રહે.

ઉપર દર્શાવેલા વેલ્શના વિચારો કેટલે દરજ્જે મુશ્કેલીઓથી વિમુક્ત છે તે હવે આપણે જોઇએ. વેલ્શ પહેલી વાત તો એજ કરે છે કે સ્વદેશપ્રેમની લાગણી નાબુદ થવી જોઇએ, અને આખી દુનીઆમાં ભ્રાતૃભાવ ( brotherhood ) ફેલાવવો જોઇએ. આ વાત તદ્દન સાચી છે. જ્યાં સુધી એક મનુષ્ય બીજા મનુષ્ય તરફ ભ્રાતૃભાવથી નહિં જુએ ત્યાં સુધી દુનીઆમાં ગમે તે પ્રકારનું યુદ્ધ ચાલ્યાજ કરવાનું. પરન્તુ આ પહેલી સરત વેલ્શે એવી મૂકી છે કે જો એ સરત બરોબર પળાય તો ગમે તે જાતના રાજ્યતંત્ર નીચે પ્રજા સલાહ સંપથી રહે. દુનીઆમાં જોઇએ તેવો ભ્રાતૃભાવ નથી એટલે જ આવા કૃત્રિમ પ્રયાસો કરવા પડે છે. ભ્રાતૃભાવ કેળવવો એ સાધક ( means ) નથી પરન્તુ સાધ્ય કરવાની વસ્તુ ( end ) છે.

બીજું. એ ભ્રાતૃભાવ રાખવામાં સ્વદેશપ્રેમ નાબુદ કરવાની જરૂર છે ? સ્વદેશપ્રેમ નાબુદ કરવાથી ભ્રાતૃભાવ વધશે ખરો ? જે સ્વદેશપ્રેમને નાબુદ કરવાની ભલામણ કરે છે તે મનુષ્ય સ્વભાવનું જ્ઞાન ઓછું દર્શાવે છે એમ કહેવું જોઇએ. તેમજ સ્વદેશ પ્રેમી ભ્રાતૃભાવ નથી રાખી શકતો તે સૂત્ર તદ્દન ખરૂં નથી. મનુષ્યને ફરમાન થયું છે કે ' Love thy neighbour '. એ ફરમાન મનુષ્ય સ્વભાવ ધ્યાનમાં લઇને કરવામાં આવ્યું છે. હું મ્હારા પાડોસીને ચાહું અને એનામાં જ મનુષ્યજાતિનું પ્રતિબિમ્બ જોઉં એટલે મ્હેં એ ફરમાન પાળ્યું કહેવાય. હિન્દુસ્થાનની કોઈ વ્યક્તિએ અમેરિકાની કોઇ અજાણી વ્યક્તિને ચાહવું એ મંગળના તારાની કોઇ વ્યક્તિ માટે પ્રેમ ધરાવવા બરોબર છે. એક મનુષ્યે આખી દુનીઆને ચાહવું એ મનુષ્યની કલ્પનાની બહાર છે. પરન્તુ એક મનુષ્ય પોતાના સાથી ઉપર જ પોતાનો મનુષ્યજાતિ પ્રત્યે ભ્રાતૃભાવ વરસાવે છે. સ્વદેશપ્રેમને હલકો ગણી નાંખવામાં આવે છે તેનું કારણ એજ છે કે તેનો અર્થ સાધારણ રીતે સંકુચિત કરી નાંખવામાં આવે છે. ક્રાઇસ્ટે જે સમયે સલાહ આપી કે Love thy neighbour તે સમયે તેઓ એમ કહેવા માગતા નહતા કે ' hate all others ' તેમજ સ્વદેશ પ્રેમીનો અર્થ એવો નહિં કરવાનો કે જે બીજા દેશોને ધિક્કારે. દુનીઆના ભાગલા પાડ્યા વગર

મનુષ્યથી કામ થઈજ ન શકે. અને જ્યાં સુધી પોતાના ભાગલાના ઉત્કર્ષ માટે એ તન મન અને ધનથી મથે નહિં ત્યાં સુધી એ ભાગલાની ઉન્નતિ થવી મુશ્કેલ છે. દરેક મનુષ્યે આ ભાગલો તો મ્હારો છે એમ જાણી તેની સમૃદ્ધિ માટે મથવું જોઇએ. જ્યાં સુધી એ ભાગલામાં એ પોતાપણું ન જુએ ત્યાં સુધી એનામાં કામ કરવાને જોઇતો ઉત્સાહ ન જ આવી શકે. લશ્કરની ટુકડીઓમાં પણ તેમજ છે. દરેક સિપાઇ પોતાની ટુકડીનું અભિમાન રાખે છે. અને જો પોતે કોઇ પ્રખ્યાત ટુકડીનો હોય તો તે એમજ સમજે છે કે મ્હારાથી તો રૈયતની લુંટફાટ થાય જ નહિં, મ્હારાથી તો સ્ત્રીઓ ઉપર હુમલો થાય જ નહિં, મ્હારો પ્રાણ જાય તો પણ મ્હારાથી મ્હારા કપ્તાનના ફરમાનનો અનાદર થાય જ નહિં. મનુષ્યમાં આ જાતનું અભિમાન હોય છે. અને એવી જાતના અભિમાન વગર તેનાથી ભાગ્યે જ સારાં કામ થઇ શકે છે. એક સિપાઈ પોતાના નંબરની ટુકડી માટે અભિમાન ધરાવે માટે તે કાંઈ બીજી ટુકડીનો વિરોધી નથી થતો. એ બન્ને ટુકડીઓનો ઉપરી જેમ ફરમાન કરે તેમ તે ટુકડીઓ વર્તે. તેવી જ રીતે દુનીઆના જુદા જુદા દેશો એક મ્હોટી સંસ્થાને માન આપે.

વેલ્સની બીજી સૂચના એ છે કે તેવી સંસ્થાને એક લશ્કરી બળ અને નૌકા બળ સોંપવું. આ સૂચનાથી કેટલાકને નવાઈ લાગશે. પરન્તુ એ સૂચના મનુષ્ય સ્વભાવ ધ્યાનમાં લઇને કરેલી છે. મનુષ્યમાં જે પશુનો અંશ રહેલો છે તેની પાસે કામ લેતાં પશુબળ (brute force) ની જરૂર પડે છે. અમુક માણસ પાસે બીજા માણસ કરતાં વધુ પશુબળ ના હોય ત્યાં સુધી એ માણસ પોતાનું ફરમાન પળાવી શકતો નથી. પરન્તુ એ પશુબળ વાપરવાની તો ભાગ્યે જ જરૂર પડે છે. દરેક સત્તાની પાછળ પશુબળ હોય છે જ. એટલે જ્યાં સુધી મનુષ્ય સ્વભાવ છે તેમનો તેમ રહેશે—અને તે બદલાવવાનો સંભવ નથી—ત્યાં સુધી પશુબળ વગર છુટકોજ નથી. દરેક મનુષ્યમાં થોડો ઘણો તો આસુરી અંશ હોય છે જ. અને જ્યાં સુધી આ અંશ મનુષ્યમાં રહેશે ત્યાં સુધી યુદ્ધ નાબુદ નહિં થાય. એટલે મનુષ્યની આસુરી વૃત્તિ દબાવવા માટે પશુબળ વગર છુટકો જ નથી.

હવે એ સૂચના માટે કેટલાક એવો વાંધો લે છે કે આખી દુનીઆના રાજ્યતંત્રની એક ગંજાવર સેના રાખવાથી લોકો હંમેશા ગુલામગીરીમાં જ રહેશે. અને જ્યારે તેઓ બળવો કરે ત્યારે તેમની મદદે આવનાર કોઈ રહ્યું નહિં. પરન્તુ આખી દુનીઆમાં લોકોનાજ પ્રતિનિધિથી ચાલતા રાજ્યમાં ગુલામગીરી કેવી? લોકોને રાજ્યની અમુક વ્યક્તિમાં વિશ્વાસ બેસતો ન હોય તો બીજી વ્યક્તિને પ્રતિનિધિ મોકલી શકે છે. બાકીતો જ્યાં જ્યાં રાજ્યતંત્ર છે ત્યાં ત્યાં કાયદાને તાબે થવાનું હોય છે જ. પોતે જ બનાવેલા કાયદાને તાબે થવું તેનું નામ ગુલામગીરી ન કહેવાય.

આ બધી વાતો તો 'શું થવું જોઇએ' તેની થાય છે. પરન્તુ એ આશાઓ પાર પડવાનો કેટલો સંભવ રહે છે? આ સૂચનાની પહેલી જ શરત શી છે? કે દરેક દેશને સ્વતંત્રતા સોંપી દેવી. જ્યાં સ્વરાજ્યના જ સાંસાં હોય ત્યાં સ્વતંત્રતાનીતો વાત જ શી કરવી? વળી મ્હોટી પ્રજાઓએ પોતાની સેના અને નૌકા સૈન્યનો નાશ કરવો અથવા આખી દુનીઆના રાજ્યતંત્રને સોંપી દેવાં. એ સૂચના અત્યારે કઈ પ્રજા કાને દે તેમ છે? એ રીતે

તપાસતાં તો આ સૂચના એક હવાઇ કિલ્લા જેવી લાગે છે. અને જ્યાં સુધી આ સૂચના અમલમાં નહિં મૂકાય ત્યાં સુધી આખી દુનીઆની જમીન માનુષી લોહીથી ખરડાએલી જ રહેશે. અને આ સ્થિતિનો અંત ક્યારે આવશે તેની હાલતો કલ્પના કરી શકાય એમ છે જ નહિં. મનુષ્ય દિવસે દિવસે બુદ્ધિમાં કુશળ થતો જાય છે. અને એ બુદ્ધિનો ઉપયોગ પોતાની સત્તા વધારવામાં જ કરે છે. યુદ્ધ સમયે દરેક દેશ પોતાના રાજ્યના સુધારાની બધી ચળવળ બંધ કરે છે અને દુશ્મનને હઠાવવામાં જ સઘળી શક્તિ વાપરી નાંખે છે; ત્યારે સલાહ અને શાન્તિ સમયે દરેકની આંખ દેશમાં સુધારા કરવા તરફ હોય છે. જ્યારે એક જગત્ રાજ્યતંત્ર ( world goverúment ) ઉભું થશે ત્યારે તેની સામે યુદ્ધમાં ઉતરનારો કોઇ પણ હરીફ રહેશે નહિં, એટલે એની સઘળી દૃષ્ટિ દુનીઆના સુધારા કરવા તરફ જ રહેશે. રાજ્યની સેના બળ કરતાં પ્રજાની કેળવણી તરફ રાજ્યમંત્રીઓનું વધારે લક્ષ દોડશે. દુનીઆની પ્રજાએ આવી સૂચનાઓને જોઇતું લક્ષ નહિં આપે તો મનુષ્ય જાતિ કેટલા ટુંક વખતમાં પાયમાલ થઇ જશે તે કહી શકાતું નથી. મનુષ્યની યાદશક્તિ ઘણી જ ટુંકી હોય છે. તે ઇતિહાસમાંથી કોઇ દિવસ ચેતવણી લેતો નથી. આ મહાયુદ્ધ આવતું હતું તે સમયે વિજ્ઞાનની મદદથી વપરાતાં શસ્ત્રોથી લોકો ત્રાસી ગયા હતા. હવે યુદ્ધ પુરૂં થયું. અને ત્રાસ પણ મટી ગયો. યુદ્ધને અંગે રૂશિઆમાં ભૂખમરો થયો. હવે પછી જો યુદ્ધ થશે તો એથી પણ વધારે મનુષ્યોનો નાશ થશે; અને યુદ્ધ સમયે લોકોને સહન કરવું પડશે તે કરતાં યુદ્ધ પછીનો સમય વધારે આકરો લાગશે. તેમાં હિન્દુસ્થાન જેવો પ્રદેશ તો એકદમ નાશ પામવાનો. લોકો જમીન ખેડવાને અશક્ત થઇ જશે, અથવા ખેડનાર મળશે નહિં. તે સમયે હિન્દુસ્થાનની દશા રૂશિઆ કરતાં પણ વધારે ત્રાસદાયક થવાની. હવે જો પેસીફીકમાં જાપાન અને અમેરિકા વચ્ચે યુદ્ધ જામ્યું તો હિન્દુસ્થાનની એજ દશા સમજી લેજો.

દુનીઆમાંથી યુદ્ધ અટકાવવું એતો આપણું પ્રથમ કર્તવ્ય છે. તે અટકાવ્યા પછી પણ કાંઇ મનુષ્યજાતિને શાન્તિ નથી. એક જાતનું યુદ્ધ અટકશે તો બીજી જાતનું યુદ્ધ ચાલશે. આપણે શસ્ત્રોનું યુદ્ધતો અટકાવી નથી શકતા, તે પહેલાં તો બીજું યુદ્ધ ઉભું થાય છે. દુનીઆમાં આર્થિક યુદ્ધ ('economic war ) તો ચાલ્યાજ કરવાનું. તે ઉપરાંત મજુરો અને મીલમાલીકો વચ્ચે તો ભવિષ્યમાં મ્હોટું યુદ્ધ બાકી જ છે અત્યાર સુધી મીલમાલીકો પોતાની સત્તાનો ઉપયોગ મજુરોને દબાવવામાંજ કરતા હતા. હવે મજુરોને સમજાયું છે કે પોતાનામાં પણ સત્તા છે. એટલે એ લોકો પણ એનો ઉપયોગ કરે છે અને હડતાળ પાડે છે. ઈંગ્લાંડમાં થોડા સમય ઉપર કોલસાની ખાણુમાં કામ કરનારાઓની ભારે હડતાળ ( coal strike ) પડી હતી. આવી જાતની અનેક હડતાળો દુનીઆમાં પડશે અને લોકો હેરાન થશે. અને જેમ જેમ આપણે પારકા ઉપર વધારે આધાર રાખતા થઇશું તેમ તેમ આપણી જીંદગી વધારે અગવડવાળી અને અનિશ્ચિત થશે.

આમ ચારે બાજુએથી જોઇએ છીએ તો દુનીઆની એક મુશ્કેલી દૂર કરતાં બીજી બે મુશ્કેલીઓ ઉભીજ હોય છે. શું મનુષ્ય જે દિશામાં જવા માંગે છે તે દિશામાં જઈ શકે છે ખરો ? કે એને માટે જે ભવિષ્ય નિર્માણ કરી મૂક્યું છે તેને જ એ વશ થશે ?

હવે જો મનુષ્યના હાથમાં બાજી હોય તો તેને પોતાનો ઉત્કર્ષ કરવાને જેટલી છૂટ છે તેટલી જ છૂટ એને પાયમાલ કરવાની છે. અને જો મનુષ્ય પોતાનો ઉત્કર્ષ કરવાને શક્તિમાન હોય તો બીજો પ્રશ્ન એજ થાય છે કે પોતાનો ઉત્કર્ષ શેમાં રહેલો છે તેનું મનુષ્યને ભાન છે ખરૂં ? શું યુદ્ધ બંધ કરે એનો ઉત્કર્ષ થઇ જવાનો છે ? દુનીઆમાં સત્ય અને અસત્ય, દૈવી અને આસુરી વૃત્તિ વચ્ચે યુદ્ધ ચાલ્યા જ કરવાનું. શું વિજ્ઞાનની શોધમાં જ મનુષ્યનો ઉત્કર્ષ સમાઈ જાય છે ? મનુષ્ય પોતાનું બુદ્ધિબળ વાપરી પોતાને માટે સગવડો (comforts) કરે છે તેથી શું મનુષ્યનો ઉત્કર્ષ થાય છે ? આપણામાં કહેવત છે કે "ઘાંચીનો બળદ સો માઇલ ચાલે તોપણ ઠેરનો ઠેર" તેવો તો મનુષ્યનો ઘાટ નથી ! માંદા માણસને દરેક જાતની સગવડ કરી આપવી અને એને સારાં સારાં કપડાં પહેરાવવાં તેથી કાંઈ એનો રોગ નહિં મટે. એને માટે તો ઔષધ જોઇએ. દુનીઆમાં ચાર રેલ્વે ગાડીઓ વધારે ઝડપથી ચાલી તેથી શું ? લોકો એરોપ્લેનમાં બેસતા થયા તેથી શું ? મનુષ્ય જાતિનો અંતિમ ઉત્કર્ષ એમાં જ સમાઈ જાય છે એમ તો ન જ કહી શકાય. મનુષ્યને આધિભૌતિક (materialistic) પ્રદેશમાં તો ઉત્કર્ષની કાંઇ જ આશા નથી. પરન્તુ હજી આધ્યાત્મિક પ્રદેશમાં ઉત્કર્ષની આશા રહે છે. હાલતો મનુષ્યજાતિ કઈ દિશામાં જવા માગે છે, કઈ દિશામાં જાય છે, અને કઈ દિશામાં જશે તેનીજ સમજણ પડતી નથી. ખરો સુધારો (civilization) કોને કહેવો તે કહેવું અશક્ય થઇ પડ્યું છે. મનુષ્યજાતિ કયે રસ્તે જશે તો પાયમાલ થતી અટકશે તે કોઇના મગજમાં આવી શકે તેમ નથી. મનુષ્યજાતિનું સુકાન અત્યારે ખોવાયું છે; તેના હોકાયંત્રનો નાશ થયો છે. હવે મનુષ્યજાતિનું ભવિષ્ય આંકવું અશક્ય છે. હવે તો મનુષ્યના ત્રાતા સિવાય એને કોઈ તારી શકે તેમ નથી. અગુઢ પ્રદેશમાં તો એનો કોઈ ત્રાતા જણાતો નથી. પરન્તુ ગૂઢ પ્રદેશમાં એનો ત્રાતા મળી આવશે એવી આશા રાખી શકાય. આધિભૌતિકવાદની કૃત્રિમતાથી કંટાળેલા મનુષ્યનો અવાજ દૂર જંગલમાં સંભળાય છે—

"મુક્તિ પ્રયાસો સહુ કરી થાક્યો શરણ હવે એક તું છે—

દયામય મુક્તિ સનાતન તું દે.

"શિશુ."

# *Public Health.*

"What has been done for infant welfare must be done for the whole question of public health. Infants become children, and every child should have as good a chance of health as the babies have now, and better. Most of us feel that the child who is no longer a baby, and who is not of school age, is rather apt to fall between two stools. We are trying to prevent the fall, but a good deal more needs to be done before we can regard the child as safe. Then there are the adolescents. Surely, here again, we have a splendid chance. When once the continuation classes get going, what can we not do, and how enormous is the amount that cries out to be done? The Greek pride in bodily beauty, bodily fitness, is perhaps to some extent reflected in our public schools. Why should it not be better reflected in those schools which have a better right to the name? We need to make our boys and girls proud of their bodies, ashamed of dirt and disability; we *need to arouse a new and healthful spirit among them.* We have the means if we would but use them. If organised games, dancing, swimming, are good for some girls and boys, they are good for all of them. What we have to do is to make our local authorities, who have control of our local administration and finances, believe so passionately in the value of good health, that they cannot fail to provide for the needs of the young people. Meanwhile, we have the most brilliant and promising of all modern movements, the Girl Guides and the Boy Scouts, and from them we can hope much. If we can get hold of the young people now we may perhaps in future meet fewer of those distressing persons, with whom we are all so familiar, who glory in their infirmities, their weak digestions, their weak backs, their weak chests, their many maladies. We need a new spirit, a new view of life, and why should we not have it?"

# वसन्त.



इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु । यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम् ।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ. સંવત્ ૧૯૭૮.

તન્ત્રી અને પ્રકાશક,—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ્‌એલ્. બી.
ઍલિફન્ટ રોડ—અમદાવાદ.

વિવર્તલીલા. ૧૦ — ૪૦૧
(રા. રા. "જ્ઞાનબાલ.")

હિમાલયનો પ્રવાસ. ૭–૮ — ૪૧૧
(રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.)

રાઈનો પર્વત. — ૪૧૭
(રા. રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. બી. એ. એલએલ. બી.)

પ્રાસંગિક નોંધ.
(વસન્ત–ઑફિસ.)

શક્તિ અને તેનાં રૂપાન્તરો. — ૪૨૫
(પ્રોફેસર રા. રા. વિરમિત્ર ભીમરાવ. દીવટીઆ. એમ. એ.)

કેળવણીમાં સંગીતનું સ્થાન. — ૪૩૩
(રા. રા. "રમણીક.")

મૂર્ખાઓપરત્વે કેટલુંક ચિંતન. — ૪૩૬
(રા. રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી બી. એ.)

Reg. No 46

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૧૧. [ માસિક ] માર્ગશીર્ષ. સંવત્ ૧૯૭૮.

# विवर्त लीला–१०.

એક માસિકના વેષ્ટન ઉપર માસિકના નામની નીચે આ પ્રમાણે શબ્દો દીઠા: A High Class Gujarati Monthly Magazine ". આ વાંચીને મ્હારા મનમાં અનેક તર્કવિતર્કની લીલા પ્રગટ થઈ. " અમુક અમુક–high class tailors and outfitters" ઇત્યાદિ જેવો આ પ્રકાર જોઈને ખેદ, હાસ, ઇત્યાદિ મિશ્ર ભાવ મનમાં પ્રવેશ પામ્યા. મ્હને એક મિત્રે શીખામણ આપી હતી, ને તે નોટબુકમાં નોંધી રાખવાનો આગ્રહ કર્યો હતો: શીખામણ આ:–Blow, blow, your own trumpet, or you are nowhere. આત્મસ્તુતિનાં વાજાં વગાડવાનો આ ઉપદેશ, વ્યવહારમાં સારી પડતી નહિં મળે એ ભયથી પણ, મ્હારા હૃદયમાં ઊતર્યો નહિં. ઉપરની " જાહેરખબર " જેવી યોજના જોઈને મ્હને આ પ્રસંગ સ્મરણમાં આવ્યો. વળી એમ થયું કે–વ્હેપારી વર્ગ પોતાના માલનાં વખાણ કરનારી જાહેરખબરો બધે વેરેછે;–" લ્યો રે મીઠાં બોર " એ પુકાર આપણા સાદા જીવનમાંની જાહેરખબર છે; ત્હેવો જ આ જાહેરખબરિયા જમાનામાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો પ્રકાર છે; શું આ રીતિ સરસ્વતીના ભક્તમંડળમાં પણ પ્રવેશ પામશે? વ્હેપારી વર્ગમાં પણ ઊંચું ધોરણ તો Good wine needs no bush એ કહેવતમાં દર્શાવાયલા વિનયભાવનું જ છે. ડાક્તર લોકો પોતાની જાહેરખબરો છાપતા નથી; છાપે તો ત્હેને quackery ( અપંડિતતા ) નું દૂષણ ગણેછે. આપણા પૂર્વજોએ તો आत्मोत्कर्षं तथा निन्दां परेषां परिवर्जयेत् એમ બોધ આપ્યોછે. પુરૂરવે પોતાનું પરાક્રમ ઇન્દ્રનું જ કહીને વિનય દર્શાવ્યો તે વખતે ચિત્રરથને મુખે કાલિદાસે કહેવડાવ્યુંછે કે अनुत्सेकः खलु वि-

क्रमालङ्कारः. આમ પરાક્રમનું ભૂષણ વિનીતતા. એ સુન્દર સત્ર મહાકવિયે સ્થાપીને ભાવિ પ્રજાને બોધ આપ્યોછે; અને સરસ્વતીના માનીતા પુત્રનો એ બોધ આ જમાનાના સરસ્વતીના ભક્તો ભૂલી જશે ?

*
**

જગન્નાથ પંડિતની ગર્વોક્તિ હું ભૂલી નથી જતો. પોતાના 'રસગંગાધર' નામના કાવ્યશાસ્ત્રના ગ્રન્થની પ્રસ્તાવનામાં, એ ગ્રન્થમાં ઉદાહરણો જાતેજ રચીને મૂક્યાંછે, પારકાનાં નથી લીધાં, એ સ્થિતિ કહીને એ પંડિત કહેછે-**किं सेव्यते सुमनसां मनसापि गन्धः कस्तूरिकाजननशक्तिभृता मृगेण;** કસ્તૂરી ઉત્પન્ન કરવાની શક્તિવાળો મૃગ પુષ્પોના સુગન્ધનો આશ્રય લેવાનો વિચાર પણ નથી કરતો—આ ગર્વોક્તિની પરાકાષ્ઠા જગન્નાથ પંડિતને પણ, વિનયનો પક્ષ વિચારતાં તો, છાજતી નથી જ. એ અપવાદરૂપ પુરુષને અપવાદ ગણીને તજવો જ પડશે. તો ફરી પૂછુંછું કે સરસ્વતીના મન્દિરમાં આત્મશ્લાઘાનાં **हुङ्कारो** સુરવરતાનો ભંગ કરેછે કે નહિ? કે 'વસન્ત' માસિકને પણ આ જાહેરખબરિયા ગર્વોક્તિનો માર્ગ—literary quackeryનો માર્ગ,—સ્વીકારવાની ભલામણ કરીશું? આ **विवर्तलीला** ના લેખો વાચકવર્ગને કંટાળો આપશે એમ જણાતાં વાંત, એ માથા ગંઢકી લેવાની પ્રતિજ્ઞા મ્હારે પાળવી? કે એ લેખપરંપરાને ઉપર કહેલી આત્મશ્લાઘાની જાહેરખબર વડે ટેકિયો આપવી?

**
*

પ્રસ્તાવનારૂપ તર્કલીલા બહુ થઈ ગઈ. માટે આજ માટે ધારેલી લીલામાં જ પ્રવેશ કરું: ગઈ વખતની **विवर्तलीला** માં સંગીતની અસર જડ ઉપર અને માનવભિન્ન પ્રાણીવર્ગ ઉપર કેવી થતી કવિદૃષ્ટિ જુવેછે તે મ્હેં કહેલું; હેનાં એક બે સુન્દર દૃષ્ટાન્તો ઉમેરું? રા. મણિશંકરનાં બે અનુપમ કાવ્યોમાંથી એ લઉંછું: માદ્રીએ વસન્તોદ્દીપિત વનમાં પાંડુના આગ્રહથી ગાન આરંભ્યું એ પ્રસંગ છેઃ

(૧) દિવ્ય રાગ શરૂ થાતાં બન્યું શાન્ત બધું વન;
લોહચુમ્બકથી જાણે ખેંચાયાં સર્વનાં મન.
માધુર્ય એ ઉછળતું ક્યહિં ના સમાય;
હા! કેમ એ હલક* અંતરથી ખમાય!

---

* 'હલક' શબ્દનો અર્થ રા. મણિશંકર અમુક રીતનો કરેછેઃ

"હલક=રાગમાંનો સહુથી ઊંચો અને મધુર સ્વર; રાગ કંપ સાથે ઊંચો ચઢી જઈ અતિ મધુરતાથી મનોહર લાગેછે તે હલક કહેવાયછે." 'મકરન્દ'ની ટીકામાં આ અર્થ આમ બતાવ્યોછે; પરંતુ એ અર્થ રા. મણિશંકરે જ 'મકરન્દ' ને આપ્યાનું હું ખાતરીથી જાણુંછું.

આ અર્થ કલ્પિત લાગેછે. 'હલક' એટલે 'કંઠ' અને પછી લક્ષણાથી 'મધુરધ્વનિ'—'મધુર કંઠધ્વનિ'. આથી વધારે અર્થ ઉપર દર્શાવેલો માત્ર અમુક સંકુચિત

આથી મળ્યાં તરત દંપતી સર્વ દોડી,
બેઠી ગ્હાં સ્વર વિશે દઈ વૃત્તિ જોડી.
ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાયછે,
હાય ! એક જ પાંડુના હૈયામાં ટૈક થાયછે !

("વસન્તવિજય").

૦ બીજુ ઉદાહરણ કચને દેવયાની લાંબા અવાજે બોલાવતી, દોડતી દોડતી, આવેછે તે પ્રસંગમાં છે:

(૨) "લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહિ તરેછે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરેછે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે શોધના એ દિશામાં !
રેલંતા એ રતિ વિવિધ શી કૈં શશીની નિશામાં."

("દેવયાની").

આ બેમાંના પ્રથમના ઉદાહરણમાં જડ તેમ જ ચેતન (માનવ તેમ જ અમાનવ ચેતન) વર્ગ ઉપર સંગીતની અસર-મન્ત્રમુગ્ધ બનાવનારી શક્તિ-દર્શાવીછે. બીજા ઉદાહરણમાં એથી પણ વધારે ઊંચી કલ્પનાની ફાળ પ્રગટ થાયછે; એ રીતે; સંગીત ગવાયું નથી, પણ માત્ર દેવયાનીની વાણીનો ઉચ્ચાર જ સંગીત સરખો મધુર છે; ત્હેમાં સંગીત જેવી જ અસર જડ સૃષ્ટિ ઉપર કરવાની શક્તિ વર્ણવીછે. સંગીતની મૂકતા વિશે ગયા લેખમાં આ સંબન્ધે કહ્યું તે અહિં સર્વથા લાગૂ નહિં પડે એમ લાગશે. પરંતુ દેવયાનીનો પુકાર તે આ સ્થળે અર્થવતી વાણીના કરતાં ધ્વનિરૂપ સંગીતસ્વરનું જ સ્થાન લેછે એ વિચારતાં સંગીતની મૂકતા જ અહિં પણ જણાશી. આ એક બીજી કલ્પનાની છલંગ બીજી પંક્તિમાં છે; અત્યાર સુધી આપણે જોયેલાં ઉદાહરણોમાં સંગીતથી જડ સૃષ્ટિના પદાર્થ હાલતા ચાલતા સ્તબ્ધ થાય,—'જળ સ્થિર થયું,' 'ઇન્દુ થોભ્યો,' 'અબ્ધિતરંગ ઠરેછે,' 'અનિલ ઊભો રહ્યો,' એમ-દીઠુંછે. અહિં તો દેવયાનીના મધુર સ્વરના શ્રવણથી, પ્રથમ-થી જ સ્થિર રહેલાં પુષ્પોમાં નવી દીપ્તિ, નવું સૌન્દર્ય-'નૂતન શ્રી'÷—પ્રગટ થતી કવિની ઉચ્ચગામિની કલ્પના જુવેછે; અને ચાંદનીવાળી રાત્રિમાં એ સ્વરો વિવિધ 'રતિ' (આનન્દ) રેલેછે—એ કલ્પના પણ એ સ્વરૂપની જ છે, સૂક્ષ્મતર છે; પુષ્પ જેવા આ-ધેયમાં શોભા ભરવાની વાતથી પણ આગળ વધીને, રાત્રિના આનન્દમય વિસ્તારમાં,—

* મંડળના સંસ્કારજનિત ભ્રમથી જ વધારેલો માનુંછું. રાગ, સૂર, રૂપ, ઇત્યાદિ શબ્દોનો પ્રયોગ પણ સંગીતશાસ્ત્રના પૂરા જ્ઞાન વિના થયોછે.

÷ આ જમાનામાં ગૂજરાતી લેખકોનાં અર્થવાળાં, અર્થહીન, વિચિત્ર, તખલ્લુસોમાં એક તખલ્લુસ 'નૂતનશ્રી' એમ વાંચેલું સાંભરેછે. તે આ શબ્દ ઉપરથી લીધેલું હશે ? તેમ હોય તો એ શબ્દનો આ સ્થળનો અર્થ ખરા રૂપે એ લેખક સમજ્યા હશે કે કેમ વિશે શક રહેછે.

સૂક્ષ્મ વાતાવરણમાં, વ્યાપકરૂપે 'રતિ' રેલેછે એમ આધેય વિના જ આધારનું વર્ણન છે; એ જ મધુર સ્વરો ન્હાનાં ન્હાનાં શરીર ધારણ કરીને કચને સોધતા ફરેછે એ ઉત્પ્રેક્ષાંમાં પણ કલ્પનાશક્તિની ઊંચી ફાળ છે;—પરંતુ સંગીતની બાહ્ય સૃષ્ટિ ઉપર અસરના વિષય જોડે સંબન્ધ હોનો નથી તેથી સ્પર્શ માત્ર કરીને છોડી દઉંછું.

નરસિંહરાવની કૃતિમાંથી એક બીજું ઉદાહરણ ઉમેરુંછું:

( ૩ ) "ગર્જતો અટકી રહે ઘડી ઘડી સિન્ધુ મહાન;
ઊંડુ, મધૂરું, નિર્મળું, સાંભળવા એ ગાન."

( હૃદયવીણા, પૃષ્ઠ ૪૮ )

અહિં સંગીતની અસર—બાહ્ય સૃષ્ટિ ઉપર અસર—પ્રધાનરૂપે સૂચવવાની હોય એમ જણાતું નથી; સંગીતના માધુર્ય તરફ લક્ષ છે; સિન્ધુનો નાદ થાય અને ક્ષણભર અટકે. એ સ્થિતિ ઉપરથી, સિન્ધુ સાંભળવાને ઉત્કંઠિતછે એમ ઉત્પ્રેક્ષા માત્ર છે. છતાં આ પ્રસંગે આ દર્શનપ્રકાર પણ ધ્યાન ખેંચેછે તેથી ઉલ્લેખ કર્યો.

* *

આ સંગીત તે શું હશે? જગતમાં સર્વત્ર વ્યાપેલા સૌન્દર્યનાં અનેક પ્રસક્ષ રૂપોમાંનું એક રૂપ. એ સૌન્દર્યનાં રૂપ અનેક છેઃ મધુરગન્ધિ કુસુમો, કોમળ રંગભર્યું મેઘધનુષ્ય, નાદસંવાદી સ્વરધ્વનિ, નિર્દોષ આનન્દોલ્લાસભર્યાં બાલકો, મૂક દિવ્યસંદેશવાહી શિશુગણ, પ્રિયજનોનો પ્રેમ,—આ સવ સૌન્દર્યનાં વિવિધ રૂપો માનવને બન્ધનરૂપ ગણાય ખરાં? હા; પણ એ બન્ધન દ્વિમુખ બન્ધન છે; એક મુખ આ જીવન તરફ છે, બીજું મુખ પરજીવન તરફ પ્રભુની પ્રેમમૂર્તિ તરફ છે. માનવને બંને બાજૂ જોડનાર એ દિવ્ય અંકોડો છે.

આ સૌન્દર્યસ્વરૂપોમાં એક અસાધારણ શક્તિવાળું અને માધુર્યવાળું સ્વરૂપ છેઃ—એ સ્વરૂપ તે પ્રેમમય સ્મિત, નિર્દોષ આકર્ષણભર્યું સ્મિત. સ્મિતના મૃદુતમ રૂપમાં મુખવિકાસ વિના, દંતદર્શન વિના, માત્ર વદનરેખાઓનો વિકાર, અને તેથી પણ વધારે સૂક્ષ્મરૂપે નયનના તેજમાં વિલક્ષણ દીપ્તિ, એ જ તત્ત્વભૂત અંશ હોયછે. શિશુનું પ્રથમ સ્મિત જોનારને આ વિચારનું તથ્ય સમઝાશે.

* *

ઉપર કહેલાં સૌન્દર્યસ્વરૂપોમાંનાં સજીવસ્વરૂપો વિશે એક પ્રશ્ન થાયછે. એ પ્રિયજનોની સ્નેહઘટના શું આ જીવનમાં જ ઉત્પત્તિ, સ્થિતિ ને લય પામશે? પરજીવનમાં એ સૌન્દર્યપોષક સ્વરૂપોનું વ્યક્તિત્વ લુપ્ત થઈ જવાનું? આ જીવનમાં આત્મવિકાસ માટે, પ્રભુની સમીપ લઈ જનારાં સાધન તરીકે કાર્ય કરી તે, ક્ષીણપ્રયોજન બની, એ વ્યક્તસ્વરૂપો, આકાશમાં ખરતા તારાની દીપ્તિ હોલવાઈ જાયછે તેમ, શું વિશીર્ણ થઈ જશે? નાબૂદ થશે? હૃદયમૂર્તિ આ સંભવનું સહન જ કરી નહિં સકે. એ સ્વરૂપો આત્માના દિવ્ય મન્દિરનું ચણતર બંધાઈ રહ્યા પછી ફેંકી દેવાની વળીવાંસડાની પાલકો જેવાં નથી. એ

નો આત્માના એ મન્દિરની ઘટનામાં ઈંટો ચૂના જેવાં ઉપાદાનરૂપ અંશ જ છે. આ વિચારથી આશ્વાસન મળેછે.

***

આ ઉપાદાનોથી માનવ આત્માનો વિકાસ શાથી થાયછે ? પોષણ શાથી થાયછે ? આત્મામાં પણ જીવનમરણના સંભવો છે. આત્માની મૃત્યુદશા ટાળવા માટે, આત્માના જીવનને પોષવા માટે romance ની જરૂર છે. પાછલી એક* 'લીલા' માં હું કહી ગયો તેમ romance ( ઉદાત્ત ભાવના ) જીવનમાં ના હોય તો જગત્ શબવત્ બનેછે. એ ઉદાત્ત ભાવના પૂરનારાં સાધનો ઉપર કહ્યાં તે સૌન્દર્યસ્વરૂપો, પ્રેમસ્વરૂપો,–દશ્ય જગતમાં પ્રગટ થતા સુન્દર પદાર્થો, જીવનમાર્ગમાં સંબન્ધમાં જોડાતાં પ્રિયજનો, દિવ્યલોકના દૂતરૂપ શિશુગણ, ઇત્યાદિ છે. માણસની દિવ્ય ક્ષુધાતૃષા તૃપ્ત થવા માટે જે સાધનો આ કહ્યાં તે માત્ર એ તૃપ્તિ માટે નહિં પણ આત્માના પોષણ માટે, જીવનવ્યાપાર અને જીવનવિકાસ માટે આવશ્યક છે. આ દૃષ્ટિથી જોઈશું તો સમજાશે કે ધર્મમાં પણ *romance* નું સ્થાન શું છે; ઈરાન વગેરે સ્થળોમાં ઉદ્ભવ પામેલા સૂફીવાદે ધર્મને પણ romance બનાવી દીધો; પ્રભુ અને માનવ વચ્ચે આશકમાશકના સંબન્ધની કલ્પના કરી તે એટલે સુધી કે એ વાદના ભક્તોએ કવિતામાં વિનયમર્યાદાને પણ તજી દીધી. આપણા દેશમાં કૃષ્ણભક્તિયે એ જ પ્રેમસંબન્ધનો આધાર લીધો; પણ સૂફીવાદમાં માનવ અને પ્રભુ વચ્ચે જે રીતનો સંબન્ધ કલ્પ્યોછે તેથી ભિન્નરૂપ સંબન્ધ કૃષ્ણભક્તિમાં દેખા દેછે; ભક્ત તે સ્ત્રી અને પ્રભુ તે પ્રેમપાત્ર પુરુષ–એ માનવ પ્રેમના આધાર ઉપર રચાયલા પ્રેમને પાયારૂપે લીધો, તે એટલે સુધી કે પુરુષ ભક્તને પણ સ્ત્રીરૂપે ભક્તિ–પ્રેમભક્તિ–કરવામાં સાફલ્ય મનાયું. કવિ દયારામ પોતે કોઈક ગોપીનો અવતાર હતા અને તેથી ગોપીરૂપે કૃષ્ણની ભક્તિ કરી એમ કિંવદન્તીના પ્રચારમાં મૂળ તત્ત્વ આટલું જ કે કૃષ્ણની સાથે સંબન્ધ પુરુષનો ના જ સંભવે, સ્ત્રીનો જ હોય. આ romance ને પણ વિનયમર્યાદાના ત્યાગનું દૂષણ લાગ્યા વગર નથી રહ્યું. પરંતુ આ ભક્તિસ્વરૂપની ઉત્પત્તિનું બીજ માનવની હૃદયની ભૂખમાં જ જડશે; આત્માની માટેની તૃષામાં જ જોવાય એમ છે. શુષ્કજ્ઞાનથી એ ક્ષુધાતૃષા તૃપ્ત નથી થતાં, એ માનવના આત્માના બંધારણની જ સ્થિતિ આ ધર્મમાં romanceને પ્રવેશ આપવાનું પ્રથમ કારણ ; પછી તેહની વિકૃતિ અવિનીન સાહિત્યમાં થઈ તે દૂષણ તે દૂષણ જ.

***

આ જીવન તે જ–સાચી દૃષ્ટિયે જોતાં–અદ્ભુત *romance* છે; રૂપિયા આના પાઈથી ચણાયલું જીવન તે જીવન નથી; આત્માને પ્રેમ, સૌન્દર્ય, શ્રેય–એ ઉચ્ચ ભાવનાની સૃષ્ટિમાં વિહાર કરવાનું સામર્થ્ય આપનારાં સાધનો આ જીવનમાં લભ્ય છે, અને તે જ જીવનને શબરૂપ થતું અટકાવનારું romance છે. પણ એથી પણ વધારે અદ્ભુત, વધારે ઉચ્ચકક્ષાનું romance પરજીવન છે; એ વિચાર જ કેવો હૃદયને લલચાવનારો છે ! એ

* વિવર્તલીલા–૮ ( "વસન્ત" જ્યેષ્ઠ ૧૯૭૭. )

ઉચ્ચતર romance ની પૂર્ણ સ્વરૂપકલ્પના આ જીવનમાં થવી કઠણ છે; છત એ દિવ્ય દશાની ઝાંખી દ્રષ્ટાઓને, કવિજનને, થયા વિના નથી રહેતી: પરંતુ તે ઝાંખી જ; અને એ ઝાંખી થઈને એ અસલનો ઉતાર કવિજન આપી શકે તે માત્ર મૂળના shadows, છાયા, પડછાયા—જ. ( માનવસ્વરૂપની મર્યાદિત સ્થિતિનું જ એ પરિણામ, કુંઠિત શક્તિની દશા ). અદ્‌ભુત કવિ કીટસે આ ઉચ્ચ Romance અને એ માનવ વાણીમાં ઊતારવાની મુશ્કેલીઓનો ઇશારો કર્યોછે;

When I behold upon the night's starred face
Huge cloudy symbols of a high romance,
And think that I may never live to trace
Their shadows with the magic hand of chance.

ઉચ્ચ, અદ્‌ભુત અનુપમ ઉડ્ડાન*—
તણાં કંઈ ઝાંખાં ભવ્ય નિશાન
નિરખીં તારકમય રજનીમુખે
ચિન્તતો હું કંઈ જ્યહાં ટીંળુકે,—
અહેતુક કવિતજાદુથી કાંઇ
ભવ્ય એ નિશાન કેરી છાય
આંકવા લઈ પીંછી સપ્રેમ
ભૂતળે હું નહિં રોલું એમ.

* * *

માનવ અને પ્રભુ વચ્ચેના પ્રેમભાવને romance નું સ્વરૂપ આપવામાં સૂફીવાદની દૃષ્ટિ જેવી જ દૃષ્ટિથી એક ઉચ્ચ કવિત્વકલ્પના આજથી એકત્રીસ વર્ષ ઉપર એક ગુજરાતી કાવ્યમાં પ્રગટ થઈ હતી. એ દૃષ્ટિ એ કાવ્યમાં કોઇ વિવેચક.પારખી હોય એમ જણાતું નથી. "ચક્રવાકમિથુન" નામનું રસિક, સમર્થ, કાવ્ય ( રા. મણિશંકર ભટ્ટની કવિત્વશક્તિનું ફળ ) ઈ. સ. ૧૮૯૦ માં 'બુદ્ધ પ્રકાશ' માં પ્રગટ થયું હતું. હેના ઉપર 'સેહેની' એ તખલ્લુસથી એક વિદ્વાન્ ગૃહસ્થે ટીકા પણ આપી હતી. ( સેહેની=બ. ક. ઠાકોર એ હવે પ્રસિદ્ધ રહસ્ય છે ). ચક્રવાક પક્ષીને શાપ છે કે એ પક્ષીનાં નરમાદાએ રાત્રિસમયે વિયોગ ખમવો. આ કાવ્યમાં એ પક્ષીના યુગ્મનો દિવસ સમયનો પ્રેમવિહાર પ્રથમ વર્ણવ્યોછે; એ વિહારમાં—

" વિરહ સંભવને વીસર્યાં હતાં,
બની નિરંકુશ બેય ફર્યાં હતાં. "

* રા. નરસિંહરાવે 'અનુપમ કો ગાન' એમ romance માટે શબ્દ આપી 'નૂપુરઝંકાર' ની ટીકામાં એ શબ્દયોજનાની ઊનતા સ્વીકારીછે. અહિં 'ઉડ્ડાન' શબ્દ મૂકીને એ ઊનતા પૂરવાનો પ્રયત્ન માત્ર છે; પૂર્ણ સાફલ્ય નથી.

( માનવ પ્રાણી પણ મૃત્યુની તિમિરાવૃત રાત્રિ પડતાં પરસ્પર વિયોગનો સંભવ ભૂલી જઈ જીવન્ત દશામાં કેવળ વિહારમાં જ મગ્ન રહેછે—તે ઉપર કાંઇક આડો કટાક્ષ અહિં જણાયછે; પરંતુ એ આખા કાવ્યના મુખ્ય ધ્વનિથી કાંઇક અસંબદ્ધ છે ). પરંતુ સૂર્યાસ્તનો સમય સમીપ આવતાં,

" જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહિંથી "

અને

" જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની
સમીપ મૂર્તિ દીઠી વિધિપાશની."

આ હાલતમાં પ્રેમબદ્ધ યુગલને નવી યુક્તિ સૂઝેછે: સૂર્યનું તેજ લુપ્ત નથી થયું ત્યાં ઊંચા ઊંચા આકાશપ્રદેશમાં એ બંને ઊડવા લાગેછે:

" મિથુન એહ ચઢે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજસકાશમાં ":

અને

" ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બંને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ. "

આ ફાંફાં ક્યાં સુધી નભવાનાં હતાં? ચક્રવાકીને એક નવીનતર, અપૂર્વ, યુક્તિ—કલ્પના—સ્ફુરી:

" શાને હાવું—નહિં નહિંજ રે આપણે હાથ રહેવું:
ચાલો હેવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમાં સદૈવ,—
હાનાથી હું અધિક હૃદયે આડું જ્યહાં હોય દૈવ. "

પરંતુ અશક્ય તરફ આંખ્ય મીંચનારી આ અબલાના શબ્દોના ઉત્તરમાં ચક્રવાક કહેછે:

" લાંબા છે જ્યહાં દિન, પ્રિય સખી ! રાત્રિ એ દીર્ઘ ત્હેવી,
આ અંશમેં પ્રણયસુખની હાય આશા જ કે'વી ! "

એમ કહી એક જ માર્ગ દીઠો:

" અવર કાંઇ ઉપાય હવે નથી,
વિરહ જીવન શંકરિયે મથી.
ગહનમાં પડિયે દિન દેખતાં,
નયન મીચીં કરી દઈ એકતા. "

આમ વિરહ, જીવન, બંનેનો અન્ત આણવા માટે (કે વિરહ ભરેલાજીવનનો, વિરહ-જીવનનો, અન્ત આણવા માટે) આ પ્રેમીયુગ્મ મૃત્યુના ગહનમાં, દિન દેખતાં જ (દિવસનું તેજ છતાં જ—એટલે જોડાયલાં રહીને જ), મૃત્યુ અને રાત્રિ બંનેનો પરિણામ ના જોવા માટે આંખ્ય મીચીને એકતા કરીને (સંયુક્ત રહીને જ) (મૃત્યુના) ગહનમાં પડેછે.

હવે છેવટના ભાગમાં કાવ્યના મુખ્ય ધ્વનિનો સંદિગ્ધ પ્રશ્ન ઉપસ્થિત થાયછેઃ

" પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકરસમું કંક દેખાય હાસ. "

અદ્દ્ભુત ! મૃત્યુ અને રાત્રિના અન્ધકારમાં પ્રવેશ થવાને બદલે અણધાર્યો, ઊંડા ઊંડા, તેજોમય પ્રદેશમાં પ્રવેશ થાયછે.

અને આનન્દપૂર્ણ ચક્રવાકમિથુન ઉદ્દ્ગાર કરેછેઃ

" આહા ! આહા ! અવર દુનિયાં ! ધન્ય—

( વિરહ, રજની, વિનાની બીજી જ જ્યોતિર્મય દુનિયાં દીઠી )—

એ બોલતામાં

નીચે નીચે ઊતરી પડતું વેગથી દંપતી ત્યહાં. "

છતાં— અધિક એહ પ્રકાશ થનો જતો,
જવ જનાર તણો વધતો હતો.
અમિત એ અવકાશ તણી મહિં,
ક્યહિંજ ચેતન એક દીસે નહિં. "

આ સ્થિતિ શી ? હેનો ધ્વનિ શો ? વ્યંજના શી ?

રા. રમણભાઈ આમ વ્યઙ્ગ્યદર્શન કરેછેઃ—

" અન્તે અજ્ઞાત ' ગહન ' માં ' અન્યથા ભાસ દેખતું ' ' વેગથી પડતું દંપતી ' ' અમિત અવકાશમાં ' લીન થઈ જાયછે. કવિનો અન્ત્ય ભાવ અજ્ઞાત જ રહેછે. "*

* " કવિત્વરીતિ " "કવિતા અને સાહિત્ય" પૃ. ૬૨.

રા. બ. કૃ ઠાકોર (" સેહેની ") કંઇક ઊંડી વીગતમાં ઊતરેછે અને અન્ય ધ્વનિ બતાવેછેઃ

કાવ્યના સમાપ્તિના બે શ્લોકો વિશે "સેહેની" કહેછેઃ—

"કવિતા દેવીએ કરેલાં દિવ્યલોચનથી કવિને જુદો જ આભાસ થાયછે. ('દ્વિજ-યુગલને' ભાસ થયો કવિયે કહ્યો છે તે કવિની કલ્પનાને થયેલો જ ભાસ ગણવો ?—ગણીશું.) મનવાઞ્છિત ચિત્તહારક રસતેજપૂર્ણ એક નવીન 'દુનિયાં' માં આ 'સ્નેહભાલ ચક્રવાકમિથુન' પૂર્ણ આવેગથી દાખલ થઈ જતું હોય એમ ત્હેને ઘડીભર જણાયછે."

"પણ"—(અહિં "સેહેની"નું વ્યકૃઅદર્શન મ્હને સંતોષ આપતું નથી; પણ હેમનું સાંભળી લઇયે;—"પણ")—"Adieu, the fancy cannot cheat so well, As she is famed to do, deceiving elf."

"કવિતાદેવીનો હાથ જ્યહાં મસ્તક ઉપરથી ખસી જાયછે, આંખ્યો બંધ કરીને જ્યહાં પાછી ઉઘાડેછે, ત્યહાં ત્હેની ખાત્રી થાયછે કે એ દેખાવ તો ફક્ત એક ઇન્દ્રજાલ હતું."

શું ? કવિતા તે ઇન્દ્રજાલ ફેલાવનાર ઠગારી ?

કવિતાએ આપેલાં દિવ્ય લોચન ઇન્દ્રજાલ, વસ્તુતઃ અસત્ માયા, પ્રગટ કરે ? કવિતા દેવીનો હાથ મસ્તક ઉપરથી ખસી જતાં, સત્યની ખાત્રી થાય ? એમ હોય તો દિવ્ય સત્યનું દર્શન સૂક્ષ્મ પ્રવેશથી કરનારી, અને અલૌકિક શક્તિયો હેનું પ્રદર્શન કરાવનારી, કવિતાને ધુતારી ઠરાવીને રસિક તત્ત્વદર્શનના રાજ્યમાંથી દેહજેતી કરીને હાંકી કાઢવી જોઇયે.

* * *

મ્હને તો આ અદ્ભુત કાવ્યમાં હેના સમાપનમાં જુદો જ ધ્વનિ, અને દિવ્ય સત્ય સ્થાપનારો (દર્શાવનારો) ધ્વનિ, સંભળાયછે. પેલ ચક્રવાકમિથુને આત્મઘાત કર્યો કે નહિં તે સ્પષ્ટ નથી; પરંતુ તેમ થઈને મૃત્યુપારની નવી સનાતન ભૂમિનું દર્શન હેમને થયું, અને સતત જ્યોતિથી ભરેલા પ્રદેશમાં પ્રવેશ હેમણે કર્યો;

"ત્યહાં તો ચિરકાળ

તણાયા જવાનું સુખસરિત માંહિં—"

ચક્રવાકમિથુનને અન્યથા 'ભાસ' થયો હતો તે સત્ય સ્થિતિ તજીને અસત્યનો નહિં, પણ મૃત્યુના ગહનમાં પડ્યાની અસત્ય સ્થિતિ તજીને જ્યોતિર્મય ભૂમિમાં પ્રવેશની સત્ય સ્થિતિનો. અને એ અસત્ય ભાસ ન્હોતો તે કવિના છેવટના શ્લોકના પૂર્વાર્ધમાં પ્રગટ થાયછેઃ

---

"ચક્રવાક દંપતીને કવિયે મનુષ્યપ્રેમની મૂર્તિરૂપ કલ્પ્યુંછે, અને એ દંપતીનો અનિવાર્ય વિયોગ મનુષ્યચિત્ત અને મનુષ્યસૃષ્ટિક્રમ વચ્ચેના વિરોધનું ઘણું વધારેલું ચિત્ર છે."

" અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો જતો."

અને, એ અસીમ અવકાશમાં જ્યોતિ જ જ્યોતિ–બીજું કાંઇ નજરે પડતું જ ન્હોતું:

"અમિત એ અવકાશ તણી મહિં
ક્યહિં જ ચેતન એક દીસે નહિં."

કોઇ પણ ચેતન વ્યક્ત રૂપે જણાતું જ ન્હોતું; જ્યહાં એ ચક્રવાકમિથુન પણ વિલીન થઈ ગયું; કેમકે

ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઇ
આ પેર જો ! પ્રકૃતિ પૂર્ણ પુરુષ માંહિં ! ×

* * *

પરંતુ એક બીજો મુખ્ય ધ્વનિ હું સાંભળુંછું તે કહું. ચક્રવાકનું યુગ્મ તે **जीवात्मा अने परमात्मा**; જેનો ઉપનિષદ્માં **द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते** કહીને વર્ણવ્યાછે તે; એ બેનો સંબન્ધ સૂફીવાદે કલ્પેલો પ્રેમનો જ સંબન્ધ, આ કાવ્યમાં ચક્રવાકના નરમાદાના સંબન્ધથી દર્શાવ્યોછે; અજ્ઞાનરૂપી અન્ધ રજનીમાં એ બે પ્રેમીઓનો વિયોગ થાયછે; એ રજનીનું તિમિર જતાં જ્ઞાનજ્યોતિ પ્રગટેછે અને બંનેનો સંયોગ થવો શક્ય છે; માટે જ એ સંયોગદશા વખતે બંને ફરીથી વિયોગ ના થાય એ પ્રબલ ઇચ્છાથી સનાતન જ્યોતિર્મય પ્રદેશમાં પ્રયાણ કર્યા કરીને જ્યોતિપ્રવાહમાં અટળ સહચાર સાધેછે. આ ધ્વનિમાં સૂફીવાદની કલ્પનાને સુઘટિત સંસ્કાર અપાયલા હું જોઉંછું. એ જ્યોતિઃસિદ્ધ સહચારમાં

" અધિક એહ પ્રકાશ થતો જતો
જવ જનાર તણો વધતો જતો." +

તા. ૮–૧૦–૨૧. જ્ઞાનબાલ.

---

× " દિવ્ય ગાયકગણ "—" હૃદયવીણા " પૃષ્ઠ ૧૦૯

+ આ કાવ્યની પ્રેરણા જે અસાધારણ દર્શનથી થઈછે ત્હેવા જ અદ્ભુત પ્રેરક બળ વાળા દર્શનને પરિણામે ઇરાનના સૂફી સાહિત્યમાંના એક અનુપમ કાવ્યની ઉત્પત્તિ થઈ હતી. ઈ. સ. ૧૨૩૦ માં ફરીદ–ઉદ્–દીન અત્તાર નામનો કવિ હતો; હેણે ' મતિક–

# હિમાલયનો પ્રવાસ

## (૭)

### ગોવધ

પદમખોરીથી મુકતેસર. કેટલો ફેર ! ઉન્નતિ અને અવનતિ ! પાછળ કહી ગયા તેમ પદમખોરી ત્રણ પહાડ વચ્ચે એક પાર્વતી નદીને કાંઠે આવેલું મહાદેવનું સ્થાન છે. ત્યાંથી અમારે મુકતેસર જવું હતું. મુકતેસર કંઈ નહિ તો સાત હજાર ફૂટની ઉંચાઈએ છે. તેને મુકતેસર શા માટે કહેતા હશે એની અમે ચર્ચા કરી. મ્હેં કહ્યું: મુક્તીશ્વર અથવા મુક્તિકેશ્વર ' પરથી એ નામ પડયું હશે. બુવાએ કહ્યું: " અહીંઆં મોતી જેવું તળાવ હશે તે પરથી 'મોતીસર' નામ પડયું હશે. અથવા તો " મૌક્તિકેશ્વર પણ હોય. " અમારી સાથે આલ્મોરાના ભટજી હતા તેમણે કહ્યું: " ઘણી વાર નામો તો સાદાં જ હોય છે; પછી તમારા જેવા શાસ્ત્રી ભાષા જાણનાર એ જ નામને કંઇ પણ સુંદર સ્વરૂપ આપી દે છે."

મૂળ નામ શું હશે તે આપણે નથી જાણતા. અહીંઆં તળાવ તો નથી. મુકતેસર મહાદેવ માત્ર છે. છેક પર્વતની ટોચે છે. ત્યાં ભૈરવઘાટી પણ છે. પદમખોરીથી મુકતેસર ચઢવું એટલે પૃથ્વી પરથી સ્વર્ગમાં જવા જેવું છે. મુકતેસરનું કુદરતી દૃશ્ય સ્વર્ગીય છે એમ કહેવામાં અત્યુક્તિ તો નથી જ; ઉલટું અલ્પોક્તિ હોવાનો સંભવ છે. પણ—હાલ હિમાલયમાં પણ ' પણ ' કહેવાનો પ્રસંગ આવે છે—આ સ્થાન આજે નરક કરતાંયે વધારે ખરાબ થઈ પડયું છે. નીચે સ્વર્ગ અને ઉપર નરક એને અલંકારશાસ્ત્રીઓ કયો અલંકાર કહેશે ? મુકતેસરમાં સરકારી બૅકટરીઑલૉજીકલ ડિપાર્ટમેંટ છે. આ ખાતાની અંદર ભયંકર ગોવધ ચાલે છે. એનું કારણ શું ? યૂરોપીઅન લશ્કરને ગોમાંસ પૂરૂં પાડવા સારૂ ? નહિ, હિન્દુસ્તાનની ગરીબ ગાયો અને બળદ ઉપર ક્રૂર માણસનો આહાર થવા ઉપરાંત જાતજાતના રોગો પરની દવા થવાની પણ ફરજ આવી પડી છે. યૂરોપીઅન લોકોએ જોઇ લીધું કે તેમના કેટલાએ ઘોડા રિંડરપેસ્ટ નામના રોગથી મરે છે. તેનો ઉપાય તેમને એ જડયો કે બળદનું લોહી ચુસી કાઢી તેની રસી બનાવી પોતાના ઘોડાનાં શરીરમાં એ રસી દાખલ કરવી; અને તે પ્રાણી તો હિન્દુસ્તાનમાં જ મળે. મ્હેં ત્યાં એક જણ પાસે સાંભળ્યું

---

ઉત્-તયર્ ' (અર્થાત ' પક્ષીઓની વાણી ') એ નામનું કાવ્ય ફારસીમાં રચેલુંછે. એ કાવ્યની કલ્પનાઘટના આમ છેઃ અમુક પક્ષીઓનું ટોળું સાત ખીણોમાં થઈને પસાર થાયછે; ( સૂફીવાદમાં સ્વીકારેલા અન્ત્ય ' ફના ' અર્થાત્ નિર્વાણમાં પ્રવેશ મળવાના માર્ગના સાત ગૂઢ મુકામ્ તે આ સાત ખીણો ); ' સીમુર્ગ ' એટલે *Phœnix* પક્ષિરાજની કને પ્હોચવાની મુસાફરીમાં એ સાત ખીણોમાં થઈને પસાર થતે થને માત્ર ત્રીસ પક્ષી બચેછે, બીજાં બધાં મરણ પામેછે; અને સૂફીનું પરમાત્મામાં વિલીન થવું આ કાવ્યમાં અસાધારણ કૌશલથી વર્ણવ્યુંછે.

કે શરૂઆતનાં સોળ વર્ષની અંદર આખી દુનિયાને રિંડરપેસ્ટની રસી પૂરી પાડવા માટે ચાળીસ હજાર બળદનું લોહી ચૂસવામાં આવ્યું હતું. આ લોહી કાઢવાની ક્રિયા બહુ ઘાતકી હોય છે. બળદને ખૂબ ખવડાવી પુષ્ટ કરે છે. પછી તેની એક નસ કાપી તેમાંથી એક બે ડોલ લોહી કાઢી લે છે. પછી મલમપટ્ટી કરી જાનવરને સાજું કરે છે. થોડા દિવસ પછી ફરી પહેલાંની પેઠે લોહી કાઢી લે છે. ત્રીજી વાર બધું જ લોહી ચુસી લેવામાં આવે છે, કેમકે તે વખતે જાનવર એટલું નિઃસત્ત્વ થએલું હોય છે કે ચોથી વાર દવા સારૂ આપવાને તેના શરીરમાં લોહી જ રહેતું નથી.

મુક્તેસર અમે સાંજરે પહોંચ્યા હતા. ત્યાં એક સજ્જનને ત્યાં રાતે આરામ લીધો. ભોજનનો પ્રબંધ તેમણે બહુ ભક્તિપૂર્વક સુંદર રીતે કર્યો હતો. પણ ચોખા બિલકૂલ ચઢેલા જ નહતા. વાતચીતમાં એમ જણાયું કે પહાડી લોકો એવા જ ચોખા પસંદ કરે છે. અમને પહાડી ભૂખ લાગી ન હોત તો આટલા ચોખા ચાવી ચાવીને પચાવવાની મહેનત લેવા દાંતે ના જ પાડી હોત. ભુજી (ભાજી) બહુ જ મજેદાર થઇ હતી. તે સજ્જનના દિવાનખાનામાં ચોમેર દિવાલનો નીચલો ભાગ લાકડાનો હતો, અને તે પણ તક્તાઓની પેઠે ત્રાંસો. આ શીત પ્રદેશમાં દિવાલને અઢેલીને બેસવું હોય તો આવી કાંઈ પણ સગવડ હોવી જોઇએ.

બીજે દિવસે સવારે પેલુ જંતુશાસ્ત્રનું ખાતું જોવા ગયા. અમારા યજમાન અમને બધું સમજાવતા હતા. હું તે બધું શૂન્યમનસ્ક થઇ સાંભળતો હતો. મ્હારી દૃષ્ટિ આગળ તો ગોહત્યાનું કલ્પનાચિત્ર જ ઉભું થતું હતું. એક ટેકરી પર એક બુરજ હતો. તેના પર એક મ્હોટો ઘંટ ટીંગાડેલો હતો. મ્હેં પૂછ્યું: "આ શા માટે છે?" એમણે કહ્યું: "જંગલમાં આગ લાગે, કંઈ અકસ્માત થાય અથવા કંઇ પણ બીજું સંકટ આવે તો આ ઘંટ વગાડે જેથી બધા લોકો ભેગા થાય." જ્યાં ચાળીસ હજાર ગોકુળનો સંહાર થાય છે ત્યાં બીજા સંકટની શી જરૂર છે? મ્હને થયું આ બુરજ પર ચઢી પેલો ઘંટ વગાડી બાવીસ કરોડ હિંદુઓને હું અહીંઆં ભેગા કરૂં; અને તેઓ ન સાંભળે તો હિમાલયમાં અદૃશ્ય રૂપે વિચરનાર તેત્રીસ કરોડ દેવોને ગામાતાનો આર્તનાદ સંભળાવું.

આ વિચાર મનમાં ચાલતો હતો એટલામાં અમે મુક્તેશ્વર મહાદેવ પાસે જઇ પહોંચ્યા. ત્યાં મનને સહેજ આરામ મળ્યો ખરો. મુક્તેશ્વર મહાદેવ પાસે ભૈરવઘાટીનું સ્થાન છે. જ્યાં પહાડ પર ઉંચામાં ઉંચું શિખર અને પાસે એકદમ નીચે કરાડ તૂટેલા હોય તેને ભૈરવઘાટી કહે છે. જૂના વખતમાં અને આજે પણ ભૈરવસંપ્રદાયી લોકો આવે ઠેકાણે કેટલીક વાર ભૈરવનો જાપ જપતે જપતે ઉપરથી નીચે ભુસકો મારે છે. આ રીતે આત્મહત્યા કરવામાં પાપ નથી પણ મોક્ષ છે એમ મનાય છે. એ માન્યતા હાલના કાયદા પ્રમાણે ભલે ભૂલભરેલી હોય પણ માનસશાસ્ત્રીઓ એની પાછળ રહેલું તત્ત્વ સહેજે સમજી શકે એમ છે. દુનિયામાં બધી રીતે નિરાશ થઇ કાયર બની માણસ આત્મહત્યા કરે તે, અને કુદરતનું વિશાળ, ઉચ્ચ, ઉદાત્ત અને રમણીય સૌંદર્ય જોઇ તદાકાર થઇ કુદરત સાથે એકરૂપ થવાની ઈચ્છા થઇ જાય, કુદરત સાથે કોઇ જાતની જૂદાઇ સહન ન થાય, એવે વખતે

માણસ આ ક્ષુદ્ર દેહનું બંધન ભૂલી જઈ અનંતત્વમાં સાત્મ્ય થઇ જવા કૂદી પડે એ બે વસ્તુ તદ્દન ભિન્ન છે, બન્નેનું પરિણામ ભલે એક જ હોય. દરેક જાતના વિનાશને મરણ એ એક જ નામથી આપણે સંબોધીએ છીએ, પણ વસ્તુ એક જ નથી હોતી. કેટલીક વાર મરણ એ જીવનરૂપી નાટકનો વિષ્કંભક હોય છે, અને કેટલીક વાર તો તે નાટકનું ભરતવાક્ય-જીવનનું સાફલ્ય હોય છે. મનુષ્યની આશા દુરન્ત કહેવાય છે. સાચે જ મનુષ્યની આશાને પાર નથી. મનુષ્યની દરેક આશા સફળ કરવાની શક્તિ જીવનમાં નથી. જીવનની સમૃદ્ધિને પણ મર્યાદા હોય છે. મનુષ્યની આશા આગળ જીવન દરિદ્રી છે. પણ મરણની સમૃદ્ધિ આશાને તૃપ્ત કરી શકે એટલી હોય છે. જ્યાં જીવન થકી જાય છે ત્યાં મરણ ફાવે છે. જીવન અસંખ્ય વાર માણસને નિરાશ કરે છે. મરણ પાસે નિરાશા છે જ નહિ.

ભૈરવઘાટી પર અમે ચઢયા ત્યાં પણ ગોવધનો વિચાર મનમાંથી ગયો ન હતો. બિચારા બળદો નાહક મરી જાય છે. એક રીતે જોતાં આ બળદોનો આત્મયજ્ઞ સ્વાત્માર્પણની પરાકાષ્ઠા સૂચવતો હતો. હિન્દુસ્તાનનાં જાનવરો મરે અને દુનિયાનાં—આખી દુનિયાનાં ઘોડા, ખચ્ચર વગેરે અનેક જાતનાં પ્રાણી પ્લેગમાંથી બચે એ કંઇ સાધારણ પુણ્ય ન કહેવાય. પણ એ ક્યાં સ્વેચ્છાથી કરેલું બલિદાન છે? આજે મ્હારું હિન્દુસ્તાન પણ અમર્યાદ આપભોગ આપી રહ્યું છે. હિન્દુસ્તાનની બદૌલત બ્રિટિશ સામ્રાજ્ય ટકેલું છે, હિન્દુસ્તાન પોતે મરીને અસંખ્ય લોકોને જીવાડે છે, પણ એવું પુણ્ય હિન્દુસ્તાનને મળતું નથી. દુર્બળતા અને અજ્ઞાનને લીધે થએલો ત્યાગ શા કામનો? **न च तत्प्रेत्य नो इह।** બુવાએ ભૈરવના ન્હાનકડા મંદિરનો ઘંટ વગાડયો અને પાછા જવાની સૂચના કરી.

## (૮)

## ધર્મશાળા કે નરકકુંડ?

મુક્તેસરથી અમે કાઠગોદામના જૂના રસ્તા પર આવ્યા, ભીમતાલનું ફરી દર્શન કર્યું અને હિમાલયનો પહાડ ઉતરી માનવી સૃષ્ટિમાં આવ્યા. રસ્તામાં પૂર્વપરિચિત સ્થાનો જોઇ જૂદા જ ભાવ મનમાં પેદા થતા હતા. આલ્મોડા જતી વખતે હિમાલયનું પ્રથમ દર્શન હતું. આટલી વિશાળતા અને ઉત્તુંગતા પ્રથમ વાર જ નિહાળી હતી. પાછા આવતાં આ બધું પરિચિત જેવું લાગતું હતું છતાં એનો રસ કંઇ ઓછો ન હતો. પ્રથમનો રસ અપૂર્વતાનો હતો. આ વખતનો રસ પરિચયનો હતો. જતી વખતે જે જે ઝરણાંઓએ અને ઝાડોએ અમારો સત્કાર કર્યો હતો તેમને ફરી મળતાં કૃતજ્ઞતાનો ઉભરો આવ્યા વગર કેમ રહે? પરિચિત ઝાડોને હું ભેટયો, પરિચિત ઝરણાંઓનું સ્વાભાવિક નહિ પણ પ્રેમતૃષાથી પાન કર્યું. જતી વખતે જે પૂલો પર બેસી અમે થાક ઉતાર્યો હતો તે પૂલ ફરી આવતાં તેમના પર એક બે મિનિટ ન બેસીએ તો કૃતઘ્નતાના દોષને પાત્ર થઇએ એમજ લાગતું.

રસ્તામાં સ્વામી જોડે સંસ્કૃત સાહિત્યનું વિવેચન શરૂ થયું. મ્હેં કહ્યું: "આ ગગનચુંબિન 'ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી' જોઇ મ્હને બાણભટ્ટની સાહિત્યશૈલીનું સ્મરણ થાય છે. દરેક સ્થાને અપૂર્વતા અને ઉદાત્તતા રહેલી છે પણ તે અતિશય થવાથી પોતાનું સૌંદર્ય

દૂઝાવવામાં જ ખપી જાય છે. પછી સંસ્કૃત કવિઓ અને રાજાશ્રયનો સવાલ ઉપડ્યો. કાલિદાસ રાજાશ્રયી કવિ હતો જ્યારે ભવભૂતિ લોકાશ્રયી કવિ થયો. કાલિદાસ પુષ્પક વિમાનમાં બેસી અથવા મેઘનું વાહન બનાવી વિહંગમદૃષ્ટ્યા ભારતવર્ષનું અવલોકન કરે છે, જ્યારે ભવભૂતિ વલ્કલધારી રામ લક્ષ્મણ અને જનકતનયા સાથે દંડકારણ્ય અને પંચવટીનાં અરણ્યોમાં માર્ગ કહાડતો ધીમે ધીમે પગે ચાલે છે. બંનેની શૈલીમાં એ જ ભેદ છે. ભવભૂતિની શૈલી રામકુમારની પેઠે '**धीरोद्धता नमयतीव गतिर्धरित्रीम्**' જેવી છે, જ્યારે કાલિદાસની વર્ણનશૈલી શકુંતલાના ભાવની પેઠે '**न विवृतो मदनो न च संवृतः**' જેવી છે. વનશ્રી જોઇ સંસ્કૃત કવિઓની યાદ આવી અને તેમાં લોકાશ્રયનો વિચાર કરતાં રાજાશ્રયની નિંદ્ય રીતે નિંદા કરનાર બિલ્હણ યાદ આવ્યો, પણ તે જ ક્ષણે સ્મરણ થયું કે સંસારથી વિરક્ત થએલા સાધકોને સંસ્કૃતનો આવો કાવ્યરસ છાજે નહિ. બપોર થયો હતો, સૂર્યનારાયણે એક આંખ વધારે ઉઘાડી હતી. બુવાએ કહ્યું: **पिपासितैः काव्यरसो न पीयते।** નીચે ખીણમાં રામગંગા પ્રચંડ ઘુઘવાટ કરતી દોડતી હતી પણ શરદના મેઘની પેઠે તેનું પાણી અમારે માટે તો દુષ્પ્રાપ્ય હતું. સ્વામી બોલ્યાઃ "આ જંગલની શોભા જોઈ તને બાણભટ્ટની કાદંબરીનું સ્મરણ થાય છે પણ મ્હને તો આ રામગંગાના બરાડા સાંભળી કોલાબા સ્ટેશન ઉપરનાં દશ વીસ એંજીનોનો ઘોંઘાટ યાદ આવે છે."

એંજીનનું નામ નીકળ્યું અને તરત જ સ્મરણ થયું કે કુદરતી સૃષ્ટિ છોડી માનવી સૃષ્ટિમાં જઇએ છીએ ત્યાં અગ્નિરથનો વખત ન સાચવીએ તો ચાલે નહિ. ઓઢીમાંનું ઘડિયાળ કહાડી મ્હેં જોયું અને બુવાને કહ્યું: બુવા, દોરો, નહિ તો આપણે વખતસર કાઠગોદામ નહિ પહોંચી શકીએ. ત્રણે જણ દોડયા અને માંડમાંડ સ્ટેશને પહોંચ્યા એટલામાં આગગાડી ફૂઉઉઉઉ કરતી હસતી હસતી અમારા દેખતાં પસાર થઇ. આગગાડી ગઇ તેનું તો કશું ખોટું ન લાગ્યું પણ અમે ખોટી ન થઇએ તે માટે આગળ દોડતો ગએલો અમારો કુલી નિરાશ થએલો જોઈ અમને દુઃખ થયું. છતાં અમે હસી પડયા અને પેલાને કહ્યું: "આલો ભાઇ, દિવસ તો ઘણો છે. અહીંઆં બેસીએ એના કરતાં હલદ્વાની જઈ રાત ત્યાં જ ગાળીએ. હલદ્વાની તો કાઠગોદામથી પહેલું સ્ટેશન: વેપારનું એક ન્હાનકડું મથક છે. ત્યાં ચાલતા જઇ પહોંચ્યા. ત્યાં ખાધું પીધું અને સ્વપ્નસૃષ્ટિ પર રાજ્ય કર્યું.

સ્વપ્નસૃષ્ટિમાં જતા પહેલાં કલ્પનાસૃષ્ટિમાં જવા જેવો એક પ્રસંગ આવ્યો. અમે ધર્મશાળામાં જગા મેળવી રાંધતા હતા. ધર્મશાળા એટલે વિવિધ જનસમાજ. ત્યાં ત્રિખંડની વાતો ચાલે. ત્યાં બાવાઓ આવે, વેપારીઓ આવે, સરકારી અમલદારો આવે, જૂનો જમાનો વીતી ગયો છે એની જેમને બિલકુલ ખબર નથી એવા જૂના જમીનદારો ઘોડા પર જૂનું જીન નાખી પ્રવાસ કરતા આવે, જૂના જમાના જેવું કંઈ હતું કે ન હતું એનો ખ્યાલ પણ જેને નથી, એવા જુવાનીઆઓ આવે, ભિખારીઓ આવે અને ભિખારીઓ કરતાં ખરાબ પોલીસ પણ આવે. આવા અનેક જાતના લોકો સાથે પ્રસંગ પડવાથી જેમનો મીજાજ ખાટા દહીં જેવો બન્યો છે એવા દુકાનદાર દહીં વેચવા પાસે બેઠેલા હોય જ. ધર્મશાળામાં સાંજરે ૭ વાગ્યાથી આઠ વાગ્યા સુધી ઘણે ભાગે લ્હડવાડ જ ચાલે છે. મુસાફરો એક બીજા સાથે અથવા પોતાના કુલીઓ સાથે, ઘરાકો દુકાનદાર સાથે, દુકાનદારની ઓ-

પોતાનાં છોકરાં સાથે, પોલીસો ભિખારીઓ સાથે અને કુતરાંઓ એકબીજા સાથે આઠ વાગ્યા સુધી લ્હડી લે છે. આઠ વાગે પ્રથમ ક્ષુધા શાંત થાય છે, પછી ચુલાઓ શાંત થાય છે, ઘણે ભાગે દીવાઓ પણ શાંત થાય છે (કેમકે એક પૈસામાં કોડીઉ દિવેટ અને તેલ આપનાર દુકાનદાર પાસે આઠ વાગ્યાનું જ બજેટ હોય છે) અને પછી વિશેષ શમી જઇ વાર્તાલાપ શરૂ થાય છે. આઠ વાગે પછી એક વાર સુલેહનામું થયા પછી કોઈકોઈની સાથે લ્હડે નહિ એવો ધર્મશાળાનો આંતરરાષ્ટ્રીય કાયદો હોય છે. તરત જ મુસાફર મુસાફર વચ્ચે સંવાદ શરૂ થાય છે. બાવાઓ દેશદેશાંતર વિષેની હકીકત અને તેની સાથે પોતાની ટીકાટિપ્પણી અહીંઆં રજૂ કરે છે. જ્યાં છોકરાંઓ હોય ત્યાં બાદશાહ બીરબલ જરૂર આવે. બૈરાંઓ હંમેશાં યાત્રાની જ વાતો કરે અને એક જ ગામનાં હોય તો સાસુવહુ વચ્ચેના સનાતન સંગ્રામની વાતો કરે. હિંદુસ્તાનની ગમે તે પ્રાંતની સ્ત્રીઓ બીજા ગમે તે પ્રાંતની સ્ત્રીઓ સાથે ધર્મશાળામાં વાતચીત કરી શકે છે. ભાષાની અગવડ તો સુશિક્ષિત લોકોને માટે જ હોય છે. સ્ત્રીઓ એટલે જૂની દુનિયા. ત્યાં વિચારો, ભાવનાઓ, વહેમો, રિવાજો અને આદર્શો એક ને એક. પછી વાતો કરતાં અગવડ શાની આવે? જેમ બે અંગ્રેજ મળે એટલે આજની હવા કેવી છે એની વાત કરે છે તેમ સ્ત્રીઓ મળે એટલે "તારે કેટલાં છોકરાં છે, છોકરીઓ ક્યાં ક્યાં પરણી છે, છોકરીઓને સુખ છે કે દુઃખ છે, ઘરની ડોશીએ યાત્રા કરી છે કે નહિ, વગેરે વાતો જ ચાલે. દુકાનદારની સ્ત્રી આમાં ભળી પોતાના દુઃખની કહાણી પાંચ હજાર છસો બારમે વખતે અશ્રુ સહિત અને કશો સંક્ષેપ કર્યા વગર જેવી ને તેવી જ કહી દે છે અને ઘણે ભાગે આ વર્ણન નકામું નથી જતું. માયાળુ મુસાફરો—ખરાબ દુકાનદારથી છેતરાએલા આ મુસાફરો દુકાનદારની સ્ત્રીનું દુઃખ જોઇ અને તે પણ દુકાનદારનો આપણા જેટલો જ દ્વેષ કરે છે એમ સમાધાન માની તેને કંઈ પણ સંતોષ આપી વિદાય લે છે. દુકાનદારોએ પણ દરેક પ્રાંત વિષે પોતાનો અભિપ્રાય બાંધેલો હોય જ, અને તેઓ બાવા જેટલા જ છૂટથી તે જણાવી દે છે; કેમકે પીનલકોડની એક પણ કલમ બાવાઓને અને દુકાનદારોને માટે નથી.

દેશી રિયાસતના રહીશો ધર્મશાળામાં આવે એટલે રિયાસતોનું તારતમ્ય ચર્ચાય છે અને દરબારની અંદરની ખટપટ અને પ્રપંચનું રહસ્ય 'તમને જ' કહે છે. ગમે તે માણસ આગળ પોતાના રાજદરબારની કિંવદન્તી બોલી નાખવા જેટલા તેઓ બેવકૂફ નથી હોતા. પણ 'તમે' તો ખાનદાન માણસ. 'તમારી' આગળ એવી વાતો કહેવામાં શાનો વાંધો હોય?

અમારે ભાગે એક દેશાભિમાની, સનાતનધર્માભિમાની વેપારી આવ્યો. હસ્તિનાપુર તરફ એમનું એક ગુરુકુળ હતું—ના ગુરુકુળ નહિ, ઋષિકુળ. ગુરુકુળ આર્યસમાજીઓનાં હોય છે તેથી સનાતનીઓનાં ઋષિકુળ જ હોય; વૈષ્ણવોનાં આચાર્યકુળ. બાવાઓ હોય તો મુનિમંડલ કે સાધુઆશ્રમ અને ગોર મહારાજની સંસ્થા હોય તો તે પંડાકુમાર મહાવિદ્યાલય. પણ આ બધું જ્ઞાન મ્હને હરદ્વાર ગયા પછી થયું.—હસ્તિનાપુરના વેપારીએ કહ્યું કે "અમે ગયે વર્ષે જ અમારૂં ઋષિકુળ સ્થાપ્યું છે. પણ હજી અમને કોઈ અધ્યાપક મળ્યો નથી. એક બ્રાહ્મણ હમણાં કામ ચલાવે છે પણ છોકરાઓ એને આંટી નાખે એવા છે.

તમારા જેવો કોઈ ઇંગ્લિશ–એજ્યુકેટેડ સાધુ ત્યાં આવે તો લોકો પર અસર થાય અને પ્રચાર માટે જઈએ એટલે ફંડ પણ સારું થાય. તમે આવો તો અમને રોજ તમારાં દર્શનનો લાભ મળે, 'ભવબંધ કટ જાય' અને પેલા આર્યસમાજીઓ ઉંદરે આદુ ખાધાની પેઠે ચુપ થઈ જાય. અમે ઋષિકુળ તો એટલા માટે જ સ્થાપ્યું. અમારે ત્યાં બે આર્ય-સમાજી પ્રચારકો આવ્યા હતા. એમણે સનાતન ધર્મની નિંદા શરૂ કરી. અમારે ત્યાં એમને જવાબ આપે એવો કોઇ પંડિત ન હતો. એટલે અમે અરજંટ તાર કરી હરદ્વારથી ત્રણ સનાતની ઉપદેશકો મંગાવ્યા અને એવા તો લ્હડાવ્યા કે વાત ન પૂછો. ત્રણ દિવસ શા-સ્ત્રાર્થ થયો." મ્હેં વચમાં પૂછ્યું: "કયા મુદ્દા પર?" તેમણે કહ્યું: "અરે તમારા શાસ્ત્રની વાત અમે શી જાણીએ? અમે થોડા જ સંસ્કૃત ભણેલા છીએ? પણ આખરે આર્યસમાજીઓ જ ચુપ રહ્યા અને અમારી જીત થઈ. સામાવાળાઓ તો નાહક કહેવા લાગ્યા કે જીત તો અમારી જ થઈ. પણ તમે જ કહો કે તેમની જીત થાત તો તેમના પંડિતો છાના બેસત ખરા?"

આ મહાયુદ્ધનું વર્ણન ઉદાસીનતાથી મ્હેં સાંભળ્યું એ જોઈ તેઓ સહેજ વિરસ થયા. તેમણે પૂછ્યું: "આપ આર્યસમાજી તો નથી?" મ્હેં કહ્યું: "ના જી! હું તો ચુસ્ત સના-તની છું." તેમણે કહ્યું: "ત્યારે તમે જરૂર હસ્તિનાપુર આવજો. અમે તમને સરસ કુટી બાંધી આપીશું, તમારે માટે ખાસ રસોઇઆ રાખીશું, અંગ્રેજી છાપાંઓ મંગાવીશું. તમારાં વ્યાખ્યાનનો અમને લાભ મળે." મ્હેં કહ્યું: "બીજો કંઈ પણ સંકલ્પ ન હોત તો વખતે હું આવત ખરો. પણ મ્હારે તો ઉત્તરાખંડની યાત્રા કરવી છે અને પછી પુરશ્ચરણ કરવું છે."

મ્હારા બધા વિચારો એમને કહેવાની મ્હારી હિંમત શાની જ ચાલે? અને કહેત તોપણ તેઓ શાના સમજવાના હતા?

બીજે દિવસે 'રેલ' માં બેઠા અને ચાલ્યા. હિમાલયની મુસાફરી પછી રેલની મુસા-ફરી નીરસ નહિ પણ અસહ્ય થઇ જાય છે. એકએક ખેતરવાને આંતરે ચાલતાર અમે ત્રણ જણા અર્ધા બાંકડા ઉપર સંકડાઇને બેઠા હતા. વૃક્ષનાં જંગલને બદલે ડબાની અંદર મુસા-ફરોનું જંગલ બાઝ્યું હતું. પક્ષીઓના કલરવને બદલે મુસાફરોનો કોલાહલ સંભળાતો હતો. બરેલી થઈ અમે સાહારાનપુર ગયા અને ત્યાં ગાડી બદલી હરદ્વાર મધરાતે જઈ પહોંચ્યા. હરદ્વારથી ઉત્તરાખંડની મુસાફરી શરૂ થાય છે.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# રાઈનો પર્વત*

દુનિયાના આરંભકાળથી જ અમુક સાધ્યને માટેના સાધન સંબંધી બે મતો પ્રવર્તતા દેખાય છે. એક મતવાળા એવું માનનારા છે કે સાધ્ય શુદ્ધ હોવું જોઇએ, સાધન ગમે તેવાં વાપરીએ તેમાં ખોટું નથી. બીજા મતવાળા એવું માને છે કે સાધ્ય જો શુદ્ધ હોય તો સાધન તો અવશ્ય શુદ્ધ હોવાં જોઇએ. એવા લોકો એમ માને છે કે પરિણામની શુભાશુભતા માણસના હાથમાં નથી; પણ સાધનની શુદ્ધતા તો માણસના હાથની વાત છે, અને માણસની જવાબદારી પણ તેટલા પૂરતી જ છે. कर्मण्येवाधिकारस्ते એ તેમને સંપૂર્ણ રીતે માન્ય હોય છે.

આ બે મતોની શાસ્ત્રીય નહિ, પણ કવિત્વમય મીમાંસા 'રાઈનો પર્વત'માં છે. તેમાં પ્રધાન પાત્ર બે છે. પોતાના પતિનું ગયેલું રાજ્ય પુત્રને પાછું અપાવવા માલણ વેષે રહેલી જાલકા અને રાજકુળનો પરંતુ રાજદ્વારી પ્રપંચોનો પાસ જેને નથી લાગેલો એવો તેનો પુત્ર રાઇ. આ રાઈને તેના પિતાનું રાજ્ય પાછું અપાવવા સાધનની શુદ્ધાશુદ્ધતા વિષે દરકાર રાખ્યા વિના જાલકાએ પોતાની જાળ પાથરી છે. રાઇએ તેમાં ફસાવું કે નહિ એ તેની સમક્ષ પ્રશ્ન છે. તે સ્વભાવે શુદ્ધ સાધનોનો ઉપાસક છે. પરંતુ માતાના પ્રેમ આગળ પ્રથમ તો તે સંશયગ્રસ્ત થઈ જાય છે અને જાલકાની યોજનાનો વિરોધ કરતો નથી. પણ રાણી લીલાવતીના પતિ બનીને કપટમય પાપવ્યવહાર કરવાના બારીક પ્રસંગનું તેને ભાન થાય છે ત્યારે તે બરાબર જાગૃત થાય છે. તે પહેલાં તો જાલકાની જાળ ખૂબ પથરાઇ ગઈ હોય છે. છતાં રાઈ નિશ્ચય કરે છે કે ગમે તેવા શુદ્ધ સાધ્ય માટે અથવા માતાના પ્રેમની ખાતર પણ અનીતિ તો ન જ આચરી શકાય. આમ વાત્સલ્યભાવથી ઉભરાતી માતા અને તેના પ્રેમની સંપૂર્ણ કદર જાણનારો પુત્ર, એ બે વચ્ચે નાટકકારે વૃત્તિવિરોધ કલ્પેલો છે. સાધારણ નાટકકાર આ બે મતોની મીમાંસા કરવા સારૂ એક શુભ સાધ્ય માટે બે જુદાં જુદાં સાધનો અખત્યાર કરનારા હરિફો અથવા શત્રુ કલ્પે. પણ અહિં રાઇ અને જાલકા હરિફ નથી. બન્નેનો હિતસંબંધ તો એકજ છે. પણ આદર્શભેદ મટી શકતો નથી. તેને લીધે જે વિરોધ ઉત્પન્ન થાય છે તે નીતિનિર્ણયની દૃષ્ટિએ અત્યંત જટિલ અને તેથીજ કળાની દૃષ્ટિએ અત્યંત મનોહર છે.

રાઇના હૃદયમાં પ્રશ્ન ઉત્પન્ન થયો છેઃ

> પ્રેમ ને સત્ય એ બન્ને અંશો એકજ ઈશના,
> તથાપિ કેમ દેખાતા વિરોધી માર્ગ તેમના?

એનો જવાબ, એની મા અમૃતદેવી, જ્યારે તેને પોતાના પાપને માટે પશ્ચાત્તાપ થાય અને તેની અંતર્દૃષ્ટિ ખુલી ગઈ ત્યારે આપે છે:

---

* ગૂજરાત મહાવિદ્યાલયમાં 'રાઇનો પર્વત' ના વર્ગમાં કરેલું વિવેચન.

વિરોધી સત્યનો એવો પ્રેમ વિશ્વે અશક્ય છે;
જ્યાં સત્ય ત્યાંજ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાંજ સત્ય છે.

ખરેજ, પ્રેમ અને સત્યનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવાથીજ એ વિરોધ ઉત્પન્ન થાય છે, વિરોધનો આભાસ થાય છે. જેમ સત્યનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે, તેમ પ્રેમનું સ્વરૂપ પણ અતિ સૂક્ષ્મ છે.

આ નાટકમાં શંકાનો જવાબ જોકે બરોબર મૂકેલો છે, છતાં કવિએ સત્યનું સૂક્ષ્મ સ્વરૂપ જેટલું બતાવ્યું છે તેટલું પ્રેમનું બતાવ્યું છે એમ કહી શકાતું નથી. જેમ આત્મ-સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી અહંકાર એજ આત્મા છે એમ લાગે છે અને એ ભ્રમ-ણાને લીધેજ આત્મસાક્ષાત્કાર થવો મુશ્કેલ પડે છે, તેમજ પ્રેમ અને મોહને વિષે છે. પ્રેમ અને મોહ અથવા માયા વચ્ચે પ્રકાશ અને છાયા જેટલું અંતર છે. બન્નેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન હોવા છતાં, બન્ને પાસે પાસે રહે છે. સત્યનું પણ એમજ છે. સત્ય એ આત્માનું સ્વરૂપ છે

આત્મિક ઉન્નતિને અર્થે સત્યની ઉપાસના જરૂરની છે. સત્ય વગર આત્મા ભૂખ્યો મરે. પણ જેને આત્માનું ભાન નથી તે એમજ માને છે કે સત્ય એ દુનિયાના વ્યવહારને માટે છે. આપણે દુનિયાનું વ્યાવહારિક નુકસાન ન કર્યું એટલે આપણે સત્ય સાચવ્યું. પરંતુ આવા સત્યને વ્યાવહારિક સત્ય જ કહી શકાય. આત્મા અને અહંકાર, પ્રેમ અને મોહ વચ્ચે જે ફેર છે તેજ ફેર કેવળ અથવા શુદ્ધ સત્ય અને વ્યાવહારિક સત્ય વચ્ચે છે. કેવળ સત્ય-નો સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી ઈશ્વરી યોજના અથવા ઈશ્વરી તંત્રનો સાક્ષાત્કાર થયો નથી એમ માનવું જોઈએ. સત્યનો સાક્ષાત્કાર થાય ત્યારેજ સત્ય એ પ્રેમસ્વરૂપ છે એમ અનુભવાય. ત્યાં સુધી તે ફક્ત સુભાષિત તરીકે સ્વીકારેલું હોય છે. અને સત્ય એજ પ્રેમ છે એનો સાક્ષાત્કાર જેને થયો નથી, તે માણસ પ્રેમ એજ સત્ય છે એમ ઝટ સ્વીકારી ભ્રમણામાં પડે છે, અને ઉન્નતિનો માર્ગ છોડી નીચે પડે છે. રાઈને પર્વતરાય થઈ લી-લાવતીનું પાણિગ્રહણ કરવામાં અસત્ય દેખાય છે, પાપ લાગે છે. પણ પ્રજા આગળ 'પર્વ-તરાય બની રાજ્યકારભાર હાથમાં લેવામાં જે અસત્યનું આચરણ થાય છે તેનું એને એટલું ખોટું નથી લાગતું. કેમકે, તેમાં લોકહિત છે, વ્યાવહારિક લાભ છે અને કોઈનું દેખીતું નુકસાન થતું નથી. આ અસત્યની કુરૂપતા ઢાંકવા માટે નાટકકારે અનેક આયોજના સિદ્ધ કરી છે. દેશ ઉપર સંકટ આવવાની દહેશત બતાવી છે, રાઈનો રાજગાદી ઉપરનો પહેલો હક હતો, એમ ગોઠવ્યું છે અને પોતાના સદ્‌ગુણો તથા ઉદાત્તચરિતથી રાઈ રાજા થવા યોગ્ય છે એમ પણ બતાવ્યું છે. સમાજ-હૃદય આથી સંતુષ્ટ થાય-પણ આવા અસત્યથીજ ઈશ્વરના પ્રેમતંત્રને તો આઘાત પહોંચ્યા વિના રહેતોજ નથી. જ્યાં સુધી સત્ય આથી સૂક્ષ્મ થતું નથી ત્યાં સુધી પ્રેમ એજ સત્ય છે એમ કહેવું એ અનધિકારીની વાણી છે. આ અનધિકારી વચનથીજ લોકો પડે છે. આ અનધિકારી વચન કલાપીએ સ્વીકારેલું હોય એમ જણાય છે. તેના જાળંધર અને ગોપીચંદ નામના સંવાદમાં તેણે તે જાળંધરના મુ-ખમાં મૂકીને વધારે ભયંકર કરી નાંખ્યું છે.

આપણો રાઈ શરૂઆતમાં પ્રેમના આભાસને વશ થાય છે. માતાના મોહમાં સપડાઈ ... છે. તેથીજ તે પર્વતરાય થવા સંમત થાય છે. પછી જ્યારે તેને લાગતા આ નિર્દોષ અસત્યમાંથી લીલાવતીને છેતરવાનો ભયંકર દોષ ઉત્પન્ન થાય છે ત્યારે તે ચેતે છે. ભેદ સાથે લડે છે અને વિજય મેળવે છે. આજ વખતે વધારે અંતર્મુખ થઈને તે પ્રજાને પણ ... છેતરવાનો નિશ્ચય કરે છે અને ગાદીનો ત્યાગ કરે છે.

આ પ્રમાણે કેવળ સત્યનું સ્વરૂપ કવિએ સુંદર રીતે બતાવ્યું છે, પરંતુ આજ રીતે ઊંડે ઉતરીને પ્રેમની મીમાંસા તેમણે કરી હોત તો વીણાવતી પાસે, 'પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઈષ્ટ છે? અને લગ્ન તે લગ્ન કરનારની ઇચ્છાનો વિષય નથી?' એમ દલીલ કરાવી પ્રેમના વ્યાવહારિક સ્વરૂપથીજ કવિ અટકી ન જાત. જેમ સત્ય પરિણામનો વિચાર નથી કરતું, તેમ પ્રેમમાં સુખ દુઃખનો વિચાર નથી આવી શકતો. શુદ્ધ પ્રેમમાં સંપૂર્ણ આત્મસમર્પણ હોય છે. તે લગ્નસંબંધની અપેક્ષા નથી રાખતો. લગ્નમાં દેહસમર્પણ આવશ્યક હોય છે. તેની સાથે જો આત્મસમર્પણ હોય તો તે લગ્ન પ્રેમમય થઈ પરમ આનંદનું સાધન બને. પરંતુ દુનિયામાં તો અનેક સુખી ગણાતાં લગ્નોમાં પણ આત્મસમર્પણ નથી જોવામાં આવતું. ઘણાંયે લગ્નોમાં શુદ્ધ પ્રેમ એ પ્રવર્તક કારણ નથી હોતો. આવા દાખલામાં પુરુષ અથવા સ્ત્રીને આત્મસમર્પ નું બીજું કોઈ સ્થાન મળી જાય તો શું એમ કહી શકાશે કે પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઇષ્ટ નથી માટે પ્રથમ લગ્ન તોડી નાંખી જેના પ્રત્યે પ્રેમનું આકર્ષણ થાય તેની સાથે બીજું લગ્ન કરવું? લોકસંગ્રહ અને સમાજશુદ્ધિને માટે સમાજે લગ્નનાં અમુક બંધનો રચેલાં છે. દુનિયામાં કોઈ પણ એવો સંસ્કૃત સમાજ નથી કે જેણે લગ્ન એ કેવળ લગ્ન કરનારની ઈચ્છાનો વિષય રાખ્યો હોય. એમ થાય તો સમાજનું બંધારણ જ ન ટકી શકે. પ્રેમને આવાં સામાજિક બંધનો બાધા કરી શકતાં નથી. એટલે પ્રેમની સ્વતંત્રતા લગ્નસંબંધને આપવામાં પ્રેમને અન્યાય થાય છે અને લગ્નસંબંધની પવિત્રતા માંગનાર સમાજરચનાને પણ અન્યાય થાય છે.

આમ વિચાર કરીનેજ હિંદુ સમાજશાસ્ત્રીઓએ વિધવાવિવાહનો સામાન્ય રીતે નિષેધ કર્યો છે. પરંતુ એવા દાખલા કલ્પી શકાય અથવા એવા દાખલા બને છે કે જેમાં જે હેતુથી વિધવાવિવાહનો નિષેધ કર્યો છે તે હેતુને બાધ ન આવતો હોય. આવા દાખલામાં અપવાદ તરીકે વિધવાવિવાહ યોગ્ય ગણાય. રમણભાઈએ આ નાટકમાં વિધવાવિવાહનું જે દૃષ્ટાન્ત લીધું છે તેને અમે અપવાદ તરીકે સ્વીકારવા તૈયાર છીએ. વીણાવતીને પોતાનું લગ્ન થયેલું યાદ નથી. પોતે વિધવા છે એજ તે જાણતી નથી. તેણે નથી કર્યું આત્મસમર્પણ કે નથી કર્યું દેહસમર્પણ. રાઈ પણ એની સાથે પ્રેમસંબંધ બાંધે છે ત્યારે એ વાતથી અજ્ઞાન છે. વસ્તુસ્થિતિ જાણ્યા પછી રાજગાદી જાય તોપણ વીણાવતીને નહિ ત્યજવાનો તે નિશ્ચય કરે છે અને છેવટે કલ્યાણકામ, લીલાવતી, અમૃતદેવી વગેરે વડિલોના આશીર્વાદ લઈ તેઓ લગ્ન કરે છે. વિધવાવિવાહનો કટ્ટર વિરોધી પણ આવા લગ્નનો વિરોધ કરવાનું પસંદ નહિ કરે. પરંતુ આ બાબતમાં અમારો એક વાંધો મ્હોટો છે. દલીલ અતિશય વ્યાપક કરવી, ઉપર અમે બતાવી ગયા તેમ એવી કે જેમાં પ્રથમ લગ્ન તોડી નાંખીને બીજું લગ્ન કરવું એ પણ યોગ્ય ગણી શકાય અને દૃષ્ટાન્ત એવો આપવો કે જે યોગ્ય અને અયોગ્યની મર્યાદાની બરોબર લીટી ઉપરજ હોય; એ બહુ ભયંકર છે. આવા દૃષ્ટાન્તનો સ્વીકાર કર-

વિરોધી સત્યનો એવો પ્રેમ વિશ્વે અશક્ય છે;
જ્યાં સત્ય ત્યાંજ છે પ્રેમ, જ્યાં પ્રેમ ત્યાંજ સત્ય છે.

ખરેજ, પ્રેમ અને સત્યનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવાથીજ એ વિરોધ ઉત્પન્ન થાય છે, વિરોધનો આભાસ થાય છે. જેમ સત્યનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે, તેમ પ્રેમનું સ્વરૂપ પણ અતિ સૂક્ષ્મ છે.

આ નાટકમાં શંકાનો જવાબ જોઈએ બરાબર મૂકેલો છે, છતાં કવિએ સત્યનું સૂક્ષ્મ સ્વરૂપ જેટલું બતાવ્યું છે તેટલું પ્રેમનું બતાવ્યું છે એમ કહી શકાતું નથી. જેમ આત્મસાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી અહંકાર એજ આત્મા છે એમ લાગે છે અને એ ભ્રમને લીધેજ આત્મસાક્ષાત્કાર થવો મુશ્કેલ પડે છે, તેમજ પ્રેમ અને મોહને વિષે છે. પ્રેમ અને મોહ અથવા માયા વચ્ચે પ્રકાશ અને છાયા જેટલું અંતર છે. બન્નેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન હોવા છતાં, બન્ને પાસે પાસે રહે છે. સત્યનું પણ એમજ છે. સત્ય એ આત્માનું સ્વરૂપ છે

આત્મિક ઉન્નતિને અર્થે સત્યની ઉપાસના જરૂરની છે. સત્ય વગર આત્મા ભૂખ્યો મરે. પણ જેને આત્માનું ભાન નથી તે એમજ માને છે કે સત્ય એ દુનિયાના વ્યવહારને માટે છે. આપણે દુનિયાનું વ્યાવહારિક નુકસાન ન કર્યું એટલે આપણે સત્ય સાચવ્યું. પરંતુ આવા સત્યને વ્યાવહારિક સત્ય જ કહી શકાય. આત્મા અને અહંકાર, પ્રેમ અને મોહ વચ્ચે જે ફેર છે તેજ ફેર કેવળ અથવા શુદ્ધ સત્ય અને વ્યાવહારિક સત્ય વચ્ચે છે. કેવળ સત્યનો સાક્ષાત્કાર થયો નથી ત્યાં સુધી ઈશ્વરી યોજના અથવા ઈશ્વરી તંત્રનો સાક્ષાત્કાર થયો નથી એમ માનવું જોઈએ. સત્યનો સાક્ષાત્કાર થાય ત્યારેજ સત્ય એ પ્રેમસ્વરૂપ છે એમ અનુભવાય. ત્યાં સુધી તે ફક્ત સુભાષિત તરિકે સ્વીકારેલું હોય છે. અને સત્ય એજ પ્રેમ છે એનો સાક્ષાત્કાર જેને થયો નથી, તે માણસ પ્રેમ એજ સત્ય છે એમ ઝટ સ્વીકારી ભ્રમણામાં પડે છે, અને ઉન્નતિનો માર્ગ છોડી નીચે પડે છે. રાઈને પર્વતરાય થઈ લીલાવતીનું પાણિગ્રહણ કરવામાં અસત્ય દેખાય છે, પાપ લાગે છે. પણ પ્રજા આગળ પર્વતરાય બની રાજ્યકારભાર હાથમાં લેવામાં જે અસત્યનું આચરણ થાય છે તેનું એને એટલું ખોટું નથી લાગતું. કેમકે, તેમાં લોકહિત છે, વ્યાવહારિક લાભ છે અને કોઈનું કંઈએ નુકસાન થતું નથી. આ અસત્યની કુરૂપતા ઢાંકવા માટે નાટકકારે અનેક આયોજના સિદ્ધ કરી છે. દેશ ઉપર સંકટ આવવાની દહેશત બતાવી છે, રાઈનો રાજગાદી ઉપરનો પહેલો હક હતો, એમ ગોઠવ્યું છે અને પોતાના સદ્ગુણો તથા ઉદાત્તચરિતથી રાઈ રાજા થવા યોગ્ય છે એમ પણ બતાવ્યું છે. સમાજ-હૃદય આથી સંતુષ્ટ થાય. પણ આવા અસત્યથી ઈશ્વરના પ્રેમતંત્રને તો આઘાત પહોંચ્યા વિના રહેનાર નથી. જ્યાં સુધી સત્ય આટલો સૂક્ષ્મ થતું નથી ત્યાં સુધી પ્રેમ એજ સત્ય છે એમ કહેવું એ અનધિકારીની વાણી છે. આ અનધિકારી વચનથીજ લોકો પડે છે. આ અનધિકારી વચન કલાપીએ સ્વીકારેલું હોય એમ જણાય છે. તેના જાળંધર અને ગોપીચંદ નામના સંવાદમાં તેણે તે જાળંધરના મુખમાં મૂકીને વધારે ભયંકર કરી નાંખ્યું છે.

આપણો રાઈ શરૂઆતમાં પ્રેમના આભાસને વશ થાય છે. માતાના મોહમાં સપડાઈ : છે. તેથીજ તે પર્વતરાય થવા સંમત થાય છે. પછી જ્યારે તેને ધાંગતા આ નિર્દોષ અસત્યમાંથી લીલાવતીને છેતરવાનો ભયંકર દોષ ઉત્પન્ન થાય છે ત્યારે તે ચેતે છે. મોહ સાથે લડે છે અને વિજય મેળવે છે. આજ વખતે વધારે અંતર્મુખ થઈને તે પ્રજાને પણ શુદ્ધ છેતરવાનો નિશ્ચય કરે છે અને ગાદીનો ત્યાગ કરે છે.

આ પ્રમાણે કેવળ સત્યનું સ્વરૂપ કવિએ સુંદર રીતે બતાવ્યું છે, પરંતુ આ જ રીતે ઊંડે ઉતરીને પ્રેમની મીમાંસા તેમણે કરી હોત તો વીણાવતી પાસે, 'પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઈષ્ટ છે? અને લગ્ન તે લગ્ન કરનારની ઇચ્છાનો વિષય નથી?' એમ દલીલ કરાવી પ્રેમના વ્યાવહારિક સ્વરૂપથીજ કવિ અટકી ન જાત. જેમ સત્ય પરિણામનો વિચાર નથી કરતું, તેમ પ્રેમમાં સુખ દુઃખનો વિચાર નથી આવી શકતો. શુદ્ધ પ્રેમમાં સંપૂર્ણ આત્મસમર્પણ હોય છે. તે લગ્નબંધનની અપેક્ષા નથી રાખતો. લગ્નમાં દેહસમર્પણ આવશ્યક હોય છે. તેની સાથે જો આત્મસમર્પણ હોય તો તે લગ્ન પ્રેમમય થઈ પરમ આનંદનું સાધન બને. પરંતુ દુનિયામાં તો અનેક સુખી ગણાતાં લગ્નોમાં પણ આત્મસમર્પણ નથી જોવામાં આવતું. ઘણાંયે લગ્નોમાં શુદ્ધ પ્રેમ એ પ્રવર્તક કારણ નથી હોતો. આવા દાખલામાં પુરુષ અથવા સ્ત્રીને આત્મસમર્પણનું બીજું કોઈ સ્થાન મળી જાય તો શું એમ કહી શકાશે કે પ્રેમ અને લગ્નનો વિયોગ કરવો ઈષ્ટ નથી માટે પ્રથમ લગ્ન તોડી નાંખી જેના પ્રત્યે પ્રેમનું આકર્ષણ થાય તેની સાથે બીજું લગ્ન કરવું? લોકસંગ્રહ અને સમાજશુદ્ધિને માટે સમાજે લગ્નનાં અમુક બંધનો રચેલાં છે. દુનિયામાં કોઈ પણ એવો સંસ્કૃત સમાજ નથી કે જેણે લગ્ન એ કેવળ લગ્ન કરનારની ઇચ્છાનો વિષય રાખ્યો હોય. એમ થાય તો સમાજનું બંધારણ જ ન ટકી શકે. પ્રેમને આવાં સામાજિક બંધનો બાધા કરી શકતાં નથી. એટલે પ્રેમની સ્વતંત્રતા લગ્નસંબંધને આપવામાં પ્રેમને અન્યાય થાય છે અને લગ્નસંબંધની પવિત્રતા માંગનાર સમાજરચનાને પણ અન્યાય થાય છે.

આમ વિચાર કરીનેજ હિંદુ સમાજશાસ્ત્રીઓએ વિધવાવિવાહનો સામાન્ય રીતે નિષેધ કર્યો છે. પરંતુ એવા દાખલા કલ્પી શકાય અથવા એવા દાખલા બને છે કે જેમાં જે હેતુથી વિધવાવિવાહનો નિષેધ કર્યો છે તે હેતુને બાધ ન આવતો હોય. આવા દાખલામાં અપવાદ તરીકે વિધવાવિવાહ યોગ્ય ગણાય. રમણભાઈએ આ નાટકમાં વિધવાવિવાહનું જે દૃષ્ટાન્ત લીધું છે તેને અમે અપવાદ તરીકે સ્વીકારવા તૈયાર છીએ. વીણાવતીને પોતાનું લગ્ન થયેલું યાદ નથી. પોતે વિધવા છે એજ તે જાણતી નથી. તેણે નથી કર્યું આત્મસમર્પણ કે નથી કર્યું દેહસમર્પણ. રાઈ પણ એની સાથે પ્રેમસંબંધ બાંધે છે ત્યારે એ વાતથી અજ્ઞાન છે. વસ્તુસ્થિતિ જાણ્યા પછી રાજગાદી જાય તોપણ વીણાવતીને નહિ ત્યજવાનો તે નિશ્ચય કરે છે અને છેવટે કલ્યાણકામ, લીલાવતી, અમૃતદેવી વગેરે વડિલોના આશીર્વાદ લઈને એઓ લગ્ન કરે છે. વિધવાવિવાહનો કટ્ટર વિરોધી પણ આવા લગ્નનો વિરોધ કરવાનું પસંદ નહિ કરે. પરંતુ આ બાબતમાં અમારો એક વાંધો મ્હોટો છે. દલીલ અતિશય વ્યાપક કરી, ઉપર અમે બતાવી ગયા તેમ એવી કે જેમાં પ્રથમ લગ્ન તોડી નાંખીને બીજું લગ્ન કરવું એ પણ યોગ્ય ગણી શકાય અને દૃષ્ટાન્ત એવો આપવો કે જે યોગ્ય અને અયોગ્યની મર્યાદાની બરોબર લીટી ઉપરજ હોય; એ બહુ ભયંકર છે. આવા દૃષ્ટાન્તનો સ્વીકાર કર-

નાર દલીલનો પણ સ્વીકાર કરી લે છે એવો આભાસ ઉત્પન્ન થાય છે અને તે બીજાઓને ભ્રમમાં નાંખે છે. કલાપીએ પોતાની નિર્બળતાનો બચાવ કરવા પુષ્પ અને ભ્રમર તથા એવા બીજા કુદરતના દૃષ્ટાન્ત ટાંકી તે ઉપરથી વ્યાપક દલીલો રચી ગૂજરાતમાં કેટલા યુવાનોને ભરમાવ્યા છે !

× × × × ×

આપણા નાટકકારે રાઇના ચારિત્ર્યનો વિકાસ ક્રમશઃ થતો બહુ રસપૂર્ણ રીતે બતાવ્યો છે. માતાપિતાની માયા આગળ, રાજ્યના લોભ ખાતર કે સુંદરીના મોહમાં અનેક વીર પુરુષોને ચળતા ઇતિહાસ પુરાણોમાં આપણે જોઇએ છીએ. એ બધી લાલચો રાઈ આગળ બહુ ખુબીથી ગોઠવેલી છે અને તેમાંથી એને પાર ઉતારી રમણભાઇએ ચારિત્ર્યનો એક આદર્શ સમાજ આગળ રજુ કર્યો છે. અતિશય વષમ ધર્મસંકટમાં પોતાનો નિશ્ચય રાખી શક્યાં હોય એવાં દૃઢ ચારિત્ર્યવાળાં પાત્રો ગૂજરાતી સાહિત્યમાં જડવાં મુશ્કેલ છે. મારા એક સાહિત્યરસિક મિત્ર, જેમનો એ ત્રણે ભાષાનાં સાહિત્ય સાથે ગાઢ પરિચય છે તેમણે એક વખત કહેલું કે મરાઠી સાહિત્યમાં પ્રણયરસનું આલેખન થયું નથી, બંગાળી સાહિત્યમાં વીર રસ પોષાયો નથી અને ગૂજરાતી સાહિત્યમાં દૃઢ ચારિત્ર્યબળવાળાં પાત્રોનો અભાવ છે. રાઇનું પાત્ર આ ટીકાના અપવાદરૂપ છે.

તેના પાત્રનિરૂપણમાં નીતિનો એક મહાન્ પ્રશ્ન રમણભાઇએ સુંદર રીતે ચર્ચ્યો છે. રાઇના મનમાં શંકા થાય છેઃ

રે વિચિત્ર પટ શું વણાય આ ?  
તન્તુઓ અવશ શા તણાય આ !  
કોણ એ શી રીતથી વણે બધું ?  
માનવી ! અબલ તન્તુ અલ્પ તું !

પણ આમ માનવી અબલ અલ્પ તન્તુ હોય, બધું વિધાતાના હાથમાં હોય, તો પછી પાપપુણ્યનો પ્રશ્નજ ન રહે. માણસનામાં શું કર્મસ્વાતંત્ર્ય નથી ? જો ન હોય તો એની બુદ્ધિ શા કામની છે ? મિલ્ટને એક સ્થળે કહ્યું છે કે બુદ્ધિ એટલેજ પસંદગી. છતાં દુનિયામાં ઘણા માણસો પોતાની મરજી વિરુદ્ધ સંજોગોના બળે પોતાને નાપસંદ માર્ગે પોતે ઘસડાયા એવો બચાવ કરનારા મળી આવે છે. પાંડવગીતામાં દુર્યોધન કહે છે: ધર્મ શું છે એ હું જાણું છું; છતાં એ તરફ મારી પ્રવૃત્તિ નથી. અધર્મ શું છે એ પણ હું જાણું છું, છતાં મારાથી તે છોડાતો નથી. મારા હૃદયમાં કોઈ વિચિત્ર દેવ વસે છે તે મારી પાસે જેમ કરાવે છે તેમ હું કરૂં છું. રાઈ પણ જાલકામતિવેગમાં ઘડીભર ઘસડાય છે. તેના સંકલ્પતારો એ વેગમાં ઘસડાઈ જશે કે શું એવો તેને સંદેહ થાય છે અને ગુંચવાડાનો ખુલાસો રંગિણી નદીની પાસે શોધવા જવા જેટલી વિવશતા ઘડીભર તે અનુભવે છે. છતાં તે નસીબે હાથ દઇને બેસી રહે એવો નથી. દૈવવાદીઓની પેઠે માણસના હાથમાં તો કશું નથી, બધું પહેલેથીજ નક્કી થઈ ગયું હશે, એમ મનને સમજાવી સંતોષ માને

એવો તે નથી. પોતાને નાપસંદ માર્ગે કેટલે સુધી તે તણાઇ ગયો હતો તથા પોતે સંમતિ આપવાથી જે પરિસ્થિતિ ઉત્પન્ન થઈ હતી તેમાં પોતાની જવાબદારી કેટલી હતી તે બધાનો પાકો વિચાર કરી તે તો આજ સિદ્ધાન્ત માન્ય રાખે છે કે :

ના, નથી અવશ કે અશક્ત તું.
તું વરેજ સત્ કાર્ય આ થતું;
બે રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં,
તું ગ્રહે ઉભયમાંથી એક ત્યાં.

આમ કહીને તે કહે છે, 'ઘસડાવાનું કહેવું એ તો માત્ર જવાબદારીમાંથી બચવાનું બહાનું છે.' સત્ય વાત જાહેર કરતાં કેવાં પરિણામ આવશે એની કલ્પના કરે છે: 'લીલાવતીનું સ્વામીપણું મૂકી દેતાં પર્વતરાયપણું જશે, કનકપુરની ગાદી જશે, ગુજરાતનું રાજ્ય જશે, ગુર્જરેશ પરનું આધિપત્ય જશે, દ્રવ્ય–સુખ–વૈભવના ભંડાર જશે, પુરુષાર્થના પ્રસંગ જશે, સંકલ્પ કરી મૂકેલી ધારણાઓ જશે, જાલકાના મનોરથ જશે, સ્નેહીઓનો સંબંધ જશે.'

આટઆટલાં પ્રલોભનો જતાં કરી તે નિશ્ચય કરે છે :

જાઓ ભલે જીવન–આરુ સર્વે
ઉત્પાત થાઓ! ઉપહાસ થાઓ!
થાઓ તિરસ્કાર! વિનાશ થાઓ!
ન એક થાજો પ્રભુપ્રીત નાશ.

રાઇ અને જાલકાના વ્યવહારમાં બીજો એક નીતિનો સિદ્ધાન્ત—કે માણસ એકબીજાની નૈતિક જવાબદારી પોતાને માથે લઇ શકે કે નહિ—તેનો નિર્ણય પણ સરસ રીતે થઈ ગયેલો છે. જાલકા રાઇને જે વખતે પોતાની કપટજાળમાં સામેલ કરે છે અને રાઈ આનાકાની કરે છે તે વખતે જાલકા કહે છે : 'છળની જે શિક્ષા હશે તે હું ભોગવીશ. પણ તારા પિતાની પ્રતિષ્ઠા ખાતર અને તારી માતાના પ્રેમ ખાતર તું આ પ્રસંગ વ્યર્થ જવા ન દઈશ.' અમુક તત્ત્વનું નિરૂપણ કરવાના હેતુથી, સંસારમાં ન ઉઠતો હોય તેવો કલ્પિત પ્રશ્ન અહિં ઉભો કર્યો છે એમ નથી. મારા કહેવાથી તું અમુક કામ કર, એનું જે પાપ લાગવાનું હશે તે મારે માથે એમ કહેનારા ઘણા બહાદરો દુનિયામાં જોવામાં આવે છે, અને આટલાથીજ સંતોષ માની પાપકર્મ કરવા પ્રવૃત્ત થઈ જનારા બાપડાઓ પણ એટલાજ મળી આવે છે. ઇશ્વરે મનુષ્યને બુદ્ધિ આપી છે તેની સાથેજ તેની જવાબદારી રહેલી છે. તે જવાબદારીનો ત્યાગ કરી માણસ બીજાના હાથનું યંત્ર બની જાય તો તેમાં તેનો અધઃપાત છે. જેમ સુખ, દુઃખ, કીર્તિ અથવા પ્રેમનું સાટું થઈ શકતું નથી તેમજ પાપપુણ્યનું અને તેની જવાબદારીનું સાટું થઇ શકતું નથી. જો કે દક્ષિણા લઇને આપણે માટે પુણ્યાચરણ કરનારા બ્રાહ્મણો મળી આવે છે, ખરા! છતાં યંત્રદ્વારા કરેલ કામમાં જેમ કળાનો નાશ થાય છે, તેમજ માણસને યંત્ર બનાવીને તેની પાસે કરાવેલું કામ પણ ધર્મવિહીન થાય છે. તેમાં કરનાર અને કરાવનાર બન્નેનું મનુષ્યત્વ ઘટે છે. રાઈ

જ્યાં સુધી જાલકાની મતિએ ચાલતો હતો ત્યાં સુધી તેના રથનું પૈડું પંકમાં ગળી જતું લાગતું હતું. પણ તેણે પોતાની બુદ્ધિથી, પોતાનાં કાર્યને માટે પોતેજ જવાબદાર છે એમ સમજીને નિર્ણય કર્યો ત્યારે તેને ભીતિ ન રહી, શંકા ન રહી, કર્તવ્યનો માર્ગ સીધો અને સ્પષ્ટ દેખાયો તથા નિરાંતે ઉંઘ આવી. જાલકાને પણ અન્તે ભાન થયું કે ઇશ્વરનું નીતિવિધાન તો એવું છે કે મનુષ્યે છલ ન કરવું અને છલની શિક્ષા વ્હોરી ન લેવી. અનીતિની શિક્ષાને પાત્ર થવાનું કબૂલ કરી અનીતિ કરવી એ નીતિવ્યવસ્થા નથી, એ મનુષ્યધર્મ નથી.

> નીતિવ્યવસ્થા કરી ઇશ્વરે જે
> છે માત્ર તેને અનુકૂળ વિશ્વ.
> નવી વ્યવસ્થા કરવાની શક્તિ
> નથી મનુષ્યત્વ વિષે રહેલી.

ઇશ્વરે આ વિશ્વને માટે એક નીતિતંત્ર નક્કી કરેલું છે. તેને વશ થઇને માણસે પોતપોતાનું કાર્ય કરવાનું છે. એ તંત્રને ઓળખવામાંજ મનુષ્યનું મનુષ્યત્વ રહેલું છે. એ તંત્રની સામે થઇને પોતાની વાસના પ્રમાણે કામ કરવું એ પાપ છે, એમાં વિનાશ છે. જાલકાની અંત સમયની સ્થિતિ આ સત્યનું સુંદર દૃષ્ટાન્ત છે.

આ તત્ત્વ બરાબર સમજ્યા વિના કેટલાક એવું કહેનારા પણ મળી આવે છે કે કરનાર અને કરાવનાર તો પરમેશ્વર છે. આપણાથી શું થાય છે? આપણે કાંઈ કરી શકતા નથી તો આપણી જવાબદારી શાની? પરમેશ્વરને સહુ ચિંતા છે. આનો જવાબ બીજા પ્રસંગમાં કવિએ કલ્યાણકામના મ્હોમાં મૂક્યો છે કે, 'પરમેશ્વર પોતાની ચિંતાઓના ઉપાય મનુષ્યો દ્વારા જ કરે છે, તો જેને માથે ભાર આવ્યો તેનાથી ફેંકી કેમ દેવાય?' કાર્યનો ભાર ન ફેંકી દેવાય એટલે જવાબદારી પણ ન જ ફેંકી દેવાય.

આ નાટકમાં ત્રીજું મુખ્ય પાત્ર **શીતલસિંહ** છે. એ ભાઇ એમના નામ પ્રમાણે શીતલ જ છે. જાલકાની હિંમત, ચતુરાઈ અને જાજ્વલ્યતાને તેના વિરોધી ગુણોના પડખાથી દીપાવવા આ પાત્રની યોજના કરી હોય એવું જણાય છે. આ બે પાત્રોમાં એક સામ્ય છે કે બન્ને પોતપોતાના સ્વાર્થમાં મચેલાં છે અને બન્ને અશુદ્ધ સાધનોનાં ઉપાસક છે. બીજી બધી બાબતોમાં આ બે પાત્રો વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલું અંતર છે. જાલકાના ઉદ્દેશનો બચાવ કરી શકાય તેમ છે, ત્યારે **શીતલસિંહ** કેવળ લોભી, સ્વાર્થી અને હીચકારો છે. જાલકામાં અસાધારણ હિંમત અને અદ્ભુત ચતુરાઈ છે, ત્યારે શીતલસિંહમાં બાયલાપણા અને બાઘાઇ સિવાય બીજું કાંઈજ નથી. એ સ્વતંત્ર રીતે એક તણખલું પણ તોડી શકે એવો નથી. પહેલા કાવતરામાં જાલકાના કહ્યા પ્રમાણે તે ભાગ ભજવે છે, બીજા કાવતરામાં મંજરીની તે ગાય બની જાય છે. પર્વતરાય, શાર્દૂલ, લીલાવતી બધાંનો તે એકી સાથે 'વફાદાર સામંત' થઇ શકે છે. છતાં એના લાભનો કાંઈ થોભ નથી. પછી

> મદત્વલોભે નર મૂર્ખ થાય,
> મિથ્યા તરંગે કરીને કુલાય;

મર્યાદ ભૂલી નિજ યોગ્યતાની
ભરે ફલંગો કંઈ લંગડાતી.

એ દશાને એ પામે છે. 'પ્રબળ મનનો મનુષ્ય દુષ્ટ થાય છે ત્યારે માત્ર પોતાની ધારણા જેટલુંજ અહિત કરી શકે છે, પણ નિર્બળ મનનો દુષ્ટ મનુષ્ય તો અનેક દુષ્ટોની ધારણાઓનો સાધનભૂત બને છે.' શીતલસિંહનું પાત્ર-આલેખન આ સત્યના પદાર્થપાઠ જેવું છે.

× × × × ×

રમણભાઈ જેવા ચુસ્ત સંસારસુધારકના નાટકમાં શાપની ઘટના જોઇને કેટલાકને નવાઇ લાગી હશે. અમને તો લાગે છે કે શાપ ઉપર વિશ્વાસ હોય કે ન હોય તેને કથાવસ્તુમાં લાવવાનો મોહ ભાગ્યેજ કોઇ કવિ છોડી શકે છે. રામાયણ, મહાભારત વગેરે સંસ્કૃત કાવ્યો અને પુરાણોમાંજ શાપ સ્થળે સ્થળે નજરે પડે છે એમ નથી. યુરોપીય સાહિત્યકારોએ પણ તેમના ગ્રન્થોમાં શાપનો ઠીક ઉપયોગ કરેલો દેખાય છે. શેક્સપિયરનાં ઘણાં નાટકોમાં શાપના પ્રસંગ માલુમ પડે છે. તેના 'રિચર્ડ ધી થર્ડ' માં તો શાપ આપવાનું શાસ્ત્ર પણ આમ દીધું છે, કે આટલા દિવસ સુધી ઉપવાસ કરવા વગેરે. સર વૉલ્ટર સ્કૉટે પોતાની ગદ્ય અને પદ્ય નવલકથાઓમાં શાપનો ખૂબ ઉપયોગ કર્યો છે. શાપનો પ્રસંગ અને તે સાચો પડવાનો પ્રકાર લાવવાથી કાવ્યમાં રસવૃદ્ધિ કેમ થાય છે તેનો વિચાર કરીશું તો સાહિત્યમાં શાપનો ઉપયોગ આટલો બધો કેમ થાય છે તેનો ખુલાસો મળી જશે.

કાવ્યનો એક ઉદ્દેશ દુનિયાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી તેનું યથાર્થ વર્ણન કરવું એ હોય છે. પરંતુ એથી મહત્ત્વનો ઉદ્દેશ સૃષ્ટિવ્યવસ્થા વિષે મનુષ્યના હૃદયમાં જે અસંતોષ રહેલો છે તે વ્યક્ત કરી મનુષ્યના હૃદયમાં ન્યાય, પ્રેમ અને નીતિ વિષેની ઉચ્ચ કલ્પનાઓ છે તેને પોષક એવી આદર્શ સૃષ્ટિ ઉભી કરી તેનું ચિત્ર જોવામાં જે विगलितवेद्यान्तर* અને નિરતિશય આનંદ મળે છે તે અનુભવાવવો એ હોય છે. યથાર્થવર્ણનરૂપ કાવ્યમાં માત્ર સ્મૃતિનો આનંદ રહેલો છે ત્યારે આદર્શ વર્ણનમાં કલ્પનાતૃપ્તિનો, સર્જનશક્તિનો આનંદ છે. એવું કાવ્ય नियतिकृतनियमरहित‡ હોય છે. દુનિયામાં લોકો શાપ અને વર આપે છે તેમાં એજ વૃત્તિ હોય છે. ફરક માત્ર એટલોજ હોય છે કે શાપ અથવા વરનો ઉપયોગ કરવામાં કવિનો આનંદ શુદ્ધ આનંદ હોય છે, ત્યારે શાપ કે વર આપનારની વૃત્તિ પુણ્ય અથવા પાપ વાસનાથી દૂષિત હોય , છતાં તેની અંદર બ્રહ્મદેવની સૃષ્ટિમાં જે ફેરફાર કરવાની ઇચ્છા રહેલી છે તેજ ઉત્તમ કાવ્યમાં પણ હોવાથી સ્વાભાવિક રીતે કવિ પોતાના કાવ્યમાં શાપ અને વરના પ્રસંગ લાવે છે.

ઘણીવાર નિર્દોષ માણસને દુઃખ વેઠવું પડે છે અને યોગ્ય માણસની કદર થતી નથી. સત્કર્મનું ફળ મળતું નથી અને કુકર્મની સજા થતી નથી એમ આપણને ભાસ થાય છે:

* જ્યાં બીજી બધી લાગણી નષ્ટ થઇ છે, બંધ પડી ગઈ છે એવો કાવ્યાનન્દ. જુઓ કાવ્યપ્રકાશ, પ્રથમ ઉલ્લાસ.

‡ બ્રહ્મદેવની સૃષ્ટિમાં જે કાર્યકારણની નયતિ ( destiny ) છે તેના નિયમથી પર.

અને તેથી હૃદયમાં જે ન્યાયના સામ્રાજ્યની અભિલાષા કે કલ્પના હોય છે તેને આઘાત પહોંચે છે. તે આઘાત જ દુનિયાની આ ખામી દુરસ્ત કરવા માટે શાપ અથવા વરની યોજના કરે છે.

આપણા નાટકમાં રાઇને જગદીપ તરિકે ગાદી મળી ત્યાર પછી, સાધારણ વ્યવહારમાં આપણે કલ્પી શકીએ તે પ્રમાણે તો એવું બને કે જાલકા અમૃતદેવી થઇને રાજમાતાનું પદ ભોગવે. પણ જે સ્ત્રીએ આટઆટલા પ્રપંચ કર્યા, પોતે ક્ષત્રિયાણીનો દાવો કરી બીજી શુદ્ધ ક્ષત્રિયાણીના શીયલભંગ સુધી કાવતરૂં કરતાં જે અટકી નહિ તે જો રાજમાતાનું પદ ભોગવે તો વાચકને કેટલો આઘાત થાય? પછી એમાં શુદ્ધ કાવ્યાનંદ ન અનુભવી શકાય. એટલે જાલકાને તેના કર્મની યોગ્ય શિક્ષા આપવા સારૂ લીલાવતીના શાપની યોજના સિવાય કવિ પાસે બીજો સહેલો અને સુંદર રસ્તો હતો જ નહિ.

( અપૂર્ણ. )

નરહરિ દ્વારકાદાસ પરીખ.

---

# પ્રાસંગિક નોંધ.

**એક શોકજનક મરણ.**

રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીયાના અવસાનથી ગૂજરાતને એક સંસ્કારી સાહિત્યપ્રેમી સંગીતકુશળ ખુશમિજાજી સાક્ષરની ખોટ પડી છે. ન્હાનપણથી જ નાજુક શરીર હોવાને લીધે, કૉલેજમાં વિશેષ અભ્યાસ કરવાનું એમનાથી બની શક્યું નહોતું; પણ મહાનુભાવ સંસ્કારી પિતાની પાસે રહીને, કુટુમ્બના ખાસ શોખ—સાહિત્ય અને સંગીત—એમણે સારા કેળવ્યા હતા. અંગ્રેજી તેમજ સંસ્કૃત અને બંગાળી સાહિત્યનાં મનોહર પુસ્તકો વાંચવામાં એ પોતાનો ફુરસદનો વખત ગાળતા. એમની લેખનશૈલી દલપતરામની સરળ ભાષા અને નવીન ગૂજરાતી લેખકોની અતિસંસ્કારી વાગ્ભંગી—એ બેની વચમાં શુદ્ધસંસ્કારી પણ સરળ હતી. આખી જીંદગી શરીર ભાગ્યે જ સારૂં હતું, છતાં એમનો સ્વભાવ હમેશાં રમતીલો હતો. એમની પ્રાસંગિક વિનોદી ટુચકાઓ કહેવાની ટેવ એમના સમાગમી મંડળમાં બહુ સાંભરશે.

ગૂજરાતના આ એક અમીરી અને રસિક કુટુમ્બના લેખક બન્ધુઓમાંથી ભીમરાવ ગયા, કૃષ્ણરાવ ગયા! પાંચ ભાઇના જૂથમાંથી અત્યારે એકલા રા. નરસિંહરાવ જ રહ્યા છે. પ્રભુ એમને ગૂજરાત ખાતર બહુ જીવાડો!

[ વસન્ત-ઑફિસ. ]

# શક્તિ અને ત્હેનાં રૂપાન્તરો.*

## ૧.

સદ્ગૃહસ્થો.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના પ્રમુખપદથી ચિરસ્મરણીય થયેલી ગુજરાતી સાહિત્ય-પરિષદ્ આપણા રાજનગરમાં ભરાઈ ત્હેમાં અનેક કાર્યો થયાં. ત્હેમાંનું એક કાર્ય 'સાહિત્યના વિસ્તાર અને વિકાસ માટે વિજ્ઞાન સમિતિની સ્થાપના' તે હતું. આ સમિતિના મુખ્ય હેતુ એ છે કે ભાષણદ્વારા વિજ્ઞાનનો સામાન્ય લોકોમાં પ્રચાર કરવો, વિજ્ઞાન સંબંધી સાહિત્ય ઉત્પન્ન કરવું અને ત્હેને યોગ્ય વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય શબ્દોનો કોષ રચવો. આજે ત્હેમાંનું એક કામ—અને તે પહેલુંજ કરવાનું મ્હેં મ્હારે શિર લીધું છે.

આ જગતમાં જન્મથીજ મનુષ્ય શક્તિનો અંશ તો પોતે સાથેજ લેતો આવે છે; અને જેમ એ શક્તિ કેળવાતી જાય છે તેમ વધતી જાય છે. એટલે યુવાવસ્થાએ પહોંચતાં મનુષ્યમાં કામ કરવાની શક્તિ તો હોય છે. પણ બને છે એમ કે શક્તિ હોય છે ત્યારે કામ કરવાની ઇચ્છા હોતી નથી, અને એ બન્ને હોય છે તો એ શક્તિને યોગ્ય કેળવણીને અભાવે ત્હેનો સદુપયોગ થઈ સકતો નથી. શાસ્ત્રકારોએ સૃષ્ટિના બે વિભાગ કરેલા છે—પુરૂષ અને પ્રકૃતિ. પુરૂષ તે પ્રકૃતિથી વિંટાયલો છે. હવે આપણે પ્રકૃતિમાં શું જોઇએ છીએ ! પ્રભાત થતાં સૂર્ય નારાયણનાં દર્શન થાય છે, પંખીઓ કલરવ કરી રહ્યાં હોય છે, આમથી તેમ ઉડતાં દેખાય છે. પોતપોતાના નાના પ્રકારના કાર્યમાં કર્મનિષ્ઠ બને છે. રાત્રી થતાં સર્વ કોઈ પોતપોતાના માળામાં આરામ લેવા ચાલ્યાં જાય છે. નાના પ્રકારનાં ફુલો ખીલે છે, કરમાય છે. આકાશમાં ગ્રહગણ અને તારામંડલ ભ્રમણ કરતાં નજરે પડે છે. અને આપણી પૃથ્વી સૂર્યની આસપાસની મુસાફરીમાં નિરંતર મચી રહે છે. અને જો મનુષ્ય, પ્રકૃતિ જે કામ કરે છે ત્હેના એક લક્ષાંશ જેટલું પણ કામ કરવાની શક્તિ ધરાવતો હોય તો પછી આપણે વિના સંકોચે એમ કહી ન સંકીએ કે "કાળા માથાનો માનવી શું ન કરી સકે !" અને આટલું સમજતો માણસ કદી પણ આળસમાં પોતાનો અમૂલ્ય વખત ગુમાવશે નહિં. આ સમિતિના પ્રયાસોનો ઉદ્દેશ માત્ર માનસિક આનંદ આપવાનો નથી, પણ ભાષણોથી અને લેખોથી વિજ્ઞાનનો પ્રચાર કરી લોકોને અજ્ઞાનના અંધકારમય ઉંડાણમાંથી જ્ઞાનના તેજોમય પ્રદેશમાં ઉપર લાવી દેશને આર્થિક અને ધાર્મિક ઉન્નતિને માર્ગે જવા ઉત્તેજન આપવું એ છે. આ સ્તુત્ય પ્રયાસમાં હિન્દનો દરેક પુત્ર યા પુત્રી પોતાનો ન્હાનો સુનો પણ ભાગ આપી સકે, અને આપવોજ જોઇએ એમ હું માનું છું.

મ્હારા આજના ભાષણનો વિષય "શક્તિ અને ત્હેનાં રૂપાન્તરો" છે.

ઉપર કહ્યા પ્રમાણે વિચાર કરતાં મ્હને લાગ્યું કે વિજ્ઞાનનો વિષય લોકો સમક્ષ રજુ

* અમદાવાદ વિજ્ઞાનસમિતિ આગળ આપેલું ભાષણ.

કરવા માટે જે શક્તિથી અનેક કાર્યસિદ્ધિ થઈ શકે છે ત્હેને અને ત્હેનાં રૂપાન્તરો માટે કંઇક કહેવું—ત્હેનું કંઈ નિરૂપણ કરવું યોગ્ય ગણાશે.

આપણી સૃષ્ટિનો, હેવી અનેક સૃષ્ટિઓનો આખા વિશ્વમાં જે આપણી આસપાસ આપણે નિત્ય જોઇએ છીએ, અનુભવીએ છીએ, ત્હેનો જ્યારે આપણે ઉંડો અને ગંભીર વિચાર કરીએ છીએ, ત્યારે આપણી નિર્બળતા આપણને સ્પષ્ટ થાય છે. આ બધો શો ગુંચવાડો છે, આ અદ્‌ભુત રચના કયા પ્રકારની છે એ આપણે સમજી સકતા નથી, હેનો ભેદ કળી સકતા નથી. ગણિત નિયમથી ગ્રહગણ આકાશમાં ભ્રમણ કરે છે, તારક વૃન્દ પોતાનો રાસ રમ્યા કરે છે, નિયમાનુસાર ઋતુ ભેદ થયે જાય છે, જડ અને ચૈતન્યમય વિવિધ પ્રકારની વસ્તુઓ દૃષ્ટિએ પડે છે. અને અનેક પ્રકારની ઘટના આપણે અનુભવીએ છીએ. હાવી બાબતો સંખ્યાબંધ આપણી નજરે પડે છે, તે એક બીજામાં ગુંચવાઈ ગઈ હોય નહિં એમ ભાસે છે, અને આપણને એમજ વિચાર થાય છે કે શું આ બધા વચ્ચે કંઈ સંબંધ હશે! અને હોય તો તે કેવી રીતે જાણી સકાય. વિચાર કરતાં એમ જણાયા વિના રહેશે નહિ કે આ માત્ર દેખીતા ગુંચવાડામાં કંઈ 'સર્વ સંબંધ તત્ત્વ.' રહેલું છે—હેની શક્તિથી સૂર્યમંડળમાં ગ્રહો સૂર્યની આસપાસ નિયમિત ગતિથી પર્યટન કરે છે. ધૂમકેતુઓ દેખાય છે, અમુક માર્ગે આવેછે અને અદૃષ્ય થાય છે, રાત્રિ પડે છે અને દિન ઉગે છે આ પ્રમાણે સૃષ્ટિક્રમ ચાલ્યો જાય છે, અને અખિલ વિશ્વના સર્વવ્યાપી સર્વજ્ઞ સર્વશક્તિમાન નિયંતા અને પરમાત્માના અસ્તિત્વમાં આપણી શ્રદ્ધા દૃઢ કરે છે.

જેમ જેમ આપણે અનેક કઠિન અને ગુંચવણ ભરેલા વસ્તુ—વિષયોનું બુદ્ધિપૂર્વક અભ્યાસ કરતા જઇએ છીએ તેમ તેમ આપણે સ્પષ્ટ જોઇ અને જાણી સકીએ છીએ કે સૃષ્ટિની સર્વ પ્રવૃત્તિઓ, સર્વ વસ્તુઓ, સહેલાઇથી અને સરલતાથી છૂટી પાડી સકાય છે. આપણે ત્હેને બરાબર ગોઠવી એ બધાનું ત્રણ વિભાગમાં નિયમાનુસાર વર્ગીકરણ કરી સકીએ છીએ, જ્હેને આપણે ત્રણ મુખ્ય વસ્તુઓ કહીશું, અને હેને ત્રણ જુદા જુદા નામથી ઓળખીશું. (૧) દ્રવ્ય. (Matter) (૨) શક્તિ. (Energy); (૩) આકાશ. (Ether) આ ત્રણમાંના પહેલા એટલે દ્રવ્ય વિષે મ્હારે થોડુંજ કહેવાનું છે. તેમજ ત્રીજા એટલે 'આકાશ' સંબંધે તો મૌનજ રાખીશું. કારણ એ બે મ્હારા આજના ભાષણના વિષય નથી. જ્યારે 'શક્તિ'ના વિષય ઉપર તો મ્હારે જરા સવિસ્તર બોલવાનું

'દ્રવ્ય' એટલે શું? કોઇ કહેશે કે 'ધન'; પણ ધન નહિ માત્ર 'પદાર્થ'; તો પછી પદાર્થ એટલે શું! ત્હેનો ઉત્તર મળશે કે 'દ્રવ્ય'. આ પ્રમાણે આપણે એક ચક્રમાં ચાલ્યા જઈશું અને કાંઇ નિર્ણય ઉપર આવી સકીશું નહિ. 'દ્રવ્ય' એટલે શું એ પ્રશ્નનો સ્પષ્ટ અને વ્યક્ત ઉત્તર આપવો એ અતિકઠિન કામ છે, ઉંડા પાણીમાં ઉતરવાનું છે. અને એ કામ માનસશાસ્ત્રનું છે, વિજ્ઞાનશાસ્ત્રનું નથી. એટલે આપણે એ કામથી છૂટા છીએ, અને આજના ભાષણને અંગે દ્રવ્યની વ્યાખ્યા આ પ્રમાણે આપીશું કે જે કંઇ અવકાશ (Space) રોકે છે, જે અભેદ્ય છે, એટલે અવકાશના કોઇ ભાગમાં એક વસ્તુ રહેલી હોય તો તેજ સ્થળે અને એજ વખતે ત્યાં બીજી કોઇ પણ વસ્તુ રહી શકે નહિ; અને જ્હેને પરમાણુ છે તે

'દ્રવ્ય'; અથવા તો જ્હેનો વિશિષ્ટ ગુણ—સ્વાભાવિક લક્ષણ "આલસ્ય" છે તે દ્રવ્ય.' આલસ્ય એટલે શું વસ્તુમાં રહેલો એ હેવો ગુણ છે કે જ્હેને લીધે જો વસ્તુ નિશ્ચલ હોય તે બળ વાપર્યા વિના ત્હેમાં ગતિ ઉદ્‌ભવતી નથી, અને જો ગતિમાં હોય તો બળ વિના તે નિશ્ચલ થતી નથી. જડ વસ્તુમાં રહેલું આલસ્ય તે ચૈતન્યમય મનુષ્યમાં રહેલા આલસ્ય જેવુંજ છે. બન્નેની વ્યાખ્યા એકજ છે. વસ્તુમાં રહેલા આલસ્યનો ગુણ એક પ્રયોગથી સરલ રીતે સમજાવી સકાશે. એક જાડા પુંઠાનો કડકો લ્યો. અને ત્હેને હાથની આંગળીઓ ઉભી રાખી હેના ઉપર બરાબર ગોઠવો, અને પુંઠા ઉપર એક પૈસો મુકો, અને પછી પુંઠાને બીજા હાથની આંગળીવતી એકદમ ધક્કો મારશો તો પુંઠાનો કડકો ચાલ્યો જશે પણ પૈસો તો હથેલીમાં આવી પડશે. પૈસા અને પુંઠા વચ્ચે દૃઢ સંયોગ ન હોવાને લીધે જે બળ પુંઠા ઉપર વાપર્યું ત્હેની અસર પૈસાના જડ પદાર્થ ઉપર ત્હેમાં રહેલા આલસ્યને લીધે થઈ નહિ. પણ જો એ પૈસો એ પુંઠા ઉપર મીણથી ચ્હોંટાડશો તો પુંઠું અને પૈસો બન્ને બળ વાપરવાની સાથેજ ચાલ્યાં જશે. હવે 'શક્તિ' એટલે શું ત્હેનો વિચાર કરીએ.

એક વાત અનુભવસિદ્ધ છે અને તે એ કે પ્રકૃતિમાં નિશ્ચલતા જોવામાં આવતી નથી. 'સદા ગતિ' એ પ્રકૃતિનો ગુણ છે. નિશ્ચેષ્ટતા હેમાં કોઈ પ્રકારે જોવામાં આવતી નથી, નિશ્ચલતા એટલે મૃત્યુ, પણ ત્હેમાંએ તે ગતિ ગતિ અને ગતિ જ જોવામાં આવે છે. જે વસ્તુને આપણે નિશ્ચલ માનીએ છીએ ત્હેના અણુ એ અણુ કંપમાન છે, નિશ્ચલ નથી—જે કંપને લીધે તે વસ્તુમાં રહેલી ઉષ્ણતા (Temperature) જોવામાં આવે છે. વળી જે ગતિ વસ્તુઓમાં જોવામાં આવે છે તે સર્વદા એટલી ને એટલી જ રહેતી નથી. કોઈ વાર વધે છે તો કોઇ વાર ઘટે છે. આમ થવાનુ કારણ શું ? ઉત્તર એ છે કે કોઈ પણ સત્તાને લીધે આ કાર્ય થતું હોવું જોઇએ. જે કારણ અથવા જે સત્તા વસ્તુની ગતિ-સ્થિતિમાં ફેરફાર કરી શકે છે ત્હેને આપણે શક્તિને નામે ઓળખીએ છીએ. વળી જે વસ્તુને ગતિ હોય છે તે કામ કરવાની સ્થિતિમાં હોય છે, દાખલા તરિકે એક ખાડો કુદવો હોય તો ત્હમારે દૂરથી દોડતા આવવું જોઇયે. ત્હમારામાં ગતિ છે અને ત્હેને લીધે તે ખાડો કુદી જવા ત્હમારામાં શક્તિ આવે છે. મિલોમાં સંચાઓને ગતિ છે તો ત્હેમાં કામ કરવાની શક્તિ છે. હેવા અનેક દાખલાઓ ત્હમને મળી આવશે. આ ઉપરથી શક્તિની વ્યાખ્યા એમ આપી સકાય કે કામ કરવાની સત્તા અથવા સામર્થ્ય એટલે 'શક્તિ'.

'દ્રવ્ય' એ શક્તિને માટે 'સાધન ભૂત' છે. 'સોપાનશિલા' જેવું છે. અથવા આધારભૂત (Substratum) છે, કે જ્હેમાં શક્તિ એક નિરાળા તત્ત્વ તરિખે રહિ સકે છે. અને આપણે એમ કહિશું કે 'શક્તિ' એ કંઈક હેવું તત્વ છે, હેવી 'વસ્તુ' છે, કે જ્હેને 'અસ્તિત્વ' છે. ઈંગ્રજીમાં પણ હેને 'Something' એમ કહે છે. અને અમેરિકનો જે પૈએ પૈનો હિસાબ ગણી કામ કરનારા છે—અને વ્યાપારકુશળ છે તે તો શક્તિની વ્યાખ્યા જ એમ આપે છે કે શક્તિ હેવી વસ્તુ છે, જે બીજી બધી ક્રય વસ્તુની પેઠે બજારમાં વેચી સકાય છે અને ખરીદી સકાય છે, કે અને જ્હેનામાં કાર્ય કરવાનું સામર્થ્ય છે. દાખલા તરિખે કોયલામાં જેટલા ઉષ્માંક અથવા ઘર્મ (Heat units, therms). રહેલા હોય તેટલી અથવા તે પ્રમાણમાં ત્હેની કિમ્મત અંકાવી જોઇએ. હવે જે ગતિ આપણે જોઈ

સકીએ છીએ, જ્હેનો અનુભવ સહેલાઈથી લઇ સકીએ છીએ ત્હેનો વિચાર કરીએ. દાખલા તરિખે–એક પત્થર લ્યો. જ્યાં સુધી ત્હેને ગતિ નથી ત્યાં સુધી સ્વાભાવિક રીતે તે સ્થિર છે. ગતિ એટલે વસ્તુનો અવકાશમાં થતો ત્હેના સ્થાનનો ફેરફાર અથવા ત્હેના ઉપાંત (Surroundrings)માં (ત્હેની આજુબાજુની વસ્તુઓ સાથેના પરસ્પર સંબંધમાં) થતો ફેરફાર. પત્થર સ્થિર છે, એમ સામાન્ય મનુષ્ય માને છે. પણ વસ્તુસ્થિતિ એ નથી. ઉપર કહ્યા પ્રમાણે ત્હેના અણુઓને ગતિ છે, જ્હેને લીધે ત્હેની ઉષ્ણતા છે. દરેક સ્થિતિમાં દરેક વસ્તુમાં કોઇને કોઈ પ્રકારની ગતિ હોય છે, હું અમુક વસ્તુ લેવા મ્હારો હાથ લંબાવુ તો ત્હેમાં ગતિ. હું બોલું તો તે બોલવામાં પણ એક પ્રકારની ગતિ અને બેઠો બેઠો વિચાર કરું તો ત્હેમાં પણ ગતિ.–આ જગત્ જ ગતિમય છે. જીવન પણ ગતિમય છે. અને જ્હેનામાં જે પ્રમાણમાં ગતિ તે પ્રમાણમાં કાર્ય કરવાની શક્તિ; જો રામમૂર્તિ આવે અને દોડતી 'મોટર' ને અટકાવી રાખે તો ત્હેનામાં તેટલી શક્તિ. એક ઘડીયાળ ચોવીસ કલાક ચાલે અને બીજી આઠ દિવસ ચાલે તો બન્નેમાં તે પ્રમાણમાં શક્તિ હોવી જોઇએ.

શક્તિ એ શું છે ત્હેનો વિચાર કરી ગયા, હવે હેના કેટલા અને કયા કયા પ્રકાર છે ત્હેનો વિચાર કરીએ. જે શક્તિ અનાદિકાળથી અસ્તિત્વમાં છે, ત્હેને સંબંધે વિજ્ઞાનવેત્તાઓ બે મુખ્ય વર્ગ કરે છે. (૧) સંભાવ્ય શક્તિ, (Potential energy) અથવા સ્થાનાપન્ન શક્તિ (Energy due to the postion of advantage) અને (૨) ગત્યાપન્ન શક્તિ. (Kinetic energy). આ બન્ને પ્રકારની શક્તિ દ્રવ્યમાં જોવામાં આવે છે. જ્યાં સુધી એ શક્તિનો વપરાશ નથી ત્યાં સુધી એ નિરૂપયોગી લાગે છે, ધારો કે એક પત્થર છાપરા ઉપર પડ્યો છે. એમને એમ એ ત્યાં પડ્યો રહેશે, હેનામાં સ્થાનાપન્ન શક્તિ છે. કારણ શું ? કારણ કે એ જમીનથી કેટલીક ઉંચાઇએ આવી રહેલો છે. અને જો એ આધાર રહિત બને તો હેનું વલણ પૃથ્વી (જમીન) તરફ પડવાનું છે. પડતાં પડતાં એ ગતિ મેળવે છે. અને હેનામાં સ્થાનાપન્ન શક્તિને બદલે ગત્યાપન્ન શક્તિ જોવામાં આવે છે. જો પૂરતાં સાધન હોય તો આ ગત્યાપન્ન શક્તિથી કામ થઇ સકે. જેમકે હેને જો દોરી બાંધી એક ગરગડી મારફતે એ દોરી લઇ ત્હેને બીજે છેડે એક પાણીની ભરેલી ડોલ બાંધવામાં આવે તો–જેમ જેમ પત્થર નીચે પડતો જશે તેમ તેમ ડોલ ઉપર ચઢતી જશે અને તે પ્રમાણમાં કામ થશે. આ સંબંધે હું બીજા દાખલા પ્રયોગો સાથે આગળ ઉપર આપીશ. જે ઉપરથી આ બે પ્રકારની શક્તિ વચ્ચે રહેલો ભેદ તેમજ પરસ્પર સંબંધ સ્પષ્ટ થશે. વિજ્ઞાનવેત્તાઓએ શક્તિ સંબંધે એક હેવો નિયમ પ્રતિપાદન કર્યો છે કે જે ઘણો જ અમૂલ્ય છે અને એમજ કહીએ તો ચાલે કે રસાયનશાસ્ત્રમાં **પરિમાણુસંરક્ષણનો નિયમ** જેટલો જરૂરનો છે તેટલો જ વિજ્ઞાનશાસ્ત્રમાં આ નિયમને **શક્તિસંરક્ષણનો નિયમ** કહેવાય છે તે છે. એ ઉપર જ આખું વિજ્ઞાનશાસ્ત્ર રચાયું છે, એમ કહેતાં અત્યુક્તિ નહિ થાય.

આ નિયમમાં શું દર્શાવેલું છે ? એ નિયમ પ્રમાણે અખિલ વિશ્વમાં શક્તિ અનાદિકાળથી અસ્તિત્વમાં છે. તે ઉત્પન્ન થઇ સકતી નથી, તેમ ત્હેનો નાશ થઈ સકતો નથી, આ વાત મનુષ્યની સત્તા બહારની છે, મનુષ્ય તો માત્ર તે શક્તિનાં રૂપાન્તર કરી સકે છે. એક વસ્તુની શક્તિ બીજી વસ્તુમાં લઇ જઇ સકે છે. મતલબ, શક્તિના પ્રકાર બદલી સકાય છે, ત્હેનું સ્થાન અથવા આશ્રય બદલી સકાય છે. જેમ પરિમાણુનો નાશ થતો નથી, મિશ્

બત્તી બળે છે, કોલસા બળે છે, પણ વાસ્તવિક રીતે ત્હેનો નાશ થતો નથી, તેમ શક્તિનો પણ નાશ થતો નથી. સરવાળે વિશ્વની શક્તિમાં ઘટાડો કે વધારો થઇ શકતો નથી, માત્ર, ઉપર કહ્યું તે પ્રમાણે મનુષ્ય શક્તિનાં રૂપાન્તર કરી શકે છે. આદિ શક્તિનું વર્ગીકરણ વૈજ્ઞાનિકો અહિ આપ્યું છે તે પ્રમાણે કરે છેઃ—




આ દરેક જાતની શક્તિ એક બીજામાં રૂપાન્તર પામી શકે છે. હવે હું ત્હેના, દાખલા આપી સાથે સાથે કેટલાક પ્રયોગ કરી બતાવીશ. (૧) છાપરા ઉપર રહેલા પત્થરનો દાખલો ઉપર આપી ગયો છું. હેમાં રહેલી ગુરૂત્વાકર્ષણની શક્તિ જે સ્થાનાપન્ન શક્તિ હતી તે બદલાઇ ગત્યાપન્ન યાંત્રિક શક્તિ બની; તે વડે કામ થયું. ડોલ ઉંચે ચઢાવાઇ, એ આપણે જોયું. બીજો દાખલો (૨) ઘડીયાળની કમાનનો આપેલો છે, ત્હેમાં સ્થિતિસ્થાપકતા—જે સ્થાનાપન્ન શક્તિ છે ત્હેનું રૂપાન્તર જૂદા જૂદા ચક્રોમાં રહેલી ગત્યાપન્ન યાંત્રિક શક્તિમાં થયું તે પણ આપણે જોયું.

(૩) આ એક જળચક્ર ( water-turbine ) મ્હારી પાસે છે, હેને ફરતાં અનેક ફલ મૂકવામાં આવ્યાં છે, એ ફલ ઉપર ઉંચે મુકેલી ટાંકીમાંથી પાણી પડે છે. અને એ પાણીના ફલ સાથે અથડાવાથી જલચક્ર ફરે છે, આમ ત્વરાથી ફરતા ચક્રમાં કામ કરવાની યાંત્રિક શક્તિ આવેલી દેખાય છે. એ શક્તિનો ઉપયોગ કર્યો હોય તો ત્હેનાથી વિદ્યુત્ પણ ઉત્પન્ન કરી સકાય. અને વિદ્યુત્ હેવી રીતે વાપરી સકાય કે જેથી અનેક કામ થઇ સકે. હેનાથી સુતર કાંતવાના સંચાઓ, કાપડ વણવાની સાળો, અને લાકડાં વ્હેરવાના સંચાઓ ચલાવવાનાં, અથવા પ્રકાશ આપવાનાં કામ અને બીજાં પણ અનેક કામો કરી સકાય. પર્વતની ઉંચાઇએ ભરી રાખેલા પાણીનો હાવો સદુપયોગ મુંબાઇ પાસે આવેલા ભોર ઘાટમાં કરવામાં આવે છે—અને જે વ્યાપારી મંડળે એ કામ માથે લીધું છે, ત્હેના નામથી ઓળખાતી 'ટાટા હાઇડ્રો ઇલેક્ટ્રીક કંપની' સર્વ કોઇને વિદિત હશેજ. આ દાખલામાંથી આપણે એમ સમજી સકીયે છીએ કે પાણીમાં રહેલી સ્થાનાપન્ન શક્તિ તે યાંત્રિક, વિદ્યુત્ અને પ્રકાશની શક્તિમાં રૂપાન્તર પામે છે.

(૪) ઉપર આવી ગયેલો પત્થરનો દાખલો લ્યો. પત્થર પડતે પડતે જમીન ઉપર આવ્યો હેમાં રહેલી ગત્યાપન્ન શક્તિનું શું થયું? તે ક્યાં ગઇ? હેનો નાશ થતો નથી. બારિક તપાસ કરતાં જણાશે કે તે શક્તિ ઉષ્મામાં બદલાઇ ગઇ છે. જમીન સાથે અથડાતા પત્થરની ઉષ્ણુતા વધી ગયેલી માલુમ પડે છે. કાઉન્ટ રમ્ફર્ડે એમ સિદ્ધ કરી બતાવ્યું કે ઉષ્મા જેમ પહેલાં મનાતું હતું તેમ 'દ્રવ્ય' નથી, પણ ગતિ જ છે. ગતિનું જ એ અન્ય રૂપ છે. હ્હેણે એક શારડી (વેધની) (drill) લઇ લાકડામાં વહે પાડતાં સિદ્ધ કરી બતાવ્યું કે ઉષ્મા એ ગતિને લીધે થાય છે. યાંત્રિક શક્તિનું એ બીજું રૂપ છે. હેની દલીલ એમ હતી કે ઉષ્મા જો દ્રવ્ય હોય તો તે વસ્તુમાંથી જતાં વસ્તુના વજનમાં ઘટાડો થવો જોઇએ. પણ તેમ કાંઈ થતું નથી તો ઉષ્મા દ્રવ્ય તો ન હોઈ સકે, અને વળી આપણે જેટલી યાંત્રિક શક્તિ વધારીયે તેટલા પ્રમાણમાં ઉષ્મા પણ વધે છે. તેમજ પત્થર જેટલી ત્વરિત્ ગતિથી જમીન સાથે અથડાય છે તેટલાજ પ્રમાણમાં હ્હેમાં ઉષ્ણુતા વધે છે. તો ઉષ્માનો સંબંધ ગતિ સાથે ઘણો ગાઢ અને નિકટનો હોવો જોઇએ. વસ્તુતઃ ઉષ્મા એ ગતિજ છે.

જુલ નામના એક વિજ્ઞાનવેત્તાએ આ સંબંધ ગણિતશાસ્ત્રની મદદથી પ્રમાણુસિદ્ધ કરી બતાવ્યો. ૧૦૦૦ ગ્રામ પાણીના જથ્થાને ૪૨૪૦૦ સેન્ટિમીટર ઉંચેથી પડવા દઇએ તો હ્હેની ૧° (અંશ) ઉષ્ણુતા વધશે. ૧૦૦૦ ગ્રામની ૧° ઉષ્ણુતા માટે ૧૦૦૦ ઉષ્માંકની જરૂર પડે છે. અને ૧૦૦૦ ઉષ્માંક (heat units) મેળવવા માટે ૪૨૪૦૦×૧૦૦૦×૯૮૦ ક્રિયાંક (ergs) વપરાયા છે. તો તે બે વચ્ચેનું સામ્ય શક્તિનાં નિયમ પ્રમાણે હોવું જોઇએ.

એટલે ૧૦૦૦ ઉષ્માંક=૪૨૪૦૦×૧૦૦૦×૯૮૦ ક્રિયાંક (ergs)

૧ ઉષ્માંક=૪૧૬૦૦૦૦૦ ક્રિયાંક=૪.૧૬×$૧૦^{૭}$ ક્રિયાંક

(૯૮૦ આ ગણત્રીમાં વાપર્યા છે તે પૃથ્વીનું આકર્ષણ દર્શાવે છે. કે જે આકર્ષણને લીધે પાણી જમીન તરફ પડે છે.) આ સ્થળે ગત્યાપન્ન શક્તિનું ઉષ્મામાં રૂપાન્તર થયેલું જોવામાં આવે છે.

(૫) આ પ્રયોગ માટે મ્હારી પાસે એક નળી છે, તે એક છેડેથી બંધ છે. જે છેડો ખુલ્લો છે હેમાં બંધ બેસતો દટ્ટાવાળો સળીઓ છે. અને તે દટ્ટામાં એકદમ સળગે હેવા ગુણવાળુ કાચુ સુતર છે. સળીયાને છેડે રહેલો દટ્ટોબંધ બેસતો છે એટલે હવા એકદમકદમ નળીમાંથી બહાર આવી સકતી નથી, કે અંદર પ્રવેશ કરી સકતી નથી. જો સળીયાને હું એકદમ અંદર ધકેલીશ તો અંદરની હવા દબાશે, અને હ્હેને લીધે ઉષ્મા ઉત્પન્ન થશે, તેથી આ સુતરની ઉષ્ણુતા વધશે, સુતર સળગશે અને સહસા પ્રકાશ જોવામાં આવશે. આ પ્રયોગથી મ્હેં એમ સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો છે કે યાંત્રિક શક્તિ–મ્હારી કામ કરવાની

શક્તિ—થી હવાનું સખત દબાણ થયું તેથી ઉષ્મા થઈ અને છેવટે પ્રકાશ થયો. આ પણ એક શક્તિનાં રૂપાન્તરનો જ દાખલો છે.

(૬) ઉપર જોયું તેમ યાંત્રિક શક્તિમાંથી આપણે પ્રકાશ મેળવી સક્યા. આ પ્રયોગથી આપણે એમ બતાવીશું કે પ્રકાશને યાંત્રિક શક્તિમાં ફેરવી સકીએ છીએ. મ્હારી પાસે એક પ્રકાશચક્રિ ( Radiometer ) છે. એ કાચના ગોળામાં રહેલી હલકી ધાતુની ચાર ફલ વાળી ચક્રિ છે. કાચના ગોળામાંથી હવા કહાડી નાંખેલી છે. હવે જો હું એક સળગતી દીવાસળી એ ગોળા પાસે લાવીશ તો ચક્રિ ફરવા માંડશે. એ બતાવે છે કે અહિં પ્રકાશની શક્તિ યાંત્રિક શક્તિમાં રૂપાન્તર પામે છે. હાવી પ્રકાશ ચક્રિઓ મ્હોટા કદમાં બનાવાય તો કદાચ્ સૂર્યના કિરણોથી તે ચલાવી સકાય અને ત્હેનાથી આપણા અનેક કાર્ય સરી સકે.

(૭) હવે ઉષ્માનાં બીજાં રૂપાન્તરો કેવી રીતે થાય છે એ જોઇએ. એક વરાળયંત્ર અહિં ત્હમે જુઓ છો. અગ્નિથી ત્હેમાં પાણીની વરાળ બને છે, તેથી તે વરાળયંત્રનું મ્હોટું ચક્ર ચાલે છે, અને ત્હેના ઉપર લગાડેલા પટાથી એક વિદ્યુત્યંત્ર ચલાવાય છે, આથી વિદ્યુત્ અથવા વિજળી ઉત્પન્ન થાય છે, એ વિજળી એક બીજા ઉપકરણમાં લઈ જવામાં આવે છે. ત્હેમાં રહેલા લોહના કડકામાં લોહચુંબકત્વ જોવામાં આવે છે. આ ઉપકરણની ગોઠવણ હેવી રીતે કરવામાં આવી છે કે તેથી એક ન્હાની ઘંટડી વાગે છે. આ પ્રમાણે આ પ્રયોગથી ઉષ્મામાંથી યાંત્રિક શક્તિ, ત્હેમાંથી વિદ્યુત, વિદ્યુતમાંથી લોહચુંબકત્વ, અને ત્હેને લીધે ધ્વનિ એમ જૂદાં જૂદાં રૂપાન્તર થતી શક્તિનો આપણને કંઇક ખ્યાલ આવે છે.

(૮) છેવટે આપણે રસાયણ શક્તિને માટે પ્રયોગ કરીશું. એક કાચના પાત્રમાં બેસેલી ઉભી નળીમાંથી આર્દ્રજનક વાયુ ( hydrogen ) બહાર આવે છે. એ વાયુ બળે છે. હેને સળગાવી હેના ઉપર કાચની લાંબી પહોળા મ્હોંવાળી નળી ઉતારૂં છું. આમ કરતાં તે નળામાંથી અમુક સુર નીકળે છે. એટલે કે ધ્વનિ થાય છે. તેમજ નળી ગરમ થાય છે. આ પ્રમાણે આપણે જોઇ સકીયે છીએ કે રસાયન શક્તિમાંથી ઉષ્મા અને ધ્વનિ મળે છે. એ બન્ને રસાયન શક્તિના રૂપાન્તર છે એમ આપણે સમજીએ છીએ.

આટલા પ્રયોગોથી આપણને એટલું તો સ્પષ્ટ સમજાશે કે આ બધી શક્તિઓ વચ્ચે કંઇક ગાઢ અને નિકટનો સંબંધ છે. વિજ્ઞાનવેત્તાઓ એટલેથી જ નથી અટક્યા. ત્હેમણે તો વિચાર કરી, મનન કરી, પ્રયોગોથી એમ પણ સિદ્ધ કર્યું છે કે શક્તિ—જેમકે વિદ્યુત્—અને દ્રવ્ય એ બે વચ્ચે પણ અતિ ગાઢ નિકટનો સંબંધ છે. અને એ બેને સંબંધમાં લાવનાર વસ્તુ તે 'આકાશ' ( Ether ) છે. ત્યારે શું આ ત્રણ તત્ત્વો, દ્રવ્ય, શક્તિ, અને આકાશ તે એક બીજાથી નિરાળા છે કે એક જ છે એ વિચાર મનુષ્યને થવો જ જોઇએ અને તે સાથે હેણે એમ પણ જોવું જોઇએ કે આ ત્રિવિધ ભાવનામય વિશ્વ રચનામાંથી કાંઇ અતિ ગુહ્ય રહસ્ય મળી શકે કે નહિ. મ્હને તો આ અખિલ વિશ્વની સારભૂત એકતામાં દૃઢ શ્રદ્ધા છે, અને તે પ્રતિપાદન કરવા માટે આધુનિક કાલની વૈજ્ઞાનિક શોધખોળો કેટલેક અંશે સહાય

કરે છે, જે શોધખોળોને કારણે વિજ્ઞાનવેત્તાઓ એમ માને છે કે 'દ્રવ્ય' 'શક્તિ' અને 'આકાશ' એ ત્રણે એકજ તત્ત્વનાં જુદાં જુદાં રૂપ છે. આ તત્ત્વ તે સત્ય છે, અજ્ઞેય છે અને સર્વનું આધારભૂત છે. જહેને આપણા ઋષિમુનિઓ મહાન્ પ્રભુને નામે આપણને ઓળખાવી ગયા છે અને તે વિશ્વનિયંતા પ્રભુને માટે મનુષ્ય હૃદયમાં ભક્તિભાવ જાગ્રત થતાં મ્હોંમાંથી ઉદ્‌ગારો નિકળ્યા વગર રહેતા નથી કે

'ઇચ્છા જ્ઞાન ક્રિયા શક્તિથી, સરજ્યા સર્ગ વિશાળો રે;
સર્વ વસ્તુમાં ઘટિત મુક્યો છે, ગણિત નિયમનો તાળો રે.
હે જગદીશ દયાનિધિ મુજને દીન જાણી સંભાળો રે,
યથાઘટિત રચનાથી ક્રિયા, ઋતુ ભેદના કાળો રે;
જીવ પોષણ અર્થે સરજાવ્યા, અન્નોષધી રસાળાં રે. હે જગદીશ૦'

તેમજ,

'જગકર્તાએ જગ રચનામાં અદ્‌ભુત કીધી ચતુરાઈ,
સુન્દર સુખકર નિયમ નિરખિ મુનિજન હરખે હરિગુણ ગાઇ. જગકર્તાએ.
ક્રિયા યંત્રથી પવન વહે છે, ઋતુ ક્રમ જાયે પલટાઇ; જગ૦
ક્રિયા નિયમથી ઘન વરસે છ, અભ્ર રહે ગગને છાઈ, જગ૦
જે સરજાવે તે સંહારે જુવો પ્રભુનિ એ ચતુરાઈ. જગ૦
ધન્ય ધન્ય એ કારીગરને શરણ હમે જઇએ ધાઈ. જગકર્તાએ.

( સ્વ. ભોળાનાથભાઈ કૃત પ્રાર્થનામાળા. )

વીરમિત્ર ભીમરાવ દીવેટીયા.

# કેળવણીમાં સંગીતનું સ્થાન.

જુદાં જુદાં ત્રણ દષ્ટિબિન્દુથી શાળાઓના અભ્યાસક્રમમાં સંગીત દાખલ કરવાની ખાસ જરૂર છે, એવો પ્રજાઓના કેળવાયલા વર્ગનો અભિપ્રાય છે. ગ્રીક લોકોના કેળવણીના આદર્શમાં સંગીત ખાસ જરૂરનો વિષય ગણાતો. એની સાથે 'કસરત' એકલાનેજ સ્થાન હતું. સાતથી ચૌદ વર્ષ દર્મીઆન એકલા આ બે વિષયોનુંજ શિક્ષણ અપાવું જોઇએ એમ એ લોકોનો મત હતો. 'ડોલન' અને 'કાવ્ય'નો સંગીતમાં સમાવેશ થતો. હાલમાં પણ અમુક હદ સુધી દરેક વિદ્યાર્થીએ ફરજીઆત વિષય તરીકે સંગીત શિખવુંજ જોઇએ એવો પાશ્ચાત્ય મત છે; જ્યારે હિન્દુસ્તાનના કેળવણીખાતાના નેતાઓ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાંથી એનો બહિષ્કાર કરવા વળેલા જણાય છે. સંગીત તો હિન્દુસ્તાનના જનસમૂહના જીવનમાં સંપૂર્ણ રીતે મળી ગએલું સર્વ બાજુમાં જોવામાં આવે છે. એ કલા ઉપર તો લોકો પોતાની લાગણીઓને વહેવરાવવા આધાર રાખે છે. છતાં પણ એ કલા માટે જરાપણ નિયમિત શિક્ષણ આપવા ગોઠવણ થયેલી જોવામાં આવતી નથી.

ગ્રીસના મહાન્ પ્લેટોએ કહ્યું છે કે "એક વખત બાલકો ને યુવાનો રમત (કસરત)થી સારી શરૂઆત કરશે ને સંગીતની મદદથી નિયમિત રહેવાની ટેવ પાડશે, ત્યારપછીજ એ નિયમિતપણાની ટેવ તેમના દરેક કાર્યમાં સહાયકર્તા થઈ પડશે: અને વળી તેમની ઉચ્ચતાનું એક તત્વ થઈ પડશે. એ ઉપરાંત રાજ્યમાં જો કોઇપણ સ્થાન પડતી દશામાં હશે, તો એને તેઓ ફરી સજીવન કરશે." વળી તે બીજી જગ્યાએ કહે છે કે, "આપણી કેળવણીને બે શાખાઓ હતી: કસરત, જેથી શારીરિક સંપૂર્ણતા મળતી, ને સંગીત જે સાહિત્યમાં અને માનસિક સ્થિતિમાં નૈસર્ગિક એક સરલતા અર્પતું." પ્રજાના લક્ષણ માટે એકલા પાશ્ચાત્ય દેશોમાં સંગીત ખાસ જરૂરનું ગણાતું એમ ન હતું; એશિઆમાં પણ કોન્ફ્યુશીઅસે કહ્યું હતું કે, "જો કોઇને એક દેશમાં રાજ્ય સારી રીતે ચાલે છે કે નહિ, યા તો પ્રજા સારી છે કે ખરાબ એ જાણવાની ઇચ્છા થાય તો તેણે એ દેશની સંગીતની સ્થિતિ જોવી. એ સત્ય પ્રત્યુત્તર આપશે." પશ્ચિમના દેશોમાં વિદ્યાલયોની અંદર સંગીત કેવો અમુલ્ય ભાગ ભજવે છે: એક સાધારણ સ્થલે પણ એનો પ્રચાર થયેલો છે: એ સર્વ જોતાં, એ સ્વર્ગીય કલાના બહિષ્કારથી હિન્દી બાળકોને દરરોજ કેટલી ખોટ જાય છે એ સહજ કળાશે. પાશ્ચાત્ય અનુભવના પરિણામે, દરેક મનુષ્ય, કેળવણીના મુખ્ય સિદ્ધાન્તો અનુસાર, હિન્દુસ્તાનમાં આ સંગીતમય દેશમાં-દરેક પાઠશાળા તથા કન્યાશાળાઓમાં સંગીતને એક ફરજીઆત વિષય તરીકે દાખલ કરાવવા ખાસ જીજ્ઞાસા રાખે છે.

પહેલાંના સમયમાં હિન્દુસ્તાનમાં સંગીતકલા પ્રત્યેક વ્યક્તિને છૂટી છૂટી શિખવવામાં આવતી: તેના વર્ગ ન્હોતા. વાજીંત્રશિક્ષણ માટે હજી પણ આ ક્રમ ચાલુ રહેવો જોઇએ. પરન્તુ એ વખતે હિન્દી શિક્ષકોના ખ્યાલ બ્હાર હતું કે તેઓ માત્ર પોતાની નજરથીજ મોટા સમુહને એક સાથે ગાતાં શિખવી શકત. "નોટેશન પદ્ધતિ" શાસ્ત્રિય સંગીતના પ્રચાર માટે એક વધુ ઉપયોગી સાધન છે, ને અર્વાચિન શિક્ષકો એનોજ ઉપયોગ કરે છે.

હિન્દુસ્તાનના પૂરાણા સંગીત જાણનારાઓ અભિમાન ધરાવતા કે તેઓ પોતાના વડિલો પાસેથી ગ્રહણ કરેલો સંગીતનો વારસો, પોતાની યાદશક્તિથી કાયમ રાખી શકતા. સંગીત એમનો એક પવિત્ર વારસો હતોઃ એનું તેઓ કાળજીથી રક્ષણ કરતા, સાચવતા, અને જેઓ એના એકા ગણાતા તેઓનેજ તેના ઉપર હક મળતો. પરન્તુ આ પુરાણા સંગીતસેવકો સંગીતનું જ્ઞાન સમાજને છૂટથી આપવાના વિચારથી હમેશાં દૂર રહેતા. તાનસેનનું નામ તો આપણે સાંભળ્યુંજ છે. એ એક દરબારી ગવૈયો હતો. પણ માત્ર અકબર એકલાનીજ આગળ તે સારા સંગીતો ગાવા કબુલ થતો. બીજો દાખલો એક દક્ષણી સંગીતશાસ્ત્રી થઇ ગયો તેનો છે. તેણે કેટલાક ખ્યાતિ પામેલા રાગ લખેલો ગ્રંથ કોઈ લાયક વારસ ન મળવાથી ફાડી નાખ્યો હતો. આ વાત તો હજી તાજીજ છેઃ ફક્ત ત્રીશેક વર્ષ થયાં હશે. આ પ્રમાણે જે વ્યક્તિને ખાસ કુદરતી બક્ષિસ હોય એવાનેજ શિષ્ય તરિકે સ્વીકારવામાં આવતા. આવાંજ કારણોને લીધે ઘણા થોડા સમૂહને રીતસર જ્ઞાન મળતું.

તે સમયની રીતસર કેળવણીને હાલની ગણી ગાંડી સંગીત શિખનાર વ્યક્તિઓ ઉપરાંત હિન્દુસ્તાનમાં અનેક લોકગીતો છેઃ જે અનેક કોમોમાં વંશપરંપરાથી ઉતરી આવેલાં છે ને જે સાધારણ રીતે ખેતીનું અથવા બીજું મજુરીનું કામ કરતી વખતે ગવાય છે. ભજન મંડળીઓમાં પણ આવાં સમૂહગીતો ઘણાં ગવાય છે. આ લોકગીત બાદ કરતાં, મોટા જથાને શાસ્ત્રિય પદ્ધતિથી કેળવણી ન આપી શકાયાથી આ પુરાણી કળાની પડતી થઇ છેઃ એને માટે બધા ખેદ દર્શાવે છે. ઘણા રાગો ગમે તેમ અનિયમિત રીતે ગવાય છે તેથી ઘણા ખોટા સૂરો દાખલ થવા પામ્યા છે. અર્વાચિન સમયમાં હિન્દુસ્તાની પદ્ધતિ અથવા હાર્મોનિયમ પદ્ધતિ વિગેરેની બ્હારની અસર પણ હાલના સંગીત ઉપર થઇ છે. હિન્દુસ્તાનના કેળવણી ખાતાના નેતાઓને હજી પણ ખ્યાલ નથી કે સંગીત એ હિન્દુસ્તાનનીજ કલા છે, તે કલાના સૌંદર્યની કિંમત આંકીને નહિ તો આટલા ઉપરથી પણ દેશની શિક્ષણ પદ્ધતિમાં તેને દાખલ કરવાની જરૂર છે. કેળવણીના બ્રિટિશ નેતાઓએ મગજની કેળવણીને હિન્દુસ્તાનમાં આદર્શ રૂપ ગણી છે; ને તેમાં સૌંદર્યની કેળવણીનો ભોગ આપ્યો છે.

મોટા મોટા વર્ગોમાં એક સાથે સંગીતનું જ્ઞાન અપાય તો વિદ્યાર્થીઓ સહકારનો પાઠ સહેલાઇથી શીખી શકે. તેથી વ્યવસ્થા જળવાય છે. તેથી શાસ્ત્રિય દેશદેશાન્તરનું અને કોમી જ્ઞાન વધે છે. તેથી સ્વદેશાભિમાન કેળવાય છે, એ પ્રકૃતિને સૌંદર્યવાન બનાવે છે, ને આખા જીવનના સુખમાં મોટો વધારો કરે છે.

હિન્દુ વર્તનમાં આત્મ–એકત્રતા તરફ વલણ છે; તેથીજ હિન્દુઓના એક–કુટુમ્બની રીતિમાં પણ હરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ જાળવી શકે છે; તેથીજ ચાર પાંચ વિદ્યાર્થીઓ એક સાથે બેસી, એક બીજાને હરકતરૂપ થયા વિના, જોરથી વાંચી શકે છે. વર્ગ સંગીતથી ઉત્પન્ન થતા રસનું એ રૂપાન્તર છે. એક સરખો અવાજ કાઢવાની જરૂર, વર્ગના દરેક વિદ્યાર્થીને પોતાના મિત્રોની સાથે મળી ચાલવાની ફરજ પાડે છે; અને તે જે અવાજ કાઢે

છે તે તરફ તેનું પણ લક્ષ દોરે છે. આ પ્રમાણે શરૂઆતમાંજ શિક્ષણ માટે મળેલા વિદ્યાર્થીઓના વર્ગમાં સહકારનું પ્રથમ શિક્ષણ મળે છે; એથી હિન્દુસ્તાનમાં સ્વાર્થવૃત્તિ ગણાતા વ્યક્તિત્વના ભાવને જરૂરી સુધારક મળે છે. આનું પરિણામ પછીથી સમાજ જીવનમાં જણાઇ આવે છે.

સંપ અને શાન્તિ મેળવવા સંગીત વિના અન્ય સુલભ માર્ગ નથી. કેળવણીના પાશ્ચાત્ય નેતાઓને માલુમ પડયું છે કે વિદ્યાર્થીઓને સફલતાથી શિક્ષણ આપવાને ગ્રહણશીલતા એક જરૂરી ચીજ છે. વિવિધ પ્રકારના ગૃહોમાંથી દરેક પ્રાતઃકાલે બાલકો ને બાલિકાઓ વિદ્યાલયમાં આવે છે. દરેકના વિચારોમાં વિવિધ સંકલનાઓ હોય છે. આની ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનાં મનને એકતા અર્પવા, ઉત્કટ આશાભર્યું મધુર સંગીત. એકી સાથે નિયમિત ડોલનથી ગવાય—અને તેથી જે અસર થાય તેવી અસર અન્ય કોઈ પણ વિષય-ઉપજાવવા સમર્થ નથી જ. પાશ્ચાત્ય દેશોમાં વિદ્યાલયોના દિવસના કાર્યક્રમની શરૂઆત સંગીતથી જ કરવામાં આવે છે તેનું આજ કારણ છે. વધારે નાહ તો એટલી તો જરૂરી બાબત છે જ કે હિન્દુસ્તાન જેવા ગાઢ વ્યક્તિત્વવાદી દેશમાં એ જાતનો રિવાજ દાખલ થવો જ જોઇએ.

વિદ્યાર્થીઓને સંગીત અત્યંત નિયમિતપણાનો ખ્યાલ આપે છે. એ વધુ તો કિમતી એથી છે કે તે નિયમને માન આપવા દરેક વિદ્યાર્થી આકાંક્ષી હોય છે. તાલ, રાગ, સ્વર, અને સુરમિલન વિગેરેના કેટલાક નિયમો એવા હોય છે કે જે કદાપિ ઉલંઘાય જ નહિ. જ્યાં આખો વર્ગ તદ્દન એકસૂર બનવા આતુર હોય છે, ત્યાં જો કોઇ એક વિદ્યાર્થી આ નિયમોનો ભંગ કરે અને સુરબ્હાર કે તાલબ્હાર ગાય, તો તેના બધા મિત્રો તેના તરફ એકદમ નાખુશી બતાવે; અને તેથી એને પોતાને જ પોતે હાસ્યોત્પાદક થયો કે જુદો પડયો તેથી ખરાબ લાગે તેથી જ સંગીતદેવીની પૂજા કરવામાં સુન્દરતા ( કર્તવ્ય ) ની હદમાં રહેવા દરેક પોતાની જાતે પ્રયત્ન આદરે છે. હિન્દી સંગીતમાં રહેલાથી પ્રથક્કરણ થઈ શકે ને સમજી શકાય એવા, તેના રૂપ અને બંધારણના નિયમો હોય છે ( કૃતિનો ત્રિગુણી પદચ્છેદઃ ઇત્યાદિ ). આથી સંગીત-રસાસ્વાદી વિદ્યાર્થીઓને, સારા સાહિત્યમા, સાર્વજનિક સંમેલનોની વ્યવસ્થામાં. અને સમાજ જીવનની અટપટી જાળમાં, મળી આવતા બન્ધારણના નિયમોનું કંઇ સારૂં ભાન થાય છે. કોઇ પણ વિષયના લક્ષણનો યોગ્ય શરૂઆત ને અન્તનો, અને ચોકખી રીતે દર્શાવેલા વિભાગોનો ખરો ખ્યાલ, સંગીતપરાયણ યુવકોમાં જાણે અજાણે પણ કેળવાય છે; અને આજ કારણને લઇને ગ્રીક લોકોએ સંગીતશિક્ષણને રાજનીતિમાં મેળવી દીધું હતું. આ વિષય પરત્વે પણ હિન્દુસ્તાનમાં, ઇંગ્રેજી અને બીજાં કવિત્વની ખૂબીવાળાં સાહિત્યો—જેમાં ગણ પાડવાની ક્રિયા, ને મધુર સ્વર, એ કાવ્યનું અર્થ કરતાં પણ વધુ સૌંદર્ય છે અને સંગીતમય વાંચન કલાના પાયા છે—તેમાંની સર્વ સુંદરતાનું નિરીક્ષણ કરવામાં, સંગીતના ડોલનના નિયમોના શિક્ષણનું અનસ્તિત્વ હિન્દી વિદ્યાર્થીઓને કેવી રીતે આડે આવે છે, તે હિન્દુસ્તાનના સાહિત્ય-શિક્ષકો હજી સમજી શકતા નથી. સંગીત બીજી રીતે પણ નિયમિતપણાને મદદરૂપ થઈ પડે છે. વારંવાર અનુભવિત વાત છે કે જો જરા પણ અવ્યવસ્થા અને ગરબડ થવાનો સંભવ હોય તો વર્ગ-સંગીત માટેની જરા પ્રાર્થના "જયથી

જાતને પણ એવી શાન્ત કરી દેશે કે વર્ગમાં શાન્તિ જાળવતાં જરા પણ અડચણ નહિ આવે. જે વિદ્યાલયમાં કોઇ ઘણો જ મસ્તીખોર છોકરો હોય તેને કોઇ વાજીંત્ર આપવામાં આવે તો ઘણી વખત ઉપયોગી થઈ પડે છે. સંગીતની સમાનતા, ડોલન અને સામયિકપણું, શારીરિક કેળવણીની કસરતોમાં એટલું બધું મદદગાર થઇ પડે છે કે પાશ્ચાત્ય દેશોમાં તે વારંવાર સંગીત સાથે જ કરાવવામાં આવે છે. તો પછી, હિન્દી શિક્ષણમાં સંગીતનો અભાવ—ખરેખર-ખેદજનક નથી શું?

સંગીત મનોભાવની ભાષા છે. લોકોના ભાવનું દિગ્દર્શન કરાવનાર-વિશ્વવ્યાપી વિનિમય સાધન-નિમિત્ત છે. સંગીત એ મનોવૃત્તિ-દર્શક કલા છે એમ જો તમને ખાત્રી થાય તો સંગીત શિખવું એ એક નવી ભાષા શિખવા બરાબર છે. કોઈ પણ દેશનું સંગીત સમજવાથી તે દેશની પ્રજાના મનોભાવો, જાતિસ્વભાવો વિગેરે, કોઇ પણ ઉપાય કરતાં વધુ પ્રમાણમાં જાણી શકાય છે. પ્રજા જાતે અર્ધ છે; તેનું આવિષ્કરણ એ એનું બીજું અર્ધાંગ છે; અને અનુરાગ તથા બીજી ઉચ્ચ અભિલાષાઓના મૂળ તરફનો સીધામાં સીધો માર્ગ, તે દેશની સંગીતકલાનું જ્ઞાન છે, સ્વર માટે કેટલાક મ્હોટા સિદ્ધાન્તો છે જે મનની બુદ્ધિ બાબતની વૃદ્ધિ કરવામાં ને જ્ઞાનને વધારવામાં ઉપયોગી થઈ પડે છે. સૌથી આકાશગામી (બારીક) ને અસ્પર્શગોચર આ કલાનો ચિતાર આપવાની કલા સંકેતસૂત્રની મોટી રીતિ છે. જુદા જુદા દેશોના લોકોને બીજા દેશના સંગીત પ્રદર્શકોને સાંભળવાનો પ્રસંગ મળવાનું હંમેશાં બની શકતું નથી; પણ લેખીત સંગીતસૂત્રનાં, સંગીત સંકેતનાં મૂળતત્વોનું શિક્ષણ લીધાથી, તે દેશના સંગીત મારફત સૂચવાયલા મનોભાવોના સંબંધમાં આવવાનું બની શકે. વિદ્યાલયોના સંગીતશિક્ષણમાં પૂર્વ અને પશ્ચિમના સંગીતસંકેતનું સંપૂર્ણ શિક્ષણ અપાવવું જોઇએ. એ અનુભવસિદ્ધ વાત છે કે પાટીઆ ઉપર આકૃતિપાઠ (ચાક્ષુવજ્ઞાન)થી બન્ને એક સાથે ઘણી જ સ્હેલાઈથી શીખવી શકાય છે, હિન્દી સંગીતના સંકેત જો પાશ્ચાત્ય દેશના સંગીતકારો જાણે, અથવા પૂર્વના સંગીત શાસ્ત્રિઓ પાશ્ચાત્ય 'સંકેત' વાંચી શકે, તો જાતીય જીવનની ઉચ્ચત્તર બાજુને પરસ્પર સમજી શકવાને, એક રાજમાર્ગ ખૂલ્લો થાય: તેથી સમસ્ત પૃથ્વી ઉપરના લોકોમાં વધુ એકજાતીય સંબંધના બંધારણમાં ઘણી પ્રગતિ કરી શકાય. સંગીતકારો પણ સંગીતમાં અને મુખપાઠમાં શા માટે દ્વિભાષિક ન થાય? એવું તો ન જ ધારી શકાય કે પાશ્ચાત્ય સંગીતભાષા જાણવાથી હિન્દી સંગીતમાં બ્હારનાં સૂત્રોનો પગપેસારો થવા પામશે; પણ હિન્દુસ્તાન માટે એ ખાસ ઇચ્છવા જોગ છે કે: જે દેશમાંથી, પાયથેગોરસ માટે સ્ટ્રેબો કહે છે તેમ, ગ્રીક લોકો સંગીતના પ્રથમ સૂત્રો શીખ્યા હતા—તે હિન્દુસ્તાન દેશે પોતાના પ્હેલા વંશજના સંગીતમય જીવનમાંનું કંઇક પ્રથમ પગલે જાણવું જ જોઇએ. પાશ્ચાત્ય તેમજ પોતાના સંગીતમાં જે કંઈ સારૂં ને યોગ્ય છે તે માટે હિન્દીઓએ મગરૂબ થવું જોઇએ.

આપણી કેળવણીની સંસ્થાઓમાં મનોભાવની કેળવણી મન દઇને અપાતી જોવામાં આવતી નથી, કલાઓ સામાન્ય જીવનને ઘણી રીતે સુધારનાર છે. વિદ્યાર્થીજીવનમાં શિલ્પકલા, કોતરકામ ચિત્રકલા વિગેરે પૂર્ણરીતે દાખલ કરવું ઘણું અઘરૂં થઇ પડે, કારણ કે એ

દરેક કલાઓનાં સાહિત્યો મોઘાં અને ઘણી મહેનતે મળી આવે એવાં છે; પરન્તુ દરેક જણને પૈસા વિના–મૂલ્ય વિના–કુદરતી અમૂલ્ય બક્ષિસ, સ્વર, આપવામાં આવ્યો છે, આ પ્રમાણે સંગીત, જે સર્વ કલાઓમાં એક સૌથી વધુ ઉચ્ચત્તર બનાવનાર કલા છે, તે મેળવવામાં ને કેળવવામાં સોંઘામાં સોંઘી છે. જરા વધુ ભારવાહક તાલવાળાં ગાયનોની ચૂંટણી આળસુ સ્વભાવને ઉત્તેજીત કરે છે. શાન્ત અને બોધક સંગીતની પસંદગી અસ્વસ્થને સ્વસ્થ બનાવે છે. ન્હાનાં બચ્ચાંને ઉંઘાડવામાં કે સૈનિકને શૂર ચઢાવવામાં સ્વભાવિકરીતેજ સંગીતનો ઉપયોગ કરવામાં આવે છે; જ્યારે આપણા હિન્દી કેળવણી ખાતાવાળા વિદ્યાલયોમાં જતા છોકરાઓ, જે ન્હાનાં બચ્ચાં કે સૈનિકોની પેઠે જ અતિભાવ બતાવશે તેઓને માટે સંગીત જુદે જુદે કાલે નિયત કરવાનું ભૂલે છે. જે વિદ્યાલયમાં સંગીત માટે ભાવ છે, તેના વિદ્યાર્થીઓમાં, સુધારો અને સાદસ્યતા, તેમના દરેક કાર્યમાં જણાઇ આવતાં માલુમ પડશે. સંગીતનો ઉપયોગ કરવાથી વ્યક્તિનું ન્હાનમ ભૂલાય છેઃ પ્રભુભક્તિ ને આત્મોદ્ધાર માટે સરલ રસ્તો જણાય છેઃ ઉછરતા દંપતીજીવન સાથે સંબંધ ધરાવતા ઘણા ભાવોને આચારની ઉચ્ચત્તર દશાએ દોરી શકાય છે. વિદ્યાર્થીજીવનના મનોભાવ સાથે સંબંધ ધરાવતી સર્વ બાજુમાં સંગીતનો ઉપયોગ પવિત્રતા વધારવામાંઃ એકતા સાધવામાં ઉચ્ચત્તર બનાવવામાં થઇ શકે.

હિન્સ્તાનમાં હિન્દુસ્તાનનીજ કલાઓ પ્રત્યેના માનની લાગણીઓનો અભાવ હિન્દુસ્તાનનાજ વિદ્યાર્થીઓમાં ઘણીજ શોકજનક રીતે પ્રદર્શિત થાય છે. તેઓને નથી સમજાતું કે એ પ્રજાઓએ દુનિઆની યાદીમાં ને કદરમાં જે સર્વોપરી સ્થાન મેળવ્યું હતું તે તેમની કલાઓનેજ આભારી હતું; અને હિન્દીઓ માટે, સેવાનો મોટામાં મોટો માર્ગ હિન્દુસ્તાનના ખજાનામાં જે સંગીતનું જ્ઞાન ભરેલું છે તે દુનિઆને બતાવી આપવામાં રહેલો છે, એ સત્ય શોધવા તેઓ અસમર્થ થયા છે જ્યારે હિન્દીઓ પૂર્વના અને પાશ્ચાત્ય દેશોના સંગીતમાં રહેલો તફાવત વધુ સારી રીતે જાણશે, ત્યારેજ હિન્દ એના સંગીતના અનુપમ વારસા માટે પૂર્ણ રીતે અભિમાન ધારી શકશે. એનું પદ્ધતિસર રચાયલું સંગીત, પશ્ચિમના થોડા રાગસમૂહ સાથે સરખાવતાં, એક મહાસાગર જેવું છે; પરન્તુ બન્નેનું તુલનાત્મક જ્ઞાન બતાવી આપશે કે, અમુક જગ્યાઓએ એને ઘણું આપવાનું છે; જ્યારે બીજા સ્થલે તેની શિષ્યાએ તેના સાગરમાંથી કેટલું વધુ કેળવ્યું છે તે જણાવશે. જે દુનિઆ ઉપર કૃપા કરે તેનીજ દુનિઆને કદર છે, જે ભિખારી પેઠે તેની કૃપા ઇચ્છે છે અથવા તેની પાસે હક માગે છે, તેની તરફ તે મુખ મરડે છે. હિન્દુસ્તાનને પોતાનો અવર્ણનીય સંગીત ખજાનો દુનીઆ ઉપર જરાપણ ક્યાસ રાખ્યા વિના ઢોળવાનો છે. જેમ જેમ તે આ પ્રદેશમાં ને બીજા દેશોમાં એમ કરશે તેમ તેમ તે પોતાનું સત્ય સ્થાન પ્રાપ્ત કરી—પ્રજાઓમાં ઉચ્ચ સ્થાને વિરાજશે.

મુર્ખાઓએ આવું નિવાસ સ્થાન ક્યારે સ્વીકાર્યું તે વિષે કંઇ ચોક્કસ નિર્ણય થઈ શકે તેમ નથી. પણ તેમને એવી જગા શા કારણથી સ્વીકારવી પડી તે વિષે નહિતી મળી આવે છે. મુર્ખાઓનું મુળ નિવાસસ્થાન સ્મશાન હતું તેથી એક વખત અભિમાનમાં આવી જઇ તેઓ બોલી ઉઠયા "અમેજ સૌમાં નિડર છીએ કે આવા નિર્જન સ્થાનમાં વસી શકીએ છીએ." એટલે તેમનો ગર્વ ટાળવા શિવ પણ સ્મશાનમાં રહેવા ગયા. એટલે મુર્ખાઓ તો હિમાલયમાં ગયા. ત્યાં પણ શિવ પહોંચ્યા. એટલે મુર્ખાઓ સમુદ્રને તળીયે જઇ વસ્યા. મુર્ખાઓથી તો તેમના બનાવનાર બ્રહ્મા પણ હારી જાય તો પછી શિવ હારે તેમાં નવાઇ શી ? શિવે હારી વિષ્ણુની મદદ માગી, એટલે વિષ્ણુ સમુદ્રના તળીયે શેષનાગની પથારી કરી સુતા. એટલે "મુર્ખાઓને કોઇ જીતી શકે નહિ" એવી પોતાની આબરૂ સાચવવા તેઓ એવી જગાએ ગયા કે જ્યાં જતાં દેવો પણ ડર્યા. They rushed in where angels feared to truad.

તેમનું સંખ્યાબળ કેટલું હશે ? તે બાબત પણ તપાસ થઇ છે. ધીરજ રાખો. દેવોથી પણ ન થઇ શક્યું તે એક કાળા માથાના માનવીએ કર્યું છે. મુર્ખાઓનું વસ્તિપત્રક કરી બર્ક એવા નિર્ણય પર આવ્યો છે કે "મુર્ખાઓની વસ્તિ 'મનુષ્યો' કરતાં વધારે છે. (Majority Consists of fools.)

મૂર્ખાઓના સાંસારિક રીત રીવાજો પર પણ કેટલાક લેખકોએ પ્રકાશ પાડયો છે." ભોજાભગતના બે વાક્યો આ બાબતમાં ખાસ ઉપયોગી છે.

"મુરખે નાર કુંભારની આણી એનું ઘર થયું ધુળધાણી" અને "મુરખો રળી રળી કમાણો માથે મેલશે મોટો પાણો." તેમાં પહેલામાં "કુંભારજા" એવો પાઠ જોઇએ એમ મુર્ખ સાહિત્યના મહાપંડીત રા. અભ્યારામ કેવળરામ મોદકીયાનું માનવું છે. એ પ્રમાણે લેતાં માલુમ પડે છે કે "મુર્ખાઓ"માં કુભારની કન્યા કોઇએ પરણવી નહિં એવો ખાસ રિવાજ હશે કારણ એક મુરખ કુંભારજા એટલે કુંભાર કન્યા પરણ્યો તેથી તેનું ઘર ધુળધાણી થઈ ગયું એ બીનાની ભોજાભગતે ખાસ નોંધ લીધી છે. બીજું વાક્ય એક વિચિત્ર રિવાજ સુચવે છે. તે પરથી જણાય છે કે મુર્ખાઓ બોલશેવીકો કરતાં પણ એક પગલું આગળ વધેલા હશે. કારણ તે લિટિપરથી માલુમ પડે છે કે મુર્ખાઓમાં જો કોઇ માણસ બહુ પૈસા કમાય તો લોકો તેના માથાપર મોટો પથ્થર મુકી તેને મારી નાખતા હશે.

નવલરામ જગન્નાથ ત્રિવેદી.

## *Poetry and Democracy.*

"Poetry is not a democratic art. We are constantly being told by the flexible scribes who live to flatter the multitude that the truest poetry is that which speaks to the million, that moves the great heart of the masses. In his private consciousness no one knows better than the lettered man who writes such sentences that they are not true. Since the pastoral days in which poets made great verses for a little clan, it has never been true that poetry of the noblest kind was really appreciated by the masses. If we take the bulk of what are called educated people, but a very small proportion are genuinely fond of reading. Sift this minority, and but a minute residue of it will be found to be sincerely devoted to beautiful poetry. The genuine lovers of verse are so few that if they could be made the subject of a statistical report, we should probably be astounded at the smallness of their number. From the purely democratic point of view it is certain that they form a negligible quantity. They would produce no general effect at all if they were not surrounded by a very much larger number of persons who, without taste for poetry themselves, are yet, traditionally impressed with its value, and treat it with conventional respect, buying it a little, frequently conversing about it, pressing to gaze at its famous professors, and competing for places beside the tombs of its prophets. The respect for poetry felt by these persons, although in itself unmeaning, is extremely valuable in its results. It supports the enthusiasm of the few who know and feel for themselves, and it radiates far and wide into the outer masses, whose darkness would otherwise be unreached by the very glimmer of these things."

—*Edmund Gosse.*

# [illegible]

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम्। स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

## લવાજમ.

લવાજમ સર્વે માટે વર્ષ એકનાઃ—રૂ. ૩-૮-૦ રૂપિયા સાડાત્રણ (પોસ્ટ સાથે.)

મળવાનું ઠેકાણું:—વસન્ત ઑફિસ—અમદાવાદ.

## ચાલુ પોષ માસનો અંક વી. પી.

જે ગ્રાહકોએ ચાલુ વર્ષનું લવાજમ ભર્યું ન હોય તેમને તે મ. ઓ. દ્વારા મોકલાવવા વિનંતી છે. જેમનું ચાલુ સાલનું લવાજમ પોષનો અંક બહાર પડયા પહેલાં મળ્યું નહીં હોય તેમને પોષનો અંક વી. પી. દ્વારા મોકલવામાં આવશે તે સ્વીકારવા વિનંતિ છે.

વ્યવસ્થાપક.

---

Reg. No 453

# वसन्त.

इदं सत्यं सर्वेषां भूतानां मधु अस्य सत्यस्य सर्वाणि भूतानि मधु। यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदं सर्वम्।

उपनिषद्.

सत्यान्न प्रमदितव्यम्। धर्मान्न प्रमदितव्यम्। कुशलान्न प्रमदितव्यम्। भूत्यै न प्रमदितव्यम् स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्।

उपनिषद्.

વર્ષ ૨૦, અંક ૧૨. [ માસિક ] પોષ. સંવત્ ૧૯૭૮.

## રાઈનો પર્વત.

( અનુસન્ધાન પૃષ્ઠ ૪૨૪ થી. )

શાપ આપવાની વૃત્તિ ક્યાંથી ઉત્પન્ન થાય છે એ તો અમે ઉપર સમજાવી ગયા. પરંતુ બુદ્ધિગમ્ય અને અનુભવગમ્ય જ વાત સ્વીકારનારા આ જમાનામાં, શાપ સાચા પડે કે નહિ? શાપનો અને નીતિતંત્રનો શો સંબંધ છે? શાપ સાચો પડે કે ન પડે પરંતુ શાપ આપનાર ઉપર તેની કાંઇ અસર થાય કે નહિ? એ પ્રશ્નો ઉઠ્યા વિના રહેશે નહિ. આ પ્રશ્નો માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના છે, પરંતુ કવિઓએ પોતપોતાની માન્યતા પ્રમાણે આ પ્રશ્નોનું નિરાકરણ કરવાના પ્રયત્ન કરેલા છે. શાપની આ મીમાંસા બંગાળની ખાસ કવિયિત્રી તરુલતા દત્તે શ્રવણવધના પ્રસંગનું વર્ણન કરતાં બહુ સુંદર રીતે આપી છે.

*Shravana:*

No curses, No!—I bear no grudge,
Not thou my blood hast spilt.
*Lo!* here before the unseen judge,
Thee I absolve from guilt.
The iron red-hot as it burns,
Burns those that touch it too.
Not such my nature—for it spurns,
Thank God, the like to do.

The father:

> We do not curse thee, God forbid!
> But to my inner eye
> The future is no longer hid,
> Thou too shalt like us die.

અવણ તો શાપ દેતો નથીજ, પરંતુ તેના પિતાએ શાપ દીધો એવો જે ઇતિહાસ છે તેનો સુંદર અર્થ કર્યો છે. પિતા શાપ દેતો નથી, પરંતુ દુઃખાતિરેકને લીધે તેનાં અંતર્ચક્ષુ ઉઘડી જાય છે અને ભવિષ્ય આખું છતું થઈ જાય છે. દશરથનું મૃત્યુ પુત્રશોકથીજ નિર્માયલું હતું તે તે મૃત્યુના દ્વાર આગળ ઉભો ઉભો જોઈ શકે છે. જે ભાવિ ઘટના બનનાર જ હતી તે પ્રથમથી જણાવી દશરથને દુઃખી કરે છે એટલું તેના વચનમાં બળ છે.

આપણા નાટકકારે પોતાની શાપ વિષેની મીમાંસા બે ઠેકાણે આ નાટકમાં આણી છે. ઉપર આપણે જોઈ ગયા કે મનુષ્યના હૃદયમાં રહેલા ન્યાયના સામ્રાજ્યની અભિલાષા કે કલ્પનાને દુનિયાના વ્યવહારમાં આઘાત પહોંચવામાંથી શાપ કે વરની ઉત્પત્તિ થાય છે. પણ આ આઘાત પાછળ અજ્ઞાનની અથવા વિકારવશતાની અંધતા રહેલી હોય છે. શ્રદ્ધાની દૃષ્ટિએ દુનિયામાં ક્યાંય અણુગતું દેખાતું નથી. ઈશ્વરી ન્યાયનું સામ્રાજ્ય બધે અબાધિત છે એમ દૃઢ પ્રતીતિ શ્રદ્ધાના મનમાં હોય છે. એ ન્યાયનું સ્વરૂપ નિરાકાર અને નિર્ગુણ નથી, તે પ્રેમમય છે. તેથી શ્રદ્ધા કહે છે શાપ આપવો નહિ.

> શાપ એ છે અનાચાર, શાપ દેવો ન કોઇને;
> આઘાત થાય છે તેથી, પ્રભુના પ્રેમતંત્રને.

એ જ ભાવના મરાઠી કવિ મોરોપંતે જુદી રીતે ગૂંથેલી મ્હારા એક મહારાષ્ટ્રી મિત્રે મને બતાવી તે અહિં ઉતારૂં છું. વિશ્વામિત્ર વસિષ્ઠની કામધેનુ લઈ જાય છે ત્યારે વસિષ્ઠ કહે છેઃ

> मत्तेजक्षांति मला म्हणति
> अहाहो ने ओक शापा तें

મારૂં તેજ અને ક્ષમા મને કહે છે, અરેરે શાપ ઓક મા.

શાપ ફળે છે કે નહિ તેનો જવાબ આપણા નાટકકારે બાલકા પાસે અપાવ્યો છે કે, "મારૂં મરણ આણવાની કે મને મારણ રાખવાની લીલાવતીની સત્તા નથી. પણ એ વચન સાંભળ્યાં તે જ વખતે મને ભાન થયું કે એ શિક્ષા મને ઘટે છે.' એટલે કે શાપ ફળે નહિ પણ ઘણી વખતઃ શાપવચનની પાછળ વ્યક્તિની પેઠે નિયતિની પણ ઇચ્છા રહેલી હોય છે અને તેમાં જ શાપની સાર્થકતા અથવા યથાર્થતા છે. અન્યાય અથવા દુઃખ સહન કરનાર માણસને જે સ્થિતિ અસહ્ય થાય છે તે જ સ્થિતિ પ્રભુના ન્યાયતંત્રને પણ

અસહ્ય થાય છે અને શાપવચન એ ન્યાયતંત્રની સ્વાભાવિક સજા ( retribution ) નું માત્ર ઉચ્ચારણ જ હોય છે. છતાં શાપ આપનારની કટુતા કુકર્મ થઈને શાપ આપનારને તો નડે જ છે. શાપ આપનારની વૃત્તિ હીન થવાથી તેટલે દરજ્જે તેનું અધઃપતન થાય છે. લીલાવતીની સ્થિતિ તે આ દશાનું આબેહુબ દૃષ્ટાન્ત છે. જાલકાને જે વચનો તેણે કહેલાં તેના ભણકારા તેના કાનમાં વાગ્યાં જ કરે છે. તેમાંથી સમાધાન મેળવવા સહુના દેખતાં તે વચન પાછાં ખેંચી લેવા તે ઈચ્છા કરે છે, પરંતુ જ્યારે તેને સમાચાર મળે છે કે જાલકા તો મરી ગઈ ત્યારે તેને બરછી ભોંકાયા સમાન વેદના થાય છે.

આમ રસવૃદ્ધિને માટે શાપનો ઉપયોગ કરી લઈ, નીતિશાસ્ત્રની દૃષ્ટિએ પણ તેની મીમાંસા રમણભાઈએ ઉત્તમ કલાવિધાન વાપરીને કરી લીધી છે.

× × × ૬

પરંતુ આ બીજી અનેક રીતે સુંદર કળામય કૃતિમાં એક ક્ષતિ બહુ ખુંચે એવી છે. છઠ્ઠો અંક આખો જાણે બહારથી આણીને બેસાડી દીધા જેવો લાગે છે. નાટકના મુખ્ય વસ્તુ સાથે આ અંકના પ્રસંગને કંઈ સંબંધ નથી. નાટકનું કાર્ય તો પાંચ અંક પૂરા થાય છે ત્યાં જ પૂરૂં થવા આવે છે. માત્ર રાઈને ગાદીએ બેસાડવાની, તથા શીતલસિંહ, જાલકા, લીલાવતી વગેરેની વ્યવસ્થા કરવાની બાકી રહે છે. છતાં છઠ્ઠા અંકમાં નવી જ વસ્તુ દાખલ થાય છે. જગદીપ અને વીણાવતીના મિલનનું વર્ણન બહુ રમ્ય છે. પરંતુ આ નાટકમાં તેને શું સ્થાન છે? એમ હોઈ શકે કે ધીરોદાત્ત નાયકની પ્રાચીન કલ્પના પ્રમાણે તે વીરત્વના પ્રસંગમાં શૂર તેમ જ પ્રણયવ્યાપારમાં ચતુર હોવો જોઈએ. માટે રાઈને ગાદી તો અપાવી, પણ તેનો સુખોપભોગ પૂર્ણ કરવા તેને એક રમણી પણ અપાવવી જોઈએ એમ રમણભાઈએ ધાર્યું હોય. એમ માનીએ તો પણ રચનામાં ક્ષતિ તો રહે છે જ. વીણાવતી રાઈ સાથે પ્રેમ બાંધી તેની સાથે લગ્ન કર્યા સિવાય નાટકની હેતુસિદ્ધિમાં બીજું શું કામ કરે છે? સુંદર નાટકમાં એક પાત્ર કે પ્રસંગ એવો ન હોવો જોઈએ, જેને કહાડી નાખવાથી નાટકની મુખ્ય વસ્તુ ખંડિત ન થાય. વીણાવતીને પહેલેથી દાખલ કરી નાટકના વિધાનમાં તેને કાંઈ ભાગ લેવડાવ્યો હોત તો આ દોષ ટળત. પરંતુ વીણાવતી પ્રત્યે રાઈનું જરા પણ આકર્ષણ પહેલેથી બતાવ્યું હોત તો વીણાવતી જેવી રૂપવતી લલનાથી આકર્ષાયલો નાયક લીલાવતીના પ્રસંગમાં દૃઢ રહે તેમાં એની વિશેષતા ન જણાત. એટલે રાઈને લીલાવતી સમક્ષ પ્રવેશ કરાવતી વખતે બીજી કોઈ પણ સ્ત્રી પ્રત્યે તેને નહિ આકર્ષાયલો બતાવ્યો છે એ ઘટના ઉચિત જ છે. પરંતુ આવા તર્કવિતર્ક નકામા છે. નાટક જેવું છે તેવું આપણે તપાસવાનું છે. અને જેવી છે તેવી વસ્તુસંકલનામાં વીણાવતીનો પ્રસંગ નથી ગોઠવાઈ શકતો. જગદીપ પોતાના ભાવિ લગ્નની વાત અમૃતદેવી આગળ કરે છે ત્યારે તે પ્રત્યે જેમ તે ઉદાસીનતા બતાવે છે તેમ જ આ અંક પ્રત્યે અમને ઉદાસીન રહેવાનું મન થાય છે.

પરંતુ જગદીપને રાણી અપાવવા ઉપરાંત બીજા પણ ઉદ્દેશથી આ અંક યોજવા આપણા નાટકકાર લલચાયા હોય એમ અમને લાગે છે. આ નાટકમાં તેના પ્રધાન ઉદ્દેશ

સાથે સાંકળેલો બીજો એક ગૌણ ઉદ્દેશ પણ જણાય છે. આપણા સમાજમાં લગ્ન વિષે કેવા કેવા ખ્યાલમાં પ્રવર્તે છે તેનું દર્શન કરાવવા લેખકે જુદી જુદી જાતનાં જોડાં કલ્પ્યાં છે. કલ્યાણકામ અને સાવિત્રીનું પ્રૌઢ સંસ્કારી જોડું, દુર્ગેશ અને કમલાનું યુવાન નવપ્રેમી જોડું, પર્વતરાય અને લીલાવતીનું કજોડું એ બધાંને નાટકની વસ્તુ સાથે ઠીક સાંકળી લીધાં છે. કન્યાવિક્રયના માઠાં પરિણામ તથા વૃદ્ધ પતિની યુવાન સ્ત્રીની લોકોમાં થતી હાંસીમશ્કરી એ બતાવવાના પ્રસંગો પણ કવિ લાવવાનું ચૂક્યા નથી. પરંતુ વિધવાવિવાહ વિના લગ્નપ્રકરણ પૂરૂં તો ન થાય માટે નાટકમાં ગમે તેમ કરીને તે લાવવા આ અંકની યોજના થયેલી દેખાય છે. અમે ઉપર બતાવી ગયા છીએ કે વિધવાવિવાહ ક્યાં યોગ્ય ગણાય તેનો જબરો દાખલો નાટકકારે આપ્યો છે. પરંતુ અમે કહીએ છીએ કે તેમણે પોતાની કવિત્વશક્તિથી વિધવાવિવાહની હિમાયત કરવી હતી તો તે માટે બીજું નાટક યોજવું હતું. આ નાટકમાં તેના મુખ્ય ઉદ્દેશ સાથે આ ઘટના ભળી શકતી નથી, એટલે ગમે તેવા આકર્ષક સ્વરૂપમાં વિધવાવિવાહને તમે મૂકો પણ હિંદુ સંસારમાં તે ખૂંચતો તો રહેવાનો જ, તેમ આ અંક ગમે તેવો રમ્ય હોવા છતાં આ નાટકમાં ખૂંચતો જ રહે છે. સંસારસુધારાના ઉત્સાહમાં રમણભાઈ બીજે એક સ્થળે પણ ઠોકરાઈ પડ્યા છે. કમળા, રાઈ અને દુર્ગેશ રસ લેવાને બહાને નગરચર્યા જોવા જાય છે. ત્યાં સમાજમાં સ્ત્રીઓની કેવી અવદશા છે તેનો જે ચિતાર આપ્યો છે તે સચોટ અસર ઉપજાવે છે. પણ રમણભાઈને એટલાથી સંતોષ નથી થતો. ઘેર ગયા પછી રાઇ અને દુર્ગેશ પાસે 'સ્ત્રી જાતિની અવદશા પરિહારવાને હુતાશન પ્રકટાવવાની કમળા પ્રતિજ્ઞા લેવરાવે છે, ત્યાં કાવ્યનો આત્મા જે રસ તે વ્યક્ત કરવાની દૃષ્ટિ ગૌણ થઇ ઉપદેશની દૃષ્ટિ પ્રધાન થાય છે. હંસપનીતિમાં દરેક વાર્તાને અંતે સાર આપેલો હોય છે તેના જેવો આ શ્લોક લાગે છે.

કેટલીક વખત બહુ જ સુંદર ચિત્ર જોઇ તે તરફ આકર્ષાયા પછી તેની નીચે પીઅર્સ સોપ કે એવી કોઇ જાહેરખબર વાંચી મનમાં જે ગ્લાનિ થાય છે, તેવીજ ગ્લાનિ આ સુંદર કળામય કૃતિમાં સંસારસુધારાની જાહેરખબર જાણ્યે અજાણ્યે ઘુસી ગયેલી જોઇ થાય છે. કેટલીક જગાએ તો કલારસિક રમણભાઇ ઉપર સંસારસુધારક રમણભાઇએ વિજય મેળવેલો દેખાય છે.

પણ એટલું સારૂં છે કે આ ભાગો નાટકના મુખ્ય વસ્તુને ક્ષતિ પહોંચાડયા વિના જુદા પાડી શકાય તેવા છે. એટલે આ દોષો સહેજે ટાળી શકાય તેવા છે. તેમ કરી લીધું હોય તો આ નાટક સર્વાંગ સુંદર થાય.

આ નાટકનું વસ્તુ જેટલું આકર્ષક છે તેટલીજ આકર્ષક તેની ભાષા છે. રમણભાઈની ભાષામાં શુદ્ધિનો સવાલ તો હોયજ નહિ. પણ તે ઉપરાંત સરળતા અને પ્રૌઢતાનું મિશ્રણ તેમાં સુંદર રીતે થયેલું છે. આપણા વિદ્વાનોની શૈલીમાં સંસ્કૃત શબ્દોના ઉપયોગ અથવા દુરુપયોગને લીધે મિથ્યા આડંબર તરફ જે વલણ હતું તે ધીમે ધીમે ઘણું ઓછું થઇ ગયું છે. અત્યારે વિદ્વાનો સંસ્કૃત શબ્દો જ્યાં જરૂર પડે ત્યાં વાપરે છે ખરા, પરંતુ નર્મદાશંકર, નવલરામના જમાનાની અને આ જમાનાની વચલા જમાનાના વિદ્વાનોએ આપણી ગુજરાતી ભાષાને ન ચાલી શકે એવી ભારે બનાવી મૂકી હતી તે ભારભાષા તે બહુ ઝપાટાબંધ

મુક્ત થવા માંડી છે અને નવી શૈલીઓમાં રમણભાઈની શૈલી એક નમુના રૂપ છે. તેમની ભાષા સંસ્કારી હોવા છતાં સંસ્કૃતમય નથી, પ્રૌઢ હોવા છતાં ક્લિષ્ટ નથી, સરળ હોવા છતાં ચમત્કાર વિનાની નથી. તેમાં દોષજ કહાડવો હોય તો જુસ્સાની ખામીનો દોષ કહાડી શકાય. છતાં પોતાને અનિષ્ટ મત અથવા વસ્તુ પ્રત્યે એકાદ મર્માળા કટાક્ષથી પોતાનો વિરોધ અસરકારક રીતે બતાવવાની રમણભાઈની શક્તિ તો અદેખાઈ ઉત્પન્ન કરે એવી છે. હાસ્ય-રસ એમણે ઠીક સાધ્યો છે.

આપણાં નાટકોમાં થા થા થૈઇ કરીને ઠેકડી કરનારા તથા પોતાના વિનોદથી પોતે જ હીહીહી કરીને હસનારા રંગલા અથવા વિદૂષકોને જોઇ કંટાળેલા મનને રમણભાઇના વંજુલનો ઉચ્ચ પ્રકારનો, સાભિપ્રાય અને લક્ષ્યવેધી વિનોદ જોઇ આનંદ થાય છે. આયુર્ઘૃતમ્‌ના વિચિત્ર અર્થમાં તથા 'સ્ત્રીઓ માટે પુરુષોએ ઠરાવેલા નિયમ સ્ત્રી પાસે પળાવવા એટલો જ નિયમ સ્ત્રી પરત્વે પુરુષે પાળવાનો છે' એમાં જેટલો વિનોદ છે તેટલું જ અત્યારની આપણી સમાજસ્થિતિનું યથાર્થ દર્શન પણ છે. આવાં આવાં સચોટ કટાક્ષો આ નાટકમાં અનેક છે. એક બીજો દાખલો ટાંકીશું:

કલ્યાણકામ—યોગ્ય અયોગ્યનો નાત વિચાર નહિ કરે ?

બીજો માણસ—નાત તે વળી એવો વિચાર કરે ભગવન્ત ?

કલ્યાણકામ—નાત સત્ અસત્ પણ જુએ નહિ ?

બીજો માણસ—શી રીતે જૂએ ?

રમણભાઇની આ ખુબીએ ગૂજરાતી સાહિત્યમાં તેમની શૈલીને એક વિશિષ્ટ સ્થાન અપાવ્યું છે.

આ નાટક પ્રથમ સને ૧૯૧૩ માં પ્રસિદ્ધ થયું છે. તેને આજે આઠ વર્ષ થયાં પણ ગુજરાત રમણભાઇની બીજી પ્રસાદી પામવા ભાગ્યશાળી થયું નથી. તે જોઇ કાન્તા નાટક વિષે ટીકા કરતાં તેના લેખક સ્વ. મણિલાલ નભુભાઇ વિષે રમણભાઇએ લખેલું કે 'પોતાની શક્તિને અનુકૂળ આ માર્ગ મૂકી દઇ રા. મણિલાલે જેટલો પોતાની કીર્તિને તેટલો જ ગૂજરાતી ભાષાને અન્યાય કર્યો છે,'—આ વચનો અમને યાદ આવે છે અને તે રા. બ. રમણભાઇને પોતાને જ લગાડવાનું મન થઇ જાય છે.

નરહરિ દ્વારકાદાસ પરીખ.

# અહિંસા એટલે શું ?

એક તરફથી "अहिंसा परमो धर्मः" જેવાં ઉદાત્ત સૂત્રો અહિંસાની મહત્તા ગાઇ રહ્યાં છે ત્યારે બીજી તરફથી સર જગદીશચંદ્ર બોઝ જેવા આધુનિક વૈજ્ઞાનિકોની "Even stone has Response "ની સનાતન ગર્જના સાંભળી કેટલાક હિંસાપ્રિય લોકો અહિંસામય જીવનને સાશંક વૃત્તિથી હસી કાઢવા લાગ્યા છે. ઉપર ઉપરથી વિચાર કરનારને એમજ લાગે કે જ્યારે વસ્તુમાત્રમાં ચેતન ભરેલું છે–જ્યારે એક શિલા જેવી જડમાં જડ જણાતી વસ્તુમાં પણ ચેતનનો કંઇક અંશ છે–ત્યારે અહિંસાને સ્થાન ક્યાં રહ્યું ? શું અહિંસાવાદી પ્રાચીન ઋષિઓ આ વાતથી અજ્ઞાત હતા ? જો એમજ માની લઇએ તો એ એમની પવિત્ર બુદ્ધિની ચોક્ખી અવહેલનાજ કહેવાય. વસ્તુસ્થિતિ એછે કે મલિન વિદેશી સંસ્કારોને લીધે આપણીજ પોતાની બુદ્ધિ ઉપર એટલો બધો કાટ ચઢી ગયોછે કે એનામાં એ પ્રાચીન તત્ત્વોનું આકલન કરવાનું સામર્થ્ય રહ્યું નથી. જ્યારે આધુનિક વૈજ્ઞાનિકો એનાં એજ પ્રાચીન તત્ત્વો જૂદી ભાષામાં–વૈજ્ઞાનિક પ્રયોગોદ્વારા–આપણી સમક્ષ મૂકે છે ત્યારે એના પ્રકાશથી આપણે અંજાઇ જઇએ છીએ અને આપણા પોતાનામાં એ વૈજ્ઞાનિક પ્રયોગો સમજવાની શક્તિ નહોય તોપણ વિજ્ઞાનશાસ્ત્રીઓમાં શ્રદ્ધા રાખી તેમનાં અનુમાનોને આપણે સત્ય તરીકે સ્વીકારી લઇએ છીએ; પણ પ્રાચીન ગિરિગહ્વરમાંથી એજ સત્યનો ધ્વનિ સંભળાતાં અશ્રદ્ધાનું ભૂત આપણને પછાડી નાખે છે. પણ યાદ રાખવું જોઇએ કે વૈજ્ઞાનિકો તો માત્ર નવી શીશીઓમાં જૂનાજ રંગો ભરી મોહક રચનામાં તેમને આપણી આગળ મૂકે છે. एकं सद् विप्रा बहुधा वदन्ति। અનુભવ–સત્ય–એકજ છે. માત્ર વિદ્વાનો તેનેજૂદી જૂદી ભાષામાં વર્ણવે છે. કાષ્ઠપાષાણ અને ધાતુની મૂર્તિ તથા વૃક્ષ વગેરેની ઘેલછાભરેલી અને વહેમી ગણાતી ઉપાસનાની પાછળ આજ સનાતન પણ નવું લાગતું વૈજ્ઞાનિક સત્ય રહેલું છે.

ત્યારે અહિંસા એટલે શું ? જો મનુષ્ય અને પશ્વાદિની હિંસાનેજ હિંસા કહીએ તો માંસાહારી લોકોને અને હિંસ્ર પશુઓને હાડહડતો અન્યાય થાય. તેઓ પણ એટલીજ સત્યતાથી શાકાહારને હિંસા કહી શકે. શાકાહારીઓ આની સામે શો બચાવ કરી શકે ? સત્ય અનન્ત છે. તેને આમ સાન્ત–મર્યાદિત–કરી તેનો બચાવ નજ કરી શકાય. જો તે મર્યાદિત થાય તો પછી સત્ય શાનું ! ત્યારે અહિંસાનું ખરૂં સ્વરૂપ શું ? અહિંસા એ હિંસાનુંજ એક સ્વરૂપ છે. હિંસા બે પ્રકારે થઇ શકે. દ્વેષથી પ્રેરાઇને એક માણસ બીજાનો ઘાત કરે તેનું નામ હિંસા; પણ એજ ઘાત જો પ્રેમપૂર્વક–નિષ્કામપ્રેમપૂર્વક–થાય તો તેને અહિંસા કહી શકાય. પ્રસૂતિ સમયે બાળક આડું આવે તો શસ્ત્રવૈદ્યો આંખમાં એક પણ આંસુ આણ્યા વગર તેને કાપી કાઢે છે. શું આ હિંસા કહેવાશે ? એક નિર્દોષ કુમળા બાળકને મારે બિચારા વૈદ્યના મનમાં શો દ્વેષ હોય ? જેમ પ્રેમ અને આસક્તિ એએ એકજ હાર્દિક વિકારની જૂદી જૂદી બાજુઓ છે તેવીજ રીતે હિંસા અને અહિંસા એએ એકજ વસ્તુનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો છે; એકજ સિક્કાની સામસામેની બે બાજુઓ છે. આસક્તિ સકામ છે; પ્રેમ નિષ્કામ છે. હિંસામાં ભયંકર દ્વેષ સમાએલો છે; અહિંસામાં નિર્મળ

પ્રેમનું તેજ ચમકી ઊઠે છે; આસક્તિ મમત્વની દુર્ગંધથી ભરેલી છે; પ્રેમ નિર્મમત્વની ખુશબોથી મ્હેકી ઉઠે છે. હિંસા સ્વાર્થના કાદવથી કલુષિત છે; અહિંસામાં નિઃસ્વાર્થપ્રેમ ઝળકી રહે છે.

આ દષ્ટિએ વિચાર કરતાં મોટાં મોટાં યુદ્ધોનો પણ અહિંસામાં સમાવેશ થઇ શકે છે; માત્ર તે યુદ્ધો દ્વેષપ્રેરિત ન હોવાં જોઇએ. આવાં યુદ્ધો તેજ પ્રાચીન કાળનાં ધર્મયુદ્ધો. અને આવાં યુદ્ધોનેજ "तस्माद्युध्यस्व भारत" કહી ગીતા જેવાં જગદ્વંદ્ય પવિત્ર પુસ્તકો પણ બચાવ કરી શકે; કારણ કે તેઓ સમાજનાં રક્ષક હતાં. સમાજરક્ષક યુદ્ધો તો ચોખ્ખી હિંસાજ કહેવાય કેટલા પ્રેમથી તેના પુત્ર અને પ્રિયપત્નીએ મયૂરધ્વજ રાજાના માથા ઉપર કરવત મૂકી ગીત ગાતાં ગાતાં તેના શરીરને વ્હેર્યું હશે એની માત્ર કલ્પના પણ આજે આપણે નિર્વિકાર ચિત્તથી કરી શકીએ તેમ નથી. પરશુરામે માતૃવધ કર્યાનું કહેવાય છે. હિંદુસમાજમાં જન્મદાત્રી માતાનું સ્થાન અદ્વિતીય છે; ઇશ્વરથી પણ પર છે. ભારતસંતાનોનો न मातुः परदैवतम् એ જીવનમંત્ર છે. એ જોતાં પરશુરામનું આ કૃત્ય જો હિંસાત્મક હોત તો ખરેખર તેઓ આજે દશાવતારની પંક્તિમાં નજ બેસી શકત. પણ એમ ન હતું તે જાણતા હતા કે ક્રોધથી અંધ થયેલા તેમના પિતા માતા રેણુકાનેજ તો શું પણ સાસુની રીસ વહુપર કાઢી બીજા કેટલાએને મારી નાંખત અને એમને હાથે બીજો કેટલોએ અનર્થ થાત એ બધું અટકાવવા માટે પરશુરામે કમર કસી એમણે જોયું કે જો કોઇ પ્રેમથી–કેવળ નિષ્કામ પ્રેમથી–દ્વેષ કે તિરસ્કારનો વિચાર સરખો પણ મનમાં લાવ્યા વગર–એ પવિત્ર ગરદનને મારી શકે એમ હોય તો તે પોતે એકલાજ હતા ! કેટલા પ્રેમથી–કેટલી પવિત્ર ભાવનાથી–એમણે માતાનો શિરચ્છેદ કર્યો હશે ! સવ્યસાચી અર્જુને ભીષ્મપિતામહને બાણથી જર્જર કરી શરશય્યાપર સુવાડયા. પણ કેટલો પ્રેમ ! કેટલી અહિંસાત્મક વૃત્તિ !! કેટલું દેવત્વ !! કેટલું પવિત્ર હૃદય !!! ગળામાં શોષ પડતાંજ એજ પિતામહે દુર્યોધનનું સુવર્ણપાત્રોદક તરછોડી પોતાના પ્રિય અર્જુનના બાણથી પુનીત થયેલું જળ સ્વીકાર્યું. જો ખરેખર અર્જુને તેમની હિંસા કરી હોત તો શું આમ બનત ? મહાભારતમાં બભ્રુવાહન પોતાના પિતા અર્જુન સામે લડી રહ્યો છે. અરે ! એને મૂર્છિત પણ કરે છે. શું આ હિંસા કહેવાય ?

મહાભારતને સૌતિએ છેલ્લું સ્વરૂપ આપ્યું તે વખતનો કાળ પણ આ જગ્યાએ વિચારવા જેવો છે. બૌદ્ધધર્મ પૂરજોસમાં પોતાનો ફેલાવો કરી રહ્યો હતો. પ્રાચીન અહિંસા ધર્મ નાશ પામતો જતો હતો અને પેટમાં પેઠેલા રડકાના પ્રાણ બચાવવા માટે માણસને મારી નાંખવાનું વિપરીત સ્વરૂપ તેને પ્રાપ્ત થવા લાગ્યું હતું. ક્ષત્રિયોમાં અહિંસાને નામે ક્ષાત્રવૃત્તિનો લોપ થવા લાગ્યો હતો એવે વખતે સૌતિએ સમાજમાં પ્રચલિત અને દૃષ્ટાંતદ્વારા સમાજને ધર્મનું યથાર્થ સ્વરૂપ બતાવનારી એવી ઘણીખરી આખ્યાયિકાઓ ભારતના નાનકડા ગ્રંથમાં અંકિત કરી તેને મહાન સ્વરૂપ આપ્યું, અને અહિંસાના સનાતન તત્ત્વ ઉપર ચડેલા ગાઢા કાટને કાઢી નાંખી તેનું યથાર્થ સ્વરૂપ પ્રજા આગળ મૂકવા યથાશક્તિ પ્રયત્ન કર્યો, તેણે જોયું કે અહિંસા એ મહાન્ ધર્મ છે. પ્રજાનો તારકમંત્ર છે. પણ જો તેનું યથાર્થ સ્વરૂપ નષ્ટ થઇ સમાજમાં તે માટે વિપરીત ભાવના રૂઢ થઇ જાય તો મહાન્ અનર્થ

નીવડે. પણ આખરે થયું છે તેમજ લોકો અહિંસાનું ખરૂં સ્વરૂપ ભૂલી ગયા છે. બૌદ્ધધર્મની પડતીનાં ઘણાં કારણોમાંનું એક કારણ આ મહાન અહિંસા ધર્મની સમાજમાં રૂઢ થયેલી વિપરીત ભાવનાજ છે.

આજે ફરીથી અહિંસા એ રાષ્ટ્રધર્મ થઇ પડયો છે. એવે વખતે એનું યથાર્થ સ્વરૂપ પ્રજા આગળ મૂકવાની જરૂર છે. અમે ઉપર કહી ગયા તેમ એને મર્યાદિત કરીને આપણે એનો બચાવ નહીં કરી શકીએ, તેનું ખરૂં સ્વરૂપ પ્રજાએ સમજવાની જરૂર છે. પ્રજા તેનું સંપૂર્ણ આચરણ ન કરી શકે તોપણ स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् એ સૂત્ર ધ્યાનમાં રાખી નિરાશ થવાની જરૂર નથી પણ તેને મર્યાદિત કરી પ્રજા પોતાની નબળાઈ નહીંજ ઢાંકી શકે. માત્ર કૃતિમાંજ બાહ્ય હિંસાના અભાવને આપણે અહિંસા નથી કહી શકતા. એક માણસ બીજાને લેશપણ શારીરિક ઈજા ન પહોંચાડે અને તેમ છતાં પણ જો તે મનથી તેનું અનિષ્ટ ચિંતતો હોય તો તેના જેવો ઘાતકી કોઈ નહીં. એથી ઉલટું પરશુરામની માફક કોઇ બહારથી હિંસા કરતું જણાય તો એટલા ઉપરથીજ એ હિંસક છે એમ હંમેશાં નહિ કહી શકાય. પ્રેમ—નિષ્કામપ્રેમ—એજ હિંસા અહિંસાની ખરી કસોટી છે. રણમાંથી પૂંઠ ફેરવી નાસી આવનાર પતિનું મોઢું પણ જોવાની નાં પાડનાર વીર રજપૂતાણીના કૃત્યને કોણ હિંસાત્મક કહી શકશે? હિંસા અહિંસાની કસોટી અંતરંગમાં છે; બહિરંગમાં નથી. ખૂદ જેવા ફોજદારી ગુન્હાની તપાસ કરતી વખતે પણ ખૂનીનો હેતુ અને તે તેની વખતની મનઃસ્થિતિનો વિચાર કરવામાં આવે છે. એમાં પણ આજ રહસ્ય સમાયેલું છે. આ સત્ય—ભયંકર સત્ય—છે. अणुरेव धर्मः સહેલાઇથી સમજી શકાય એવું—સીધું સોંસરૂં મગજમાં ઉતરે તેવું નથી. પણ તે સત્ય છે. क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति ॥ માર્ગ ઘણો વિકટ છે; સહેલાઈથી આક્રમણ થઇ શકે તેવો નથી. રસ્તામાં લાલચોના કાંટા પથરાયેલા છે. આસક્તિના જોડા ઉતારી નાખીને—ખુલ્લે પગે—એના પર ચાલવાનું છે પવિત્રતાના દૈવી પોષાક વગરતો ટાઢથી ઠરીને ઠાકડીજ વળી જવાય પણ એક વખત પ્રવેશ થયા પછી તેની સુંદરતા મનને મુગ્ધ કરે છે; પ્રકાશ દેખાવા લાગે છે; પુષ્પોનો સુવાસ બ્હેકી રહેછે અને મન આનંદમાં તલ્લીન થઈ ઉંચે ઉડવા માંડે છે. ત્યાં નથી પરાવૃત્તિ ત્યાં પુનરાવૃત્તિનું નામજ ક્યાં !!

આ સનાતન સત્ય માત્ર વિચાર માટેજ વાચકવર્ગ આગળ મૂક્યું છે. આશા છે કે તેથી વાચકના મન પર કંઇ નવિન પ્રકાશ પડશે.

આદર્શ વિનયમંદિર, }
અમદાવાદ. }

"આનંદ લહરિ."

---

# " કાવ્યમાં કરુણ રસ. "

## ( ૧ )

मा निषाद प्रतिष्ठांत्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौन्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

હે પારધિ ! ક્રૌન્ચપક્ષીના દ્વન્દ્વમાંથી કામથી મોહિત થયેલા એક પક્ષીને તેં માર્યું તેથી તું લાંબો કાળ નહિ જીવે !

ભારતના આદિકવિ વાલ્મીકિએ એક પ્રસંગે ક્રૌન્ચપક્ષીના જોડામાંથી એક પક્ષીને પારધિના શરથી હણાતું જોયું. તત્કાલ દયાળુ ઋષિનું કુસુમ જેવું કોમળ હૈયું ભરાઇ આવ્યું અને સંસ્કૃત ભાષામાં પહેલીવારજ એમના અન્તરના ઉંડાણમાંથી પૂર્વોક્ત શ્લોક સહજ નીકળી ગયો. કાવ્યની ઉત્પત્તિ સંબન્ધી ઉક્ત પંક્તિઓ અપૂર્વ પ્રકાશ નાંખે છે. કાવ્યનો ઉદ્દ્ભવ હૃદયના ક્ષોભજન્ય છે એ વાત આથી સ્પષ્ટ થાય છે. અન્તર્ભાવથી પ્રેરિત કવિત્વશક્તિવાળા કવિહૃદયમાંથી કેટલીક ધન્યક્ષણોમાં કાવ્યનો સ્વતઃ આવિર્ભાવ થાય છે. કવિનો આત્મા કોઈ અલૌકિક–વિલક્ષણ–તત્ત્વનો અનુભવ કરી પરમઆનન્દ પ્રાપ્ત કરે છે. આ વિલક્ષણ તત્ત્વ એજ રસ છે. અલંકાર શાસ્ત્રીઓ કહે છે કે રસ એ કાવ્યનો આત્મા છેઃ શબ્દ અને અર્થ એ આત્માના શરીર છે અને અલંકાર શરીરને શોભા આપનાર ઘરેણાં છે. કવિના કલ્પનાવ્યાપારને શોભાવનાર તો અલંકારજ છે. આ સર્વ ઉપરથી એમ ફલિત થાય છે કે ચિત્તક્ષોભ, પ્રતિભાશક્તિ, રસાનુભવ, શબ્દાલંકાર અને અર્થાલંકાર કાવ્યના ઉદ્દ્ભવમાં અને તેને સૌન્દર્ય આપવામાં આવશ્યક તત્ત્વો છે. ×

કાવ્યનો મુખ્ય હેતુ ' परनिर्वृति '—અસાધારણ આનન્દ છે. એ આનન્દમાં વિલક્ષણતા અને ચમત્કાર રહેલાં છે. કવિ તેમજ સહૃદય વાચકનો સમગ્રઆત્મા એ લોકોત્તર આનન્દનો અનુભવ કરી શકે છે. એ આનન્દનું વર્ણન ન થઇ શકે; કેવળ અનુભવ ગમ્ય છે. કાવ્યપ્રકાશકાર મમ્મટ કહે છે કે ' કવિતા ' ह्लादैकमयी '—પરમ આનન્દમય છે. શૃંગાર, વીર, કરુણ, હાસ્ય, રૌદ્ર, ભયાનક, બીભત્સ, અદ્દ્ભુત અને શાંત એ નવરસમાંથી પ્રત્યેક રસામૃતના આસ્વાદથી અલૌકિક આનન્દ ઉદ્દ્ભવે છે. શું કરુણરસમાં પણ આનન્દ રહેલો છે ? કરુણરસદ્વારા શોક પ્રકટ થાય છે એ ખરું પરંતુ શોક જાતે દુઃખમય મનોભાવ ( passion ) નથી. એ શોકના અનુભવમાં સર્વત્ર આનન્દ પ્રવર્તે છે. નેત્રના અશ્રુમાં પણ રસાત્માજ વિરાજે છે. " કરુણરસ વગેરે દુઃખમય હોવાથી તેમાં રસત્વ નથી. " એ શંકાનું નિવારણ ' સાહિત્યદર્પણ ' ના ત્રીજા પરિચ્છેદમાં વિશ્વનાથ આ પ્રમાણે કરે છેઃ—" કરુણરસ વગેરેમાં જે પરમઆનન્દ

× કોઇ કાવ્યમાં અલંકાર ન હોય તો કાવ્યત્વની ક્ષતિ થતી નથી. ઉત્તમ કવિની કૃતિ શકુન્તલાના સ્વભાવસુન્દર શરીરની પેઠે અલંકાર વિના પણ દીપે છે.

ઉત્પન્ન થાય છે તેને માટે સહૃદય આત્માનો અનુભવ કેવળ પ્રમાણ છે. જો દુઃખ થતું હોય તો કોઇ સહૃદય આત્મા દુઃખ તરફ પ્રવૃત્ત ન થાય. કરુણાદિરસ તરફ સર્વે ભાર સહિત પ્રવર્તે છે તે ઉપરથી એ રસનું આનન્દમયત્વ સ્વીકારાય છે. વળી કરુણરસથી જો દુઃખ થતું હોય તો કરુણરસ પ્રધાન રામાયણાદિ ગ્રન્થોને પણ દુઃખના હેતુ થવાનો પ્રસંગ આવે. ત્યારે દુઃખનાં કારણોથી સુખની ઉત્પત્તિ કેમ થાય છે? લૌકિક શોક હર્ષાદિ કારણોથી લૌકિક શોક હર્ષ વગેરે ઉત્પન્ન થાય છે એ લૌકિક નિયમ છે. પરંતુ રામવનવાસાદિ જે લૌકિક દુઃખના કારણો કહેવાય છે તે કાવ્ય અને નાટકમાં સમર્પાય ત્યારે અલૌકિક વિભાવન વ્યાપાર વડે કારણ તરીકે ન જણાતાં અલૌકિક વિભાવ તરીકે ઓળખાયછે. કાવ્યમાં સર્વ વિભાવવડે કેવળ સુખ ઉત્પન્ન થાય છે. આમ (લૌકિક) દુઃખના કારણોથી સુખની ઉત્પત્તિ થાય એમાં કાંઈ દોષ નથી. વળી હરિશ્ચન્દ્રાદિનાચરિત કાવ્યમાં સાંભળવાથી અને નાટકમાં જોવાથી અશ્રુપાત વગેરે થાય છે એવું કેમ? તે હૃદય દ્રવીભૂત થાય છે તેથી. વળી કાવ્યદ્વારા સર્વને રસની અભિવ્યક્તિ–પ્રાકટ્ય–કેમ થતી નથી? વાસનારૂપ સ્થાયીભાવ (કરુણરસનો સ્થાયીભાવશોક છે) સિવાય રસાસ્વાદ ઉત્પન્ન થતો નથી. અર્થાત્ જેનામાં વાસના–સંસ્કાર–રસાનુભવ કરવાની શક્તિ હોય તેનાથીજ રસગ્રહણ થઇ શકે છે" રસગંગાધરમાં જગન્નાથ પણ કહે છે કે "લોકોત્તર કાવ્ય વ્યાપારનો મહિમા એવો છે કે શોકાદિ પદાર્થો અરમણીય છતાં અલૌકિક આનન્દ ઉત્પન્ન કરે છે. અશ્રુપાતાદિ પણ આનન્દનોજ અનુભવ કરાવે છે અને દુઃખ આપતા નથી."

પૂર્વોક્ત હકીકત ઉપરથી સ્પષ્ટ થાય છે કે કરુણરસનો આનન્દ શૃંગારવીર વગેરે જેટલોજ છે બલ્કે કાંઇક વિશેષ છે એમ કહીએ તોપણ ચાલે. આંખમાંથી આંસુની ધારા વહેતી હોય તોપણ કરુણ રસજનક કાવ્ય હાથમાંથી પડતું મુકવું ગમતું નથી એ સામાન્ય અનુભવની વાત છે. શોક દુઃખ મૃત્યુ વગેરેથી ભરેલી કથાઓમાં કોઈ અલૌકિક આનન્દ આવે છે. તેથીજ શેલીએ કહ્યું છે કે—"Our Sweetest Songs are those that tell of Saddest thought" કલાપી પણ આ લીટીનો અનુવાદ કરીને કહે છે કે "અમારા મીઠાં તે રુદનમય છે ગીત સઘળાં." ખરેખર કરુણરસની કથા સંસ્કારી મનુષ્ય હૃદયને અધિકપ્રિય લાગે છે. ઝીણી નજરે જોઇએ તો મનુષ્ય જીવનજ કરુણરસના અનેક પ્રસંગોથી ભરેલું નથી ? !

હવે કરુણરસના અનુભવથી આત્મશુદ્ધિ થાય છે અને પરમતત્ત્વનું દર્શન થાય છે એ પ્રશ્ન વિચારીએ. ઍરિસ્ટોટલ કહે છે કે કરુણાન્તનાટક (tragedy) દયા અને ભયવડે મનુષ્યની મનોવૃત્તિઓને નિર્મળ બનાવે છે. પરદુઃખની કથાઓ સાંભળવાથી અથવા નાટક દ્વારા જોવાથી અથવા તો કરુણરસનો સાક્ષાત્ અનુભવ કરવાથી સંસ્કારી મનુષ્યહૃદયમાં સમભાવ ઉત્પન્ન થાય છે જે કેવળ નેત્રના અશ્રુમાં સમાપ્ત થતો નથી, પરંતુ ભૂતદયાથી હૃદય દ્રવે છે એટલે આત્મભાવ સ્ફુરે છે. આત્મભાવનો સાક્ષાત્કાર થતાં અહંતા મમતા ગળી જાય છે અને સર્વત્ર સમદૃષ્ટિ અનુભવાય છે. જગત્માં કોઇપણ પ્રાણીને દુઃખ થાય, એક પુષ્પકલિ સરખી પણ દુભાય તોપણ હૃદય કારુણ્ય ભાવથી ઓગળે છે. આ અવસ્થામાં "सर्व भूतात्म-भूतात्मा" ('સૌ ભૂત આત્મારૂપ જેહને થયાં')

પરમાત્મ દર્શન પામે છેઃ+ આ પ્રમાણે સકલરસનિધાન જે પરમાત્મા તેના નિરવધિરસનું પાન કરુણરસ દ્વારા થઇ શકે છે અને બ્રહ્માનંદ પ્રાપ્ત કરી શકાય છે. વાલ્મીકિના 'શોકઃ શ્લોકત્વમાગતઃ ના પ્રસંગે પ્રિ. આનન્દશંકરભાઇ કહે છે તેમ "આ બ્રહ્માંડમાં એક જીવનો વિનાશ પણ કેટલો કરુણરસ જનક છે, બ્રહ્માંડની મધુરી વીણાનો તાર એથી કેટલો બેસૂરો થઇ જાય છે એ સત્યને બરાબર સમજવામાં આવે અને તે અનુભવમાં ગડી જાય તો એથી વધીને કોઇ જ્ઞાન નથી. પણ અમે 'દાંત અને પંઝામાં રુધિરે ખરડી એવી પ્રકૃતિ'ના ઉત્સંગમાં પડેલા અમે પામર જીવ એવા કઠણ હૈયાના થઇ ગયા છીએ કે ઉપર કહેલા કરુણરસદ્વારા જે બ્રહ્મરસનો અનુભવ થઇ શકે છે તે કરવાને લાયક અમે રહ્યા નથી." * કેવળ વાલ્મીકિને બ્રહ્માની કૃપાથી "અવ્યાહત પ્રકાશવાળી કવિત્વની પ્રતિભા પ્રાપ્ત થઇ" તેવી પ્રતિભાદૃષ્ટિ મનુષ્યને પ્રાપ્ત થાય તો એ બ્રહ્મરસ ('ब्रह्मैवरसः । रसोवैसः।') નો અનુભવ થઇ શકે. પણ એ તો પ્રભુકૃપાદ્વારાજ બની શકે તેમ છે. મનુષ્યે એ મેળવવાને લાયક થવું જોઇએ.

( ૨ )

કરુણરસ પરત્વે સામાન્ય વિવેચન આ લેખના પૂર્વ ભાગમાં કર્યું. હવે કાવ્યમાં કરુણરસ કેમ વ્યક્ત થાય છે અને તે દ્વારા મનુષ્ય આત્માને કેવો ઉત્તમ ઉપદેશ મળે છે તે જોઇએ. આ હેતુથી ઉત્તમ કવિઓની કૃતિઓમાંથી કેટલાક કરુણચિત્રો નીચે આપ્યા છેઃ—

(૧) મનુષ્ય હૃદયના ભાવો મૂર્તિમન્ત ખડા કરવાનું સુન્દર કલાવિધાન મહાકવિ શેક્સપીઅરમાં હતું એ વાત સુપ્રસિદ્ધ છે. શેક્સપીઅરના સર્વ ગ્રન્થોમાં હૅમ્લેટ, કિંગ લીઅર, ઑથેલો વગેરે કરુણરસજનક નાટકો અલૌકિક આનન્દપ્રદ છે. ઉદાહરણ તરીકે—

આ જીવન અને પરજીવનના પ્રશ્નો ચર્ચનાર તત્ત્વ ચિન્તક પણ કિંકર્તવ્યમૂઢ હૅમ્લેટ જેને વિશે નિર્મળ ઑફેલીઆ યથાર્થ કહે છે—'O what a noble mind is here O'erthrown!'—કેવા ભવ્ય આત્માનો પરાભવ થયો છે!—એ મહાનજીવનનો અન્ત કેવો કરુણજનક આવે છે! તેનો મિત્ર હૉરેશિઓ કહે છે તેમ—'એક મહાન હૃદય ભાગી ગયું!!'

+ આ અવસ્થાનું વર્ણન નીચેના શ્લોકોમાં આપેલું છેઃ—

सर्वभूतस्थमात्मनं सर्वभूतानिचात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः॥

* * * *

आत्मौपम्येन सर्वत्र समंपश्यतियोऽर्जुन ।
सुखंवा यदिवादुःखं सयोगीपरमोमतः ॥

भ. गी.

* આ શબ્દો વિચાર્યા પછી આ લેખ લખવાની પ્રેરણા થઇ હતી.

નૈરાશ્ય અને દુઃખથી છવાયેલા કિંગ લીઅરના જીવનનો આધાર જે આશાના 'એક અવશિષ્ટ તન્તુ' ઉપર રહ્યો હતો તે પણ છેવટે તુટયો—તેની પ્રાણ સમાન વહાલી સુશીલ પુત્રી કૉર્ડેલીઆ મરી ગઇ ! કૉર્ડેલીઆને લીધે તો જીવનના સર્વ દુઃખો તેણે વિસારે પાડ્યાં હતાં. કૉર્ડેલીઆને લીધેજ ઉન્માદાવસ્થામાં પણ લીઅરને જીવવાનું પ્રયોજન હતું. 'શું કૉર્ડેલીઆ સદાને માટે ગઇ ? હવે કોઈ દિવસ પાછી નહિ આવે ?' એમ પુત્રીને ઝંખતાં ઝંખતાં દુઃખી હૃદય વિશીર્ણ થયું ! લીઅરનો ચતુર સેવક કેન્ટ કહે છે તેમ 'લીઅરનું મૃત્યુ થયું એ આશ્ચર્યકારક નથી પણ આટલો કાળ ઘોર દુઃખમાં તેનું જીવન ટક્યું એજ આશ્ચર્યજનક છે. તેણે તો જીવન કેવળ ઝુંટી લીધું હતું."

વીરહૃદયનો પણ કાચા કાનનો અવિચારી ઑથેલો વિઘ્ન સંતોષી દુષ્ટ ઇઆગોની કપટ જાળનો ભોગ થઇ પડયો. મધુરી ડેસ્ડીમોના પોતાને ભૂલી મિત્ર કેશીઓની ઉપાસક બની એ જૂઠી વાતમાં વ્યાવહારિક જ્ઞાનથી અનભિજ્ઞ ઑથેલોએ વિશ્વાસ મૂકી સહસા ક્રોધથી ક્ષણભર ગાંડો બની મનોહર પુષ્પકલિ ચગદી નાંખી ! ! મરણ સમયે પણ નિર્દોષ, પવિત્ર, ભોળી ડેસ્ડીમોના નિઃસ્વાર્થ પતિભક્તિનું ઉજ્જ્વલ દૃષ્ટાન્ત બની રહી. પ્રાણ છોડયાં પહેલાં એકાદ ક્ષણનું ચિત્ર આવું છેઃ—

ડેસ્ડીમોના—હું નિર્દોષ મરૂં છું.
એમિલીઆ—આ કર્મ કોણે કર્યું ?
ડેસ્ડીમોના—કોઇએ નહિ. મેં પોતેજ.
પ્રણામ. મારા કૃપાળુ પ્રિયતમને છેલ્લા પ્રણામ
કહેજે. છેલ્લાં પ્રણામ. (મરી જાયછે.)

મૃત્યુ સમયની ડેસ્ડીમોનાની સૌમ્ય મૂર્તિ સહૃદય વાચકના હૃદયપટને કરુણરસસાગરમાં લીન કરી દેછે. * ક્ષણવારમાં ડેસ્ડીમોનાની નિર્દોષતાની જાણ થતાં વીર ઑથેલોએ પણ પોતાની પ્રિયતમાના શબને ચુમ્બન કરતાં પ્રાણ કાઢી નાંખ્યા ! મનુષ્ય જીવનનો કેવો કરુણ અન્ત ! !

* શેક્સપીઅરના ટીકાકાર ડાન્ડીસના શબ્દો આ પ્રસંગે ધ્યાનમાં રાખવા જેવા છે

'Desdemona is deeply touching when she pleads with her cruel Lord for but a few moments' respite, but she is great in the instant of death when *She expires with The sublime lie*, the one lie of her life, upon her lips, desigued to shield her murderer from his punishment !!

ઇઆગોના મુખમાંજ નાટકનો સાર શેક્સપીઅર નીચે પ્રમાણે મૂકે છેઃ—

"Thus credulous fools are caught;
*And many worthy and chaste dames even thus,*
All guiltless, meet reproach "

મહાકવિ મિલ્ટનના 'પૅરેડાઇઝ લૉસ્ટ' નામના મહાકાવ્યમાં જ્ઞાનરૂપી વિષવૃક્ષનું ફળ ચાખ્યાને પરિણામે આદમ અને ઇવને સ્વર્ગ છોડી જવાની ફરજ પડી તે સમયનું હૃદયદ્રાવક ચિત્ર નીચે પ્રમાણે છેઃ—

> "Some natural tears they drop'd but wip'd them soon,
> The world was all before them, where to choose;
> Their place of rest, and Providence their guide."

આવા અનેક ચિત્રો અંગ્રેજી સાહિત્યમાંથી મળી આવે છે.

(૨) સંસ્કૃત સાહિત્યના નન્દનવનમાં વિહરતા વાલ્મીકિ વ્યાસાદિ ક્રાન્તદર્શી કવિઓની કૃતિઓમાં કરુણરસના અનેક ચિત્રો છે. મહાભારતમાં યુધિષ્ઠિરના 'અસત્ય કથન' નો પ્રસંગ કેટલો કરુણરસ જનક છે ? ખાસ કરીને ભવભૂતિ અને કાલિદાસના ગ્રન્થોમાંથીજ કેટલાક પ્રસંગોનું સ્મરણ કરીશું. કારુણ્ય ભાવના નિરૂપણમાં ભવભૂતિ કવિ જગતમાં અગ્રિમ સ્થાને વિરાજે છે—' कारुण्यं भवभूतिरेवतनुते ' ભવભૂતિ સહૃદય વાચકના નેત્રમાંથી 'આંસુના ઢગલા' પડાવે છે. તેનું 'ઉત્તરરામચરિત' તો કરુણરસથી છલકાય છે. એ નાટકમાં કવિ પોતેજ કહે છે કેઃ—

एकोरसः करुणएव निमित्त भेदा-
भ्दिन्नः पृथक् पृथगिवाश्रयते विवर्तान् ।

કરુણરસ એકજ હોવા છતાં ભિન્ન ભિન્ન નિમિત્તોને લીધે ભિન્ન ભિન્ન રૂપો (વિવર્તો) ધારણ કરતો જણાય છે. અર્થાત્ શૃંગાર અને વીરરસના આવિર્ભાવની પાછળ પણ નાટકમાં સર્વત્ર કરુણરસજ રેલાઇ રહ્યો છે. સીતાત્યાગનો પ્રસંગ, રામ અને વાસન્તીનો સંવાદ, સાતમાં અંકમાં વાલ્મીકિનો આર્ષપ્રયોગ, વગેરે પ્રસંગો કરુણરસથી ભીના છે. વળી એજ કવિના 'માલતીમાધવ' નાટકના નીચેના ચિત્રમાં ઓછો કારુણ્ય ભાવ છે?—

> " માલતી—હે પ્રાણાધાર માધવ ! આ લોક મુકીને ગયેલી પણ આ તમારી દાસીને વિસરશો નહિ ! જેને પોતાના વહાલાં સંભારે છે તે મુવું ગણાય નહિ !" ×

કવિકુલાવતંસ કાલિદાસના 'રઘુવંશ' માં ઇન્દુમતીના મૃત્યુનિમિત્તક અજવિલાપ અને 'કુમારસંભવ' માં કામદેવના મૃત્યુ પ્રસંગે રતિવિલાપ, શાકુન્તલમાં પતિગૃહે વિદાય થતી શકુન્તલાનું ચિત્ર, શકુન્તલા પ્રત્યાખ્યાન વગેરે પ્રસંગો હૃદયને કેટલા બધા પીગળાવે છે અને રસાનુભવ કરાવે છે ? ખરેખર, ભવભૂતિની સરખામણીમાં કાલિદાસ કરુણજનક ચિત્રોનું અલ્પ શબ્દોમાંજ સૂચન કરે છે. અને સચેતન વાચકની "આંખમાંથી માત્ર થોડાં ટીપાંજ ખરાવે છે."

---

× રા. મણિલાલના ભાષાન્તરમાંથી. સરખાવો ગ્રેની કરુણપ્રશસ્તિની 'On some fond breast the parting soul relies વગેરે પંક્તિઓ.

(૬) ગૂજરાતી સાહિત્યના ઉપવનમાં વિચરતા શૃંગારવીર કરણ હાસ્યાદિ રસોનું અનુપમ વર્ણન કરનાર મહાકવિ પ્રેમાનંદના 'નળાખ્યાન' માં 'વનમાં વૈદરભી' 'મોસાળ વિદાય યતાં બાળકો' વગેરે પ્રસંગો, દોલતરામ પંડ્યાના 'ઇંદ્રજીત વધકાવ્ય' ના કેટલાક કરણ ચિત્રો, પૃથુરાજરાસામાં 'સંયુક્તાનો વિલાપ' વગેરે કરુણરસથી ભીંજાયેલા વર્ણનો છે. છેવટે આનન્ત્યનો દોષ વ્હોરી લેવાની ભીતિથી રા. નરસિંહરાવના કાવ્યોમાંથીજ એચાર પ્રસંગોનો ઉલ્લેખ કરી આ સમીક્ષા પુરી કરીશું:—

મોત ઘડયું શિદ માનવને શિર પશ રહે ?
ઘડિયું તો શિદ તરુણ ઉપર પ્હેલું પડે ?
નેમોતે હરી લીધાં તે શું કો સમે,
વાતલડી કરવાનો મારગ કદિ જડે ?

( વિધવાનો વિલાપ )

× × × ×

જીવનમાં નિરાશા ઘોર,
રૂંધે માર્ગ મુજ સહુકોર;
કાળી સરિત–ઉદરે રમ્ય,
નિરખું માર્ગ એક અદમ્ય.

( ફેરી પડેલી વિધવા )+

× × × ×

દાખી હઇડા સરીસો બાળ, બન્યો શીત અંગેરે,
માગતી દીન હું દારદાર, વ્હીલી સુખ ભંગેરે:
'કોઇ આપશો તોલો રાઇ, કાળી, હું વીનવુંરે,
આણી હદય દયાઓ ભાઇ ! કરમ્યું ફૂલ ખીલવુંરે;'

( કિસાગોતમી. )

× × × ×

કાલ્ય જે રમતો હતો,
પૂર જીવન જોસમાં;
આજ એ ચાલી ગયો,
હા ! લાડકો મુજ રોષમાં !

( સ્મરણ સંહિતા. )

પૂર્વોક્ત લીટીઓમાં થોડા કરુણરસજનક શોકોદગાર છે ?

અમદાવાદ.
વામનદાદ્દી.

રતિલાલ મોહનલાલ ત્રિવેદી.

---

+ આ કાવ્યની સાથે થોમસહૂડનું 'બ્રીજ ઑફ સાઇઝ' નું કાવ્ય સરખાવવા જેવુંછે.

# અમેરિકા અને હિન્દમાં મજુરો.

યુનાઇટેડ સ્ટેટ્સ અને હિંદની સરખામણી કરીએ તો ઘણી અસમાનતા દેખાય છે; પરંતુ બન્ને દેશના મજુરો અને તેમની સ્થિતિ વિષે વિચાર કરીએ તો હિન્દના મજુરો માટે આપણુને દિલગીરી ઉપજ્યા વિના રહે નહી. હિન્દમાં બિચારા મજુરો નહી જેવું કમાય છે અને તેમનો ખોરાક ઘણોજ કનિષ્ટ પ્રકારનો હોય છે. ટાઢ તડકામાંથી બચવા માટે પુરતાં વસ્ત્રો પણ તેની પાસે નથી હોતાં. અંધકારમય, અનારોગ્ય, અને ગંદા લતામાં અસ્વચ્છજીર્ણ ગૃહોમાં તેમનું રહેઠાણ હોય છે, તથા અસહ્ય નિર્ધનતા અને અજ્ઞાનમાં જીવન વ્યતીત કરે છે. ઉપરા ઉપરી દુકાળ અને વિવિધ પ્રકારના રોગો તેને નડે છે............ ઉદ્યોગના સ્થળોમાં તેમજ ગામડામાં–દરેક સ્થળે તેઓને આવી દયાજનક રીતે જીવન ગાળવું પડે છે.

હિંદના કેટલાક લોકો કામ કરવું એ હીણપ માને છે. હસ્ત કાર્યની ખુબી અને પવિત્રતા હિંદીઓ હજી પીછાની શક્યા નથી. હિંદમાં એક તો મજુર પક્ષ તદન નિર્ધન અને નિરાશાજનક સંજોગોમાં હોય છે તેમાં વળી સમાજમાં તેનું સ્થળ ઘણું નીચું હોય છે.

ત્યારે અમેરિકામાં શું છે તે તમે જાણો છો? હિન્દથી તદન વિરૂદ્ધ સ્થિતિ ત્યાં છે, ત્યાંનો મજુર પણ ગમે તે સ્થિતિમાં હોય પણ હંમેશ ત્રણ વખત ભોજન લીધા વિના ભાગ્યેજ રહેતો હશે. દરેક પાસે 'સન્ડે સુટ' રવિવારે પહેરવાનાં વસ્ત્રો–રજાના દિવસનો પોષાક દરેક પાસે હોય છે. ગમે તેટલું કામ તે કરતો હશે, છતાં આરોગ્યવર્ધક વાતાવરણમાં અને સ્વચ્છ ગૃહમાં રહેતોજ હશે ક્વચિત ક્વચિત તે કુંટુંબ સાથે નાટકશાળાઓ જાહેર ઉદ્યાનો કે વિહાર સ્થળોની મુલાકાત લે છે, યાતો કોઈ સ્થળે આનંદ પર્યટન કરવા જાય છે. કોઈ કોઇ વાર સુધારણા અથવા તો આનંદાર્થે પુસ્તકો કે વર્તમાનપત્રો પણ વેચાતાં લે છે કોઇ કોઇને ઘેર તો પિયાનો કે બીજું વાજીંત્ર પણ હોય છે, અથવા તો વસ્ત્રો સીવવાના સંચા કે એવા કોઇ ગૃહોપયોગી અને શ્રમ ઓછો કરી નાખનાર સાધનો પણ હોય છે. મજુરોના બાળકો મીઠાઇ કે આઈસક્રીમ લેવા હંમેશ બે ચાર પૈસા ખરચવા શક્તિમાન હોય છે. મજુર પોતે દારૂ તથા સિગારમાં સારી રીતે પૈસો ખર્ચી શકે છે.

અમેરિકામાં કામની મહત્તા બહુ હોય છે. અમેરીકનો કામને ચાહે છે અને પૂજે છે, તેઓ માને છે કે કોઇ એક પ્રજાની કે વ્યક્તિની પ્રગતિ કામ ઉપર રહેલી છે. તેઓનું સુત્ર એ છે કે જીવન પોષણ–માટે દરેક વ્યક્તિએ કામ કરવું જોઇએ, અગર તેને બદલે કોઈ કરતો હોવો જોઈએ અને નહી તો કોઇએ તેને માટે કર્યું હોવું જોઇએ. ત્યાં મોજ–મજા માણનારનો અને આરામ લેનારનો વર્ગ ઓછો છે. અમેરિકામાં દરેક દરેક માણસ, પછી ભલે વ્યવહારમાં સુખી ન શકતો હોય, પણ માને છે કે:–' સઘળું કામ પવિત્ર છે,

હાથે કરવાના દરેક કામમાં દૈવી અંશ છે.' કામ કરવાના આવા દૈવી આદર્શથી માલુમ પડે છે કે ત્યાંના સામાજીક જીવનમાં મજુરોનું સ્થાન કાંઇ નીચુ નથી. તેઓ હાથવતી કામ કરે છે, સ્વાશ્રયથી જીવનપૂર્તિ કરે છે માટે તેમને ધિક્કારવા એ સ્પષ્ટ રીતે અન્યાયજ છે. પરંતુ અમેરીકનો આ મજુરોને માન આપે છે. તેનું મુખ્ય કારણ એ છે કે ત્યાંના મજુરો બુદ્ધિશાળી અને કેળવાયેલા છે. ફરજીઆત અને મફત શિક્ષણ અજ્ઞાનાવરણને દુર કરે છે. ત્યાંની સરકાર પ્રજાને કેળવણી આપવા યથાશક્તિ પ્રયાસ કરે છે, અને ગરીબ મજુરોના બાળકોને શિક્ષણ લેવા વિવિધ પ્રકારની સગવડો કરે છે. તેમને કેળવવાનો આવો પ્રયાસ અને તેમની સર્વ શક્તિઓનો આવી રીતે વિકાસ થતો જોઈ કોઇ પણ હિંદીને પોતાના દેશ કે જેનાં ગામડામાં નિશાળો પણ નથી તેને માટે બહુજ લાગી આવશે.

ફક્ત માનસિક વિકાસ નહી પરંતુ શારિરીક ખીલવણી માટે પણ અમેરિકામાં તેવુંજ ધ્યાન અપાય છે. સ્થળે સ્થળે વ્યાયામ શાળાઓ, વિહાર સ્થાનો, રમત માટે મોટા મેદાનો વિગેરે વ્યવસ્થા જાહેર ખર્ચે સારી રીતે થઈ હોય છે. આવી અનુપમ વ્યવસ્થાનો લાભ અમેરિકાના મજુરોના બાળકો પણ શારિરીક અને માનસિક સ્થિતિ ઉન્નત કરી મનુષ્યત્વ કે સ્ત્રીત્વની ઉચ્ચ કક્ષાએ પહોંચે છે.

આ ઉપરાંત તેમની જ્ઞાનેંદ્રિયના વિકાસાર્થે વિદ્વાન વક્તાઓ પાસે ભાષણો જાહેર ખર્ચે અપાય છે. આટલુંજ નહી પણ સમાજ મંડળો કે મજુર સંઘો તેમને વધારે ને વધારે ઉન્નતદશામાં આણવા સર્વ શક્તિઓનું સમર્પણ કરી રહ્યા છે. કેટલાક વર્તમાનપત્રો કે માસિકો ખાસ તેમને માટે નીકળે છે અને બહુજ સ્વલ્પ ભાવથી વહેંચાય છે કે જેથી મજુરોનાં બાળકો તેનો બહોળી રીતે ઉપયોગ કરી શકે તથા દુનિયામાં જાણવા યોગ્ય વિવિધ વર્તમાનમાં ચાલુ સંજોગોમાં રસ લઈ શકે.

આ બધાં કારણોથી મજુરોનાં બાળકો બાલ્યાવસ્થાથી શિક્ષણ લઈ વ્યાપાર કે ઉદ્યોગમાં વધારે ઉત્સાહથી પ્રવૃત રહેવા તૈયાર થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સના ભાગેભાગમાં સર્વત્ર ઔદ્યોગિક, વ્યાપારી, અને હસ્તકાર્યનું શિક્ષણ આપનારી વિવિધ શાળાઓ આવેલી છે. તેમાં દરેક પ્રકારનાં સાધનો અને જરૂરીઆતો ઉદારતાપૂર્વક પુરી પાડવામાં આવી હોય છે અને શિક્ષણ પણ તેને કળાઓમાં પ્રવીણ શિક્ષકો અને અનુભવીઓ દ્વારાજ અપાય છે. આવી કેટલીક શાળાઓમાં જે પણ શિક્ષણ અપાય છે. જેનો લાભ અમેરીકન મજુરો, દિવસનું કાર્ય પુરૂ કર્યા બાદ લઈ શકે છે. અને આવી રીતે તેઓના જ્ઞાનનો વિસ્તાર અને ધનસંચય શક્તિની વૃદ્ધિ કરી શકે છે. નવરાસના સમયમાં સ્ત્રી પુરૂષો "કોરસ્પોન્ડસ સ્કુલ્સ" નો પણ તેવીજ રીતે લાભ લઇ શકે છે.

અમેરિકાના બાળકો કેવી રીતે શિક્ષણ લે છે એ જાણવું બહુ બોધપ્રદ છે. કેટલાએ વિદ્યાર્થીઓ શાળાના સમય પહેલાં કે પશ્ચાત્ ઉપહાર ગૃહોમાં પેઢીઓમાં, યંત્રાલયોમાં કે અન્યત્ર કાર્ય કર્યા કરે છે, અને તેમાંથી થયેલ ધનસંચયથી શાળાનું કે ભોજનનું ખર્ચ કાઢે છે. આવી રીતે કામ કરી હજારો ડોક્ટરો, વકીલો, વ્યાપારીઓ, અને ઇજનીયરો બહાર પડ્યા છે.

શાળામાં આવા અભ્યાસ ઉપરાંત કેટલાક તો મુદ્રણાલયોમાં કે યંત્રગૃહોમાં, મીલોમાં કે ફેક્ટરીઓમાં ઉમેદવાર તરીકે કાર્ય કરે છે અને વિશેષ વ્યવહારિક જ્ઞાન સંપાદન કરે છે. કેટલાક કાર્યોમાં સ્ત્રીઓ તેના મજુર બંધુઓ સાથે સહકાર કરી કાર્ય કરે છે અને આવી રીતે મદદ કરે છે.

હવે માણસોને માલુમ પડે છે કે શારિરીક શ્રમથી વધારે ધન પ્રાપ્ત થઈ શકે છે. અમેરિકામાં રકત ડોકટરના, વૈદ્યના કે વકીલના ધંધાનેજ ઉચ્ચ કક્ષામાં મૂકતા નથી પણ એવા કેટલાએ ધંધા છે કે જે શ્રેષ્ટ મનાય છે. થોડા સમય પહેલાં શારિરીક કામ કરવું એ ઘણું તુચ્છ મનાતું પણ તે આજે એક ઉમદા ધંધો ગણાય છે. અમેરિકામાં જરૂરી કામ કરનારને ૩ થી ૧૨ રૂપીઆ સ્હેજે મળે છે. અમેરિકામાં મજુરી હવે વધવા માંડી છે. પહેલા દક્ષિણ ભાગમાં ખેતરપર કામ કરવાને સીધી લોકોને ખોરાકી સાથે રૂ. ૧॥ મળતો. હવે તેમને છ રૂપિયા તો સ્હેજે મળે છે. આ સાથે કહેવું જોઇએ કે આજ સીધીઓ થોડા સમય પહેલાં ગુલામી કરતા અને કાંઈ પણ લીધા વિના તથા પશુવત્ કામ કરતાં અને તેમની સાથે ક્રુરતાથી વર્તન થતું.

ઘર કામકાજ માટે કે એવા કાર્યો માટે માણસો કે સ્ત્રીઓ ત્યાં મળવાં મુશ્કેલ છે. નોકરો રાખી શકે તેવા શ્રીમંતના ૯/૧૦ ભાગને આજે હાથે કામકાજ કરવાની ફરજ પડે છે. અમેરિકન મજુરો પોતાની આવક કેમ ખર્ચે છે તે જોવું ગમત ભરેલું થઇ પડશે. સને ૧૯૦૧ માં યુનાઇટેડ સ્ટેટ્સની સરકારે બારસેં બારસેં ડોલર કમાતાં મજુરો પોતાની આવકનો કેમ વ્યય કરે છે તે તપાસવા કેટલાક માણસો નીમ્યા. તેઓની શોધખોળ ને સંભાળ અને ખાત્રીપૂર્વક એક અમેરિકન માસિકમાં ઉતારવામાં આવી હતી. દરેકની સરેરાશ આવક ૮૨૭·૧૯ જણાવ્યા બાદ તે લખે છે કેઃ—

બ્યુરો ઓવ્લેબર વૉશિંગટનના રિપોર્ટ ઉપરથી મજુરોનાં શરેરાશ ખર્ચ વિષે નીચેના આંકડાઓ જણાઈ આવે છે.

( એક ડોલરના લગભગ ત્રણ રૂપીઆ થાય છે. )

| | ડોલર. |
|---|---|
| ખોરાકનું ખર્ચ ... ... | ૩૨૬·૯૦ |
| ખોરાક સિવાયનું બીજું ખર્ચ | ૪૪૧·૬૪ |
| ખોરાકમાં નીચે પ્રમાણે ખર્ચનો સમાવેશ થાય છેઃ— | |
| બીફ (બળદનું માંસ) ... | ૫૫·૩૧ |
| પોર્ક અને લાર્ડ (માંસની જાતો) | ૩૭·૨૬ |
| બીજું માંસ ... ... | ૯·૬૮ |
| માછલી ... ... ... | ૮·૦૨ |
| | ડોલર. |
| દુધ, માખણ વિ. ... ... | ૫૨·૭૦ |
| લોટ વિ. ... ... ... | ૨૯·૨૦ |

ખોરાક સિવાયનાં બીજા ખર્ચના આંકડા નું નીચે પ્રમાણે પૃથકરણ કરી શકાયઃ—

| | |
|---|---|
| વસ્ત્રો ... ... ... | ૧૦૭·૯૧ |
| ભાડું ... ... ... | ૯૯·૫૩ |
| લીકર, તમાકુ વિ. ... ... | ૨૩·૩૬ |
| આનંદાર્થે ... ... | ૧૨·૩૦ |
| ધાર્મિકદાન ... ... | ૯·૯૯ |
| માંદગી, મૃત્યુ વિ. ... ... | ૨૦·૫૨ |
| લાકડાં દિવાબતી ... ... | ૪૦·૩૪ |
| ગૃહોપયોગી સામાન ... ... | ૨૧·૨૮ |

| | | | |
|---|---|---|---|
| શાકભાજી, ફુલફળાદિ ... | ૪૮.૩૦ | મજુરી વિ. ખર્ચ ... ... | ૮.૯૯ |
| ઉંધ વિ. ... ... ... | ૨૬.૨૮ | પુસ્તકો વર્તમાનપત્રો વિ. ... | ૮.૩૮ |
| આંક વિ. ... ... ... | ૬૭.૪૫ | પરચુરણ ... ... ... | ૫૮.૩૫ |
| ડી. ડેરી ... ... ... | ૧૬.૦૪ | | |
| વીનેગર, પીકલ્સ વિ.... ... | ૨૦.૦૫ | | |

* * * *

આ ઉપરથી માલુમ પડે છે કે ખોરાકનું ખર્ચ મૂળ આવક કરતાં ૩/૪ ભાગથી વધારે છે, વસ્ત્ર ખર્ચ ૧/૪ કરતાં કાંઇક વધારે છે અને તે બંનેનો સરવાળો અર્ધી આવક બરાબર છે.

* * * *

ભાડાનું ખર્ચ લગભગ વસ્ત્ર ખર્ચ જેટલું ગણી શકાય. ઉપરના આંકડાઓમાં કેળવણીનું ખર્ચ નથી. આ ઉપરથી આ દેશ મફત કેળવણી આપે છે એ સ્પષ્ટ દર્શાવે છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે આ લોકો કેળવણી માટે કાંઇ આપતાજ નથી. આ લોકો પાસેથી ઉઘરાવેલ ભાડામાંથી ઘરધણી કરી ચુકવે છે આ ઉપરથી ભાડુતજ આડો કર ભરનાર કહી શકાય.

આ આંકડાઓપરથી અમેરીકન મજુરોનું સામાન્ય જીવન અને સરેરાશ ખર્ચ પ્રતીત થઇ શકે છે તેવીજ રીતના હિંદના મજુરોના આંકડાઓ ઉપલબ્ધ નથી. જો આવા આંકડા હાજર હોય તો બને દેશોના મજુરોની આવક ખર્ચ વિષેની અસામાન્ય અસમાનતા સાહજીક દેખાઇ આવે.

જ્યારે અમેરિકાનો મજુર વર્ગ આ પ્રકારે પ્રગતિ કરતો જાય છે ત્યારે આપણા અર્ધ ભૂખ્યા અને અર્ધ નગ્ન ગરીબ ખેડુતો અને મજુરો અજ્ઞાનાવસ્થામાં રખડ્યાં કરે છે. તેઓને નથી ખબર તેઓના અનિષ્ટોની અને નથી ઝાંખી તેમના જન્મ સિદ્ધ હક્કની અમેરિકાના મજુર તો કહે છે કેઃ—"ખરૂં ધન તો મજુરોજ ઉત્પન્ન કરે છે તેથી નાણું રોકનાર નહીં પણ તેઓજ યંત્રો વિગેરેના માલિક હોવા જોઇએ. દરેક ઉત્પન્નનો મોટો ભાગ ઉત્પન્ન કરનારને રહેવો જોઇએ." આવી ભાવનાથી ત્યાંનો મજુર પક્ષ લેબર યુનિયન કે સોશીયાલીષ્ટ પાર્ટીમાં જોડાતો જાય છે.

અમેરિકા અને હિન્દના મજુરગણની સરખામણી કરતાં એક પોલીસને વિચાર માટે ઘણું ક્ષેત્ર મળે છે. અમેરિકાનો મજુરગણ ઉન્નતિના શિખરે પહોંચવા મથે છે એટલુંજ તેને ભાન્યું નથી પરંતુ હિંદના મજુરો અસહ્ય અસ્વચ્છતા અને હૃદય ભેદક નિર્ધનતા તથા વ્યસનોમાં પડ્યાં છે, અજ્ઞાનમાં રખડે છે. પોતાની સ્થિતિ વિષે તદન અજાણ છે, અને બીજા દેશો તથા રાષ્ટ્રોના મજુરોના પ્રગતિ માર્ગને અનુસરી શકતાં નથી. પણ અંધારાના ઘુમ ગર્તમાં ઘણી દયાસ્પદ સ્થિતિમાં પડ્યાં છે. તે માટે તેને જરૂર લાગી આવશે.

પ્રભુ! આવા હિંદના મજુરોને કયારે ઉદ્ધારીશ?

પ્રતાપ.

---

* આશા છે કોઇ આ વિષયમાં રસ લેનાર હિંદમાં મજુરોની સ્થિતિ વિષે લેખ લખી મોકલાવશે.

# હિમાલયનો પ્રવાસ

## (૯)

### રામકૃષ્ણ સેવાશ્રમ

યાત્રા કરવાથી પુણ્ય મળે છે, પણ તે ગમે તે સ્થિતિમાં નહિ. પગે ચાલીને જાય તેને સોએ સો ટકા પુણ્ય મળે. માણસના ખભા પર કે પાલખીમાં બેસીને જાય તેને અર્ધું પુણ્ય. પશુનું વાહન કરી યાત્રાએ નીકળે તેનું પુણ્ય લગભગ નહિ જેવું અને ( આજની સ્થિતિએ ઉમેરવું જોઇએ ) યાત્રાને માટે રેલમાં કે મોટરમાં બેસીને જાય તેને પુણ્યને બદલે પાપ જ લાગે. રેલની મુસાફરીમાં કોઇ પણ જાતની ઉચ્ચ કે ધાર્મિક ભાવના પોષાતી જ નથી. આજે તો રેલની મુસાફરી એટલે સ્વાભિમાનનો નાશ. પૈસા આપીને એક લેબલ લઇએ છીએ તે ધારણ કરીને પછી પાર્સલની પેઠે ડબ્બામાં ગોઠવાઈ જઇએ છીએ. મુકામ ઉપર પાર્સલો બહાર ફેંકી દેવામાં આવે છે, આપણે પોતાની મેળે બહાર ચાલી નીકળીએ છીએ, એટલો જ ફરક. ગાડીમાં બેઠા બેઠા આપણે ભવિષ્યકાળ તરફ નથી જતા પણ બહારની દુનિયા નિસાસો મૂકી ભૂતકાળ તરફ દોડતી જાય છે. બે માણસ ભાગ્યવશાત્ પાસે આવે અને ત્યાં પ્રેમભાવ પેદા ન થાય એને જ નરક કહેવું જોઇએ. તીર્થસ્થાન સુધી રેલગાડી લઈ જવી એ અસુરોનું કામ છે. રેલમાં બેસી યાત્રાનું પુણ્ય મેળવવું એ ગયાસુરે આપેલા મોક્ષ બરાબર છે. ગૂજરાતે ડાકોર અને સિદ્ધપુર તો ભ્રષ્ટ કર્યા જ; હવે પશ્ચિમ ધામ શ્રીદ્વારકાને ભ્રષ્ટ કરવાનો મહાપ્રયાસ શરૂ થયો છે. સાચે જ આ કળિયુગ છે. રવીન્દ્રનાથ ઠાકુર કહે છે: " કળિયુગ એટલે કળ ( યંત્ર ) યુગ."

... ... ... ... ... ... ... ... ...

હરિદ્વાર એટલે ગંગાદ્વાર. ભાગીરથી ગંગા ગંગોત્રીથી નીકળી ત્યાંથી મહાદેવની જટામાં એટલે કે હિમાલયનાં જંગલોમાં સપડાઈ ગઈ. બે પહાડ કે ટેકરીની વચમાં માંડમાંડ રસ્તા કહાડીને આગળ વધે. ટિકિટ લેવાના સાંકડા રસ્તામાંથી લોકો પસાર થાય છે ત્યારે જે ભીડ અને અગવડ થાય છે તેવી જ અગવડ પહાડોમાં ગંગાને થાય છે. કોઈ બારે સરપણ સાંકડી શેરીમાંથી બારે મેદાનમાં પ્રવેશ કરે અને પછી જેમ લોકો છૂટથી અનેક દિશામાં વાસ કરીને વિખરાઈ જાય તે જ દશા હરિદ્વાર પાસે શ્રીગંગાજીની થઈ છે. નિશાળોમાંથી છૂટેલાં વાછરડાં સ્વતંત્રતાનો અનુભવ કરવા ખાતર જ જેમ આમ તેમ દોડે છે તેમ હરદ્વારથી ગંગા નદી અનેક પ્રવાહે દોડે છે; અને દરેક પ્રવાહનો ઉલ્લાસ પણ બાલવૃત્તિ જ દાખવે છે. નીલધારા કંઇક ગંભીર છે ખરી. પણ ન્હાનાં છોકરાં દાદાની પાઘડી પહેરી હાથમાં લાકડી લઈ ગંભીરતાથી ચાલે છે તેવી જ આ કૃત્રિમ ગંભીરતા છે. નીલધારા પોતાની ગંભીરતા સાચવી નથી શકતી. હરિદ્વાર એ ગંગાને માટે પહાડ છોડી મેદાનોમાં જવાનું જેમ પ્રથમ દ્વાર છે તેમ જ મુસાફરોને માટે હિમાલયની યાત્રા શરૂ કરી તળેટી છોડી પહાડોમાં પ્રવેશ કરવાનું પણ દ્વાર છે. ઉત્તરાખંડની યાત્રા અહીંથી શરૂ થઈ ગણાય છે. હરિદ્વાર સુધી રેલ છે છતાં આ તીર્થ પ્રમાણમાં બહુ જ સ્વચ્છ છે એનું એક કારણ અહીંની મ્યુનિસિપાલિટીની ઘટ-

ળક આવક એ ભલે હોય, પણ મુખ્ય કારણ તો હરિદ્વાર એ સાધુઓનું સ્થાન છે એ જ છે. બાવાઓ અને સંન્યાસીઓમાં બીજો મેલ ગમે તેટલો હોય પણ તેઓ શારીરિક સ્વચ્છતા ખૂબ જાળવે છે એમાં શક નથી.

અમે હરિદ્વાર રાત્રે બે વાગે જઈ પહોંચ્યા. અમે અહીંઆં કોઈને ઓળખતા ન હતા અને કોઈ પંડાના મહેમાન થવા પણ માગતા નહતા, એટલે અમે પહેલેથી જ કાગળ લખી હરદ્વાર પાસેના કનખલમાં આવેલા રામકૃષ્ણ સેવાશ્રમમાં ઉતરવાની ગોઠવણ કરી હતી. રાત્રે બે વાગે સ્ટેશનથી આશ્રમ સુધી અમને રસ્તો કોણ બતાવે? અમે એક કૂલી કર્યો, એને ચાર આના આપવાનું કબૂલ કર્યું અને અંધારામાં ચાલ્યા. અમને આપસમાં બોલવામાં અંગ્રેજી શબ્દ વાપરતા સાંભળી પેલો કૂલી કહે છે: "Oh! Sir, you are gentleman. I knows English, Sir. I am a gentleman coolie, sir. I have 10 years live in Dehradun, Sir," અમે હસી પડ્યા. એનો અંગ્રેજી વાક્પ્રવાહ ચાલતાં છતાં એનો સાથે હિંદીમાં જ બોલવાની અમે અરસિકતા બતાવી. છતાં અમે અંગ્રેજી જાણીએ છીએ એ વાત હવે કેમ છાની રહી શકે? એ તો અંગ્રેજીમાં જ બોલે. સેવાશ્રમ પાસે પહોંચી ગયા, ત્યાં અમારો 'જેન્ટલમેન કૂલી' કહે છે: Give me a four-anna bit, sir. Copper is very heavy sir." સ્વામીના મ્હોઢામાંથી જવાબ નીકળ્યો: "But certainly copper is not heavier than the luggage you brought."

રાતના અઢી વાગે કોને જગાડીએ? આશ્રમના એક રુગ્ણાલયના ઓટલા પર અમે સૂઈ ગયા. સવારે કોઇ ઉઠે એના પહેલાં ચોરોની માફક આમતેમ ફરી શૌચ જઈ આવ્યા, મ્હોડું ધોયું અને મઠપતિ સ્વામી કલ્યાણાનન્દજીને મળવા ગયા. તેમણે પ્રેમથી અમારું સ્વાગત કર્યું અને અમને અમારો સામાન મૂકવા માટે એક ઓરડી બતાવી.

સ્વામી વિવેકાનંદ આખું ભારતવર્ષ અને પછી આખી દુનિયા ફરી વળ્યા ત્યારે તેમને સૂઝયું કે આ નવા યુગમાં સાધુઓ માટે નવી ઉપાસનાની જરૂર છે. જીવતાજાગતા પણ ભૂખ્યા, તરસ્યા, દીન, અપંગ કે રોગી નારાયણની સેવા કરવી એ જ આજે મોક્ષનો ઉત્તમ માર્ગ છે. દયાભાવથી નહિ પણ સેવાભાવથી, કોઇના પર ઉપકાર કરવા માટે નહિ પણ સેવા કરવાની તક આપ્યા માટે આભારી થઈ, સ્વામીજીના આ ગુરુભાઇઓએ અને શિષ્યોએ બનારસ, પ્રયાગ, પુરી, હરદ્વાર, માયાવતી, વૃંદાવન વગેરે તીર્થસ્થાનોમાં રુગ્ણાલયો અથવા સેવાશ્રમો સ્થાપન કરેલાં છે. હરદ્વારનું સેવાશ્રમ બ્રહ્મદેવની સૃષ્ટિની પેઠે શૂન્યમાંથી પેદા થયું છે. માયાવતીવાળા સ્વામી સ્વરૂપાનન્દે ક્યાંકથી એંસો રૂપીયા ભેગા કર્યા હતા તે લઈ સ્વામી કલ્યાણાનન્દ હરદ્વાર આવ્યા. તેઓ ન જાણે હિન્દી કે ન જાણે વૈદક. સરસ્વતીનો પણ તેમના પર કૃપાપ્રસાદ નહિ હોવાથી હજીયે તેઓ મુખદુર્બળ તો છે જ. પણ તેમની શ્રદ્ધા અડગ હતી. એક દેવદારની પેટી લઈ તેમાં કેટલીક હોમીઓપથિક દવા મૂકી ઝુંપડીમાં પોતાનો 'ધંધો' તેમણે શરૂ કર્યો. ધીમે ધીમે ધંધામાં બરકત આવી. કોઇ ઉદારવાદીએ દશ હજારનું એક મકાન બંધાવી આપ્યું. કલ્યાણાનન્દજીએ વૈદકનો અભ્યાસ:

તેમના હાથને યશ મળ્યો અને કામ ધમધોકાર ચાલ્યું. નિશ્ચયાનન્દ કરીને એક મહારાષ્ટ્રી સંન્યાસી તેમની મદદમાં છે, એ પણ સ્વામી વિવેકાનન્દના શિષ્ય. તેઓ મરાઠી ઠીક નથી બોલી શકતા, પણ તેમને બંગાળી સારી પેઠે આવડે છે. આ ભાઈ પણ મિતભાષી જ. સવારથી માંડીને રાત સુધી કામ કર્યા જ કરે. થાક જેવી કોઈ પણ વસ્તુ તેઓ જાણતા જ નથી. દશપાંચ સવાલોનો જવાબ આપવો પડે ત્યારે માત્ર તેઓ થાકે છે. તેમના ગુરુજીએ તેમને માટે નામ પણ યથાર્થ ગોતી કાઢ્યું છે.

સેવાશ્રમમાં સેંકડો દરદીઓ–સાધુ તેમજ ગૃહસ્થ–રોજ આવે છે. તેમાંના બહુ માંદા હોય તેમને રુગ્ણાલયમાં રાખવામાં આવે છે. ક્ષયરોગને માટે નોખું જ મકાન છે. ધનવાન લોકો ગમે તેટલી ફી આપે તોપણ કલ્યાણાનન્દજી ગરીબોને છોડી ધનવાનને ત્યાં નથી જતા. અમે સેવાશ્રમમાં ગયા તે વખતે રામકૃષ્ણ મિશનના ઉપરી અને રામકૃષ્ણ પરમહંસના પ્રિય શિષ્ય સ્વામી બ્રહ્માનન્દ ત્યાં આવેલા હતા. તમને ‘ રાખલ રાજ ’ અથવા ‘ રાજા મહારાજ’ પણ કહે છે. તેમના દર્શનનો અપૂર્વ લાભ મળ્યો. બીજા સાધુ કાશીના અદ્વૈતાશ્રમના મઠપતિ શિવાનન્દજી. સ્વામી વિવેકાનંદે એમનું નામ મહાપુરુષ પાડ્યું હતું. તેમની પાસેથી રામકૃષ્ણ પરમહંસ તથા સ્વામી વિવેકાનન્દ વિષે અને તેમના સંઘ (મિશન) વિષે ખૂબ વિગતો જાણવાની મળી. કૉલેજમાં સ્વામી વિવેકાનન્દનાં ભાષણો વાંચીને જ મ્હારો નાસ્તિકતાનો જ્વર અને સંશયવાદનો ગર્વ ઉતરી ગયો હતો. રામકૃષ્ણ પરમહંસને આ યુગના અવતારી પુરુષ તરીકે હું માનતો થયો હતો. રામકૃષ્ણ પરમહંસના પ્રત્યક્ષ સહવાસમાં આવેલા પુણ્યપુરુષોનું દર્શન મ્હારે માટે ભારે અસરકારક થાય એમાં શું આશ્ચર્ય ! સ્વામી બ્રહ્માનન્દ પાસે એકાંતનો સમય મેં માગી લીધો. તેમની પાસેથી ઘણું આશ્વાસન મળ્યું. રામકૃષ્ણ મિશનમાં હું જોડાયો નહિ છતાં તેઓ મ્હને પોતાનો ગણવા લાગ્યા. મ્હને પણ અનાથને ઘર મળ્યા જેવું થઈ ગયું. હિમાલયની યાત્રા કરવાનો મ્હારો સંકલ્પ મેં સ્વામી બ્રહ્માનન્દને જણાવ્યો. તેમણે આશીર્વાદ આપ્યો અને અમે યાત્રાની તૈયારી શરૂ કરી.

## (૧૦).

## તૈયારી,

અમારે બદરીનારાયણની યાત્રા કરવી હતી. હરદ્વારથી બદરીનારાયણ કેટલું દૂર છે, કયે રસ્તે જવાય છે, વચમાં કેટલા ‘ પડાવ ’ આવે છે, સાથે શું શું રાખવું જોઈએ, સામાન ઉપાડવા ‘ કુલી ’ ક્યાંથી મળે, એ શું લે છે, રસ્તામાં જોવા લાયક શું શું છે, એ બધું અમારે જાણવાનું હતું. કનખલ પાસે સરકારે એક બંધ બાંધી ગંગા નદીનો પ્રવાહ અટકાવ્યો છે. અહીંથી જ ગંગા નદીની પ્રખ્યાત નહેર કાનપુર સુધી જાય છે. રૂડકી પાસે સોલાની નામની એક નદી આ નહેરની આડે આવે છે, પણ ઈજનેર લોકોએ સોલાની નદી પર એક ભારે પુલ બાંધી આખી નહેર એ પુલ ઉપરથી આગળ લઈ લીધી છે. પણ આ ભગીરથ (!) કામનું વર્ણન અહીંઆં ન કરું. કનખલ પાસેનો બંધ ઓળંગી એક બેટમાં દામપાદ આશ્રમ કરીને છે ત્યાંના સ્વામી કેશવાનંદ પાસે કંઈ પણ મદદ મળે એમ હતું તેથી અમે ત્યાં ગયા. ત્યાં કેશવાનંદ તો ન મળ્યા. પણ ઝાડીમાં પીપળાના ચોતરા પર

બેઠેલા એક સંન્યાસી અમને મળ્યા. તેમના શરીરની રચના અને અંગકાંતિ જોઇ તેઓ 'સુખવસ્તુ' એટલે કે ખાધેપીધે સુખી હશે એમ સ્પષ્ટ જણાતું હતું. તેઓ ઓટલા ઉપર આરામમાં બેઠા હતા. પોતાનો લાંબો બેસ ઢીંચણ અને કેડની આસપાસ બાંધી તેમણે પોતાના શરીરની 'રૉકિંગ ઇઝી ચેઅર' (ઝુલતી આરામખુરશી) બનાવી હતી. આ આસન ઉપર બેસી કલાકો સુધી માણસ વાતો કરે તોપણ થાકે નહિ એ એની ફલશ્રુતિ છે. તેમની પાસેથી અમને માહિતી તો ઝાઝી ન મળી, પણ રસ્તો વિકટ છે, જવું મુશ્કેલ છે, ગએલા ઘણાખરા પાછા આવતા જ નથી એવી તેમણે ખૂબ બીક બતાવી અને અમને યાત્રાનો વિચાર માંડી વાળવાની પુખ્ત સલાહ આપી. પણ અમારો નિશ્ચય કાયમ જોઈ તેમણે એક ઉર્દૂ શેર ગંભળાવ્યો, જેનો અર્થ એટલો જ હતો કે હાથ બીડીને કામ ઉપાડો તો પછી મરો તોપણ મૂકો નહિ.

આ કીમતી સલાહ માટે એમનો આભાર માની અમે પાછા વળ્યા અને હરદ્વારના બજારનો રસ્તો લીધો. કોટ પહેરણ વગેરે વસ્તુનો તો મ્હેં ત્યાગ કર્યો હતો. રૂ ની વસ્તુ મ્હારે ખપે એમ નહોતી અને ઓઢવાનું પૂરતું નહતું, તેથી એક કાનપુરી શાલ અને બે મફલરો લઇ લીધાં. એક પાતળો તવો, એલ્યુમિનમની એક તપેલી, ઢાંકણું, એક રકાબી, પિત્તળની એક મ્હોટી લોટી અને એક ન્હાનકડી ગ્રાસ. એટલી વસ્તુઓ ખરીદી લીધી. (યાત્રામાંથી પાછા ફરતી વેળાએ આ જ બજારમાંથી બનુસની બે ઘોઘીઓ સરસ મળી ગઇ તે અમે લઇ લીધી હતી. ઘોઘી એટલે બનુસની માથાથી તે ઢીંચણ સુધી શરીર ઢંકાય એવી લાંબી ટોપી. આ સીવેલી નથી હોતી.) આટલામાં મ્હને સૂઝયું કે ચોમાસાના દિવસ છે, આપણી પાસે મીણીઉં હોય તો ઠીક. મ્હારો આ વિચાર બહુ જ ઉપકારક નીવડ્યો. કપડાં પથારી બધું બાંધી દઇ એના પર મીણીઉં વીંટાળી લેવાથી ગમે તેટલો વરસાદ પડ્યો હોય અને ગમે તેટલા પલળ્યા હોઇએ તોપણ રાત્રે અમને સાવ કોરી પથારી મળતી હતી. કિરનાઇનની બાટલી તો મ્હારી પાસે હતી જ. મીણબત્તીઓ, દીવાસળી, સાબુ, પૂરતું પરચુરણ અને ઠુવાને માટે એક નક્કર વાંસની લાંબી ડાંગ એટલું લઇ લીધું અને યાત્રાને માટે સજ્જ થયા.

હરદ્વારની બહાર ભીમઘોડા પાસે કુલીઓનો અડ્ડો હોય છે એમ અમે જાણ્યું એટલે ત્યાં જઇ કુલીઓની પણ વ્યવસ્થા કરી અને એક દિવસ હરિદ્વાર અને કનખલ જોવામાં ગાળી અમે યાત્રા માટે પ્રસ્થાન કર્યું. અમને યાત્રાએ જવાની ઉતાવળ હતી પણ વાચકને સાંભળવાની ઉતાવળ તો ન જ હોય. તેઓ મ્હને હરદ્વારનું અને કનખલનું કંઇ પણ વિગતવાર વર્ણન આપ્યા વગર તો છોડે જ નહિ, એટલે તેની વાત પ્રથમ નિરાંતે કરવી જોઇએ.

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# બ્રાઉનીંગની પ્રેમ-મીમાંસા.

ઈંગ્લંડના પહેલી પંક્તિના કવિઓમાં બ્રાઉનીંગનું સ્થાન છે તે સર્વ જાણે છે. જે હૃદયની લાગણી મનુષ્ય જીવન ઉપર વધારેમાં વધારે અસર કરે છે તે વિશે બધા કવિઓ લખે છે અને એ વિશે દરેક કવિની જુદી જુદી મીમાંસાઓ હોય છે. બધા કવિઓ કરતાં બ્રાઉનીંગની પ્રેમ–મીમાંસા મ્હને ઘણીજ ઉત્તમ અને આદર્શનીય લાગવાથી તે વિશે કાંઈક લખવા છુટ લઉં છું.

બ્રાઉનીંગની પ્રેમ–મીમાંસા સમજવા વાસ્તે એમની જીવનકથા અને તેનું રહસ્ય સમજવાની જરૂર છે. બ્રાઉનીંગનું જીવન રહસ્ય સમજવામાં બહુ મુશ્કેલી નડે એમ નથી કારણ કે હિંદુસ્થાનની માફક ઈંગ્લંડમાં મહાપુરૂષોનાં ગૃહજીવન–પરિણીત જીવન–બહુજ કાળજીથી સંભાળીને ગુપ્ત રાખવામાં આવતાં નથી. એ લોકોની માન્યતા એવી છે અને મ્હને તો એ તદ્દન સાચી લાગે છે–કે જાહેરજીવન ગાળનારા મહાપુરૂષનું પુરેપુરૂં જીવન-વૃત્તાંત જાણવાનો લોકોને હક છે. જે પુરૂષ કે સ્ત્રી સમાજના પ્રશ્નોમાં ભાગ લે છે તે પુરૂષ કે સ્ત્રીનું ગૃહજીવન જાણવાનો સમાજને હક છે. તે ઉપરાંત જેવાં તે સ્ત્રી કે પુરૂષ હોય તેવાંજ ચીતરવામાં સમાજને લાભ છે. તેમ કરવાથી મનુષ્ય સ્વભાવનો પણ સારો અને સાચો અભ્યાસ થાય છે. જો સર ફીરોજશાહ મ્હેતા ઈંગ્લંડમાં જન્મ્યા હોત તો એમના કુટુંબ તરફથી એમના ખાનગી કાગળો–ગૃહજીવન વિગેરે વિશે જે માહિતી મિ. મોદીને ન મળી શકી તે સ્હેલાઇથી મળત અને આપણે એકલા Sir Pherozeshah the Politician ને બદલે Sir Pherozeshah the Man જાણત અને આપણા મનુષ્ય સ્વભાવના જ્ઞાનમાં વૃદ્ધિ થાત. મનુષ્ય જીવનના ઘણાજ અગત્યના પ્રશ્ન અને સંબંધ વિશે તે જીવન કથામાં ફક્ત બેજ લીટીઓ છે !

ઈલીઝાબેથ બેરેટ અને રૉબર્ટ બ્રાઉનીંગના લગ્ન અને પરિણીત જીવનની કથા એ દુનીઆની મ્હોટી પ્રેમ કથાઓમાંની એક પ્રેમકથા છે. બન્ને કવિઓ હતાં, બન્નેને એક એકની કવિતા વિશે માન હતું. બ્રાઉનીંગે ઈલીઝાબેથ બેરેટને પ્રથમ પત્ર કવિ તરીકે લખ્યો તેમાં તેમની કવિતાનાં પોતે વખાણ લખ્યાં હતાં, અને પહેલુંજ વાક્ય "I love"થી શરૂ કર્યું હતું. અત્યારે તો તેમણે તે સ્નેહ ફક્ત તેમની કવિતા વિશેજ દર્શાવ્યો હતો. ૧૮૪૫ ના મે માસમાં તેઓ પ્રથમ મળ્યાં અને પોતાનીજ સ્નેહ–મીમાંસા પ્રમાણે બ્રાઉનીંગ પ્રથમ દૃષ્ટિપાતની સાથેજ ઈલીઝાબેથ જોડે સ્નેહમાં પડ્યા. તેઓ તે વખતે ૪૦ વર્ષનાં હતાં, શરીરે ઘણુંજ નાજુક ને તકલાદી હતાં, અને બ્રાઉનીંગ ૩૪ વર્ષના હતા. લંડનમાં વિંપોલ સ્ટ્રિટનાં બે કવિઓને જુદાં જુદાં સ્મરણો છે. ટેનીસનને એ જગ્યા સાથે મૃત્યુનું સ્મરણ છે, અને બ્રાઉનીંગને એજ જગ્યા સાથે પ્રેમનું સ્મરણ છે. એજ વિંપોલ સ્ટ્રીટમાં ઈલીઝાબેથ બેરેટ અને ટેનીસનના પરમ મિત્ર આર્થર હેલામ સ્હામ સ્હામે રહેતા હતા. એજ સ્થાનમાં આર્થર હેલામનું મૃત્યુ થવાથી ટેનીસનને એ જગ્યા "The long, unlovely street" લાગે છે અને મૃત્યુનું સ્મરણ કરાવે છે ત્યારે બ્રાઉનીંગને એજ જગ્યાએ ઈલીઝાબેથ જોડે સ્નેહ સંમેલન થવાથી સ્નેહનું, સ્વર્ગનું સ્મરણ કરાવે છે.

ઈલીઝાબેથ બેરેટ Hopeless invalid ગણાતી હતી અને તેથી તેને પરણવાની મના કરવામાં આવી હતી. તેના બાપનો તેના ઉપર વિચિત્ર જાતનો સ્નેહ હતો. પોતાની પુત્રી ઉપરના સ્નેહમાં કોઈ ભાગ પડાવે એ તેનાથી સહન થતું નહતું તેથી એવું ચાલે તો પુત્રીનું અવસાન જોવાને તૈયાર હતો પણ પુત્રીનું લગ્ન એનાથી સહન થાય એમ ન્હોતું! સ્નેહ કેવો સ્વાર્થી છે! પણ બ્રાઉનીંગના સ્નેહને સીમા ન્હોતી. એ ગમે તેવી અડચણો ઓળંગી જાય એવો હતો. ઈલીઝાબેથને સ્હમજાવી, એ લોકો ન્હાસી ગયાં, પરણ્યાં અને ઈટલીમાં the land of lovers, outcasts and exiles.–જઈ વસ્યાં. ઈલીઝાબેથના બાપે બેમાંથી એકેનું મ્હોં સાર પછી જોવાની ના પાડી અને પોતાની પુત્રીના કાગળો વગર ઉઘાડ્યે પાછા મોકલ્યા!

બ્રાઉનીંગના સ્નેહે તો ચમત્કાર કર્યો: છટકી જતાંજ કેટલાકના ધારવા પ્રમાણે ગુજરી જવાને બદલે ઈલીઝાબેથની તબીયત સુધરી અને પંદર વર્ષની સુખી પરિણીત જીંદગી પછી ૧૮૬૧ માં બ્રાઉનીંગનાજ હાથમાં સુતી સુતી તે દેવલોક પામી. ઈલીઝાબેથ આ લગ્નથી એટલી બધી સુખી હતી કે તે લખે છે કે:—"He came pouring Heaven into this shut house of life.

ઈલીઝાબેથે સ્નેહ કાવ્યો લખ્યાં અને પોતાનો બ્રાઉનીંગ પ્રત્યેનો સ્નેહ એ Sonnets માં દર્શાવ્યો. બ્રાઉનીંગે "One word more" નામના કાવ્યમાં તેનો ઉત્તર આપ્યો અને જેમ ડેન્ટીએ પોતાની પ્રિયા Beatrice પ્રત્યેનો પોતાનો સ્નેહ *Vita Nuova* (નવ જીવન) નામના કાવ્યમાં અને Divine Comedyમાં જેમ અમર કર્યો તેમ બ્રાઉનીંગે પણ પોતાનો ઈલીઝાબેથ પ્રત્યેનો સ્નેહ "One word more" નામના કાવ્યમાં અમર કર્યો.

ટુંકામાં બ્રાઉનીંગનું આટલું જીવન વૃત્તાંત જાણ્યા પછી એમની પ્રેમ-મીમાંસા સ્હેલાઇથી સ્હમજી શકાશે.

બ્રાઉનીંગ કહે છે કે જે માણસો પ્રત્યે આપણને માન હોય તેજ માણસોને ફક્ત આપણે ચાહી શકીએ એમ નહિ કારણ કે સાચો સ્નેહ તો લાભ કે હાનિ જોતો જ નથી. એ લખે છે:—

"If you loved only what were worth your love,
Love were clear gain, and wholly well for you:
Make the low nature better by your throes!
Give earth yourself, go up for gain above!"

Richard Lovelace ની નીચેની બે પ્રખ્યાત લીટીઓમાં બ્રાઉનીંગ માનતા નથી.

I could not love thee, Dear, so much,
Loved I not Honour more.

મ્હને તો આ બે લીટીઓમાં કેવળ સ્વાર્થ અને સ્વાર્થી અભિમાન સિવાય કશું નથી લાગતું.

આ પુરુષ પોતાના સ્નેહ કરતાં—પોતાની પ્રિયતમા કરતાં—Honourને વધારે ગણે છે અને મ્હને શક છે કે Honour કરતાં પણ પોતાની જાતને વધારે ગણે છે. સ્ત્રી જ્યારે પોતાનું સર્વસ્વ આપી દે છે ત્યારે આવા પુરુષો તેના બદલામાં સર્વસ્વ નથી આપતા. Honour, Pride, Sense of Humiliation, Self, એવા શબ્દો બ્રાઉનીંગ જેવા આદર્શનીય સ્નેહનું પ્રતિપાદન કરનારાના શબ્દકોશમાં ક્યાંથી હોય? જે પુરુષ સ્ત્રીને સર્વસ્વ આપી શકતો નથી તે સ્નેહ શું છે તે સ્હમજી શકતો જ નથી.

વળી બ્રાઉનીંગ Elective Affinities નામના એક સિદ્ધાંતમાં માનતા હતા. એ મત પ્રમાણે અમુક સ્ત્રી પુરુષો અદ્ભુત આકર્ષણથી એક બીજા તરફ આકર્ષાય છે. એ આકર્ષણનું પરીણામ કેટલીક વાર સ્વર્ગીય સુખ પણ હોય છે અને કેટલીક વાર અત્યંત દુઃખ પણ હોય છે. એ એક અદ્ભુત બળ હોવાથી સ્વભાવિક રીતે તે મનુષ્યના કૃત્રિમ બંધનો કે વિઘ્નો જેવાં કે–સામાજીક પંક્તિમાં ભેદ અગર સ્ત્રી પુરુષનું પરિણીત હોવું—એવાં બંધનો કે વિઘ્નોને ગણકારતું નથી. ગમે તે કોઈ સ્વતંત્ર સ્ત્રી પુરુષ મળે અને આ અદ્ભુત બળથી આકર્ષાય તો તેઓ પરણે અને સુખથી બાકીની જીંદગી ગાળે. પણ જો ગેટી (Goethe) ની વાર્તાની માફક જો એમાંથી એક પણ પરિણીત હોય તો પરીણામ કરૂણાજનક આવવાનું. બ્રાઉનીગના "ક્રિસ્ટિના" નામના કાવ્યમાં આ દિવ્ય આકર્ષણ શક્તિ એક ઉમદા રાણી અને એક સાધારણ સ્થિતિના પુરુષ ઉપર અસર કરે છે. થોડાક સમય વાસ્તે તો પરીણામ કરૂણાજનક છે એટલા જ વાસ્તે કે એ શક્તિ કરતાં પણ વધારે બળવાન Social Convention (રૂઢી)થી તેઓ જકડાયલાં છે. પણ તે બંધન તોડવાને ફક્ત એક જ દૃષ્ટિપાતની જરૂર છે.

> "She should never have looked at me
> If she meant I should not love her!"

બ્રાઉનીંગ પ્રથમ દૃષ્ટિપાતથી ઉત્પન્ન થતા સ્નેહમાં માને છે. બ્રાઉનીંગ માર્લોની માફક માને છે કેઃ—

> "Who ever lov'd, that lov'd not at first sight?

બ્રાઉનીંગ કહે છે કે એમાં લાંબા વખતની ઓળખાણ, પરીચય કે એક શબ્દ ઉચ્ચરવાની પણ જરૂર નથી પડતી. તેમજ શારીરિક–સ્થૂલ–સંસર્ગ (Physical contact) પણ અનાવશ્યક છે. બ્રાઉનીંગ "ક્રિસ્ટિના" નામના કાવ્યમાં લખે છેઃ—

> Doubt you whether
> This she felt as, *looking at me*,
> Mine and her souls rushed together?

બ્રાઉનીંગની પ્રેમ—મીમાંસા પ્રમાણે સ્નેહ ઉત્પન્ન કરવા વાસ્તે શારીરિક સંસર્ગ જરાએ જરૂરનો નથી, એક જ દૃષ્ટિપાત બસ છે: ટેનીસનના લૉક્સલી હૉલ નામના કાવ્યમાં એ [illegible] શારીરિક સંસર્ગ પામ્યો છે.

" And our spirits rushed together at the *touching* of the lips."

" રમણુ સુભગાએ નયન નયનમાં નિજમૂર્તિઓ નિહાળી."

ન્હાનાલાલ આ પંક્તિઓમાં પ્રેમનું ચિત્રવત્ આલેખન કરે છે. બ્રાઉનીંગ તેવે જ પ્રસંગે પ્રેમમાં આત્માનું બળ અને ચૈતન્ય ચમકાવે છે અને બ્હલાવે છે.

બ્રાઉનીંગ જે સ્નેહ પોતાના કાવ્યોમાં ચીતરે છે તે એમ બતાવે છે કે સ્નેહ Wireless Telegraphy થઈ શકે છે. ક્રિસ્ટિના અને તેના પ્રેમી એ પોત પોતાનું બળ એક ભવ્ય હોલમાં હજારો માણસો ભેદીને દર્શાવ્યું. Statue and Bust નામના કાવ્યમાં ફ્લોરેન્સ શહેરના એક જાહેર ચોક વચ્ચે જ્યારે ગરબડીઆ લોક એક મૂર્ખ ગવૈયાને સાંભળી રહ્યા હતા ત્યારે હજારો લોકોને વટાવી, આંખળા ગણીને, એ પ્રેમીઓની મગી દષ્ટોદષ્ટ, અને તેઓ સદાને વાસ્તે હૃદયનાં સાચા લગ્નથી જોડાયાં.

" ક્રિસ્ટિના " નામના કાવ્યમાં નાયકના સ્નેહનો આ દુનીઆમાં તો બદલો મળતો નથી, પણ એણે ઉચ્ચ અભિલાષા રાખી છે, એક ઉમદા રાણીને પોતાનું હૃદય અર્પણ કર્યું છે. એ સદા—અનન્તકાળ સુધી—એનેજ ચાહશે. અને એને ખોતાં એને પોતાની જીંદગી માટે એક સિદ્ધાન્ત જડયો છે જે હમેશાં તેને પોતાના આદર્શ તરફ જ દોરે છે.

"She has lost me, I have gained her;
Her soul's mine: and thus, grown perfect,
I shall pass my life's remainder."

મ્હને એનું સ્થૂલ શરીર તો નહિ મળે. એનો બીજો કોઈક નસીબદાર લઈ જશે. પણ જે ક્ષણે અમારી મળી દષ્ટોદષ્ટ તેજ ક્ષણે એનો સૂક્ષ્મ આત્મા તો મ્હારો થઈ ગયો, અને તેથી મ્હારૂં જીવન હવે ઉચ્ચ સપાટીએ ચઢયું છે અને જીવનનો ઉદ્દેશ પણ ઉચ્ચ થયો છે. એ હારમાંજ હું ખરી જીત મેળવું છું:—

Shall life succeed in that it sems to fail:
what I aspired to be
And was not, comforts me:

કેવો નિઃસ્વાર્થી અને ઉમદા સ્નેહ બ્રાઉનીંગે ચીતર્યો છે !

Evelyn Hope નામના સુંદર પણ કરૂણા જનક કાવ્યમાં પ્રેમી-નાયક સામાજીક ભેદથી નહિ પણ પ્રેમી—નાયિકાના મૃત્યુથી નાસીપાસ થાય છે, આ દુનીઆમાં તો એણે એને ખોઈ પણ આ વિપત્તિથી પ્રેમી—નાયકના સ્નેહની શક્તિ જરાએ નાશ નથી પામી તેમજ ઓછી પણ નથી થઈ. બ્રાઉનીંગના નાસીપાસ થયેલા પ્રેમી—નાયકો ( Rejected Lovers ) મનના એવા ઉમદા અને બળીઆ હોય છે કે આપણને એ લોકોના કમભાગ્ય વાસ્તે નવાઈ લાગે. ટેનીસનના કેટલાક નાસીપાસ થયેલા પ્રેમી—નાયકો કકળે છે અને લવારા કરે છે અને તે લોકોને સૌથી વધારે નવાઇ એ લાગે છે કે પ્રેમી—નાયિકા તેઓના ગુણ

ધારણી શકતી નથી. અને ઉમદા અને ભવ્ય શોકને બદલે તેઓ એક જાતનું રીસાળપણું (peevishness) દર્શાવે છે. ટેનીસનના 'Maud' નામના કાવ્યમાં જે વખતે પ્રેમી-નાયિકા ગાડીમાં બેસીને પ્રેમી-નાયક પાસે થઇને જતાં એની સાથે સારો પરીચય ન્હાનપણમાં હોવા છતાં એના તરફ નજર સરખી પણ નાખ્યા વગર ચાલી જાય છે ત્યારે એ નાયિકાના સૌંદર્યને પણ ક્રોધમાં અન્યાય કરે છે. એને એની મુખાકૃતિમાં કાંઈ ખાસ આકર્ષક કશું નથી લાગતું:—

Faultily faultless, icily regular, splendidly null,
Dead perfection, no more........................

બ્રાઉનીંગના નિષ્ફળ થયેલા પ્રેમી-નાયકો કદી જાત વિશે તેમજ પોતાની હાર વિશે જરાએ વિચાર કરતાજ નથી. એ લોકો તો પોતાની પ્રિયતમા જે હવે પહેલાં કરતાં પણ વધારે પૂજ્ય અને પ્રિય થઇ છે તેનો વિચાર કરે છે. તેઓ Chivalrous હોય છે અને તેને મેળવવાને અથાગ પ્રયત્ન કરે છે. પણ જ્યારે તેઓ તેમાં નિષ્ફળ થાય છે ત્યારે તેઓ એમ ઇચ્છે કે બીજી સ્ત્રીનો સ્નેહ મેળવી ભાગ્ય પ્રાપ્ત કરવું તેના કરતાં પોતાનીજ પ્રિયતમાથી અવમાનિત (rejected) થવું એ હજાર દરજ્જે સારૂં છે. અને પોતાની પ્રિયાને જીતી જનાર હરીફ ઉપર અદેખાઈથી બળી ન જતાં તેઓ તેને અભિનંદન આપે છે. Lost Mistress, One way of Love, અને Last Ride Togetherમાં આજ પ્રમાણે બને છે.

બ્રાઉનીંગ માને છે કે સ્નેહ પોતેજ એનો બદલો છે. સ્નેહના બદલામાં સ્નેહ ન મળે એ દીલગીરી ભર્યું છે પણ અનિર્વાચ્ય દુઃખ એ છે કે ચાહવાની શક્તિ ખોવી તે બ્રાઉનીંગ પણ શેક્સપીઅરની માફક માને છે કેઃ—

"Love sought is good, but given unsought is better."

ટેનીસનની નીચેની બે લીટીઓમાં ટેનીસનના પોતાના કરતાં પણ બ્રાઉનીંગને વધારે સત્ય લાગે છેઃ—

"Tis better to have loved and lost,
Than never to have loved at all."

બ્રાઉનીંગની પ્રેમ-મીમાંસા ડૉ. રવીન્દ્રનાથ ટાગોરને ઘણે અંશે મળતી આવે. ડૉ. ટાગોર લખે છેઃ—

Trust Love even if it brings sorrow.
Do not close up your heart.
.......................................
Th heart is only for giving away
With a tear and a song, my love.

બ્રાઉનીંગના "The Lost Ride Together" નામના કાવ્યમાં નાયક નાયિકા જોડે સ્નેહપાશમાં બંધાય છે અને નાયિકાની સહજ મૈત્રીને એ વધારે ગાઢ લાગણી તરીકે માનવાની ભૂલ કરે છે. એને હવે પોતાની ભૂલ જણાય છે અને પોતાની જીંદગીને જે આ ઘાતે વેરાન કરી નાખી તે આઘાતનું પરિમાણ-માપ-જરાએ ઓછું દર્શાવ્યા વગર તે નીચે પ્રમાણે કહે છેઃ—

"Then, dearest, since tis so,
Since now at length my fate I know,
Since nothing all my love avails,
Since all, my life seemed meant for, fails,
Since this was written and needs must be—
My whole heart rises up to

(curse, oh no )
rises up to bless

Your name in pride and thankfulness!
Take back the hope you gave,—I claim
Only a memory of the same."

"મેઘ."

---

# અમદાવાદની કૉન્ગ્રેસ.*

કૉન્ગ્રેસ ભરાઈ અને વીખરાઈ. વર્ષ આખર સુધીમાં મેળવવા ધારેલું સ્વરાજ્ય મેળવાયું નહિ, છતાં મેળવ્યા જેટલોજ સૌને આનન્દ થશે—પ્રજાના મહાન્ નેતાએ કરેલી પ્રજાની આ હૃદયપરીક્ષા ખોટી નહોતી. 'સ્વરાજ્ય' એટલે પ્રજાએ પોતાના માન્ય તંત્રી ઉપર મેળવેલો અધિકાર—એ અર્થમાં તો સ્વરાજ્ય હજી દૂર છે; છતાં, હિન્દુસ્થાનના પ્રાન્તે પ્રાન્તમાંથી એકઠા થએલા આ ગંજાવર પ્રજામંથમાં આવું સ્વરાજ્ય ન મળ્યા બાતે નિરાશા કે ક્રોધની રેખા સરખી દેખાતી નહોતી, બલ્કે હર્ષ—ઉભરાતો અને સાચો હર્ષ—દેખાતો હતો એનું કારણ શું? સ્વરાજ્ય એ કોઈ અન્તરની ધાર્મિક ભાવના છે એવી આધ્યાત્મિક બુદ્ધિથી પ્રજાએ સન્તોષ માન્યો હોય એમ પણ લાગતું નહોતું. રાજકીય બુદ્ધિથી પ્રવર્તેલી પ્રજામાં એવો કાલ્પનિક સન્તોષ ટકી શકતો નથી, અને એના મિથ્યાત્વની છાયા પકડાઈ

---

* ભવિષ્યત્ વર્તમાનમાં અને વર્તમાન ભૂતકાળમાં એવી ઝડપથી ખસતાં જાય છે કે કૉન્ગ્રેસની નોંધ તરીકે વાશી થઈ ગએલો આ લેખ વાચકના હાથમાં પહોંચતા સુધીમાં કેટલો વધુ નિરર્થક થઈ ગયો હશે એ કહી શકાતું નથી. તોપણ અમદાવાદમાં પ્રકટ થતું પત્ર અમદાવાદની કૉન્ગ્રેસની નોંધ ન લે એ ઠીક નહિ, એમ સમજી આ લેખ લખ્યો છે.

ગયા વિના રહેતી નથી. વસ્તુસ્થિતિ એ હતી કે સ્વરાજ્ય કોઈનું આપ્યું લેવાનું નથી, પણ આપણે આપણા જીવનમાં એવો પરિવર્ત કરી દેવાનો છે કે જેથી રાજ્યની સત્તા આપણને સ્પર્શી શકે જ નહિ. હિન્દુસ્થાન ઉપર બ્રિટિશ પ્રજાનું રાજ્ય એ માત્ર રાજકીય રાજ્ય નથી પણ આર્થિક રાજ્ય પણ છે તેથી એ રાજ્યને ઉઠાડી દીધાનું એક સ્વરૂપ એ કે પરદેશી માલના ઉપયોગમાંથી આપણા જીવનવ્યવહારને મુક્ત કરી દેવો: જીવન એવું સાદું કરી નાંખવું કે જેમાં હિન્દુસ્થાનના માલ સિવાય કશાની જરૂરજ ન પડે. આવા પરદેશી માલમાં મુખ્ય—બહુ બહુ ભાગે મુખ્ય—તે કાપડ છે, માટે આર્થિક ગુલામગીરીમાંથી મુક્તિરૂપે અને મુક્તિ મેળવ્યાના ચિહ્ન રૂપે હિન્દનાં દરેક સ્ત્રી પુરુષ અને બાલકે સર્વથા હિન્દમાં જ ઉત્પન્ન થતું કાપડ—અર્થાત્ ખાદી—જ પહેરવી જોઈએ. બીજું, રાજ્યની રાજકીય સત્તા એ સત્તા ન માનનારને દંડ દેવામાં—કારાગૃહમાં નાંખવામાં રહેલી છે. એ કારાગૃહથી ડરવું નહિ અને એમાંથી બચવા કે છૂટવા તરફડીઆં મારવાં નહિ, પણ એને આનન્દથી વધાવી લેવું—એટલે રાજ્યની સત્તા ગઈ.

મહાત્મા ગાંધીજીના આ બે સિદ્ધાન્તથી ઉપજેલા ભાવ કૉન્ગ્રેસમાં એવા વ્યાપી ગએલા દેખાયા કે એ ભાવના અનુભવમાં પ્રજા સ્વરાજ્યનો અનુભવ કરતી હોય એમ દેખાતું હતું. સ્થળે સ્થળે હજારો વર્ગ ખાદીથી રચેલા મંડપો, ખાદીનાજ પોશાકમાં રાતદિન વહેતો જનપ્રવાહ, સામાન્ય સ્વયંસેવક યુવકોએ પણ હજારો પ્રતિનિધિ પ્રેક્ષક અને યાત્રાળુઓની ભીડ ઉપર પોલિસની દરકાર વગર સહેલાઈથી મેળવી લીધેલો કાબુ, અને આ ઉપરાંત પાણી ભંગી અને વીજળીના દીવાની સ્વતન્ત્ર વ્યવસ્થા તથા કૉન્ગ્રેસ મંડપ ઉપર ફરકતો સ્વરાજ્યનો (હિન્દુ મુસલમાન અને યાહુદી પારસી અને અંગ્રેજ વગેરે હિન્દની વસતીના સૂચક લાલ લીલા અને ધોળા ત્રિવિધ—રંગનો) વાવટો આવી આવી પરચુરણ બાહ્ય સામગ્રીમાં પણ ગાંધીજીના સ્વરાજ્યની ઉષા પ્રકટી ચૂકેલી પ્રજાને દેખાતી હતી.

વળી પ્રજાના આનન્દમાં ઉમેરો કરનારી એક બીજી વસ્તુ—ઈશ્વરી કૃપા—હતી. માલેગાંવ, મલબાર (મોપલા) અને મુંબાઈના તોફાનથી ગાંધીજીનો આત્મા વિષણ્ણ થઈ ગયો હતો, અને એમની સ્વરાજ્ય મેળવવાની રીત તથા ખિલાફત માટેની ભમના પ્રજામાં અકારી થઈ સરકાર પક્ષ મજબૂત થતો જતો હતો, તેજ ક્ષણે સરકારે અનેક પ્રાન્તોમાં કૉન્ગ્રેસનાં મંડળોને ગેરકાયદેસર જાહેર કર્યાં અને એનાં સભ્ય કે સ્વયંસેવક બનવું એને ગુન્હો જણાવી પંડિત મોતીલાલ નહેરૂ તથા એમના પુત્ર અને ભત્રીજા, બાબુ ભગવાનદાસ, લાલા લજપતરાય અને એમના સાથીઓ, બાબુ ચિત્તરંજનદાસ, અને (થોડીક ઘડી તો) એમનાં પત્નીને પણ પકડયાં—અને ઘણાને સજા પણ કરી દીધી! સંયુક્ત પ્રાન્તના ગવર્નરે તો હવે લડાઈ પૂરી કરીને જ મૂકીશું એવો પ્રજા સામે યુદ્ધનો શંખનાદ પણ કરી દીધો! આ રાજ્યનીતિ (?) થી ગાંધીજીના અસહયોગ અને સત્યાગ્રહનાં ભયંકર પરિણામોની ચર્ચા કરવી ભૂલી જઈને; પ્રજાનો વિનીત વર્ગ પણ ખળભળી ઉઠ્યો; ગાંધીજીની 'એક વર્ષમાં સ્વરાજ્ય'ની પ્રતિજ્ઞા (યથાશ્રુત શબ્દમાં) ખોટી પડતાં પ્રાકૃત વર્ગમાં જે નિરાશા ઉપજવાનો સંભવ હતો તે જતો રહ્યો, અને એમના અનુયાયીઓ પૈકી કેટલાક મંડળમાં અસહયોગની કાર્યાવલિપરત્વે ફાટફૂટ થવા લાગી હતી તે પણ સંધાઈ ગઈ!—આ રીતે

મહાત્માના 'તપોબળ'થી અણધારી રીતે રાજકીય વાતાવરણમાં પંદર દિવસમાં અદ્ભુત ફેરફાર થઈ ગયો, અને એમની હારેલી બાજી સરકારે જીતાડી આપી ! અને કૉન્ગ્રેસ પૂર્ણ વિજયના ઉલ્લાસથી પાર ઉતરી *. તે માટે મહાત્માજીને અભિનન્દન અને ઈશ્વરને ધન્યવાદ.

હવે કૉન્ગ્રેસમાં થએલા ઠરાવ, અને તે પૂર્વે એ ઠરાવ સંબંધી વિષયવિચારિણી સભા ( Subjects Committee )માં થએલી ચર્ચા, તથા એકંદર વાતાવરણમાં વહેતા પવનની દિશા સંબંધી થોડુંક કહું.

કૉન્ગ્રેસની વિષય વિચારિણી સભાનું પ્રમુખસ્થાન દેશબન્ધુ ચિત્તરંજનદાસને અભાવે દિલ્હીના પ્રસિદ્ધ મુસલમાન અગ્રેસર હકીમ અજમલખાનને આપવામાં આવ્યું હતું. આગલે દિવસે કૉન્ગ્રેસના કાર્યવાહક મંડળે ( Working Committee ) મહાત્મા ગાંધીજીની સલાહ અનુસાર કેટલાક ઠરાવો ઘડી મૂક્યા હતા. એ એ મંડળ તરફથી ગાંધીજીએ સભા આગળ રજુ કર્યા. તેમાં અનેક પેટા ઠરાવ મળીને બનેલો એક મ્હોટો ઠરાવ કૉન્ગ્રેસની કાર્યપ્રણાલી ( Policy ) સંબંધિ હતો. ગાંધીજીએ આ એકજ ઠરાવથી કૉન્ગ્રેસે હવે પછી કરવાના સઘળા કાર્યની રેખા દોરી દીધી હતી, અને એના ઉપરજ સઘળો વાદવિવાદ ઉપસ્થિત કર્યો હતો. સભામાં વસ્તુતઃ ત્રણ પક્ષ હતા; એક પક્ષ ગાંધીજીને નિર્વિવાદ રીતે અને નિઃસન્દેહપણે અનુસરનારો; બીજો પક્ષ અસહયોગી હોઇને પણ અસહયોગના સઘળી કાર્યાવલિ પસંદ ન કરનારો—મિ. જયકર કેળકર વગેરે મહારાષ્ટ્રીઓનો; અને ત્રીજો, ગાંધીજીથી આગળ ધસીને અસહયોગનું અહિંસાત્મક, વિશેષણ સજી દેવા, તત્પર તથા આજને આજ બ્રિટિશ સામ્રાજ્ય સાથે સંબન્ધ તોડીને પ્રજાની સ્વતન્ત્રતાનો જાહેર ડંકો વગાડવા આગ્રહ ધરાવનાર—કાનપૂરવાળા હઝરત મોહાની અને બીજા ઘણાક મુસલમાનભાઇઓનો.

ગાંધીજીએ કૉન્ગ્રેસના મંડળમાં વિશાળતાની જરૂર સ્વીકારીને સહયોગી દેશભક્તો પણ કૉન્ગ્રેસનાં કેટલાંક કાર્યોમાં ભાગ લઈ શકે એવી ઠરાવમાં છૂટ રાખી હતી તે ઉપર વિષયવિચારિણી સભામાં ખૂબ ચર્ચા ચાલી. આ પ્રસંગે ગાંધીજીએ એક ખાનગી બેઠકમાં મહારાષ્ટ્રી નેતાઓ સાથે વાતચિત કરીને એકમત કર્યો હતો. એની હકીકત જાહેર કરી. મહારાષ્ટ્રે લોકમાન્ય ટિળક જેવા દઢ દેશભક્તોને હિન્દની સેવા માટે જન્મ આપ્યો હતો; અત્યારે પ્રજા કેદખાનાં સહન કરવા તત્પર થઈ ગઈ છે ,પરંતુ એથી વધીને છાતી ઉપર ગોળી ઝીલવાનો વખત આવે તો તે વખતે હિન્દુસ્થાનના સઘળા પ્રાન્તોમાં મહારાષ્ટ્ર જેવી દઢતા ભાગ્યે જ કોઈ બતાવી શકશે—એમ એ પ્રાન્તના લોકની અનર્ગળ પ્રશંસા કરીને એમના મત ખાતર કૉન્ગ્રેસના ઠરાવમાં વિશાળતા દાખલ કરવાની જરૂર છે એમ જણાવ્યું. અને આની સાથે વકીલાતનો ધન્ધો છોડી દેનાર દરેક અસહયોગી તે વકીલાત કરનાર દરેક

* સાધારણ રીતે આ સભાનું કાર્ય ખાનગી ગણાય છે, પણ ગાંધીજીનાં કાર્યમાં ખાનગી એવું કાંઇજ નથી અને સસ તો કરણદસ્તવત્ સૌને નજરે પડે એ જ સારૂં—તેમ જ, આની સઘળી હકીકત વર્તમાન પત્રોમાં બહાર આવી ગઈ છે અને કૉન્ગ્રેસના અધિવેશનમાં વળી એ પુનઃ ખુલી રીતે ચર્ચાઈ હતી—તેથી એ વિષે લખતાં હું સંકોચ રાખતો નથી.

દેશભક્ત કરતાં પોતાને ઉંચો સમજે છે એ મિથ્યાભિમાનનું પણ બહુ જોરથી ખંડન કર્યું. ગાંધીજીએ વિષયવિચારિણી સભામાં આપેલાં ભાષણોમાં આ સૌથી સુન્દર, અને મહારાષ્ટ્રી શબ્દ વાપરીએ તો ઘણું જ 'સુરેખ' હતું. ગાંધીજીના આ ઉદારભાવથી જીતાઈ, મહારાષ્ટ્રી ભાઇઓએ એક શબ્દ ઉચ્ચાર્યા વગર સઘળો ઠરાવ માની લીધો, અને પોતાના વિચારનું ઠરાવમાં પુરેપુરૂં પ્રતિબિમ્બ પડયું નહોતું તો પણ એમાં સમૌન સંમતિ આપી. પણ પૂર્વોક્ત ત્રીજા પક્ષે—એટલે કે હઝરત મોહાની અને એમની સાથે મળતા કેટલાક મુસલમાન ભાઇઓએ ગાંધીજીને થોડોક પરસેવો ઉતરાવ્યો. ઠરાવના ખરડામાં સ્વયંસેવક લેવાની પ્રતિજ્ઞામાં કર્મે અને વાણીમાં હું અહિંસક રહીશ અને મનમાં પણ અહિંસક રહેવાનો પ્રયત્ન કરીશ એવા શબ્દો હતા એમાં, સરકાર તરફથી લશ્કરી કાયદો લગાડી અસહ્ય જુલમ કરવામાં આવે તે વારે મનમાં હિંસાનો ભાવ આવ્યા વગર રહે નહિ અને તેથી પૂર્વોક્ત પ્રતિજ્ઞા કરવી મિથ્યા છે એમ એમણે આગ્રહ લીધો, અને એને પરિણામે મન ( thought ) ને બદલે ઇરાદો ( intent ) શબ્દ મૂકવામાં આવ્યો, તથા આરંભમાં '*હિન્દુસ્થાનની પરિસ્થિતિ જોતાં*' એવા શબ્દો ઉમેરાયા—તથાપિ એટલેથી સન્તોષ ન માનતાં એમણે અહિંસાના ભાવને પોતાના ઇરાદામાંથી પણ કાઢી નાંખવાની વાત સ્વીકારવા ના પાડી. પ્રમુખશ્રી હકીમજીએ ગાંધીજી પ્રત્યે વફાદારીપૂર્વક પણ ન્યાયની રીતે ઠરાવ્યું કે હઝરત મોહાનીનો સુધારો કૉન્ગ્રેસના મૂળ સિદ્ધાન્તસૂત્ર ( creed ) ની વિરુદ્ધ છે અને તેથી તે આ પ્રસંગે વિચારી શકાતો નથી પણ એ મૂળ સૂત્રમાં ફેરફાર કરવાની દરખાસ્ત લાવી શકાય છે. હઝરત મોહાની પૂર્ણ શાન્તિથી અને જરા પણ ગરમ થયા વગર પ્રત્યેક મુદ્દાને વળગી રહેતા હતા, અને એક તસુ જમીન પણ હઠાવ્યા વગર હઠતા નહોતા. એમણે મૂળ સૂત્રમાં બે શબ્દો બદલવાની દરખાસ્ત આણી. એક એ કે સ્વરાજ્ય મેળવવા માટે 'peaceful and legitimate' એવા શબ્દો છે તેને 'possible and proper' યાને શક્ય અને વાજબી એવા શબ્દો મૂકવા—તાત્પર્ય કે પ્રસંગ આવ્યે '*possible*' (શક્ય) માં હિંસાત્મક સાધનોનો પણ સમાવેશ થઈ શકે; અને બીજું, અત્યારે સ્વરાજ્ય બ્રિટિશ સામ્રાજ્યની અંદર પ્રાપ્ત કરવાનું કે બહાર એ વાત પ્રકટ થતી નથી તે માટે 'બ્રિટિશ સામ્રાજ્યની બહાર' એવા સ્પષ્ટ શબ્દો ઉમેરવા, કારણ કે બ્રિટિશ સામ્રાજ્યની અંદર સ્વરાજ્ય અશક્ય છે. ગાંધીજી આ ફેરફારની સામે દૃઢતાથી ઉભા રહ્યા, અને પરિણામે જીત્યા. પણ તેમાં એમની વિનીત વૃત્તિની અસર કરતાં એમના પ્રભાવનું બળ મને વધારે નજરે પડયું.

આ ઠરાવના પેટામાં એક મહત્ત્વનો ઠરાવ ગાંધીજીને 'Dictator' સ્થાપવા વિષેનો હતો. આમાં કેટલાકને પ્રતિનિધિઓની નિર્બળતા કે ગાંધીજીનો નૈતિક અધઃપાત કે હિન્દુસ્થાનનો સનાતન દોષ નજરે પડયા છે, અને ગાંધીજીના અને કૉન્ગ્રેસના પ્રતિપક્ષીઓએ એ કથવનો ખોટો લાભ પણ લીધો છે. પણ વસ્તુતઃ એ ઠરાવને બરાબર વાંચ્યા-વિચાર્યા વગર જ, અથવા જાણી બુઝીને નીતિના રસ્તા ખાતર જ, એ ટીકા થઈ છે. ગાંધીજી આ ઠરાવથી 'Dictator' યાને યથેષ્ટ આદેષ્ટા નહિ, પણ માત્ર 'sole executive authority' યાને સ્વતન્ત્ર કાર્યાધીશ નીમાયા છે, અને તે પણ ક્યારે ? અમુક પ્રસંગે જ. અને તે પણ કેવે પ્રસંગે ? સરકાર એક પછી એક

કૉન્ગ્રેસના નેતાઓને કારાગૃહમાં નાંખે અને કૉન્ગ્રેસના કાર્યવાહક મંડળના સભાસદોની સંખ્યા ઓછી થઇ જાય તેવે પ્રસંગે જ. અને તે પણ કેટલી નિયન્ત્રણાપૂર્વક? એ કૉન્ગ્રેસ કમિટિની બેઠકના વચલા ગાળામાં જ, અને તે એવા નિયમ સાથે કે એ સત્તાના ઉપયોગની હકીકત આવતી કૉન્ગ્રેસ કમિટિની બેઠક આગળ મૂકવી પડે જ. વળી 'Dictator' ને લડાઈ અને સુલેહ બંનેનો અધિકાર હોય, પણ ગાંધીજીને તો સુલેહનો અધિકાર નહિ જ! એ અધિકાર 'ઑલ ઇન્ડિયા કૉન્ગ્રેસ કમિટિને જ, અને એ કમિટિ પણ છેવટ તો 'સ્પેશ્યલ કૉન્ગ્રેસમાં' મંજૂરી મેળવે. આનું નામ "Dictatorship?"

આ ઉપરાંત એક નોંધવા જેવી હકીકત વિષયવિચારિણી સભાસમક્ષ પંડિતથી માલવીયાજીનું ભાષણ. પંડિતજીએ કૉન્ગ્રેસના મૂલસૂત્રમાં સહી કરી, અને પૂર્વના પ્રમુખ તરીકે આ સભામાં હાજર થયા. એક સુન્દર અને સ્પષ્ટ વાક્યાવલિમાં, એમણે—કલકત્તામાં વ્હાઈસરોય સાથે પ્રજાના અગ્રેસરોની થએલી મુલાકાત સંબન્ધી હકીકત કહી, સરકાર અને પ્રજાના પ્રતિનિધિઓનું એક સર્ભામંડળ ('Round Table Conference') માં મળવું હજી શક્ય હોઈ વર્તમાન મુશ્કેલીમાંથી એ માર્ગ કાઢી શકાશે, અને તે માટે બંને પક્ષ તરફથી યુદ્ધ બંધ થવું જોઇએ—સરકારે જે દંડનીતિ આદરી છે તે બંધ કરે, કારાગૃહમાં નાંખ્યા છે તેમને છોડી દે, અને પૂર્વોક્ત ઉભય પક્ષનું મંડળ બેસીને વિચાર કરે અને નિર્ણય કરે ત્યાં સુધી પ્રજાએ કાયદાનો 'સવિનય ભંગ' (Civil disobedience) મુલતવી રાખવો--એવી સલાહ આપી, પણ આ સભાના પ્રતિનિધિઓ શાન્ત સલાહ વિચારી શકે એવી મનોદશામાં નહોતા, અને વિશેષમાં, ઠરાવ એક વખત થઇ ચૂક્યો હતો એટલે એ ફેરવવાની તો વાતજ શી? કદાચ 'working committee' યાને કાર્યવાહક મંડળમાં એ ઠરાવ ઘડાતા પહેલાં પંડિતજી ગાંધીજીને મળી શક્યા હોત તો આ ઠરાવનું રૂપ કાંઇક જુદું થાત એમ આ લેખકને લાગે છે. પંડિતજીનો પ્રયાસ અત્યારે તો નિષ્ફળ ગયો. પણ પંડિતજી 'ફરી ફરીને વિઘ્નો આવતાં પણ કાર્યથી વિરમે' એવા સાધારણ કક્ષાના પુરૂષ નથી. આ પ્રયાસનું અનુસન્ધાન આપણે આગળ જોઇશું.

કૉન્ગ્રેસનું મુખ્ય અધિવેશન શરૂ થયું. જોડા વગર, વા દરવાજેથી જોડા કાઢી એ પ્રમતાને ખાદીની કોથળીમાં વીંટી લઇ, પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો મંડપમાં દાખલ થયા. સૌ ખાદીના શ્વેત બિછાના ઉપર શ્વેત ખાદીનાં વસ્ત્રથી વિભૂષિત ગાંધીજીના મૂર્તિમન્ત વિજય રૂપ--સ્વદેશી આસનની ઢબથી બેસી ગયા. પ્રમુખ વગેરે વિશેષ પ્રતિષ્ઠિત જનોને માટે ઉંચી ભૂમિ રચી હતી અને એની આસપાસ વ્યવસ્થા રાખવા માટે કેટલીક બ્હેનો સ્વયંસેવિકા બની હતી. આ કૉન્ગ્રેસની વિશિષ્ટતા જોઈ મન આનન્દ પામતું હતું. કાર્ય શરૂ કરતા પહેલાં સ્વદેશાભિમાન અને સ્વદેશભક્તિનાં સંગીતથી શ્રોતાજનને એકતાન કરવાની જૂના કૉન્ગ્રેસની રીત હજી ચાલે છે. તે પ્રમાણે સંગીત થયાં. આ સ્થળે એક ઉમેરો કરવાનું સૂઝે છે. સંગીત પછી--કાર્ય આરંભતા પહેલાં, કૉન્ગ્રેસના પૂર્વાચાર્યોનું નામસ્મરણ કરવામાં આવે તો કેવું? વેદાન્તના આચાર્યો પૂર્વાચાર્યની પરંપરાનું ભક્તિથી સ્મરણ કરીને પછીથી ઉપદેશ આરંભે છે, આપણા પ્રાચીન ઉપનિષદોમાં પણ એવા જ ભાવથી આચાર્યવંશ નોંધેલા છે, અને હરિકીર્તનમાં પણ ભક્તરાજની પરંપરાનું બહુ જોરથી નામસ્મરણ કરે

વાનો અને એમનો જય પોકારવાનો સંપ્રદાય છે. પણ વર્તમાન સમયમાં તો કૉન્ગ્રેસના ભૂતકાળ ઉપર 'સર્વં' શૂન્યં શૂન્યં 'સર્વં મિથ્યા મિથ્યા' એવા શબ્દો લખાઇ ગયા છે! આ વૃત્તિ નવીનોમાં એવી ફેલાએલી છે કે એક ભાઇ મને બહુ આનન્દથી કહેવા લાગ્યા કે પહેલાંની કૉન્ગ્રેસોમાં વર્ષ દરમિયાન મરણ પામેલા નેતાઓના 'શ્રાદ્ધ' થતાં એ સુભાગ્યે હવે બંધ થયાં!

અસ્તુ! કૉન્ગ્રેસ દોઢ દિવસ બેઠી. પ્રમુખ અજમલખાનજીનું ભાષણ સાધારણ જ હતું. 'હવે તો કાર્ય કરવાનો સમય છે, ભાષણ તો નથી'—એમ ડહાપણ ભર્યાં વચનો સાંભળીએ છીએ,' પણ હતો એમ બોલનારા જૂની કૉન્ગ્રેસની ઘણી રૂઢિઓનું મર્મ સમજતા જ નથી એમ કહેવામાં અવિનય નથી. પૂર્વે પ્રમુખના ભાષણનો ઉદ્દેશ વર્ષ દરમિયાન લોકમતનું સ્વરૂપ શું છે, અને અત્યારે કૉન્ગ્રેસ આગળ શું કર્તવ્ય ઉભું છે એનું અંગેઅંગ નિરૂપણ અને સૂચન કરવાનો હતો, અને તેજ પ્રમાણે બીજાં ભાષણો પ્રજા આગળ પડેલા કેટલાક મુખ્ય પ્રશ્નોના ઉત્તર એના અભ્યાસકો પાસે પ્રકાશ નંખાવવા માટે થતાં. આ સર્વમાં પ્રજામત પ્રકટ કરવા સાથે પ્રજામત કેળવવાનો હેતુ રહેતો, અને એ કાર્યની જરૂરિયાત પૂર્વે કરતાં અત્યારે બિલકુલ ઓછી નથી બલ્કે વધારે છે, છતાં ભૂતકાળને લોપી નાંખવાની વૃત્તિએ જૂની કૉન્ગ્રેસની રૂઢિને લોપી નાંખી છે. અત્યારે કૉન્ગ્રેસનું કામ એક ભજનમંડળીના કીર્તન જેવું થાય છે; શ્રોતાઓ અને વક્તાઓ જેટલું જ્ઞાન ઘેરથી લઇને આવે છે તેટલુંજ લઇને જાય છે, એમાં એક પણ કિરણ નવું ઉમેરાતું નથી. ગાંધીજીનું પોતાનું હૃદય જ્ઞાનથી ઉજ્જ્વલિત છે, પણ પ્રજા જ્ઞાનની—વ્યાખ્યાનની, ભજનની નહિ પણ વ્યાખ્યાનની—કીર્તનની નહિ પણ મનનની—હજી કેટલી જરૂર છે એનું એમને ધ્યાન જણાતું નથી. અત્યારે તો એ પોતે આગળ ચાલે છે, અને પ્રજા પાછળ જાય છે! પ્રજાની બુદ્ધિનો એમને પોતાને પણ લાભ મળતો નથી.

ઉગ્ર વક્તૃતા સાંભળવાને જેઓ આતુર છે,—વસ્તુ અને કાર્યની પૂરેપૂરી કદર કરતા છતાં જેઓ વક્તૃતાની દરકાર કરે છે—સાચા હૃદયનું ભજન પણ સુન્દર કે ભવ્ય સંગીતમાં થાય એમ જેઓ ઇચ્છે છે—તેઓને આ કૉન્ગ્રેસથી ઘણો અસન્તોષ ઉપજે એમ હતું. છતાં સર્વ અસન્તોષના ખાડાને પૂરી નાંખે એવું એક ગાંધીજીનું ભાષણ થયું. ભાષણ ખરેખર અલૌકિક હતું. ગાંધીજીનાં કોઈ કોઈ ભાષણો ક્રિકેટની પરિભાષામાં જેને 'લુસ બોલ' અને 'લુસ સ્ટ્રોક' કહે છે, તેવાં થાય છે, પણ આ ભાષણ તો હિન્દુસ્થાનના સમર્થમાં સમર્થ વક્તાઓનું સ્મરણ પણ વિસ્મરણ કરાવે એવું હતું. એમાં સુરેન્દ્રનાથનાં કળાભર્યાં વાક્યો નહોતાં, ફીરોઝશાહના ઉપહાસયુક્ત પ્રહાર નહોતા, રાનડેનું વિશાળ અને ગંભીર ચિન્તન નહોતું, બુદ્ધિને વશ કરી લે એવી ગોખલેની દલીલોની ધારા નહોતી, પણ ઉગ્ર તપશ્ચર્યા, અડગ નિશ્ચય, અને ઉદ્દામતાના અન્તરમાં રહેલો પરમ સંયમ, એમની આ વખતની આકૃતિમાં—નસેનસ અને શબ્દે શબ્દમાં—એવાં સ્ફુટ દેખાઈ આવતાં હતાં, કે એ સમયે સભા આગળ એક ભવ્ય ચિત્ર આલેખાઇ ગયું હતું, અને આખી સભા પણ ચિત્રાર્પિત થઈ ગઇ હતી. આવું દશ્ય—ભવ્ય દશ્ય થઈ ગયું હતું—મેં કદી જોયું સાંભર્યું નથી.

એ ભાષણનું ખરૂં સ્વરૂપ છાપેલા શબ્દો પ્રતિબિમ્બિત કરી શકતા નથી. મહાત્માજીને

હાથે 'પુનરવલોકન' પામેલી આવૃત્તિ યંગ ઇન્ડિયામાં છપાઈ છે એ પણ યથાર્થ નથી. દ્વેષ, ભય, સ્વાર્થ, શંકા યુક્તિ આદિ ક્ષુદ્ર અને લૌકિક ભાવોથી પર વિરાજતી શુદ્ધ આધ્યાત્મિક સ્વર્ગમાંથી વહેતી ચૈતન્ય ગંગાને શબ્દ કેમ ઝીલી શકે?—જો કે શબ્દ જરા પણ થરથરતા કે ઠોકરાતા નહોતા, પાછળથી ધસતા ચૈતન્યના પૂરેપૂરા વશંવદ હતા.

ભાષણના બે ભાગ હતા—એક અંગ્રેજી, અને બીજો હિન્દુસ્તાની (હિન્દી-ઉર્દુ?). અંગ્રેજી ભાગ નામદાર વ્હાઇસરૉયના કર્ણ માટે હતો, હિન્દુસ્તાની ભાગ પ્રજાને માટે, અને વિશેષતઃ બેલગામ મુસલમાનભાઇઓને માટે હતો. પહેલા ભાગમાં મહાત્માએ પ્રજાના આત્મમાનનું પૂર્ણ સંરક્ષણ કરી—બલ્કે એના પ્રકટન પૂર્વક—વ્હાઇસરૉયને સંભારાવી દીધું કે સરકાર પ્રજા સાથે સુલેહ કરવા ઇચ્છતી હોય તો સુલેહનાં દ્વાર ખુલ્લાં છે, બલ્કે (ગાંધીજી પોતે) શાન્તિપ્રિય હોઇ શાન્તિ ઇચ્છે છે, પણ તે એક જ શર્તે કે સરકાર ખરા હૃદયથી અને પશ્ચાત્તાપપૂર્વક તેમ કરવા તત્પર હોય તો જ; બીજું,—પ્રજા સ્વરાજ્ય મેળવશે જ, પણ તે અત્રસ્થ અંગ્રેજ રાજ્યકર્તાઓની કે બ્રિટિશ પાર્લામેન્ટની કૃપા ભીખીને નહિ, પરંતુ એમને એમનાં કૃત્યો માટે પશ્ચાત્તાપ કરાવી એમને નગમતે પણ એમના હાથમાંથી—કેવળ સ્વાત્મબળથી—એ પડાવશે, એ રાજ્યકર્તાઓને વિદિત હો!

બીજો ભાગ હિન્દુસ્તાનીમાં હોઇ પ્રેસ—રિપોર્ટરો એને ટુકાક્ષરીમાં ઝીલી શક્યા નહિ. એ ભાગમાં, અહિંસાનું નિયન્ત્રણ ફેંકી દઇ સ્વરાજ્ય મેળવવા દોડનાર મુસલમાનભાઇઓને ગાંધીજીએ બહુ દૃઢતાથી અને ઊંચે સાદે ચેતવણી આપી કે જ્યાં સુધી વિચારમાંથી પણ હિંસાનો ત્યાગ કરવામાં નહિ આવે ત્યાંસુધી સ્વરાજ્ય સિદ્ધ નહિ થાય: હિન્દુસ્થાનની એવી સ્થિતિ છે કે ત્યાં અનેક જાત અને ધર્મના લોક એકત્ર વસતા હોઈ એમને પરસ્પરમાં વિશ્વાસની જરૂર છે અને તે અહિંસાના સંપૂર્ણ સ્વીકાર વિના અશક્ય છે—હિન્દુઓ 'સોમનાથ ઉપરની ચઢાઈ' નહિ ભૂલે, અને મુસલમાનો હિન્દુઓ સામે વિરોધ અને શંકાની દૃષ્ટિએ જોશે, અને ખ્રિસ્તી પારસી યાહુદી વગેરે ન્હાની જાતો સ્વરક્ષણ માટે સરકારની મદદ શોધશે.

કૉન્ગ્રેસની બેઠકના અન્તભાગમાં હઝરત મોહાનીએ કૉન્ગ્રેસનું મૂળસૂત્ર બદલવા સંબન્ધી 'સુધારો' રજુ કર્યો. તે સામે ગાંધીજીએ ફરીથી ભાષણ કર્યું. એમાં ઘડીએ ઘડીએ મૂળસૂત્ર બદલવાની વૃત્તિ સામે અને અણમાપ્યાં પાણીમાં અવિચારી રીતે ધસવા સામે, અને સ્વતન્ત્રતાની મિથ્યા વાતો કરવા સામે દૃઢ વિચારો દર્શાવ્યા, અને એ રીતે સ્વયંસેવિકા બને એવી સત્યનિષ્ઠાથી અને દૂરદર્શિતાથી કૉન્ગ્રેસને સન્માર્ગે દોરી ખરેખર ફરતા પહેલાં સ્વદેશ ખડક ઉપર અથડાતી બચાવી.

-જૂના કોન્ગ્રેસની રીત.

સઝે છે. સંગીત પછી—પ્રથી નૌકાને બચાવી શકે, પણ ખડક નથી એમ તો તે કહી આવે તો કેવું? વેદાન્તના આર્ય એમાં બેશક હિન્દુસ્થાનની સામાન્ય બુદ્ધિનું શાણપણ. ઉપદેશ આરંભે છે, આપણા પ્રાર્વિશેષ અંશે ગાંધીજીનો પોતાનો પ્રભાવ કારણભૂત નથી. નોંધેલા છે, અને હરિકીર્તનમાં પણ મહાપુરુષ પોતાના પ્રભાવને અન્યાય કરે છે.

પ્રકૃતિને જીતનાર મહાત્મા સામાન્ય જગત્ પ્રકૃતિને કેટલું વશ છે એ જોઇએ તેવું કલ્પી શકતા નથી, કલ્પી શકે છે તો ધ્યાનમાં રાખી શકતા નથી. આથી સામાન્ય મનુષ્યોના અસહયોગના આચરણમાં ઘણે સ્થળે નરને બદલે વાનર ચીતરાઇ જતો આપણે જોઇએ છીએ. યુધિષ્ઠિર, બુદ્ધ, મહાવીર, અને ક્રાઇસ્ટ જેવા પ્રૌઢ મહાત્માઓ પોતાના જીવનથી જગતને આત્મસંયમનો ઉપદેશ આપી ગયા છે, છતાં જગતની નસેનસમાં એ ઉપદેશ વ્યાપ્યો નથી—તો એ ઉપદેશને એના પ્રધાનપદથી ઉતારી રાજકીય ઉદ્દેશના સાધનરૂપે જે એને વાપરે છે, તે એને કેમ સફળ કરી શકે? બહુ તો ગાંધીજીની આજ્ઞાને માન આપી ઘણા પુરુષો સરકાર સાથે લડત લડતાંની સાથે અહિંસક રહે છે, પણ એ અહિંસકતાએ પુરુષોના અન્તરમાં પ્રવેશ પામતી નથી, થોડી પ્રવેશ પામે છે તો તે સર્વ અંગમાં વ્યાપતી નથી—જેથી આજનો અહિંસક એ કાલે પ્રસંગાન્તર પ્રાપ્ત થતાં હિંસક બનવાનો પૂરેપૂરો ભય છે એ વાત ભૂલવી જોઇતી નથી.

કૉન્ગ્રેસની બેઠક પૂરી થઈ. એક માસ ઉપર વિષાદ અને નિરાશાના ગર્તમાં ડુબેલો દેશ પ્રભુની અલૌકિક ઘટનાથી હર્ષ અને ઉલ્લાસભર્યું નવજીવન પામ્યો. પણ હજી એ નવજીવન બાળકનું છે, વીર બાળકનું તો પણ બાળકનું છે—એટલું સ્મરણમાં રાખી; વીરતાથી તોપણ ધીરતાથી કામ લેવામાં આવશે તો જ કલ્યાણ છેઃ

"રણ તો ધીરાનું વીરાનું,
ન ઉતાવળા, કાયરનું—"

એ નર્મદનું વચન સત્યને પર્ણ રૂપમાં પ્રતિપાદન કરે છે.

# પુસ્તકોની પહોંચ.

| પુસ્તકનું નામ. | કીંમત. | પ્રકાશક |
|---|---|---|
| ૧ પ્લેટો કૃત ફેડ્રસ— | ૧-૪-૦ | રા. રા. મણિશંકર રત્નજી ભટ બી. એ. |
| ૨ રણજીતકૃતિસંગ્રહ— સાહેબરામ આદિત્યાની સંગ્રહ— | ૨-૪-૦ | રા. રા. સ્વ. રણજીતરામ વાવાભાઈ બી. એ. |
| ૩ બાલમિત્ર માસીક— | ૪-૦-૦ | ચરોત્તર એજ્યુકેસન સોસાઇટી. |
| ૪ શ્રીમાળી ( વાણીઆ ) ઓના જ્ઞાતિભેદ— | | રા. રા. મોદી ચીમનલાલ ખુશાલચંદ. |
| ૫ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ— | | રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી. |
| ૬ યુરોપ અમેરિકાનો પ્રવાસ— | ૦-૮-૦ | રા. રા. સાકરલાલ ડાહ્યાભાઈ વકીલ. |
| ૭ એકસો પાંતરીસ આંકની ચોપડી— | ૧-૮-૦ | રા. રા. શા. તીલકચંદ તારાચંદ વૈદ્ય. |
| ૮ સિદ્ધાર્થ સંન્યાસ— | ૧-૮-૦ | રા. રા. જગન્નાથ હરીનારાયણ ઓઝા. |
| ૯-૧૦ સ્વામી વિવેકાનંદ ભા. ૮-૯ | ૩-૦-૦ | રા. રા. સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય. |
| ૧૧ રાષ્ટ્ર ગીત. | ૦-૮-૦ | રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞીક. બી. એ. એલ એલ. બી. |
| ૧૨ મહાત્મા ગાંધીના પત્રો— | ૦-૬-૦ | કાર્યાલય—અમદાવાદ. |
| ૧૩ અમદાવાદનો જીવનવિકાસ— | ૨-૮-૦ | રા. રા. શંકરરાય અમૃતરાય. |
| ૧૪ પનાદમ પૌરવ યાને ભારતનું ગૌરવ— | ૧-૪- | પ્રો. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. |
| ૧૫ हिन्दीप्रबोध भाग पहेला— | | રા. રા. પ્રેમાનન્દ છોટાલાલ શાહ. બી. એ. |

# वसन्त.



## વર્ષ ૨૦ મું.



## સંવત્ ૧૯૭૭–૭૮.

### અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. | લેખક. |
|---|---|---|
| અમેરીકા અને હિન્દમાં મજૂરો. | પૃ. ૪૫૫ | રા. રા. "પ્રતાપ." |
| અમરનાથનું રૂદન. | પૃ. ૨૪,૨૫ | રા. રા. "પ્રેરિત." બી. એ. |
| "અઘોરી." | પૃ. ૮૧ | રા. રા. મૃદંગ." |
| અમરફુલ. | પૃ. ૯૭ | રા. રા. "ભક્તિ." |
| અમેરીકાના પ્રેસીડન્ટ ડૉ. વિલ્સન | પૃ. ૧૫૩ | રા. રા. વાસુદેવ રામચંદ્ર સેલત. |
| અસહકાર અને આત્મશુદ્ધિ. | પૃ. ૧૬૨ | રા. બ. રમણભાઈ મહીપતરામ બી. એ. એલ્ એલ. બી. |
| અંત્યજો સમ્બન્ધે પ્રશ્નોત્તર. | પૃ. ૨૦૭,૩૮૮ | (રા. રા. ગિરજાશંકર ભગવાનજી.) |
| અમૃતત્ત્વ વિશે કેટલુંક ચિન્તન. | પૃ. ૨૬૧ | (રા. રા. રતિલાલ મોહનલાલ ત્રિવેદી બી. એ.) |
| અધ્યાપન મંદિરો તથા અધ્યાપકો. | પૃ. ૨૧૨,૩૭૨ | (રા. રા. હરિશંકર દુર્લભજી ત્રિવેદી.) |
| અહિંસા એટલે શું. | પૃ. ૪૪૬ | (રા. રા. "મુકુટ.") |
| આધુનિક કેળવણીનો આદર્શ. | પૃ. ૧૮૯ | (રા. રા. માવજી દામજી શાહ.) |
| એલ્ફિન્સ્ટન કૉલેજ ગુજરાતી મંડળની સ્થાપના સમયે મંગળ ભાષણ. | પૃ. ૧ | (રા. રા. નરસિંહરાવ ભોળાનાથ બી. એ. સી. એસ.) |
| "એક ડોસો." | પૃ. ૧૩ | (રા. રા. નાથુભાઈ દયાળજી પટેલ. બી. એ.) |
| ઇતિહાસ અને રાજ્યનીતિ. | પૃ. ૭૧ | (રા. રા. વાસુદેવ રામચંદ્ર સેલત.) |
| ઇતિહાસના શિક્ષણમાં એક આ- | | |

" વાદળાં ! વરસો કે વીખરાઓ." પૃ. ૧૨૧ (રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા એમ. એ. એલ એલ. બી.)
" વ્હાલાઓ હો ! મનનાં મેલાં ના થશો. " પૃ. ૨૯૯ (રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા. એમ. એ. એલ. એલ. બી.)
વિદ્યાર્થી અને રાજનીતિ. પૃ. ૨૮૯ (રા. રા. માવજી દામજી શાહ.)
વિશાળતાની જરૂર પૃ. ૧૦૩ (રા. રા. " હિન્દ હિતચિન્તક. ")
વિષતલીલા. ૯૧,૨૦
પૃ. ૧૭૫,૨૫૫,૪૦૧ (રા. રા. " જીનમાલ. ")
વૈદકાલીન તત્ત્વદર્શનની રૂપરેખા.
પૃ. ૨૮૧,૩૫૩,૩૫૫ (રા. રા. નર્મદાશંકર વદેશંકર મ્હેતા.બી.એ.)
" સમુદ્રને કિનારે. " પૃ. ૨૦૦ (રા. રા. " વિવિત્સુક.")
સરિતા સૌંદર્ય. પૃ. ૩૫૩ (રા. રા. શ્રીમતલાઈ ભોગીલાલ પટેલ.)
સમ્રાટ ખારવેલ. પૃ. ૩૦૦ (રા. રા. " કમળ. "
" સાકીને. " પૃ. ૩૧૮ (રા. રા. " બિસ્મિલ. " બી. એ.)
સંગીત. પૃ. ૪૭ (રા. રા. ડાહ્યાભાઈ હરગોવિંદ જાની.)
" સ્હેશે સ્હેનારૂં. " પૃ. ૨૦૦ (રા. રા. " સ્નેહ્ય " બી. એ.
શક્તિ અને ત્હેના રૂપાન્તરો. પૃ. ૪૨૫ (પ્રોફેસર રા. રા. વિશ્વમિત્ર ભીમરાવ દીવેટીયા. એમ. એ.
શા માટે ? પૃ. ૧૩૪ (રા. રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.
શાસ્ત્રાર્થ. પૃ. ૨૪૪ (રા. રા. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ એલ. એલ. બી.)
શિક્ષક. પૃ. ૩૮૩ (રા. રા. હરિશંકર દુર્લભજી ત્રિવેદી.)
શું કર્યું ? પૃ. ૧૯૧ (રા. રા. " મૃદંગ. ")
હિન્દનો રૂપીઓ. પૃ. ૯૩ (વસન્ત-ઑફિસ.)
" હીડોળો. " પૃ. ૨૪૨ વ્યાખ્યાન.
હિમાલયનો પ્રવાસ.
પૃ ૩૦૫,૩૫૧,૪૧૧,૪૬૨ (રા. રા. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર.)